
તંદુરસ્તી
દીપોત્સવી અંક
સપ્ટેબરથી નવા ગ્રાહક થનારને
પણ નવેબર માસના દિવાળી
અંક ભેટ મળશે.
તૈયાર થઈ રહ્યો છે
વાર્ષિક ગ્રાહકને
દિવાળી અંક ભેટ
મળે છે
લવાજમ વાર્ષિક રૂ ૫/૫૦ વિદેશમા
શિ ૧૨. લવાજમ મોકલવાનુ સ્થળ :-
તંદુરસ્તી કાર્યાલય : ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિ૦,
૬૪, ગાંધીરોડ ફેર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧.

અંક ૭ : ઑક્ટો૦ '૬૧
સળંગ અંક ૩૭૯

સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૨
'નવરચના' : વર્ષ ૨૬
સાહિત્ય પ્રેમનું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા

દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

' ઊર્મિ–નવરચના '

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર



## ज्ञ . . . . . . . . संकल्पनुं आचरण

માણસની સચ્ચાઈ, નિખાલસતા, નિર્ભયતા અને ખેલદિલી તેને મહાન બનાવવામાં ઠીક, ઠીક મહત્ત્વનો ભાગ ભજવે છે. મહાન માનવો ઉપર મહત્તા ઠોકી બેસાડવામા આવતી નથી, મહત્તા તેમને શોધી કાઢે છે. એટલે જ આ સદીની શરૂઆતમાં મહત્તાએ ગાંધીજીને શોધી કાઢ્યા. ગાંધીજી તેમની મહત્તા ક્યારેય ગાતા નહોતા. પોતાની જાતને મહાત્મા કહેવડાવવાનું પણ પોતે નહોતા ઈચ્છતા. અને છતાં—કદાચ એટલે જ એ મહાત્મા હતા. મહત્તાનું અભિમાન જેને આવે તે મહાન શાના કહેવાય ?

ગાંધીજી આજે નથી. એમની જન્મતિથિ આપણે ઉજવીએ છીએ. તે એટલા માટે કે તેમનાં કાર્યોને, તેમના જીવનને, તેમના આચાર-વિચારને, તેમના અનુભવોને, તેમના પ્રયોગોને આપણે ફરી ફરી યાદ કરીએ.

પણ આજે તો આપણા ઉચ્ચ પદને દીપાવેતા માણસથી માંડીને છેક અદનામાં અદના માનવીમાં પણ દંભ પેસી ગયો છે. ગાંધીજીનું નામ વટાવવાનું જાણે બધાં જ શીખી ગયાં છે, તેમના જીવનને આચરણમાં મૂકનાર કોઈ દેખાતું જ નથી. જેને પગલે પગલે આપણે જીવનને દોરી જતા એનું અનુકરણ તો દૂર રહ્યું, અનુસરણ પણ આટલું જલદી આપણે ત્યજી દઈને કઈ માનવતા તરફ પ્રયાણ કરીશું ? એ મહામાનવે આપણને સત્યનો, માનવતાનો, ન્યાયનો અને સદાચારનો માર્ગ બતાવ્યો. એ બધું આટલી સહજતાથી આપણે વિસારે પાડી દઈશું ?

ગાંધીજયંતી દર વરસે આવે છે. આ વરસે પણ આવી છે. એ દિન આપણા શુભ સંકલ્પનો દિવસ છે. બેસતા વરસે, આપણા પોતાના જન્મ દિવસે કે આપણા ઈષ્ટદેવના જન્મદિને આપણે શુભ સંકલ્પો કરીએ છીએ. એવો એકાદ શુભ સંકલ્પ આપણે આચરણમાં મૂકવાનું દરેક ગાંધીજયંતીએ વિચારીએ તો ?

સંકલ્પ કરવો અને કરેલા સંકલ્પ પ્રમાણે આચરણ કરવું એ બે વચ્ચે મહાન તફાવત છે, એટલે જ સંકલ્પ કરવા કરતાંય તેનું આચરણ કરવામાં જ સાચી મહત્તા છે. એ મહત્તા આપણે મહાપુરુષો પાસેથી શીખતા આવ્યા છીએ. ગાંધીજી પણ એવા જ મહાન-માનવ હતા જેમણે આપણને ઘણું શીખવ્યું છે. આપણે તે ભૂલીએ નહિ.

✯

'પ્રવાત'

## સાચની દિશા

એ ભવ્ય એકાન્ત અબોલ આરે
મળ્યાં, વિખૂટ્યાં, ફરીથી મળેલાં
આવ્યાં, ગયાં, જીવન સર્વ સારે
એ સર્વ જોવા સદા હજેલાં.
ત્યાં આત્મઐક્યે અતૂટતામાં
જોડ્યાં હતાં દિલને ઉભયે અભૂલ,
એમાં ભરેલાં ન અખૂટતામાં
દેખાય એકેક હતાં અમૂલ.
એ માનવોનાં પરખે મનોને
જીવિતની કલ્પન સર્વ જુદી
એવી હતી ના ગમતી જનોને
વિભિન્ન કિન્તુ પળતી 'તી કૂદી.
એ દિલ ભોળાં પણ કાળ સાથે
જાતાં ઘસાઈ સફરે ધપેલાં
માનવ્યની કલ્પન નિજ હાથે
ખોઈ ગયાં જીવનથી જપેલાં.
માર્યા ગયાં જીવન સાવ ત્યારે
દીઠાં જનાનાં અળખામણાંઓ
માણ્યા કર્યું જીવિત ફક્ત જ્યારે
પીંખે જનો એમને ના મણાઓ.
ત્યાં દિલ ભોળાં જળતાં વિયોગે
અકેક જુદાં, મળતાં ન ક્યારે,
એવી ભરેલી સઘળી વિયોગે
જીવ્યે જતાં જિંદગી સર્વ ત્યારે.
ત્યાંથી ઘણા જીવ અસહ્ય ઘાવો
સહ્યા કર્યા સર્વ અબોલતામાં;
એ ઘાવ ઊંડા તણી સર્વ રાવો
ક્યારે કરે ના નિજ બોલતામાં.
એવાં હતાં દિલ પરસ્પરોમાં
ડૂબેલ અન્યોન્યની કાજ એને
હંમેશ ઝંખે ઉર પામરોમાં
એ દિવ્યની જ્યોત ઝગે જ જેને.
એ આત્મશું આત્મ ભળેલ એવા
એ દિલમાંની જળતી પ્રવેદન
રહેતી જળન્તી નવસ્વાદ લેવા
ઇચ્છેલ કિન્તુ ખમતા સુવેદન.
ઊઠેલ એવી સઘળી મનીષા
કૈં કૈં કરી પૂર્ણ રહી અપૂર્ણ
લાધી ત્યહીં સાચની સર્વ દિશા
એવી ઉરો ભેળવતાં પ્રપૂર્ણ.

★

જેઠાલાલ ત્રિવેદી

## બે મુક્તકો

બે ન્મ

ફેંક્યો સન્મુખ દ્વારમા ફેંટ કરી,
હૈયું ફૂટ્યું ફૂટતાં,
છાતી ચૂર્ણવિચૂર્ણ આ બની,
હવે જીવી શકું કેમ હું ?
'શું ફેંક્યો સખી, બોમ્બ દ્વાર પર
કો દુષ્ટે કહે ?' 'ના સખી,
આવ્યો આજ નકારમાં પ્રણયનો
જે પત્ર તે ફૂટતાં.'

આભાર ?

સ્વાતિ તણી વદતી વાદળી : 'માછલીઓ !
આ બુંદ મોંઘું દઉં તે ઉપકાર મારો'
એ સાંભળી વદત મીન : 'તું માન મારો
આભાર કે હું,
જલકણ 'દધિમાં ક્ષાર થાતાં બચાવું.'

★



'મિત્રા'

## કરૂપતા*

કરૂપતા હા !
અરૂપતા એ મુખની ભલે,
પણ શું ભાવ નહીં હૈયે હશે
કે તરછોડતા અમને બધા સદા ?
ગંદાં શરીરો !
મહીં રહેલ એક જ આત્મા
વસતો જે સહુ માનવોમાં
દેતો ચાહીને જીવવાની તમન્ના.
વિભિન્નતા ત્યાં !
દૂર ભાગતાં હતાં બધાં,
હૈયું અમારૂં પ્રેમથી છલકાતું છતાં !
હા ! દેહ અમારાં અરૂપ ! સડેલાં !

★

દેવજી રા. મોઢા

## કેમ લાગ્યાં ?

વરસાદ બંધ પડ્યો, અને
માળામહીં ગોંધાયલાં
નીકળી પડ્યાં
કૈં પંખીઓ આકાશ કેરી સહેલ પર !
બેઠો હતો હું ઘર મહીં
બારી કને,
ત્યાં ન્યાળિયાં બે પંખીને મેં
સામસામાં ઊડતાં
ને પૂછતાં :
કાં, કેમ લાગ્યાં આજનાં વરસાદ–પાણી ?

★

*રક્તપીત્તિયાંને જોઇને લખાયેલ.

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## પે'લો પ્રેમ

પે'લો પ્રેમ,
દેવ, તમારા દેશથી આવ્યો રે'વા કુશળ ક્ષેમ.
પે'લો પ્રેમ.
પંથ કયો લે કઈ ગતિએ
આવ્યો તે ના જાણું,
ભાન રહ્યું તેનુંયે ના કે
કેમ જમાવ્યું થાણું,
રાચ્યો એ સોનું શોધક જ્યમ હરખે મળતાં હેમ.
પે'લો પ્રેમ.
જાણે શું એ આવી પાછળ
કોમળ એની કાન્તા,
તંબુ નાખી દૂર દૂર એ
શોધે એની શાન્તા,
રોમાંચિત થઈ રહ્યું નિહાળી અણુનમ એની નેમ.
પે'લો પ્રેમ.
લાંબી શોધે મળી, મળ્યાં શાં
ગાવા નીરવ ગાણું !
ગૌરવથી ગોરંભાતો હું
બેલો એના માણું,
દેવ, તમારાં સ્વજનો બંને, રાખો યોગે ક્ષેમ.
પે'લો પ્રેમ.

★

રતિલાલ–અનિલ

## સાકીને

તારી શરબતની પ્યાલીઓ સાકી !
માત્ર થોડાંને મસ્ત રાખે છે;
હોઠ પર જીભ ફેરવી લઈને
કૈંક તરસ્યાં શરાબ ચાખે છે !

★





'રાજહંસ'

# સમયના શોર-ગોર

## आत्मैव रिपुरात्मनः

આ ધરતી ઉપર નવો દુશ્મન ઉત્પન્ન થઈ ચૂક્યો છે.

રશિયા ભલે અમેરિકાને દુશ્મન ગણે, અને અમેરિકા ભલે રશિયાને હરીફ માને. બીજા દેશો મનથી કે કમનથી ભલે એમનો પક્ષ લે, હૂંફ મેળવે, ધમકીઓ આપે કે પછી ખસી જઈને જોખમો ટાળવા મથે. જેમને દુશ્મનો ખોળવા નથી તેમને તો શું જડવાના હતા, પણ, જેમને એમની સામે સજાગ રહેવું છે ને તૈયારીઓ કરવી છે એમને દેખીતા દુશ્મનો સામે ગફલતમાં રહ્યે કેમ ચાલશે. એમણે જોવું જોઈશે કે એક નવો દુશ્મન આપણી વચ્ચે આવી વસ્યો છે. એ સહુ દેશે અને સર્વ જાતિએ છે, એનો વેલો ઝડપથી વધતો જાય છે. ને એનું બળ ભલભલાને લાચાર કરી મૂકે એવું છે.

આ નવા દુશ્મનને કોઈએ શસ્ત્રો આપ્યાં નથી. એની કને શક્તિ તો છે જ નહિ. પણ એની નિર્બળતા એ જ ભયજનક બાબત થઈ પડી છે. જે બાળકનો ઉછેર અતિલાડમાં થયો છે કે જેમની ગળથૂથીમાં અસંતોષ ભળ્યો છે, એ યુવાનીમાં સ્વચ્છંદી, બેફિકરો, ને એદી બની જાય છે. એ કોઈની લગામ કબૂલ કરતો નથી—વડીલોનીયે નહિ, નીતિનીયે નહિ, અને ધર્મના આદેશોની પણ નહિ. એને પોતાના ભાવિનીય ફિકર રહી નથી, તૈયારીની માથાકૂટમાં પડવાનું તો એને ગમે જ શું! લાંબા વાળના અસ્તવ્યસ્ત ગુચ્છા કપાળ ઉપર ફેંકીને એ ફરે છે ત્યારે જાણે એણે કશુંક ભારે ગુમાવ્યું હોય એમ જણાય છે, કે પછી મેળવવાનું તે મળ્યું નથી. આ ઉણપ ને આ આછકલાપણું બાળકની જેમ એ મોટપણે પણ સાચવી રાખે છે. જિંદગી પર કોઈ નિયંત્રણો આવે એ એને મંજૂર નથી.

એ મિજાજી ને ઉછાંછળો તો બને છે જ, પણ એણે દુનિયા આખી સામે ફરિયાદ માંડી છે. જે મહેનત કરે છે, રળે છે, બચાવે છે, જે નિયમો જાળવે છે, સુરુચિ કેળવે છે, જે વ્યવસ્થા લાવે છે, જે નવાં સંશોધનો કરે છે ને સર્જે પણ છે, જે આ દુનિયાની આવતી કાલનું અને આપણાં સંતાનોનું હિત ચિંતવે છે એવા સહુની સામે એ થયો છે. ને એણે એવાઓની ભેરુબંધી કરી છે જે કોઈનો બોલ સાંભળવા તૈયાર નથી, સાંખે તો શેના! નિર્બળોની પણ જમાત એકઠી થવા માંડી છે—બબડાટ કરનાર, અદેખા, પડાવી લેવાની તક શોધતા, અને એકંદરે જે મૂલ્યોની પ્રતિષ્ઠા ઘણા ચિંતને, અથાગ મહેનતે અને અનેક કુરબાનીઓ વડે થઈ શકી છે, તેને તોડીફોડી ભંગાર કરવામાં એમને લિજ્જત આવે છે. એમણે બળવો શરૂ કર્યો છે માનવજાત સામે, ને એને ક્રાંતિ તરીકે બિરદાવી જશ લેવા મથે છે.

આ દુશ્મન ઘરઘરનો છે, એની સંખ્યા ઉપર કોઈ પ્રતિબંધ આવી શકે એમ નથી. આપણી પથારીમાં આવીને આપણને જ હડસેલી મૂકવા એ મથે છે. ઘરનો છે એટલે એને કોઈ જાકારો દેતું નથી, એની સામે મોરચો માંડતું નથી. એને પંપાળીને, ઝાંસીને, એની કનડગત ભૂલી જઈને, એની કૃતઘ્નતા બરદાસ કરી લઈને પાળવો-પોષવો રહે છે. ઠેરઠેર એ ભટકાય છે, અને એની સાથેનો ઝઘડો આપણે ટાળતા જઈએ છીએ.





### નિયંત્રણો છોડીને નાઠેલા માનવી

આપણે માનવીને સમાન ગણી બિરદાવ્યો છે, ને પછાતમાં પછાત હોય તેના અધિકાર માન્ય રાખ્યા છે. જેમ એની દશા કંગાલ તેમ એના અધિકાર ઊંચે ચઢે છે. દયા નહિ પણ હક સોંપીને એને સમાન સ્થાપીએ છીએ. જન્મથી માનવ થયેલાની આળપંપાળ કરવાની એક ફરજ આપણે ઊભી કરી દીધી છે.

એ ભાવને એક અણમોલ તક તરીકે ઝડપી લેનાર આ બિનજવાબદાર માનવ 'લાવો, લાવો' કહેતાં જંપવાનો નથી. મળતું હશે તોયે છીનવીને જ એ જંપ કરશે. સંપ તો એને ચારેગમથી મળી રહેવાનો, જેમની કને જીવન કાજે જે જે જોઈએ તેની છત નથી—ભણતરની, રોજીની, વ્યવસ્થાની, આદર્શની કે નિયમોની—તેમની જ આ વાત નથી. પણ હોવા છતાં જેમને એ જોવી નથી, મેળવવી નથી, એમને વશ થવું નથી એવા નિરુદ્યમીઓની આ કહાણી છે. માનવીનું સમાનત્વ એમને વટાવી ખાવું છે.

એમણે સજ્જનોનીયે નિર્બળતા પારખી લીધી છે કે આ લોક ઝઘડાના કાયર છે, સ્થિરતાના લોભી છે, ક્રાંતિથી ડરનારા છે. એટલે એવા સહુને એ ધમકાવીને કામ કઢાવી લે છે. રખડેલ, ઉડાઉ, ટંટાખોર આપણી શેરીના નાકે, ફૂટપાથો રોકીને, સિનેમાના નશામાં, તોર ને ટીખળ કરતા એ ટોળે મળે છે. એમને જોઈને લાગે છે કે સહુને પાછા પ્રાકૃત અવસ્થામાં ધસડીને ખેંચી જનાર તરીકે જ તેઓ માનવ જન્મ પામ્યા છે. પણ એમનો અંત ક્યાં ?

યુદ્ધનો યજ્ઞ પ્રગટે અને એમાં આ સહુની આહુતિ અપાય તો જ માનવજાતનો છૂટકારો છે.

### યુધ્ધનોય ભય ના હોય

આપણે દરેક પ્રકારના યજ્ઞની નિંદા લઈ બેઠા છીએ. દ્રવ્યયજ્ઞો તો શોભાના છે, પણ એના ઝાકઝમાળે બીજા યજ્ઞોને પાછળ નાંખી દીધા છે. હોળીનો યજ્ઞ પ્રગટાવી જેમ જીવજંતુઓને હોમવાનું રાખ્યું છે એમ યુદ્ધયજ્ઞમાં આ માથે પડેલાઓનું નિકંદન કાઢવા જેવું છે. જેમને સંસ્કૃતિના વારસદાર નથી જ થવું તેમને ઉછેરીને સન્માનીને, ફટવીને, કે એમની સામે લાચાર બનીને કશો સાર નીકળવાનો નથી.

શાથી આપણે યુદ્ધની આટલી ભડક રાખતા થયા છીએ! શસ્ત્રો તો સદાય ભયંકર રહ્યાં છે, જમાને જમાને એ ભયંકરતા વધતી ગઈ છે. અણુશસ્ત્રોનો ઉપયોગ થાય ત્યારે માનવહસ્તી મટી જશે એવો ભય સામે ખડો થયો છે ખરો, પણ એ સાચો જ પડવાનો હોય તો યે એનાથી ડરવાનું કે ભાગવાનું શું કારણ? આ સૃષ્ટિમાં જન્મ અને વિકાસને જેમ સ્થાન છે તેમ સંહાર અને મૃત્યુને પણ છે. જે એકનાં દેવ છે તે જ બીજાના છે, મૃત્યુ કે સંહારનો દોષ દેવા કોઈ બીજાને ખેંચી લવાય એમ છે જ નહિ. આ સંહારમાંથી સર્જન ઉદ્‌ભવે એ પણ કુદરતનો જ નિયમ છે, આહૂતિઓ તો આપવી જ પડે છે. આ બલિદાન જ્યારે કોઈ પરમ સત્યને સ્થાપવાનું હોય ત્યારે આપણું જે કાંઈ ઇષ્ટ ને શ્રેષ્ઠ હોય તે હોમાય, ને જ્યારે સ્થિરતા મેળવવાની હોય કે જુસ્સાનો અગ્નિ પ્રદીપ્ત રાખવાનો હોય ત્યારે જેનું પ્રમાણ વિપુલ હોય તે જ ઝીંકવું પડે છે. જમીનના ખાતરમાં કચરો જ ખપ લાગે, કુદરત પણ અસંખ્ય જંતુઓ પેદા કરી એમનું ખાતર જમીનને સોંપે. મુએલાં ઢોર જમીનને ખપે, ને મોટાં અરણ્યો પણ માટીમાં મળી જાય. જીવનચક્રની આ એક ભવ્ય ગાથા છે. ને યુદ્ધની લીલા પણ એ ચક્રનો જ એક આરો છે.

ઠીક છે, આપણે નવનિર્માણ કરવું છે. સદીઓની ગુલામીમાંથી હમણાં જ છૂટયા છીએ. ઘણા લાંબા સમયે આપણાં ચિંતનને કસી જોવાની તક આવી છે. ત્યારે આપણે હોડે હોડે યુધ્ધે ના ચઢીએ એ સ્વાભાવિક ગણાય. પણ જેમને માથે મોતના ત્રંબાળુ ગાજે છે એ તો લડીને જ રહેવાના, નિમિત્ત, ભલે ગમે તે બને.

એ યુદ્ધમાં આપણે જો નાબૂદ થઈ જઈશું તો અત્યારથી રડવાનું કારણ નથી. પછી રડનારું તો કોઈ નહિ હોય ને અનાથ પણ કોણ હશે! પણ ઈશ્વરની

સત્તામાં વિશ્વાસ હોય તો આવું કૈં બને કે ના બને એની ચિંતા કરવાને બદલે એણે જે ધાર્યું હશે તે યોગ્ય જ હશે એમ મન વાળવું સારું.

### યુદ્ધ એ પણ ઉત્ક્રાંતિની લીલા છે

આ ધરતી ઉપર એને નવો વિશ્વમાનવ લાવવો જ હશે તો એ ઝૂંઝાપટ કરી ખંખેરશે તો ખરો. અને આપણી પાસે જેટલી દૈવી સંપત્તિ છે તે કરતાં ઘણી વધારેના આપણે વારસદાર છીએ એ વાત હવે સ્વીકારવી જોઈએ. સંપત્તિના માર્ગમાં જે અંતરાયો હશે તે દૂર થવા જોઈશે. એક મોટું બુલડોઝર તોતીંગ વૃક્ષોને જમીનદોસ્ત કરતું સપાટ મેદાન બનાવતું ચાલ્યું આવે એમ માનવ ખેડાણ કાજે યુદ્ધની એક ભીષણ લીલા મચી રહે તો એનો વસેપાત શો! પશ્ચિમના ઇતિહાસકારો માને છે કે ઇતિહાસમાં ઉત્તરોત્તર પ્રગતિનો કોઈ નિયમ નથી, જે ગયું તે ગયું, એની ભસ્મ વિસર્જન થઈ પણ છેક એવું નથી. નવી ઇમારતો એ જૂનાંના સમૃદ્ધ, રમણીય, ને બહુલક્ષી રૂપાંતરો છે. આ જગતમાં પ્રગટ પામેલું તેજ અહીં ભલે આથમી જાય. એ ક્યારેય નાશ પામતું નથી. એ ફરી પ્રગટે જ છે. વિશેષ પ્રકાશ લઈને, મનોહર રૂપ ધરીને, માનવીના ચિત્તને ભાળે એ રીતે એ એનો કાળ ચમકી રહે છે, ને પછી ધૂમકેતુ માફક કાળના અનંતમાં સરકી જાય છે. આ તેજો પ્રસવે તે કાજે સંહારની લીલા યોજાઈ છે. એનો ક્યારેક અંત તો આવશે, પણ એ પહેલાં પ્રલયંકર રૂદ્રનું તાંડવ પૃથ્વી પર મચી રહેવું જોઈશે.

યુદ્ધના અંતથી માનવીની દૈવી સંપત્તિ દશ ધારાએ ફૂટી નીકળવાની. ત્યારે આ કલેવરો—હાથપગ ને માથાં ખરાં, પણ આ આકાંક્ષાઓ ને ઊર્મિઓ, આ શક્તિઓ, આ ઉપાસના બધું પલટાયું હશે. યુદ્ધનો અંત એ આપણો તાકીદનો આદર્શ નથી, જરા છેટેનો છે, તત્કાલ પુરતો અધૂરો છે, નવેસરથી મંડાણ કરવાનું સૂઝે તો યે આપણે એમ કરવા હાલ સ્વેચ્છા બતાવતા નથી, નારાજ છીએ, લાચાર પણ છીએ અને નવી માંડણી વિના નવું વિશ્વ ને નવાં માનવી સંભવતાં નથી. तस्मात् युध्यस्व विगतज्वर ।

### વિશ્વનું નવાં યૌવન રૂંધાયું—

જવાહરલાલ નેહરુ બેલગ્રેડથી મોસ્કો સુધી વિષ્ટિના પ્રવાસે જઈ આવ્યા. એમણે જે કહ્યું સાંભળ્યું હશે તે તો શેનું બહાર આવે, બહાર તો બન્ને પક્ષે કરેલા અણુધડાકા જ રહ્યા!

બેલગ્રેડની પરિષદમાં નવી આઝાદી મેળવેલા મુલકોના પ્રતિનિધિઓ આગળ એ પીઢ કરતાં યુદ્ધથી ભયભીત વધારે દેખાયા. નેહરુની વાણીમાં ગણતરી આવી ને આદર્શ ખરયો, વૃદ્ધત્વ આવ્યું ને યૌવન ખસ્યું. જે નિડર દર્શનની નવ રાષ્ટ્રોને ઝંખના હતી તે ના આપ્યું, ના લેવા દીધું; ને યુદ્ધના ભય ચીંધી આંખે પાટા બંધાવ્યા—સંદિગ્ધ ને અચોક્કસ રહેતાં શીખવ્યું, નિર્ણયશક્તિ કુંઠિત કરી.

ખ્રુશ્ચોવ-કેનેડીની મુલાકાતનો આપણે વારંવાર આગ્રહ કરીએ છીએ, એ કેવી અજુગતી ઘટના છે? હજુ હમણાં તો કેનેડી મળ્યા છે, પણ એ મુલાકાતોથી રશિયા એની ચાલબાજી મુજબ ગેરલાભ ઉઠાવે છે. અને નવી મુલાકાત વખતે પણ એ એવું જ કરવાના. નેહરુને પ્યાદું બનાવી મુલાકાતોની ઉત્સુકતા જાહેર ભલે કરે, એ પછી સમાધાન કરવા જે ઉદારતા જોઈએ તે હજુ રશિયામાં દેખાતી નથી. નેહરુના હાથમાં કલમ મૂકી ખ્રુશ્ચોવ શસ્ત્રભાર ઘટાડવાની શરતો લખવાનું કહે તો નેહરુ એટલું કામ ઉકેલી શકવા સમર્થ છે. પણ સહુ જાણે છે કે રશિયાની હાલની મુત્સદ્દીગીરી સરળ નથી, એમનો વિશ્વાસ ના કરી શકાય એવા અનુભવો થઈ ચૂક્યા છે, વારંવાર એમના ગજ બદલાતા રહે છે, પોતાના વિશે મૈત્રીભરી ટીકા પણ એમનાથી સહેવાતી નથી.

શસ્ત્રભાર ઘટાડવા નિયંત્રણો જોઈએ તે એમને કદાચ ગળે ઉતારી શકાય, પણ એથી યુદ્ધ ખસતું નથી. યુદ્ધનાં કારણો હમણાં તો બીજા યુદ્ધ પછી વ્યાપેલા સંજોગો છે. કોઈ મુલક આઝાદ થયા છે તો





કોઈ મુલકે આઝાદી ગુમાવી પણ છે. એક સ્થળે પ્રજાને સર્વોપરિ ગણવા આગ્રહ થાય તો તેવો આગ્રહ બીજે રાખી શકાતો નથી; યુદ્ધ પૂરું થયે પંદર વર્ષ વીત્યાં પણ યુદ્ધની ચર્ચાઓ મોકૂફ રહે છે. એ અસ્થિરતા ને નવાં મૂલ્યોનો ફાવતો અર્થ ઘટાવવાની પદ્ધતિથી યુદ્ધનો ભય રહ્યો છે, વધ્યો છે, ને ભયંકર બન્યો છે.

ઘર્ષણો ટાળવાની નીતિ કાયરની છે, એ ટાળ્યાં ટળતાં પણ નથી, વધારે ઉગ્ર રૂપમાં સામે આવે છે, નેહરુ સામે વિશ્વ રાજકારણને સમતોલ કે ધ્યેયલક્ષી બનાવવાની તક આવી ત્યારે એ યુદ્ધનો ભય રાખી भ्रमतीव च मे मनः અને गांडीवं स्रंसते જેવું કરવા લાગ્યા છે. બાલ્યાવસ્થામાં જેનણે કષ્ટ જોયાં નથી એમની કરોડ આમ ઢીલી પડી જાય છે.

### વિષ્ટિ પછી મધ્યમ માર્ગની ઘોષણા

આપણે મિત્રો કરવા છે, દુશ્મન કોઈ ના હોય એ રીતે મિત્રો કરવા છે. પણ એ શક્ય નથી, 'ધરા ઉપર મારે કોઈ શત્રુ નથી' એવું માનવી મિથ્યા બંડ છે. અને આપણે વહેલી તકે મિત્રો તેમજ દુશ્મનોને ઓળખી લઈએ તે ઇષ્ટ છે.

આપણે તટસ્થ રહેતા આવ્યા છીએ ને રહીશું પણ ખરા છતાં બની શકે ત્યાં સુધી અણીને વખતે મિત્રને પડખે ના રહીએ તો તો લાજ જાય. મિત્રધર્મ જેમ વ્યક્તિ પાળે તેમ રાષ્ટ્ર પણ પાળે.

જે મિત્રો ખોળે તેને મિત્રો મળે, ના ખોળે તેને ના પણ મળે. આપણે તટસ્થ હોવાથી દૂર રેલીંગ પર બેસી જોઈ રહેનારા કે નિષ્પ્રાણ તો નહિ જ બનીએ. આજે વિશ્વ નિકટ આવી ગયું છે અને એકના અત્યાઘાતો બીજા ઉપર વહેલા પડે છે, તેવા સંજોગોમાં આપણી વાણી નીડર ને સ્પષ્ટ હોવી જોઈએ, સહુ કોઈને રીઝવવા જનાર અંતે કોઈને પણ રીઝવી શકતો નથી. અને કંઈક કરીને પોતાને લેવા જેટલો આત્મસંતોષ પણ એને મળતો નથી. હવે જ તક છે કે આ દેશે વિષ્ટિનો છેલ્લો પ્રયાસ કરી લઈ નિર્ભેળ સત્ય પ્રગટ કરવું જોઈએ. ને દુનિયાભરને મધ્યમ માર્ગની ભાળ કરાવી એ જ અપનાવવા આગ્રહ કરવો જોઈએ. એ પુરુષાર્થ હોય તો આજ લગીની તટસ્થતા દીપે, ના હોય તો લાંછન લગાડે.

### નેહરુ, મેનન, ને રાષ્ટ્રસંઘ

નેહરુ એ આપણા વિષ્ટિકાર ! એમની કને સૂઝ નથી. માણસોની પરખ નથી. કોઈને કામ સોંપવાનો શિરસ્તો નથી. એમની પડખે રહેલામાં કોઈ જાણીતા હોય તો હવે કૃષ્ણમેનન – સામ્યવાદથી પ્રભાવિત થયેલા એમને તટસ્થ કેમ ગણવા ? એમની કામગીરી લોકતરફી નહિ, તંત્રતરફી અને વાદતરફી રહી છે. ના છૂટકે એમને ચીનનું આક્રમણ કબૂલ કરવું રહ્યું. પણ હંગેરી કે તિબેટના પ્રશ્નોમાં એમને પ્રજા સાંભરી જ નહિ, પૂર્વ જર્મનીના પ્રશ્નમાંયે સાંભરતી નથી. લશ્કરી વિજ્યો સાથે એમણે મહોબત બાંધી લીધી છે એટલે કચ્છમાં જે બન્યું તેને વાજબી મનાવે અને પાકિસ્તાનના લશ્કરી નેતા સાથે નેહરુને ભટકાવે.

આ કૃષ્ણમેનને હિંદી રાજકારણમાંથી હવે નિવૃત્ત થવું જોઈએ. નહિ થાય તો આચાર્ય કૃપાલાની શિકસ્ત આપી એમને ખસેડશે. એ પરાજય થશે તો નેહરુનો પરાજય ગણવા અત્યારથી ઉહાપોહ થઈ રહ્યો છે. પણ નેહરુના સાગરીદ કરતાં નેહરુ વધારે મહાન છે. ને મેનન ના હોય તો કોંગ્રેસ એમને વધારે વહાલ કરીને રાખશે એ પણ ચોખ્ખું છે.

એટલે વિષ્ટિકાર થવું હોય ને સ્વભાવ કે અભ્યાસ મુજબ વિશ્વરાજકારણમાં શુદ્ધ વિચારનો આગ્રહ કરવો હોય તો રાષ્ટ્રસંઘના મંત્રીપદે જ તેઓ શોભશે. સજ્જન બાહોશ એવા હેમરશોલ્ડનું કર્મક્ષેત્રે કરુણ અવસાન થયું. ને એ સ્થાન કુદરતે ખાલી કરાવ્યું. એ ગાદી પર નેહરુને બેસાડવા મોરારજીથી માંડીને ઘણા કોંગ્રેસી આગેવાનો યત્ન કરે કે કરાવે, તેની શી નવાઈ !

એ એકના એક પદે રહે કે મેનનની છાયા એમના ઉપર વધારે ઢળતી રહે તો નેહરુની આદર્શ ઝંખના મોળી



પડે. સારું છે કે વિશ્વમુક્તિ જેવા મહત્ત્વના પ્રશ્ન પર એ વડાપ્રધાનપદથી મુક્તિ મેળવે.

ગાંધીજીની જે

ગાંધીસપ્તાહ વળી સામે આવીને ઊભું છે, એને અવગણી શકાતું નથી તેમ એને એટલે કે એ દિવસોમાં જે વિચારીએ કે કરીએ તેને વળગી રહેવાતું પણ નથી. કોઈ ભલે કહે કે ગાંધીસપ્તાહ નશાબંદી સપ્તાહ કે સમાજશિક્ષણ સપ્તાહ જેવું ઔપચારિક બની ગયું છે. ના, છેક એવું નથી. માનવીમાં આદર્શ કાજે તલસાટ રહેલો છે જે ઉણપો એ જાણી શકયો પણ પૂરી શકતો નથી એને મિટાવવા એ ઝંખે તો છે જ. કૈં નહિ તો યાદ કરીને અર્ઘ્ય આપે, ભૂલો ને ઉણપો ને સંઘરેલી અશુદ્ધતા તરફ મનમાં નજર કરે. અને ગાંધીને ગમે એવું એકાદ કામ પણ થઈ જાય તો હરખ પામે. ગાંધીસપ્તાહનું આટલું પુણ્ય તો છે જ.

આ સપ્તાહો ભાગવત સપ્તાહો જેવી ગણાય? ભાગવતની સપ્તાહ સાંભળનારાં ઘણાંખરાં શ્રદ્ધાળુ હોય છે, પણ વિચાર કે કર્તવ્યનાં બારીબારણાં વાસીને પરલોકના સુખની કામના માટે આવનાં હોય છે. ગાંધીસપ્તાહમાં 'હમ ભી હીય' થઈને બેસી જનાર કરતાં એ પુરુષને સંભારવા, એના પ્રત્યેનું ઋણ કૈંક અંશે પણ ઓછું કરવા મથનારા, એના વિચારથી નવી પેઢીને વાકેફ રાખવા ઇચ્છનારા, અને એની નજરે દેશની સમસ્યાઓનો ઉકેલ શોધનારાઓ વધારે હોવાના.

ગાંધીનું આજે મૂલ્ય ભલે ઘટ્યું હોય, પણ એ નામ છે તો અનેકની ઉણપો છતી થાય છે. ખોટાં મૂલ્યો પેસી જતાં અટકાવવાં હોય તો પણ ગાંધી-સપ્તાહ ઉજવવી વાજબી છે. કોંગ્રેસ એના સ્થાનથી, એનાં સાધનોથી કે એના ધ્યેયથી કેટલું ખસતી ગઈ છે એ ખોળવાનું માપ ગાંધીજીને યાદ કરવાથી જડવાનું છે. ને કેમ ભૂલી શકાય કે હજુ લોકહૈયામાં તો એ બિરાજે છે. ચકિત થવું હોય તે ભલે થાવ, લોકો તો એટલા જ આદરથી પુકારે છે: 'મહાત્મા ગાંધીજીની જે'!



આપણા જુવાનોના નૈતિક ઉછેરની બાબતમાં સિનેમા અને ટેલિવિઝન ઉદ્યોગોની અત્યંત કારમી અસર પડે છે. અને એ ઉદ્યોગોએ સમાજ પ્રત્યેની પોતાની એ જવાબદારી સમજવી લેઈએ. છાપામાં જાહેરાત કરાયેલ કોઈ પણ ફિલ્મ કુટુંબને જોવા લાયક હોતી જ નથી.

ઈશ્વરની આજ્ઞાઓનું પાલન કરાય તો જ આ ગુનાખોરી અટકે. સમાજધારણની ધર્મની શક્તિની પહેલાં કદી નહોતી તેટલી જરૂર અત્યારે છે. ઇશ્વરની આજ્ઞાઓનું પાલન કરવા શીખેલા બાળકને માણસે બનાવેલા કાયદાઓ પાળવામાં કશી મુશ્કેલી નહિ લાગે.

—જે. એડગર હુવર [ ફેડરલ બ્યૂરો ઑફ ઈન્વેસ્ટિગેશનના ડિરેક્ટર ]



કેટલીક નામાંકિત વ્યક્તિઓ પોતાની નીચાઈની બાબતમાં ખૂબ લાગી ચામડી ધરાવતી હોય છે. આવો પુરુષ હતો બોઅર યુદ્ધનો વીર જનરલ રોબર્ટ્સ. બધા એને પ્રેમથી "બોબ" તરીકે ઓળખતા

એક દિવસ પોતાની કલબમાં આવેલા એક તાડ જેવા ઊંચા માણસ સાથેની મુલાકાત દરમિયાન એને ભારે કચવાટ થયેલો. પેલા ઊંચા મહેમાને બોબને કહ્યું: 'તમને મળીને આનંદ થયો. તમારા સંબંધમાં સાંભળ્યું તો ઘણું હતું પણ અગાઉ તમને ક્યારેય જોયેલા નહિ.'

'મેં તમને જોયા તો ઘણી વાર છે પણ તમારા સંબંધમાં કાંઈ સાંભળ્યું નથી.' લૉર્ડ રોબર્ટે કચવાટ ઠાલવતા કહી નાખ્યું.



'ધૂમકેતુ'

# પ્રસંગરંગ

મહાન પુરુષોના જીવનમાંથી એવું કેટલુંય હમેશાં આપણને મળી રહેતું હોય છે કે જે દરેકને પ્રેરક નીવડે. તેમના જીવનના પ્રસંગોમાં એટલું બધું અનુકરણીય ભરેલું હોય છે કે એને આપણે જોઈ જાણી અને આચરી શકીએ. સારું આચરણ શીખવે એવા મહત્ત્વના આ પાંચ પ્રસંગો છે......

ગાંધીજીના બાલ્યકાલનો પ્રસંગ છે. એ વખતે એ રાજકોટમાં ભણે. એક વખત માસ્તરને એવી ધૂન થઈ આવી કે છોકરાઓના માથામાં ટપલી મારતા જવી. કાંઈક વાત કોઈને આવડી ન હતી. માટે એ બધાંને ટપલી લગાવતા હતા.

ગાંધીજી પાસે એક વોરાનો છોકરો બેઠો હતો. એને માસ્તરે ટપલી લગાવી ને ગાંધીજીનો વારો ટપલી આવાનો તે પછી તરત આવતો હતો.

પણ માસ્તર જેવા ગાંધીજીને ટપલી લગાવવા ગયા કે ગાંધીજીએ એમનો હાથ પકડી લીધો.

'અલ્યા ! બધાએ ટપલી ખાધી છે, તારે પણ ખાવી પડશે !'

ગાંધીજીએ કહ્યું: 'ટપલી તો મારે ખાવી છે. પણ તમે જે છોકરાને ટપલી મારી છે એના માથામાં ઉંદરી છે માટે હાથ ધોઈને તમતારે મને ટપલી લગાવો !'

જે માણસ જીવનના પ્રભાતથી આવી વાત સમજી શકે એ માણસ જ અત્યારે રાજેન્દ્રબાબુ ને જવાહર નેહરુ બિરાજે છે એવા મહેલોનો ત્યાગ કરીને સ્વરાજના પ્રભાતકાળે, ઝૂંપડીમાં વસી શકે !

બાકી તો સૌ બોલે કે ગરીબીને દફનાવવાની છે, ગરીબીને દફનાવવાની છે. પણ ગરીબીમાં રહ્યા વિના,ભારતીય સંસ્કૃતિના પ્રાણસમા લોકસંપર્ક વિના એ ગરીબી દફનાઈ રહી !

*

ચિત્રકાર વ્હીસલર ઉપર એક કેસ થયો. સામાવાળાનો દાવો એવો હતો કે જે કામ માટે ભાગ્યે જ બે ચાર કલાક જાય તે કામ માટે થઈને વ્હીસલરે ચાલીસ ગીની જેટલું ભારે 'બીલ' આપ્યું છે. ને વસૂલ કર્યું છે. માટે એનું યોગ્ય મહેનતાણું ન્યાય-કોર્ટ ઠરાવી દે. અને તે પ્રમાણે એ બીલ કરે એવો હુકમ એને આપે.

ન્યાય-કોર્ટમાં કેસ ચાલ્યો. કેસ તો સાબિત હતો. ન્યાયાધીશે વ્હીસલરને પૂછ્યું: 'આ કામ કરતાં તમને સાધારણ રીતે કેટલો વખત થાય ?'

વ્હીસલરે જવાબ વાળ્યો: 'બહુ બહુ તો ચાર કલાક, છ કલાક.'

'એથી વધારે વખત તો ન લાગે ના ?'

'ના.'

'ત્યારે તમે ચાર છ કલાકના કામ માટે આટલા પૈસા લ્યો છો તે બરાબર છે ? આ તો લૂંટણવેડા કહેવાય.'

વ્હીસલરે જવાબ વાળ્યો: 'એ સાચું છે સાહેબ ! કે મને એ કામ કરતા ચાર કલાક જ લાગે છે. પણ હું જે પૈસા લઉં છું તે ચાર છ કલાકના નથી. ચાર છ કલાકમાં હું જે કામ કરી શકું છું તેનું કારણ એટલું જ છે કે તેની પાછળ ચાલીસ ચાલીસ વર્ષની મારી સતત ઉપાસના રહી છે !

'એ ઉપાસનાનું' આ મૂલ્યાંકન છે. ચાર છ કલાકનું નહિ!' ન્યાયાધીશ એનો જવાબ સાંભળીને છક્ક થઈ ગયો. એની વાત એને સાચી લાગી. એણે બ્હીસલરની તરફેણમાં ચુકાદો આપ્યો.

*

એક વખત એક દડાનો ખેલ કરનારો પ્રેક્ષકોનાં મન રીઝવી રહ્યો હતો. એટલી ત્વરાથી એ કામ કરતો હતો કે ત્રણ દડા હતા, છતાં તેના હાથમાંથી એક પણ દડો નીચે પડતો ન હતો.

બધાના મનમાં થતું હતું ખરેખર આ ઝીલનારો અદ્ભુત તાલીમબાજ છે.

પ્રશંસા ચારે તરફ થઈ રહી હતી. એ પ્રેક્ષકોમાં એક માણસ બેઠો હતો. તે આ બધું જોવા છતાં જાણે કાંઈ જાણતો ન હોય તેમ એક શબ્દ પણ બોલતો ન હતો.

એ જોઈને કોઈએ કહ્યું: 'કાંઈ સમજતો લાગતો નથી!'

બીજાએ ધીમેથી ટાપશી પુરાવી: 'સોગિયો લાગે છે!'

ત્રીજો રહી શક્યો નહિ એટલે એ પણ બોલ્યો: 'ભાઈ! 'ભેંશ પાસે ભાગવત'ની કહેવત અમસ્તી નીકળી હશે!'

પણ એટલામાં પેલો દડા ફેંકનારો એક જરાક જ ભૂલ કરી બેઠો ને દડો નીચે જઈ પડ્યો.

પણ એણે પોતાની ભૂલને એવો તો મરમ ચાલુ ગતિનો જ રંગ આપી દીધો કે ઘણા તો હજી શું થયું તે સમજે તે પહેલાં જ એનું કામ શરૂ થઈ ગયું હતું!

એ વખતે પેલા એક જોનારે બે હાથની તાળી પાડીને ધન્યવાદ આપતાં કહ્યું: 'શાબાશ!'

પણ કોઈ કાંઈ સમજ્યું ન હતું. એટલે શેની શાબાશી આણે આપી તે પણ કોઈ સમજી શક્યા નહિ.

પેલા માણસે તરત ઊભા થઈને એના ટીકાકારોને હવે કહ્યું: 'તમે જે જોતા હતા તે તો એનો અભ્યાસ હતો. પણ એનામાં તત્કાલ બુદ્ધિની શક્તિ કેવી છે એ રંગ તો મેં એકલાએ જ જોયો!

'તમને કેવળ મજા મળી. મને એની શક્તિનો સાચો પરિચય મળ્યો.

'દડા ઝીલનારો દડા ઝીલતો હતો એ એના અભ્યાસનું પરિણામ હતું. પરિશ્રમની એ પરાકાષ્ઠા હતી. પણ એ જ્યારે દડો ઝીલવાનું ભૂલ્યો ત્યારે એણે મનની શક્તિ બતાવી. એ એની તત્કાલ બુદ્ધિની પરાકાષ્ઠા હતી.'

અને પછી હસતાં હસતાં ઉમેર્યું: 'હવે સમજણ પડી ભેંશ પાસે ભાગવત એટલે શું?' લોહીનો ગુણ—મળેલો વારસો, કુદરતી ભેટ—એટલે શું એની સમજણ પડે એવી એક વાત એક મિત્રે કહી.

*

બીજા મહાન વિશ્વયુદ્ધ વખતે ગ્રીસ પાસેના ક્રીટના ટાપુમાં બ્રિટિશ લશ્કર ઘેરાઈ પડ્યું હતું.

એ સૈન્યને બચાવવાનો બીજો કોઈ ઉપાય ન હતો. સિવાય કે નૌકાયુદ્ધ. પણ જર્મનોની સબમરીનની જાળ એવી તો ઝટપટી રીતે ત્યાં ગોઠવાઈ ગઈ હતી કે નૌકાયુદ્ધમાં પણ ફાવી શકાય તેવું લાગતું ન હતું.

ત્યારે આ ઘેરાયેલા લશ્કરનું શું થાય ?

નૌકાસેનાપતિએ એ લશ્કરને છોડાવવા માટે જોખમ વેઠીને પણ એક નૌકા રવાના કરી. પણ એનું કાંઈ કામ આવ્યું નહિ. નૌકા દરિયાને તળે જઈ બેઠી. સૈનિકો પણ થોડાક જ બચ્યા. લશ્કર ઘેરાયેલું જ રહ્યું.

હવે શું થાય. નૌકાસેનાપતિએ બીજી નૌકા લશ્કરને ઘેરામાંથી છોડાવવા મોકલી.

એ પણ દરિયામાં ગઈ.

ત્રીજી મોકલી. એ પણ દરિયામાં. એ વખતે ચર્ચીલનો સંદેશો નૌકાસેનાપતિ ઉપર આવ્યો કે આમ તો આખું નૌકાદળ ખલાસ થઈ જશે.

સો ટચના સોના જેવો, નૌકાસેનાપતિનો વીરત્વભરેલો જવાબ ચર્ચીલને મળ્યો : 'બ્રિટિશ નૌકાદળ જો આ સાહસમાં ખતમ થઈ જશે, તો બ્રિટિશ પ્રજા એ પાંચ વરસમાં પાછું ઊભું કરી દેશે એવો એને દૃઢ વિશ્વાસ છે. પણ જો એક વખત બ્રિટિશ સૈનિકો જે ત્રણુસો ત્રણુસો વરસથી બ્રિટિશ પ્રજામાં એની રાજનીતિમાં અચળ શ્રદ્ધા ધરાવે છે કે પોતે તદ્દન એકલા ગમે ત્યાં હશે ને ગમે તેવા જોખમમાં હશે, પણ એમની પાછળ એમને રક્ષવા માટે આખી બ્રિટિશ પ્રજા એમના પડખે ઊભી છે, આખું રાજ ઊભું છે. ફના થઈ જઈને પણ એમને રક્ષવાવાળા રક્ષવાના જ છે એ જે બ્રિટિશ સૈનિકોનો અચળ વિશ્વાસ એ જો એક વખત ડગી જશે તો એ પાછો સ્થપાતાં વર્ષોનાં વર્ષો આલ્યાં જશે. માટે ગમે તેટલું જોખમ ખેડવું પડે તો એ ખેડીને પણ ક્રીટમાં ઘેરાયેલા સૈન્યને ઊગારવું જ પડશે. એને એના નશીબ ઉપર છોડી નહિ દેવાય.'

દેશની રક્ષાનો જેમના ઉપર આધાર છે એ સૈનિકો માટે જે દેશ પાસે કોઈ જ પ્રેરણા ભરેલી રાજનીતિ નહિ હોય તે દેશ વહેલે કે મોડે પોતાની આગમાં પોતે સાફ થઈ જશે. જે દેશના શ્રેષ્ઠજનો આ વિષે જાગ્રત હોય તે દેશ ટકી શકે, બીજો નહિ.

*

એક વખત એવું બન્યું અમેરિકામાં એક ન્યાયાધીશ પોતાની મોટરમાં પોતે મોટર ચલાવતા બેઠા હતા.

રસ્તા ઉપર એ જતા હતા ત્યારે કોઈ રોકટોક નથી એ જોઈને એમણે નિયમ કરતાં વધારે ગતિથી મોટર ચલાવવા માંડી.

એમ ને એમ એ થોડેક ગયા પછી એમના મનમાં વિચાર આવ્યો, 'કોઈ રોકટોક કરનાર નથી એ જોઈને મેં વધારે ઝડપથી મોટર ચલાવી છે. આવા ગુના માટે તો હું હમેશાં ન્યાય તોળું છું ને દંડ આપું છું. તો મેં આ ગુનો કર્યો કહેવાય કે નહિ ?'

અંદરથી એના મનનો જવાબ આવ્યો : 'પણ જોનારું કોઈ ત્યાં ક્યાં હતું ? ને રોકટોક પણ કોણે કરી છે ?'

'પણ તેથી ગુનો ગુનો મટી જાય એમ ?' એના મનમાં જ પ્રશ્નો ચાલ્યા.

ન્યાયાધીશને આ પ્રશ્નોની જાળમાંથી છેવટે સત્ય મળ્યું.

એને થયું કે એણે ગુનો કર્યો કહેવાય અને ભલે જોનારું

કોઈ ન હતું. છતાં એણે ગુનો તો કર્યો જ હતો. એટલે એ પોતે સીધો પોલીસ-ચોકીએ ગયો અને પોતાની કેફીયત ત્યાં રજૂ કરી.

પોલીસ અફસર તો નવાઈ પામી ગયો. તેણે કહ્યું : 'સાહેબ ! તમારી સામે કોઈએ ફરિયાદ નોંધાવી છે ?'

'ના.'

'ત્યારે કોઈએ રોકટોક કરીને તમને કાંઈ કહ્યું છે ?'

'ત્યારે નાહક શું કરવા આ ઉલળપાણા પગ ઉપર કરો છો ?'

ન્યાયાધીશે ઉત્તર આપ્યો : 'કારણ કે હું પોતે ન્યાયાધીશ છું. જો હું મારા ગુનાની નોંધ પોતે જ ન લઉં તો બીજાના ગુનાઓ તપાસવાનો મને અધિકાર શું ? કોઈ જુએ છે કે નથી જોતું એના ઉપરથી ગુનાનું માપ નીકળતું નથી. ગુનો મન કરે છે, ને મન જે ગુનો જુએ છે તે ગુનો જ છે. માટે.

'તમે નોંધ કરો મેં ગુનો કર્યો છે તે ને મારે એની સજા સહન કરવાની છે !'

✱



આરોગ્ય અને ઔષધીય પ્રગતિની જે એકધારી પ્રગતિ દેશમાં ચાલી રહી છે તેને કારણે અસાધ્ય રોગો ઉપર કાબૂ મેળવવાનું શક્ય બન્યું છે. દસ વરસમાં આ દિશામાં થયેલ પ્રગતિ જોતાં ત્રીજી પંચવર્ષીય યોજનામાં આ પ્રવૃત્તિ વધુ વેગીલી બનશે. બાજુના ચિત્રમાં મુંબઈની તાતા મેમોરિયલ કેન્સર રીસર્ચ હૉસ્પિટલનું ઓપરેશન થિયેટર દેખાય છે.

*

એક વાર હાસ્ય નટ જિમી સાવોએ હોલીવુડના વિખ્યાત માયકલ રોમેનોફને ૧૦ ડૉલર ઉછીના આપ્યા હતા. થોડાં વર્ષો બાદ જ્યારે રોમેનોફ પૈસાદાર બન્યો ત્યારે જિમીને જોતાં એણે ૫૦ ડૉલર પાછા આપી દીધા. "પણ મેં તો તમને ફક્ત ૧૦ ડૉલર ઉછીના આપ્યા હતા." જિમીએ વધારાના પૈસા પાછા આપતાં કહ્યું. રોમેનોફે પોતાની ટાઈની ગાંઠ બરાબર કરતાં ઊંચી નજરે કહ્યું: "માઈકલ રોમેનોફ ૫૦ ડૉલર કરતાં ઓછી રકમ કોઈની પાસે ઉછીની લેતો નથી."

ઇશ્વર પેટલીકર

# બદલાતી સમાજવ્યવસ્થા

આ લેખની શરૂમાં એક યુવકે લખેલા પત્રને ટૂંકાવીને મૂક્યો છે. તેના વિષેની વિચારપૂર્વકની ચર્ચા કરતાં આ લેખમાં આપણી સામાજિક પરિસ્થિતિ અને લગ્ન તેમજ કુટુંબ પ્રશ્નોની મહત્ત્વની છણાવટ દરેકને પ્રેરક નીવડશે...

'અમારા કુટુંબની આર્થિક સ્થિતિ સાધારણ છે. ઘરમાં કમાનાર એક જ વ્યક્તિ—મોટાભાઈ છે. પિતાને ટૂંકું પેન્શન મળે છે. હું કૉલેજમાં અભ્યાસ કરું છું. મારી બે બહેનો પણ ભણવામાં હોંશિયાર હતી, પરન્તુ ખર્ચની મુશ્કેલીને લીધે એસ. એસ. સી. પછી એમને ભણવાનું મૂકી દેવું પડયું છે. મારા મોટાભાઈને રૂ. ૧૭૫ પગાર મળે છે. સરકારી કાયમની નોકરી છે. એમની સાથે ઑફિસમાં નોકરી કરતાં એક બહેન છે. એમની જ્ઞાતિ અમારા કરતાં ભિન્ન—સમાજની દૃષ્ટિએ ઊતરતી કક્ષાની છે. શરીરનો બાંધો, ઊંચાઈ વગેરે પણ સહેજ વધારે છે. મોટાભાઈનો વિચાર એમની સાથે લગ્નગ્રંથિથી જોડાવાનો છે. આ ખાનગી હકીકત જાણતાં માતપિતાને આઘાત લાગ્યો છે. અમારા કુટુંબની સમાજમાં પ્રતિષ્ઠા સારી એવી કહી શકાય. હવે જો આવું થાય તો એથી એ પ્રતિષ્ઠા સમૂળગી નાશ પામે એવી દહેશત રહે છે. મારા મોટાભાઈ મોહના શિકાર બની ગયા હોય કે પછી પેલાં બહેનના પગાર પર મોહી પડ્યા હોય. એ ગમે તે હોય, પરન્તુ એથી અમારું ગરીબ છતાં યે સુખી કુટુંબ છિન્નભિન્ન થઈ જાય એવી દહેશત છે.

આપને કદાચ થશે કે અમારી આર્થિક સ્થિતિ સારી નથી એવા સંજોગોમાં એ બહેન નોકરી કરતી હોય તેથી અમને મદદરૂપ નીવડે. પરન્તુ એ બહેન લગ્ન બાદ અમારે ઘેર 'વહુ' બનીને રહે એ સ્વપ્નમાં પણ શક્ય નથી. મારા મોટાભાઈને એમની ઇચ્છાને જ તાબે રહેવું પડે એ નિશ્ચિત છે. આથી જ સૌનો આ અંગે ઉગ્ર વિરોધ છે. તો આ બાબતમાં આપનું માર્ગદર્શન ઇચ્છું છું.'

આ પત્રમાં યુવકે પોતાનાં માબાપના માનસનો પડઘો પાડ્યો છે અને એમની લાગણીમાં તણાઈ એણે ઉકેલ શોધવા પત્ર લખ્યો છે તેમ જોઈ શકાય છે. આ પત્ર વાંચતાં ત્રણ વાંધાઓ એ લગ્ન અંગે રજૂ થયેલા જોઈ શકાય છે. (૧) જ્ઞાતિનો (૨) લગ્ન પછી પરણનાર બહેન કુટુંબમાં નહિ રહે તે (૩) એ બહેનનો દેખાવ.

આમ તો એ ભાઈએ પત્રને અંતે બીજા વાંધાને મુખ્ય ગણાવ્યો છે. પરન્તુ પત્રની શરૂઆતમાં એ લગ્નથી કુટુંબની પ્રતિષ્ઠા જાય તે બીક રજૂ કરી છે. બે બહેનો એસ. એસ. સી. થઈને ઊઠી ગયાનો ઉલ્લેખ કર્યો છે, તે પરણી ગયેલી છે કે કુંવારી તે જણાવ્યું નથી. કુંવારી હોય તો નાતમાં એમના લગ્નનો પ્રશ્ન મુશ્કેલ બને તે બીક પણ રહે. જો પરણી ગયેલી હોય તો એમની સાસરીવાળાનો પણ આ લગ્નમાં વિરોધ હોય. આમ ઉગ્ર વિરોધ જ્ઞાતિને લીધે હોવાનો વધુ સંભવ છે.

ત્રીજો મુદ્દો બહેનના દેખાવનો કાઢ્યો છે. ભાઈની સરખામણીમાં એ બહેન એવાં દેખાવડાં ન કહેવાય તેમ એમનું કહેવું છે. એમનાથી ઊંચી પણ છે. એ જણ પરિચય પછી લગ્ન કરવા ઉત્સુક બને છે ત્યારે ઓછો દેખાવ તેમાં આડે આવતો નથી તે ઘણા પ્રસંગમાં જોવા મળે છે. કોઈ પણ પરિચય વગર લગ્ન માટે એકબીજાની મુલાકાત ગોઠવાય છે ત્યારે દેખાવને મુખ્ય મહત્ત્વ અપાય છે. એ કારણે ઓછી દેખાવડી છોકરીને લગ્નની પરીક્ષામાં પાસ થવું મુશ્કેલ પડે છે. પરન્તુ એવી છોકરી કોઈના પરિચયમાં આવતાં એની હોશિયારી, સ્વભાવ કે બીજા ગુણને લઈને યુવકને જીતી શકે છે. આ બહેનમાં ઓછો દેખાવ છે તે જાણ્યા છતાં એ ભાઈ પરણવા તૈયાર થયા છે એટલે એવા કોઈ સ્વભાવગત ગુણને લીધે એ જીતાયા હોય તેમ બને.

લગ્નમાં પૈસાને પણ એક યા બીજી રીતે મહત્ત્વ અપાતું આવ્યું છે. જીવનવ્યવહાર ચલાવવા માટે પૈસાની જરૂર પણ છે. લગ્ન પછી એ જરૂરિયાત વધે છે. આથી પરણ, દાગીના, પહેલુ વગેરે રૂપમાં પૈસાને મહત્ત્વ અપાય છે તે તો ચોખ્ખું જોઈ શકાય છે. પરન્તુ તે સિવાય કન્યાપક્ષ વરપક્ષની આર્થિક સદ્ધરતા જુએ છે, તો વરપક્ષ પણ એ રીતે સગો સબંધી હોય તો કોઈ વખત જરૂર પડ્યે મદદરૂપ થાય તે કારણે પણ કન્યાપક્ષની સદ્ધરતા ઇચ્છે છે. ગઈ પેઢીમાં કન્યા પોતે કમાતી ન હતી એટલે એનો વિચાર થતો ન હતો. પરંતુ ગુજરાત કરતાં મહારાષ્ટ્રમાં સ્ત્રી-કેળવણી આગળ હતી એટલે ત્યાં ગઈ પેઢીથી મધ્યમ વર્ગની કન્યાઓ નોકરી કરતી થઈ હતી આથી કન્યાની નોકરી એ પણ લગ્નમા એક લાયકાત ગણાવા લાગી છે. યુવક સમક્ષ બે કન્યાઓ હોય—એક રૂપાળી અને ઓછું ભણેલી નોકરી વગરની અને બીજી ઓછી રૂપાળી પણ વધુ ભણેલી નોકરીવાળી. તો જિંદગીભર કુટુંબમાં એ નોકરી દ્વારા આર્થિક મદદરૂપ થશે એમ માની ઓછા રૂપવાળી કન્યાને પસંદ કરવાનું બન્યું છે. ગુજરાતમા હવે આ પેઢીમા કન્યા કેળવણી વધતાં મધ્યમ વર્ગની કુંવારી કન્યાઓ નોકરી કરતી થઈ છે. એમના લગ્ન પ્રસંગે યુવકો એ લાયકાત લક્ષમાં લેતા થશે એમાં શંકા નથી.

બીજી રીતે વિચારીએ, તો આજના મોંઘા જમાનામાં, નીચલા મધ્યમ વર્ગે આર્થિક વિટંબણામાંથી નીકળવું હશે તો ઘરમાં એક જણ કમાય અને આખું કુટુંબ ખાય તે સ્થિતિમાંથી બહાર નીકળવું પડશે. ગઈ પેઢીની મધ્યમ વર્ગની સ્ત્રીને એવી કેળવણી અને તાલીમ ન મળી હોય તે નભાવી લેવું રહ્યું, પણ આજની પેઢીમાં સ્ત્રીએ એ તત્પરતા રાખવી રહી. આ સંજોગોમાં આ કુટુંબ જે આર્થિક મુશ્કેલીમાં છે તે જોતાં, યુવક એની સાથે નોકરી કરતી અને એના જેટલું કમાતી છોકરી સાથે પરિચય દ્વારા પ્રેમથી લગ્ન કરે તો મોહનો શિકાર બન્યા છે તેમ પૂર્વગ્રહ બાંધી લેવો બરાબર નથી.

આ પત્રમાં એ બહેન અંગે જે બીજો પૂર્વગ્રહ છે તે એ કે, લગ્ન પછી એ 'વહુ' બનીને કુટુંબમાં રહે તે શક્ય નથી. મોટાભાઈને એના કહ્યા પ્રમાણે કરવું પડવાનું અને તેથી તે જુદા રહેવાના અને આજે ટૂંકી આવકમાં પણ કુટુંબ જે સુખમાં રહે છે, તે છિન્નભિન્ન થઈ જવાનું. આવા એક ગરીબ ઘરમાંથી કમાનાર યુવક જુદો રહે તો કેવી મુશ્કેલી થાય? ગરીબ કુટુંબનાં માબાપ દુઃખ વેઠીને દીકરાને ઉછેરે, ભણાવે, તે એ આશાએ કે દીકરો કમાતો થતાં સુખના દિવસ ઊગશે. એ દિવસ ઊગે તે વખતે બહારની પરાઈ છોકરી આવી તેને ઉપાડી જાય ત્યારે દુઃખ થયા વિના પણ કેમ રહે?

પરન્તુ આ દુ:ખ કેવળ પરજ્ઞાતિની છોકરી આવે કે નોકરી કરતી છોકરી આવે તો જ ઊભું થાય છે એવું નથી, જ્ઞાતિની કન્યા આવે અને તે નોકરી કરતી ન હોય, તો પણ ઊભું થાય છે અને દીકરો જુદો રહે છે. અગાઉના કરતાં વખત જાય છે તેમ વિભક્ત કુટુંબમાં રહેવાનું વિશેષ બનતું જાય છે. આર્થિક રીતે સુખી હોય તેવાં કુટુંબને તે પોષાય તેવું છે, પરન્તુ ગરીબ કુટુંબને તે પોષાય તેવું નથી. પરન્તુ કેવળ આર્થિક રીતે પોષાય તેવું નથી માટે દીકરાએ અને વહુએ જુદું ન રહેવું જોઈએ તેવી એકપક્ષી આશા માબાપે—કુટુંબે રાખવાની વૃત્તિમાં જો સુધારો થાય અને સંયુક્ત કુટુંબમાં રહેવાનું વાતાવરણ સર્જવામા આવે તો એનો ઓછોવત્તો માર્ગ નીકળે. અગાઉ બાળલગ્નો થતાં ત્યારે વહુ થઈને આવતી કન્યા નાની હોતી અને તેને પોતાનું આગવું કહી શકાય તેવું વ્યક્તિત્વ ઘડાય તેવી કેળવણી મળતી ન હતી. વળી એનું કાર્યક્ષેત્ર ઘરની અંદર રહેતું એટલે એ અમુક અંશે લાચારીથી પણ સંયુક્ત કુટુંબમાં રહેવાનું સહી લેતી હતી. પરંતુ આ જ કિસ્સાનો વિચાર કરીએ તો નોકરી કરતી અને ઉચ્ચ શિક્ષણ લીધેલી બહેન જૂના અર્થમાં વહુ થઈને રહી શકે તે શી રીતે બન-





વાનું હતું ? એ ઊતરતી નાતિની છે તેવી સૂગ માબાપ કે નાનાં ભાઈબહેન રાખે તો શી રીતે બને ? વળી એ વહુ થઈને આવી એટલે એણે ઘરનું બને તેટલું કામ કરવું જોઈએ અને બીજાંએ તો એનાથી કામને પહોંચી ન વળાય તે પૂરતી જ મદદ કરવાની વૃત્તિ પણ શી રીતે નભાવી લેવાય તેવી છે !

આ કિસ્સાનો વિચાર કરીએ. મોટાભાઈ નોકરી કરવા ઉપરાંત ઘરનું શું કામ કરે છે ? એ કમાય છે એટલે એને બીજા કામમાંથી મુક્તિ મળે છે, એ કમાય છે એટલે ઘરમાં એના બોલની કિંમત ગણાય છે. બીજા કરતાં એને વધુ સગવડ જોઈએ તેમ સ્વીકારાય છે. એ બહાર થોડું ખર્ચ કરે તો પણ તે એનો હક ગણાય છે. હવે એ જે બહેન સાથે પરણવા માગે છે તે પણ એના જેટલો પગાર લાવે છે. આથી વહુ થઈને એ આ ઘરમાં આવે તો મોટાભાઈનું જે સ્થાન છે તેવું સ્થાન એને કુટુંબ તરફથી મળવાનું છે ? બહાર કમાતા માણસે ઘરકામ ન કરવું જોઈએ તેમ કહેવાનો ભાવાર્થ નથી. સમય અને સગવડ પ્રમાણે પુરુષે પણ કરવું જોઈએ. પરંતુ આજે સ્થિતિ શું છે ? જે બહેનો બહાર નોકરી કરે છે તેમની પાસેથી પણ ઘરનાં બધાં કામની આશા રાખે છે. આમ આજની બહાર નોકરી કરનાર સ્ત્રીને બેવડી કામગીરી આવી પડે છે. વિભક્ત કુટુંબમાં એ રહેતી હોય ત્યારે એ કામગીરી ઓછી-વત્તી બજાવે તો પણ ચાલી શકે, પણ સંયુક્ત કુટુંબમાં એમ થાય તો એની તરફ વક્ર નજરે જોવાય છે અને બદલે નવી નજરે જો આવી વહુઓ તરફ વર્તાવ થાય તો એ સંયુક્ત કુટુંબમાં રહેવાનું વધુ પસંદ કરશે.

આ કિસ્સાનો વિચાર કરીએ તો સંયુક્ત કુટુંબમાં માતા આજે છે. ઘરમાં રસોઈ ઘરકામ એ કરે છે. બહેનો હશે તો એ પણ કરતી હોય જ. પરણીને નોકરી કરતી વહુ ઘરમાં આવે ત્યારે માતા જો પહેલાંની જેમ ઘરનું કામ ઉપાડી લે અને. વહુ પ.સે એની નવરાશ અને સ્ફૂર્તિ પૂરતું કામ કરવાનું નાખવામાં આવે તો એ વિભક્ત કુટુંબ કરતાં સંયુક્ત કુટુંબમાં રહેવાનું શું કામ નહિ પસંદ કરે ? વિભક્ત કુટુંબમાં રહેવામાં તો એને વધુ કામ કરવું પડે છે અને ઘરની જવાબદારી પણ ઊપાડવી પડે છે છતાં એમાં એને સુખ શાથી દેખાય છે ? એમાં એ સ્વતંત્રતા ભોગવે છે. સંયુક્ત કુટુંબ કેવળ એને માથે કામ ઓછું નાખે તે પૂરતું નથી, પરંતુ વિભક્ત કુટુંબમાં રહી એમને કોઈની રોકટોક વગર લગ્નજીવન ગાળવાની મહેચ્છા હેય તે પણ બને તેટલી પૂરી પાડવાની સંયુક્ત કુટુંબે કાળજી રાખવી જોઈએ.

કુટુંબની જે સ્થિતિ જણાવી છે તે જોતાં ભાડાના ઘરમાં આ કુટુંબ રહેતું હોય તો મોટાભાઈને પરણવા પછી એક સ્વતંત્ર રૂમ મળવો મુશ્કેલ થઈ પડે. કેવળ રાત્રે દંપતીને સૂવા માટે રૂમ મળતો હોય છે. અને તેય ઘણી વખત એવો હોય છે કે એ નિરાંતે વાત પણ ન કરી શકે. અવાજ બહાર સંભળાતો હોય છે. જો આવું ઘર હોય તો વહુને એમાં ગુંગળામણ થઈ પડે છે માબાપે એવી ગુંગળામણનો રસ્તો કાઢવા નજીકમાં એકાદ રૂમ ભાડે મળે તો મેળવી લેવા પ્રયત્ન કરવો જોઈએ અને દીકરા-વહુને સ્વતંત્ર રીતે ત્યાં સૂવાની અને એમની ચીજ વસ્તુ રાખવાની તક આપવી જોઈએ. એથી થોડું ખર્ચ વધે, પણ એથી બંનેને જે સગવડ મળે તેથી એમને જુદાં રહેવાનો વિચાર ન આવે. એ જ રીતે વિભક્ત કુટુંબમાં રહેતાં હોય ત્યારે બંને મનફાવે તેમ બહાર જઈ શકે તેવી સંયુક્ત કુટુંબમાં સરળતા રહેવી જોઈએ. કોઈ દબાયુંચંપાયું ન બોલે એ પૂરતું નથી. એ બહાર જાય છે ત્યારે ઘરમાંથી કોઈની આંખનાં ભવાં ચઢે છે તેવું પણ એમને લાગવું ન જોઈએ. ઊલટું, એમને એવી સ્વતંત્રતા મળે તો એ જ આપોઆપ તોલન કરતાં થાય કે જુદાં રહેતાં હોય તો બહાર જવાની આટલી સગવડ ન રહે. મોડાં થયાં તો પણ રસોઈની ચિંતા નહિ. વળી જો બાળક હોય તો નોકરી કરનારને માટે સંયુક્ત કુટુંબ આશીર્વાદરૂપ થઈ પડે. એ બહાર જાય

પણ બાળક અંગે સહેજ પણ ઊંચો જીવ નહિ. ઘરથાં બીજાનો સ્વભાવ વેઠી લેવાય છે તેમ વહુનો પણ વેઠી લેવા તત્પર રહેવું જોઈએ.

માણસને જીવવા માટે કેવળ ખોરાકની જરૂર નથી, પરંતુ એને માનસિક ખોરાકની પણ એટલી જ જરૂર છે. એને સંતોષવા જો સંયુક્ત કુટુંબ પ્રયત્ન કરે તો મુશ્કેલીમાં ઉછરેલાં યુવક-યુવતી એ અંગે ઉપેક્ષા સેવશે તેમ માનવાને કારણ નથી. પંતુ એ માનસિક મુંઝવણ અનુભવે ત્યારે જુદાં રહેવા તત્પર થાય તો એમાં એમનો દોષ પણ શી રીતે કાઢી શકાય? તે વખતે એની પાસે એક જ ફરજની આશા રાખી શકાય કે કુટુંબને એમણે આર્થિક મદદ કરવાની રહે છે. બંને જણ નોકરી કરતાં હોય ત્યારે એવી મદદ કરવી મુશ્કેલ પણ નથી. આ લગ્નમાં માબાપને જ્ઞાતિને લીધે વિરોધ ન હોત તો એમણે કુટુંબની સ્થિતિ અંગે મોટાભાઈ સાથે ચર્ચા કરી હોત. કેવળ લગ્નથી દીકરો કુટુંબનો મટી જશે તેવી માબાપને બીક નથી, કારણ કે જ્ઞાતિનાં માગાં આવ્યાં તેમાંથી પસંદ કરીને પરણી જવા એ દીકરાને સલાહ આપતા હતા. જે વાંધો ઊભો થયો છે તે ભિન્ન જ્ઞાતિને લીધે છે. એ બાબતમાં સ્ત્રી-સંસ્થા શી રીતે મદદરૂપ થઈ શકે? ભિન્ન જ્ઞાતિ પરણવા તૈયાર થનાર બહેન ખોટું પગલું ભરે છે તેમ શી રીતે કહેવાય? અને એ વિરોધ કરવા જેવું પગલું ન હોય ત્યારે સ્ત્રી-સંસ્થા કે કોઈ સામાજિક કાર્ય કરનાર એ લગ્ન રોકવામાં શી રીતે મદદરૂપ થાય?

બદલાઈ રહેલી સામાજિક અને કુટુંબ વ્યવસ્થા, દરેક વખત માબાપની ઇચ્છાને સંતાનોએ તાબે થવાનું હોય છે તેવું નહિ બનવાનું એ સ્થિતિને સ્વીકારીને માબાપોએ પણ નવી રીતે વર્તતા શીખવું જોઈએ અને એ શીખશે તો એમાથી માર્ગ નીકળશે.

પત્ર લખનાર યુવકે મોટાભાઈ અને માબાપના સંદેશવાહક બની બંનેની લાગણીઓ અરસપરસ પહોંચાડી મોટાભાઈ એ લગ્ન કરવા મક્કમ હોય તો માબાપને એથી આઘાત ન પહોંચે તેવી બદલાતા સમાજની સ્થિતિ એમની સમક્ષ વર્ણવવી જોઈએ.

છેલ્લે, યુવકે ઈશ્વર પર અખૂટ શ્રદ્ધાનો પત્રમાં ઉલ્લેખ કર્યો છે. એનો અર્થ મને એવો લાગ્યો છે કે પ્રભુ આમાં મદદ કરશે અને મોટાભાઈને એ લગ્નથી બચાવશે. પરંતુ માની લ્યો કે મોટાભાઈને પણ ઈશ્વર ઉપર એવી અખૂટ શ્રદ્ધા હોય અને તે પણ માને કે પ્રભુ મને પણ મદદ કરશે તો પછી પ્રભુ આ અખૂટ શ્રદ્ધામાં કોને મદદ કરે? અખૂટ શ્રદ્ધાનો અર્થ એવો નથી કે પ્રભુ મનુષ્યને એનું ધાર્યું જ ફળ આપે છે. અખૂટ શ્રદ્ધાનો અર્થ તો પ્રભુ જ કર્તાહર્તા છે. એ જે કરે તે મનુષ્યે તો માથે ચડાવવાનું છે. આ અર્થમાં જો યુવક કે માબાપમાં પ્રભુ પ્રત્યે અખૂટ શ્રદ્ધા હોય તો મોટાભાઈ લગ્ન કરે તો એને પ્રભુની ઇચ્છા માની વધાવી લે અને એ લગ્ન અંગે કોઈ પણ પૂર્વગ્રહ બાંધ્યા વિના ખુલ્લા હૃદયથી એ બહેનને કુટુંબમાં સમાવી લે. પરંતુ હિંમત ન ચાલે તો, પ્રભુમાં અખૂટ શ્રદ્ધાનો અર્થ એમણે એટલો જ કરવો કે તે આપણા પક્ષમાં રહી ધાર્યું ફળ આપશે.

મહાત્માજીને પ્રભુમાં અખૂટ શ્રદ્ધા હતી છતાં એમણે નહોતું ઇચ્છ્યું તે દેશના ભાગલા પડ્યા. એથી એમની શ્રદ્ધા અખૂટ નહોતી તેમ અર્થ નહિ કરવાનો. પરંતુ એ અખૂટ શ્રદ્ધાને લીધે એમણે ભાગલાના પરિણામને ઈશ્વરની ઇચ્છા માની માથે ચડાવી. ગોળીમાં પણ રામ જોયા!



પ્રસિદ્ધ અભિનેતા ચાર્લી ચેપ્લીન જ્યારે પહેલીવાર સનસનાટીભરી શૃંગારિક નવલકથાઓની લેખિકા એલિનો ગ્લિનને મળ્યો ત્યારે લેખિકાએ પોતાનું એક આંખનું ચશ્મું બરાબર ગોઠવીને ચાલીને ધારીને જોયા બાદ કહ્યું: 'આ ચાર્લી છે એમ! અરે યાર! મેં ધાર્યા હતા એના કરતા અડધા પણ તમે રમુજી લાગતા નથી.'
ચાર્લીએ પણ સૌના હાસ્ય વચ્ચે વળતો જવાબ વાળ્યો. 'તમે પણ ક્યાં દેખાવ છો!'



નાનુભાઈ દવે

# સમાજવાદમાં ભારતીય પદ્ધતિ

જાણીતા વિચારક અહીં જે મૌલિક વિચારસરણી રજૂ કરે છે તેની સાથે મતભેદ હોય તો પણ તે રજૂ કરવાની લેખકની સહજતા સાચા અર્થમાં પ્રેરક નીવડશે જ……

'તમે કહો છો એટલે માનું છું. એનામાં હોશિયારી હશે, પણ પાસે પૈસા નથી એટલે હમણાં એની કિંમત કોઈ નહિ આંકે !' એક મુરબ્બી એ સલાહ આપીને ઉપરથી હસ્યા પણ ખરા. ત્યારે જરા મનમાં ઓછું આવ્યું.

વાત એમ હતી કે એક મિત્ર પાસે સારી યોજના હતી. એમાં ધંધાની નજરે ચોકસાઈ રાખેલી હતી તેમજ લોકકલ્યાણનો આશય પણ એથી પાર પડતો હતો. એ વાત લઈને એક આગેવાન કાર્યકર પાસે ગયા ત્યારે સ્વજન ગણીને લાંબી ટૂંકી કર્યા વિના એમણે રોકડી વાત પરખાવી. શું પૈસા હોય તો જ માણસ લેખામાં આવે, નહિ તો એનું સાંભળવું પણ નહિ !

પણ એવો એક જ કિસ્સો ક્યાં હતો કે ભૂલી જવાય. ઠેર ઠેર પાત્રો અને પ્રસંગો જડતાં હતાં જો. પૈસાની કમી હતી તો લાચારી ઉઠાવવી પડતી હતી, કોઈ સારી તક જતી કરવી પડતી હતી, લાયકાત ઢંકાઈ જતી હતી. આ સ્થિતિ ગરીબોને સ્વાભાવિક રીતે વધારે નડતી હતી. પણ સમાજના દરેક થરમાં વત્તે-ઓછે અંશે પૈસાનાં રોદણાં ચાલુ હતાં.

નવાઈ તો એ હતી કે જે પોતાના ભાગ્યની અવદશા ઉપર બળાપો કરતાં હતાં તે જ માણસો બીજી ઘડીએ પણ જુદાં પાત્રો આગળ ભાગ્યનું ગૌરવ દેખાડતાં હતાં. જેની આગળ વધારે ધન હોય તેની આગળ માણસ જાતે નાનો બને છે, બળે છે, અજંપો કરે છે. જિંદગી નિષ્ફળ ગઈ એમ પણ માને છે. પરંતુ આ બધું ભૂલી જતાંયે એને વાર નથી લાગતી. એનાથી ઓછા ધનવાળા સામે એ ગરજે છે, અપમાને છે, વખોડે છે, અવિશ્વાસ કરે છે. બીજાનામાં એને જે દૂષણો દેખાયાં હોય એને સંભારી ખીલવી સ્વાદથી એ એનાથી નાના ગણાય તેમના માથામાં અફાળે છે.

અને ધન કે ધનથી મળતું ગૌરવ તે એને લીધે આવી પહોંચતી સત્તા વધારે અને વધારે માનભર્યાં થતાં જાય છે. એની પાછળ દોટ મૂકીને મરણ સુધી લોક દોડે છે. જીવનનાં બધાં મૂલ્યો ઉપર એનું જોર જામતું લાગે છે, દેશેદેશમાં એની બોલબાલા થઈ રહી છે.

હિંદુશાસ્ત્રોએ પહેલેથી ધનની સામે લોકોને ચેતવ્યા છે, એનાથી દૂર રહેવા બોધ કર્યો છે. સાધુ-સંતોએ સુંદર ચોપાઈ દુહાઓમાં ધનને માયા ગણી એમાં નહિ ફસાવા જણાવ્યું છે. વર્ષોથી કાંચનકામિનીના ત્યાગને આપણે માનથી જોતા આવ્યા છીએ કારણ કે ધર્મના માર્ગે જવામાં એ જ પહેલું પગથિયું માન્યું છે. બીજા ધર્મોએ પણ સાદાઈ અને ત્યાગના ગુણ ગાયા છે. ધનના પ્રલોભનોથી બચવા કષ્ટ વેઠાવ્યાં છે, જાત ઉપર જુલમ ગુજાર્યો છે.

એવા ઘણા લોકો ધનના સંગ્રહથી દૂર ભાગ્યા છે, સ્પર્શ સુદ્ધાં છોડ્યો છે. અપમાન કે જુલમ વેઠીને એમણે ધનપતિઓ કે રાજરાણીઓને અવગણ્યા છે. અને ગરીબીને સ્વેચ્છાથી આવકારી એમાં મસ્ત રહ્યા છે.

થોડાં વર્ષો વહી જાય છે અને વળી પાછો કોઈ વિચારક, કોઈ સંત આ દેશમાં કે પરદેશમાં પાકે છે અને એ ફરીથી સાદાઈ અને ત્યાગની વાતો નવી રીતે પ્રજા આગળ મૂકે છે, ફેલાવે છે. લોકોનાં જૂથનાં જૂથને એ તરફ વાળે છે. ત્યારે જાણે નવી શ્રદ્ધા ઊગી નીકળે છે. અને એમ લાગે છે કે હવે આદર્શની મંઝિલ દૂર નથી, સ્વર્ગ હાથવેંતમાં છે, માનવ હવે ઉગરી જવાનો એમાં શક નથી.

પણ એ વિરલ વ્યક્તિ કાળના ગર્ભમાં વિલીન થાય



એટલે એ આશાની વેલ પાછી સુકાવા માંડે છે. વળી પાછાં ધનની સહાય વડે મળતાં સુખ અને સાહ્યબી ભોગવવા લોક દોડે છે. એ પૂર પણ એવી જ ઝડપથી આવે છે ને અથાગ મહેનતે ઊભાં કરેલાં શ્રદ્ધાવાળાં મૂલ્યો જમીનદોસ્ત કરી પ્રલય માફક રેલાય છે.

વર્ષોથી આમ ચાલે છે, ધર્મનો બોધ માણસના લોહીમાં ઊતરતો નથી. ધનની પ્રતિષ્ઠા ઘટતી નથી. એનું મૂલ્ય જાણે વધતું જાય છે •

ધનના નાગની ગરદન ઉપર બીજી એક ચૂડ ભરાઈ છે અને તે સમાજવાદ અને સામ્યવાદની. ધર્મથી નિરાળી રીતે એમણે ધન ઉપર કાબૂ મેળવવા માગ્યો છે. મોટો વારસો પાછળ મૂકી જનારને એમણે ભારે કરવેરાથી ડાર્યો છે. ગમે તેવી મોટી મિલ્કત હોય પણ ત્રીજી પેઢીએ એ રીતે ઘસાઈ જવાની આવી ત્રીજી પેઢી થતાં કોઈ વાર ત્રીસ વર્ષ લાગે તો કોઈ વાર પાંચ વર્ષ પણ લાગે આવક થતાં થતાંમાંયે એ ભારે કરવેરાથી સંકોચાવાની. ને જેમાંથી ધરખમ થવાની શક્યતા હોય એ માર્ગો બંધ કરવાનું પણ એમણે નક્કી કર્યું.

યંત્રની શોધખોળ થઈ તે પછી દિવસે દિવસે એમાં ઉમેરો થતો જ જાય છે યંત્ર વિનાના ઉદ્યોગોની હવે માઠી દશા છે, ધૂમ કમાણી તો હોય જ શેની ! હા, લેખન, ચિત્ર, નૃત્ય, શિલ્પ વગેરે લલિતકળાઓની વાત જુદી છે, પણ એ કાંઈ ઉદ્યોગો નથી. યંત્ર વડે ઉદ્યોગો ચાલે તેનુ કદ વધતું જ ગયું છે. અને હવે વિરાટ કારખાના ચાલુ થયા છે એ માર્ગ ઉપર સમાજવાદ–સામ્યવાદે ચોકી પહેરા મૂકી દીધા છે જેથી ધન વિપુલ પ્રમાણમા કોઈ કમાઈ ના શકે

ધનપતિઓની એમણે લાજ લૂટી છે. વેરણછેરણ કરી મૂક્યા છે. એમની મિલ્કતો રફેદફે કરી છે, એમને ગોળીએ દીધા છે, એમના કુટુંબીજનોને રઝળાવ્યાં છે, ઢૂંઢીને માર્યાં પણ છે. અને મૂડી ધરાવતા વર્ગને અલગ પાડી એમનું નિકંદન કરવા મથ્યા છે.

એમણે બીજી રીત અજમાવી છે. એ છે ધનની જરૂરિયાત ના જણાય તેની. એમણે સહુને કાજે રોજીનો પ્રબંધ કર્યો, રોટી સસ્તી કરી, પ્રાથમિક શિક્ષણ સુગમ કરી આપ્યું, આરોગ્ય સુધારી આપ્યું, સસ્તા દરનાં પુસ્તકો ને છાપાં કાઢ્યાં, હવાફેરની જગ્યાઓએ ઓછી આવકવાળાને રહેવાની ગોઠવણો કરી, બાગબગીચા બનાવ્યા, રેડિયો સંગીતને ત્યાં રેલાવ્યું, રમતોની મોટી હરીફાઈઓ ગોઠવી, ઝળહળતી રોશનીઓ કરી બનાવી, ને એમ એમને ચિંતામાંથી મુક્ત કરી રીઝવ્યા પણ ખરા. લોક વિચારવા લાગ્યા—ઓછું કમાવું ને ઓછી ચિંતા. ઘડપણ આવશે કે માંદગી આવશે ત્યારે તો નવી સરકારો સાચવવાની જ છે ને !

આ પ્રયોગ ધૂમધામથી દેશેદેશમાં આગળ વધ્યો, એનો સિદ્ધાંત રચાયો હતો કે મિલ્કતોને સામૂહિક ગણવી. જંગલો, નદીઓ, દરિયાકાંઠો, પહાડો, વગેરે જેમ કોઈ વ્યક્તિનાં ના ગણવાં જોઈએ એમ રેલ્વે, પુલો, વિમાનો, તારટપાલ, વહાણો વગેરે પણ સહિયારાં ગણાયાં ખાણો, ખેતી, ને કારખાનાં પણ સહિયારા થયાં અને એનો વિસ્તાર વધતો ગયો.

આ કુલઝપટ મારમાર કરતી ધમસાણમાં કૈંક હરખાયા, કૈંક મુઝાયા, કૈંક જમીનદોસ્ત થયા. વારસાના હક ભોગવતા રાજાઓ વિલીન થયા, વિવિધ પક્ષોની રચનાવાળી લોકશાહી ભીંસાતી ગઈ. ને રાજ્યતંત્ર ચલાવનારો એક વર્ગ ઊભો થયો એ વર્ગે પોતાના ઉચ્ચ હેતુઓની ઘોષણા કરી અને ગરીબોની વહારે ધાયા.

સ્ટીમરો અને તોપોથી સજ્જ થઈ જુદા જુદા ખંડોમાં અજવાળું પાથરવા એકવાર ખ્રિસ્તી સત્તાઓ નીકળી હતી. ત્યારે એમને જંગલી પ્રજાઓનો ઉદ્ધાર કરવો હતો, પછાતપણાથી, અજ્ઞાનથી, કંગાલિયતથી મુક્ત કરવા હતા. પણ એમનું પ્રારબ્ધ એવુ કે એમાથી સામ્રાજ્યો ઊભા થઈ ગયાં. હવે સમાજવાદ-સામ્યવાદનાયે તકદીર જોર કરે છે એટલે નાનાવા દેશોમાં લશ્કરી વિજયો સાંપડતા જાય છે, અને ધનિકોને બેહાલ કરતા કરતા, એમની મિલ્કતોને આંચકી લેનાં, એ જ હથિયારે ગરીબો પછાતો કચડાયેલાઓનો ઉદ્ધાર



પણ થતો જાય છે.

એમનું એક સૂત્ર છે કે કિસાન મજૂર જેવા શ્રમજીવી-ઓનું રાજ્ય સ્થાપવું હોય અને ધનનું વર્ચસ કાઢી નાખવું હોય તો નિષ્ઠુરપણે સત્તા ચલાવવી જોઈએ, ટકાવવી પણ જોઈએ. એમાં કચાશ ના પાલવે. અને એ મજબૂત હાથે એકવાર સત્તા મેળવ્યા પછી એને સરકવા નથી દેતા તેનો ઇતિહાસ સાક્ષી છે.

જેમણે ગરીબો અને કચડાએલાઓના હિત-કાજે સત્તા મેળવી તેમને એનો નશો ચડયા વિના રહ્યો નહિ. એમણે એ ટકાવી રાખી ખૂબ જુલ્મ કર્યો, કૈંકને રીબાવ્યા. અને પોતે બેહદ દોરદમામ કર્યો. એમણે મોટી મોટી મહેફીલો કરી રંગ જમાવ્યો. દબદબાવાળા સત્કારસમારંભો ગોઠવ્યા. મોટર બંગલા રાચરચીલાં ખાણીપીણી ચિક્કાર રીતે ભોગવી. એમણે કપડાંલત્તાંનો ખૂબ શોખ કર્યો, છાતીને ચાંદ લટકાવી ભરી દીધી. નોકરચાકરને બદલે લશ્કરી દોર દાખવ્યો. એમણે જુદી જુદી સ્ત્રીઓ સાથે ખાનગી જીવન શરૂ કર્યાં. અને લાખો અને કરોડોનાં જોખમો મિનિટોમાં ઉકાવતા થઈ ગયા.

એમણે ધનપતિઓને હાંકી કાઢી એમનું જીવન પોતાને કોઠે પાડ્યું, લટકામાં ગરીબોની ભેરુબંધી ગાજતી રાખી. ધનનાં કોઈ દૂષણો એમણે જવા દીધાં નહિ, પણ ઉપરથી તોર કર્યો અને જુલમ કર્યો. શ્રીમંતો દાનધર્માદા કરી લોકો આગળ મોટાઈ લેતા અને સમાજ ઉપર ઋણ ચઢાવતા. આ નવી વ્યવસ્થામાં તો લોકોનું જીવન જ એમના આભાર તળે ચગદાયું.

પહેલાં ધન એકલું હતું, હવે એમાં સત્તા ભળી. એ સત્તા લશ્કરના બેહાલ કાબૂવાળી હતી. ત્યારે ધનનાં સર્વ દૂષણો પૂરબહારમાં ચમકી ઊઠયાં. પણ, બોલાય કેમ? જનતાના હિત કાજે આમ થતું હોય ત્યાં જનતા બોલે તો એની જબાન ગંધાઈ ના ઊઠે!

પણ આવેશમાં તણાયા વિના આપણે ધનને નિરખવા જઈએ. એનું સ્વરૂપ કેવુંક છે? એના ગુણ શા છે! એનો સ્વભાવ કેવોક છે?

લક્ષ્મીનું સ્વરૂપ મોહક હોય એમાં પૂછવું શું? પણ એ મોહકતા શાથી છે એ આપણે વિચારવું જોઈએ. ગુલાબના ફૂલની ફુમાશ, વાદળાંની રંગછટા. સંગીતનું માર્દવ, સ્ત્રીનું હેત, બાળકનું નિખાલસ હાસ્ય— એમાંનું કશું લક્ષ્મીમાં નથી. હીરામોતી કે સોનું રૂપું પહેર્યાંથી શરીરમાં ફેરફાર થતા નથી, કૈંક જોખમ જ ઊભું રહે છે.

અને છતાં ધનનું આકર્ષણ ઘટતું નથી, એની જરૂર જતી નથી, એની ભૂખ શમતી નથી, એનો સંગ્રહ મટતો નથી. ધર્મના આદેશ, ઊભાં કરેલાં લાંછન, છિનવાયેલી પ્રતિષ્ઠા—એ બધું છતાં એનાં દૂષણો એવાં જ છે, કહો કે વધ્યાં પણ છે. માનવીનું ગૌરવ ઢોળી નાખીને એની મહત્તા વધી રહી છે.

ધનની આ શોભા કે જરૂર કે ગૌરવને આપણે પાંચ વિભાગમાં વહેંચીને નિહાળી જોઈએ.

એના વડે જીવનની જરૂરીઆતો મેળવી શકાય એની કોણ ના કહી શકે. જીવન મળ્યું છે તે જીવવા માટે, મરવાનું તો ના છૂટકાનું ગણાય. મરણનો પ્રબંધ કરવો પડતો નથી, જીવનનો જ થાય છે. અને જીવવા માટે ખોરાક, વસ્ત્ર ને રહેઠાણ જોઈએ. એમ આરોગ્ય જાળવવા-ઔષધો અને ઉપચાર જોઈએ. સરખી તક મળવા અથવા જીવનધોરણ ટકાવવા શિક્ષણ જોઈએ. અને અવરજવર માટે રસ્તા ને વાહનો જોઈએ. ખોરાકમાં એકલી રોટી હવે નથી ચાલતી. શરીરને પૂરતું પોષણ આપે એવો અને નિરોગી ખોરાક અને પાણી એ પહેલી જરૂરીઆત ગણાય છે. એ સસ્તા દરે અને વિપુલ પ્રમાણમાં દરેકને મળવી જોઈએ, એટલું આ જમાનો અચૂક માને છે.

તે પછી માણસને આનંદ કરવો છે. એને કોઈ પુસ્તક વસાવવું હોય કે ગીત સાંભળવું હોય, કોઈને ફૂલો આપવાં હોય કે રંગીન વસ્ત્ર પહેરવું હોય, એની પાસે ધન ના હોય તો એ શું કરે! એને સાહસ ખેડવું હોય ને સફર કરવી હોય તો એ શું કરે?



એને સસલું કે પોપટ પાળવા હોય, બિલ્લી કે કૂતરાને દોસ્ત કરવા હોય તો એ કેમ કરે ?

પણ ધન વહાલું લાગે છે ભવિષ્યની સલામતી માટે. માંદા પડ્યા, અકસ્માત નડ્યો, એકાદ અંગ જૂઠું પડ્યું ત્યારે જિંદગી કેમ ગુજારવી ? એ માટે માણસ પૈસા બચાવે તો એ ખોટુંય શું કરે છે ? આવતી કાલનું દુઃખ જોઈએ આજનું સુખ ઓછું ભોગવે, કરકસર કરે તો એ એની દુરંદેશી એને પાલે પડેલાં સ્વજનો કે બીજાં સ્નેહીઓની વિપદા વખતે એની પાસે બચત હોય તો એ સહાય કરવાની હિંમત કરી શકે, નહિ તો એની જીભ ક્યાંથી ઊપડે !

આટલે સુધી તો ધનના દુર્ગુણ ના વરતાયા, એ નિષ્પાપ જણાયું. પણ ધન ઓછું હોય ત્યાં સુધી એના ગુણો ઝબકતા રહે છે. જ્યાં ધન વધ્યું ત્યાં એનું પોત જુદી રીતે પ્રકાશે છે. વધારે ધન મળતાંની સાથે એના વ્યય કરતાં અપવ્યય વધારે સૂઝે છે. અને માણસે એના અપવ્યય માટે અનેક દ્વાર ખોલી નાખ્યાં છે. જાતજાતનાં વ્યસનો કરે છે. રંગરાગ ને એશ-આરામને ઝપાટે ચઢી જાય છે. એમાંથી જૂઠ, કપટ, દગો, ખૂન એવું કૈંક નીકળતું આવે છે. પછી એને ભાન પણ નથી રહેતું કે એથી એનું કેટલું અહિત થાય છે.

જેમ શરીરને ધન બગાડી મૂકે, આળસુ ને હરામી કરી મૂકે તેમ મનનેય એ ભૂતની જેમ વળગી પડે છે. તરત જ એને મોટાઈ જોઈએ છે, એ વિના ચેન પડતું નથી. ધન વડે એ કોઈના ઉપર પણ મહત્તા મેળવવા મથે છે, બીજાને આંજે છે, દબાવે છે, ગભરાવે પણ છે. દાનધર્મ કરીને પણ એ આગળ આવે છે ને મોટાઈ મેળવે છે. એ જાતજાતના પ્રસંગો ગોઠવી ઠાઠ બતાવવા મથે છે, જુથ ઊભું કરે છે, સાજન ભેગું કરે છે ને મોટું ઉઠમણું ગોઠવે છે. જેમ મોટાઈ મળતી રહે તેમ એને ધનની સાર્થકતા જણાય છે.

આ જરૂરીઆતો અને આ દૂષણો એ બને વચ્ચેની સીમા દોરનાર પણ માનવી જ છે. છતાં એનો વિવાદ મટતો નથી, નિકાલ આવતો નથી. જમાને જમાને અને દેશે દેશે આ સીમા આઘીપાછી ખસે તો કોઈને નવાઈ લાગતી નથી. એને મક્કમપદે સ્થિર કરવાના પ્રયત્નો થાય છે, પણ એની પાછળ સ્વેચ્છા અને સમજ સિવાયનું કોઈ બળ લાવી શકાતું નથી.

એ બળ હવે આપણે ઊભું કરવું પડશે. અધિકાર વડે આ વચલી સીમા આપણે નક્કી કરવી જોઈશે. એ સીમા નીચલા અને ઉપલા થરને સ્વીકાર્ય બનાવવી જોઈશે. કેવી અને કેટલી જરૂરીઆતો દેશ પૂરી પાડે એમ છે એ નક્કી કરી સહુને એનું પાલન કરતાં શીખવે તેનું શાસન આપણે હરખથી સ્વીકારીશું. એવું શાસન પણ પેલી નક્કી કરેલી સીમા નહિ ઓળંગે.

પણ એમ કરવા જતાં બુદ્ધિશાળીનું સ્વમાન ઘવાય છે, કલાકારના મનમાં ઓછું આવે છે. 'શું અમારી કદર જ નહિ ! માટીના ટોપલા સારનાર અને કુશળ વૈજ્ઞાનિક એક પાટલે બેસે અને એક જ કૂવાનું પાણી પીએ ! એમ જ હોય તો પછી દિવસ રાતની મથામણ શીદ કરવી, શીદને જોખમ ઉઠાવવાં, વિષયના ઊંડાણમાં ઊતરી એનાં રહસ્યો ઉકેલવાની કડાકૂટમાં કેમ પડવું ?'

ને એમ તો વાતેય ખોટી નથી. સાહસ, રૂપ, શૌર્ય, બુદ્ધિ, વિવેક, કૌશલ્ય એ બધું ઈશ્વર સરખી રીતે વહેંચતો નથી, કોઈને મબલખ આપે છે તો કોઈને એવી છત હોતી જ નથી. એના ઉપયોગ પણ માણસને જરૂરી છે. એ શક્તિ એમને રીઝવ્યા વિના કેમ કામે લગાડી શકાય ? જેનું ફળ નથી મળવાનું એ બુદ્ધિ શક્તિ કોણ કામે લગાડે ?

ત્યારે એમને શી રીતે સંતોષવા ? કંઈ લાલચો એમની સામે ધરવી ? ધનની કંઈ નબળી પેદાશો એમને હાથ જવા દેવી ? બીજાને ભલે રોકીએ, પણ જે થોડા અનિવાર્ય વિશિષ્ટો હોય તેમને કેવી છૂટ આપવી !

આપણે એવું એક લાઈસન્સ કાઢીએ કે જેની રૂએ

નઠારા પણ ખાસ અધિકારોનું રેશનીંગ કરી શકાય. આજ સુધી તંગીઓનું કર્યું તેમ, પણ હવે ધનનાં દૂષણોની માગણી કરનારને એની પરવાનગીઓ આપવા માંડીએ. જોઈએ તો ખરા, એવી યાદીમાં કોણ ને કેટલા સામેલ થાય છે.

કોને જરઝવેરાત પહેરી બહાર નીકળવું છે, તો એનું લાઈસન્સ કઢાવો. જન્મતિથિ કે લગ્ન પ્રસંગે ભવ્ય ધામધૂમ મચાવવી છે તો એનો પરવાનો મેળવો. મોટી મહેફીલો ગોઠવવી છે તો રજાચિઠ્ઠી ફડાવો. ખાસાં વેગન જેવડાં વાહનો ફેરવવાં છે તો એની પરમીટ મેળવો. આલિશાન બંગલો બંધાવવો છે તો એની અરજી કરો. મોટી રકમ ધર્માદા કરી માતપિતાનાં નામ અમર કરવાં છે તો એનું ફારમ ભરો. નોકરોની ભરતી કરી હુકમો બજાવવા છે તો એનું ડેકલેરેશન કરો......

ધન મેળવીને જે દેખાવો કરવા છે તેની બેફામ છૂટ ઘણો વખત આપણે નભાવી. હવે એના ઉપર અંકુશો આવી જવા જોઈએ. જેને હજુયે એમ જ કરવું હોય, તો દારૂ પીવાની આપણે જેમ શરમ ઊભી કરી છે એમ એનું લાંછન દેખાવું જોઈએ. આવી મોટાઈ અને વ્યસનો વચ્ચે માત્રાનો તફાવત છે, સમાજને તો બંને નુકશાનકારક છે. સ્વચ્છ, નીરોગી અને સ્વાભાવિક જીવન માટે એવી કશી જરૂર નથી. આનંદોને આપણે સામૂહિક કરી રહ્યા છીએ. એને ખર્ચાળ તો નહિ જ બનાવીએ. એમાંથી જુગારનાં તત્ત્વો કાઢી નાખીશું, અને પ્રકૃતિની વચ્ચે જઈ સાહસિકતા ખીલે એવો ઝોક આપીશું. માનવીનું એકાંત ભપકા વડે ભરાઈ જવા દેવું એ વાજબી નથી.

જેમ જરૂરીઆતોનો ખ્યાલ કરીશું તેમ આવતી કાલની ફિકર પણ કાઢી નાખીશું તો જ નવી રચના લાવી શકાશે. ઘરનાં ભાડાં, મુડીનું વ્યાજ, કિંમતનો વધારો એના આધારે ક્યાં સુધી સમાજને ઉછેરવો જોઈએ? જરા, વ્યાધિ અને મૃત્યુ જેમ માનવીને આવી પડે જ છે, કુદરતના ક્રમમાં રહેલી વિગતો છે તેમ એના ઈલાજ પણ એટલા સ્વાભાવિક ને સામુદાયિક કર્યે જ છૂટકો. અનાથ બાળકો, વિધવાઓ અને ત્યક્તાઓ, વૃદ્ધો ને બિમારો એમની ચિંતા એ આપણા સહુની ચિંતા બને અને એમનું જીવન આસાનીથી નભી શકે ત્યારે જ માનવીની વ્યવસ્થાશક્તિ લેખે લાગી ગણાય. આમ કરી આપણે શું મહેનતનાં ફળ છીનવી લેવાં છે? ના, એથી તો કાર્યની શિથિલતા આવે, માનવીનું સંશોધન કરમાય, એનો પુરુષાર્થ રૂંધાય. એ ભલે ઉદ્યમી બને, જોખમો ખેડે, સર્જનશીલ રહે. એમ કરીને એને આપણે યશ આપીશું, બિરદાવીશું. એના આત્માને હીણપત ના લાગે એ હદે એનો આરામ જાળવીશું, એના તરફ હેત કરીશું, આદર રાખીશું, એની સ્મૃતિ સંઘરીશું. પણ ઠસ્સો કરવા દઈ સમાજથી વિખુટા નહિ પડવા દઈએ તેમ વ્યસનોમાં લપટાવીને એની શક્તિઓ ખૂટી પણ નહિ થવા દઈએ. જરૂરીઆતો, સલામતી અને આનંદોની જે લાઈનદોરી આપણે નાખી હોય તેની મર્યાદામાં સહુ કોઈને છૂટ રહે પણ અતિસુખની લાલસા હવે મટવી જોઈએ. ધર્મની ચેતવણીઓથી એમ નથી બન્યું, સમાજવાદ કે સામ્યવાદની ઘોષણાઓથી એમ નથી બન્યું. હવે બીજી પદ્ધતિથી એમ કરવું રહ્યું.

નિર્વિવાદ છે કે એથી જીવન ઉપર નિયંત્રણો આવવાનાં, અને શાસનનું જોર-એટલું વધવાનું. પણ એની ધાક કે અણગમો હવે રહેવો ના જોઈએ. નવી રચનામાં સત્તાસ્થાને હશે તેય પેલી લાક્ષણિક મર્યાદાની અંદર જ રહેશે. મહત્તાનું પ્રદર્શન એ પણ નહિ કરે. સગાંને ઉપલે મેડે મૂકી આવવાની જરૂર એમનેય નહિ લાગે. સમાજ ઉપર એમનું ઋણ નહિ ચઢે. જૂની સત્તામાં વ્યસનનો અતિરેક હતો તે હવે ખર્યો છે. અને બાકી રહેલી મહત્તાને દૂષણરૂપ ટકી રહેતાં આપણે અટકાવી શકીશું તો માનવીની એ આગેકૂચ શોભી ઊઠશે.

આપણે સમાજવાદમાં ભારતીય પદ્ધતિ શોધવી છે, તે કાજેની એક દિશાનું આ સૂચન છે. સ્વેચ્છાની ગરીબાઈ હવે સમાજને માટે હિતકર નથી. જીવનનું

'સિદ્ધાર્થ'

# પસંદગી

**દીકરી તરીકેનો જે બોજ આજસુધી મા-બાપ ઉપર પુત્રીઓ લાદતી આવી છે તે હવે પોતે ઉપાડતી થઈ છે એ આપણી નવી સામાજિક રચના થઈ ગણાય. પણ પુત્રીએ ઉપાડી લીધેલો આ બોજો એટલો સહજતાથી હજી મા-બાપ સ્વીકારી શકે તેમ નથી તેની વિશદતા આલેખતી આ વાર્તા મહત્તાવાળી બની છે...**

નજરે જોનારને તો ઠીક પણ સોહાગની સાથે રહેનાર તેની ખાસ બેનપણીનેય ખ્યાલ નહોતો આવ્યો કે સોહાગ આટલી ગંભીર, આટલી પૅક કે આટલી બધી હોશિયાર હશે.

એમ તો જસમા સોહાગની સાથે, ભણતી હતી ત્યારથી રહેતી આવી હતી. બન્ને ગ્રેજ્યુએટ થયાં ત્યાં સુધી હૉસ્ટેલમાં પણ એક જ રૂમમાં રહેતાં હતાં. બન્ને એક જ ગામમાં હતાં. રામપુર નાનું ગામડુંય નહોતું કે મોટું શહેર પણ નહોતું. એટલે જ ત્યાં નવી સવી કૉલેજ થઈ ત્યારેય ત્યાંની કૉલેજમાં જોડાવાને બદલે એ બન્ને અમદાવાદમાં જ ગયેલી. ભણીને નોકરી કરવાનો હેતુ નહોતો, પણ બન્ને અભ્યાસ આગળ વધારવા માગતી હતી એટલે સોહાગની વાચાળતા અને દરેક સાથે સહજતાથી હળવા-ભળવાના સ્વભાવે કાયદાનો અભ્યાસ ચાલુ રાખ્યો. જસમા વધુ પડતી વિદ્યા-અર્થી હતી. પોતાની 'સ્કૉલર' તરીકેની પડેલી છાપે તેનામાં સંશોધનવૃત્તિ જગાડી. અને અંતે તેણે એમ.એ. થઈને ડૉક્ટરેટ મેળવવાનું મન સાથે નક્કી કર્યું.

રામપુર જેવા નાનકડા ગામમાં રહેતી આ બન્ને બેનપણીઓનાં મા-બાપ તેમના શહેરી જીવનથી તંગ આવી ગયાં હતાં. બન્ને અધૂરી આછકલી હતી એટલે નહિ પણ ઉંમરલાયક થઈ હતી એ મા-બાપને વધુ જલદી ખ્યાલમાં આવ્યું. એટલે જ્યારે બન્ને બી.એ.માં પાસ થઈ કે તરત બન્નેને આગળનો પ્રશ્ન એવો હેરાન કરી ગયો કે સોહાગ તો ઠીક, પણ જસમા તો ત્યાં જ રહી પડવા તૈયાર થઈ. પણ સોહાગ એકલી અમદાવાદ જઈને રહેવાની હિંમત કરી શકી નહિ કે કોણ જાણે કેમ પણ તેણે જસમાને પોતાની સાથે ખેંચવાનું નક્કી જ કર્યું. ઢીલી પડેલી જસમાને તેણે ચાવી ચડાવી. અને મા-બાપની ઉપરવટ જઈને જેમ પોતે અમદાવાદ રહેવા જવા તૈયાર થઈ હતી તેમ જ જસમાનાં મા-બાપને અષ્ટમ્‌પષ્ટમ્ સમજાવવામાં એ સફળ નીવડી બન્ને એક સાથે જ રહેશે એવી ખાતરી પણ આપી.

ચાર વરસનાં કૉલેજજીવનમાં અનેક નાના મોટા સંબંધો થયેલા તેને લીધે સોહાગને અમદાવાદમાં મકાન મેળવવામાં જરાય મુશ્કેલી ન પડી યુનિવર્સિટીની નજીકની જ એક સોસાયટીમાં બે રૂમનું સરસ મજાનું સ્વતંત્ર મકાન મળ્યું. અને ઓળખાણોનો ઉપયોગ નોકરી મેળવવામા પણ સારો એવો કર્યો એટલે એ માટેય બહુ રાહ જોવી ન પડી.

બન્નેએ પાછી ટર્મ ભરવી શરૂ કરી. નોકરીનો સમય પણ બન્નેનો અલગ હતો. કૉલેજ અને નોકરીને કારણે બન્ને બેનપણીઓ સવારના પહોરમા ઘેરથી નીકળી પડે. જસમા મોટે ભાગે લાયબ્રેરીમાં ફાજલ

ધોરણ એથી ઊંચુ લાવવું જોઈશે. સમાજને બસો વર્ષ પાછળ નહિ લઈ જઈ શકાય અને યંત્રોએ આપેલી સુખ સગવડોને સાવ નકારી નહિ શકાય. એમ ધન કે સત્તા વડે જુદી જુદી તરકીબોથી અતિસુખ કે મહત્તાનું પ્રદર્શન પણ નહિ થઈ શકે. નવું સમાધાન બન્ને છેડેથી આપણે રચવું જોઈશે. જે શાસન આટલું સરળ રીતે સ્થાપી શકે તે માનવીને કુદરતપ્રેમી બનાવી નિખાલસ દિલનો પણ બનાવી શકશે. અને આખરે તો માનવીને એ છે તે કરતાં વધારે સરળ ઉદાર અને શક્તિશાળી બનાવે તે જ વ્યવસ્થા આપણે આવકારીશું. અને ખેતીને પ્રધાનપદે મૂક્યા વિના તો એવું કેમ જ થવાનું છે!





સમય વીતાવતી અને સોહાગનો ફાજલ સમય તેના અહોળા મિત્રસમુદાયમાં ક્યાં જતો રહેતો તેની ખબર પણ ન પડતી. સવારનાં ચાપાણી સિવાય ઘેર કાંઈ લેવાનું રહેતું નહિ. બપોરનાં બન્ને બહાર જમી લેતી. રાત્રે કોઈવાર કાંઈ નાસ્તો કે ફળ વગેરેથી ચલાવી લેતી તો કોઈવાર નક્કી કર્યું હોય ત્યારે રાતનાં કોઈ સંબંધીને ત્યાં કે સારી હોટેલમાંય પહોંચી જતી.

શહેરનું યાંત્રિક નહિ તો ય યંત્રની વધુ નજીક રહેતું તેમનું આવું જીવન શરૂ થઈ ગયું. બન્ને નોકરી કરતી એટલે તેમના ગામ જવાનું તો ભાગ્યે જ બનતું. કોઈ કોઈવાર તેમનાં ઘેરથી કામ પ્રસંગે અમદાવાદ કોઈ જાય તે પણ બેમાંથી એકેય રાત પડ્યા વિના ઘેર મળે જ નહિ એમ માની તેમને મળ્યા વિના ચાલ્યું જાય. એટલે રામપુરમાં કોઈ ને આ બન્નેના આ પ્રકારના જીવનની ખબર પડે તેમ હતું નહિ.

પણ ઉંમરલાયક પુત્રીનાં મા-બાપ તો સમાજથી હંમેશ ચેતતાં, ડરતાં કે જાગતાં જ રહે છે અને સોહાગ માટેય તેનાં મા-બાપને એક સારો છોકરો મળી ગયો એટલે જલદી પતાવી દેવા સોહાગને રામપુર બોલાવી. સ્વપ્નેય ખ્યાલ ન હોય તે વાત આમ આકાર લઈ રહી છે એનો ખ્યાલ તો સોહાગ તાર મળતાં હાંફળી ફાંફળી રામપુર દોડી આવી ત્યારે આવ્યો. અને એના સ્વભાવ મુજબ એ છેડાઈ પડી.

લગ્ન કરવા નહોતી માગતી એવું ચોખ્ખું તો સોહાગ ક્યારેય બોલી નહોતી, અને એટલે જ તેને લાયક એવો છોકરો મળ્યો ત્યારે એ અંગે વિચારવાય મા-બાપ ન પ્રેરાય? અને છતાં સોહાગે છેડાઈ પડીને જ્યારે એમ કહ્યું કે 'આ કામે માટે મને બોલાવો છો એવું જણાવ્યું હોત તો હું ત્યાંથી જ તમને મારી ઇચ્છા જણાવી દેત.' ત્યારે માતા-પિતા તો સડક થઈ ગયાં. માતાએ તો ઉંમરલાયક દીકરી સામે દલીલેય કરી જોઈ:

'બેટા, તને ભણાવી એટલે તારી પાસેથી આટલી બધી નફટાઈની તો આશા ન જ રાખી હોય ને?' માતાને જવાબ આપે એ પહેલાં જ પિતાએ જરા વધુ કડક શબ્દોમાં સોહાગને સુણાવી દીધું: 'તારી મરજી સાચવી એ અમારી મરજી આમ ઠોકરે ચડાવવા?'.

'પણ આમાં નફટાઈનો કે મરજીને ઠોકરે ચડાવવાનો સવાલ જ ક્યાં છે, પિતાજી? મારે વકીલ થવું છે. વકીલ થયા પછી જ લગ્ન વિશે વિચારવાનું મેં નક્કી કર્યું છે.'

'વકીલ થવામાં તને વધુ અનુકૂળતા સાંપડે એવો છોકરો છે એટલે જ અમે વિચાર્યું છે. તું એકવાર એને મળી તો જો.' પિતાએ કંઈક ઢીલી પડેલી પુત્રીને વાત ઠસાવવા પ્રયત્ન કરી જોતાં કહ્યું.

'પણ અત્યારે તો હું એ બાજુનો વિચાર કરી શકું તેમ નથી પછી જોવાનો સવાલ જ ક્યાં?' સોહાગે ટાઢું પાણી રેડ્યું. પણ માતા-પિતાના જીવને દુઃખ ન થાય એટલે એ પાણીના વહેતા રેલાને વરાળ કરીને ઉડાડી દેતી હોય તેમ બોલી: 'આવી છું ત્યારે મળી તો લઉં. બોલાવજો એને ચા-પાણી માટે.' માતા-પિતાની ખુશીનો પાર ન રહ્યો.

સુદેશ જેવો તેવો છોકરો નહોતો. તાજો બેરિસ્ટર થઈને આવ્યો હતો; પણ ક્યાં પ્રેક્ટિસ કરવી એ હજુ તેણે વિચાર્યું નહોતું. પણ વિલાયતની હવામાં આવી કંઈક છોકરીઓને પાણી પાણી કરી દેતાં તો એ શીખ્યો જ હશે એની આ બન્ને વડીલોને જાણે ખાતરી હતી. એટલે જ સુદેશે જ્યારે સોહાગ માટે હા પાડી,—અરે જોયા વિના જ લગ્ન માટે હા પાડી દીધી ત્યારે સોહાગને પૂછવાનું તો એના પિતાએ યાદ દેવડાવ્યું. માતા તો એ જ વખતે એ બોલાયેલા બોલને રૂપિયે ને નાળિયેરની મહોર મારી દેવા લલચાઈ ગયેલાં. પિતાએ તાર કરીને સોહાગને બોલાવી ત્યારે આ બન્ને વડીલોને તેમની ભૂલ સમજાઈ. સુદેશની સાથે વાત કરવાની ઉતાવળથી જાણે પછતાઈ પણ રહ્યાં. પણ બાજી હજી વધુ બગડી નહોતી. સોહાગ કદાચ બાજી બગાડી દેશે એવું લાગે તો ય જાણે સુદેશ માટે

બન્નેને પૂરી ખાતરી હોય એમ એ જ વખતે સુદેશને ચા-પાણી માટે બોલાવવા માણસને મોકલી દીધો.

-સોહાગ તૈયાર થવા અંદર ગઈ. લગ્ન માટે આટલું ઝડપી તેના પર આક્રમણ આમ ઓચીંતું થાય એવું તો એણે પોતેય કલ્પ્યું નહોતું. પોતે વિશાળ વાતાવરણમાં રહેવા લાગી હતી. યૌવનની મોજ માણવાનું એય વિચારતી હતી. યૌવન એનામાં પ્રવેશી ચૂક્યું હતું એ પણ એ સારી રીતે સમજતી હતી. પણ એ યૌવનને શોભાવી રહી હતી. શહેરી જીવનમય પણ એની વૃત્તિ ક્યારેય બહેકી નહોતી ગઈ. જાણે સંયમ અને સંસ્કારની ઊંડી સમજ એને વરી હતી. અને તેમાંય જસમા જેવી ઠરેલ અને ચિંતનશીલ બેનપણીને કારણે તેનામાં સ્ત્રીસહજ મર્યાદાએ ખૂબ ઊંડો પાયો નાખ્યો હતો.

સુદેશ બેરિસ્ટર થઈને આવ્યો હતો. વિલાયત જઈને પાંચ-છ વરસ સુધી ઠીક ઠીક લહેર કરી હતી. પણ આખરે બેરિસ્ટરી પાસ કરી કે તરત જ એના પિતાએ બોલાવી લીધો. એમ તો છેલ્લાં બે વરસથી એના પિતાએ પૈસા મોકલવા બંધ કરેલા એટલે જ ત્યાંનો વસવાટ ટૂંકો કરીને સુદેશે પરીક્ષાય આપી. અને છેલ્લે વરસે તો તનતોડ મહેનત કરીને ખરચજોગું કમાતાં કમાતા પણ તેણે પરીક્ષા પાસ કરી. પિતાના હજારો રૂપિયા વેડફીને, ભણવાને બદલે એણે જે મોજ કરી હતી તે બની છેલ્લાં બે વરસમાં સોંસરી નીકળી ગઈ. પિતાને, વિલાયતથી આવેલ એક જણે સુદેશ વિષે બધી માહિતી આપી એટલે જ તેને પૈસા મોકલવા બંધ કર્યા. અને પિતાએ તો જાણે તેને 'અલ્ટીમેટમ' જ આપી દીધું હતું - 'પૈસા તો હવે નહિ જ મોકલું, પણ બેરિસ્ટર થયા વિના આવ્યો છે તો તને વારસાહકમાંથી રદબાતલ ગણીશ.'

સુદેશ જેવા વિલાયતના જીવનમાં રીઢા થઈ ગયેલા છોકરાને આ ચીમકી આટલી અસરકારક નીવડશે એવું તો એના પિતાએય કલ્પ્યું નહોતું. અને એટલે જ, સુદેશે બેરિસ્ટર થયાના સમાચાર મોકલતાંની સાથે જ પિતાએ તેને પાછા આવવાના પૈસા પણ મોકલી દીધા ને? અને પિતાને તો ઠીક, પણ બીજા બધાને ખૂબ નવાઈ લાગી! હકીકતમાં સુદેશ ત્યાં જઈને એવો બગડીય નહોતો ગયો. વાત ઉડાવનારે કાંઈક જુદી જ ધારણા રાખેલી. અને એ ધારણા ન ફળી એટલે આ વાત ઉડાવેલી.

તેમાંય જ્યારે સોહાગની સાથેના લગ્નની વાત સુદેશને એના પિતાએ—ખાસ તો વહુ લાવવવાની ઉતાવળ દાખવનાર માતાએ કરી ત્યારે જરાય આનાકાની વિના એ હા પાડી બેઠો. ઊલટું સામેથી એણે જ કહ્યું -કે' 'સોહાગની હા હોય તો મને વાંધો નથી!'

પણ માતાને બાપડીને ક્યાંથી ખ્યાલ હોય? એટલે તેમણે તો તરત સુદેશને ઉધડો લીધો : 'અલ્યા, ગરજ છોકરીવાળાને કે આપણે?'

'બન્નેને.' કહી સુદેશ હસ્યો અને સોહાગની સંમતિ મેળવવા તેણે બોલાવવાનું કહી બહાર જતો રહ્યો.

જ્યારે સોહાગના ઘેરથી માણસ સુદેશને ચાપાણી માટે બોલાવવા આવ્યો ત્યારે એની અનુભવી માતા અને પિતા બન્ને સમજી ગયાં કે સોહાગ અમદાવાદથી આવી ગઈ છે અને હવે તો વાત નક્કી જ છે. માતાને 'જાઉં છું' એમ કહેવા સુદેશ આવ્યો ત્યારે એટલે જ તો માતાએ ગોળની કાકરી ખવડાવી ને!

સુદેશ ઘરડી માતાની ઘેલછા સામે મીઠી મજાક કરતો ચાલતો થયો અને માતા-પિતા પોતાના એકના એક પુત્રની પીઠ જોઈને ફતેહ મેળવવાના આશિષ આપતાં રહ્યાં.

નાનું એવું રામપુર ગામ. સુદેશના પિતાનું શ્રીમંત કુટુંબ. સોહાગના પિતા પણ ઠીક ઠીક શ્રીમંત ગણાય પણ સુદેશ જેવો સોહાગ માટે છોકરો મળી રહેશે એવો તો કોઈને ખ્યાલેય નહોતો. તો ય પાંચેક વરસથી વિલાયત ગયેલો સુદેશ સાવ વંઠી ગયો છે અને હવે ત્યાંથી આવવાનો જ નથી એવી વાતો જ્યારથી ગામમાં વહેતી થયેલી ત્યારથી તો સોહાગ માટે એ નામ વિચારાય જ કેમ? એમ તો ભણેલી છોકરીઓ જો





ગામમાંથી જ વીણવી હોત તો તો જસમાય ક્યાં નહોતી? જસમા શ્રીમંત ઘરની અને સંસ્કારી છોકરી હતી. પણ આ તો વહેલું તે પહેલું અને પહેલું તે પરમેશ્વર જેવું બન્યું.

સુદેશ ઘેર આવ્યો ત્યારે બન્ને જાણે કેટલાંય પરિચિત હોય તેમ સોહાગે જ આવકાર આપ્યો: તેનાં માતા-પિતાની ખુશીનો પાર ન રહ્યો. અને અધૂરામાં પૂરું દીવાનખાનામાં બેસવાને બદલે સુહાગે જ્યારે સુદેશને પોતાની રૂમ ભણી દોર્યો ત્યારે તો ઉંમરે પહોંચેલાં એ બન્ને વડીલો પોતાની પુત્રીને અંતરના આશિષ પણ આપી ચૂક્યાં. સોહગના ગયા પછી સુદેશ તો નિરાંતે મળશે એવા સંતોષ સાથે દીવાનખાનાના બારણામાં જ બન્ને અટકી ગયાં અને આ જુવાનોને એકાન્ત આપ્યું.

'તમે અહીં રહેતાં નથી તોય તમારો ખંડ આટલો બધો જીવંત લાગે છે તેથી ખૂબ આનંદ થયો.' પોતાને મળેલા સુંદર આવકારનો જવાબ વાળવાને બહાને જ રૂમમાં દાખલ થતાં સુદેશ બોલ્યો.

'સ્ત્રીઓ ખુશામતથી જલદી વશ થાય છે, એમ?' સોહગે જાણે પશ્ચિમની સ્ત્રીસન્માન ભાવનાને પડકારવા જ કહ્યું.

'તમને નાખુશ કરવાનો મારો જરાય આશય નહોતો.' સુદેશ આ જુદી જ ખોપરીની છોકરીને માપવા સોહાગની સામે જોઈ રહ્યો અને એની સાથે નજર મિલાવતાં બોલ્યો: 'કોઈને વશ કરવાનું કે ખુશામત કરવાનું આમાં આવ્યું જ ક્યાં? કંઈ પણ સારી વાતને સારી કહેવી એ તો સામાન્ય સમજના દરેક માણસને આવડવું જોઈએ ને?'

'પણ સામાન્ય સમજના દરેક માણસને એય આવડવું તો જોઈએ જ કે લગ્ન એ વ્યક્તિનો અંગત પ્રશ્ન છે.'

'હા, હું તો એ ખાસ માનું છું.' સુદેશ અક્કડ થતો બોલ્યો.

'એટલે જ મારી મરજી જાણ્યા વિના તમે મારી સાથે લગ્ન કરવાની હા પાડી દીધી? અને તેય સ્ત્રી-સ્વાતંત્ર્યના હિમાયતી એવા વિલાયતમાં જઈને રહી આવેલા તમે આવી સંમતિ શી રીતે દાખવી શકો?'

'મેં મારી સંમતિ દાખવી છે.'

'મને બિલકુલ ઓળખ્યા વિના?'

'ઘણીવાર માણસની કલ્પના માણસને કામિયાબી આપે છે.'

'મારા માટે તમે કલ્પના સેવો છો?'

'સેવતો આવ્યો હતો, હવે વાસ્તવિક બનાવવા માગું છું.'

'તો તો વિલાયતથી કોઈ દિવસેય પત્ર લખ્યો હોત.'

'વિલાયતથી લખેલા પત્રને સાચો માની શકવા કોઈ નહિ ને તમે તૈયાર થાત ખરાં?'

'શા ઉપરથી માન્યું કે ન થાત?'

'ખુદ પિતાજી પણ મારી એકેય વાત નહોતા માનતા, ગામલોક પણ નથી માનતું. એમ તમેય ન જ માનો ને?'

'હું તો ન માનું એનું કારણ છે!'

'જાણી શકું છું?' સુદેશે જાણે સોહાગને પકડમાં લીધી.

અને સોહાગે કીટલીમાંથી કપમાં ચાનું પાણી રેડતાં રેડતાં એનો જવાબ પ્રશ્નરૂપે જ આપી દીધો: 'જાણ્યા પછી તમારો નિર્ણય ફેરવશો ને?'

'કયો નિર્ણય?'

'મારી સાથે લગ્ન કરવાનો જ તો!'

'તમને ખાસ હરકત છે?'

'હું વકીલ થવા માગું છું.'

'હું વકીલાત જ કરવાનો છું એટલે પરસ્પર સહાય-રૂપ થઈશું.'

'બેરિસ્ટરી પાસ કરીને આટલુંય નથી શીખ્યા?'

'શું?'

'પત્ની તરીકે વકીલ થયેલી સ્ત્રી ન હોવી જોઈએ.'

'તો વકીલાત કરતી બધી સ્ત્રીએ પરણવું જ નહિ જોઈએ એમ તમારું માનવું છે એમ ને?'

'ના જી વકીલાત કરતી સ્ત્રીએ વકીલાત કરતા પુરુષને પતિ તરીકે નહિ પસદ કરવો જોઈએ '

'મે બેરિસ્ટરી પાસ કરી એ મારી ભૂલ ?'

'બેરિસ્ટરી પાસ કરીને પત્ની તરીકે વકીલનુ ભણતી સ્ત્રીને પસદ કરવાની ભૂલ તો જરૂર કરી છે ' સોહાગે હસતા હસતા તૈયાર થરેની ચાનો કપ સુદેશને આપતા કહ્યુ.

'કેટલીક ભૂલોમાથી જ સુંદર પરિણામો આવે છે '

'વકીલની ભાષામા આવુ ન હોય '

'કોર્ટમા ન હોય, ઘેર તો હોય ને ?'

'ઘરમાય વકીલો તો દલીલો જ કર્યા કરે '

'તમારી જેમ ?'

'મારે તો હજી શીખવાની છે, તમારી પાસે શીખવા આવુ ને ?'

સોહાગ હવે બરોબર સકજામા આવી છે એમ માની આ વાકય સાભળતા સુદેશે જાણે તરાપ જ મારી

'શીખવા આવવાની જરૂર ન રહે એટલે તો લગ્નનો પ્રસ્તાવ મૂકયો છે '

પણ સોહાગ જરાય ગાજી જાય એવી નહોતી સુદેશને જાણે સાવ ઉતારી પાડતી હોય તેમ બોલી

'વકીલ સાથે લગ્ન નહિ કરવાનો મે નિશ્ચય કર્યો પછી જ કાયદાનો અભ્યાસ શરૂ કર્યો છે '

'નિશ્ચય બધા પળાય છે એવુ તમે માનો છો ?'

'હુ તો પાળુ છુ ' કહેતા સોહાગે જાણે વાતને જુદો જ ઝોક આપવા પ્રયત્ન કર્યો 'લગ્ન કરવાની ખરેખર ખૂબ જ તાલાવેલી લાગી છે ?'

'મને નહિ મારી બાને જલદી વહુ લાવવાની તાલાવેલી લાગી છે '

'માતા ખાતર તમારી જાતને આમ કોડીની કરવા નીકળ્યા છો ? જિદગી તો તમારે જીવવાની છે એ વૃદ્ધજનો તો હવે કેટલાક વરસ ?'

'એટલા વરસેય એમને સતોષ થાય ને ?'

'હુ તમને ખૂબ ગમુ છુ, નહિ ?'

શકા છે ? એવુ હોત તો તમારા માટે હા શા માટે પાડત ?'

'મને જોયા વિના મારી સાથે લગ્ન કરવા તમે કેમ તૈયાર થયા એ હજુય મને સમજાતુ નથી સોહાગે કીટલીમાથી બીજી વખત ચાનુ પાણી ખાલી થયેલા કપમા રેડતા કહ્યુ

સુદેશ જાણે આજે બોલવા જ બેઠો હતો સામે વાચાળ યુવતી હતી 'જોયા પછીય મારો અભિપ્રાય બદલવાનુ મને જરાય મન થતુ નથી

'હુ એટલી બધી સુદર છુ ?'

'સૌંદર્યની વ્યાખ્યા વકીલને ન આવડે '

'મને મારી ઇચ્છા વિરુદ્ધ તમે પરણો એમા તમને શું સુખ મળવાનુ છે ?'

'હુ સુખ નહિ મેળવુ તો આપી તો શકીશ અને જે આપી શકે તેને અચૂક મળે પણ છે જ ' કહી સુદેશે બીજી વારની ચાનો કપ હાથમા લીધો

'આજે તો મારાથી રોકાવાય એમ નથી અને તો એક દિવસ ફુરસદ કાઢીને અમદાવાદ ન આવો ? અત્યારે મારે ગાડીનો વખત થયો છે એટલે જવુ પડે તેમ છે ' સોહાગે એકદમ વાતને કાપી નાખી. સુદેશ પાસેથી બીજે અઠવાડિયે અમદાવાદ આવવાનુ વચન લીધુ અને બન્ને છૂટા પડ્યાં

અમદાવાદ જઈને સોહાગે બધી વાત જસમાને કહી. જસમા તો આ સાભળી છક્ક થઈ ગઈ જે સુદેશ વિષે પોતે આટલા વરસોથી રાહ જોઈ રહી હતી, સુદેશ વિષે સોહાગ પાસે વાતો કરતા થાકતી જ નહોતી એ આમ વિલાયતથી આવીને પોતાને બદલે સોહાગ સાથે પરણવા તૈયાર થયો ? સોહાગની અદેખાઈ પણ આવી પણ સોહાગે કહેલુ બધુ સાચુ જ હોય તો એમા સોહાગનો દોષ કેમ કાઢી શકાય ?

સુદેશ અમદાવાદ ગયો ત્યારે ઘરમા પહેલી જસમાને જોઈ સોહાગે જસમાની ઓળખાણ આપી ત્યારે ઘડીભર તો એ છક્ક જ થઈ ગયો પહેલી નજરે જ ગમી જાય તેવી જસમા હતી, સોહાગ કરતા તો કયાય દેખાવડી હતી એક જ ગામની હોવા છતા સુદેશ એનાથી અજાણ્યુ શી રીતે રહી ગયો ?





ઓળખવિધિ પતી એટલે જસમા અંદર ગઈ કે તરત ઘવાયેલા સુદેશને ભાનમાં આણવા જ સોહાગે બીજું તીર જાણે માર્યું: 'ગમે છે ને?'

બાઘાની જેમ સુદેશ બોલી ઊઠ્યો: 'શું કહ્યું?'

'જસમા ગમે છે ને?' બીજા રૂમમાં અવાજ ન સંભળાય એટલે ધીમેથી સોહાગ બોલી.

'શું કહેવા માગો છો?' સુદેશ હજુ ભાનમાં આવ્યો નહોતો.

'જસમા સાથે લગ્ન કરવાનું ગમે ખરું?' સોહાગ એની વધુ નજીક ખસતાં વધુ ધીમેથી બોલી.

'પણ એમ જોયા જાણ્યા વિના કોઈની સાથે જીવન જોડવાનું તો શી રીતે કહી શકાય?'

'કેમ વળી, મારી સાથે જોડવા તો તૈયાર થયેલા?'

'તે તમને તો મેં ગાંઠે બાંધી રાખેલાં.'

'તો જસમાએય તમને ગાંઠે બાંધી રાખ્યા છે.' કહીને પાણી લઈ આવેલી જસમા સામે જોતાં સોહાગે જાણે જસમાને જ ઉદ્દેશી: 'કેમ જસમા, તું તો આમની વાતો કરતાં ધરાતી જ નહોતી, હવે કેમ કાંઈ નથી બોલતી? મારી હાજરી ખૂંચે છે?' કહીને સોહાગ ઊભી થઈ ગઈ. એ ચાલવા લાગી ત્યાં તો જસમા અને સુદેશ સાથે જ બોલી ઊઠ્યાં: 'અમારું વાત કરવાનું માધ્યમ આમ ચાલ્યું જાય તો અમારી શી દશા?'

સોહાગ જસમાનો સ્વભાવ જાણતી હતી. પણ ચબરાક સુદેશ એનેય બોલતી કરી દેશે એમ સમજીને એ સુદેશના સ્વાગતની તૈયારી કરવાને બહાને ત્યાંથી નીકળી ગઈ.

હાથમાં નાસ્તાની ટ્રે લઈને વીસેક મિનિટ પછી જ્યારે સોહાગ રૂમમાં ફરી દાખલ થઈ ત્યારે આ યુગલ જાણે તેને ઓળખતું જ ન હોય એટલી બધી તલ્લીનતા તેમની વાતોમાં આવી ગઈ હતી. એટલે જ સોહાગ વધારે મશ્કરીએ ચડી: 'માફ કરજો રંગમાં ભંગ પાડવા બદ્દલ. પણ તમારા લગ્ન પહેલાં એ હક મને અબાધિત મળેલો છે એ તમે બન્ને કબૂલશો જ.'

જસમા ઊભી થતાં જ સોહાગના બરડા પર જોરથી ધબ્બો લગાવી બેઠી; લાલચૂમ થઈ ગયેલું એનું મોં એટલું જ ઉચ્ચારી શક્યું: 'લુચ્ચી નહિ તો!'

'લુચ્ચી તો તું. મારી સાથે પરણવા આવેલા સુદેશને પરણવા તું તૈયાર થઈ ગઈ!' સોહાગે જસમાને ડામી.

'તમારી સાથે પરણવા તો મેં રામપુર તમને બોલાવેલાં. જસમા સાથે પરણવા તમે મને અમદાવાદ બોલાવ્યો.' સુદેશના આ વાક્યે ત્રણેય જણ હસી પડ્યાં અને નાસ્તાને ન્યાય આપવા લાગી ગયાં.



બરમાના વડા પ્રધાન ઞુનુ અમેરિકાની મુલાકાતે ગયા ત્યારે એ વખતના અમેરિકાના ખેતીવાડી ખાતાના મંત્રી ઈઝરા બેન્સનને એની ઑફિસમાં મળવા ગયેલા, આ વખતે ઞુનુને કેટલોક સમય ઑફિસ બહાર ઊભા રહેવું પડેલું. ઞુનુ અને એમની સાથેના બરમાના અન્ય અધિકારીઓને અમેરિકન સત્તાવાળાઓના આ અવિવેકથી માઠું લાગે એ તદ્દન સ્વાભાવિક હતું. પાંચેક મિનિટ રાહ જોઈ. બધા બેન્સનને મળ્યા વગર જ ત્યાંથી ચાલ્યા ગયા.

બરમાના વડા પ્રધાન પ્રત્યેના આ અવિવેકના સમાચારે આખા એશિયામાં ખળભળાટ મચાવી દીધો. અમેરિકાની મુત્સદ્દીગીરીને ભારે આંચકો લાગ્યો. ભૂલ સુધારી લેવા માટે તાત્કાલિક કોઈ પગલું ભરવું જ જોઈએ. અમેરિકાના પરદેશખાતાના બડેખાંઓ ગંભીર મંત્રણામાં ગુંથાઈ ગયા. આખરે એવો માર્ગ કાઢ્યો કે બેન્સને વડાપ્રધાન ઞુનુને મળવા જવું અને ઞુનુએ એને પંદર મિનિટ સુધી બહાર રાહ જોતો ઊભો રાખવો! જો આમ થવા પામ્યું ન હોત તો વર્ષો સુધી બંને દેશો વચ્ચે કડવાશની લાગણી રહ્યા કરત.






## [૨૩] નવી હેટ

રાત કે વક્ત મય પિયે, સાથ રકીબકો લિયે
આયે વો યાં ખુદા કરે, પર ન કરે ખુદા કિ યૂં!
—ગાલિબ

રૂપા જેવો રૂપાળો દિવસ હતો. સૂરજદાદા પણ આજે છુટ્ટે હાથે પોતાના શ્વેત કિરણો ચારેકોર વરસાવી રહ્યા હતા. મોસમ ખુશનુમા હતી. વાતાવરણ પણ ખુશનુમા હતું. ગેર્ટ અને માર્ટિનનો મૂડ પણ ખુશનુમા હતો. આજે શનિએ પણ રજા અને કાલે રવિએ પણ રજા. બે દિવસ આરામ અને મજા! મોસમ પણ હસમુખ અને ગુલાબી આવા અલબેલા અવસર ઉપર ઘરમા ભરાઈ રહેવું કંઈ થોડું પરવડે!

—તો આદમ, સાથે આવીશ ને?

ગેર્ટે મને સવાલ કર્યો.

અમે કારખાનાની કેન્ટીનમાં બેઠા હતા. ભોજનને હજી વાર હતી. હું ગેર્ટના સવાલનો જવાબ આપું તે પહેલાં તો તીસમાયા આવી પહોચ્યા. એમનાં અલબેલા કપડા જોઈને લાગ્યું કે એમનો મૂડ પણ આજે રંગીલી મોસમની સાથે રંગતાળી રમી રહ્યો લાગે છે.

ગેર્ટ બોલ્યો :

—આહા! હેર તીસમાયા!

અમે સૌ એકી સાથે બોલી ઊઠયા.

—ગુટન ટાગ, હેર તીસમાયા!

એ પણ હસું હસું થતા ચહેરે બોલી ઊઠયા:

—ગુટન ટાગ ટ્સુઝામન!

ગેર્ટ બોલ્યો.

—હેર તીસમાયા, મુબારકબાદ!

કોઈ પણ જાતના અવસર કે પ્રસંગ વિનાની આ મુબારકબાદી મળતાં એમના ભોળાભાળા વદન ઉપર આશ્ચર્ય અને પ્રશ્નાર્થના બે જોરદાર ચિહ્નો રચાઈ ગયાં.

એ સાશ્ચર્ય બોલી ઊઠયા:

—શાની મુબારકબાદી?

ગેર્ટે કહ્યું:

—તમે પોતે જ ધારણા કરો.

એ બોલ્યા:

—આજે કંઈ મારી વર્ષગાંઠ નથી, નામદિન પણ નથી કે લગ્નજયંતિયે નથી.

ગેર્ટ ચૂપ રહ્યો. જો કે અમનેય સમજાયું નહિ કે ગેર્ટ આ શાની મુબારકબાદી આપી રહ્યો છે, પણ મેંય તીસમાયા જોડે હસ્તધૂનન કર્યું.

—હાર્દિક શુભેચ્છા, હેર તીસમાયા!

પુનઃ આશ્ચર્યચિહ્ન. પુનઃ પ્રશ્નાર્થચિહ્ન.

માર્ટિન આગળ આવ્યો અને એમની જોડે હાથ મિલાવી બોલ્યો.

—દિલી મુબારકબાદ, હેર તીસમાયા!

તીસમાયાના વદન ઉપર સર્જાયેલાં આશ્ચર્ય અને પ્રશ્નાર્થનાં ચિહ્નો હવે તો તંબૂરાના વધુ પડતા તણાયેલા તારની જેમ તંગ થઈ ગયાં

—ભઈ બોલોને, શાની મુબારકબાદ?





ગૅર્ટ પ્રથમ તો હસી પડ્યો, પણ પછી પોતાના મુખ ઉપર ગાંભીર્યનો ભાવ ધારી કહ્યું:

—આ તમારી નવી હૅટની !

તીસમાયા પોતાના મનના કોઈ ભાવનું પ્રાકટ્ય કરે તે પહેલાં મેં પણ કહ્યું:

—આ હૅટ સાચે જ સુન્દર છે. તમને કમાલની શોભે છે !

માર્ટિન બોલ્યો :

—ક્યાંથી ખરીદી? મારેય આવી હૅટ ખરીદવી પડશે.

એ બોલ્યા:

—ગઈ કાલે આન્સબર્ગમાં ખરીદી.

મેં પૂછ્યું :

—કેટલા આપ્યા ?

—સાડત્રીસ.

ગૅર્ટ બોલ્યો :

—ફક્ત સાડત્રીસ? સાચે જ, ઘણી સસ્તી પડી કહેવાય !

માર્ટિન બોલ્યો :

—હેર તીસમાયા, તમને વાંધો ન હોય તો હું આ તમારી હૅટ સહેજ પહેરી જોઉં.

એમણે પોતાની હૅટ ઉતારી અને માર્ટિનના હાથમાં મૂકી. માર્ટિને પોતાના માથા ઉપર— સહેજ તીરછી રીતે—એ હૅટને ગોઠવી, અને અરીસો શોધવા ચારેકોર નજર ફેરવી.

અમે કહ્યું:

—હવે રહેવા દે. તને બિલકુલ શોભતી નથી. એ તો તીસમાયાને જ અત્યંત અદ્ભુત રીતે શોભે છે.

માર્ટિને હૅટ પરત કરી. તીસમાયાએ અત્યંત કાળજી-પૂર્વક તેને હાથમાં લીધી અને ભારે ચીવટપૂર્વક પોતાની આંગળીઓ વડે એના ઉપર લાગેલી ધૂળને સાફ કરી અને બેહદ તકેદારીપૂર્વક ફરી પોતાને શિર ગોઠવી.

ગૅર્ટે કહ્યું :

—તીસમાયા, આમ ન ચાલે. આપણે હૅટની ઉજવણી કરવી જોઈએ.

માર્ટિન બોલ્યો:

—હા, હા. ચાર ગ્લાસ બીઅર મંગાવો.

તીસમાયા આનાકાની કરતા રહ્યા, પણ ગૅર્ટે તો ચાર ગ્લાસ બીઅરનો ઑર્ડર આપીયે દીધો.

અમે ત્રણેય જણે બીઅરના ગ્લાસ ઊંચા કર્યા અને એકી સાથે બોલ્યા :

—Prost ! આ તમારી નવી હૅટના માનમાં.

તીસમાયાએ પણ લજ્જાળુ હાસ્ય હસતાં હસતાં બીઅરનો ગ્લાસ ઊંચો કર્યો.

—Na denn Prost !

અમે ચારેયે બીઅર પીધું.

મેં કહ્યું :

—તીસમાયા, આ હૅટ પહેરીને તમે શું બેસી રહ્યા છો ?

માર્ટિન બોલ્યો :

—તમેય યહૂદી લાગો છો.

એટલે એમણે પોતાની હૅટ ઉતારી અને અત્યંત સાવચેતીપૂર્વક રૅકની ખીંટી ઉપર ટિંગાવી દીધી. તેવામાં ફ્રાઉ બપ્પહાઉબિલ અમારું ભોજન લઈને આવી પહોંચી. ભોજન પતી ગયું એટલે ગૅર્ટે દરખાસ્ત મૂકી:

—તો આદમ, હવે શું કરશું ?

મેં મારા ખભા હલાવ્યા.

ગૅર્ટે કહ્યું :

—મારી પાસે એક આઇડિયા છે. આમે આજે શનિ છે. શા માટે આપણે તીસમાયાની હૅટની ઉજવણી ન કરીએ ?

માર્ટિન તરત સહમત થઈ ગયો.

મેં પણ હા પાડી.

તીસમાયા આનાકાની કરતા રહ્યા, પણ ગૅર્ટે એમના માથે એમની નવી હૅટ ગોઠવી અને એમનો હાથ ખેંચી એમનેય સાથે ઢસડી ચાલ્યો.

*

રૂપા જેવો રૂપાળો દિવસ હતો. મોસમ ખુશનુમા હતી. વાતાવરણ પણ ખુશનુમા હતું. આવા હસમુખ અને ખુશનુમા વાતાવરણની વચ્ચે આખો દિવસ તીસમા-

યાની નવી હૅટની શાહભરી ઊજવણી ચાલતી રહી બપોરના બે વાગ્યાથી તે રાતના એક વાગ્યા સુધી એ હૅટના માનમા બીઅર સિડર અને કોકા કોલા પિવાતા રહ્યાં જાણે ગૅર્ટે આ નવા ઉત્સવની શોધ કરી હતી હૅરોસન! તીસમાયાની બિચારી હૅટ જાણે કોઈ મૂગી બકરીની જેમ આ આખો તમાશો જોયા કરતી હતી! ગૅર્ટને તો હૅટ ઉપર ફૂલતોરા ચઢાવવાનોયે તરંગ સૂઝ્યો, પણ ફૂલોની દુકાનો બધ હોવાથી એ તરંગને કોઈ પણ પ્રકારનો આકાર આપ્યા વિના જ શમાવી દેવામા આવ્યો હૅટની પ્રશસામા અનેક જોડકણાયે ગવાયા એને ચુબનના વરસાદ વડે નવડાવવામાયે આવી આખો દિવસ કોઈ સગીન બહુમતિએ ચૂટાઈ આવેલા મુખ્ય પ્રધાનની જેમ એનુ રંગીન બહુમાન કરવામા આવ્યુ

રાત ઢળતી હતી નશો ચઢતો હતો

મધરાત વીતી ચૂકી હતી

મે કહ્યુ

—બહેનોના ભાઈઓ! હૅટની ઊજવણી અહી સમાપ્ત થાય છે

ગૅર્ટ બોલ્યો

—નાણુ જેવો આ હૅટ!

માર્ટિને પણ બુલદ સ્વરે પોકાર કર્યો

—હૅટ ઝિંદાબાદ!

*

અમે ચારે જણાએ ઘરનો રસ્તો લીધો ત્રણેક કીલો-મીટરનો વનમાર્ગ હતો એ ગૅર્ટ અને માર્ટિન તો હજીય હૅટના માનમા ગીતો લલકારતા હતા

તેવામા માર્ટિન સહસા ઊભો રહી ગયો

—ગૅર્ટ મને લાગી છે

ગૅર્ટે પણ એની ઊભો

—મનેય લાગી છે

માર્ટિને મને પૂછ્યુ

—અને આદમ તને?

મે જવાબ નહિ આપ્યો

ગૅર્ટે તીસમાયાને પૂછ્યુ

—હેર તીસમાયા તમનેય લાગી તો હશે?

એમણે પોતાની ઝૂમતી ડોક હકારમા હલાવી

ગૅર્ટને વળી નવો તુક્કો સૂઝ્યો

—બહેનોના ભાઈઓ! આપણે બધાએ આજે આખો દિવસ તીસમાયાની સાડત્રીસ માર્કની નવી હૅટના માનમા સમૂહ રસપાન કર્યુ છે એટલે મારી આ નમ્રભરી વિનતિ અને દરખાસ્ત છે કે આ રસદાન પણ આપણે સૌ સામૂહિક રીતે જ કરીએ

માર્ટિને પૂછ્યુ

—પણ ક્યા?

ગૅર્ટે પણ મૂઝવણ દર્શાવી

—હા, ક્યા?

તીસમાયાથી પણ બોલ્યા વિના ના રહેવુ

—ક્યા?

એમાં મિનિટ સનાટો

ત્યા માર્ટિનની ખોપરીમાં કેણ જાણે શો તુક્કો જાગ્યો હશે કે એ એકાએક તીસમાયા ભણી દોડી ગયો ચીલઝડપે એમની હૅટ લઈ આવ્યો

હિંમત ૫ મેના તીસમાયા હજી તો પરિસ્થિતિનો યોગ્ય તાગ કાઢે તે પહેલા તો સમૂહ રસદાન થઈ પણ ગયુ હતુ

હૅટ પણ છનોછવ થઈ ચૂકી હતી!

★

બ્રિટનના વડા પ્રધાન ગ્લેડસ્ટન અને રાણી વિક્ટોરિયા વચ્ચે તીવ્ર ખટરાગ હતો એ જાણીતી વાત છે ૧૮૯૮ના મે મહિનામા જ્યારે ગ્લેડસ્ટનનુ અવસાન થયુ ત્યારે અને રાણી વિક્ટોરિયાને શ્રીમતી ગ્લેડસ્ટન પર દિલગીરીનો પત્ર પાઠવવાની મંત્રી તરફથી સલાહ આપવામા આવી ત્યારે વિક્ટોરિયાએ વિરોધ કરતા કહેલુ 'જ્યારે હુ દિલગીર થઈ નથી ત્યારે હુ કેવી રીતે કહી શકુ કે હુ દિલગીર થઈ છુ'





અધુભ્ન. કુંચનરાય દેસાઈ

# સમુદ્ર ઉપર ઊડતાં વિહગો

સમુદ્રકાંઠાનાં પંખીઓનો પરિચય અત્યાર સુધીમાં આપણને જાણીતા પક્ષી વિશારદે આપ્યો. તે જ કોટિમાં આવતાં પંખીઓ, પણ સમુદ્રની સપાટી ઉપર ઊડતાં મળી આવે તેવાં પંખીઓનો પરિચય આ હપ્તામાં મળે છે...

### મોટો કાળા માથાનો ધોમડો

આ મળી જેવડા કદનો આ કાળા માથાનો ધોમડો જ્યારે વરવાઘા સજે છે ત્યારે માથા ઉપર કાળાશપડતો કથ્થાઈ અને પેટાળમાં ધોળો અને પીઠ રાખોડી રંગની થાય છે. ચાંચનો રંગ પીળો પણ છેડે જતાં ઊભી કાળી લીટી અને રાતી અણીવાળી માલૂમ પડે છે. પગ અને આંગળાં પીળાં કે નારંગી રંગનાં રહે છે. આંખોનો રંગ કથ્થઈ પણ બહાર ફરતી રાતા રંગની રહે છે. તે ઉપરાંત આંખ ઉપર અને નીચે ધોળો ડાઘો જોવામાં આવે છે. પૂંછડી ધોળા રંગની પણ નાની વયના પંખીને તેમાં કાળી લીટી જોવામાં આવે છે. ઊડતો હોય ત્યારે પાંખમાં સફેદ કિનારી અને છેડા કાળા જણાય છે પણ કોઈ વખત તેમાં ધોળો ડાઘો જણાય છે. હવે તેના શિયાળુ રંગમાં માથાના કાળાશ પડતા કથ્થાઈ રંગમાં થોડો સફેદ રંગ જોવામાં આવે છે. અથવા તો સફેદ માથામાં કથ્થાઈ લકીરો દેખાય છે. ચાંચ લીલા રંગ અને કાળી પટ્ટી અને નારંગી રંગનો છેડો થાય છે. આંખ આગળ પણ કાળાશ પડતા ડાઘા દેખાય ખરા. પીઠ તદ્દન રાખોડી અને પેટાળ મેલા ધોળા રંગનું હોય છે. આંખો કથ્થાઈ રંગની પાંખમાં શાંના પીંછાં ધોળાં અને તે પછીનાં પીંછાં રૂપાના રંગ જેવાં ધોળાં અને કાળાં રહે છે. પગનો રંગ પીળો અથવા રાખોડી પીળો રહે છે. આ પંખીની પૂરી લંબાઈ બે ફૂટની રહે છે. તેના બીજા કુટુંબીઓના કરતાં તે મોટા કદનો હોવાથી અને સામાન્ય રીતે એકાકી વિહાર કરવાની ખાસીયતથી તરત જ ઓળખાઈ આવે છે. છતાં વસંતની વળતી મુસાફરી સમયે તેઓનો સમૂહ બંદર અને ખાળામાં તથા મીઠાના મોટા અગરમાં જોવામાં આવે છે. એ સમૂહમાં નાની વયનાં પંખી તેના ટપકાંદાર રંગ, કાળો પૂંછડીનો લીટો અને શાંનાં પહેલાં પીછું કાળું અને તેનું માથું પણ કાળું હોતું નથી. નરમાદાના રંગમાં તફાવત જણાતો નથી.

આપણા દરીઆકાંઠાનો આ બહુ મોટો અને દમામદાર ધોમડો છે. જે દરીઆકાંઠે અને નદીઓના મુખ આગળ વર્ષા પછી યાયાવર પંખી તરીકે આવે છે. તેની ઊડાન ઘણી જ સુંદર બતાય છે. અને કાંઠા સુધી ભરતી આવી થઈ હોય તો તે પાણી ઉપર ઊડતાં જોઈ શકાય છે. કે તેનો 'હોન્ક' જેવો અવાજ સાંભળવામાં આવે છે. સામાન્ય રીતે આ ધોમડો કોઈ કોઈ બહુ ઊંચે નહિ ઊડતાં એકાકી જોવામાં આવે છે. વળી તે પંખી પોતાના ઉનાળુ વાઘા સજી લેવામાં બહુ ઉતાવળો છે. એટલે ફેબ્રુઆરી માસમાં છેલ્લા અઠવાડીઆમાં તો પૂરા ઉનાળુ વરવાઘામાં સજ્જ થઈ જાય છે.

મોટો કાળા માથાનો ધોમડો મધ્ય એશિયામાં પ્રજનન કરે છે. એ ફરજમાંથી મુક્ત થઈ તે શિયાળો બેસતાં તો દક્ષિણ બાજુ પ્રવાસ ખેડી નાખે છે. ભારતમાં આ પંખી પ્રવાસી પંખી છે. પણ સૌરાષ્ટ્રના દરીઆ કિનારા ઉપર તે ખાસ જોવામાં આવતો નથી.

તેનો ખાસ આહાર તો માછલી અને બીજી દરીઆઈ જીવાતનો છે. તે ઉપરાંત ફેંકી દીધેલી વસ્તુઓ તરતી ઉપાડી લઈ તેનો પણ ઉપયોગ કરે છે. અને પોતાની શીરજોરીથી બીજા ધોમડા પાસેથી તેના આહાર પડાવી લેવાની પેરવીમાં રહે છે.

મોટા કાળા માથાના ધોમડાને અંગ્રેજીમાં The Great Black headed Gull કહેવામાં આવે છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવો હોય તો Larus ichthyaetus (Pallas) એમ



કહેવું જોઈએ.

### કાળા માથાનો ધોમડો

કાગડાના કદ કરતાં મોટા કદનો આ કાળા માથાનો ધોમડો આગળ જોયો તે ધોમડા કરતાં કદમાં ઘણો નાનો અને હવે પછી આવતા ધોમડા કરતાં પણ કદમાં નાનો રહે છે. આ ધોમડાનો ઉનાળુ રંગ માથા ઉપર કાળાશ પડતો બુરખો ધારણ કરતો હોવાથી વરતવામાં જરાય તકલીફ પડતી નથી. આ બુરખાનો રંગ ખરી રીતે તો ચાકલેટ કથ્થાઈ હોય છે અને શિયાળામાં તે રંગ ચાલ્યો જાય છે. પણ બીજાકાર કાળો ડાઘો આંખો પાસે રહે છે. પાંખનાં પહેલાં પીછાં આમ તો સફેદ રહે છે પણ તેના છેડા કાળા હોય છે. સૌથી પહેલું પાંખનું શાંતું પીંછું કાળી કિનારવાળું રહે છે આ ચિહ્‌ન તેને ઓળખવા માટેનું ખાસ છે. ઊડતો હોય ત્યારે પાંખમા રહેતો કાળો છેડા અને પહોળો ધોળો હાસીઓ અને છેવટનો ધોળો ડાઘ રહિત હોવાથી તેને ગમે તે ઋતુમાં વરતવા માટે ધ્યાન રાખવું. કેટલાક કાળા માથાના ધોમડાની પાંખમા ઘેરા કથ્થાઈ હાસીઓ રહે છે. આંગળાં અને પગો રાતા રંગના અને જાળવાળા હોય છે, આવા પગ હોવાથી તે પાણીમાં સહેલાઈથી તરી શકે છે. જો કે દરેક જાતના ધોમડાને પગો તો જાળવાળા જ હોય છે. પીઠ ઉપરનો રંગ રાખોડી રહે છે. અને નાની ઉમ્મરનાં પખીને પૂંછડીમાં કાળો છેડા આગળ આડો લીટો માલૂમ પડે છે. નરમાદાના રંગરૂપમાં જરાય તફાવત નથી હોતો.

આ ધોમડાનો વસવાટ ખાસ તો દરીઆકાંઠે હોય છે છતાં કોઈ વખત મીઠા પાણીના સરોવરની મુલાકાત લઈ લે છે. તેના સફરી સ્વભાવને લઈને થોડા દિવસ સમૂહમાં જોવામાં આવતો નથી. તેની આવી ખાસીયત હોવાથી આ પખી સામાન્ય કહેવાતું નથી. પણ તેને આપણે આવતું જતું પ્રવાસી પખી કહી શકીએ. વળી તેની ખાસીયત એ પણ નેધાઈ છે કે તેને દરીઆનું ચોખ્ખું પાણી બીજાં સર્ગાં કરતાં વધારે ગમે છે.

આ ધોમડો આખા ભારતના સમુદ્રકાંઠે માલૂમ પડે છે છતાં સામાન્ય તો ન જ કહી શકાય. પણ શિયાળામાં તે ચોક્કસપણે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતના સમુદ્રકાંઠાની મુલાકાત લે છે. અને ઉનાળામાં પ્રજનન માટે યુરોપ અને પશ્ચિમ તથા મધ્ય એશિયા તરફ ચાલ્યા જાય છે. આપણે ત્યાં હોય છે ત્યારે માછલી, દરીઆની જીવાત અને ફેંકી દેવાએલો કચરો ખાઈ લે છે.

અંગ્રેજીમાં કાળા માથાના ધોમડાને The Black-headed Gull કહેવામા આવે છે. તેને જો વિજ્ઞાનિક રીતે ઓળખવો હોય તો Larus ridibundus (Linn) એમ કહેવુ જોઈએ.

### ધોમડો

સમળી અને કાગડાના કદની વચ્ચે આવતા કદનો આ ધોમડો આપણો સૌથી સામાન્ય ધોમડો છે. રંગમાં આગળ જોયો તે કાળા માથાના ધોમડા કરતાં જરાય તફાવત વગરનો હોય છે. પગ, ચાંચ અને પોપચાં રાતા રંગના રહે છે. ઊડતો હોય ત્યારે તે આગળના ધોમડા કરતાં મોટો જણાય છે. તેની પાંખના કાળા છેડામાં ધોળો રંગ પણ જોવામાં આવે છે. અને પાંખની ઉપરની કોર સફેદ હોય છે. કારણ કે તેણે ઉનાળુ વાઘામાં આવતો માથાનો કથ્થાઈ કે ચાકલેટ રંગનો બુરખો ઉતારી નાખ્યો હોય છે. અને એપ્રિલ માસમાં તે પાછા પોતાના ઉનાળુ વાઘા સજે છે ત્યારે આવી જાય છે. નાની ઉંમરનાં પખીની પૂંછડીમાં કાળી લીટી આવે છે. આ ધોમડો બારા, પાટ અને કીચડીઆ કિનારે બહુ સામાન્ય છે. તેમાં તે એકાકી હોય કે થોડી સંખ્યાના સમૂહમાં હોય છે. શિયાળામાં આ ધોમડો કોઈ વખત મીઠા પાણીનાં જળાશયો ઉપર પણ દેખાઈ આવે છે. પણ તેને પસંદ તો સમુદ્રકાંઠો જ છે. વળી સ્વભાવે શરમાળ નથી અને ઊડવામાં પાવરધો છે. એટલે સામે દરીઆના પવને પણ ઘણી સહેલાઈથી ઊડતો જાય છે. બંદર, બારાં, મોટી પાટો, મીઠાના મોટા અગરો વગેરે જગ્યાએ તેને શોધવા મુશ્કેલ નથી. અને ભરતી





હોય ત્યારે તો તે કદિ જ ઊડતાં દેખાય છે. તેનો અવાજ આપણા કાગડાને મળતો 'કા કા કા' છે.

પ્રજનન માટે આ ધોમડો તુર્કસ્તાન, મધ્ય એશિયા અને ટીબેટમાં પહોંચી જાય છે. અને વર્ષો પૂરી થતાં આપણી બાજુ એટલે સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છ ઉપરાંત આખા ભારતના સમુદ્રકિનારે જોવામાં આવે છે. જ્યાં તે માછલી, લેપટી, કરચલા, બીજી જીવાત અને ફેંકી દીધેલો કચરો ખાય છે. આ રીતે પાણીમાં ખાવા લાયક વસ્તુ તરતી જોઈ જાય તો તેના ઉપર તૂટી પડે છે. અને હાથ કરી લે છે. અથવા તો પાણી ઉપર ઊતરીને પણ તેને હાથ કરી લીધા વગર રહેતો નથી. આથી તેની ખાસીયત મોટી બોટ પાછળ સમુદ્રમાં પાછળ પાછળ ઊડવાની છે.

અંગ્રેજીમાં આ ધોમડાને The Brown-headed Gull કહેવાય છે અને Larus Brunnicephalus ( Jerdon ) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### ગુલાબી ધોમડો

કાગડાના કદનો આ ગુલાબી ધોમડો ઘણી રીતે ધોમડાને મળતો આવે છે. પણ તેનાથી તે તેના ધોળા ગુલાબી પેટાળ અને આછી રાખોડી પીઠ ઉપરથી તરત ઓળખાઈ આવે છે. પાંખના શાંના પહેલાં પીંછાની બહાર નીકળતી કોર છેડા સુધી કાળી હોય છે. બીજું પીંછું ધોળું પણ છેડો સાવ કાળો અને અંદરની કોર પણ કાળી રહે છે. આંખો ઝાંખી પીળી, ચાંચ ઝાંખી ગુલાબી અને છેડો કથ્થાઈ રંગનો, પૂંછડીમાં આડી કાળી પટ્ટી પડે છે, અને પગનો રંગ ગુલાબી હોય છે. સામાન્ય રીતે બહુ ઓછી જોવામાં આવે છે. પણ જ્યાં દેખાય છે ત્યાં ખાસ શરમાળ જણાતી નથી. એટલે આપણી સામે પાણીમાં બેઠી રહે છે. આ ગુલાબી ધોમડો ઊડે છે ત્યારે ધોમડાને મળતો આવે છે પણ હવે પછી આવતી ધોમડીની પાંખો અણીવાળી અને ટૂંકા પગવાળી હોય છે. તે મીઠાના અગરની આહાર માટે મુલાકાત લે છે.

મકરાણના કિનારાથી ભૂમધ્ય સમુદ્રના કિનારે પ્રજનન કરી શિયાળામાં દક્ષિણ બાજુ પ્રવાસે નીકળી પડે છે. તે વખતે આપણા ભારતના સમુદ્રકિનારાને સભર બનાવી દે છે. પણ સૌરાષ્ટ્રના દરીઆકાંઠે ભાગ્યે જ જોવામાં આવે છે.

અંગ્રેજીમાં ગુલાબી ધોમડાને The Slender-Billed Gull કહેવામાં આવે છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Larus Genei ( Breme ) એમ કહેવું જોઈએ.

### કાળી પીઠનો ધોમડો

સમળીના કદથી થોડો નાનો આ ધોમડો સમુદ્રકાંઠાનું રાખોડી ધોળા રંગવાળું બહુ મોટું પંખી છે. પણ તેની પાંખો પાતાળી હોવા સાથે પૂંછડી પણ ટૂંકી રહે છે. નાની વયના કાળી પીઠવાળા ધોમડાથી પીઠનો રંગ કથ્થાઈ રહે છે. જેથી તે દેખાવે ટપકાંદાર અને આછો કાળો જણાય છે. જ્યારે પુખ્ત વયના પંખીની પીઠ ઘેરા સલેટીઆ રાખોડી રંગની હોવાથી આપણને તે કાળો જણાય છે. પાંખમાં શાંનાં થોડાં પર કાળા રંગના હોય છે. ચાંચનો રંગ પીળો અને નીચલી ચાંચનો છેડો રાતો હોય છે. પગ નારંગી કે પીળા રહે છે. ઊડતો હોય ત્યારે આ ધોમડો બહુ સુંદર જણાય છે. તેની ઊડવાની રીત સમળીને મળતી આવે છે. કારણ કે આ ધોમડો પાંખો ધમ્યા વગર હવામાં સર્યા કરે છે. ગતિ પકડવા માટે પાંખો ધમે છે.

આ ધોમડો આપણા દરીઆકાંઠાનું બહુ ભભકદાર પંખી છે. અને શિયાળામાં તે ઘણે ભાગે ભરતીના સમયે જોવામાં આવે છે. તેને ચોખ્ખા પાણીનો દરીઓ વધારે પસંદ છે. આથી તે બીજા ધોમડા કરતાં જોવો સુલભ નથી. ઊડી ઊડીને થાકે ત્યારે થાક ખાવા પાણી ઉપર બેસે છે. જે વખતે તેની તરવાની શક્તિ આપણાથી જોઈ શકાય છે. પોતે પોતાના દેહમાંથી માત્ર પેટાળને જ પાણી અડકવા દે એટલો અદ્ધર રહે છે. થોડો આરામ લઈ તે તરત જ પાછો આહારની શોધમાં ઊડી નીકળે છે. જેમાં માછલી અને બીજાં દરીઆઈ જીવોનો સમાવેશ થાય છે એ

ઉપરાંત મધ્ય દરીએ ચાલી જતી બોટની પાછળ માઈલો સુધી તેમાંથી ફેંકી દીધેલા કચરાને ખાવા ઊડી આવે છે અને રસોડાનો કચરો જેવો દરીઆમાં ફેંકાય કે તે લેવા પડાપડી કરે છે.

પ્રજનન માટે રશીઆ અને સાઈબીરીઆ તરફ ચાલ્યો જાય છે. પણ શિયાળુ પવન ફૂંકાતાં તો આપણા સમુદ્રકાંઠે આવી જાય છે. એ રીતે દક્ષિણમાં ચાલ્યા આવે છે.

અંગ્રેજીમાં કાળી પીઠવાળા ધોમડાને The Eastern Black-Backed Gull કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે *Larus argentatus heuglini* ( Bree ) એમ કહેવું જોઈએ.

### પીળા પગવાળો ધોમડો

કદમાં આ ધોમડો કાળી પીઠવાળા ધોમડાને મળતો આવે છે. પુખ્ત વયના પંખીની પીઠ અને પીઠ પાસે આવતાં પાંખનાં પીંછાનો રંગ આગળ જોઈ ગયા તે ધોમડાના રંગ કરતાં વધારે ઝાંખો રાખોડી હોવાથી સફેદાઈ ઉપર જોવામાં આવે છે. કાળી પીઠવાળા ધોમડા પર તે એટલા માટે જુદો પડે છે કે આ પંખી મીઠા પાણીનાં જળાશયોની મુલાકાત લે છે. તેની ચાંચ અને પગ ચળકતા પીળા રંગનાં હોય છે. પ[ણ] નીચલી ચાંચનો છેડો નારંગી કે રાતો જણાય છે. નાની વયના ધોમડાનો રંગ આગળ જોઈ ગયા [તે] કાળી પીઠના ધોમડાના નાની વયના પંખીના રંગ[ને] મળતો આવે છે. પણ તેમાં રાખોડી કથ્થાઈ રંગ[નું] મિશ્રણ આવે છે. આથી તેનો રંગ ઝાંખો જણાય છે. નાની ઉંમરમાંથી જેમ વરસ વધતાં જાય તેમ તેન[ા] રંગમાં કાંઈ કાંઈ તફાવત પડતો રહે છે

તેની ખાસીયત આમ તો એકાકી છે છતાં ક્યારેક ચાર છના સમૂહમાં જોવામાં આવે છે. આ પંખી આહારમાં બીજા ધોમડા માફક દરીઆની દોક લે છે. પ્રજનન માટે દક્ષિણ યુરોપ અને ઉત્તર પશ્ચિમ એશિયામાં ચાલ્યા જાય છે અને શિયાળામાં આપણા પશ્ચિમકાંઠે ચોક્કસ આવી જાય છે એમ ભારતમાં પણ દરેક અનુકૂળ દરીઆકાંઠે દેખાય છે. વળી તેની ખાસીયત મીઠાં જળાશયો ઉપર પણ ખોરાકની શોધમાં જવાની છે.

અંગ્રેજીમાં પીળા પગવાળા ધોમડાને The yellow-Legged Herring Gull કહેવાય છે. અને *Larus Argentatus Cachinnans* (Pallas) એ એનું વિજ્ઞાનિક નામ છે.





છેલ્લાં દસ વર્ષમાં પ્રજાનું આરોગ્ય સુધારવા તરફ ઠીક ઠીક લક્ષ અપાયું છે. દરિયતાઓની સગવડ વધવાથી ક્ષય, રક્તપિત્ત, કેન્સર અને બીજા રોગોથી જિંદગી બચાવી લેવાની સંખ્યા વધી છે અને મૃત્યુદર ખૂબ ઘટી છે. ત્રીજી પંચવર્ષીય યોજનામાં રોગ અટકાવવા અને સુધારવા તરફ વધુ પ્રગતિ થશે. બાજુના ચિત્રમાં દિલ્હીની ઓલ ઈન્ડિયા ઈન્સ્ટીટ્યુટ ઓફ મેડિકલ સાયન્સના મકાનનો દેખાવ છે.





વિજયકુમાર ત્રિવેદી

# ગામડાની

સત્યકથાઓને અચ્છી રીતે આલેખતા મહેસાણા જિલ્લાના આ જાણીતા ધારાશાસ્ત્રી અને સામાજિક કાર્યકર આ સત્યકથામાં પણ એક એવો પ્રશ્ન ચર્ચે છે કે જે આજે આપણા સામાજિક જીવનમાં કેટલાંયનાં જીવનને પાયમાલ કરી રહ્યો છે. આ સામાજિક બદીને દૂર કરવા આપણે ક્યારે કટિબદ્ધ થઈશું ?......

ડૉ. મુકુન્દ જ્યારે એમ. બી. બી. એસ. ની છેલ્લી પરીક્ષા પાસ કરી તેના વતન વલ્લભીપુરમાં આવ્યો ત્યારે તેના આનંદનો પાર નહોતો. તેના એકલાના જ કેમ ? આખા ગામને અપાર આનંદ હતો. કેવળ વલ્લભીપુ.માં જ નહિ. એ આખા તાલુકામાં એ પહેલવહેલો જ એમ. બી. બી. એસ, થનાર હતો.

મુકુન્દના પિતા કેશવલાલે તો મુકુન્દને ભણાવવા માટે સાચું તપ કર્યું હતું. ચાલીસ વર્ષની ઉમ્મરે વિધુર થયેલા કેશવલાલ માસ્તરને ફરી લગ્ન કરવાની સલાહ આપવામાં કોઈ બાકી રહ્યું નહોતું: ખૂદ તેમની મરનાર પત્ની સવિતાએ પણ મરણપથારી ઉપર તેમને આ જ સલાહ આપી હતી. પરંતુ સાથે સાથે ઉમેર્યું હતું કે 'જોજો મારો મુકુન્દ દુઃખી ન થાય.' સવિતાએ મરણપથારી પરથી 'જોજો મુકુન્દ દુઃખી ન થાય' એવા શબ્દો કહ્યા ત્યારે તેનો ચહેરો દયામણો હતો અને જીભથી ભલે તે ફરી લગ્ન કરવાની સલાહ આપતી હોય પણ માસ્તરને લાગ્યું કે જાણે તે કહી રહી ન હોય 'જોજો તેને ઓરમાન માને પનારે પાડતા.'

એ ગમે તે હોય પણ મુકુન્દ ઓરમાન માને પનારે ન પડ્યો. કોઈની સલાહ માસ્તરે માની નહિ અને બાકીનું જીવન વિધુરાવસ્થામાં જ વિતાવ્યું. છતાં તેમને એક તો લોભ થઈ આવ્યો. તેમને થયું કે મુકુન્દને જો નાનપણમાં પરણાવી દઉં તો ઘરમાં વહુ આવી જાય તો કંઈ હરકત પડે નહિ. બાકી સવિતાના મરી ગયા પછી તેમના ઘરમાં રાંધવાની જ મોટી હરકત પડવા માંડી હતી. આથી પોતે સુધારક હોવા છતાં અને પ્રાથમિક શાળાના શિક્ષક હોવા છતાં મુકુન્દનું લગ્ન તેની ચોવીસ વર્ષની ઉમ્મરમાં જ બાજુના ગામના શિક્ષક શિવલાલભાઈની દીકરી કલાવતી સાથે કરી નાખ્યું.

કલાવતીનો વાન કાળો હતો પરંતુ તેનું શરીર ઘાટીલું હતું. મદ્રાસ જેવા દક્ષિણ હિન્દુસ્તાનના ભાગમાં જો જન્મી હોત તો ઘણી જ રૂપાળી અને સુંદર ગણાત. સૌરાષ્ટ્રમાં પણ તે સુંદર તો હતી જ પરંતુ તેનો વાન કાળો હતો તેનો કોઈ ઉપાય નહોતો.

એમ. બી. બી. એસ. થયેલા મુકુન્દને કલાવતી ઘણી કાળી લાગી. પાંચ વર્ષના મુંબાઈના રહેઠાણે તેનો કલાવતી માટેનો અભિપ્રાય છેક જ બદલાવી નાખ્યો. તેની સંમતિ લઈ તેનું લગ્ન કર્યું હતું તેમ તો ન કહી શકાય કારણ કે સંમતિ આપવા જેટલી તેની ઉમ્મર જ લગ્ન વખતે નહોતી. પરંતુ તે લગ્ન વખતે છેક જ અણસમજું હતો તેમ પણ ન કહી શકાય. લગ્ન વખતે તેણે કોઈ પ્રકારનો વાંધો લીધો નહોતો એટલું જ નહિ પરંતુ લગ્ન પછી કલાવતી સાસરે આવી ત્યારે પણ તે તેને બોલાવતો, તેની સાથે સારો સંબંધ રાખતો. એટલું થયું કે જેમ જેમ તેના મુંબઈના નિવાસનો સમય વધતો ગયો તેમ તેમ તેનું કલાવતી ઉપરથી દિલ ઊઠવા માંડ્યું. જે આંખોએ પફ પાવડરવાળી નર્સો વારંવાર જોઈ તે આંખોને હવે કલાવતીનો વાન ઘણો કાળો લાગ્યો.

મુકુન્દને ઘેર આવ્યાને હજી પૂરો મહિનો થયો નથી. હજી તો તેના પાસ થયાના મેળાવડા ચાલે છે ત્યાં તો તેને રાજકોટ સરકારી દવાખાનામાં નોકરી મળી ગઈ. મુકુન્દના ઘર આવ્યા પછી કલાવતી સાસરે આવી હતી પરંતુ મુકુન્દ તેને મુદ્દલે બોલાવતો નહિ. કોઈ પ્રકારે તે કલાવતીને ત્રાસ આપતો નહિ તે સાચું પરંતુ તે કલાવતી સાથે વાત સરખી પણ કરતો નહિ તેનું કલાવતીને કેટલું દુઃખ હતું તે તો કલાવતી જેવી

નવપરિણીતાઓ જ જાણી શકે

રાજકોટ કલાવતીને સાથે લઈ જવા માસ્તરે મુકુન્દને ખૂબ જ સમજાવ્યો પરંતુ તે એકનો બે ન થયો તેણે માસ્તરને સાથે લઈ જવા ખુશી બતાવી પરંતુ કલાવતીને તો તે કોઈ પણ ભોગે સાથે લઈ જવા તૈયાર જ નહોતો તેની નજરે હવે કલાવતી માત્ર કાળી હતી એટલું જ નહિ પરંતુ તેનો અભ્યાસ પણ તેના જેવા એક ડાક્ટરની પત્નીને શોભે તેવો નહોતો માસ્તરે તેની સાથે અનેક જાતની દલીલો કરી છતા કોઈ પણ દલીલની તેને અસર થઈ નહિ છેવટે માસ્તરે કહ્યુ કે પોતે પણ તેની સાથે રાજકોટ નહિ આવે અને બાકીનુ જીવન પોતાના ગામમા જ ફરી એકાકી જ વિતાવશે જે કારણે પોતે વિધુર રહ્યા હતા તેનો પણ કઈ અર્થ સર્યો નહિ અને પોતે જાતે દુખી રહ્યા અને મુકુન્દને પણ મન માનતી કન્યા ન અપાવીને સુખી ન કરી શક્યા આવુ બધુ ઘણુ ઘણુ માસ્તરે મુકુન્દને કહ્યુ છતા મુકુન્દ એકનો બે ન થયો તે ન જ થયો અને છેવટે એકલો જ રાજકોટ ગયો

રાજકોટ ગયા પછી મુકુન્દનુ મન એક તરફથી નોકરી બરાબર કરી પ્રતિષ્ઠા વધારવામા પડ્યુ તો બીજી તરફથી તે કલાવતીની બલામાથી છૂટવાની પેરવી કરવા લાગ્યો

એક પત્નીવ્રતનો કાયદો દેશમા અમલમા આવી ગયો હતો એટલે તેનાથી સીધી રીતે તો બીજી કોઈ કન્યા સાથે લગ્ન થઈ શકે તેમ હતુ જ નહિ તેથી તેને ચબરાક કલાવતીથી કોઈ પણ હિસાબે છૂટા થવાની હતી કાયદો ભલે ગમે તે થાય પરંતુ તેમાથી છટકબારી શોધવાના રસ્તા હોય જ છે ન હોય તો પણ કુશળ વકીલો શોધી કાઢે છે વકીલોએ તેને સલાહ આપી કે કોઈ પણ કોર્ટ તેના કાયદેસર છૂટાછેડા અપાવે તેવુ તો કોઈ કારણ છે જ નહિ પરંતુ તે ફરી લગ્ન કરે તો કાયદો તેને હરકત ન કરી શકે તેવો રસ્તો તો જરૂર છે જ તેણે લગ્ન કરવાનુ પરંતુ લગ્ન કર્યુ છે તે વાત જાહેર કરવાની નહિ પરંતુ નવી પત્ની પોતાની રખાત છે તેમજ કહેવાનુ આમ કરવાથી તે ફરી લગ્ન કરી શકશે અને એક પત્ની વ્રતનો કાયદો તેને કોઈ રીતે સકંજામા લાવી શકશે નહિ

મુકુન્દને આટલાથી સતોષ નહોતો તેને તો મનમાનીતી કન્યા સાથે ઉઘાડે છોગ લગ્ન કરવા હતા તેણે કોઈ શોધી રાખી હતી તેવુ નહિ પણ જેમ જેમ તેનો ધધો ખીલતો ગયો અને લોકોને ખબર પડતી ગઈ કે તે પરણેલો છે પરંતુ તેની પત્ની તેને ગમતી નથી તેમ તેમ કેટલીક કન્યાઓ તેની સાથે લગ્ન કરવા ઇચ્છા બતાવવા લાગી

બીજી તો કોઈ રીતે છૂટાછેડાનો મેળ મળી શકે તેમ નહોતુ છતા એક વકીલે છેવટ તેને સલાહ આપી કે જો તે કલાવતી વ્યભિચારી છે તેવુ સાબિત કરી શકે તો કોર્ટ તેને છૂટાછેડા અપાવે કલાવતી વ્યભિચારી હોવાનો તો પ્રશ્ન જ નહોતો તે તો બિચારી મુકુન્દને દેવ જ માનતી અને મુકુન્દની તેને માટે પ્રીતિ થાય તે માટે અનેક પ્રકારના વ્રત કરતી અને બાધા આખડી કરતી પરંતુ મુકુન્દને તો કોઈ પણ હિસાબે તેનાથી છૂટવુ હતુ એટલે તે તો કલાવતી વ્યભિચારી છે તેમ કહેવા પણ તૈયાર થયો

માસ્તરને તો આ બધુ શાનુ ગમે? મુકુન્દ કલાવતીને સાથે લઈ જાય તે માટેના તેમના પ્રયત્નો ચાલુ હતા પરંતુ એક તરફથી છૂટાછેડા મેળવવાની કોશિશ કરતો મુકુન્દ કલાવતીને તેડી જાય તે વાત તો શક્ય જ નહોતી

માસ્તરનો ઘણો વિરોધ હોવા છતા છેવટે મુકુન્દે દાવો કર્યો તેના જીવનમા હવે તેના દવાખાનાની એક નર્સે શાતા પ્રવેશ કરી ચૂકી હતી અને વ્યભિચારી તો તે થવા માડ્યો હતો છતા કલાવતી વ્યભિચારી છે માટે કોર્ટે તેને છૂટાછેડા અપાવવા જોઈએ તેવો દાવો કર્યો

કલાવતી તેમજ તેના પિતાની સ્થિતિ દયાજનક હતી તેના પિતા પણ બિચારા સામાન્ય શિક્ષક હતા તેમના આખા કુટુમ્બને તો જમાઈ ડાક્ટર થયો તેના આનદનો પાર નહોતો પરંતુ આનદ થોડો વખત જ ટક્યો





તેમને તો થયું પણ ખરું કે આના કરતાં કલાવતીને એકાદ પોતાના જેવા જ શિક્ષક સાથે પરણાવી હોત તો વધારે સુખી થાત.

કેશવલાલ માસ્તરની કલાવતી તરફે સંપૂર્ણ સહાનુભૂતિ હતી પરંતુ તે શા કામની? તે તો કલાવતીને ખાતર પોતાનું સુખ જતું કરવા તૈયાર થયા હતા અને હજી એકાકી જીવન વિતાવતા હતા. બાકી બીજું તો તે શું કરી શકે? મુકુન્દ ઉપર તેમનો જરા પણ કાબૂ નહોતો. હવે તે મુદ્દલે તેમના કહ્યામાં જ નહોતો.

દાવાનું કામ તો લંબાતુ ગયું. કોર્ટનાં કામો લંબાય જ છે. ન છૂટકે કલાવતીને કોર્ટનો ઉમરો ચડવો પડ્યો. બાકી તેની કે તેના પિતાની મુદ્દલે કોર્ટમાં જવાની ઇચ્છા નહોતી. તેમને ઘણાએ સલાહ આપી હતી કે કરો મુકુન્દ ઉપર ભરણ પોષણનો દાવો. ડાક્ટર થયો છે, ધૂમ કમાવા માંડ્યો છે. વાંકો રહીને ખર્ચ આપશે. નહિ તો કોર્ટ અપાવશે. પરંતુ કલાવતી ને તેના માતા પિતા તો ઇશ્વર ઉપર આધાર રાખીને જ બેસી રહ્યાં હતાં. તેમને શ્રદ્ધા હતી કે કોક દિવસ ઈશ્વર મુકુન્દને સદ્બુદ્ધિ આપશે અને મુકુન્દ કલાવતીનો સ્વીકાર કરશે.

દાવાનું કામ લંબાતું ગયું તેમ તેમ મુકુન્દ અને હવે તો શાંતાની અધીરાઈ પણ વધવા માંડી. દાવાનો આખરનો નીકાલ આવે ત્યાં સુધી રાહ જોવા તેઓ તૈયાર નહોતાં. જે વકીલોએ મુકુન્દને છૂટાછેડા મેળવી શકાશે તેવી સલાહ આપી હતી, ફી પતિ ગઈ હતી એટલે તેમનો પણ ઉત્સાહ મંદ પડ્યો હતો. છૂપી રીતે લગ્ન કરવાની અને કોઈ કોર્ટમાં પૂછે, તો નવી પત્ની રખાત છે તેવું કહેવાની સલાહ તો મુકુન્દ પાસે હતી જ એટલે તેમણે તે સલાહનો ઉપયોગ કર્યો અને મુકુન્દે શાંતા સાથે છૂપી રીતે લગ્ન કર્યા. અને હવે શાંતા ઉઘાડે છોગ ડો. મુકુન્દ સાથે રહેવા લાગી.

દાવાના કામનો પણ છેવટે નિકાલ આવ્યો. કોર્ટે મુકુન્દનો દાવો કાઢી નાખ્યો. કલાવતી વ્યભિચારી છે તે વાત ના સાબિત માની; અને કલાવતીને માસિક પચાસ રૂપિયા ખાધાખોરાકીના ઉપરથી અપાવ્યા.

મુકુન્દને નોકરીમાં પગાર સારો મળતો અને પ્રેક્ટીસ પણ ઠીક ચાલતી એટલે પૈસાનો તો તેને હિસાબ નહોતો પણ છૂટાછેડા ન મળ્યા તેનું તેને ભારે દુઃખ હતું. તેણે શાંતા સાથે લગ્ન તો કર્યાં પણ તેનું મન બરાબર માનતું ન હતું.

મુકુન્દ દાવામાં તો નાસીપાસ થયો પણ પાછી તેને બીજી ઉપાધિ થઈ. કલાવતી કાળી હતી તો શાંતા રૂપાળી હતી. નિદાન પફ પાઉડરની મદદથી રૂપાળી દેખાતી હતી પણ તે તો ભારે આઝાદ હતી. તેને રોજ સાંજે ફરવા જવા જોઈએ. રોજ નહિ તો અઠવાડિયામાં બે ત્રણ સિનેમા જોવા જોઈએ. તેનો ખર્ચ પણ ભારે. કાપડ ટોઈલેટ તેનું કેટલુંય ખરીદવું પડે. તેના જૂના મિત્રો પણ ખરા એ સાથે પણ સંબંધ ચાલુ રાખવા જોઈએ. કલાવતી જેમ મુકુન્દને દેવ ગણતી તેમ તો તે ક્યાંથી મુકુન્દને ગણે જ?

આવું વર્તન મુકુન્દને ગમતું નહિ. તે કોક કોક વાર હિંમત કરીને શાંતાને ટોકતો પણ શાંતા કંઈ સાંભળી રહે તેમ નહોતી. તેની પાસે તેનો જવાબ તૈયાર હતો.
'જો ગુલામડી અને કહ્યાગરી જોઈતી હોય તો કાળી કલાવતીને બોલાવો, બાકી હું તો ગુલામી સહન નહિ કરું.'

મુકુન્દની આવક હવે પગ કરવા માંડી. પિતા સાથે તેને કોઈ જાતનો સંબંધ રહ્યો નહોતો છતાં તે નિયમિત પિતાને રૂ. ૨૫નું મનીઑર્ડર કરતો. માસ્તરે કદી રાજકોટમાં પગ મૂક્યો નહિ પરંતુ તે અવારનવાર કાગળથી ખબર પૂછાવતા. પરંતુ હવે તો બાપને મનીઑર્ડર કરવા જેટલા પૈસા પણ તેની પાસે બચતા નહિ. પગાર તો બધો શાંતા લઈ જ લેતી અને બીજી જે કંઈ આવક થાય તે પણ તે જ સંભાળી લેતી. હરવા ફરવાનો, કપડાંલત્તાનો અને બીજો ખર્ચો એટલો વધી ગયો કે હવે તો મુકુન્દ પાઈ પણ બચાવી શકતો નહિ.

આવું બધું પણ મુકુન્દ સહન કરવા તૈયાર હતો અને કરતો પણ ખરો પરંતુ શાતાના મોજ શોખને સીમા નહોતી અઠવાડિયામા એક બે વાર તો તે શાતાને સિનેમા જોવા લઈ જતો અને હરવા ફરવા પણ લઈ જતો પરંતુ એટલાથી સંતોષ માને તેવો શાતાનો જીવ નહોતો તેને હમેશા સાંજ પડે કાં તો ફરવા કે સિનેમા જવા જોઈએ મહિનામા એકાદ વાર મુંબઈ અમદાવાદ પણ જવાની ઇચ્છા થાય આ બધુ પૂરું પાડી શકે એટલા ન તો મુકુન્દ પાસે પૈસા હતા કે ન તો એટલો સમય હતો

દિનપ્રતિદિવસે મુકુન્દ અને શાતા વચ્ચે અંતર વધતું હતું મુકુન્દને ચારે તરફથી જીવનમા નિરાશા જણાતી હતી. પિતા પાસે તો જઈને મોઢું બતાવી શકે તેવી સ્થિતિ નહોતી કલાવતીનું તો નામ જ કઈ જીભે દઈ શકે ? તેને ઘણી વાર મનમા વિચાર આવતા કે આના કરતા તો કલાવતીને સ્વીકારી હોત તો ભલે કાળી કે ઓછુ ભણેલી હોય, તેનો આ દશા ન આવત પણ કલાવતીનો તો તે સ્વપ્ને પણ વિચાર કરી શકે તેવી સ્થિતિ તેણે રાખી જ નહોતી

ચારે તરફથી ઘેરાએલુ મન, શાતાના શોખ પૂરા કરવા માટે વધારેપડતી દોડાદોડી, પૈસાની ખેચ, શાતા–કલાવતી અને પિતાજી બધાના મનમા આ વિચારો—આ બધાએ તેના ઉપર એવી અસર કરી કે તે એક વાર તો ભારે લોહીના દબાણનો ભોગ થઈ પડયો દવાખાનામા એક દરદીને તપાસતા તપાસતા તે જ બેભાન થઈ ભેય પર પટકાઈ પડયો તેના ડાકટર સહકાર્યકરો તેને બગને લાવ્યા તેને ભાન આવ્યુ પરંતુ તેને લકવાની અસર થઈ ચૂકી હતી

શાતા તે દિવસે રાજકોટમા હાજર હતી મુકુન્દના ઘેર રહેવા માડયા પછી તેણે નોકરી તો કયારનીય મૂકી દીધી હતી મુકુન્દને ઘેર લાવ્યા ત્યારે તે ઘેર જ હતી પરંતુ તેણે મુકુન્દની તબિયતના ખબર પૂછવા પૂરતી પણ દરકાર ન કરી ડાક્તરોએ જાહેર કર્યું છે કે આ લોહીના દબાણનો હુમલો ભયંકર છે. કાં તો તે થોડા વખતમાં મરી જશે અગર જીવશે તો પણ લકવા વાળો જ હવે કામકાજ કરી શકે તેવી તેને માટે કોઈ આશા નથી

મુકુંદ દરદી થઈને ઘેર આવ્યો તેના બીજા દિવસે શાતા સવારે રાજકોટથી ચાલી ગઈ મુકુંદના નાણા તથા બીજુ જે કઈ હાથમા આવ્યુ તે બધુ સાથે લેતી ગઈ પોતે કયા ગઈ છે, કયારે આવશે તેની કાંઈ વાત પણ મુકુન્દને કે કોઈ બીજાને પણ કરતી ગઈ નહિ

બીજા ડાકટરો તથા દવાખાનાના સ્ટાફના માણસો ભારે વિમાસણમા પડયા મુકુન્દનો બગનો સારો હતો એટલે તેને રાખ્યો તો હતો બગનામા જ અને દવાખાનાના બધા માણસો તેની ખડેપગે ચાકરી કરતા પરંતુ ધરતુ કોઈ જ નહોતું મુકુન્દે ડાકટર તરીકે ખૂબ જ સારુ કામ કર્યું હતુ એને તે પોતાના કર્મચારીઓમા તથા લોકોમા પણ પ્રિય હતો પરંતુ હવે ઘરમા પૈસા પણ કયા હતા ?

એક ડાક્ટર મિત્રને મુકુંદના પિતાના સરનામાની ખબર હતી. તેમણે તેમને તાર કર્યો અને સાથે મુકુન્દની પરિસ્થિતિનો ખ્યાલ આપતો પત્ર પણ લખ્યો. તાર મળતા જ કેશવલાલ માસ્તર પત્રની પણ રાહ જોયા સિવાય પોતાની ટેક છોડીને પણ રાજકોટ આવી ગયા

કેશવલાલ માસ્તરને મુકુન્દના જરા વહેલા લગ્ન કર્યા તેનો મનમા ભારે પસ્તાવો હતો તેમને થયા જ કરતુ જો મુકુન્દ ઉમરલાયક થયા પછી મનગમતી કન્યા સાથે તેના લગ્ન કર્યા હોત તો આ દિવસ ન આવતા મુકુન્દની આ સ્થિતિ જોઈને થયુ કે શાતા કયા મનગમતી નહોતી પરંતુ છેવટે આ સ્થિતિ આવી જે મુકુન્દને સુખી જોવા માટે પોતે વિધુર રહ્યા તેની આ દશા જોઈને તેમનુ હૈયુ કાબૂમા ન રહ્યુ તેમને પણ ઘડીભર તો થઈ ગયુ કે અત્યારે કલાવતી આવીને મુકુન્દની સેવાચાકરી કરે તો ? પણ હવે કલાવતીને મ્હેણા જેવી જગ્યા જ કયા મુકુંદે રાખી હતી ? ~



પોતાને જોતાં જ મુકુન્દ મહામહેનતે તેમના ખોળામાં માથું મૂકી રડી પડ્યો. નાના બાળક પેઠે તેમના ખોળામાં ધ્રૂસકે ધ્રૂસકે રડ્યો. છેલ્લાં પાંચ વર્ષમાં તેણે પોતાનું મોં સરખું જોયું નહોતું. માસ્તરનું હૃદય પણ મુકુન્દની આ દશા જોઈ પીગળી ગયું.

મુકુન્દ ચોખ્ખું બોલી શકતો નહોતો, તેણે થોથરાતી ભાષામાં પિતાની માફી માગી. માફી તો માસ્તરે ક્યારનીય આપી દીધી હતી. તેમણે મુકુન્દને શાંતિથી રહેવા સમજાવ્યો. અને ગઈ તમામ ગુજરી ભૂલી જવા કહ્યું.

માસ્તરને જોતાં જ મુકુન્દનું લોહીનું દબાણ થોડું વધી ગયું હતું. ડાકટરોને બીક હતી કે કદાચ તેના મગજની એકાદ નસ તૂટી જશે અને તે માસ્તરના ખોળામાં જ સ્વધામ પહોંચી જશે. પરંતુ મુકુન્દે હૈયું હળવું કર્યું અને બાપે તેને હૈયાસરખો ચાંપ્યો. ત્યારપછી તેનું દબાણ ઓછું થયું. તે દિવસે રાતના તેને સારી રીતે ઊંઘ આવી. બીજા દિવસે તેની તબિયતમાં ઠીકઠીક સુધારો થયો. ડાકટરોએ કહ્યું કે હવે માસ્તર રાજકોટ રહે તો સારું. માસ્તરે ડાકટરોને અને મુકુન્દને ખાત્રી આપી કે જ્યાં સુધી મુકુન્દ હરતો ફરતો થાય ત્યાં સુધી એ રાજકોટ રહેશે. મુકુન્દ તો હવે મરતાં સુધી એક ક્ષણ પિતાને વિખૂટા મૂકવા માગતો નહોતો.

મુકુન્દના માંદવાડની વાત શિવશંકર માસ્તર તથા કલાવતીએ પણ જાણી. શિવશંકર માસ્તર કંઈ કહે તે પહેલાં કલાવતી રાજકોટ જવા તલપાપડ થઈ રહી. મુકુન્દના પાછલા વર્તનનો કલાવતીને મનમાં ભારે રોષ હતો પરંતુ તેણે જ્યારે મુકુન્દના માંદવાડની તથા પોતાના વર્તનની વાત સાંભળી ત્યારે તેનું આર્યત્વ જાગી ઊઠ્યું અને તેને થયું કે અત્યારે ને અત્યારે રાજકોટ જઈને મુકુન્દની સેવામાં લાગી જાય. 'મારે એમની સાહ્યબી નથી જોઈતી, તેમના પૈસા પણ નથી જોઈતા પણ ચાકરી કરવાનો તો મારો હક છે તે તો કોઈ પડાવી લે તેમ નથી.' કલાવતી સહુને કહેતી. શિવશંકરની પણ ઇચ્છા સહકુટુમ્બ વેળાસર રાજકોટ જઈ મુકુન્દની નિદાન ખબર કાઢી આવવાની હતી. પરંતુ બધાંને મનમાં વસવસો હતો. મુકુન્દ કલાવતીની સામું જોશે? મુકુન્દ કલાવતીની સેવા સ્વીકારશે?

તેમના કેટલાક સ્વજનો તેમને સલાહ આપતા કે હવે મુકુન્દ પાસે જવાનો અર્થ નથી. તે કદી કલાવતીના સામું જોવાનો નથી. કેટલાક એવી પણ સલાહ આપતા કે ગમે તેમ હોય પરંતુ એકવાર બધાએ જઈને મુકુન્દની તબિયતની ખબર તો કાઢી જ આવવી. સહુની સલાહ ગમે તેવી હોય પરંતુ શિવશંકર માસ્તરે તો નિશ્ચય જ કર્યો કે મુકુન્દની તબિયતના સમાચાર તો તે જાતે જઈને જ મેળવશે. તેમનો પુત્ર મગનલાલ આ વાતમાં ભારે વિરુદ્ધ હતો પરંતુ તેમણે તેની દરકાર ન કરી. કલાવતીને તો આવવાનું મન હતું જ એટલે શિવશંકર માસ્તર, કલાવતી અને તેની માતા મંગળાગૌરી રાજકોટ જવા રવાના થયાં.

શિવશંકર સાંજે રાજકોટ પહોંચ્યા. તેમણે મુકામ પણ એક લોજમાં કર્યો. તેમને બીક હતી કે મુકુન્દને ઘેર જાય અને તે રખેને અપમાન કરીને કાઢી મૂકે તો? સાંજના જ્યારે તેઓ મુકુન્દને ત્યાં ગયાં ત્યારે મુકુન્દ પિતાના ખોળામાં હાથ રાખી કંઈક વાત કરી રહ્યો હતો. કલાવતી છેલ્લાં કેટલાંય વર્ષોથી તરછોડાએલી હતી. વ્રત-તપ ઉપવાસ આદિથી તેનું શરીર કૃષ થઈ ગયું હતું. અત્યારે તો મુકુન્દની નિઃસ્વાર્થ સેવા કરવાની ભાવનાથી આવી હતી. તેનું તેજ મોં ઉપર હતું. છેટેથી જ તેણે કલાવતી, શિવશંકર માસ્તર વગેરેને જોયાં ત્યારે મુકુન્દને થયું કે કોઈ દેવદૂત તેની સેવા માટે આવી રહી છે. તેણે પોતાના પિતાને જોયા ત્યારની તેની ઇચ્છા હતી કે તે કલાવતીને બોલાવવા કહે પરંતુ તે કયા મોંએ આ વાત કરી શકે? પિતા પુત્ર બન્નેની ઇચ્છા હતી કે કલાવતી ગઈ ગુજરી ભૂલી ચાલી જાય તો સારું. પણ આ કેમ બને?

શિવશંકર, કલાવતી અને મંગળાગૌરીને જોયાં ત્યારે

કેશવલાલ માસ્તરના આનંદનો પાર નહોતો મુકુન્દના હૃદયમા પણ ભારે આનંદ હતો કલાવતી જાણે કઈજ બન્યુ નથી તેમ સેવા ચાકરીમા લાગી ગઈ તેણે મુકુન્દના પગ ખોળામા લઈ દાબવા માડયા શિવશંકર માસ્તર આશીર્વાદ બોલ્યા મુકુન્દ એક હાથ પિતાના અને એક શિવશંકરના ખોળામા રાખી ચોધાર આંસુએ રડવા માડયો. પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરવા માડ્યો અને વારવાર કલાવતી ને શિવ શંકરને માફી આપવા વિનવવા લાગ્યો.

ડાકટરોએ પિતા સાથેનો મુકુન્દનો મેળાપ જોયો હતો તેમને થયુ કે કલાવતી અને શિવશંકર સાથેના મેળાપ પછી મુકુન્દનો હૈયાનો ભાર ઊતરી જશે અને વાત પણ સાચી પડી જે દિવસે કલાવતી આવી તે દિવસે મુકુન્દનુ લોહીનુ દબાણ ઠીક ઠીક ઓછુ થયુ અને ડાકટરોને આશા આવી કે હવે કદાચ તે નોર્મલ થઈ જશે, અને મુકુન્દ લકવામાથી પણ ઉગરી જશે હવે લોજમા જવાપણુ તો હતુ જ કયા ? કલાવતીએ, એક ઘરના માણસ તરીકે બધો બોજો ઉપાડી લીધો બધાની રસોઈ કરતી અને ખડે પગે મુકુન્દની સેવા ચાકરી કરતી મુકુન્દને કલાવતીની સેવા એવી મીઠી લાગી કે તેનો રગ કાળો છે કે ગોરો અને ઓછુ ભણેલી છે કે વધારે તે વાત જ તે ભૂલી ગયો

બધા મળ્યા પણ શાતાએ ઘરમા કઈ જ નાણા રહેવા દીધા નહોતા ડાકટરો બધા ખડે પગે સેવા ચાકરી કરતા પણ દવા માટે તો નાણા જોઈએ જ ને ? કેશવલાલ માસ્તરે પોતાની બધી જ બચત મુકુન્દના મદદમા વાપરી કલાવતીએ પોતાના સૌભાગ્યના દાગીના પણ ઉતારી આપ્યા શિવશંકર પાસે તો પોતાના આશીર્વાદ સિવાય કઈ આપવાપણુ હતુ જ નહિ ને ? પણ હવે મુકુન્દને દવાની જરૂર જ કયા હતી ? કલાવતીની સેવા સુશ્રુષા તથા પિતા તથા સસરાના આશીર્વાદથી જ તેની તબિયતમા ન ધારેલો સુધારો થવા માડયો હતો પદર દિવસમા તેનુ લોહીનુ દબાણ ઓછુ થયુ લકવાની અસર જવા માડી અને એકાદ મહિનામા તો તે હરતો ફરતો કામ કરી શકે તેવો થઈ ગયો

મુકુન્દ જ્યારે હરતો ફરતો થયો ત્યારે દવાખાને પણ જતો થયો. ત્યારે શિવશંકર માસ્તરે પોતાના વતન પાછા જવાની ઇચ્છા બતાવી કલાવતી પણ સાથે જવા તૈયાર થઈ તેને થયુ કે પોતે પોતાની ફરજ હવે પૂરી કરી છે

કલાવતીની જવાની વાત આવી ને મુકુન્દ ચોધાર આંસુએ રડી પડ્યો. કલાવતી તરફનુ તેનુ વર્તન સુધરી તો ગયુ જ હતુ પણ કાયમ માટે મુકુન્દ પોતાને સઘરશે તેવો કલાવતીને વિશ્વાસ નહોતો તેને થતુ કે તેના ભાગ્યમા તો માદગીને ખાટલે પડેલો મુકુન્દ હોય બાકી ઘઘો કરતો ડાકટર મુકુન્દ તો શાતા જેવી બીજી કોક માટે જ હોય ને ?

મુકુન્દને ઘણુ ઘણુ કહેવાનુ હતુ પણ તે કહી શકયો નહિ આટલા દિવસમા તેણે ભૂતકાળની વાત કાઢી નહોતી પોતાની ભૂલ માટે પસ્તાવો કર્યો હતો પણ હવે શુ કરશે ? શ તાને પાછી સઘરશે કે કલાવતીને સઘરશે તે બાબતમા તે કાંઈ બોલ્યો નહોતો

જે વાત હોઠ ન કહી શકી તે વાત આંસુએ કહી દીધી હવે મુકુન્દ પાસે કોઈ જાતની ખાત્રી મેળવવાની બાકી નહોતી. શાતાનુ ભલે તે ગમે તે કરે પણ કલાવતીને હવે પિતાને ઘેર પાછી નહી જ મોકલે તે તો સહુ કોઈને ખાત્રી થઈ ગઈ તેના આસુ અને તેના હાવભાવે એવુ કહ્યુ કે હવે કોઈ ચોખવટ કરવાની બાકી રહી નહિ

છેવટે શિવશંકર માસ્તર મુકુન્દ-કલાવતીને આશીર્વાદ આપીને ગયા મુકુન્દ તેમને પગે પડ્યો કેશવલાલ માસ્તરને તો જવાપણુ હતુ જ નહિ મુકુન્દ તેમને છોડવા જરા પણ તૈયાર નહોતો

મુકુન્દની તબિયત સારી થઈ મન ઉપરનો બોજો ખસી ગયો ઊડે ઊડે તેને બીક હતી કે શાતા પાછી આવીને કઈક બગાડો કરે તો ? તેણે મનથી નિશ્ચય કરી લીધો કે હવે શાતા આવે તો એ સઘરવી







'સેવકરામ'

# તુમારી તંત્રનો ક્યારે અંત આવશે ?

તુમારશાહી દિવસે દિવસે વધતી જ જાય છે ત્યારે આપણા પોતાના શાસન માટેનો ગર્વ લઈ શકાતો નથી. તેમાં ય ગામડાંનાં લોકોની તો હેરાનગતિનો પાર નથી...

વરસાદ તો એવો વરસી રહ્યો હતો, જાણે આખું આકાશ નીચે તૂટી પડશે. ત્રણ દિવસથી વાદળ વિખરાયાં નહોતાં. જાણે હેલી કરી હતી. વચ્ચે વચ્ચે સખત ઝાપટાં વરસે અને પાછો ઝરમર ઝરમર વરસવા લાગે. બંધ થવાનું નામ ન લે.

વરસાદ પડે અને ખેડૂતોના જીવ કપાઈ જાય. આકાશ સામે, પેલાં કાળાં ડીંબ ઘેરાયેલાં વાદળ સામે જુએ અને નિઃશ્વાસ નાખે : મોંમાં આવેલો કોળિયો પડી ગયો ! બન્યું હતું પણ એમ જ.

આ બાજુ વધુ વરસાદ તો નહોતો. પણ ચોમાસુ ખેતી માટે માફકસરનો વરસાદ હતો. એટલે બાજરીઓ સારી નીકળી હતી. કપાસ અને કઠોળને અને જુવાર સરસવને વરસાદની મહેર હતી. એકાદ આછેરો વરસાદ આવે તોયે ચાલે તેમ હતું એટલે વાદળ ઘેરાયાં, છાંટા પડવા લાગ્યા ત્યારે સૌ હરખાયેલા. પણ વાદળ વિખરાતાં નહોતાં, બસ વરસ્યા જ કરતો હતો. હવે શું થાય ?

બાજરીઓ વાઢવા આવી હતી, પાક તૈયાર થઈ ગયો હતો. પવન અને અતિવૃષ્ટિ. ઊભી બાજરી નીચે પડી ગઈ. નીચે પડેલી બાજરી પર પાછું વરસાદે જોર કર્યું. ઉઘાડ તો નીકળે નહિ. ઉઘાડ નીકળે તો...તો નીચે પડેલી બાજરી ઊભી થાય કે વાઢવા પણ નીકળાય. પણ આ તો વરસાદ બંધ થવાનું નામ લેતો નહોતો. હવે શું થાય ? બાજરી કહોવાઈ જશે. તૈયાર બાજરી ઊગી નીકળશે. ખેડૂતથી આ કેમ જોયું જાય !

આખા ગામના ખેડૂતો જીવ બાળતા હતા. કેટલાક તો ઈશ્વરને યાદ કરી પ્રાર્થના કરતા હતા :

' ખમૈયા કરો...બાપા ખમૈયા કરો. અમ ગરીબને

---

જરૂર પડે તો તેને ખાધાખોરાકી આપવી પણ પોતાના ઘરમાં તો શાંતાનો પડછાયો સરખો ન લેવો.

કલાવતીનું રૂપ ખીલવા લાગ્યું. તે ટ્યુશન રાખી અંગ્રેજી ભણવા લાગી. શહેરની બહેનોની સંસ્થામાં જઈ ભરતગૂંથણ પણ શીખવા લાગી. પરંતુ હવે મુકુન્દને ન જરૂર હતી કલાવતીના શિક્ષણની કે કલાવતીના રૂપની.

મુકુન્દ–કલાવતીનો સંસાર સુખે ચાલવા માંડ્યો. માસ્તરને થયું કે પોતે વિધુર રહ્યાનો બદલો ઈશ્વરે આપ્યો છે. મુકુન્દ હવે ઘણીવાર કલાવતી પાસે પોતાની ભૂલ સ્વીકારતો અને તેનું પ્રાયશ્ચિત કરવા તૈયારી બતાવતો. પિતા પાસે પણ તેણે વારંવાર પોતાની ભૂલ કબૂલ કરી હતી. અને તેમને પણ જે કંઈ શિક્ષા કરવી હોય તે કરવા કહેતો.

કલાવતી ગામની સ્ત્રી સંસ્થાઓમાં સારો રસ લેતી. તે આ સંસ્થાઓમાં થોડું શિક્ષણ પામી ભરતાં ગૂંથતાં પણ શીખી. પણ તેને થતું કે ગામડાની કે અભણ કન્યા જો ભણેલા પતિને પરણી હોય તો સંસ્કાર શિક્ષણ અને શહેરની રીતભાત શીખવવા એક ખાસ સંસ્થા જોઈએ. આવી સંસ્થા હોય તો જેમ મુકુન્દને તેને માટે અભાવો થયો તેવા અભાવો આવી સંસ્થામાં શિક્ષણ મેળવેલી કન્યાઓ માટે ભણેલા પતિદેવોને ન થાય.

કલાવતી અને માસ્તરની પ્રેરણાથી મુકુન્દે પોતાની આવકમાંનો સારો ભાગ ખરચીને પોતાની માતાના નામની સવિતા કાન્તાગૃહ નામની સંસ્થા શહેરમાં શરૂ કરી છે. આજે પણ આ સંસ્થામાં અનેક કન્યાઓને ગૃહિણી બનવાની તાલીમ આપે છે અને આ સંસ્થાના પ્રતાપે ઘણાંના સંસારના નાવ ખરાબે ચડતાં કે તૂટી પડતાં રહી ગયાં છે.

★

જીવાડો ' પણ વરસાદ બંધ થાય એવી ચિહ્નો દેખાતા નહોતા હવામાનનો વરતારો તો કહેતો હતો કે હજુ રે ગાજવીજ સાથે ભારે વર્ષા થશે તો તો બાજરી ।। નામનુ નાહી નાખવાનુ જ રહ્યુ

આ વર્ષે તો બાજરીનો મબલખ પાક ઊતરે એમ હતુ ખેડૂતો કહેતા હતા

' સેવકરામ ! છેલ્લા દસ વર્ષમા આવી બાજરી જોઈ નથી '

' જો પ્રભુ કૃપા કરે તો આ ફેરે તો કોઠીઓ પણ છલકાઈ જશે '

' અરે ગરીબ ગરબાંરે છૂટથી બાજરી ખાય એટના ભાવ દબાશે આખા જિલ્લામા બાજરીની તો ખોન બાલા છે સોળ આની નહિ પણ વીસ આની પણ એ વીસ આની બાજરી તો યુદ્ધભૂમિ પર ઘવાયેલા સૈનિકો આડે પડ્યા હોય તેમ બાજરી લાંબી સોટ થઈ ગઈ હતી પછી ખેડૂતનુ કાળજુ કેમ કપાઈ ન જાય ?

પણ આમા ખેડૂત કે કોઈયે શુ કરી શકે ? જ્યા આભ તૂટ્યુ હોય ત્યા બીજુ થાયે શુ ?

કુદરત આગળ માણસ કેટલો અસહાય છે ! કેટલો લાચાર છે ! કુદરત ખાવા દે તો જ માનવી ખાઈ શકે છે ગયુ વર્ષ અનાવૃષ્ટિથી બગડ્યુ હતુ આ વર્ષ અતિવૃષ્ટિથી બગડ્યુ આકાશી ખેતી પર નભતો ખેડૂત કઈ રીતે ઊંચે આવે !

ખેડૂતોએ મબલખ પાક જોઈ કેવકેવા સ્વપ્ના સેવ્યા હશે ! કોઈ અનાજ વેચી દેવુ વાળવાનુ વિચારતો હશે ! કોઈ કપડાંલત્તા લાવવાનુ મનમા ગોઠવતો હશે કોઈ દેવુ ભરવાની ગણત્રી કરતો હશે આમા કોની ગણત્રી સાચી પડે !

હવે તો કઠોળ એરંડા જુવાર કપાસ, સરસવ વગેરે પાક સુધરે તો ખેડૂત જીવી શકે નહિ તો એને બાર મહિના કાઢતાં કાઢતા ભારે પડશે

ખેડૂત ગમે તેટલી મજૂરી કરે, મહેનત કરે પણ એના ઘરમા અનાજ પહોંચે ત્યારે ખરુ ત્યા સુધી કશુ જ ન કહેવાય કે આ વર્ષનો પાક સારો રહેશે

ખેડૂતના મોંમાથી ઝુટવાઈ ગયેલો કોળિયો જોઈ ક રંજ ન થાય !

ત્યારે એ ખેડૂતોને આશ્વાસન આપવા જેટલા શ મારી પાસે નહોતા

*

તુમારી તત્રના તો અનેક દાખલા મળી રહે તેમ છે અગાઉ પણ સરકાર તેના વહીવટી તત્રના કાર વગોવાતી હતી આજે પણ સરકાર તુમારી તત્ર કારણે વગોવાય છે કોઈ કામનો તાકીદે નિક આવતો નથી કાગળિયા ફર્યા કરે છે અરજીમા ભૂલ છે આ બરાબર નથી આ વિગતની તપ થવી જોઈએ તેમ કાગળ ઉપરથી નીચે અને નીચ ઉપર એમ ફર્યા જ કરે છે એમા ખેડૂતનો મરો થ છે લોકો બૂમબરાડા પાડે પણ કોણ સાંભળે છે

એવુ બનેલુ કે આ ગામની જમીન રસ્તામા કપા હતી સારામા સારી જમીન જતી હતી એટલે ખે તનો જીવ બળી જતો હતો પણ જ્યા રસ્તો નીક વાનો હોય ત્યા ખેડૂત શુ કરે ?

રસ્તો મપાયો ખેતરો કપાયાં રસ્તો પણ થયો મો પણ દોડવા લાગી પણ જે જમીન ગઈ એ ખેડૂત હજુ વળતર મળ્યુ નથી

આ બાબતમા એ ખેડૂતોએ ઘણા વખત પહેલા નાખેલી અરજીઓ કરેલી પણ કઈ વજન ન અરજીનો જવાબ પણ મળેલો નહિ

એટલે એકવાર બાજુના ગામે પ્રધાનશ્રી સરકારી ક ખાનાનુ ઉદ્ઘાટન કરવા પધારવાના હતા એટલે પે ખેડૂતો મારી પાસે આવ્યા

' સેવકરામ ! તમે અમારી સાથે ન આવો ? '

' કયા જવાનુ છે ? '

' ગામે ત્યા કાલે પ્રધાન પધારે છે તમે આવે પાચ પાચ વર્ષથી ફૂટાતો જમીનના વળતરનો પ્ર રજૂ થાય '

' હજુયે એનો નિકાલ નથી આવ્યો ? '





'એની જ મોકાણ છે ને! તે દિવસે તો તમે જાતે આવી અમારી સમક્ષ કલેક્ટરસાહેબને કહેલું. તેમણે નોંધ પણ કરેલી. જલદી નિકાલ આવી જશે એવો દિલાસો પણ આપેલો. એ વાતને તો બે વરસ થઈ ગયાં. કલેક્ટરે બદલાઈ ગયા. ખેડૂતનું તે પછી કુણ સાંભળે છે?'

'અરે સેવકરામ! આ ન્યાય તો જુઓ. જમીન તો ગઈ. વળતર પણ અપાયું નથી ને હજી તલાટી વેરો માગ્યા કરે છે. કહીએ છીએ કે ભાઈ એ નંબર તો રસ્તામાં ગયો, ત્યાં વાવેતર થતું નથી. પણ એ તો કહે છે મારા ચોપડે તો તમારો નંબર છે એટલે મારે તો વેરો વસૂલ કરવો જ પડે છે.' એક ભાઈએ અકળાઈ ને કહ્યું.

'એનો વેરો ન ભરવો!'

'નથી જ ભર્યો. ને! તે નોટિસો આવે છે. આ રાજ્યનો તે કેવો વહીવટ ચાલે છે? આનો તે કોઈ રણીધણી છે કે નહિ? આટલા પ્રધાનો છે, ધારાસભ્યો છે એ બધા ત્યાં બેસીને કરે છે શું? એમનાથી વાંકુ કરનારની કાનબુટ્ટી પકડાતી નથી?'

લોકો ખીજાયા હતા. જમીનની વાત નીકળતાં જ ઉશ્કેરાતા હતા. એમણે કહ્યું:

'તમે ત્યાં આવો તો પ્રધાનસાહેબને બધી વાત કરવી છે. સેવકરામ, તમે નહિ કહો તો અમારે તો આ ફેરે મોંએ મોં સંભળાવી દેવું છે. પાંચ પાંચ વર્ષથી સરકાર જમીન પડાવીને બેઠી છે ને પાઈએ પરખાવતી નથી એનું કંઈ કારણ?'

'પાછા જમીનનો ભાવ એ નક્કી કરે! પાડાની બોળ જેવું ખેતર હતું, હજાર રૂપિયે વીઘો જતો હતો તોયે સરકાર માબાપ આલે તે અમારે લેવાનું. એયે નક્કી થતું નથી.'

'સેવકરામ, પાંચ વર્ષની વ્યાજખાધ ગણે તોયે કેટલી રકમ થાય? સરકારને લેવાનું હોય ત્યારે તકાદો કરે, જપ્તી કરે, દંડ કરે, છેવટે હરાજી કરાવીનેયે વસૂલ કરે. ને આપણે લેવાનું હોય ત્યારે ધક્કા ખવડાવે. ટલ્લે ચડાવે. આ તે કંઈ ન્યાય કહેવાય? લોકરાજ લોકરાજ કરે છે તે આ તે કોનું રાજ્ય? સાહેબોનું રાજ કે અમારું લોકનું રાજ?

લોકોના અંતરનો અવાજ પ્રધાનો સુધી, આપણા દેશનેતાઓ સુધી પહોંચે તો કેવું સારું? એટલે તો, હું બીજા દિવસે પ્રધાનશ્રી પધારવાના હતા એ ગામ ગયો.

સભા પૂરી થઈ એ પછી હું પેલા ખેડૂતોને લઈ પ્રધાનશ્રી પાસે ગયો. પ્રધાનસાહેબ મને ઓળખતા હતા એટલે તેમણે હસીને કહ્યું:

'તમે...અહીં ક્યાંથી?'

'આપનું કામ પડ્યું છે એટલે મળવા આવ્યો છું.'

'બોલો શું કામ છે?'

'કામ તો આ ખેડૂતોનું છે. એમની વિગત સાંભળો અને આ તુમારી તંત્રમાં અટવાયેલા તેમના કેસનો અંત આણો એવી વિનંતી કરવા આવ્યો છું.'

પેલા ખેડૂતોએ પ્રધાનશ્રી સમક્ષ વિગતે કેસ રજૂ કર્યો. અરજી લખી લાવ્યા હતા તે પણ આપી. પ્રધાનશ્રીને પણ નવાઈ લાગી કે પાંચ વર્ષથી કેમ જમીનનું વળતર નહિ અપાયું હોય? તેમણે એમના મંત્રીને તેની નોંધ કરવાનું કહ્યું. કલેક્ટર સાહેબ સાથે હતાં તેમને પણ આ વિશે તાકીદે ખુલાસો મોકલી આપવાનો અમારા દેખતાં હુકમ કર્યો. ત્યારે તો ખુદ મને પણ એમ થયેલું કે નક્કી હવે તો આનો નિકાલ આવશે.

પણ આજે એ વાતનેયે એક વર્ષ થયું. હજી ખેડૂતોની જમીનનું વળતર મળ્યું નથી.

કોઈ કહેશે, લોકરાજ, કલ્યાણરાજ નામે ઓળખાતા આ તંત્રમાં તુમારનો ક્યારે અંત આવશે?

*

'યમ મને છોડીને ખવરાવવા બાજરી નહિ મળે? જાઓ, મારે મારી છોડીને નથી મોકલવી. મારે તો બાજરીની કોઠીઓ ભરેલી છે. એ બેઠી બેઠી જનમારો ખાશે તોયે ખૂટે એમ નથી.'

જીવાડો ' પણ વરસાદ બંધ થાય એવી ચિહ્નો દેખાતા નહોતા હવામાનનો વરતારો તો કહેતો હતો કે હજુયે ગાજવીજ સાથે ભારે વર્ષા થશે તો તો બાજરીના નામનું નાહી નાખવાનુ જ રહ્યું
આ વર્ષે તો બાજરીનો મબલખ પાક ઊતરે એમ હતુ ખેડૂતો કહેતા હતા
' સેવકરામ! છેલ્લા દસ વર્ષમા આવી બાજરી જોઈ નથી '
' જો પ્રભુ કૃપા કરે તો આ ફેરે તો કોઠીઓ પણ છલકાઈ જશે. '
' અરે ગરીબ ગરબાયે છૂટથી બાજરી ખાય એટલા ભાવ દબાશે આખા જિલ્લામા બાજરીની તો બોલ બાલા છે સોળ આની નહિ પણ વીસ આની
પણ એ વીસ આની બાજરી તો યુદ્ધભૂમિ પર ઘવાયેલા સૈનિકો આડે પડ્યા હોય તેમ બાજરી લાંબી સોટ થઈ ગઈ હતી પછી ખેડૂતનુ કાળજુ કેમ કપાઈ ન જાય?
પણ આમા ખેડૂત કે કોઈયે શુ કરી શકે? જ્યા આભ તૂટ્યુ હોય ત્યા બીજુ થાયે શુ?
કુદરત આગળ માણસ કેટલો અસહાય છે! કેટલો લાચાર છે! કુદરત ખાવા દે તો જ માનવી ખાઈ શકે છે ગયુ વર્ષ અલ્પવૃષ્ટિથી બગડ્યુ હતુ આ વર્ષ અતિવૃષ્ટિથી બગડ્યુ આકાશી ખેતી પર નભતો ખેડૂત કઈ રીતે ઊંચે આવે!
ખેડૂતોએ મબલખ પાક જોઈ કેવકેવા સ્વપ્ના સેવ્યા હશે! કોઈ અનાજ વેચી દેવુ વાળવાનુ વિચારતો હશે! કોઈ કપડાલત્તા લાવવાનુ મનમા ગોઠવતો હશે કોઈ દેવુ ભરવાની ગણત્રી કરતો હશે આમા કોની ગણત્રી સાચી પડે!
હવે તો કઠોળ, એરંડા, જુવાર, કપાસ, સરસવ વગેરે પાક સુધરે તો ખેડૂત જીવી શકે નહિ તો એને બાર મહિના કાઢતાં કાઢતા ભારે પડશે
ખેડૂત ગમે તેટલી મજૂરી કરે, મહેનત કરે, પણ એના ઘરમાં અનાજ પહોચે ત્યારે ખરુ ત્યા સુધી કશુ જ ન કહેવાય કે આ વર્ષનો પાક સારો રહેશે
ખેડૂતના મોમાથી ઝુટવાઈ ગયેલો કોળિયો જોઈ કે રંજ ન થાય!
ત્યારે એ ખેડૂતોને આશ્વાસન આપવા જેટલા શબ્ મારી પાસે નહોતા

*

તુમારી તત્રના તો અનેક દાખલા મળી રહે તેમ છે અગાઉ પણ સરકાર તેના વહીવટી તત્રના કાર વગોવાતી હતી આજે પણ સરકાર તુમારી તત્ર કારણે વગોવાય છે કોઈ કામનો તાકીદે નિકા આવતો નથી કાગળિયા ફર્યા કરે છે અરજીમા અ ભૂલ છે, આ બરાબર નથી, આ વિગતની તપા થવી જોઈએ તેમ કાગળ ઉપરથી નીચે અને નીચે ઉપર એમ ફર્યા જ કરે છે એમા ખેડૂતનો મરો થ છે લોકો બૂમબરાડા પાડે પણ કોણ સાભળે છે
એવુ બનેલુ કે આ ગામની જમીન રસ્તામા કપા હતી સારામા સારી જમીન જતી હતી એટલે ખે તનો જીવ બળી જતો હતો પણ જ્યા રસ્તો નીક વાનો હોય ત્યા ખેડૂત શુ કરે?
રસ્તો મપાયો ખેતરો કપાયાં રસ્તો પણ થયો મોટ પણ દોડવા લાગી પણ જે જમીન ગઈ એ ખેડૂતે હજુ વળતર મળ્યુ નથી
આ બાબતમા એ ખેડૂતોએ ઘણા વખત પહેલા ર નામેલી અરજીઓ કરેલી પણ કઈ વળેલુ ન અરજીનો જવાબ પણ મળેલ નહિ
એટલે એકવાર બાજુના ગામે પ્રધાનશ્રી સરકારી કા ખાનાનુ ઉદ્ઘાટન કરવા પધારવાના હતા. એટલે પે ખેડૂતો મારી પાસે આવ્યા
' સેવકરામ! તમે અમારી સાથે ન આવો?'
' ક્યા જવાનુ છે?'
' .. ગામે ત્યા કાલે પ્રધાન પધારે છે તમે આવો પાચ પાચ વર્ષથી કૂટાતો જમીનના વળતરનો પ્ર રજૂ થાય '
' હજુયે એનો નિકાલ નથી આવ્યો?'





'એની જ મોંકાણ છે ને! તે દિવસે તો તમે જાતે આવી અમારી સમક્ષ કલેક્ટરસાહેબને કહેલું. તેમણે નોંધ પણ કરેલી. જલદી નિકાલ આવી જશે એવો દિલાસો પણ આપેલો. એ વાતને તો બે વરસ થઈ ગયાં. કલેક્ટર બદલાઈ ગયા. ખેડૂતનું તે પછી કુણ સાંભળે છે?'

'અરે સેવકરામ! આ ન્યાય તો જુઓ. જમીન તો ગઈ. વળતર પણ અપાયું નથી ને હજી તલાટી વેરો માગ્યા કરે છે. કહીએ છીએ કે ભાઈ એ નંબર તો રસ્તામાં ગયો, ત્યાં વાવેતર થતું નથી. પણ એ તો કહે છે મારા ચોપડે તો તમારો નંબર છે એટલે મારે તો વેરો વસૂલ કરવો જ પડે છે.' એક ભાઈએ અકળાઈ ને કહ્યું.

'એનો વેરો ન ભરવો!'

'નથી જ ભર્યો. ને! તે નોટિસો આવે છે. આ રાજ્યનો તે કેવો વહીવટ ચાલે છે? આનો તે કોઈ રણીધણી છે કે નહિ? આટલા પ્રધાનો છે, ધારાસભ્યો છે એ બધા ત્યાં બેસીને કરે છે શું? એમનાથી વાંકુ કરનારની કાનબુટ્ટી પકડાતી નથી?'

લોકો ખીજાયા હતા. જમીનની વાત નીકળતાં જ ઉશ્કેરાતા હતા. એમણે કહ્યું:

'તમે ત્યાં આવો તો પ્રધાનસાહેબને બધી વાત કરવી છે. સેવકરામ, તમે નહિ કહો તો અમારે તો આ ફેરે મોંએ મોં સંભળાવી દેવું છે. પાંચ પાંચ વર્ષથી સરકાર જમીન પડાવીને બેઠી છે ને પાઈએ પરખાવતી નથી એનું કંઈ કારણ?'

'પાછા જમીનનો ભાવ એ નક્કી કરે! પાડાની ખોળ જેવું ખેતર હતું, હજાર રૂપિયે વીઘો જતો હતો તોયે સરકાર આશાપ આલે તે અમારે લેવાનું. એયે નક્કી થતું નથી.'

'સેવકરામ, પાંચ વર્ષની વ્યાજખાધ ગણો તોયે કેટલી રકમ થાય? સરકારને લેવાનું હોય ત્યારે તકાદો કરે, જપ્તી કરે, દંડ કરે, છેવટે હરાજી કરાવીનેયે વસૂલ કરે. ને આપણે લેવાનું હોય ત્યારે ધક્કા ખવડાવે. ટલ્લે ચડાવે. આ તે કંઈ ન્યાય કહેવાય? લોકરાજ લોકરાજ કરે છે તે આ તે કોનું રાજ્ય? સાહેબોનું રાજ કે અમારું લોકનું રાજ?

લોકોના અંતરનો અવાજ પ્રધાનો સુધી, આપણા દેશનેતાઓ સુધી પહોંચે તો કેવું સારું? એટલે તો હું બીજા દિવસે પ્રધાનશ્રી પધારવાના હતા એ ગામ ગયો.

સભા પૂરી થઈ એ પછી હું પેલા ખેડૂતોને લઈ પ્રધાનશ્રી પાસે ગયો. પ્રધાનસાહેબ મને ઓળખતા હતા એટલે તેમણે હસીને કહ્યું:

'તમે...અહીં ક્યાંથી?'

'આપનું કામ પડ્યું છે એટલે મળવા આવ્યો છું.'

'બોલો શું કામ છે?'

'કામ તો આ ખેડૂતોનું છે. એમની વિગત સાંભળો અને આ તુમારી તંત્રમાં અટવાયેલા તેમના કેસનો અંત આણો એવી વિનંતી કરવા આવ્યો છું.'

પેલા ખેડૂતોએ પ્રધાનશ્રી સમક્ષ વિગતે કેસ રજૂ કર્યો. અરજી લખી લાવ્યા હતા તે પણ આપી. પ્રધાનશ્રીને પણ નવાઈ લાગી કે પાંચ વર્ષથી કેમ જમીનનું વળતર નહિ અપાયું હોય? તેમણે એમના મંત્રીને તેની નોંધ કરવાનું કહ્યું. કલેક્ટર સાહેબ સાથે હતા તેમને પણ આ વિશે તાકીદે ખુલાસો મોકલી આપવાનો અમારા દેખતાં હુકમ કર્યો. ત્યારે તો ખુદ મને પણ એમ થયેલું કે નક્કી હવે તો આનો નિકાલ આવશે.

પણ આજે એ વાતનેયે એક વર્ષ થયું. હજી ખેડૂતોની જમીનનું વળતર મળ્યું નથી.

કોઈ કહેશે, લોકરાજ, કલ્યાણરાજ નામે ઓળખાતા આ તંત્રમાં તુમારનો ક્યારે અંત આવશે?

*

'ચમ મને છોડીને ખવરાવવા બાજરી નહિ મળે? જાઓ, મારે મારી છોડીને નથી મોકલવી. મારે તો બાજરીની કોઠીઓ ભરેલી છે. એ બેઠી બેઠી જનમારો ખાશે તોયે ખૂટે ઇમ નથી.'

'તો તમારી મરજી. બાકી આમ અડધું અડધું બોલો એ ઠીક ના કહેવાય!'

'તો તમે કેવી નાખી દીધા જેવી વાત કરો છો? એ ભણ્યો એટલે બોલતાં શીખ્યો હશે! અમ અબરૂ તો એક તમને જ વહાલી હશે...અમે તો બધા નાકકટા હોઈશું?'

'એવું તે કુણ કહે છે. પણ...'

'પણ ને બણ...એ ભણેશરી આંય આવશે તાણે જ મારી છોડીને મોકલીશ. જો ભણવા નીકળ્યા છો! આ અભણ છે...આ તો આવી છે, તેવી છે.. હું પૂછું છું ઘરમાં એની મા એટલું ભણેલી છે? અમ માને તગડી મૂકતો નથી? કહોને કે જા ભણેલી મા લઈ આવ. પટેલ શું નાખી દીધા જેવી વાત કરો છો? આ તે કંઈ ઢેડ–વાઘરીનું ઘર ભાળ્યું તે જેમ ફાવે તેમ બોલી જાય?'

'ભણતરનું તો ઠીક પણ કહે છે કે તમારી દીકરી બીડી પીએ છે.'

'કીયો કહે છે એ...એ કહેનારને મારી આગળ લાવો ને...એની જીભ જ ખેંચી લઉં. એ એના મનમાં સમજે છે શું? જોયાં ને તમારા ભણેશરીનાં લખણ? લોકો કાંઈ અમથું કહેતા નથી કે ભણ્યો કણબી કટંબ ખોવે? ભણતર એ તો ખાસી વઘા છે. એ તમારા જેવા નાના પેટના માણસોમાં નાં ઊતરે? ભણ્યો હોય એ આવાં વેણ કાઢતો હશે? જો ને અભેમાન આવ્યો છે!'

એક ગામમાં હું એક જણને ત્યાં બેઠો હતો. અમે ગામની,વરસાદની, ખેતીવાડીની વાતો કરતા હતા ત્યાં સામેના ઘરમા આ ભડકો થતો જોયો.

બંને વેવાઈઓએ હવે તો મારામારી પર આવવાનું જ બાકી રાખ્યું હતું. ઉશ્કેરાટ વધતો જતો હતો. વાસના પુરુષો અને સ્ત્રીઓ પણ મધપૂડાની પેઠે ત્યાં ઊભાં રહ્યાં હતાં. એથી પણ દીકરીના બાપનો ઉશ્કેરાટ વધ્યે જતો હતો.

તકરાર વધતી જતી હતી. ઉગ્રના ટોચે પહોંચી હતી. છતાં કેમ કોઈ દરમિયાનગીરી કરતું નથી? એટલે હું ઊઠીને ત્યાં ગયો. મને જોઈને એ બોલતા બંધ થયા. એક બે જણાએ જગ્યા કરી આપતાં કહ્યું:

'આવો...આવો સેવકરામ.'

'સેવકરામ આવ્યા તે સારું કર્યું. તમે જ ન્યાય ઉતારો આમા શું કરવું?' એક જણાએ કહ્યું.

'અમારીયે ક્યાં ના છે? સેવકરામ કહે એ અમને મંજૂર છે. અમારે ક્યાં ન્યાય બહાર જવું છે તે!' મહેમાનોમાંથી એક જણ બોલ્યું.

'તમારા ઘર ઘરના ઝઘડામાં હું શું દરમિયાનગીરી કરું. તમે તમારે અંદર અંદર સમજી જાઓ.' મેં કહ્યું.

'ના સેવકરામ...આ વળી તુતરાંની વાત છે. તમારે વચ્ચે પડવું પડે એવું છે. તમે હશો તો ઝટ નિકાલ આવશે!' ગામના એક આગેવાને ટકોર કરી.

આ તકરારનું મૂળ આવું હતું.

ચીમનનું લગ્ન આ ગામની દીકરી શકરી સાથે થયેલું. ચીમન હમણાં એન્જીનીઅરીંગમાં ભણતો હતો. તે ભણતો હતો એટલે તેણે સાસરે પત્ર લખીને ખબર આપેલી કે તમે શકરીને ભણાવજો. પણ આ લોકોએ એ વાત કાને ધરેલી જ નહિ. એથી ચીમનને અભણ પત્ની પ્રત્યે અભાવ થયેલો. તેમાયે તે એન્જીનીઅરીંગ કોલેજમાં ગયો તે પછી તો તેનો અણગમો ખૂબ વધી ગએલો. તેણે તેનાં માબાપને લખી દીધેલું કે તમે શકરીને તેડશો નહિ. જો એને તેડશો તો હું રજાઓમાં ઘેર જ નહિ આવું. એથી આ લોકો શકરીને તેડતા નહોતા.

એમાંથી આ તકરાર થઈ હતી. શકરીને તેડતા નહોતા. સગાઓનું લખાણ આવતું હતું. ચીમનના બાપને તો વહુને ન તેડે તોયે દુઃખ હતું. તેડે તેનુંયે દુઃખ હતું. કારણ કે શકરીની નણંદ આ ગામમાં જ, શકરીના કુટુંબમાં નાખેલી હતી. એ લોકો પણ હવે તો કહેવા માંડયાઃ

'શકરીને પહેલાં તેડી જાઓ, પછી અમે તમારી

છોડીને તેડવા આવીશું.'

એટલે દબાઈ ચંપાઈને વેવાઈ શકરીને તેડવા આવ્યા હતા. એમાં બોલચાલમાં ક્યાંક વાંકું પડ્યું અને શકરીના બાપ ઉશ્કેરાઈ ફડવાં વેણુ કાઢવા લાગ્યા. આ બધી વાત કહી ચીમનના બાપા કહે :

'બોલો સેવકરામ, આમાં અમારો શો વાંક? અમારે તો ભાઈસાબ સૂડી વચ્ચે સોપારી જેવી દશા થઈ છે. તેડીએ છીએ તો છોકરો ઘેર આવતો નથી. નથી તેડતા તો ઘેર અમારી દીકરીનું ઘર મંડાતું નથી. ભાઈસાબ તમે જ કાંઈક રસ્તો કાઢી આલો તો તમારા જેવા ભગવાને નહિ.'

મેં જોયું કે ચીમનના બાપા પણ દીકરાના વર્તનથી તંગ આવી ગયા હતા. સગામાં કલેશ થાય એ તેમને ગમતું નહોતું. ને દીકરીના બાપને દીકરીની વગોવણી થઈ એનો રંજ હતો. એથી જ તેમનો દબાવી રાખેલો ઉકળાટ વ્યક્ત થતો હતો.

આ તબક્કે હું સલાહ પણ શું આપું? મારે ચીમનને પણ મળવું જોઈએ ને! એનો કેસ શું છે એ જાણ્યા વગર કહું પણ શું? એટલે મેં કહ્યું : 'એમ કરો, ચીમનને કહો કે તે મને મળે. હું તેને સમજાવીશ.' ચીમન મને મળ્યો પણ ખરો. તેનો કેસ બીજા ભણેલા છોકરાઓથી ભિન્ન નહોતો. આ બાજુ એક નવી સામાજિક સમસ્યા ઊભી થઈ છે. છોકરાઓ ભણે છે. લોકો છોકરીઓને ભણાવતા નથી. પાછાં બાળલગ્ન થાય છે. એમાંથી આવા પ્રશ્નો ઊભા થાય છે. ભણેલા કે ભણતા છોકરાઓ પોતાની પત્ની ભણેલી હોય એવી અપેક્ષા રાખે એમાં ખોટું પણ શું છે! દીકરીનાં માબાપો યુગબળ સમજી, પોતાની મેળે જ દીકરીનાં હિત ખાતર ભણવા મૂકે તો જ આ ગુંચવાતા પ્રશ્ન હલ થઈ શકે.

ચીમનનું પણ એ જ કહેવું હતું :

'સેવકરામ! હું તમારી બધી વાત સમજું છું. આમાં શકરીને અન્યાય થાય છે એ પણ હું કબૂલ કરું છું. આમાં જો કોઈનોયે દોષ હોય તો અમારા સમાજની રૂઢિનો અને કુરિવાજનો છે. પણ એ દોષને પડકાર તો કરવો જોઈએ ને! શું મારા જેવાએ એને વશ થઈ, જિંદગીના ઉત્સાહને રુંગળાવી દેવો?'

આનો સાચો ઉકેલ પરણેતરને ત્યજી દેવી એ નથી. પણ તેને ભણાવી પતિને યોગ્ય બનાવવી એ જ છે. એટલે હું આવા કિસ્સાઓમાં હમેશાં જે સલાહ આપતો આવ્યો છું એ જ સલાહ ચીમનને પણ આપી :

'શકરીને ભણાવવાનો તમારો આગ્રહ સાચો છે. પણ તમે પત્ની પાસે શાની અપેક્ષા રાખો છો? અક્ષરજ્ઞાનની કે ગૃહકાર્યની! એ સારી ગૃહિણી થઈ શકે, લખી વાંચી શકે એવી તાલીમ મળે એવો પ્રબંધ કરો. બાકી તો સહજીવન, તમારો પ્રેમ અને માર્ગદર્શન તેનું સારું ઘડતર કરશે.'

પોતે ભણે તેટલાં વર્ષ શકરીને આવી તાલીમ મળે એવો જ ચીમનનો આગ્રહ હતો. મેં જઈ શકરીના પિતાને સમજાવ્યા. તે દીકરીના હિત ખાતર શકરીને ભણવા મૂકવા કબૂલ થયા.

સામાજિક પ્રશ્નોમાં વાલીઓ અને પતિ-પત્નીઓ પણ શાંતિથી સામાનું દૃષ્ટિબિંદુ સમજવા તત્પર રહે અને અનુકૂળ થવાની તૈયારી બતાવે તો આવા પ્રશ્નો કેટલી આસાનીથી ઉકલી જાય?



ફ્રાંસના વિખ્યાત નાટ્યકાર મોલિયરે પણ અકસ્માત જ નાટકો લખવા માંડેલાં. મોલિયરના દાદાને નાટકોનો ઘણો શોખ. નાનો મોલિયર પણ દાદા સાથે નાટકો જોવા જાય. મોલિયર જુવાન થયો અને ગમગીન રહેવા લાગ્યો. પિતાએ આ જોયું અને એક દિવસ ગુસ્સામાં આવીને પૂછ્યું: "શું આ છોકરાને નાટકિયો બનાવવો છે?" દાદાએ કહ્યું, "ભગવાનની જેવી મરજી." આ સંજોગોમાં મોલિયરે નાટકો લખ્યાં અને એ દુનિયાનો મહાન નાટ્યકાર બન્યો; દાદાએ ઉચ્ચારેલા શબ્દો એના હૃદયમાં જડાઈ ગયા. ટેપેસ્ટ્રીના બાપીકા ધંધા પ્રત્યે એને નફરત જાગી અને એ કાયમ માટે કલમના આશરે ગયો.






પુરાતત્વખાતાના સાહેબને ચૂંટણીરાયનાં પ્રરાક્રમો સાંભળવામાં ઘણો ઘણો રસ પડ્યો છે. ઘણીવાર તો સાહેબ નોકરી ઉપર પણ મોડા જાય છે પરંતુ ચૂંટણીરાયનું પરાક્રમ સાંભળવાનું ચૂકતા નથી. સ્ત્રીઓને જેમ છીકણીનું વ્યસન હોય છે તેમ સાહેબને વાતનું વ્યસન પડી ગયું છે. સાહેબનાં આડોશીપાડોશી પણ સિનેમાના ઓડિયન્સની જેમ વહેલાવહેલાં આવીને ગોઠવાઈ જાય છે અને સાહેબના હિસાબે ને જોખમે ચા ચાણી પીને શ્રી ૧૦૦૦૦૦૦૮ ચૂંટણીરાયનાં પરાક્રમોનો ઇતિહાસ સાંભળે છે.

સાતમે દિવસે સાહેબે ચોકઠાને વંદન કરીને ટેબલ ઉપર મૂક્યું એટલે રસલોલુપ નામનો આગળનો અર્ધ ભાગેલો દાંત વાતા શરૂ કરતાં બોલ્યો .—

## [ ૭ ] ' અસ્ત્રી ચરિત્ર 'ની વારતા

એક સમે ચૂંટણીરાય ' ચમચા 'ઓનો દરબાર ભરીને બેઠા છે, આવતી ચૂંટણીમા કોને દાવમાં લેવા ને કોને પછાડવા એની રસભરી ચર્ચાઓ ચાલી રહી છે એવામાં જ સાહેબના પટાવાળાએ આવીને ખબર આપ્યા કે કોઈ બાઈ મળવા આવ્યાં છે. ' બાઈ ' શબ્દ સાંભળતાં જ શ્રી ચૂંટણીરાયે ટોપી ઠીક કરી, ચશ્માં સરખાં કર્યાં. ચમચાઓને વિદાય આપી અને મુલાકાત આપવાની તૈયારી કરીને બેઠા.

' બાઈ ' શબ્દમાં મોટા ગુણ,
એ જાતિ જીવનનું લુણ.
ભલાભલાએ ખોયાં રાજ,
કઇંક ઇશારે નાચ્યા નાચ
કંઈક સાધુનાં છોડવ્યાં તપ,
કંઈક જણાએ મૂક્યા જપ
ચૂંટણીરાયની શી વિસાત ?
એ પણ વિશ્વામિત્રની જાત !

' બાઈ ' શબ્દ સાંભળતાં ચૂંટણીરાય પાણી પાણી થઈ જતા ' સન્નારી ' શબ્દ કાન પર પડતા એ બરફ બરફ બની જતા અને ' મીસ ' શબ્દથી તો એમની દશા રેફ્રીજરેટરમાં મૂકયા હોય એવી થઈ જતી. મીઠા અવાજે કોઈ બાનુની ' હેલો ' કહેતી તો ચૂંટણીરાય એમનું ' હેરકંડીશન્ડ ' માથું ખંજવાળવા લાગી જતા. આમ ' કોઈ બાઈ મળવા માગે છે ' એ શબ્દો સાંભળતાં જ ચૂંટણીરાય ફૂકડાની જેમ છાતી ફૂલાવીને બેઠા.

થોડી જ વારમાં ' બાઈ 'એ પ્રવેશ કર્યો. અહા, શું એમનું રૂપ ! '

લાંબું નાક ને ટૂંકા વાળ,
ડાબે હાથ નાજુક ઘડિયાળ
આંખો એવી છે અણિયાળ,
જાણે મશીનગનોની નાળ
ત્રણ નંબરના ચશ્મા કાચ,
એમાં નયનો કરતાં નાચ
સોહે છે બ્લાઉઝ ' લો કટ ',
નાયલોન સાડી નોખો વટ ,
માથા કરતાં મોટું કપાળ,
હોઠ ઉપર દેખાયે વાળ
નખ પણ રંગ્યા રાતા સાવ,
લીપસ્ટીકનો જુદો પ્રભાવ

ચૂંટણીરાયની સામે આવાં તદ્દન આધુનિક ' બાઈ '





આવીને ઊભાં રહ્યાં. ચૂંટણીરાય સ્વભાવે ઘણા કડક દેખાતા હતા. પણ આ તદ્દન આધુનિક યુવતીને જોઈને એ કલકત્તાના રસગુલ્લા જેવા એકદમ નરમ-નરમ થઈ ગયા. મોંમાંથી 'બેસો' કે 'નમસ્તે' જેવા રોજિંદા વપરાશના શબ્દો પણ નીકળી શક્યા નહિ. છેવટે પેલાં બહેને પોતે જ નમસ્તે કહ્યું. એમનો અવાજ ચૂંટણીરાયને નવા એન્જિનની મીઠી વ્હીસલ જેવો લાગ્યો. એમણે કહ્યું: બેસો બહેન, સેવકને લાયક શું કામ આપને પડ્યું છે?

પેલાં બહેન ઢીલા અવાજે કહે: કંઈ નહિ.

પણ આટલું બોલતાં બોલતાં એમનો અવાજ રેલ્વેના થર્ડક્લાસના ડબ્બાની જેમ ભરાઈ ગયો. છેલ્લે એમનાથી એક ડૂસકું પણ ભરાઈ ગયું. એ ડૂસકાના પ્રવાહમાં ચૂંટણીરાય પૂરના પ્રવાહમાં તણાતા ઝાડની જેમ એકદમ તણાયા.

**તીર, અસિ કે બંદૂક ઠેઠ,**
**સ્ત્રીના આંસુ આગળ હેઠ**
**ચૂંટણીરાય પણ થયા નરમ,**
**ખાવા લાગ્યા પક્ષના સમ**

સ્ત્રીના આંસુની સામે પાંડવો જેવા પણ ટકી શક્યા નથી તો ચૂંટણીરાયનું ગજું શું? એ પક્ષના સમ દઈને 'બહેન'ને રડવાનું કારણ પૂછવા લાગ્યા. ચૂંટણીરાય જેમ જેમ કારણ જાણવા વધારે ને વધારે આગ્રહ કરતા ગયા એમ બહેન વધારે ને વધારે ડૂસકાં ખાતાં ગયાં. ચૂંટણીરાય એમનાં ઝીરો નંબરનાં ચશ્માંમાંથી 'ક્ષ-કિરણ'વાળી નજરથી બહેન સામે તાકી રહ્યા. છેવટે બહેનનાં ડૂસકાં શમ્યાં. એમણે આઈસકૂલ્ડ પાણીથી મોં ધોયું અને પોતાના નાયલોનના રૂમાલથી આંખો લૂછી. ચૂંટણીરાય એમના રડવાનું કારણ જેમ જેમ વધારે આગ્રહથી પૂછવા લાગ્યા એમએમ એ વધારે ને વધારે આનાકાની કરવા લાગ્યાં. શરૂઆતમાં એ નિસાસા નાખતાં હતાં પણ ધીમે ધીમે એમના નિસાસાની સંખ્યા ઓછી થતી ગઈ અને ચૂંટણીરાયના નિસાસાની સંખ્યા વધતી ગઈ. છેવટે ચૂંટણીરાયે 'ના કહો તો મારા સમ' એમ કહ્યું એટલે બહેન બોલ્યાં: સાહેબ, હું પરણેલી છું.

ચૂંટણીરાયનો અર્ધો મૂડ ખલાસ થઈ ગયો.

બહેને આગળ કહ્યું: પરણેલી છું છતાં કુંવારી છું.

ચૂંટણીરાય ફરીથી ટટાર થઈને બેઠા. બહેને વાત આગળ ચલાવતાં કહ્યું: મારા પતિ આફ્રિકામાં રહે છે અને હું હિંદુસ્તાનમાં રહું છું. પરણ્યા પછી અમે જુદાં ને જુદાં જ છીએ. એ નથી અહીં આવી શકતા કે નથી હું ત્યાં જઈ શકતી.

આમ કહીને બહેને એક કિલોગ્રામ જેટલો નિસાસો મૂક્યો. સામે ચૂંટણીરાયે બે કિલોગ્રામ જેટલો નિસાસો મૂક્યો. બહેને આગળ કહ્યું: આપ તો નિકાસપ્રધાન છો, ધારો તે વસ્તુની નિકાસ કરી શકો છો.

**ખાંડ ગોળ કે તલનું તેલ**
**હરણ રીંછ હાથી કે બેલ**
**માંકડ મચ્છર, અનાજ કે ઘાસ**
**ધારો એની કરો નિકાસ.**
**કહું આપને 'સ્ટોરી શોર્ટ'**
**કરો મને પણ આપ 'એક્સપોર્ટ'**

નિકાસમાં જ વિકાસ છે એવી આપની નીતિ પ્રમાણે આપ દેશમાં પેદા થતી દરેક વસ્તુની નિકાસ કરો છો તો મારી પણ આફ્રિકા ખાતે નિકાસ કરી નાખો એવી મારી વિનંતી છે.

આમ કરીને બહેને ટૂથપેસ્ટની જાહેરાત જેવા દાંત બતાવીને સ્મિત કર્યું. એ સ્મિતથી નિકાસપ્રધાનની વિવેકશક્તિની નિકાસ થઈ ગઈ. એ પછી બહેને માથાને એક હિલોળ આપીને વાળ ઠીક કર્યા એની સાથે ચૂંટણીરાયની આંખો પણ ત્રણસો સાઠ ડીગ્રીનો ખૂણો કરી ગઈ. વચન નહિ આપવાની નીતિ છતાં તપોભંગ થતા ઋષિની જેમ એમની એ નીતિ પણ બદલાઈ ગઈ અને વચન આપતાં એમણે કહ્યું: તમે ગભરાશો નહિ. હું આ બાબતમાં યોગ્ય સૂચનાઓ

આપી દઈશ એટને તમારી આફ્રિકા ખાતે નિકાસ થઈ જશે

આમ કહીને ચૂટણીરાયે બહેનના નામ ઠામ અને સરનામુ નોંધી લીધા જતા જતા બહેને ચૂટણીરાય સાથે હસ્તધૂનન કર્યું. ચૂટણીરાયના હાથમા જાણે ૪૬૦ વોલ્ટના દબાણવાળો વીજળીનો પ્રવાહ ફરી વળ્યો હોય એમ લાગ્યુ

થોડા વખતમા જ ચૂટણીરાયે પેલા બહેનની પરદેશ નિકાસ માટેની પાકી વ્યવસ્થા કરી નાખી ખરેખર નારી જાતિ ધારે એ કરી શકે છે

કજૂસને એ કરે ઉદાર
પહેલવાનને ખવડાવે માર
નારી જાતિની સઘળે જીત
ઔરંગઝેબને પણ ગવડાવે ગીત

એક સ્મિત બત્રીસ દાતનો એક ચમકારો, સોડિયમ વાળા પાણીના આખથાથી પડેલા બે ટીપા અને એક ડૂસકુ એટલા ભેળમાં ચૂટણીરાય જેવા ગ્રેનાઈટ પણ ઓગળી ગયા

આ વાતને ચાર છ મહિના જતા રહ્યા એકવાર ચૂટણીરાય કોઈ અનઓફિસ્યલ કામ માટે આયાત ખાતાના પ્રધાનને ત્યા જઈ ચડયા જઈને જુએ છે છે તો પેના બહેન પ્રધાનજીની સાથે વિદાયતી શેકહેન્ડ કરી રહ્યાં છે અને એ સ્પર્શના પ્રભાવથી જાણે એ સી કરટના ઉપરાછાપરી આચકાઓ લાગતા હોય એમ પ્રધાનજીના મો ઉપરથી લોહી ઊડી ગયુ છે ચોપાટી ઉપરના પૂતળાની જેમ પ્રધાનજી સ્થિર થઈને ઊભા છે હાથ જોડીને ચૂટણીરાયને 'જયજય' કહેવાના હોશ પણ નથી રહ્યા

ચૂટણીરાયને જોતા જ પેના બહેને પ્રધાનજીના હાથને 'શેક' કરવો મૂકી દીધો અને એમને 'જયજય' કહીને નવી પેકાર્ડની જેમ સડસડાટ ચાલી ગયા

ચૂંટણીરાય પોતાના આગમનનુ કારણ કહેવાને બદલે પેના બહેનના આગમનનુ કારણ પૂછવા લાગ્યા

પ્રધાનજી ચાર સેન્ટીમીટર પહોળુ અને સાડાસાત સેકડ લાબુ સ્મિત કરીને કહેવા લાગ્યા એ બહેન તો બિચારા બહુ દુખિયારા છે

દુ:ખના દરિયામાં ડૂબેલાં બાઈ
અમેરિકા છે એમનો ભાઈ,
ઘણી કરે છે એ ત્યાં કમાઈ
પણ મોકલી શકે ના રાતી પાઈ

એ બહેનનો ભાઈ અમેરિકામા ઘણી કમાણી કરે છે પણ બિચારીને એક પાઈ પણ મોકલી શકતો નથી આ બાબતમા હુ એને કઈક મદદ કરુ એવી વિનતી કરવા એ બહેન અહી આવ્યાં હતા

ચૂંટણીરાયને લાગી નવાઈ
કોણ હશે આ નટખટ બાઈ?

ચૂટણીરાયે થોડા દિવસ પછી એ બહેનને મળવા માટે બોલાવી મગાવ્યા અને જુદા જુદા પ્રધાનો પાસે જઈને આવી રીતે છેતરપીંડી કરવા માટેનુ કારણ પૂછ્યુ. બાઈ લીપસ્ટીકવાળા હોઠથી લાલનાલ હાસ્ય કરીને બોલી જુદી જુદી જરૂરીઆતવાળાં દુખિયા ઓની હુ આ રીતે કમિશન લઈને સેવા કરુ છુ કોઈને આવા કામ હોય પણ લાગવગ ના હોય તો એમને હુ આપ જેવા મહાપુરુષોની મદદથી સહાય કરુ છુ અને એ રીતે મારો સેવાનો ધધો ધમધોકાર ચાલે છે

ચૂટણીરાય મોં વકાસીને સાભળી રહ્યા અને એ 'સેવાભાવી' બહેન 'જયજય' કરીને નવી પેકાર્ડની જેમ સડસડાટ ચાલ્યા ગયા

આ પ્રમાણે વાત પૂરી કરીને રસનોલુપનામનો સાતમે દાત ખરી પડયો

[ ક્રમશ ]



અગ્રેજ કવિ કાવલી અકસ્માતથીજ કવિ બનેલો જ્યારે એ નાનો હતો ત્યારે એક દિવસ એની માતાના ઓરડામાથી એને સ્પેન્સરનુ 'ફેરી ક્વિન' પુસ્તક મળી આવ્યુ આ પુસ્તકની કવિતાઓ વાચીને એ એટલો બધો મુગ્ધ બની ગયો કે એણે પોતે કાવ્યો લખવા માડયા





જયન્તિકા પરમાર



# ગૃહમંગલ

સામાન્ય કુટુંબના માનવીને પૈસાદારની સગાઈ અને એ દ્વારા પૈસો મેળવવો કેમ ગમતો હશે એ પ્રશ્ન ઘણીવાર થાય છે. પોતાની કક્ષા કરતાં સામો પક્ષ પૈસાદાર હશે તો—અને તેમાંય ખાસ કરીને સ્ત્રીનું કુટુંબ—પૈસો મફતનો પડાવવાની લાલચ વધુ થશે. કમાતી વ્યક્તિ હશે તોપણ બધું ઉડાવી દેશે અને વધુ રકમ પત્નીએ બાપને ઘેરથી લાવવી પડે છે. અને આ રીતે સ્ત્રીધનની લાલચમાં ને લાલચમાં પુરુષ પાંગળો બની જાય છે અથવા સહેલાઈથી ધન મળે એવા રસ્તા શોધે છે. તેમાંથી પુરુષની વૃત્તિ અને દૃષ્ટિ બન્ને બદલાઈ જાય છે. અને તે જ કુટુંબની છિન્નભિન્નતા સરજી મૂકે છે.

બાપ દીકરીના સુખ ખાતર આપે છે અને દીકરી પતિને ખુશ કરવા માગી વસ્તુ લઈ આવે છે. આજે પણ સમાજમાં આ પરિસ્થિતિ છે. જ્યારે ગજા ઉપરાંતની વાત થાય છે ત્યારે પણ પત્ની તરફ નમતું નથી જોખાતું હોતું, મેણાં–ટોણાંથી તેને વધાવાય છે. પત્નીના અંગના દાગીના ઉપર તેની દાનત બગડે છે. એટલેથી નથી પતતું તો તેને મારઝૂડ પાર વગરની થાય છે. અને છતાંય 'દીકરી તો સાસરે જ શોભે' કહેવતને શણગારવા માબાપનાં દિલ પથ્થર જેવાં બની જાય છે. મારે ઝૂડે, અરે! મારી નાખે તો ય તારો પતિ પરમેશ્વર. સમાજ શું કહેશે એ બીકે પણ પોતાને ઘેર દીકરીને નહિ બોલાવે. દીકરી બાપને ઘેરથી માગી વસ્તુ ન લાવી શકે તો હજુપણ ત્રાસ ગુજારવામાં બાકી નથી મૂકતાં. તેવાં કુટુંબોની સંખ્યા ઓછી નથી. કોઈ ને કોઈ બહાના નીચે તેની સાથે કંકાસ જોડવામાં આવે છે. પછી તેમાં કુટુંબની કોઈપણ વ્યક્તિ ભાગ ભજવતી હોય. ક્યારેક અબોલા, ક્યારેક ધમકી, મારઝૂડ, ખાવા ન આપવું એવા ઘણાય પ્રકારના ત્રાસ આપી મૂંગી ને મૂંગી વહુને રીબાવવામાં આવે છે, અને છતાંય તેને એવી સલાહ અપાય છે કે સ્ત્રી તો સહનશીલતાની મૂર્તિ છે, એમાં જ એની મર્દાનગી રહેલી છે.

કહેવાય છે કે સમાજ સુધર્યો છે, સ્ત્રી–પુરુષ બન્નેને સરખા હક આપવામાં આવ્યા છે. દેખીતી રીતે, બાહ્ય રીતે જોતાં ઘણું બધું છે પણ જ્યાંસુધી અંદરથી સ્ત્રીની દશા ન સુધરે ત્યાંસુધી એ સરખા હક્કને શું ધોઈપીવાના? સ્ત્રીઓએ જાગૃત થયા વગર હવે ચાલે તેમ નથી નહિતર આ કળિયુગમાં સતયુગની ભાવના જન્માવવી મુશ્કેલ થઈ પડશે.

## પુત્રીનું અહિત

શૈલાની માતાએ રળતો કમાતો મુરતીઓ પસંદ કર્યો એ આશાએ કે શૈલા ભવિષ્યમાં દુઃખી ન થાય. ખૂબ લાડકોડમાં અને પૈસાની વચ્ચે ઉછરેલી શૈલાને ગૃહકામ કે રસોઈથી વંચિત તો નહોતી રાખી. એટલે મધ્યમ વર્ગના કુટુંબમાં સાસરે જતાં જ શૈલાએ ઘરનો ભાર ઉપાડી લીધો. ઘરમાં સાસુને અને પતિને પણ ઘડીભર નવાઈ લાગી. મુશ્કેલી એટલી જ હતી કે શૈલા ખાસ ભણી શકી નહોતી. એનું લક્ષ્ય જ નાનપણથી ભણવામાં નહોતું. જ્યારે તેનો પતિ ગ્રેજ્યુએટ થયેલો હતો. ભણતર ઓછું પણ શ્રીમંત ઘરની દીકરી એટલે બીજો વિચાર ન કર્યો.

શૈલા પહેલા આણામાં પિયરથી ઠીક ઠીક રોકડ અને દાગીના લાવી હતી. ઝીણી ઝીણી પોતાને જોઈતી ઘણી વસ્તુઓ સાથે લાવી હતી. થોડો સમય સારું ચાલ્યું. શૈલાને પોતાના કોડ પૂરા થતા લાગ્યા. પરંતુ મોટા ઘરની દીકરીને વધુ લાડ લડાવવા પતિને મન થયું અને પોતાની કમાણી ઓછી પડવા લાગી. મોજશોખ કરવા હોય તો વધુ કમાવું જોઈએ. તેને માટે શૅરબજારમાં જવાનું તેણે શરૂ કર્યું. એક વખત થોડી કમાણી થઈ એટલે ચડસ લાગી અને બીજી વખત, ત્રીજી વખત એમ ગુમાવવા માંડયું. શૈલાની રોકડ રકમ પૂરી કરી અને તેની નજર તેના દાગીના ઉપર ગઈ. શૈલાએ તેને ખૂબ સમજાવ્યો પણ કંઈ અસર ન થઈ અને દાગીના વેચી માર્યા. શૈલા ગભરાઈ. પતિને સમજાવવાના પ્રયાસો નિષ્ફળ ગયા ત્યારે બીજી બાજુ સાસુની જોહુકમી એ કારણે શરૂ થઈ. અને પિયરથી પૈસા લાવવાનો આગ્રહ થયો નહિ લાવે તો ઘરની બહાર કાઢી મૂકવાની ધમકી મળી. શૈલા કંટાળીને પિયર આવી અને માતાને પરિસ્થિતિ સમજાવી. પોતે સાસરે નહિ જાય તે પણ જણાવ્યું.

શૈલાના પિતાને વસ્તુસ્થિતિનો ખ્યાલ આવ્યો. શૈલાને સાસરે નહિ મોકલવા નક્કી કર્યું અને જમાઈને ઘેર બોલાવ્યો. બહુ કહેણ ગયાં એટલે જમાઈ પધાર્યા. સમરાએ શીખામણ આપી. પણ જમાઈએ શૈલાનો જ વાંક કઢ્યો અને ઉપરથી કહ્યું કે બહુ દયા આવે છે તો થોડું કાઢી આપો ને. તમારો પૈસો આટલો બધો છતાં તમારી દીકરીને કે જમાઈને ઉપયોગી કેમ ન થાય?

માતાને જમાઈની દયા આવી. અને હવે બીજી વાર વેડફી નહિ મારવા અને સુખેથી રહેવા માટે સમજાવી નક્કી કર્યું. અને શૈલાના હાથમાં રોકડ રકમ બિલકુલ ન આપી. સાસુ-વરને આ ન ગમ્યું એટલે પાછો ઝઘડો શરૂ થયો અને પૈસાની પાયમાલી થઈ. શૈલા હવે મક્કમ નિર્ણય કરી બેઠી. ગમે તે ઉદ્યોગ શીખવા તત્પર થઈ અને પગ પર ઊભી રહેવા મથવા લાગી.

અભ્યાસ તરફ નાનપણથી બેદરકાર રહેવાથી મોટા થયા પછી પણ તેનું લક્ષ્ય રહ્યું નહિ અને એટલી નબળી તે રહી. પતિની શીરજોરીને ઠેકાણે લાવવા મથવા લાગી. પિતાનો પૈસો તેને મદદરૂપ નથી થવાનો તે તે સમ-





જતી હતી અને એટલે જ પગભર થવા માટે કમર કસવા લાગી.

## અનાથતા

હંસા પાંચેક વર્ષની હતી ત્યારે જ માતા-પિતા પરધામ પહોંચેલાં. તેને એક નાની બહેન હતી અને કુટુંબમાં બીજું કોઈ જ તેમને રાખી શકે તેવું નહોતું. મામાની આર્થિક પરિસ્થિતિ ખરાબ હતી એટલે વધારાના આ બેનું ભરણપોષણ કરવું તેમને માટે મુશ્કેલ હતું. તેમણે એ બન્ને બાળકોને એક સંસ્થામાં મોકલ્યાં.

બાળકો ત્યાંની રીતે મોટાં થયાં. બીજાં એવાં ઘણાં બાળકોની સાથે એક થઈ ગયાં અને એક કુટુંબની માફક રહેવા લાગ્યાં. એમને દુનિયાના કોઈ વ્યવહાર કે કૌટુંબિક જીવનની કંઈ ગતાગમ રહી નહિ.

હંસા જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ તેને ખ્યાલ આવવા માંડ્યો કે તેનાં માબાપ ગુજરી ગયાં છે એટલે તેમને અહીં રાખવામાં આવ્યાં છે. આ પરિસ્થિતિમાં તેમનાથી કોઈના પણ બે અક્ષર સાંખી શકાતા નહિ. 'અમારી મા નથી એટલે આજે તમે અમને ગમે તેમ કહી શકો છો' વગેરે દ્વારા એ સ્પષ્ટ સમજાયું કે તેમને માતું ઓછું ખૂબ આવે છે. 'અમારી મા હોત તો અમારી આ પરિસ્થિતિ ન હોત, અમને કેવા હેતથી, પ્રેમથી નવડાવતી હોત!' નિશાળમાં માના પ્રેમની સુંદર કવિતાઓ અને પાઠ ભણ્યા, એટલે એમના ઓરતા અધૂરા જ રહી ગયા અને એ જ કલ્પનામાં હંસા તો ખરેખર રાચવા લાગી.

હંસાના મામા અવારનવાર તેને મળવા આવતા, તેમને માટે નવી વસ્તુઓ, નાસ્તો વગેરે શક્તિ મુજબ લાવતા. ક્યારેક થોડા દિવસ પોતાને ઘેર પણ લઈ જતા. હંસા હવે ઉંમરલાયક થઈ રહી હતી એટલે એમને ચિંતા પણ થઈ રહી હતી. હંસાના નસીબ પાંસરા હતા તે મામાની ચિંતા વધુ વખત ન રહી અને હંસાને લાયક પતિ શોધી નક્કી પણ કરી નાખ્યું. હંસાને હવે એમ થયું કે પોતે ઘર બનાવવાના અને તેમાં ગૃહિણી થવાના કોડ પૂરા કરશે. બીજું દુઃખ ભૂલીને તે નવાં સ્વપ્નાં રચવા લાગી.

હંસાને સાસુ હતાં. પતિનો પ્રેમ તે પામી શકી હતી. પણ લગ્ન પછી તેને લાગ્યું કે ઘર કરવું અને ગૃહિણીપદ ભોગવવું તે કંઈ રમત વાત નથી. સાસુના મહેણાંટોણાં સાંભળવાં, સંસ્થાના નામની સાથે પોતાનું નામ જોડાયેલું છે એટલે કંઈક વધુ સાંભળવાનું અને તેથીય વધુ રિવાજો અને વ્યવહારનું અજ્ઞાન તેને વધુ દુઃખી કરનાર નીવડ્યાં. ઘરકામમાં પાવરધી હોવા છતાં સાસુના શબ્દો તેને કારમાં લાગતાં. તે છૂટવી શકતી નહિ અને કોઈને કંઈ કહી શકતી નહિ. આ પરિસ્થિતિમાં તે દૂબળી પડતી ગઈ. શરૂઆતમાં તે શીખવા માટે પ્રયત્ન કરતી તોપણ સાસુમા તેને યોગ્ય રીતે જવાબ વાળતાં નહિ. તેનો પતિ તેને સમજાવતો અને મન ઉપર નહિ લેવા કહેતો. 'બા જૂના વિચારનાં છે એટલે કેટલુંક તેમને ગમતું નહિ હોય. પણ તે કહે તે સાંભળી લેવું'.'

પણ હંસા તો જાણે સમાજની આ બધી

કરામતથી નિરાળી હોય તેમ કંઈ સમજી શકતી નહિ અને તેને તો જીવનના સેવેલાં સ્વપ્નાં દૂર નાસી જતાં જ લાગવા માંડયાં. એકવાર તો એમ પણ થઈ આવ્યું કે સંસ્થામાં મા નથી તેનું ઓછું આવતું છતાંય સુખેથી રહેતાં હતાં. આ જવાબદારી સંભાળવા કરતાં એ સુખ ખરેખર ત્યાં વધુ જ હતું.

## સેવાનું કામ

'સંપ ત્યાં જંપ' આ કહેવત તો ઘણું બધું શીખવાડી જાય છે. સંપીને રહેવાથી–કામ કરવાથી હમેશાં કામ કરવાની હોંશ થાય છે, આનંદ મળે છે અને એથીય વધુ *એકબીજા માટે કરી છૂટવાની, પોતાપણાની* ભાવના ઉત્પન્ન થાય છે તેનો કોઈ અનેરો જ આનંદ હોય છે.

આ પણ એક કળા છે. માનવીના મનના પ્રકાર ઘણા છે અને તેમાં આ કળા જો આત્મ થઈ હોય તો તેની નામના ચારે બાજુ ફેલાય છે. કુટુંબ પોતાનું તેમ મંડળ પ્રત્યે પણ પોતાનાની ભાવના હોય છે. પણ કુટુંબ અને મંડળની ભાવનામાં થોડોક ફેર હોય છે. દેખીતી રીતે એક લાગતી વસ્તુમાં સત્તા સ્થાન ધરાવતી થાય છે.

વર્ષોજૂનું એક મંડળ છે. સારું એવું ફૂલ્યું ફાલ્યું છે. પ્રવૃત્તિ વધી તેમ તેમાં કાર્ય કરનારાઓને પણ સ્થાન મળ્યું. પણ શરૂઆતથી એની અંદર રત થયા હોય તેનું સ્થાન કંઈ ઓછું દૂર થાય છે?

જમાનો બદલાય છે તેમ-તેમ વાતાવરણમાં ફેરફાર થતો જાય છે. જૂનાં મૂલ્યાંકનોને દૂર મૂકીને નવાં મૂલ્યાંકનો તરફ મીટ મંડાતી હોય છે એટલે એમાં સુધારા કરવાની જરૂર ઊભી થઈ. ભણેલા ગણેલા વર્ગની સામે ટક્કર ઝીલવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. કળથી કામ લેવાનું નક્કી કર્યું. જૂના કાર્યકરો કે જેનો આધાર જ આ મંડળ ઉપર છે તેને દૂર તો કરાય જ કેમ? પણ તે ઉપર, તેમના વર્તન ઉપર અવશ્ય વિચાર કરવો રહ્યો. નહિતર તે પણ જૂનામાં જ ગણાઈ જવાનું અને લોકોમાં સારી છાપ નહિ પાડી શકીએ.

આ વિચારે મંડળની અંદરની રચના નવે સરથી કરવા વિચારાયું. આજની પરિસ્થિતિમાં જોહુકમીનું મહત્વ ઓછું છે. લોકો સમજે છે કે ખોટી સત્તા વાપરવાથી કોઈનુંય હિત સચવાવાનું નથી. પરિણામે સત્તાનો મદ હલકો કરવામાં આવ્યો. અને મંડળની વહીવટી કમીટીએ તે દોર હાથમાં લીધો. સત્તાનું સ્થાન ઘવાયું, ગમ્યું નહિ પણ કંઈ ચાલ્યું નહિ.

હવે શું કરવું? સત્તા-ખ્વાહીશ રંજુભાઈની કાનફૂસી કરવાની ટેવ ગઈ નહિ. બીજું જવાબદારીનું કામ પણ તેમને માથે રહ્યું નહોતું, તેમનાથી વધુ ભણેલાની સામે ટક્કર ઝીલી શકે તેમ નહોતા. છતાં વખત જોઈને દરેકની સામે મણકો મૂકવાનું બાકી રાખતા નહિ. વખત જતાં તેમને લાગ્યું કે તેમની સામે પોતે કંઈ કરી શકે તેમ નથી. એટલે મુસીબતની વાત એ હતી કે મંડળના કાર્યમાં બીજા કાર્યકરો પણ હતા. તેમની પદ્ધતિમાં થોડો ફેર કરી તેમની વ્યવસ્થા જળવાઈ રહે તે માટે નાની કમીટીને ધ્યાન





જંઘીસખાન :

[ લે. હેરોલ્ડ લેમ્બ, અનુ૦ અશોક હર્ષ, પ્ર. જનસત્તા પ્રકાશન, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૧/—]

'ગરીબના ઝૂંપડા સુધી ગુજરાતી સાહિત્ય પહોંચી શકે' તે હેતુથી જનસત્તા પ્રકાશને શરૂ કરેલી સસ્તી ગ્રંથમાળાનું આ નવમું પુસ્તક છે. હેરલ્ડ લેમ્બની ચમત્કાર કલમ અત્યંત હલકી પ્રતિષ્ઠા ધરાવતા ક્રૂરકર્મી જંઘીસખાનને કાંઈક તટસ્થ રીતે ને સહાનુભૂતિપૂર્વક ચીતરે છે અને એ કારણે જંઘીસખાન વિષેનાં અન્ય જીવનચરિત્રોથી આ કાંઈક જુદું પડી જાય છે.

અશોક હર્ષે લેમ્બની શૈલીને પ્રામાણિકપણે વળગી રહેવાનો પ્રયત્ન કર્યો છે. પણ એમાં એમને બહુ સફળતા ન સાંપડી હોવાને કારણે ક્યાંક ક્યાંક અનુવાદ ક્લિષ્ટ લાગે છે.

પુસ્તક સસ્તી કિંમતે આપવાનો હેતુ પ્રધાન હોવાથી પુસ્તકાલયનાં કાયમી સંગ્રહ માટે આ પુસ્તક નકામું છે; વળી છાપકામની ભૂલો પણ ઘણી રહી ગઈ છે.

જંઘીસ આજના સમાજનો આદર્શ ન બની શકે, છતાં પ્રત્યેનું એનું વલણ જ ઘૃણા જન્માવે એવું હતું. દૃષ્ટાંત :

વૃદ્ધત્વના આરે પહોંચવા જતા જંઘીસે એક દિવસ પોતાના મોંગોલ અંગરક્ષકને પૂછ્યું :

'દુનિયાનું મોટામાં મોટું સુખ કયું ?'

'વિશાળ મેદાનો, સ્વચ્છ આકાશ, કાંડા પર બાજ, અને તમારી સાથે તેજી ઘોડા પર પલાણ.'

'નહિ, નહિ,' ખાન બોલી ઊઠયો, 'મોટામાં મોટું સુખ તો છે તમારા દુશ્મનોને કચડવામાં, તેમને તમારી સામે ઘૂંટણિયે પાડવામાં, તેમનાં ઘોડાં અને સઘળો અસબાબ લૂંટવામાં—અને તેમનાં સ્ત્રીજનોનો વિલાપ સાંભળવામાં.' (પા. ૮૫)

બીજું દૃષ્ટાંત :

'મારા ખાસ ફરમાન વિના મારા દુશ્મનો તરફ દયા બતાવવાની હું મનાઈ ફરમાવું છું. સખ્તાઈજ માણસનો જુસ્સો કાયમ રાખી શકે છે.' (પા. ૧૧૪)

દુનિયા જંઘીસખાનના મૃત્યુ પછી ૭૫૦ વર્ષે વર્તનમાં

---

શાખવાનું સોંપાયું. હવે આ કાર્યકરની સત્તા કંઈક ઘવાય તો જ રંજુબાઈના દિલને શાંતિ મળે. રંજુબાઈએ તેમની ખૂંચણી જોવા માંડયા અને તેમની વિરુદ્ધ ખાનગીમાં ફરિયાદો શરૂ કરી. મૂળ રંજુબાઈનો સ્વાભાવ બીજાની ચાડી ચુગલી કરવાનો અને બીજાની વાત જાણવા માટે પોતાના સી. આઈ. ડી. પણ રાખે. તેમણે સંસ્થાના બીજા કાર્યકરો વિરુદ્ધ કાનભંભેરણી શરૂ કરી. પરિણામે જરા સીજાજી સ્વભાવના પણ જૂના એક કાર્યકર બહેનની સત્તા ખૂંચવાઈ.

સેવાનું કામ કરવું તેમાં પણ સત્તા, કીર્તિ, જોહુકમી કેટલો બધો ભાગ ભજવે છે! તેમાંથી ઉત્પન્ન થતી ઈર્ષા તો સત્યાનાશ વાળી નાખે છે. સૌ સૌની આવડત ઉપર મુસ્તાક રહે તો..... ....!



નકી તો વિચારમાં તો જરૂર આગળ વધી છે જધીમનુ જીવન અનુકરણાર્થે વાચવામા જોખમ છે પરતુ એક સામા ય કક્ષાના વણઝરાએ સામર્થ્યના બળે કેવી મોટી સિદ્ધિ પ્રાપ્ત કરી એનુ સચોટ દર્શન એ જરૂર કરાવે છે

મોગોનના મુસનમાનોના 'જ્ઞાન વિજ્ઞાન દૂર પૂર્વ સુધી પહોચાડવામા અને ચીની શોધખોળો અને વડીવટી કુનેહના પશ્ચિમ સુધી પહોચાડવામા જધીમે મહત્ત્વનો ભાગ ભજવ્યો એણે અધકાર યુગના અતરાયો દૂર કરી યુરોપને એશિયાના સીધા સપર્કમા આણ્યુ આટનુ એનુ જમાપાસુ

જીવનચરિત્ર-રસિયાઓને આ કથા જરૂર ગમશે.

**ગૃહસચાલન**

[લે ડૉ લીના શાહ પ્ર ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂ ૫/૨૫]

સ્ત્રીકેળવણીની પ્રગતિ સાથે સ્ત્રીઓને રસ હોય એવાં ક્ષેત્રોમા પણ કેળવણીની સગવડો ધીમે ધીમે વધવા માડી છે ગૃહસચાલન એ મોટાભાગની સ્ત્રીઓની મુખ્ય પ્રવૃત્તિ ગણી શકાય એવુ ક્ષેત્ર છે એમા પણ ઔદ્યોગિક ક્રાન્તિને પરિણામે સ્ત્રીને જેમ જેમ બહારના ક્ષેત્રોમા સ્થાન મળતુ ગયુ છે તેમ તેમ પરિવર્તન આપમેળે આવતુ ગયુ છે પરદેશોમા ગૃહસચાલન પણ વૈજ્ઞાનિક રીતે થઈ શકે એ અગે સારી સગવડો ખાસ ઊભી કરવામા આવી છે નવા નવા વીજળીના સાધનો એના ઘરકામના કટાળાજનક કાર્યને વધુ સહેલુ બનાવવા માટે શોધાયા છે ને દિનપ્રતિદિન સમય ને શક્તિનો કેવી રીતે બચાવ થઈ શકે અને એ બચેલા સમય ને શક્તિ બીજા સદ્કાર્યમા કેવી રીતે વાપરી શકે એ અગે ઘણુ સાહિત્ય પ્રગટ થયુ છે હવે તો આપણે ત્યા પણ વિશ્વવિદ્યાલયોમા ગૃહસચાલન કે ગૃહવિજ્ઞાનને એક વિષય તરીકે સ્થાન મળ્યુ છે એ આનદની વાત છે પણ વર્ષો પૂર્વે વિદ્યાપીઠના અભ્યાસક્રમમા એને સ્થાન મળ્યુ ત્યારે એની ખૂબ જ હાસી ઉડાવવામા આવી હતી ગુજરાતીમા આ વિષયની શાસ્ત્રીય રીતે છણાવટ કરે એવા પુસ્તકની ઘણા વખતથી માગ હતી ડૉ લીનાબહેને એ જરૂરિયાત આ પુસ્તકદ્વારા પૂરી કરી છે

[દૈનિક કૌટુબિક જીવન સ્ત્રીના જીવનનુ ધ્યેય, એની ફરજો, ગૃહસજાવટમા નવીન દૃષ્ટિબિંદુની આવશ્યકતા બાળઉછેર અંગેના અગત્યના મુદ્દા ઘરનુ આવક જાવકનુ પાસુ, રસોડુ ને કપડાની સભાળ વગેરે અગે આ પુસ્તકમા વિચાર કરવામા આવ્યો છે ખાસ કરીને આપણા—ગુજરાતીઓના વિનસમતોલ આહાર પ્રત્યે એમણે લાલબત્તી ધરી છે આર્થિક રીતે ન પોષાય એમ માનીને વિટામિનો ને નત્રિન તત્ત્વો ધરાવતી સોંઘી ખેરાક વાનગીઓની આપણે જે અવગણના કરીએ છીએ અને બાળકોમા પણ છોકરી કે છોકરાને એક જ જાતનો ખોરાક નથી આપતા એ અગે પણ વેધક ટકોર આ પુસ્તકમા મળે છે સૂર્યના તડકાનો લાભ બાળકોના હાડકાની મજબૂતી માટે આપણને વગર પૈસે મળતો હોવા છતા નથી ઉઠાવતા એ એમણે ખૂબ માર્મિક રીતે કહ્યુ છે જે માતાઓને ખબર હોય છે કે સૂર્યના તડકામાથી બાળકને વિટામિન 'ડી' મળે છે એવી માતાઓ પણ પોતાનુ બાળક કાળુ પડી જશે એ ભય સેવીને બાળકને એથી વચિત રાખે છે એવી પરિસ્થિતિ છે

આપણાં રસોડા વિષે પણ તેમણે ઠીક ઠીક ટકોરો કરી છે સ્ત્રીનો મોટા ભાગનો સમય રસોડામા ખર્ચાય છે એ હકીકત છે છતા આપણાં રસોડા હવા-પ્રકાશ વગરના ભેજવાળાં ને કેટલીકવાર ગભરામણ થાય એવા હોય છે શહેરોમા તો પશ્ચિમી ઢબના રસોડા હવે કેટલેક ઠેકાણે જોવા મળે છે, બાકી ગામડામા તો હજુ ધુમાડાથી ભરપૂર રસોડામા સ્ત્રીઓ ગૂગળાય છે ગૃહિણી વિષે વાસ્તવિક રીતે જોઈએ તો બહુ ઓછા કુટુબો વિચારતા હોય છે એટલે એને પણ સગવડો જોઈએ એ વિચાર હજુ જોઈએ તેટલો લોકપ્રિય બન્યો નથી આ સ્થિતિમાથી બહાર આવ્યા





વગર નથી ચાલવાનું એ આ પુસ્તક સારી રીતે સમજાવી જાય છે. ઉપરાંત ઘર કેવી રીતે સુઘડ રાખવું, જુદી જુદી જાતનાં કપડાંની કેવી રીતે સંભાળ લેવી, ફરનીચરની સંભાળ કેમ લેવી એ વિષયો પર પણ આ પુસ્તક પૂરતું માર્ગદર્શન આપે છે.

પુસ્તકમાં સૌથી જોરદાર શૈલીમાં લખાયેલું તો એનું છેલ્લું પ્રકરણ છે. હિન્દુ સમાજની રૂઢિપ્રિયતા જેમને—ખાસ કરીને જે પુરુષોને—વધુ પ્રિય હશે એમને આમાં ઘણા વિચારો ખંડખોર જેવાં લાગવા સંભવ ખરો; પણ એક વસ્તુ નિશ્ચિત છે કે પલટાતા જમાનામાંય આપણે બસો વર્ષ જૂના વિચારો વડે ન જ જીવી શકીએ. ભારત હવે લોકશાહી—ભલે પછી એના જન્મથી માંડીને આજ સુધી એકપક્ષી લોકશાહી અહીં અસ્તિત્વ ધરાવતી રહી હોય—દેશ બન્યો છે. એણે સામાજિક મૂલ્યાંકનો પણ બદલવાં જ રહ્યાં. કૌટુંબિક લોકશાહી ભારતમાં આવતાં બીજાં ૨૫ વર્ષ તો ઓછામાં ઓછાં નીકળી જશે કારણ કે નવા વિચારોને સમજવા, પચાવવા ને અપનાવવા આપણું રૂઢિવાદી માનસ ઝટ તૈયાર નથી થતું. વિદેશમાં ૧૦ કે ૧૨ વર્ષ રહીને ત્યાંનું લોકશાહી રસભરવાળું સહજીવન જોયા–અનુભવ્યા પછી પણ પાછા ફરેલા પુરુષો હિંદ આવીને જૂના ચીલે ચાલવાની ધરેડમાં ઘસડાઈ જતા અને સ્ત્રીના અલગ–સ્વતંત્ર વ્યક્તિત્વનો ખ્યાલ અને તેય માત્ર ચર્ચામાં જ સ્વીકાર કરતા આ લખનારે જોયા છે; આમ છતાં એથી નિરાશ થઈને નવા વિચારબિંદુઓ ન વેરવાં કે એનો પ્રચાર ન કરવો એવું કોણે કહ્યું? લેખિકાએ સચોટ શૈલીમાં પોતાના વિચારો રજૂ કર્યા છે. જો કે એ પ્રકરણનું શીર્ષક 'લોકશાહીમાં કૌટુંબિક જીવન' રાખ્યું છે તેને બદલે 'કૌટુંબિક જીવનમાં લોકશાહી' રાખ્યું હોત તો વધુ યોગ્ય ને અનુરૂપ ન લેખાત?

ઉપયોગિતાની દૃષ્ટિએ આ પુસ્તકનું પાનેપાનું અગત્યનું છે અને માત્ર ગૃહવિજ્ઞાનનો અભ્યાસ કરતી જ બહેનો આ પુસ્તકનું અધ્યયન પરીક્ષાની દૃષ્ટિએ ન કરે પણ દરેક સ્ત્રી ને પુરુષ વાંચે, એ અંગે વિચારે અને પોતાના જીવનપ્રવાહને નવો ઝોક આપવા માટે આમાં રજૂ થયેલા વિચારોને અપનાવે ત્યારે જ પુસ્તકને સારી રીતે વાગોળ્યું ગણાય.

**રૂપે રંગે રાણી :**

[ લે૦ દુર્ગેશ શુક્લ. પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. મૂલ્ય : રૂ. ૨/–. ]

'લવ્લી ટુ લુક એટ' નામના અંગ્રેજી નાટકનું આ ગુજરાતી રૂપાંતર જાણીતા નાટ્યલેખક શ્રી દુર્ગેશ શુક્લે કર્યું છે જે ગુજરાતી તખ્તા માટે પૂરેપૂરી લાયકી ધરાવે છે. કેટલાંય સફળ રીતે ભજવાયેલાં નાટકોના આ જાણીતા લેખક તખ્તાની પણ પૂરેપૂરી દૃષ્ટિ કેળવી શક્યા છે એ આ નાટકના તખ્તાનું પુસ્તકમાં આલેખન કરીને બતાવી આપે છે.

આ ત્રિઅંકી નાટકમાં એક સામાજિક કથાનક ગૂંથી લેવામાં આવ્યું છે. ગૃહજીવનમાં લેખકની દૃષ્ટિ ઊંડે ગયેલી છે તે રૂપાંતર વખતે રૂપાંતરકારે પણ એટલી જ તાદૃશ્ય રીતે રજૂ કરી છે. ત્રણ દંપતીનાં લગ્નજીવનની વાસ્તવિક રજૂઆત કરી આ નાટક આપણને પ્રતીતિ કરાવે છે કે સાથે જિવાતું જીવન એ સહજીવન નથી. એક મેકને અનુકૂળ થઈ ને જીવવું એમાં સહજીવનનું—દાંપત્યજીવનનું માધુર્ય નહિ પણ એક જાતનું દાસત્વ છે.

આ પ્રધાનસૂર રજૂ કરતું આ ત્રિઅંકી નાટક સર્વ કોઈ ભજવી શકે તેવું છે એમ નિઃશંકપણે કહી શકાય.

**સરસ્વતીચન્દ્ર ( બૃહત્ સંક્ષેપ ) :**

[ લે. ગો. મા. ત્રિપાઠી. સંક્ષેપકાર: ઉપેન્દ્ર છ. પંડયા. પ્ર. સાહિત્ય અકાદેમી વતી એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. મૂલ્ય : રૂ. ૫/૨૫. ]

ચાર ભાગના વિશાળ ફલક ઉપર જે મહાન નવલકથા ગુજરાતી સાહિત્યમાં અમર બની ચૂકી છે તેને લેખકના જ શબ્દો કે વાક્યો ફેરવ્યા વિના સંક્ષેપમાં પાંચસોએક પાનામાં જ સમાવી લેવાનો આ પુસ્તકમાં

સંક્ષેપકારે પ્રયત્ન કર્યો છે ફક્ત વાર્તાનું ખોખું જ નહિ પણ કેટલુંક ચિંતન પણ આ પુસ્તકમાં આવરી લેવામાં આવ્યું છે જે પુસ્તકની કિંમત ઠીક ઠીક પ્રમાણમાં વધારે છે

સરસ્વતીચંદ્રને હવે તો ટૂંક સાર રૂપે કે કહેવાતા સંક્ષેપ રૂપે અનેક લેખકોએ અને પ્રકાશકોએ પ્રગટ કરેલ છે તેમાં કોઈક સંક્ષેપો તો મૂળ લેખકને અન્યાય કરે તેવા પણ પ્રગટ થયા છે આ બધાનો પ્રચાર વધે તે પહેલાં તેની સામે ગોવર્ધન સાહિત્યના રખેવાળોએ અને રસિયાઓએ કાંઈક પગલાં ભરવા જોઈએ આવે વખતે જાણીતા પ્રાધ્યાપક શ્રી ઉપેન્દ્ર ઠ પંડ્યાનો આ બહુ જ ઉપયોગી અને આધારભૂત સંક્ષેપ ખરેખર આપણા સાહિત્યમાં સારી એવી જરૂરિયાત પૂરી પાડે છે

લગભગ બે હજાર જેટલાં પાનામાં અને ચાર ગ્રંથમાં વહેંચાયેલ આ પ્રખ્યાત નામ મહાનવલ જે ન વાંચી શકે તેમને પણ આ પુસ્તક વાંચીને એનો ખરો રંગ લાગે છે અને એ ચારેય ભાગ વાંચવા માટેની પ્રેરણા પણ આપે છે સરસ્વતીચન્દ્રનું વાર્તાવસ્તુ કાળના પ્રવાહ સાથે જતું થવાનું જ નથી ગુજરાતી સાહિત્યની એ અમર અને અજોડ મહા નવલ પૂરવાર થઈ ચૂકી છે

સાહિત્ય અકાદેમીએ આ મહત્ત્વનું કાર્ય કરાવીને આ પુસ્તક પ્રગટ કરીને આપણા સાહિત્યની મહામૂલી સેવા બજાવી છે એ વિષે બે મત છે જ નહિ તદુપરાંત આ મહત્ત્વના પુસ્તકને શ્રી ઉમાશંકર જોશીનો અભ્યાસુ પ્રવેશક પણ સાંપડ્યો છે જે સાહિત્યના દરેક અભ્યાસીને ઉપયોગી પણ નીવડશે જ સંક્ષેપકારની અભ્યાસુ દૃષ્ટિ તો આખા ગ્રંથમાં નજરે ચડશે જ આ ઉપયોગી પુસ્તક દરેક ઘરની શોભા બને તેવું છે

**જન્મભૂમિ પંચાંગ ( સં ૨૦૧૮ )**

[ સંપાદકો પંડિત કૃષ્ણાજી વિ૦ સોમણ અમૃતલાલ સ૦ શાહ લક્ષ્મીપ્રસાદ મો૦ બારોટ પ્ર૦ જન્મભૂમિ પ્રકાશન મંદિર ઘોઘા સ્ટ્રીટ મુંબઈ ૧ મૂલ્ય રૂ ૧/૭૫ ]

જન્મભૂમિ પંચાંગ કાર્યાલય દ્વારા સંપાદિત ખગોળ સિદ્ધ સૂક્ષ્મ નિરયન ભારતીય પંચાંગ દર વરસે પ્રગટ થાય છે વિક્રમ સંવત ૨૦૧૮ ઉપરાંત શાલીવાહન શક ૧૮૮૪ પૂરો થાય એ રીતે સં ૨૦૧૯ના ફાગણ સુધીનું એમને લગભગ દોઢ વરસનું આ અભ્યાસુ પંચાંગ છે

આ પંચાંગના ત્રણેય અભ્યાસુ સંપાદકો તેમની વિદ્વત્તા અને નિષ્ઠા આ પંચાંગ તૈયાર કરવા પાછળ ઠીક ઠીક દાખવી શક્યા છે ખગોળ શાસ્ત્રાર્થ પંડિત કૃષ્ણાજી સોમણ કે જે વેદશાસ્ત્ર સંપન્ન અને જ્યોતિરત્ન છે તેમણે કરેલ છે ગણિત–પંચાંગનો વિભાગ શ્રી અમૃતલાલ શાહ કે જે ગણિતાલંકાર અને બોમ્બે *એસ્ટ્રોનોમિકલ સોસાયટીના મંત્રી અને જન્મભૂમિ* પંચાંગ કાર્યાલયના વ્યવસ્થાપક છે તેમણે સંભાળ્યો છે અને સંશોધન તેમજ ફળાદેશ શ્રી લક્ષ્મીપ્રસાદ બારોટે તૈયાર કરેલ છે

આવી વિદ્વાન ત્રિપુટીએ સમૃદ્ધ બનાવેલ આ પંચાંગ દરેક ઘરને ઉપયોગી થઈ પડે તેવી સામગ્રીથી ભ . છે એટલે અભ્યાસુઓ અને વિદ્વાનોને જેટલો આ પંચાંગનો ખપ પડે તેટલો જ સામાન્ય જન . પણ પડશે જ દરેક વિષયને સુવ્યવસ્થિત રીતે વિવેકપૂર્વક ક્રમબદ્ધ કરવામાં આવેલ છે

જન્મભૂમિ સંસ્થાની આ આદરણીય પ્રવૃત્તિ ખરેખ પ્રજાના હિતને અનુલક્ષીને થાય છે તે આવું સમૃદ્ધ પંચાંગ પૂરવાર કરી આપે છે દરેકને દરેક રીતે માર્ગદર્શક થાય તેવું સમૃદ્ધ આ પંચાંગ દરેકનું સાચ સાથી બનશે

**જીવનસૌરભ**

[ લે બબલભાઈ મહેતા પ્ર પુસ્તકાલય સ સ મ નિ, વડોદરા મૂલ્ય રૂ ૧/૫૦ ]

ગાંધીવાદી વિચારસરણી ધરાવતા અને કાર્યકરોની પ્રણાલી ઉજાળતા આપણા જાણીતા લોકસેવક શ્રી બબલભાઈ મહેતાએ લખેલું આ સાચા સાથીની ગરજ સારે તેવું મહત્ત્વનું છે





જ વખતમાં પ્રથમ આવૃત્તિ પૂરી થવાથી બીજી આવૃત્તિ લોકભોગ્ય વધુ થઈ શકે ને માટે ઓછું મૂલ્ય રાખવા કાચું બાઈન્ડીંગ અને પાનાંની સંખ્યા ઘટાડવા ઝીણા ટાઈપ આ આવૃત્તિમાં છે. આપણી ઉછરતી પેઢીને, વિદ્યાર્થીઓને, ઓછું કે નવું વાંચતા શીખેલાં પ્રૌઢોને આ સરળ પુસ્તક અનેક રીતે ખપમાં લાગે તેવું છે. જીવનમાં ડગલે ને પગલે અનુભવવા પડે તેવા ૧૭૬ પ્રસંગો, અનુભવો, વિચારો અને ચિંતનો આમાં ૧૨૬ પાનાંમાં ઠાંસીને ભરવામાં આવેલ છે. એક સાચા માણસના સ્ફટિકશા જીવનનું દર્શન કરાવતું આ પુસ્તક એટલે જ મહત્ત્વનું ગણાશે.

શ્રી બબલભાઈ ચિંતક અને વિચારક પણ છે તેની પ્રતીતિ આ પુસ્તક કરાવે છે. કેટલાંક લખાણો તો નર્યાં ગદ્યકાવ્યો જેવાં પણ બનેલાં છે. કોઈ મહાન વિચારકની ગંભીર વાણી આપણને જાણે સંભળાતી હોય તેવી કેટલીય અર્થભરપૂર વાતો આ પુસ્તકનાં કેટલાંય પાનામાં ભરી છે. સારા પ્રસંગે આપણાં કિશોર–કિશોરીઓને ઈનામ કે ભેટ આપવા માટે આ પુસ્તકની ભલામણ જરૂર કરી શકાય.

શ્રી મુકુલભાઈ કલાર્થીની પ્રસ્તાવનામાંથી આ પુસ્તક વિષે આ શબ્દો ટાંક્યા વિના રહેવાતું નથી : ' પોતાના જીવનમાંથી નવનીત રૂપે મનનીય વિચારોને તારવી લઈને પૂ. બબલભાઈએ આપણને આપ્યા છે. એ બદલ આપણે સૌ એમનો આભાર માનીએ. '



**' ઊર્મિ–નવરચના 'નો હવે પછીનો અંક ખાસ દળદાર દિવાળી અંક તરીકે નવેમ્બરની ત્રીજી તારીખે પ્રગટ થશે.**

# તાજેતરમાં પ્રગટ થયેલાં નવાં ભારતી પ્રકાશનો

## મીઠી વીરડી ભાગ ૧–૨
લેખક : **શ્રી દેવશંકર મહેતા** [રૂ. ૧૩/૨૫
ગ્રામ્ય ધરતીને આબાદ રીતે આલેખનાર ધરતીના જાણીતા લેખકની વિશાળ પટને આલેખતી બે ભાગમાં વહેંચાયેલી સરળ અને પ્રવાહી લાંબી નવલકથા.

## પાછલે બારણે
લેખક : **શ્રી પન્નાલાલ પટેલ** [રૂ. ૩/૨૫
રજવાડી રાજતંત્રનું સાચું અંતરંગ ચિત્ર આ નવલકથાની નોંધપાત્ર વિશિષ્ટતા છે. તાજેતરમાં જ આ અપ્રાપ્ય પુસ્તકની નવી આવૃત્તિ પ્રગટ થઈ છે.

## વિશ્વાસનું વાવેતર
લેખક : **શ્રી પન્નાલાલ પટેલ** [ન. પૈ. —/૬૫
જાણીતા નવલકથાકાર–વાર્તાકારની બાળ–વાર્તાઓનો આ પ્રથમ સંગ્રહ બાળકોમાં ઉચ્ચ સંસ્કારની સુવાસ ફેલાવે તેવો સમૃદ્ધ અને સચિત્ર છે જે દરેકને રુચે.

## વીર પસલી
લેખક : **શ્રી પીતાંબર પટેલ** [ન. પૈ. —/૭૫
પ્રૌઢો અને બાળકોને એક સરખી પ્રિય થઈ પડે તેવી સચિત્ર વાર્તાઓનો આ તદ્દન નવો સંગ્રહ. જીવનમાં સંસ્કાર અને સદ્દગુણ સીંચે એવો સમૃદ્ધ પણ છે.

## તૃષા અને તૃપ્તિ
લેખક : **શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ** [રૂ. ૭/૨૫
નવો જ વિષય લઈને આવતી આ નવલકથા નવલકથાના વિશાળ ફલક ઉપર નવી ભાત પાડે તેવી સમૃદ્ધ અને વાચનીય બની છે જે દરેક વાચકને સરખી રુચે.

## લગ્નગીતો–લોકગીતોની ગૂંથણી
લેખક : **શ્રી રંભાબેન ગાંધી** [રૂ. ૨/૫૦
લગ્નગીતો અને લોકગીતોનું સંપાદન કરીને તેને સમૃદ્ધ રીતે વિવરણ સાથે ગૂંથી લેતું જાણીતાં નાટિકા-લેખિકાનું આ તદ્દન નવું પુસ્તક દરેક ઘરની શોભા બનશે.

## મોતની ખીણમાં
લેખક : **શ્રી નવનીત સેવક** [રૂ. ૨/૫૦
બાળકોમાં સાહસ અને બુદ્ધિચાતુર્ય પ્રેરતું આ નવું પુસ્તક એક એવી સાહસકથા લઈને આવ્યું છે કે અને કિશોરો એને હોંશે હોંશે વાંચે તેવું રસપ્રદ છે.

## ભૂતિયા પહાડમાં
લેખક : **શ્રી નવનીત સેવક** [રૂ. ૨/૨૫
કિશોરોમાં સાહસની ભાવના પ્રેરે તેવું સાહસકથાનું આ તદ્દન નવું સચિત્ર પુસ્તક છે જે કિશોરો અને બાળકોમાં અજોડ સાહસ પ્રેરે તેવું સમૃદ્ધ બન્યું છે.

## કબજિયાત કેમ મટાડશો ?
લેખક : **ડૉ. ભૂપતરાય મો. દવે** [રૂ. ૪/—
નિસર્ગોપચારથી રોગો મટાડતી જાણીતી મુંબઈની સંસ્થાના સંચાલક અને તંદુરસ્તીના તંત્રીએ લખેલું આ નવું પુસ્તક દરેક ઘરનું સાચું સાથી બની શકે તેવું છે.

## સફરનાં સાથી
લેખક : **શ્રી બળવંત નાયક** [રૂ. ૫/—
જાણીતા આફ્રિકાવાસી લેખકની નવી વાર્તાઓના આ સમૃદ્ધ સંગ્રહમાં જે વાર્તાઓ છે તે બધી વાંચવી ગમે તેવી છે લેખકનો પ્રથમ વાર્તાસંગ્રહ વસાવવા જેવો છે.

## મેળાનાં પંખી
લેખક : **શ્રી ભાનુશંકર ઓ. વ્યાસ** [રૂ. ૪/૫૦
આફ્રિકાવાસી લેખકનો આ નવો વાર્તાસંગ્રહ પ્રગટ થાય છે તેનો આવકાર શ્રી ગુલાબદાસ બ્રોકર લખેલો છે. આ સંગ્રહની બધી વાર્તાઓ વાંચવી ગમે તેવી છે.

## હજી તો રાત બાકી છે
લેખક : **શ્રી ટી. પી. સૂચક** [રૂ. ૩/૭૫
'છેલ્લી રાત' નામના પ્રથમ વાર્તાસંગ્રહથી ગુજરાતી સાહિત્યમાં વાર્તાલેખક તરીકે જાણીતા થયેલા આફ્રિકાવાસી વાર્તાકારનો આ નવો સંગ્રહ આવકાર્ય થશે

**ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિમિટેડ** ૧૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ **અમદાવાદ, ૧**



છેલ્લા પચીસ વર્ષથી ગુજરાતના ઘેર ઘેર શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય પહોંચાડતી ગુજરાતની આ અગ્રગણ્ય પ્રકાશનસંસ્થા છે. એની સાબિતી તો દરેક ગુજરાતી ઘરનું નાનું પુસ્તકાલય, દરેક શાળાની લાયબ્રેરી, દરેક ગામની લાયબ્રેરીનાં વાચકો, દરેક કૉલેજોના પ્રાધ્યાપકો-વિદ્યાર્થીઓ આપે છે જ. લોકોની ઊઘડેલી જ્ઞાન-પ્રાપ્તિની આ નવી આંખ સામે અમારાં આજ સુધીનાં લગભગ નવસો પ્રકાશનો અને તેની આવૃત્તિઓ ઉપર થતી જતી આવૃત્તિઓ, હમેશાં રહ્યા જ છે તેમાથી ગઈ પેઢીએ સંસ્કાર ઝીલ્યા છે : આવતી પેઢી સસ્કાર પામી રહી છે.

સંસ્કારની આ આપલે અવિરત ચાલુ રાખવામાં અમારાં પ્રકાશનો મહત્ત્વનો ફાળો આપી રહ્યા છે. દેશના નવનિર્માણમાં સાહિત્યનો હિસ્સો પણ કંઈ નાનોસૂનો નથી. ગુજરાતના પ્રથમ પંક્તિના લેખકો-વિચારકોએ આ સંસ્થા માટે મુક્તકંઠે પ્રશંસા કરી છે. દૂર દૂર દેશાવરમાં વસતા ગુજરાતીઓએ આ સંસ્થાનાં પ્રકાશનો માટે વધુ વધુમાં આગ્રહ રાખ્યો છે. આપના કુટુંબમાં પણ જ્ઞાનના સંસ્કાર રેડવા માટે અમારાં પ્રકાશનો તરફ ધ્યાન દોરવા અમારું નમ્ર નિમંત્રણ છે. અમારી આ પ્રવૃત્તિમાં સૌ સંસ્કારી જનોનો સહકાર વાંછીએ છીએ. ગુજરાતના પ્રત્યેક ઘરમા દર મહિને અચૂક પહોંચી જતાં અમારાં બે માસિકો 'ઊર્મિ-નવરચના' અને 'તંદુરસ્તી' તરફ પણ આપનું ધ્યાન દોરવા અમે વિનંતિ કરીએ છીએ. સૂચિપત્ર મંગાવો. :—

## ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

૬૪, ગાંધીરોડ : ફ્રૅનાંન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# શ્રી ધ્રાંગધ્રા મોટર વાહન વ્યવહાર સહકારી મંડળી લિમિટેડ, ધ્રાંગધ્રા.

સૌરાષ્ટ્ર રાજ્યના સહકારી કાયદા મુજબ તા. ૩૦-૧૧-૫૩ ના રોજ
નોંધાયેલી રજી. નં. જી-૧૦

## સંચાલક મંડળ

પ્રમુખ

શ્રી સકરચંદ કેશવજી સંઘવી

નિયામક સમિતિ

શ્રી સોમનાથ નંદલાલ મહેતા
શ્રી લખમીચંદ રણછોડદાસ મહેતા
શ્રી શીવલાલ ગોગજી પટેલ
શ્રી ડેપ્યુટી કલેક્ટર સાહેબ, ધ્રાંગધ્રા
શ્રી આસીસ્ટન્ટ રજીસ્ટ્રારસાહેબ, સહકારી મંડળીઓ,
સુરેન્દ્રનગર જિલ્લો

વ્યવસ્થાપક સમિતિ

શ્રી શાંતિલાલ ભોળાનાથ દેપાળા, બી. એ, (ચેરમેન)
શ્રી લાળશંકર મગનલાલ શુકલ
શ્રી નિર્ભયશંકર આણશંકર મહેતા
શ્રી કાંતિલાલા ગાંડાલાલ શાહ
શ્રી કસ્તુરભાઈ રાઘવજી પૂજારા
શ્રી વીરસિંહ બેચરજી સોલંકી
શ્રી મગનલાલ લીલાધર ઠક્કર
શ્રી પ્રેમશંકર ભા. જાની
શ્રી ડેપ્યુટી કલેક્ટરસાહેબ
શ્રી આસી. રજીસ્ટ્રારસાહેબ, સુ. નગર જિલ્લો
શ્રી વાડીલાલ મા. દેસાઈ

મંત્રી

શ્રી રઘુભા દાદુભા ઝાલા

# રામતીર્થ બ્રાહ્મી તેલ

સ્પેશ્યલ નં. ૧ (રજીસ્ટર્ડ)

આયુર્વેદિક દવા



રામતીર્થ બ્રાહ્મી તેલ સ્પેશ્યલ નં. ૧ કિંમતી અનેક વનસ્પતિઓમાંથી તેમજ શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરવામાં આવે છે. **રામતીર્થ બ્રાહ્મી તેલના** નિયમિત ઉપયોગથી મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુઃખાવો મટાડવામાં, આંખોની ગરમી ઓછી કરવામા તેમજ દૃષ્ટિ અને યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ લાંબા કાળા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીસ કરવાથી ચામડીને તાજગી આપવામાં તથા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાં દરેક રીતે અનુકૂળ છે. દરેક માંસ્રતુ દરેકને અનુકૂળ છે.

**મોટી બાટલી રૂ. ૪-૫૦ * નાની બાટલી રૂ. ૨-૨૫ બધે મળે છે.**

ટપાલથી મંગાવનાર માટે દેશ-પરદેશનું પોસ્ટેજ તેમજ પેકીંગ ચાર્જ અલગ છે.



# ઉમેશ યોગદર્શન

પ્રથમ ખંડ

**લેખક :- શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

આ ગ્રંથમાં રોગી તથા નીરોગી સ્ત્રી-પુરુષોની તંદુરસ્તી સારી રાખવા માટે છ પ્રકારનાં મલ-શોધન કર્મ, આસનો, માનસિક ઈલાજ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, આહાર ચિકિત્સા વગેરે અનેક શક્તિવર્ધક તથા રોગનિવારક, ઘરમાં થઈ શકે તેવાં સુલભ સાધ્ય ઈલાજો બતાવેલ છે. આ ગ્રંથમાં ૧૦૮ થી વધુ ગ્લેઝ આર્ટ પેપર ઉપર આકર્ષક અને અત્યંત ઉપયોગી મલશોધન કર્મ તથા આસનોના ફોટાઓ છે. યોગવિદ્યાનો અદ્વિતીય ગ્રંથ છે દરેક ઘરમાં, વાચનાલયમાં, સ્કૂલ, કોલેજો અને હૉસ્પિટાલમાં રાખવા યોગ્ય છે. ફોટાઓ જોતાં તથા લેખો વાચતાં સુખ અને શાંતિનો અનુભવ થશે જશે. **ગુજરાતી-હિન્દી-મરાઠી-અંગ્રેજી ભાષામાં મળશે. પ્રત્યેક નકલની કિંમત રૂ. ૧૫-૦૦.** પોસ્ટેજ ખર્ચ રૂ. ૨-૦૦. મનીઓર્ડરથી મોકલશો. વી. પી. પી કરતા નથી.

# રામતીર્થ

(હિન્દી માસિક)

**સંપાદક : શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

શ્રી રામતીર્થ યોગાશ્રમ મુંબઈ-૧૪ તરફથી "રામતીર્થ" (માસિક હિન્દી ભાષામાં દર મહિનાના પહેલા અઠવાડિયામાં પ્રગટ થાય છે.

આ માસિકમાં તન, મન, આત્મવિકાસ, યોગ, વેદાંત, ભક્તિ, ગીતા, કુદરતી ઈલાજો, યોગચિકિત્સા, માનસિક ચિકિત્સા, સારા થયેલા દર્દીઓના અનુભવો, બહેનોના જીવનને ખાસ ઉપયુક્ત અને અનુકૂળ થાય તેવા વિષયો રહે છે. પાનાંની સંખ્યા ૧૬૦ થી વધુ હોય છે. **વાર્ષિક લવાજમ રૂ. ૫-૦૦ * છૂટક નકલ : ૬૫ નયા પૈસા.** વાર્ષિક ગ્રાહક કોઈપણ માસથી બની શકો છો.

"રામતીર્થ" હિન્દી માસિકમાં વ્યાપારી જાહેરાતો સ્વીકારવામાં આવે છે. જાહેરાતના ભાવો અને જરૂરી વિગતો માટે નીચેને સીરનામે મળો યા લખો .

**શ્રી રામતીર્થ યોગાશ્રમ** દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ-૧૪ (ભારત)

ટેલીફોન : ૬૨૮૯૯ ★ ટેલીગ્રામ : 'PRANAYAM'—BOMBAY-14. Coty RMY

# નવા વર્ષનાં અભિનંદન

ગુજરાતી–હિંદી–અંગ્રેજી છાપકામના અગ્રણ્ય મુદ્રક

પુસ્તકો–સામયિકો અને

બીજા તમામ પ્રકારનું

છાપકામ સુંદર રીતે અને

ઝડપથી કરી આપવામાં આવે છે.



# સર્વોદય મુદ્રણાલય

સાદરા. સ્ટે. ડભોડા (જિ. સાબરકાંઠા)

# શ્રી ધ્રાંગધ્રા નાગરિક સહકારી બેંક લિ.



ધ્રાંગધ્રા, હળવદ અને દસાડા તાલુકાના સહકારી નોકરિયાતો, કામદારો, સુધરાઈના કર્મચારીઓ અને મધ્યમ વર્ગના વેપારીઓને ઓછા વ્યાજે ધીરાણ કરવામાં આવે છે.

નાના ગૃહઉદ્યોગોને નાની રકમના હપ્તાથી ઓછા વ્યાજે રૂપિયા બે હજાર સુધીની લોન આપવામાં આવે છે.

આ વિસ્તારની જનતા માટે આ બેંક આશીર્વાદરૂપ નીવડે છે.



| | |
|---|---|
| શ્રી શાન્તિલાલ દેપાળા | શ્રી કાંતિલાલ ગાંડાલાલ શાહ |
| ચેરમેન. | મેનેજર. |

## નવાં 'સ્વાતિ પ્રકાશનો'

- **એક સાંજની મુલાકાત** નવલિકા-સંગ્રહ—ચંદ્રકાન્ત બક્ષી — રૂ ૪-૫૦
- **શ્રાવણી** નવલકથા—શિવકુમાર જોષી — રૂ ૭-૫૦
- **મનોરમા** નવલકથા—મોહમ્મદ માંકડ — રૂ ૪-૫૦
- **એકલતાના કિનારા** નવલકથા—ચંદ્રકાન્ત બક્ષી — રૂ. ૪-૫૦
- **કાળુભારને કાંઠે** નવલકથા—મનસુખલાલ ઝવેરી — રૂ. ૪-૫૦
- **મનના મરોડ** નવલિકા-સંગ્રહ—મોહમ્મદ માંકડ — રૂ. ૪-૫૦
- **મધુવન** ગુજરાતની ગઝલોનો પ્રતિનિધિ સંગ્રહ સંપાદક : હરીન્દ્ર દવે — રૂ. ૪-૫૦
- **આસવ** ગઝલ સંગ્રહ—હરિન્દ્ર દવે — રૂ ૧-૫૦

## અમારાં બીજાં પ્રકાશનો

### શિવકુમાર જોષી

- **કંચુકીબંધ** નવલકથા રૂ. ૮-૦૦
- **અનંગરાગ** નવલકથા રૂ. ૯-૫૦
- **રહસ્યનગરી** નવલિકાસંગ્રહ રૂ. ૪-૦૦
- **ઘટા ઘીરી ઘીરી આઈ** નાટક રૂ. ૨-૫૦
- **દેવદાસ** નાટક રૂ ૨-૫૦
- **સુવર્ણરેખા** નાટક રૂ ૨-૫૦
- **એકને ટકોરે** નાટક રૂ ૨-૦૦

ધીરેન્દ્ર દોશી

- **નીલા** નવલકથા રૂ. ૨-૨૫

### ચન્દ્રકાન્ત બક્ષી

- **પડઘા ડૂબી ગયા.....** નવલકથા રૂ ૪-૦૦
- **રોમા** નવલકથા રૂ. ૩-૬૫
- **પ્યાર** નવલિકાસંગ્રહ રૂ ૪-૨૫

બરકત વીરાણી 'બેફામ'

- **માનસર** ગઝલ સંગ્રહ રૂ. ૬-૦૦

જયંતી પટેલ

- **નેતા અભિનેતા** નાટક રૂ ૨-૫૦

મોહમ્મદ માંકડ

- **ઐંડુ ધાન અને બીજી વાતો** નવલિકાસંગ્રહ રૂ. ૨-૦૦

★ **સ્વાતિ પ્રકાશન** ★

૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ

મુંબઈ, ૩

દિવાળી-નવેમ્બર, ૧૯૬૧



# ઊર્મિ નવરચના

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

ઊર્મિ : વર્ષ ૩૨ – નવરચના : વર્ષ ૨૬. અંક ૮. સળંગ અંક ૩૮૦

## અનુક્રમ



'ઊર્મિ-નવરચના'નાં ગ્રાહકો, લેખકો, મિત્રો, જાહેરખબર આપનારાઓ, ચાહકો, સલાહકો

તેમજ

સંસ્થાના શુભેચ્છકો અને પ્રકાશક-બંધુઓને

દિવાળી અને નવા
વર્ષનાં અભિનંદનો





.રતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ
૬૪, ગાંધીરોડ : ફ્લોન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧



ज . . . . . . . ઉજાસની સાક્ષી

કોઈપણ કામને, કોઈપણ ઇચ્છાને કે કોઈપણ આરંભને અંત હોય છે. સેકંડને મિનિટનો, મિનિટને કલાકનો, કલાકને દિવસનો, દિવસને મહિનાનો, મહિનાને વરસનો—એમ અંત તો હોય જ છે. અને એવો માણસજાત માટે એક વરસનો અંત આવે એને ઉજવવાની પ્રથા પડી.—ભારતમાં દિવાળીને સ્વરૂપે તે ઓળખવા લાગી.

દિવાળીનું પર્વ વરસનાં બધાં પર્વોમાં એટલે જ મહત્ત્વનું આપણે ગણીએ છીએ. આ પર્વ આપણા આનંદનું પર્વ છે. વીતેલા વર્ષના સરવૈયાનું પર્વ છે. ગત વર્ષના આનંદ અને શોક, આવક અને ચકાસ કાઢવા માટેનું અને થોભવાનું મથક છે.

આ પર્વને ઉલ્લાસથી ભરી દીધું, આનંદથી ભરાવી દીધું, દીપોત્સવથી ઉજમાળી પણ દીધું. એટલે જ અમાસની અંધારી રાતને ઉલેચવા અજવાળાં પાથરવાનું આપણને સૂઝ્યું. અને એમાંથી આપણા આંતર્બાહ્ય જીવનને પણ આપણે ઉજમાળવાનો આ દિવસ નક્કી કર્યો. ઉજાસના આ દિવસને આપણે એ જ કારણે મહત્ત્વ આપીએ છીએ અને એની સાથે સાથે આપણે એ ઉજાસની સાક્ષીએ નવા વરસના સંકલ્પો કરીએ છીએ.

આવી રીતે ઉજાસની સાક્ષીએ, નવોલ્લાસના હર્ષ સાથે કરેલા સંકલ્પોની તાકાત અને મહત્ત્વ અનેરાં હોય છે. એ સંકલ્પોની સિદ્ધિ પણ એટલી જ અનોખી હોય છે. ઉજાસની સાક્ષીએ કરેલા સંકલ્પોની સિદ્ધિ આપણે કરીએ.





# સત્યની શૂળી

શી સત્યની શૂળી—
અગમ્ય ભીષણા
અકલ્પ્ય સર્જિકા.

નહીં હરિશ્ચન્દ્ર થવું દરેકને,
કસોટી તો યે સરખી જ કારમી—
સત્યાર્થીને—સત્યની શૂળી નિત્ય
વીંધી રહે—મર્મની આરપાર.

વટાવી આ ઉંબર પાય માંડવો—
કો દૃશ્ય પે દૃષ્ટિની ઠોક વાળવી—
એકાદ કો હસ્ત તણો અભિનય—
એકાદ કો શબ્દ સરંત સ્હેજમાં—
કો નાનકી લેવડ—કોઈ દેવડ—
ભલાઈનો કોઈ વિચાર-દ્વંદ્વ—
કો ઊર્મિનો સ્હેજ તરંગ, કિંવા—
સ્મૃતિતણો ભ્રંશ, નિગૂઢ તે અહં
ડોલાવતો શાંતિ મહેલ આખો:
અનંત આવી લઘુ અલ્પ શી ગતિ,
પંજો ત્યહીં તો ય વિરાટ ભવ્યનો
ભીડાય ભીંસાય—સમસ્ત તંતુઓ
જતા નિચોવાઈ જ દીન હાર્દના—
ને સત્ય ત્યાં આસવ-બિંદુ જેમ
લસી રહે અંતર—પદ્મના દલે:

ભલે ભલે શૂળી—
મળી મહાન
લેરુ સમી જૂઠપ જંગલોમાં





'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

## ઈસ્લામ આગળ ધપે છે

દુનિયાભરની વસતીમાં ઇસ્લામી બિરાદરોની સંખ્યા વધતી જાય છે!

આ વાતને અહીં આવી રહેલા જોખમ તરીકે ઓળખાવી નથી, એક હકીકત તરીકે એનો ઉલ્લેખ કર્યો છે. જે વસતી વધી રહી છે તે પણ બળજબરીનાં ધર્માંતરથી નહિ, અને એમ પણ કે મુસ્લિમોની તેગ ફરી ચમકદાર બીજલી જેવી થઈ છે, જીત ઉપર જીત મેળવતી જાય છે. ના, એક હાથમાં તલવાર ને બીજા હાથમાં કુરાન કે બાઈબલ લઈને મુસલમાનો તેમજ ખ્રિસ્તીઓ ઘણા કાળ સુધી દુનિયાભરમાં ઘૂમ્યા પણ ઈસ્લામની તલવાર ક્યારની મ્યાન થઈ ચૂકી છે, ફરી નીકળે એમ નથી. પાકિસ્તાનની રચનામાં એની ધમકીઓ ઘણીવાર આવી પણ જેનો ઉપયોગ થયો તે રણમેદાનની તલવારનો નહિ, ગુંડાની છરીનો હતો, પરિસ્થિતિનો હતો. જે લશ્કરી તાકાત બગદાદના ગાઝી સલાઉદ્દીનની હતી, મહમદ ઘોરીની હતી, અલાઉદ્દીન ખીલજીની હતી, તૈમુર ને બાબરની હતી તે તો ક્યારની અસ્ત થઈ છે, ને નવી થવાની નથી. તલવારના જોરે હારેલી પ્રજાઓનાં જે સમૂહ ધર્માંતરો થતાં તે હવે શક્ય નથી. આમ છતાં મુસલમાનોની વસ્તીમાં ચાહી ચલાવીને આવનારાઓની સંખ્યા વધતી જાય છે.

કહે છે કે આફ્રિકા ખંડમાં ખ્રિસ્તી મિશનરી સંસ્થાઓએ નાણાંની થેલીઓ લઈને જમાવટ કરેલી, ધર્માદા સ્કૂલો અને દવાખાનાં ચલાવેલાં ને નોકરીઓ અપાવેલી. છતાં હવે એક નવા ખ્રિસ્તી થનાર સામે દશ નવા મુસલમાનોની ભરતી થાય છે. ખ્રિસ્તીઓનું ભણતર, નાણાં, વિજ્ઞાન, ખર્ચાળ રહેણી કરણી ને જીવનની વધારે તકો હોવા છતાં ઈસ્લામની પસંદગી થાય તો એનાં કારણો તપાસવાં જોઈએ.

એક મત એવો છે કે ઈસ્લામ આ જગત પર ફેલાયલો સૌથી નૂતન ધર્મ છે. જૂનું હોય તે કાળે કરીને વિલીન થાય ને એ તેજ નવું રૂપ ધારણ કરીને ફરી પ્રગટ થાય એમ ભારતીય તત્ત્વજ્ઞાન કહે છે. ગીતામાં દુષ્ટોનો વિનાશ કરવા ભગવાને યુગે યુગે અવતાર લઈશ એમ કહ્યું છે, પણ કૃષ્ણની નજર ત્યારે ભારત ઉપર દોરી જોઈએ કે જગતના બીજા દેશોનો પણ સરખો ખ્યાલ રાખ્યો હશે એ વાદ પંડિતોએ કરવો રહ્યો. અરબસ્તાનમાં પરમાત્મા સંભવે તો એ પીતાંબર પહેરેલા શેના હોય? પણ ત્યાં એ થયા એમ રામકૃષ્ણ ને ગાંધીજીએ કબૂલ્યું છે. ને એ અવતારે ફેલાવેલો ધર્મ સૌથી નવો હોય તો, એના ગુણ બાજુ પર રહેવા દઈ, એનું આયુષ્ય તો માનવું રહ્યું. ઈસ્લામને માંડ ત્રણસો વર્ષ થયાં હશે ને એની સમશેર ચાલી; એના ઝપાટામાં હિંદુઓ અને બૌદ્ધો આવ્યા. પછી એનો પરચો ખ્રિસ્તી પ્રજાઓને થયો. જે પ્રજાઓ પ્રાકૃત અવસ્થામાં હતી એ તો ઝૂકે જ. અને મધ્ય એશિયાથી તે આફ્રિકા સુધીના આદિવાસીઓએ અલ્લા હો અકબરની નમાજ પઢવા માંડી. એ પછી સમશેર મ્યાન થઈ, ને તોપ ને બોમ્બ ચાલ્યા. એમાં બાઈબલ ફેલાયું, ઘણું ફેલાયું. હવે બાઈબલને કુરાન મુકાબલો આપે છે—હથિયાર વિના—ત્યારે એ શું હશે?

એ સિવાય પણ ઈસ્લામના વસતીવધારા કાજેનું એક

[ અનુસંધાન ૧૧૯મા પાના ઉપર ]



અનંતરાય મ० રાવળ

# કવિશ્રીની અંતિમ પ્રસાદી

ઊર્મિના દિવાળી અંક માટે ગુજરાતના ખ્યાતનામ વિવેચકે લખેલો આ મહત્ત્વનો અભ્યાસુ લેખ ન્હાનાલાલ પ્રેમીઓ અને અભ્યાસીઓને એક સરખો ઉપયોગી નીવડશે અને માર્ગદર્શક બનશે

આ મદાવાદના 'મહાકવિ ન્હાનાલાલ સ્મારક સમિતિ ટ્રસ્ટે ૨૧ કવિશ્રી ન્હાનાલાલ રચિત મહાકાય કાવ્યકૃતિ હરિસંહિતા પ્રગટ કરીને સ્વ કવિશ્રીની તેમ ગુજરાતની નોંધપાત્ર સેવા બજાવી છે એમ કહેવું જોઈએ કુલ ૧૨ મંડળોમાંથી ત્રીજુ, પાંચમુ, છઠ્ઠુ ને દશમુ એ ચાર મંડળો તેમ જ બાકીના મંડળોમાંથી કોઈ કોઈના કેટલાક અધ્યાય લખાયા જ નથી, તેમ છતાં મુદ્રિત સ્વરૂપમાં ત્રણ ગ્રંથનાં કુલ પોણા બારસો પાનાં જે કૃતિએ રોક્યા તેનુ મુદ્રણ–પ્રકાશન ટ્રસ્ટની સહાય અને મહેનત વિના અત્યારના સંજોગોમાં કવિકુટુંબ માટે મુશ્કેલ બન્યુ હોત

'હરિસંહિતા' કવિશ્રી ન્હાનાલાલની છેલ્લી પ્રસાદી છે એને કવિએ 'મારી કાવ્યયાત્રાનુ મહાતીર્થ' અને 'મારી વિરાગી વૈષ્ણવતાનુ મહાગીત' કહી છે એમના એ શબ્દોમાં આ કૃતિ અંગે એમણે સેવેલી મહત્વાકાંક્ષા સ્પષ્ટ રીતે મૂર્ત થાય છે એમનો મનોરથ હતો આ કૃતિને નવ–ભાગવત બનાવવાનો. શ્રીમદ્ ભાગવતના બાર સ્કન્ધ જેટલા બાર મંડળ, અને એના જેવો ૪૪૦૦૦ ચરણાવલિનો વિસ્તાર 'હરિસંહિતા' માટે એમણે એથી નિરધાર્યો હતો ઉપર દર્શાવ્યુ તેમ બારમાંથી ચાર મંડળ તેમ જ સત્તરેક હજાર પંક્તિઓ તેમનાથી લખી શકાયા નથી ૧૯૪૨મા ૬૬મુ વર્ષ બેસતા આદરેલી આ કૃતિનો અત્યારે સમીક્ષાય છે તેટલો ભાગ સાડાત્રણ વર્ષમાં કવિશ્રીએ લખ્યો એ જોતા તેમને બેએક વર્ષનુ આયુષ્ય વધુ મળ્યુ હોત તો તેઓ જે ઝડપથી આ લખતા હતા તે પ્રમાણે આખી આ કૃતિ પોતે સંકલ્પેલા વિસ્તાર સુધી પૂરી કરી ગયા હોત.

કવિશ્રી ન્હાનાલાલે આ ગ્રંથને પોતે 'વિશાળ વૈષ્ણવતાનો ગ્રંથ' કહ્યો છે તે પૂરેપૂરુ સાચુ છે બહુ નાનપણથી જાતને ઓળખી કવિએ પોતાને માટે 'પ્રેમભક્તિ' એ કવિનામ પસંદ કર્યું હતુ 'સ્તુતિનુ અષ્ટક' અને 'હરિના દર્શન' જેવાં કાવ્યો જુવાનીમા રચનારે પોતાના અન્ય કાવ્ય નાટકાદિમાં પોતાની આસ્તિકતા, પ્રભુશ્રદ્ધા અને 'શુભ્ર ભાવના' (Puritanism) મુક્તપણે પ્રગટ થવા દઈ આયુષ્યના ઉત્તરાર્ધમા 'કુરુક્ષેત્ર,' 'હરિદર્શન' 'વેણુવિહાર' અને 'દ્વારિકાપ્રલય' એ કાવ્યકૃતિઓમા ભક્તિભાવે કૃષ્ણકીર્તન ગાયુ છે. ગીતાનો સરલ મધુર સમશ્લોકી પદ્યાનુવાદ કરનાર આ કવિએ ગીતના ગાનારને જ એમના 'કુરુક્ષેત્ર'માની ભીષણ ઘટનાના કેન્દ્રમા એના પ્રેરક, નિયામક અને નાયક તરીકે જોયા ને રજૂ કર્યા છે એ ગનાથી, તેમ મહાકાવ્યની 'કુરુક્ષેત્ર'મા કરેલી અજમાયશથી, 'હાશ' ન કરતા પોતે જેને 'વિરાટ કાવ્ય' કહેતા તેનો પ્રયોગ કરવાની તથા સાથોસાથ શ્રીમદ્ ભાગવતના જેવી કૃષ્ણલીલા તેના વિશાળ ફલક પર ભક્તિભાવે આલેખવાની મહત્વાકાંક્ષાથી પ્રેરાઈ તેમણે આ 'હરિસંહિતા'નુ આયોજન કરી તેના એમનમા આયુષ્યના અંત સુધી મચી રહી પોતાની જે અનન્ય ભક્તિભાવના વ્યક્ત કરી છે તે 'હરિસંહિતા'ને પાને પાને મૂર્ત થાય છે, એની વાચકો પોતે જ ખાતરી કરી શકશે

'હરિસંહિતા'મા ગાયેલી શ્રીકૃષ્ણલીલા દ્વારિકાધીશ શ્રીકૃષ્ણના ઉત્તર જીવનની છે એ વિશેની કલ્પના કવિની અપૂર્વ, એટલે કોઈ પુરાણમા ન મળતી એવી, છે કવિએ પ્રસ્તાવનામા કહ્યુ છે તેમ શ્રીકૃષ્ણના 'વ્રજસ્વરૂપ' 'ગીતાસ્વરૂપ' ને 'નિર્માણસ્વરૂપ' નહિ પણ યોગેશ્વર સ્વરૂપ' ને તેમણે અહીં ગાયુ–વધાવ્યુ છે કુરુક્ષેત્રના મહાભારત સંગ્રામ વેળા ૮૪ વર્ષના શ્રીકૃષ્ણ ત્યારબાદ સોળ વરસે ૧૦૦ વર્ષના



થયા ત્યારે તેમણે યાદવ પરિવારને તથા અર્જુન–સુભદ્રાને પણ સાથે લઈ મોટા સંઘ કાઢી દ્વારિકાથી નીકળી ભારતની તીર્થયાત્રા આદરી તે એમના ૧૧૬મે વર્ષે ફરી દ્વારિકા પાછા ફરી પૂરી કરી, એવી કલ્પના ચલાવી કવિએ એમના આરાધ્ય હરિવરની એ તીર્થયાત્રાની કથા વિસ્તારથી વર્ણવી છે. આવું કથાવસ્તુ 'હરિસંહિતા'ને કૃષ્ણાયન બનાવે છે. પ્રવાસકથા મહાકાવ્યને ઉચિત વિષય છે એ રામ–વનવાસ અને પાંડવ–વનવાસની રામાયણ–મહાભારતની કથાની તેમ 'ઓડેસી'ના જાણકારોને કહેવાનું હોય નહિ.

શ્રીકૃષ્ણના શતાબ્દી મહોત્સવથી 'હરિસંહિતા'નો આરંભ થાય છે શ્રીકૃષ્ણની શતાબ્દી જયંતી વસંત ને ફૂલડોલનો પણ ઉત્સવ હોતાં વસંતરસિયા કવિને એ ઉત્સવના વર્ણનની સારી તક મળે છે. એ પછી જીવનની સંધ્યાના સંધ્યોપાસન જેવી તીર્થયાત્રા શ્રીકૃષ્ણ આરંભે છે. એ પછી તીર્થયાત્રાનો પહેલો પડાવ રૈવતાચળ એટલે ગિરનાર પાસે નાખી હરિનો સંઘ સૌરાષ્ટ્ર વટાવી જળમાર્ગે નર્મદાપ્રદેશમાં, ત્યાંથી વિંધ્યાચળના આદિવાસીઓના પ્રદેશમાં, ને પછી ગોદાવરીતીરે થઈ દક્ષિણ ભણી આગળ વધી મલયાદ્રિ પહોંચે છે ત્યાંસુધીની પ્રવાસકથા પહેલાં ત્રણ મંડળમાં 'હરિસંહિતા'ના પ્રથમ ગ્રંથમાં વિગતે આલેખાઈ છે. બીજા ગ્રંથમાં મલયાદ્રિથી કપુરકુંજ, સરસ્વતીનું બ્રહ્મવન એટલે કેરળ, કાવેરીના દ્વીપ ને દ્વીપ, કન્યાકુમારી અને રામેશ્વર સુધીની યાત્રાકથા ચોથા મંડળમાં આવે છે. પાંચમા ને છઠ્ઠા મંડળમાં કવિએ દક્ષિણ ભારતના પૂર્વકાંઠાનો પ્રવાસ કરાવી હરિસંઘને જગન્નાથપુરીની યાત્રા કરાવવી ધારી હોવી જોઈએ, પણ એ મંડળો લખાયાં નથી. સાતમું મંડળ હરિસંઘને બ્રહ્મપુત્રાના કામરૂપ પ્રદેશમાં પહોંચી તેમાંથી પસાર થતો વર્ણવે છે અને આઠમા મંડળમાં વિદેહ–ભૂમિ, હિમાલય, કૈલાસ અને ત્યાંથી કાશી સુધીની યાત્રાનું વર્ણન છે. 'હરિસંહિતા'ના ત્રીજા ગ્રંથમાં શ્રીકૃષ્ણના સંઘની બાકીની યાત્રા ત્રણ મંડળમાં રજૂ થાય છે. નવમા મંડળના ૧૭મા પછીના અધ્યાયો તેમ જ દસમું આખું મંડળ લખાયાં લાગતાં નથી, પણ ૧૧મા મંડળના આરંભ પરથી સમજાય છે કે રામસીતાના દામ્પત્યતીર્થે–અયોધ્યા–જઈ આવ્યાની વાત કવિએ તેની પહેલાં કરવી ધારી હશે. અયોધ્યાથી સંઘ કોસલમાં થઈ હસ્તિનાપુર આવી પાંડવોની મહેમાની માણી દોઢ માસનું રોકાણ ત્યાં કરે છે, એ વાત પછી ૩૫ જેટલા અધ્યાય લખાયા નથી, પણ ફરી મુદ્રિત કથાભાગ જ્યાંથી શરૂ થાય છે ત્યાં સંઘ કાલિન્દીતીરે પહોંચ્યાની વાત આવે છે. વ્રજભૂમિને દાયકાઓ પછી પુનઃ પાવન કરી શ્રીકૃષ્ણ દ્વારિકાનો પંથ પકડે છે. બારમું મંડળ પુષ્કરતીર્થ, આરાવલી, શ્રીમાળ થઈ સંઘ શ્રીમાળથી જળમાર્ગે કઈ રીતે અત્યારના સૌરાષ્ટ્રના દ્વીપકલ્પની ઉત્તરની સાગરપટ્ટીમાં નૌકાયાત્રા કરી દ્વારિકા પહોંચી યાત્રાની પૂરાં પંદર વરસે પૂર્ણાહુતિ કરે છે, એની કથા આગલાં મંડળોની મંથર ગતિને મુકાબલે ઝપાટામાં કહી જાય છે.

કથાનાયક શ્રીકૃષ્ણની ઉત્તર વયની ભારતની આ પંદર વરસની તીર્થયાત્રા સદ્ધર્મસંસ્થાપનાર્થે હતી એમ કવિશ્રીએ નિરૂપ્યું છે. શ્રીકૃષ્ણનો આશય આ છે :

'પૃથ્વીની પરકમ્મા હું કરીશ યુગધર્મ રચી;
સિંચીશ ધર્મનાં નીર પૃથ્વીનાં મૂળે મૂળે.
પ્રાણ પૂરું, પ્રેરણા દૌં દૈવતે તીર્થતાયને
સ્થાપુ, સંજીવની છાંટી, દેવ મંદિર મંદિરે.'

આવી ધર્મયાત્રામાં શ્રીકૃષ્ણ શુક્લતીર્થમાં સંઘ પાસે સર્વમેધ યજ્ઞ કરાવે છે, વિંધ્યવનમાં દ્વારિકાનો રસોત્સવ ઊજવે છે, જુદાં જુદાં તીર્થસ્થળોએ ત્યાંની પુરાણકથા કહે છે, જુદે જુદે પ્રસંગે અને નિમિત્તે સંઘયાત્રીઓને સદુબોધ સંભળાવતા રહે છે, કાશીમાં બ્રહ્મસભાના જ્ઞાનવિવાદમાં મધ્યસ્થ બને છે, રામેશ્વરના રામસેતુ આગળ સાગરકાંઠે તેમ જ ધર્મપુરી કાશી આગળ ગંગાકિનારે યાત્રીઓને નવાં ઉપનિષદો સંભળાવે છે અને હસ્તિનાપુરે ગંગાતટે વૈશાખી મહાયજ્ઞ ને હિમાલયની ગુફામાં સૂર્યયજ્ઞ કરાવે છે. શ્રીકૃ-

ષ્ણની ધર્મવાર્તા ઉપરાંત ક્યારેક નારદ, ક્યારેક વ્રજ-બાળા, ક્યારેક તીર્થસ્થળોએ તેમને મળતા ઋષિ—તપસ્વીઓ આદિ દ્વારા પણ જ્ઞાન ભક્તિપોષક ધર્મ-વાર્તા આખા-પ્રવાસમાં થયા કરતી હોય છે અને કૃષ્ણમહિમા ગવાતો હોય છે. આઠમા મંડળમાં કૈલાસ પરનો કૃષ્ણ-રુક્મિણી અને શિવ-પાર્વતીનો મેળાપ અને હરિ-હરનો જગતમાં વધતા અસંયમની ચિંતા કરતો સંવાદ ગોઠવીને તેમ જ બારમા મંડળમાં હિમા-લયને વિરાટદર્શન કે અનન્તદર્શન કરાવી તેની તુચ્છતાનો અનુભવ કરાવતા શ્રીકૃષ્ણની ભવ્ય સ્તુતિ કરતો તેને આલેખીને કવિએ આ જ હેતુ સાધ્યો છે. કાંચન-શૃંગોને ધાટે હિમાલયમાં નવ-ઉષાસ્તોત્રો તથા ચંદ્ર-ગાયત્રી શ્રીકૃષ્ણમુખે કવિએ ઉદ્‌ગારાવ્યાં છે તે પણ એ જ હેતુથી.

કવિની ધાર્મિકતા સાથે એમની કેટલીક જાણીતી પ્રિય ભાવનાઓ પણ આ કાવ્યગ્રંથમાં સ્થળે સ્થળે ફરી અભિવ્યક્ત થઈ છે. એમની પ્રિય દાંપત્યભાવના કૃષ્ણ-રુક્મિણી, અને અર્જુન-સુભદ્રાની આ યાત્રામાં સાથે છે એ જોડીની ઓથે અને પંચવટી, રામસેતુ ને અયોધ્યાનાં તેમ ભારુંડ મુનિના દર્શને કવિ ઉત્સાહથી ગાય છે. વિલાસ વિરુદ્ધ સંયમની પ્રિય ભાવનાને કામરૂપ દેશના પ્રવાસવર્ણનમાં તથા કૈલાસ પરની હરિહરની ગોષ્ઠી વેળા ફરી રજૂ થવાને અવકાશ મળ્યો છે. શ્રીકૃષ્ણ સંઘને કામરૂપમાં કેમ લઈ ગયા ? કવિનો જવાબ છે: 'રૂપની આ ભોમમાંયે વાવીશું શીલ-સંયમ' એમ કરવા માટે પાર્થ ને કૃષ્ણ આ પ્રદેશનાં રૂપનાં કામણથી કે વિલાસ-પૂજાથી ખેંચાતા નથી. ઊલટું એમણે તો 'કામાક્ષીને કાનન દેહપૂજને સ્થાપ્યું જગત્મોહન સ્નેહપૂજન.' પાપ, પુણ્ય, ભક્તિ, જ્ઞાન, અહિંસા, સદાચાર, વગેરે માટે કવિશ્રીનું જાણીતું વલણ ફરી ઉદ્દીપના ઉદ્‌ગારો 'હરિસંહિતા'માં ઠેર ઠેર નજરે પડે છે. કવિના પ્રભાવે ઝાંખાં પડતાં તીર્થોને ફરી તેજસ્વી બનાવી અને ધર્મસંસ્થાપનનું કાર્ય બજાવી તે અગાઉ ભૂમિનો ભાર ઉતારનાર શ્રીકૃષ્ણે આ રીતે પોતાનું અવતારકાર્ય આરોપ્યું, એમ કવિએ નિરૂપ્યું છે.

આવડા લાંબા પુરાણકાવ્યમાં પ્રસંગોનું બાહુલ્ય અને તેમની સકુચ છતાં સુગ્રથિત રજૂઆતની જે અપેક્ષા રખાય તેને ન્હાનાલાલની કવિ-પ્રકૃતિ બહુ સંતોષી શકે એવી ન હતી. છતાં ધીરજથી ગ્રંથનો વાચનપ્રવાસ કરનારને કથારસ પણ મળી રહે એમ છે ખરો. ગ્રંથમાં પાત્રોમાં શ્રીકૃષ્ણ, અર્જુન, રુક્મિણી, સુભદ્રા, વ્રજબાળા અને નારદજી વિશેષ ધ્યાન ખેંચે છે, જોકે એ અને સંઘ જુદે જુદે સ્થળે જેમના સંપર્કમાં આવે છે એવાં પાત્રો કથામાં ઘણાં આવે છે. એવાં પાત્રોમાં માતંગ ને ભારુંડ જેવા ઋષિઓ એમની પૂર્વકથા-ઓને લીધે આકર્ષક લાગે છે. પણ વાચકો પર ખાસ છાપ એ પડ્યા વિના રહે નહિ કે કવિને વિશેષ ફાવ્યું છે જુદાં જુદાં સ્થળનો એકલવ્યના વંશજો જેવા ભીલના કરડા પણ હૃદયના મીઠા અડબંગ વનેરુ આટવિકોનું તેમની લાક્ષણિક વાણી સાથે આલેખન, જે એક બે દાખલા પછી થોડુંક એકધારું પણ લાગ-વતું. પણ પ્રસંગો અને પાત્રાલેખન કરતાં કવિને ફાવ્યાં ગણાય વર્ણનો. દ્વારકાનાં મહાવનો, ફાગણ રે વસંતપંચમીનો ઉત્સવ, ગિરિના પાતાળધરા, સાગર-ઝાડીઓ ને તેમાંની નૌકાયાત્રા, નર્મદા, વિન્ધ્યવન, દંડકારણ્ય, સીતાશ્રમ, કાવેરીનો ધોધ, સાગર, કામરૂપની વિલાસકુંજો ને રમણીઓ, હિમાલયની નિસર્ગશ્રી, આદિનાં વર્ણનોમાં કવિશ્રીનો શબ્દ-વૈભવ તથા એમનું કવિત્વ પોતાને યોગ્ય કામ મેળવી રહે છે

કવિતાની વાત કરતાં, દરેક અધ્યાયના આરંભ અને અંતમાં કવિએ મૂકેલા પ્રેમાનંદનાં આખ્યાનોમાંનાં કડ-વાંના મુખબંધ અને વલણના જેવો પણ વૃત્તબદ્ધ પચ પાંચ લીટીના શ્લોકો આ ગ્રંથની એ બાબતની એક ખાસ વિશિષ્ટતા લેખે ઉલ્લેખપાત્ર છે. એ શ્લોકમાંના ઘણામાં કવિશ્રીનું વાણીમાધુર્ય અને તેનો લયહિંડોળ વાચકની આંતર કર્ણેન્દ્રિયને આકર્ષશે. અધ્યાયોના આરંભ ને અંતના શ્લોકો સિવાય સમસ્ત ગ્રંથ કવિએ





વહેતા અનુષ્ટુપમાં રચ્યો છે. 'પિતૃતર્પણ'નો મધુર ગરવો પ્રાસબદ્ધ અનુષ્ટુપ્ અહીં નથી, પણ એની પ્રવાહિતામાં કશી ઊણપ નથી. ક્યારેક ચરણો નવ નવ અક્ષરનાં થઈ જાય છે, પણ તેનું કારણ તો કવિને પુનરીક્ષણની અને સંમાર્જનની તક મળી નથી, એ છે. 'કુરુક્ષેત્ર'માં કવિએ વચમાં અવારનવાર ગીતો મૂક્યાં છે તેમ અહીં પણ કર્યું છે. આ ગ્રંથમાં ગીતોની સંખ્યા સો ઉપર જાય છે, જેમાંનાં બધાં નહિ તો અર્ધોઅર્ધ કવિનાં સારાં ઊર્મિગીતોના પુંજમાં ઉમેરો કરે એવાં છે. કેટલીક વાર અધ્યાય આખા ગીતરૂપે પણ લખવામાં આવ્યા છે. બીજા મંડળમાં સત્યભામાના સંદેશામાં, ચોથા મંડળમાં નારદગીતમાં, આઠમા મંડળમાં શ્રી કૃષ્ણના ઉષાસ્તોત્રોમાં, અગિયારમા મંડળમાં વ્રજપંચાધ્યાયીમાં અને કૃતિના છેલ્લા અધ્યાયમાં કવિશ્રીને પોતાની કવિતા લહેરાવવા અને મહેકાવવાનો સારો અવસર મળ્યો છે, જેનો એમણે સફળતાપૂર્વક લાભ લીધો છે. હિમાલય પર ઉષાને વધાવતાં શ્રીકૃષ્ણે લલકારેલાં સ્તોત્રોમાં, હિમાલયે કરેલી શ્રીકૃષ્ણની વિરાટ રૂપની સ્તુતિમાં અને કોઈ કોઈ ઉપનિષદમાં કવિએ આર્ષ છંદરચનાના હોંસીલા અને મોટે ભાગે સફળ લાગતા પ્રયાસ કર્યા છે. એમ તો પેલાં બે વાર ઉચ્ચારાયેલાં ઉપનિષદોમાં કેટલાંકમાં ઉપનિષદનું ગદ્ય લાવવાનોય કવિએ પ્રયાસ કર્યો છે, પણ તે એટલો સફળ નથી. એ ઉપનિષદો દ્વારા કવિએ એવી રચના કરવાની મહત્ત્વાકાંક્ષી હોંસ અમલમાં મૂકી છે, પણ તે એના બહિરંગ પૂરતી. અંતરંગ વિચારસામગ્રી કોઈ અપૂર્વતા દાખવતી નથી, ક્યાંક તો આડંબરમાં વીંટેલી સામાન્યતા જ નજરે પડે છે. 'વિકાસોપનિષદ' જેવું એમાં ધ્યાન ખેંચશે ખરું. 'સાગરોપનિષદ' પણ, મહીના ગભીરઘોષ સાગરવર્ણનને લીધે, વિશેષ તો.

'હરિસંહિતા' પરત્વે એક વાત આ પણ કહેવા જેવી જણાય છે કે કવિશ્રી પાંચ હજાર પહેલાંની વાત કરે છે, છતાં ભૂતકાળમાં ખોવાઈ જતા નથી, ત્યારપછીના કાળને એ સંભાર્યા ને ઉલ્લેખ્યા કરે છે. એમની વિશિષ્ટતા ગણાતી ઇતિહાસદૃષ્ટિ એમને નડે છે એમ કહીશું કે એ છાતી કાઢીને આગળ આવી જાય છે એમ માનીશું? કવિ કૃષ્ણ-સંઘને સાગરરસ્તે સૌરાષ્ટ્રમાંથી નર્મદા ભણી જતો બનાવતાં શ્રીકૃષ્ણને મુખે વલભીપુરનો અને તેના ભાવિ વિનાશનો ઉલ્લેખ કરાવે, રામેશ્વરની યાત્રામાં રામેશ્વરના ગંગોદકના કાવડિયાનો તથા રામેશ્વરનાં મંદિર ને આરતીનો ઉલ્લેખ કરે, કામરૂપના વર્ણનમાં પાછળની લોકમાન્યતાના સ્ત્રીરાજ્યનો તથા અર્જુન અને કામરૂપની રાણીના સંવાદમાં મચ્છેન્દ્ર ને ગોરખનો ઉલ્લેખ કરે, નાલન્દ ને નડિયાની ને કાશીની પાછલા કાળની વિશિષ્ટતાઓ શ્રીકૃષ્ણના સમયમાંય હોય એમ વર્ણવે, પુષ્કર-તારાગઢના પ્રદેશની વાત આવતાં પૃથ્વીરાજ ચૌહાણ (સ્ત્રીવશ બનેલ રાજર્ષિ)નો તથા બ્રહ્મચર્ય તેજસ્વી દયાનંદ સરસ્વતીને શ્રીકૃષ્ણ ઉલ્લેખે, ચિતોડ આગળ મીરાંને અને સરસ્વતી તથા રૂપેણ નદી આગળ જયશિખર, રૂપસુંદરી, વનરાજ, સિદ્ધરાજ, પાટણ આદિને ઉલ્લેખે અને સૌરાષ્ટ્રમાં આવતાં ઝાલાઓ અને જાડેજાઓની વાત કરે—આ બધું સામાન્ય વાચકને કાલવ્યુત્ક્રમના દોષવાળું નિરૂપણ જ લાગે તો નવાઈ નહિ. કવિ પણ આ ન જાણે એમ તો ઓછું હતું? એટલે 'આ બધું તો આમ બનવાનું' એ રીતની શ્રીકૃષ્ણની આગાહીરૂપે આ રજૂ કરીને બચાવની ઢાલ તૈયાર રાખી જ છે. ભૂત અને ભાવિનું સમયનું અંતર ભૂંસી બંનેના વાત એકશ્વાસે કરવાનું આ કવિ-પરાક્રમ જેમને રીઝવશે અને ખીજવશે તેમના સંખ્યા પચાસ પચાસ ટકા થવાની.

કવિશ્રીએ પોતે પૂરી પ્રેમભક્તિથી 'હરિસંહિતા' લખવામાં પોતાના આયુષ્યનાં છેલ્લાં સાડાત્રણ વર્ષ ગાળ્યાં છે. એ રીતે પોતાને શ્રીહરિના બંદા માનતા કવિએ હરિલીલા ગાઈ, પોતાના ઇષ્ટ શ્રી સહજાનંદ સ્વામીની જીવનલીલા 'હરિલીલા-મૃત' લખનાર પોતાના પિતાને પગલે ચાલવાનો સંતોષ અને પોતના

કવિજીવનની કૃતકૃત્યતા કમાવાનો મનોરથ સેવ્યો હતો શ્રીકૃષ્ણની તીર્થયાત્રા અને ધર્મવાર્તાને કરતા કવિ આયુષ્યના અન્તિમ વર્ષોમા કૃષ્ણમય બન્યાનુ શ્રેય એમને તો મળી જ ગયુ, અને પોતે 'ગવાડયુ એવુ ગાયુ આ હરિનુ ગુણકીર્તન' અને 'બહુનમાળા હરિકથામા ધરુ' કહી સતોષ માન્યો એ નિમિત્તે ગુજરાતને ઊર્મિકાવ્યના એક ઉત્તમ સિદ્ધહસ્ત કવિને હાથે લખાયેલુ વિશાળ ફલક પર વિસ્તીર્ણ ભક્તિભીનુ પુરાણકાવ્ય મળ્યુ એ એની ખુશનસીબી ગણાય એની સત્તાવીસ હજાર પક્તિઓ તેના સર્જકની બધી વિશિષ્ટતાઓ અને મર્યાદાઓનુ એકત્ર દર્શન કરાવી ભાવિકોને અને કાવ્યરસિકોને સતોષે એવુ અત્રતત્ર સારા પ્રમાણમા આપી રહે છે એના માટે, તેમજ ગુજરાતી કવિતાનો 'નવ ભાગવત'ના 'વિરાટકાવ્યનો એક મહત્ત્વકાક્ષી પ્રયાસ એ મૂર્ત કરે છે એ માટે એ પ્રયાસ એમા સુરેખ પૂર્ણાહુતિને પામ્યો નથી તેમ એના કવિની જાણીતી ટેવ મુજબના પુનરીક્ષણ અને સમાર્જન-સમાર્જનનો લાભ એ મેળવી શક્યો નથી તેમ છતા ગુજરાતના એક લોકમાનીતા સત્કવિની અન્તિમ કાવ્યપ્રસાદી લેખે સહૃદયોના લાભાર્થે તે ગ્રથા રે મુદ્રિત થઈ જવાની જરૂર હતી જ*

---

* હરિસહિતા ' ત્રણ ગ્રથમાં પૃ૦ ૨૧૦ ન્હાનાલાલ દ૦ કવિ પ્રકાશક મહાકવિ ન્હાનાલાલ સ્મારક સમિતિ ટ્રસ્ટ અમદાવાદ દરેક ભાગનુ મૂલ્ય રૂ ૧૦/– ત્રણે ગ્રથનુ સામટુ મૂલ્ય રૂ ૨૫/–





## કુ. ભારતી દવે

ભારતી સાહિત્ય સઘ (પ્રાયવેટ) લિમિટેડના મેનેજીગ ડિરેક્ટર શ્રી ઈશ્વરલાલ મો દવેના સુપુત્રી કુ ભારતી દવે ચાલુ વર્ષે બી.એસ. સી થયા છે. હાયસ્કૂલ અને કૉલેજ જીવનના યશસ્વી વિદ્યાર્થીકાળ દરમ્યાન તેમની ઉજ્જ્વળ કારકીર્દિ રહી છે વડવદની ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિમા ગુજરાત યુનિવર્સિટીના તેઓ પ્રથમ બી એસ સી છે





શેખાદમ આબુવાલા

# એંસી મુક્તકો

ટૂંકા માપનાં મુક્તકોનો મોટો સમૂહ સપ્ટેમ્બર અંકમાં આપ્યા પછી શ્રી આબુવાલાએ ઊર્મિના દિવાળી અંક માટે અથી પણ વધારે સંખ્યાના ક્રમેલો જર્મનીથી મોકલ્યો છે. શ્રી આબુવાલાની શૈલી સરળ છે એટલે આ મુક્તકો પણ એટલાં જ પ્રચલિત થશે...

**દર્શન**

સમજદારીના દર્પણમાં
અમે જ્યારે નિહાળ્યું છે:
તમારો પ્રેમ જોયો છે,
તમારું રૂપ ભાળ્યું છે.

**જંગ**

એક હબશી
કાગ શા કર્કશ સ્વરે
બુલબુલ વિશે
કો ગીતડું ગાતો હતો!

**સહનશક્તિ**

અમે ચુપ રહીશું,
ન કૈં પણ કહીશું;
તમે દેશો દુખ તો
સુખે તે સહીશું.

**રવિ**

આ ભટકતો શો રવિ
રોશનીનો છે કવિ:
દિન ઊગે દેખાય છે
એનાં ગીતોની છવિ.

**તારી છાયા**

તારી છાયા જોઈ મેં:
એય માયા જોઈ મેં!
આત્મા જોવા દે હવે:
તારી કાયા જોઈ મેં.

**રહસ્ય**

છીપ ને મોતી તો જો!
દીપ ને જ્યોતિ તો જો!
શું હશે તેમાં રહસ્ય:
એટલું ગોતી તો જો!

**સલાહ**

હંસ! જા તું દૂર મા,
બુદ્ધ ઉપર બન ક્રૂર મા;
માનસરને તીર જઈ
મોતી માટે ઝૂર મા.

**પરિવર્તન**

મારી દૃષ્ટિ છે નવી;
મારી સૃષ્ટિ છે નવી;
પ્રેમ પામ્યા બાદ તો
છું જુદો હું માનવી.

**પ્રેમશક્તિ**

કાષ્ટને ચંદન કરે,
રણને પણ નંદન કરે;
શક્તિશાળી પ્રેમને
કોણ ના વંદન કરે?

**અંધેર**

અંધને સૂરજ મળે;
પંકને પંકજ મળે;
કેવું છે અંધેર આ:
જે મળે આમ જ મળે!

**તક**

ખોટી તું રકઝક ન કર,
જિંદગી પર શક ન કર;
એ ફરી આવે નહીં:
તું જતી આ તક ન કર.

**હંસનો રંગ**

હંસ! તારે અંગેઅંગ
શો મનોહર શ્વેત રંગ!
તારી કાયા પર ધર્યા
જાણે પરીઓએ ઉમંગ!

**સ્વર્ગની છબી**

સંત! તું મોટો કવિ!
કલ્પનાનો તું રવિ!
સોમરસ ને અપ્સરા:
કેવી આકર્ષક છવિ!

**સર્જન**

આભ ને ધરતી વિશાળ
હો ભલે માયાની જાળ:
બુદ્ધિની આંખે નહીં
પ્રેમની આંખે નિહાળ.

**પુણ્યશાળીને**

એક પૂછું છું સવાલ:
આપજે ઉત્તર કમાલ!
પાપ તું કરતો નથી,
શા થશે ગંગાના હાલ?

**ભૂલ**

મોતની આ ભૂલ જો,
ચૂકવ્યું શું મૂલ, જો!
જિંદગી હસતી રહી:
આ કબરનું ફૂલ જો!

**જોયું મેં**

એક પિંજર જોયું મેં:
પંખીનું ઘર જોયું મેં!



કેદમાંહે મુક્તિનું
હાડપિંજર જોયું મેં.

**કરુણ ચિત્ર**

પુત્રની જોઈ ચિતા
જો રડે માતાપિતા :
સંગદિલ યમદેવ શી
આગ પણ છે ગર્વિતા.

**અદ્ભુત રંગ**

શી રીતે મન ડામશે ?
રંગ અદ્ભુત જામશે :
બ્રહ્મચારી સ્વર્ગમાં
અપ્સરાઓ પામશે !

**વિરોધાભાસ**

એ જ સમજાતું નથી
સંત ! તુજ સંસર્ગમાં :
છે અહીં જે કૈં અધર્મ્ય
ધર્મ્ય છે તે સ્વર્ગમાં !

**અભયદાન**

કર નરકનો ના વિચાર,
વ્યર્થ ના સંતાપ કર !
છે સલામત જાહ્નવી :
સંત, તું યે પાપ કર.

**પૃથ્વીજીવન**

છે ગગન પોકળ બધે-
પણ ધરા સંગીન છે :
એટલે આ જિંદગી
રમ્ય ને રંગીન છે.

**સંતનો સ્નેહ**

સંત ! તું તો સ્નેહીજન,
પાપીઓને પ્યાર કર !
વેચી સપનાં સ્વર્ગનાં
ધીખતો વેપાર કર !

**જે કાંઈ હો**

સ્પષ્ટ હો કે ભેદ હો,
મુક્તિ હો કે કેદ હો :
મસ્તને શાની ફિકર ?
હર્ષ હો કે ખેદ હો !

**પ્રેમભરતી**

તારી આંખોના ઉમંગ :
જાણે સાગરના તરંગ !
પ્રેમની પૂનમ વિના
હોય ના ભરતીનો રંગ !

**લટ**

તારી નટખટ આ લટો
કેવી મોહક ચીજ છે !
પારધી લઈ ને ફરે
તેવું એ તાવીજ છે !

**નાસ્તિક**

તેં વિચાર્યું છે ઘણું,
એટલે આવો છે તું !
તારા પ્રશ્નો લાજવાબ :
બુદ્ધિનો બાવો છે તું !

**આસ્તિક**

કૈંક હોવું જોઈએ :
ધારણા ઠીક જ કરી !
પણ પછી આ શું : પ્રભુ ?!
એમાં તેં ભૂલ જ કરી !

**કોણ**

કોણ સમજ્યુ છે કલા
જિંદગીના ભેદની ?
એમ તો ઉભરાય છે
જ્ઞાનીઓની મેદની !

**ફિલસૂફ**

તારા પ્રશ્નો બેહિસાબ,
એકનો યે છે જવાબ ?
ધર્મનો પાલવ ન ઝાલ !
સત્યનું જોતો રૂહે ખ્વાબ.

**વિજ્ઞાની**

આ પદાર્થો લાશ હો
એ રીતે ચીરે છે તું !
સત્ય તો સાગર સમું :
સત્યને તીરે છે તું.

**પ્રેમી**

સુન્દરી તારી ગઝલ,
પ્રીત એ તારી મજલ :
એક આંખે સ્મિત કરે
બીજીને રાખે સજલ.

**ફૂલો નિહાળ**

ધરતીનાં ફૂલો નિહાળ :
આભના તારા ન જો !
સ્વપ્ન શીતલ છોડને
તપ્ત અંગારા ન જો !

**વેશ્યા**

દામ દેનારા બધા
તુજ ઉપર હકદાર છે,
સૌ તને પામી શકે :
કેવી તું લાચાર છે !

**કવિ**

તું નિહાળે છે બધું
રૂપની આંખે કવિ !





તુ ઊડે છે દૂર દૂર
પ્રેમની પાંખે કવિ!

**પરિવર્તન**

બાગમાં આ શું થયું ?
થોર સુન્દર ફુલ બન્યાં!
કેવી આ બેઠી વસંત:
ઘૂવડો બુલબુલ બન્યાં!

**સમુદ્રમંથન**

લાલસા અમરતની છે:
દેવ કંઈ સારા નથી!
સિંધુ મંથન શું કરે?
ઝેર પીનારા નથી.

**વિશ્વામિત્રને**

તપ કરે તો મનમહીં
ફળની આશા લાવ મા!
મેનકા આવે નહીં:
ઇંદ્રને ગભરાવ મા!

**શું શું બની**

પુષ્પની માલા બની;
અગ્નિની જ્વાલા બની;
બે ઘડીના પ્રેમમાં
શું શું આ બાલા બની!

**પ્રકૃતિ**

સિંધુ ને પર્વત નિહાળ;
આભની રંગત નિહાળ;
રૂપ હો નોખાં ભલે:
એક છે કુદરત, નિહાળ!

**નહોતી ખબર**

ના ઊડીને આવતે
તીર તારે માનસર!
છીપ મોતી પામશે:
હંસને ન્હોતી ખબર.

**દેવદાસી**

દેવદાસી! શું થયું:
આ ઉદાસી શાની છે?
નાચતી તું કાં નથી?
મંદિરે વેરાની છે.

**કંઈક**

તેજ તો રેલાય કૈં:
રાત છે, દીવા બળે!
ઝેર યા તો સોમરસ:
કૈંક તો પીવા મળે!

**આ નરક**

આ નરક જેવું જીવન
નિત સતાવે છે મને:
સ્વર્ગની કર વાત મા!
તું હસાવે છે મને.

**લાચારી**

આપણે તરસ્યાં છીએ,
ક્યાંય ટીપું જલ નથી;
આંખની છીપે તરસ
એવું યે મૃગજલ નથી!

**મહાકવિ શિલર**

જોયો ને આ બાંકડો?
બેસતો આહીં શિલર:
કાવ્ય કૈં સર્જ્યાં હશે
આ સિંહાસન પર અમર.

**મહાકાર્ય**

તું તો ફુલસફી રહ્યો:
સંત, મોટું કામ કર!
પાપીઓ બેચેન છે,
સ્વર્ગનું લીલામ કર!

**મુલાકાત**

કૈં તો આશા દે મને:
કેટલો બેચેન છું!
યાદમાં કે સ્વપ્નમાં:
બોલ, ક્યાં આવીશ તું?

**સત અસત**

જે સરે સંસાર છે:
આ સમયનો સાર છે.
બુદ્ધિ જો સમજી શકે
તો તો બેડો પાર છે.

**ભાગીદાર**

અય શેખજી, તમને સલામ!
હે સંતજી, તમને પ્રણામ!
છે બેઉના રસ્તા જુદા:
પણ બેઉનાં સરખાં છે કામ!

**પાન**

જિંદગી ગાતી હતી,
પ્રીત છલકાતી હતી;
ચંદ્રનો પ્યાલો ધરી
રાત કૈં પાતી હતી.

**ઠગ**

જાણે ઝરણું હોય ના:
એમ ઝગમગતાં રહ્યાં!
પ્યાસના દુશ્મન બની
ઝાંઝવાં ઠગતાં રહ્યાં.

**સોનેરી લટો**

આ લટો છે કીમતી:
જાઉં ના ભૂલી યદિ—

એટલે તો સર્જ્યું કે
એમને સોને મઢી.

**તારી આંખો**

તારી સુંદર આંખનો
આસમાની રંગ છે:
અર્થ એનો એ જ કે
ધરતી તુજને તંગ છે.

**તું કથા છે**

તું કથા છે, હું પ્રસંગ;
તું હૃદય છે, હું ઉમંગ;
બેઉનો એક જ વિષય:
સપ્તરંગી પ્રેમસંગ.

**તું પરી છે**

તું પરી છે, હું કથા;
આપણી મનહર પ્રથા!
આ જગત બાલક સમું:
બસ, હવે અળગી ન થા!

**અસ્મિતા**

દઉં પરિચય તુજને શું?
સાવ પથ્થર જેવો તું!
ઓ હિમાલય, કર નમન:
તારી સામે હું છું—હું!

**પ્રેમધન**

બેસરો સામાન છું:
તો ય હું ધનવાન છું!
પ્રેમ છે એવો મળ્યો—
હું ય આગાખાન છું!

**તમન્ના**

કાળજે ખંજર હુલાવ
કે પછી દૃષ્ટિ મિલાવ!
છે તમન્ના જખ્મની:
કૈં કલા તારી બતાવ! —

**કરોકટી**

ફૂલ દો કે દો છરો,
ઠીક લાગે તે કરો!
પ્રેમનો છે પ્રશ્ન આ:
કૈંક પગલાં તો ભરો!

**પુષ્પ અને યૌવન**

ફૂલદાનીમાં હશે
તે જવાનીમાં હશે:
બે ઘડીનાં રૂપરંગ
આ કહાનીમાં હશે!

**કામ**

કેટલી કામી હતી!
કાયની ખામી હતી;
પ્રાણ માટે નિત્યની
એક બદનામી હતી.

**તારું મારું**

તારું મારું સરખું કામ:
એક સ્થળના નહિ ગુલામ!
હું ય છું ભટકેલ જીવ:
ચંદ્ર, મુજને કર સલામ!

**વાસ્તવવાદ**

ધૂળના ગોટા ન જો!
રંગ તું ખોટા ન જો!
જલ–છલકતું જલ નિહાળ!
આમ પરપોટા ન જો!

**મોહ**

પ્રેમ જલતી આગ છે
તો જવાની બાગ છે:
શું કરું કે જીવને
નિત્ય તેનો રાગ છે.

**જીવનછબી**

લઈ સમયના સપ્તરંગ
ને પદાર્થોના તરંગ
કોણે છે આ ચીતર્યા
જિંદગાનીના ઉમંગ!

**ભવ્યતા**

બિંદુઓ ભેગાં મળ્યાં
સિંધુના આકારમાં:
ભવ્યતાનું રૂપ છે
જોઈ લો, સહકારમાં!

**સમતુલા**

ફૂલ ખીલે કે ખરે,
પંખી જીવે કે મરે,
બાગને સરખું બધું:
ના 'અહો!' કે ના 'અરે!'

**પસ્તાવો**

આ, મને જોતા નથી:
એમ – સમજી ચાંદની
અધની આંખે ઢળી,
ને પછી લાજી મરી.

**સમયપલટો**

છે જુદી મોસમ હવે,
ફૂલ પણ છે કમ હવે;
પાનખરનો કર વિચાર:
બહુ થયું, આદમ, હવે!

**બહુ થયું**

છાનું, કે છપનું મળે,
કૈંક તો ખપનું મળે!





વાસ્તવિકતા ! બહુ થયું :
બસ હવે સપનું મળે.

**છે તમન્ના**

છે તમન્ના : તું મળે,
કૈંક આશા તો ફળે !
ઠીક છે, તારા વિના
સૂર્ય ઊગે કે ઢળે !

**શ્રાપ**

દુખ મળ્યું, એવું મને
છું હવે કાયમ સુખી !
શ્રાપ દીધો કોઈએ :
પ્રેમ કર ને થા દુખી !

**કાળચક્ર**

ભવ્ય છે એની ગતિ :
ભવ્ય છે આ કાળચક્ર !
ચાલ એની એ જ છે :
કૈંક સીધી, કૈંક વક્ર !

**અતિશય**

કૈંક મોટું કામ કર :
ચંદ્રમાં જૈ બાંધ ઘર !
ભૂલ મા, કે ત્યાંય પણ
બાંધવી પડશે કબર !

**સમય**

છોડ પાગલતા ભલા !
દીપ તો જલતા ભલા;
કાળનાં શાં નામઠામ ?
સાધુ તો ચલતા ભલા !

**અસ્વીકૃતિ**

તેં જરી પણ ના ગણી
મારી ભોળી લાગણી;
મેં કરી 'તી પ્રેમમાં
પ્રેમપૂર્વક માગણી.

**પરવાનાને**

મંદ કે ઝગમગ જલે :
દીપ તો ટગમગ જલે !
મોત છે તારું પતંગ !
જ્યોત જે ડગમગ જલે.

**હકીકત**

ફૂલો નથી, તરણાં નથી;
પંખી નથી, હરણાં નથી;
સાગર નથી, ઝરણાં નથી;
ઓ બુદ્ધિશાળી માનવી !
તું ચંદ્રમાં જઈ શું કરીશ ?

**વાસંતી વિચાર**

પાંદડાના વેશમાં
સજ્જિત થયેલી નાર
હવ્વાને નિહાળી આદમે :
ને સ્હેજ ઊંડા શ્વાસ લીધો
ને વિચાર્યું
( સ્હેજ મનમાં ):
પાનખર આવે તો ઠીક !

*



ભારતની હાથકારીગરી ખૂબ વખણાય છે ધાતુ, લાકડું, પૂઠું કે કાપડ ઉપર કોતરકામ કે ચિત્રકામમાં મઢી લેવાતી લોકકથાઓ ધર્મકથાઓ કે દંતકથાઓમાં એ કળા પાંગરેલી છે: છેલ્લા દશકમાં આ કળાને ઠીક ઠીક ઉત્તેજન મળેલું છે. આજના ચિત્રમાં માટીનાં વાસણોનો કળાકાર છેવટની પીંછી લગાવી પૂર્ણ કરવાની તૈયારીમાં છે. માટીનો ઉદ્યોગ ભારતનાં ગામડાંઓમાં ખૂબ પુરાણા કાળથી ચાલ્યો આવે છે.

શારદાબહેન મહેતા

# સ્વતંત્ર ભારતનાં ચૌદ વર્ષો

ભારત સ્વતંત્ર થયા પછી પંદરમે વરસે સ્વાતંત્ર્યની સિદ્ધિએ વિશે ગુજરાતના વિદુષી સન્નારી જે નાડર અને મૌલિક વિચારસરણી ધરાવે છે તે ઊર્મિના વાચકો માટે જ ખાસ લખાયેલ આ લેખમાં રજૂ થયેલ છે...

આ વર્ષની ૧૫મી ઑગસ્ટે ભારતને સ્વાતંત્ર્ય મળ્યાને ૧૪ વર્ષ પૂરાં થયાં છે અને ૧૫મા વર્ષનો આરંભ થયો છે. જે સામ્રાજ્યમાં કદી સૂર્ય અસ્ત પામતો નહોતો એવા મહાન બળવાન બ્રિટિશ રાજ્યનો સામનો કરીને ભારતને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું એ વસ્તુ ઘણી જ મહત્ત્વની છે. પ્રતાપી અને પ્રમાદી બ્રિટિશ સત્તાએ હિન્દ ઉપરથી હાથ ઊઠાવ્યો એ જગતના ઇતિહાસની અપૂર્વ હકીકત બની છે. આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિના કારણથી બ્રિટિશરોને આ માર્ગ લેવો પડ્યો એ પણ આપણો દેશ સ્વતંત્ર થવામાં કારણભૂત છે. એક સદીના પ્રયત્નો અને વિશેષ કરીને ગાંધીજીના અહિંસક અસહકારના અપૂર્વ પ્રયોગના પરિણામે ભારત સ્વતંત્ર થયું એ આપણા દેશની મહાન સિદ્ધિ ગણાય.

સ્વરાજ્ય મળ્યા પછી હિન્દની પ્રજાની પ્રગતિ કેટલી થઈ, કેવી થઈ એનું માપ કાઢવા માટે ૧૪ વર્ષ એ બહુ ટૂંકો સમય કહેવાય અને કેટલેક ક્ષેત્રે સારી એવી સિદ્ધિ મળી છે એનો પણ સ્વીકાર તો કરીએ જ. છતાં એ વસ્તુ ભૂલી ના જવી જોઈએ કે જે વહેણુ આજે દેશમાં વહી રહ્યાં છે તેનો અંદાજ તો થોડેક અંશે કાઢી શકાય. જે ઘડીએ ભારત સ્વાતંત્ર્ય દિનનો પ્રથમ ઉત્સવ ઊજવી રહ્યું હતું તે વખતે ગાંધીજી શલ્યમનસ્ક થઈ ગયા હતા અને તમામ ઉત્સવથી અળગા રહ્યા હતા. એમનું મન ખિન્ન થઈ ગયું હતું. શા માટે? આ પ્રશ્ન વિચાર માગી લે છે.

આજે ચારે કોર રેડિયોદ્વારા અને બીજા અનેક પ્રચારકોમો, પંડિત નેહરુનાં સંખ્યાબંધ ઉદ્બોધનો, પ્રધાનોને હસ્તે થયેલાં ઉદ્ઘાટનો, પંચવર્ષીય યોજના, અને તેણે કરેલી સિદ્ધિઓ જોર શોરથી સમજાવવામાં આવે છે. છતાં પંડિત નેહરુને જ કહેવુ પડે છે કે હજી જનતાના મગજમાં આ વસ્તુ ખૂપી નથી અને પરિણામે લોકોનો સહકાર પૂરો મળતો નથી. આ સત્ય હકીકત છે. 'યોજના' શું છે તેની ગામડાંમાં વસતા લોકોને શી સૂઝ હોય? એમને તો એમના રોજના વ્યવસાયમાં કોઈ સંગીન લાભ થયો હોય તો ખ્યાલ આવે! એમને તો આ યોજનાઓને પરિણામે ભયંકર મોંઘવારી અને દારિદ્ર્ય વેઠવાનું હોય છે.

વિશ્વયુદ્ધ પછી યુરોપીય દેશોમાં પણ ઘણી મોંઘવારી હતી. અનેક પ્રકારનાં સંકટો વેઠવાં પડ્યાં હતાં પણ ત્યાં શાસનકર્તા અને પ્રજા વચ્ચે સહકાર હતો. અને તેથી પ્રજા સ્વેચ્છાથી દુઃખ સહન કરવાને કટિબદ્ધ થઈ હતી. શાસનકર્તાઓ અને પ્રજાવર્ગના જીવનવ્યવહારમાં એક પ્રકારની સમાનતા હતી. એ તંગીના સમયમાં ત્યાં પુષ્કળ ડોળદમામ, દંભ, અને વ્યર્થ ખરચો કરીને પ્રજાનાં નાણાંને વેડફી નાખવામાં આવતાં નહોતાં. મુશ્કેલીના અર્થશાસ્ત્રની નીતિ જ ત્યાં જુદી હતી. આપણો રાહ જુદો છે. લખલૂટ ખર્ચ તમાશામાં, સમારંભોમાં, પરદેશ મોકલવાનાં ડેપ્યુટેશનોમાં, સરકારી અમલદારોની મુસાફરીઓમાં, પ્રધાનો અને બીજા અધિકારીઓની મુસાફરીઓમા થયાં કરે છે. કોંગ્રેસ પ્રમુખ પોતે જ કબૂલ કરે છે કે 'ચાર દિવસના તમાશા પાછળ કોંગ્રેસ અધિવેશન માટે જે લખલૂટ ખર્ચ થાય છે તે ઇષ્ટ નથી.' ૧૯૩૮ના હરીપુરા કોંગ્રેસ સમેલનના વખતથી ગામડાંમાં કોંગ્રેસનાં અધિવેશન શરૂ થયાં, ત્યારથી પુષ્કળ ખર્ચનાં મંડાણ મંડાયાં. ગામડામાં નવાં શહેરો વસાવાયાં. ચાર દિવસ માટે વીજળી, પોસ્ટ ઑફિસ, તાર ઑફિસો, રસ્તા, પૂલો વગેરેનાં હંગામી ખરચો થયાં અને ગામડાની પ્રજાને લાભ થવાને બદલે ગેરલાભ થયો. ગામડાંના લોકોને સભાન કરવા જે હેતુ હતો તે પાર પડ્યો નહિં. માત્ર ખર્ચનો આંક વધી ગયો.

ત્યાર પછીનાં અધિવેશનોમાં તો વર્ષે વર્ષે ખરચ વધતું જ ગયું. ભાવનગરના છેલ્લા અધિવેશન વખતે જે વિશાળ મંડપો અને ધમાલમાં પૈસા ખરચાયા તેનો સર્વાંગી આંકડો કાઢવાથી અનુમાન કરી શકાય કે શું નાણાં વેડફાઈ ગયાં ? સામાન્ય પ્રજા, સરકાર અને કોંગ્રેસ પક્ષ તરફથી જે તમાશામાં ખર્ચ થયાં તે છાતી બેસી જાય તેટલાં થયાં. કોંગ્રેસના અધિવેશન પ્રસંગે થોડા ઠરાવો કરવામાં આવે છે. પ્રજાને એ ઠરાવોમાં રસ હોતો નથી. કેમકે દર મહિને પ્રેસ-કોન્ફરન્સોમાં પંડિત નેહરુ જે ભાષણો કરે છે, અને સમજુતી આપે છે તે ઉપરાંત કાંઈજ નવી વાત કહેવામાં આવતી નથી.

રાજ્યની પરદેશનીતિ અને પંતપ્રધાન અને અન્ય પ્રધાનોનાં ભાષણો અને ઉદ્ઘાટનોના કાર્યક્રમો કરીને લોકોની આંખો આંજી નાખવાના પ્રયાસો થાય છે. હમણાં જ પંડિત જવાહરલાલે કહ્યું હતું કે સંગીન કામ કરવાને મને અવકાશ જ મળતો નથી. નાની નાની વિધિઓ અને રોકાણોમાં વખત વહી જાય છે. પંચવર્ષીય યોજનાઓની આવશ્યકતા સહુ સ્વીકારે છે. પણ અબજો રૂપિયાનો જે વ્યય કરવામાં આવે છે તેના બદલામાં પ્રજામાં કેટલી જાગૃતિ આવી, પરિસ્થિતિમાં કેટલો ફેર થયો એનું માપ પણ કાઢવાનું છે. લોકોની મૂળભૂત જરૂરિયાતો—ખોરાક, રહેઠાણ, કાપડ, કેળવણી, આરોગ્ય, વાર્ષિક આવક, મોંઘવારી, આ ચીજોમાં કરોડો ગામડાંના લોકોને અને કચડાતા મધ્યમ વર્ગને કેટલે દરજ્જે લાભ થયો એનો આંક પ્રમાણિકપણે કાઢવો જોઈએ.

આ વર્ષે બિહારમાં કોંગ્રેસ અધિવેશન થવાનું છે. એ પ્રાંતના દારિદ્રયનાં વર્ણનો સંખ્યાબંધ વાંચવામાં આવે છે. લોકોને રહેવા ખાવા, અંગ ઢાંકવા અને આરોગ્ય તથા શિક્ષણ માટે લાખો રૂપિયાની જરૂર છે. તો આ મેળાઓમાં થતા ખર્ચનાં નાણાં સંગીન જરૂરિયાતોમાં ખર્ચાય અને ચાર દિવસના તમાશામાં ધુમાડો ન થઈ જાય એ વસ્તુ જોરશોરથી કોંગ્રેસ પક્ષને ગળે ઉતારવાની જરૂર છે. પ્રજા જાગૃત થઈને આ ખર્ચ ઉપર અંકુશ લાવે તે લોકના હિતમાં છે.

દેશ સ્વતંત્ર થાય—પરદેશી ધુંસરીમાંથી મુક્ત થાય એટલું બસ નથી—આર્થિક સ્વાતંત્ર્ય અને સામાજિક ક્ષેત્રમાં ન્યાયપુરઃસર આચાર, સંસ્કૃતિક ક્ષેત્રે સ્વાતંત્ર્ય એ આવશ્યક ચીજો છે. પ્રજાનું સ્વમાન સચવાય, પૂરી સ્વતંત્રતા મળે અને સંપૂર્ણ રીતે પ્રજાનું જ શાસન થાય એ જરૂરનું છે. દરેક ક્ષેત્રે પ્રજાને હસ્તક પોતાનું ભાવિ સિદ્ધ કરવાનો મોકો હોય એ વસ્તુ પર સતત ભાર મૂકાવવો જોઈએ. દેશની નૈસર્ગિક સમૃદ્ધિનો પૂરેપૂરો વિકાસ થવો આવશ્યક છે તેમજ જે આર્થિક ભીંસ બ્રિટિશરોના સમયમાં પડતી હતી તેમાંથી સંપૂર્ણ મુક્તિ મળવી જોઈએ. અને તેનું પ્રજાને ભાન થવું જોઈએ. આ સિદ્ધ કરવા માટે અજાનું ઉપાર્જન થાય છે તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં થવું જોઈએ. જેટલી ખૂમરાણ થાય છે તેટલો વધારો થતો નથી. નાણાં વચમાંથી વેડફાઈ જાય છે. અને સાધનોનો યોગ્ય ઉપયોગ થતો નથી. મનુષ્યબળનો પણ વધારે ઉપયોગ થવો જોઈએ. પરદેશથી આવતા અનાજ ઉપર આધાર રાખવો પડે એ વસ્તુ યોગ્ય ના કહેવાય. સામાજિક ક્ષેત્રે, તેમજ સાંસ્કૃતિક ક્ષેત્રે, સર્વ કોમ, જાતમાં જરાપણ ભેદ રહેવો ના જોઈએ; આપણા દેશના રાજકીય બંધારણમાં આ વસ્તુ સ્વીકારાયેલી છે, પણ તેનો અમલ બહુ જ ઢીલો થાય છે. શૈક્ષણિક ક્ષેત્રે ઘણી વધારે પ્રગતિ થવી જોઈએ. હજી સુધી નિરક્ષરતાનું પ્રમાણ ઘણું વધારે છે. વસ્તી-પત્રકના આંકડા પરથી સ્પષ્ટ થાય છે કે હજી બહુ જ જલદી પ્રજામાં અક્ષરજ્ઞાનનો વધારો થવો જોઈએ. પ્રજાને જે રાજકીય હક્કો મળ્યા છે તે હક્કોનો અમલ અજ્ઞાન પ્રજા કરી શકે નહિ. પ્રૌઢ મતાધિકાર અજ્ઞાન પ્રજા કેવી રીતે ભોગવી શકે ? જે ચૂંટણી થાય છે તેમાં મતદાન કેવી રીતે થાય છે તે સહુ જાણે છે. સ્વતંત્ર મતદાન બહુ ઓછા પ્રમાણમાં થાય છે. તાલીમબદ્ધ કારીગરો અને

વૈજ્ઞાનિકોની સંખ્યા બહુ ઓછી છે અને તેમાયે નિષ્ણાતોને સંપૂર્ણ મોકો મળતો નથી બેકારીનું પ્રમાણ ભયંકર છે લોકોને રહેવા માટે સસ્તા ભાડાના મકાન મળતાં નથી, પૂરતી સંખ્યામા મકાનો છે પણ નહિ યોજનાઓ થાય છે પણ ઝૂપડાં અને ગંદા વસવાટ ચલુ જ છે. લોકોને વીજળી ઓછી કિંમતે મળતી નથી ખેડૂતોને માથે મહેસુલનો બોજો ઓછો થયો નથી મોંઘવારીની તો વાત જ કરવાની નથી! શ્રમ કરીને પણ રોજની ખાધાખોરાકી અને વપરાશની ચીજોનો ભાવ છાપરે ચઢેના છે સહકારી મંડળીઓ ઊભી કરાય છે પણ તેનો લાભ ગરીબ વર્ગને બહુ ઓછા પ્રમાણમા મળે છે. વચલા માણસોના ખિસ્સા ભરાય છે. કોમ્યુનીટી પ્રોજેક્ટ, રાષ્ટ્ર-વિસ્તરણ યોજનાઓનો લાભ બહુ થોડા પ્રમાણમાં પ્રજાને મળે છે. મૌખિક પ્રચાર ઘણો વધારે થાય છે—આ પરિસ્થિતિમા યોજનાઓ ગમે તેટલી સારી હોય પણ જ્યા સુધી સરકાર અને પ્રજા વચ્ચે સંપૂર્ણ એકરાગ ના હોય અને પ્રજાને ચોખ્ખો આર્થિક કે સાસ્કૃતિક લાભ થતો ના હોય ત્યા સુધી પ્રજાના સહકારની આશા વ્યર્થ છે. પ્રજાશાસન—વાસ્તવિક પ્રજાશાસન થાય તો જ પ્રજાનો સહકાર મળે. પ્રજાના પ્રશ્નોમાં પ્રજા રસ લેતી થાય અને પોતાની મેળે જ પરિસ્થિતિમા સુધારાની માગણી કરી શકે એવી તાલીમબદ્ધ થય તો જ પ્રજા ઊચી આવે. આ સ્થિતિએ પહોચવા માટે ગામડાની પ્રજાને ખરી રીતે જાગૃત કરવાની જરૂર છે. ભાષણો કર્યાથી એ નહિ થાય—કે રેડિયો દ્વારા બૂમ બરાડા અને ખોટા પ્રચારો કરવાથી નહિ થાય. કેળવણીમાં સગીન ફેરફાર કરીને ગામડાના લોકોને અક્ષરજ્ઞાન આપીને શિક્ષિત કરવામા આવે તો જ આ વસ્તુ સિદ્ધ થાય.

ઉપરથી લાદવામા આવતો પ્રચાર નકામો જાય છે પચાયતી રાજ્ય વસ્તવિક રીતે સફળ બનાવવા માટે શિક્ષણ એ જ માર્ગ છે. કલમના ગોદએ માત્ર કોંગ્રેસપક્ષને મતદાનમાં ટેકો મળે તે હેતુથી કરવામાં આવતા બધા પ્રયત્નો રેતીના મહેલ જેવા છે.

જ્યારે શાસનકર્તા વર્ગમા પ્રમાણિકપણુ અને અજ્ઞાન, દરિદ્ર પ્રજાને માટે ખરેખરી હૃદયની લાગણી થશે ત્યારે જ દેશનું ભાવિ સુધરશે. અત્યારે તો શાસનકર્તાઓનું સઘળું લક્ષ પોતાની ખુરસીઓ સાચવી રાખવાનુ અને ચૂંટણીઓમા વિજય મેળવવા તરફ—સત્તા, સ્થાન અને વૈભવ-વધારવા તરફ જ છે—તેમા દ્વેષ, કુસંપ અને સ્થાન માટેની ખોટી સ્પર્ધા પ્રજાની પ્રગતિને રોકી દે છે—આ બધા પ્રત્યાઘાતી બળોમાથી માર્ગ મોકળો કરવાનો છે. લાંબો અને વિકટ પથ છે. સમસ્ત જગતના પ્રગતિમય બળોનો લાભ ભારતને પણ મળશે એવી આશા રાખીને એકનિષ્ઠાથી સ્વાર્થ ત્યજીને શ્રમ કરવાનો છે. સ્વાતંત્ર્ય મેળવવા કરતા સાચવી રાખવાનું કામ વિકટ છે ખરી માનવત આપણામાં હશે તો નિરાશા અને નિષ્ફળતા નહિ મળે. એ માનવતા કેળવવાને માટે સહુ વિચારોએ પ્રયાસ કરવાનો છે. ભારતનું ભાવિ ભારતની પ્રજા પર આધાર રાખે છે—શાસનકર્તા પર નહિ—પ્રજાબળ જ જીતે છે. એ જીતની જ આપણે અપેક્ષા રાખીશું.

★

પ્રબોધ

## મુક્તક

પારાવાર ભરી જગે કરુણતા, કો તીવ ના આ થકી,
(કે) જે જન્મ્યું જગ ઠારવા સળગતું તે સૃષ્ટિના તાપથી.

★





ચુનીલાલ વ૦ શાહ

# અત્યાચારની બરદાસ્ત

આપણા વયોવૃદ્ધ નવલકથાકાર મૌલિક વિચારક અને ગંભીર વિષયને આગવી રીતે છણનાર પણ છે. ઊર્મિના વાચકો માટે ખાસ લખેલા આ લેખમાંની તેમની ગંભીર વિચારસરણી દરેક વાચકને વિચારતી અને પચાવતી ગમશે...

આસમાની કે સુલતાની કષ્ટોમાં વિજય પામવાની શક્તિ મનુષ્યપ્રાણીમાં રહેલી છે. બનવાજોગ છે કે એવાં કષ્ટો સહન કરવામાં મનુષ્યનું મૃત્યુ થાય, તેથી કાંઈ તેના વિજયમાં ક્ષતિ આવતી નથી. સામાન્ય મનુષ્ય એમ માને છે કે સંકટની સામે થતાં થતાં માણસ મૃત્યુ પામે, પછી વિજયનો અર્થ શો અને ઉપયોગ શો ? તેને મન કષ્ટ આવ્યા પછી તેની સામે લડીને જીવતા રહેવું એ જ વિજય છે અને મૃત્યુ પામવું એ પરાજય છે.

કોઈ કર્ય પાછળ માણસને જીવનની આહુતિ આપવી પડતી હોય તો તેમાં તેણે વિજયપ્રાપ્તિ કરી એમ કઈ રીતે કહેવાય ? એવો પ્રશ્ન પૂછનારે સમજવું જોઈએ કે મનુષ્ય લોહી-માંસનો જડ પિંડ નથી, ચૈતન્યમય દેહ છે. મનુષ્યને લોહી માંસનો પિંડ માનનારાઓને જય-પરાજયનો વિચાર કરવાનો અધિકાર નથી. મનુષ્ય ચૈતન્યમય દેહ હોઈને જ્યાં સુધી ચૈતન્યનો પરાજય થતો નથી, ત્યાં સુધી તે મનુષ્યનો પરાજય થઈ શકતો નથી. એટલે શરીરનો નાશ થઈ જવા છતાં મનુષ્ય વિજયી થઈ શકે છે. જે મનુષ્ય જીવનની આહુતિ આપીને પણ મનુષ્યત્વથી ભ્રષ્ટ થતો નથી તે મરણ પામવા છતાં વિજયી જ થયો છે; અને જે આપત્તિઓની સામે શિર ઝુકાવે છે તે જીવતો રહેવા છતાં પરાજિત જ છે.

જીવન કેવળ દેહે કરીને જીવવામાં સમાયેલું નથી, અડગ આત્મગૌરવ જાળવીને જીવવામાં રહેલું છે. જે કષ્ટોની સામે, અત્યાચારોની સામે, આક્રમણોની સામે આત્મગૌરવને જાળવે છે તે વિજયી છે, અને આત્મગૌરવ ન જાળવતાં પતિત થાય છે તે પરાજિત છે. દેહે કરીને જીવવા-મરવાનો તેમાં પ્રશ્ન જ નથી. જીવવા છતાં માણસ પરાજિત થાય છે અને મરવા છતાં વિજયી પણ થાય છે. માત્ર લોહી-માંસના પિંડની રક્ષા કરવી તેમાં મનુષ્યની રક્ષા કરી લેખાય નહિ; મનુષ્યત્વની રક્ષા એ જ મનુષ્યની રક્ષા છે.

મનુષ્યત્વનો રક્ષક અને મનુષ્યદેહનો રક્ષક બહારથી ભલે સરખા દેખાતા હોય પણ તે બેઉની વચ્ચે જમીન-આસમાન જેટલું અંતર રહેલું હોય છે. મનુષ્યત્વનો રક્ષક પોતાના જીવનની આહુતિ આપી દે છે પણ અત્યાચારીના અત્યાચારને સફળ થવા દેતો નથી. એટલે અત્યાચારીની નિષ્ફળતાથી અત્યાચાર કુંઠિત થાય છે, તેનો વંશવેલો વધવા પામતો નથી. તેથી ઊલટું જે માણસ અત્યાચારીના અત્યાચારમાંથી માત્ર દેહ બચાવવાને ફાંફાં મારે છે અને અત્યાચારને વેઠીને જીવે છે તે અત્યાચારીને વિજય અપાવે છે. તાત્પર્ય એ છે કે અત્યાચારીની સૃષ્ટિને રચનાર અત્યાચારી પોતે એકલો નથી, પણ તેના અત્યાચારનો મૂંગો મૂંગો ભોગ બનનાર તે વેઠી લેનાર, માત્ર જીવવાને જ ફાંફાં મારનાર પણ તેનો સાથી છે, કારણ કે તેથી જ અત્યાચારીને પોતાના કાર્યમાં પોષણ મળે છે. અત્યાચારીના આક્રમણથી મરનાર અત્યાચારનો ભોગ બનતો નથી પણ તે વેઠી લઈને જીવનાર જ ભોગ બને છે. પીડા વેઠી લેવા માટે મનુષ્યો તૈયાર હોય છે માટે જ અત્યાચારીનો જન્મ થાય છે. જો કોઈ મનુષ્ય અત્યાચારીથી પીડિત થવાને તૈયાર ન હોય તો અત્યાચારીની તાકાત નથી કે કોઈને પીડી શકે.

કોઈ પણ પ્રાણી અત્યાચારીની સામે શિર ઝુકાવવા ત્યારે જ તૈયાર થાય છે કે જ્યારે તેનામાં કાયરતા હોય છે, કામલાલસા હોય છે, જિજીવિષા—દેહને જિવાડવવાની ઇચ્છા હોય છે, અને વળી અત્યાચાર પણ સાચી ઘૃણા હોતી નથી. જો માણસ કાયર ન

હોય તો તે પ્રાણ આપી દે પણ મનુષ્યત્વ ન આપે. જો તેનામાં કામલાલસા કે જિજીવિષા પ્રબળ ન હોય તો તે દેહપિંડનું રક્ષણ કરવા આત્માનો દ્રોહ ન કરે. જો તેને અત્યાચાર પર ઘૃણા હોય તો તે અત્યાચારથી પીડા ન પામે, ન વેઠે અને બીજા પર અત્યાચાર કરે પણ નહિ. તે અત્યાચારના વિરોધમાં પ્રાણ આપે, પણ અત્યાચાર સહી લે નહિ.

અત્યાચારથી પીડિત થતા લોકો જ અત્યાચાર પ્રતિ સહાનુભૂતિ ધરાવતા હોય છે! આ વાત વિચિત્ર લાગશે, પણ તે વાસ્તવિક રીતે સાચી છે. જેઓ અત્યાચાર વેઠીને જીવતા રહેવામાં ડહાપણ સમજે છે તેઓ પોતે બીજા પર અત્યાચારી બનવાની આકાંક્ષા ધરાવતા હોય છે. તેઓ પોતા કરતાં સબળ હોય તેનો અત્યાચાર સહે છે અને પોતા કરતાં નિર્બળ હોય તેના પર અત્યાચાર કરે છે! ખેડૂત ગામના મુખી કે તલાટીનો અત્યાચાર સહે છે, પરંતુ પોતાની સ્ત્રીને લાકડીથી મારવા જેવો અત્યાચાર કરતાં પાછો હટતો નથી; અને પુનઃ એ સ્ત્રી પણ આગળે બેઠેલા નિર્દોષ કૂતરા પર ગુસ્સે થાય છે ત્યારે ધોકણું લઈને તૂટી પડે છે! આ રીતે જ અત્યાચારની સૃષ્ટિ રચાય છે. અત્યાચારના વિરોધીઓ તો તેઓ છે કે જેઓ મરવું જાણે છે, અત્યાચારના વિરોધમાં પ્રાણ આપી દેવાનું ધૈર્ય ધરાવે છે, પરંતુ અત્યાચારની સમક્ષ શિર ઝુકાવવાનું અને એ રીતે દેહ બચાવવાનું જાણતા નથી. જેઓ પોતે અત્યાચાર કરવાનું પસંદ કરતા નથી, તેઓ કદાપિ અત્યાચાર સહેતા પણ નથી.

જીવનની આહુતિ આપીને પણ અત્યાચારીને તાબે ન થનાર મહાપુરુષોનાં જીવન હવે જોઈએ.

ઈશુને ક્રોસ પર લટકાવીને મારી નાખવામાં આવ્યો હતો પણ તેણે પોતાનું સત્ય છોડીને વિરોધીઓને તાબે થવાનું પસંદ કર્યું નહોતું. એથી તેણે જીવ ખોયો, પણ તેની પાસે સત્ય ભૂંસાવવામાં અત્યાચારીઓ સફળ થયા નહિ. સોક્રેટીસને ઝેર પાવામાં આવ્યું હતું. સ્વામી દયાનંદનો વિષપ્રયોગથી પ્રાણ લેવામાં આવ્યો હતો. સ્વામી શ્રદ્ધાનંદનું ખૂન કરવામાં આવ્યું હતું. સીતાને રાવણ ઉપાડી ગયો હતો. પ્રતાપને જંગલોમાં ભટકવું પડ્યું હતું. મહાત્મા ગાંધીજીનો ગોળીબારથી ઘાત કરવામાં આવ્યો હતો. એમાનું કોઈ અત્યાચારીની સમક્ષ પરાજિત થયું નહોતું, એ સ્પષ્ટ જોઈ શકાય છે. તેઓ, જીવ્યા ત્યાં સુધી અત્યાચારના વિરોધમાં જ ઊભા હતા; પોતે માનેલા સત્ય માટે બાંધછોડ કરવાની તેમણે ના કહી હતી. તેઓ અત્યાચારના વિરોધી વીરો હતા, અત્યાચારને વેઠી લેનારા—તેની સામે શિર ઝુકાવનારા માભૂલી માસપિંડો ન હતા.

રાવણના સીતા પરના અત્યાચારનો વિચાર કરીએ. સીતા એના અત્યાચારને તાબે થઈ નહોતી, તેણે પોતાની દૃઢતાનો પરિચય કરાવ્યો હતો. પરિણામ એ આવ્યું કે રાવણના અત્યાચારનો અંત આવી ગયો. રામને હાથે રાવણ મરાયો એ તેનો પરાજય નહોતો, તેનો વાસ્તવિક પરાજય તો ત્યારે જ થઈ ચૂક્યો હતો કે જ્યારે તેને માલૂમ પડ્યું હતું કે 'હું સીતાનો પ્રાણ લઈ શકીશ, પરંતુ તેનું સતીત્વ નહિ લઈ શકું!'

રામે કરેલા યુદ્ધમાં રાવણ મરાયો એ તો ઠીક, પણ જો રાવણ જીવતો રહ્યો હોત તો પણ શું? તે કોઈ સતીને ઉપાડી જવાની હિંમત કરી શકત નહિ. જ્યાં અત્યાચારીની હિંમત તૂટી ગઈ જ્યાં તે સફળ ન થયો, ત્યાં તેનો અને તેના અત્યાચારના કાર્યનો પરાજય થઈ ગયેલો જ સમજવો. અગર જો સીતાએ રાવણની વાત માની હોત તો રાવણ એવા જ બીજા અત્યાચારો કરતો રહેત, રામચંદ્રથી એક રાવણ મરાત, પરંતુ રાવણના અત્યાચારની સફળતાથી જગતમાં બીજા અનેક રાવણો પેદા થાત. સીતાની દૃઢતાના સ્મરણમાત્રથી કેટલાય મનુષ્યો રાવણ થતા બચી ગયા છે. અત્યાચારના વિરોધીઓ પ્રાણનું બલિદાન આપીને પણ અત્યાચારને કુંઠિત કરી શકે

છે, તેનો વંશવેલો આગળ વધતો અટકાવી શકે છે, પરંતુ અત્યાચારની બરદાસ્ત કરનારાઓ, તેને તાબે થઈને જીવનારાઓ અત્યાચારને પોષે છે, આમંત્રે છે, તે આ રીતે.

કોઈ પણ જાતિ, સમાજ કે દેશ જ્યારે ઈતર જનોના કે સ્વજનોના અત્યાચારથી પીડિત થાય છે, ગુલામ થાય છે, ત્યારે તેમાં જેટલો હિસ્સો અત્યાચારીનો હોય છે તેટલો જ હિસ્સો અત્યાચારની બરદાસ્ત કરનારનો હોય છે. બેઉ સરખી રીતે જવાબદાર હોય છે. જો એક દેશ મરી-ફીટીને પણ સ્વતંત્રતાથી જ જીવવાને તૈયાર થઈ જાય, તો તેને માટે જગતનો કોઈ શાસક અત્યાચારી બની શકે નહિ અને તેને ગુલામ બનાવી શકે નહિ. બધા દેશોમાં આવો સ્વાતંત્ર્યપ્રેમ એકસરખી રીતે પ્રકટે અને ફાલે-ફૂલે તો જગતમાં અત્યાચારી રાજકર્તાઓનું નામ-નિશાન રહેવા પામે નહિ. એટલું જ નહિ પણ અત્યાચારની સંતતિરૂપ ઈતર અનિષ્ટોનો પણ અંત આવી જાય.

જગતમાં કોઈ ઓછી શક્તિવાળું હોય છે તો કોઈ વધુ શક્તિવાળું હોય છે, પણ ઓછી શક્તિવાળાઓ જ્યાં સુધી અત્યાચાર સહન કરવા તૈયાર નહિ થાય ત્યાં સુધી વધુ શક્તિવાળાઓ કોઈ ઉપર અત્યાચાર નહિ કરી શકે, બલકે અત્યાચાર કરવાનો વિચાર પણ નહિ કરી શકે. પરંતુ જ્યારે મનુષ્ય મનુષ્યત્વ છોડીને પરાધીન યા ગુલામ બનવા દ્વારા જીવતો રહેવા ઇચ્છે છે, એઠું-જૂઠું ખાવા છતાં મિષ્ટાન્ન ખાવાની લાલચ નથી છૂટતી, ત્યારે તેને ગુલામ બનવું પડે છે અને તેથી જ તેને ગુલામ બનાવનાર અત્યાચારીઓની સૃષ્ટિ ઊભી થાય છે. ભારતના ગુલામીના કાળનો ઇતિહાસ અને તેની ગુલામીના ધ્વંસનો ઇતિહાસ એ જ સત્ય બતાવી આપે છે કે, સ્વાતંત્ર્યપ્રેમનું પ્રકટીકરણ જ ગુલામીને નાબૂદ કરવા સમર્થ છે, જ્યારે નરી જિજીવિષા ગુલામીકાળને લંબાવવાનું જ કામ કરે છે.





૨૨,૦૦૦માંથી ૭૭,૦૦૦ ટપાલ-કચેરીઓ છેલ્લાં ચૌદ વર્ષમાં આપણા દેશમાં થઈ છે. આ પ્રગતિ નની સૂની ન કહેવાય. તેમાંય કેટલીક બાબતોમાં તો આપણા ટપાલખાતાની પ્રગતિ દુનિયાને પણ હોરવાણી આપે તેવી મહત્ત્વની છે. બાજુના ચિત્રમાં ન્યૂ-દિલ્હીની વડી ટપાલ કચેરીઓથી મોટર સાયકલીસ્ટો દ્વારા એક્સપ્રેસ ટપાલના થેલા વિભાગવાર ટપાલ કચેરીઓ દ્વારા આગળ વહેંચવા તેમને પહોંચાડવા માટે જઈ રહ્યા છે.

ઈશ્વર પેટલીકર

# બંધનમુક્તિ

આપણા જાણીતા સર્જક અને સામાજિક પ્રશ્નોના કુશળ લેખક, ઊર્મિનાં વાચકો માટે ખાસ લખેલા આ પ્રસંગમાં સામાજિક સંસ્થાના સડાને રજૂ કરે છે. આપણી સેવાભાવી સંસ્થાઓમાંથી આ દૂષણ દૂર કરવા માટે સ્ત્રીઓએ સેવા લેઈની પદ્ધતિસરની તાલીમ પણ અગત્યનો ભાગ ભજવશે...

આવતી કાલે લેડી ડૉક્ટર બધી સ્ત્રીઓને તપાસવા આવવાના હતાં, તે સમાચાર જાણતાં કોણ જાણે શાથી પણ લલિતાને દિલમાં વસી ગયું કે પ્રભુએ એની પ્રાર્થના સાંભળી અને પોતાને છોડાવવા માટે જ એ આવી રહ્યા હતાં! સાચી હકીકત એ હતી કે સમાજકલ્યાણ મંડળે આ વરસે નવો નિયમ કર્યો હતો કે સામાજિક સંસ્થામાં આશ્રય મેળવી રહેલી સ્ત્રીઓના આરોગ્યની તપાસ કરવી અને એ આધારે લેડી ડૉક્ટર સુધાકુમારી આવવાના હતાં. લલિતા માતૃગૃહમાંથી છૂટવા માટે ઝંખતી હતી અને તે માટે એના પતિ ઉપર એણે ત્રણ પત્રો લખ્યા હતા, તેનો કંઈ જવાબ ન હતો એટલે એને વહેમ હતો કે સંસ્થા એના કાગળો આગળ જવા દેતી ન હતી. બાકી એનો પતિ—જો કે છૂટાછેડા થઈ ગયા હતા એટલે એ પતિ રહ્યો ન હતો, છતાં એનો સ્વભાવ પરગજુ હતો તે કારણે રસ્તે જતાને મદદ કરે તો પોતે ભલે હવે કાયદેસરની એની પત્ની ન રહી હોય તો પણ વાટે જતા વટેમાર્ગુ કરતાં કંઈક વિશેષ હતી એ મહિને ખાધાખોરાકીના પંચોતેર રૂપિયા નિયમિત છેલ્લા દોઢ વર્ષથી મોકલતો હતો. એનું પોતાનું ચાલ્યું હોત તો એ છૂટાછેડા લીધા વિના સંસાર નભાવત, પણ સંયુક્ત કુટુંબમાં બે ભાઈઓ અને ત્રણ બહેનો ઉપરાંત મા સમક્ષ એ લાચાર બન્યો હતો. છતાંય આ સંસ્થામાંથી એને છૂટવું હતું તે પત્ર મળતાં એ ભાઈ ઓથી છાનોમાનોય એને મળવા આવ્યા વિના ન રહ્યો હોત. લલિતાની વાત કેટલી સાચી હતી તેની એ ખાત્રી કરત અને જો સાચી લાગત તો એને છોડાવ્યા વગર ન રહેત. પરંતુ એના તરફથી કંઈ જવાબ નહોતો આવ્યો એટલે જરૂર સંસ્થા પોતાની ટપાલ ફોડીને એની વિરુદ્ધના પત્ર જવા દેતી ન હતી, તેમ લલિતાને વહેમ પેદા થયો હતો. લલિતાને બીજો પણ વહેમ ગયો હતો કે પતિના હાથમાં પત્ર ન આવ્યો હોય—ઘરનાં બીજાએ એ ફોડીને વાંચ્યો હોય અને તેને ન આપ્યો હોય તો પણ શું કહેવાય? આથી છેલ્લો પત્ર એણે પતિના મિત્રના શિરનામે લખ્યો હતો. એ પત્ર ન મળવાનું કોઈ કારણ ન હતું, એનોય જવાબ ન હતો એટલે સંસ્થાનું કાવતરું હતું તેમ એને વસી ગયું હતું તો હવે છૂટવું શી રીતે એનો લલિતા વિચાર કરતી ત્યારે એને અંધકાર દેખાતો હતો જેલના કેદીને જેમ ભાગી છૂટવું મુશ્કેલ હોય છે તેમ સંસ્થામાંથી ભાગી છૂટવું મુશ્કેલ હતું. એને બહાર જવાનું ન હતું. એનું કામ જ સંસ્થાની અંદર ગોઠવાયું હતું કોઈ બહારના મહેમાન સંસ્થાની મુલાકાતે આવે તો વાતચીત જેટલાં ગૃહમાતા એમની સાથે જ હોય. એમની હાજરીમાં કોઈને ફરિયાદ કરવાની હિંમત ચાલતી ન હતી. મહેમાન પાસે એવી સત્તા પણ શી હતી કે એ ગૃહમાતાને હુકમ કરી શકે કે એને એની ઈચ્છા પ્રમાણે મુક્ત કરો. લલિતાએ નજરે જોયું ન હતું, પણ સાંભળ્યું હતું કે બે વર્ષ ઉપર સંસ્થાની મુલાકાતે ખુદ મુખ્ય પ્રધાન આવ્યા હતા તેમની સમક્ષ એક બહેને ફરિયાદ કરી હતી, છતાં વિઝિટબુકમાં એમણે ભારોભાર વખાણ કરતો અભિપ્રાય લખ્યો હતો અને બહેનની ફરિયાદનું કંઈ પરિણામ આવ્યું ન હતું. એ ફરિયાદ સાચી હતી કે ખોટી એની ખાત્રી કરવાની પણ કોઈએ તસદી લીધી ન હતી.

આ સંજોગોમાં કેવળ એક ફરજ તરીકે સ્ત્રીઓની શારીરિક તપાસ કરવા આવનાર લેડી ડૉક્ટર લલિતાને આમાંથી શી રીતે મુક્ત કરી શકશે, તેવી શંકા એને આવવાને બદલે એને પસ્તાવો થતો હતો કે પોતાને માંદા થવાની યુક્તિ આજ સુધી કેમ ન સૂઝી? એ નિમિત્તે એ બહાર જઈ શકી હોત અને જે ફરિયાદ લેડી ડૉક્ટર સમક્ષ કરવાનું વિચારી રહી હતી તે આ



અગાઉ ક્યારનીય કરી શકી હોત? સંસ્થામાં દરરોજ એક કલાક આવીને દવા આપી જતા ડૉક્ટરનું તો ગૃહમાતા-વિરુદ્ધ ફરિયાદ સાંભળવાનું ગજું ન હતું એ કારણે જ લલિતાને આંદગીના ઢેગની યુક્તિ નહિ સૂઝી હોય. પરંતુ પોતાને પેટમાં ભારે દુઃખે છે તે સતત્ ફરિયાદ કરીને મોટી હૉસ્પિટલમાં લઈ જવાની માગણી જરૂર કરી શકત. એ યુક્તિ લલિતાને હવે સૂઝી આવી હતી એટલે કોઈ કારણવશાત્ લેડી ડૉક્ટરનું અહીં આવવું મુલતવી રહે તો એ અજમાવવી તેમ પણ એણે મનથી નક્કી કર્યું હતું.

જો કે એને એવી શ્રદ્ધા બેસી ગઈ હતી કે પ્રભુ એને સહાય કરવા સુધાકુમારીને મોકલી રહ્યો હતો એટલે એનું આગમન મુલતવી રહેવાનું ન હતું. કદાચ ગૃહમાતા તે વખતે હાજર રહે તો હું કહીશ કે શરીર ખુલ્લું કરતાં મને શરમ આવે છે માટે એમણે બહાર જવું. મારે એમની સાથે ક્યાં વાત કરવી હતી કે અવાજ બહાર સંભળાવાનો હતો. લખી રાખેલો કાગળ જ ધીમેથી લેડી ડૉક્ટરના હાથમાં સરકાવી દઈશ અને કહીશ કે એ વાંચીને મને અહીંથી છોડાવવાનું પુણ્યકાર્ય જરૂર કરજો. અઠવાડિયામાં નહિ છોડાવો તો હું આપઘાત કરીશ એમ છેલ્લે લખીશ એટલે એ ઢીલ પણ નહિ કરે.

સુધાકુમારી માટે આવી સંસ્થાની મુલાકાત લેવાનો પહેલો પ્રસંગ હતો. માતૃછાયાની પરોપકારી પ્રવૃત્તિ વિષે એમણે ઘણું ઘણું સાંભળ્યું હતું. એથી લલિતાએ ગભરાટ સાથે ખિસ્સામાં ચોરી છૂપીથી રાખેલ પત્ર કાઢીને એમના હાથમાં મૂક્યો ત્યારે એ આશ્ચર્ય પામી ગયાં. ગૃહમાતા બીજા ખંડમાં બેઠાં હતાં એટલે લલિતાએ ઈશારત કરી આ અંગે કંઈ ન બોલવા સૂચવ્યું. પોતાનો એ પત્ર વાંચતાં હોય અને ઓચિંતાં ગૃહમાતા આવી પહોંચે તો પોતાની બાજી ધૂળ મળી જાય માટે સુધાકુમારીએ શરૂઆતની થોડી લીટીઓ વાંચી તેથી પોતાનો હેતુ સરી ગયો હોય તેમ લલિતાએ કાનમાં ધીમેથી કહ્યું : 'નિરાંતે પછી એ વાંચજો. મોટાં બહેન કાગળ જોયાં છે, એ જાણી જશે તો બાજી ધૂળ મળી જશે!'

સુધાકુમારીને પત્ર પૂરો વાંચવાની જરૂર પણ ન હતી. પહેલી જ લીટીમાં એણે લખ્યું હતું કે, કોઈ પણ હિસાબે મને અહીંથી છોડાવો. શુભ્ર આકાશમાં એકાએક વાદળ ચડી આવે તેવી સ્થિતિ લેડી ડૉક્ટરની થઈ. દુઃખી સ્ત્રીઓનું સંસ્થા પિયર છે તેમ એની માન્યતા હતી. એમની ઇચ્છાથી એ આવે છે અને એની ઈચ્છામાં આવે ત્યારે એ જઈ શકે છે. એને બદલે આ સ્ત્રી 'મને છોડાવો' એ જાતની માગણી કેટલા ગભરાટ સાથે કરતી હતી? અને તે હકીકત ભયની મારી એ છુપાવતી હતી! સુધાકુમારી એ વિમાસણમાં એને પૂરી તપાસી શકી પણ ન હતી અને બીજી બહેનો કરતાં એનામાં ઓછો સમય ગયો. એ બહાર નીકળી અને બીજી બહેન અંદર દાખલ થઈ તેથી ગૃહમાતાને વહેમ પણ ન પડ્યો કે લલિતાએ પોતાના વિષે કંઈ ફરિયાદ કરી હતી. સુધાકુમારી તે પછી બાકી સ્ત્રીઓને તપાસતી રહી તે સમય દરમિયાન વિચારતી રહી કે લલિતાને છોડાવવી શી રીતે? એને શી ફરિયાદ હતી? અને તેમાં કેટલું તથ્ય હતું?

ડૉક્ટર તરીકે એને સ્ત્રીઓના પરિચયમાં આવવાનું બન્યું હતું, તેમાં કુંવારી અવસ્થામાં અને વિધવા અવસ્થામાં ગર્ભ રહેલી સ્ત્રીઓના કિસ્સામાં એને ઊંડા ઊતરવાના પ્રસંગ બન્યા હતા. એ દરેક કિસ્સામાં પુરુષે એને ફસાવી હોય તેવું પણ જોવા નહોતું મળ્યું. જાતીય વૃત્તિના પ્રબળ આવેગને લીધે સ્ત્રી પોતે એનો ભોગ બની હોય તેમ પણ જોવા મળ્યું હતું. એવા એક કિસ્સામાં કુંવારી છોકરીએ એનો દોષ ખોટી રીતે એના સગા ભાઈ ઉપર નાખ્યો! એ સાંભળી એનો ભાઈ જે પોકે પોકે રોયો હતો અને ગુસ્સામાં ને ગુસ્સામાં બહેનને તેણે જે જોરથી તમાચા માર્યા હતા, તે સુધાકુમારીથી સહ્યા ગયા ન હતા. પરંતુ જ્યારે એમાંથી છેવટ બહેનની નાલાયકી પુરવાર થઈ ત્યારે

એને ભાઈએ ઓડી મારી હતી તેમ વસ્યુ હતુ—ચોરી ઉપર આટની નફ્ટાઈની શિરજોરી ! પરિણામે, લનિતાની ફરિયાદની ખાત્રી કર્યા વિના માની લેવાની એની તૈયારી પણ ન હતી પરંતુ કોઈ યુક્તિ શોધી કાઢીને એને એકાતમા મળવુ અને તેની ફરિયાદમા તથ્ય હોય તો એને મુક્ત કરાવવી હજુ બીજા બે દિવસે એની કામગીરી પૂરી થવાની હતી એટલે ત્યા સુધીમા પોતે કોઈ ઉપાય શોધી કાઢશે, તે ગણતરી સાથે આજનુ કામ એણે પૂરુ કર્યું

ગૃહમાતાએ પૂછપરછ કરતા કહ્યુ 'આજે તમે જેટલી બહેનો તપાસી તે ઉપરથી તમને આરોગ્ય અંગેનો કેવો ખ્યાલ બધાયો ?'

સુધાકુમારીનુ ચિત્ત આરોગ્યમા ન હતુ એટલે એમણે કહ્યુ 'હજુ ત્રીજા ભાગની સખ્યા તપાસી છે એટલે કોઈ અદાજ બાધવો વાજબી ન ગણાય ' અને તે ઘડીએ જ એને યુક્તિ સૂઝી ગઈ હોય તેમ ઉમેર્યું આજની તપાસણીમાથી બે સ્ત્રીઓને મારે હૉસ્પિટલમા વધુ તપાસ માટે લઈ જવી પડશે રકીનીગર્માં જોઈ લઈને વધુ ખાત્રી કરવાની જરૂર લાગી છે ' લલિતાનુ નામ પહેલુ દેવાથી ગૃહમાતાને કદાચ વહેમ જાય તેમ માની એણે બીજુ યાદ હતુ તેમાથી એક નામ દીધુ અને તેના અંગેની ઉપજાવી કાઢેલી વાત પતાવ્યા પછી આત્મીયતા બતાવતા એણે જણાવ્યુ 'અમુક સ્ત્રીઓ બાબત છેવટ તમારી સાથે બેસી મારે પૂર્ણ ઇતિહાસ પણ જાણવો પડશે દાખના તરીકે આજની તપાસણીમા લનિતાના ગુહ્ય અંગો જોતા એની વધુ તપાસણી કરવાની જરૂર લાગી છે તમને એના વિષે શી માહિતી મળેની છે ? એનો પતિ વિમાર્ગે ગયો હોય તો એથી એને એ રોગના ભોગ થવુ પડ્યુ હોય, અગર એ પોતે વિમાર્ગે ગઈ હોય, તેમાથી ભોગ થઈ પડી હોય ?

ગૃહમાતાને લનિતાનો ઉલ્લેખ થયા છતા કઈ વહેમ ન આવ્યો સુધાકુમારી કેવળ વૈદ્યકીય રીતે વાત કરી રહી હતી તેમ માની એમણે જે હકીકત હતી તે જણાવતા કહ્યુ 'એ સ્ત્રીનો જ એમા દોષ છે પરંતુ એને આ રોગ છે તે વાત એણે મારાથી છુપાવી છે પરંતુ તમે મને કહો છો ત્યારે એની કઈ નવાઈ લાગી નથી. એનો પતિ ઘણો સજ્જન માણસ છે પરંતુ જાતીય વૃત્તિના આવેગમા ભાન ભૂની એણે ઘરના નોકર સાથે આડો વ્યવહાર બાધ્યો હતો . '

આશ્ચર્ય પામતા સુધાકુમારીએ કહ્યુ . 'ઘાટી સાથે ભાગી જવાની વાત ! બાઈ ઉજળિયત વર્ગની લાગે છે જાતીય સબધ ઘાટી સાથે બાધે તે હુ સમજી શકુ, પણ એનુ ઘર શી રીતે માડી શકે ? એ એવા વર્ગ સાથે રહી જ શી રીતે શકે ?'

ગૃહમાતા : 'આપણી બહેનો કુમાર્ગે જાય છે ત્યારે પોતાનુ હિત જ ભૂની જાય છે એ લોકો એટના હજુ સજ્જન કે બાઈ ભવિષ્યમા દુખી ન થાય માટ આ ભ્રષ્ટાચાર જાણતા એને અહી મૂકી ગયા બાઈના હાથના લખેના કાગળો મને વચાવ્યા આટલી હદે જનાર સ્ત્રીનો એ હવે વિશ્વાસ કરવા તૈયાર નથી—કેલે પાછલે બેસીને એ ધણીને ઝેર આપીને મારી નાખે તો ? પછી એ લોકોએ છૂટાછેડાનો દાવો માડ્યો અને તે એમને મળી ગયા છે બાઈને ખાધાખોરાકી બાંધી આપી છે એમને એટનો સતોષ છે કે એનુ જીવન ધૂળધણી થતુ બચી ગયુ છે અને સસ્થાના વાતાવરણમા રહીને જો એ પોતાનુ જીવન નવેસરથી ઘડશે તો નવજીવન પ્રાપ્ત કરશે '

સુધાકુમારી : 'નવજીવન પ્રાપ્ત કરતા પહેના એણે આ રોગમાથી સાર મુક્ત થઈ જવુ પડે નહિ તો એનુ તો એનુ પણ બીજાનુ જીવન ધૂળ કરે અને આવા રોગમાથી મુક્તિ ન મળે તો ગર્ભ ધારણ કરવાની શકયતા પણ ઓછી રહે અને એ રીતે પણ પતિના જીવનમા પ્રબળ અસતોષ પ્રગટે '

ગૃહમાતા પોતાના તરફનો અસતોષ વ્યક્ત કરતાં બોલ્યા 'હુ તો હજુ આ પહેની વખત જાણુ છુ કે એને આવો કોઈ રોગ છે વિકૃત માનસ લઈને આવેની સ્ત્રીઓ સાથે કામ લેવુ કેટનુ અઘરુ હોય





છે તે તો તમે ડૉક્ટર છો એટલે સારી રીતે સમજી શકશો.'

ગૃહમાતાનો વિશ્વાસ જીતી લેવાની ગણતરીએ સુધાકુમારીએ કહ્યું : 'હૉસ્પિટલમાં એને પૂરી તપાસીને ખાત્રી કર્યા પછી હું તમને કહી શકીશ કે એનો એ રોગ કેટલો જૂનો છે, અસાધ્ય છે, અને નવજીવન માટે એમાં કેટલા ટકા આશા છે. મને લાગે છે કે સમાજકલ્યાણ મંડળ દાક્તરી તપાસની આ એની કાર્યવાહી ભવિષ્યમાં ચાલુ ન રાખે તો પણ તમારે સંસ્થાગત ચાલુ રાખવી જોઈએ. કોઈ લગ્ન કરવા તૈયાર થાય તો-એને ચેતવી શકાય અને એનાં પરિણામની જાણ કરી શકાય. પછી કોઈ સમજી-બૂઝીને પરણે તો એને પસ્તાવાનો વખત ન આવે અને દુઃખી પણ ન થાય.'

ગૃહમાતાને તો જાણે લલિતાનો ચોટલો પોતાના હાથમાં સજ્જડ આવતો હોય તેમ છૂપો આનંદ થયો. જ્યારે સંસ્થાની ત્રણ સ્ત્રીઓને હૉસ્પિટલમાં લઈ જવાની થઈ ત્યારે એમને સાથે જવાની જરૂર ન લાગી. એક મેટ્રનને સાથે મોકલી હતી. પોતે પછી ડૉક્ટર સાથે ફોનથી વાત કરીને હકીકત મેળવી લેશે તેમ એમણે માન્યું હતું. ગૃહમાતા સાથે નહોતાં આવ્યાં એટલે લલિતાનો હરખ માતો નહોતો. એ પોતે સુધાકુમારીને જ વળગી પડશે કે મારી નાખશો તો પણ હું તમારું રક્ષણ મૂકી પાછી, સંસ્થામાં જવાની નથી! અને તે હર્ષ તે છુપાવી શકી પણ નહિ. હૉસ્પિટલ એવડી મોટી હતી અને એની સાથે આવેલાં ત્રણ જણ ત્રીજા ખંડમાં એટલાં દૂર બેઠાં હતાં કે એ ગમે તેટલી જોરથી વાત કરે તો પણ એમને કાને વાત જાય તેમ ન હતી. સુધાકુમારીના પગ પકડીને એમના ચરણમાં બેસી પડતાં લલિતા બોલી : 'જેલમાંથી તમે મને દોઢ વર્ષમાં આ પહેલી વખત બહાર કાઢી છે અને તેથી હવે હું એમાં કોઈ ઉપાયે પાછી જવાની નથી.'

સુધાકુમારીએ એને પકડીને ઊભી કરી અને પોતાની સામે ખુરસીમાં બેસાડતાં કહ્યું : 'રડવાથી તો કંઈ માર્ગ નીકળવાનો નથી. એક વખત રડવું બંધ કરી આંખ લૂછી નાખ અને દિલ ખોલીને મને સાચી વાત કહે. પછી એવું ના બનવું જોઈએ કે હું જૂઠી પડું ને મારે મૂર્ખ બનવા વખત આવે.'

પાલવ વડે આંસુ લૂછતાં લલિતા બોલી : 'મારા વહાલામાં વહાલા ધણીના સોગન ખાઈને કહું છું કે હું એક અક્ષર જૂઠું નહિ બોલું.'

સુધાકુમારીએ એની તાવણી શરૂ કરતાં કહ્યું : 'જૂઠથી' તો તેં શરૂઆત કરી. તારે અત્યારે તો ધણી છે નહિ. છૂટાછેડા થઈ ગયા છે. અને તું એને બેવફા નીવડી હતી, પછી એ તને વહાલો હતો તેમ શી રીતે કહેવાય?'

સુધાકુમારીએ માન્યું હતું કે એ સાંભળીને એ છોભીલી પડી જશે, પણ એના મોં ઉપર એવો કોઈ ભાવ પલટાવાને બદલે જાણે એટલી જ નિર્દોષતાથી કહી રહી હોય તેમ બોલી : 'મોટાંબહેને મારી વાત તમને કરી લાગે છે.'

એની આંખમાં આંખ પરોવતાં સુધાકુમારીએ પૂછ્યું: 'એમણે કહ્યું છે તે જૂઠું તો નથી ને?'

'ના.' લલિતાએ સહેજ પણ ડઘાયા વિના ઉમેર્યું: 'હું કહું છું તેય સહેજ પણ જૂઠું નથી.'

એનો અંતરનો રણકો સુધાકુમારીને સ્પર્શી ગયો હોય તેમ એને સ્વીકારી લેતાં એણે કહ્યું: 'સારું, વાત આગળ કર.'

'સાચું કહું છું, ડૉક્ટરસાહેબ, હું મારા ધણીને શરીરે બેવફા થઈ છું તે વાત કબૂલ કરું છું, પરંતુ અંતરથી હું તેને બેવફા નથી થઈ. એ મને વહાલા છે, સૌથી વધુ વહાલા છે, પરંતુ મારી એ વાત કોઈના માનવામાં આવતી નથી, ઘરનાંએ ના માની અને માતૃછાયામાં મોટાંબહેનેય એને હસી કાઢી. કાં તો હું પાગલ હોવી જોઈએ, કાં ધૂર્ત! હું પાગલ નથી તેમ ધૂર્ત નથી; પંડિત નથી કે મૂર્ખ પણ નથી. મારા હૈયાને જો તમે માનો તો આ સાચી વાત છે. ડૉક્ટરસાહેબ, તમને જ પૂછું, શરીર

અને હૈયું જુદાં જુદાં છે કે એક? એકની ભૂખ એક જ હોય છે કે જુદી જુદી? હું તો માનું છું કે એ એક જ વસ્તુ નથી, હૈયાની ભૂખ મારા ધણીથી સંતોષાઈ છે, પણ શરીરની ભૂખ એથી તૃપ્ત થઈ નથી. જો થતી હોત તો હું ખાત્રીથી કહું છું કે હું એમને બેવફા ન નીવડી હોત આ હું સારું નથી કરતી એમ જાણ્યા છતા હું તે માર્ગે ગયા વગર નથી રહી મારી આ વાતને કોઈનો ટેકો છે કે નહિ તેનીય મને ખબર નથી, પણ જો તમે મારામાં વિશ્વાસ મૂકો તો, હું કહું છું તે અંતરથી કહું છું, એમાં કંઈ બનાવટ નથી, કંઈ જૂઠું નથી. અત્યારે પણ મારા અંતરથી કોઈ સૌથી વહાલું હોય તો તે ધણી છે, માનશો તમે ડૉક્ટરસાહેબ?'

સુધાકુમારીને એ ગળે શી રીતે ઊતરે? પણ એક વસ્તુની એને પ્રતીતિ થઈ ગઈ કે લલિતા જે બોલતી હતી, માનતી હતી, એ પાછળ એના પૂરતી દિલમાં સચ્ચાઈ હતી. એ બનાવટ કરતી ન હતી બનાવટ કરનારના મો ઉપર બાળ-સહજ નિર્દોષતા ન હોઈ શકે, કુશળ અભિનય કરનાર નટને માટે પણ આટલો ભાવ લાવવો સહજ ન હતો. એનો પડઘો પાડતાં એણે કહ્યુ: 'તમે સાચા દિલથી કહી રહ્યાં છો, તે હું સ્વીકારું છું.'

'શું સ્વીકારો છો?' જાણે એ પોતે ખોવાઈ ગઈ હોય તેમ એણે સામું પૂછ્યું.

દોઢે વર્ષે એને પ્રથમ સહૃદયતાપૂર્વક વાત સાંભળનાર મળ્યું હતું એટલે એ અતિ ઉલટમાં મન સ્વસ્થ ન રાખી શકે તે ખ્યાલમાં રાખી સુધાકુમારીએ શાંતિથી જવાબ આપ્યો:

'તમે જે કહી રહ્યાં છો તે તમારા વહાલામાં વહાલા ધણીના સોગનથી કહી રહ્યાં છો તેમાં જૂઠું બિલકુલ નથી.'

'હું તમને, ડૉક્ટરસાહેબ, ખાત્રી કરાવી આપીશ મને પૂરો વિશ્વાસ છે કે મારા ધણીને કાયદેસર મારી સાથે હવે કંઈ સંબંધ નથી, છતાં હું પત્ર લખીશ એટલે તે મને એમના ઘરમાથી છાના જરૂર મળવા આવશે. તમારી રૂબરૂ એ કબૂલ કરશે કે મારું એમના ઉપર વહાલ છે. એમનું ચાલ્યું હોત તો એ છૂટા-છેડા ન લેત .....'

'પણ કહે છે ને કે તમે જ એમનાથી છૂટા થવા માગતા હતાં. ઘાટી સાથે નાસી જવા માગતાં હતાં. પછી એ છૂટાછેડા ન લે તો શું કરે?'

'છી! છી! છી! હું ઘાટી સાથે નાસી જવા માગતી હતી તે જુઠાણું છે. ઘરનાંએ એ ફેલાવ્યું છે અને મોટીબહેને તે માની લીધું છે.'

'પણ તમારે એ ઘાટી સાથે સંબંધ હતો તે તો સાચું ને?'

'બસ, એ ગુના બદલ જ બધાંએ મને કોહેલી કેરીની માફક ફેંકી દીધી છે.'

'પણ એમાં કોઈનો દોષ કેમ કહાય? એ તો કોઈ પણ માણસ ન વેઠી શકે. મારા ભાઈનાં તમે વહુ હો તો હું પણ એ જ રીતે તમને ફેંકી દેવાની સલાહ આપું.'

'મારો દોષ ન હોય તો પણ? હું સ્ત્રી છું. સ્ત્રીમાં જેમ ભગવાને હૈયું મૂક્યું છે તેમ કામ મૂક્યો છે તમારા ભાઈ એ સંતોષવાની શક્તિ ન ધરાવતા હોય તો એમણે પરણવું ન જોઈએ. તમારા જેવાં ફેંકી દેવાની સલાહ આપનારે એમને ન પરણવાની સલાહ પહેલી આપવી જોઈતી હતી.'

'તમારા પતિ નપુંસક છે?'

'એવું તો ના કહેવાય, પરંતુ બાળલકવાનો નાનપણમાં ભોગ થઈ પડેલા એટલે પગે અપંગ છે અને શરીરે અશક્ત છે. બુદ્ધિએ સતેજ અને હૈયે સમૃદ્ધ છે એટલે એમણે મારું અંતર ભરી દીધું છે; પણ શરીર ખાલીખમ રહ્યું હતું.'

'એવા પુરુષ જોડે ખરી રીતે તમારાં માબાપે તમને પરણાવવાં ન જોઈએ'

'માબાપ ગરીબ અને પૈસાનાં લાલચુ એટલે એમણે તે ન જોયું.'

વાતનો સાર પામી જતાં સુધાકુમારીએ પૂછ્યું: 'માત-





છાયામાં તમે આવ્યાં હતાં કે એ પરાણે મૂકી ગયા હતા ?'

'એ લોકોએ ગોઠવ્યું અને મેં તે સ્વીકાર્યું.'

'શું સમજીને સ્વીકાર્યું ?'

'સાસરિયાં સંઘરવા માગતાં ન હતાં, પિયરિયાં મારાથી મોટાં પાપી હતાં, સંસ્થા કંઈક સુખી કરશે તે આશાએ આવી હતી. એ જેલ છે તેમ તો ત્યાં આવ્યા પછી અનુભવ થયો. જેલમાંથી મુદત થયે છોડીય મૂકે, જ્યારે આ તો આજન્મ જેલ, છૂટવાની કોઈ મુદત જ નહિ.'

'તમારે છૂટવું હોય તો એ શું કામ પૂરી રાખે? તમે જાઓ તો એમને માથેથી એક જણની જવાબદારી ઓછી થાય. છતાં એ તમને રોકતાં હોય તો એ પાછળ કારણ તો હશે ને ?'

'હા, મોટાંબહેન કહે છે કે તમે બહાર સ્વતંત્ર રહો તો કુમાર્ગે ચડી જવાનો વધુ ભય છે. કુટુંબ ભેગાં હતાં છતાં તમારી જાતને ન સાચવી શક્યાં તો હવે તમારી ઉપર કોઈ બંધન ન રહ્યું, તે સ્થિતિમાં તમે ગુંડા લોકોના હાથમાં સહેજે ફસાઈ જાવ અને તમારું જીવન ચૂંથાઈ જાય.'

'એમની એ વાત કાઢી નાખવા જેવી નથી. તમે જ કબૂલ કરો છો કે તમારું શરીર ભૂખ્યું છે.'

'પણ હું ફસાઈ જાઉં તેમ એકલી રહેવા માગતી નથી. મને બીજી સંસ્થામાં જવા દો. મારા ધણી તરફથી મને ૭૫ રૂપિયા મળે છે એટલે કોઈ સંસ્થાને હું ભારે પડવાની નથી. પરંતુ કેવળ મને જેલમાં પૂરી રાખે તેવી સંસ્થામાં મારે નથી રહેવું'

'તમે માનો છો એમ પૂરી રાખવામાં સંસ્થાને શો ફાયદો છે ?'

'ઘણો. એક તો વગર પગારની હું ભઠિયારણ એમને મળી છું. એ કામગીરી મારે બીજી કોઈ જગાએ કરવાની હોય તો ખાનાપીતાં પચ્ચાસ રૂપિયા મને પગાર મળે, એને બદલે મને પગાર આપવાનો નહિ, મારા ખર્ચના રૂપિયા દર મહિને ૭૫ મળે તે નફાના અને હું જાણતી નથી, પણ મને વહેમ છે કે મને રાખવા બદલ સરકાર તરફથી સંસ્થાને ગ્રાન્ટ પણ મળતી હશે.'

'જો તમે કહો છો તે સાચું જ હોય તો આ તો એક પ્રકારનું કાળું બજાર જ થયું કહેવાય!'

'માટે તો એ મને છોડવા તૈયાર નથી.'

'તમે તો હોશિયાર છો, સંસ્થામાં બીજાં કામ પણ હશે, શું કામ તમારો વિકાસ થાય તેવું કામ નથી માગતાં ?'

'એવું કામ મને આપ્યું હોત તો મારે ફરિયાદ જ ન રહેત, હું સંસ્થામાં કાયમ પુરાઈ રહી, ભઠિયારણ બનવા નથી આવી, જે ધણીને હવે મારી સાથે કંઈ સંબંધ નથી તેને આખી જિંદગી ભા-રૂપ પણ બનવા માગતી નથી હું સાધ્વી થઈ શકું તેમ નથી. કોઈ સામાન્ય માણસનું ઘર લઈને બેસી શકું તેવી હું સારી સ્ત્રી છું. હલકટ સ્ત્રી નથી. પરંતુ મોટાંબહેન કહે છે કે તારા વર્તનથી તું જ્યાં સુધી અમને ખાત્રી ન કરાવે ત્યાં સુધી તને બીજું કામ સોંપી શકાય નહિ, તું બીજાને પણ ન બગાડે તેની શી ખાત્રી ? અને પરણીને બીજાને તું વફાદાર રહીશ તે અમે શા આધારે કોઈને કહી શકીએ ? વખત આવ્યે અમે તારી ઇચ્છા પૂરી કરીશું. પણ મને નથી લાગતું કે ત્યાં રહેવાથી મારી ક્યારેય મુક્તિ થાય. જે બહેનો ત્યાં આવે છે તેના ઉપર છૂપી પોલીસની માફક ચોકી રાખવમાં આવે છે અને જે કંઈ વાત અંદર અંદર કરીએ તે તરત એમની પાસે પહોંચી જાય છે. આ દુઃખ, તો જેલમાં પણ નહિ હોય તેમ માનું છું.'

'હું ફોન કરીને મોટાંબહેનને બોલાવું તો એમની રૂબરૂ તમે આ બધું કહેશો ?'

'એક શરતે.'

'શી ?'

'મને કોઈ ઉપાયે સંસ્થામાં એ લઈ જવા માગે તો પણ તમારે રક્ષણ આપવાનું.'

જાણે એ સ્વીકારી લીધું હોય તેમ વગર બોલ્યે સુધાકુમારીએ ટેબલ ઉપરનો ફોન જોડ્યો. મોટાંબહેને તે

લીધો એટલે એણે કહ્યું : 'લલિતા સંસ્થામાં આવવાની ના પાડે છે અને તેને જેલની જેમ પૂરી રાખવામાં આવી છે તેમ કહીને મારું રક્ષણ માગે છે. આ સંજોગોમાં મારે શું કરવું તે તમે જ કહો ?'

મોટાંબહેન ખિજાઈને બોલ્યાં : 'એને સીફીલીસનો રોગ છે તે તો ત્યારે તમારું જૂઠાણું ને ?'

'એ બાબતમાં હું લાચાર છું. હું ત્યાં આવી ત્યારે તમારાથી બીતાં બીતાં એણે મને પત્ર આપ્યો હતો. એમાં ત્યાંથી છોડાવવા મને વિનતિ કરી હતી. એને તમારી છાયાથી દૂર ન મળું ત્યાં સુધી એને શું કહેવું છે તેની શી રીતે ખબર પડે ?'

'એણે વ્યભિચારની વાત તો કબૂલી છે ને ?'

'હા, પણ એ બદલ એના ઉપર રીઢા ગુનેગારની છાપ ન મારી શકાય.'

'એનો અર્થ તો તમે વ્યભિચારી સ્ત્રીને સંસ્થામાંથી છોડાવી છૂટો દોર આપવા માગો છો.'

'એના ઉપર જેલરની જેમ વર્તી, સંસ્થાને જેલ બનાવી, તમે વ્યભિચારને નાબૂદ કરી શકશો તેમ હું નથી માનતી. સ્ત્રીની સ્વતંત્રતા સ્ત્રી સંસ્થા જ જો આમ કચડશે તો પછી એની મુક્તિ શી રીતે થશે ?'

'અમે શું એનાં દુશ્મન છીએ કે એને અકારણ બંધનમાં રાખતાં હોઈશું ?'

'માફ કરજો મને, પરંતુ દુશ્મન કે સ્નેહી, કોઈને પુખ્ત ઉમરનાં સ્ત્રી-પુરુષ ઉપર બળજબરીથી બંધન લાદવાનો અધિકાર નથી. સાસરિયાં અને પિયરિયાં સ્ત્રી ઉપર આવી જોહુકમી કરતાં આવ્યાં છે, પણ સ્ત્રી-સંસ્થા રૂપી નવું પિયર પણ આ જ જો કરવાનું હોય તો મારે એમાંથી છોડાવવા લલિતાના પક્ષે ઊભું રહેવું જ પડશે.'

રીસીવર નીચે મૂકી દેતા પહેલાં મોટાં બહેને કહી નાખ્યું : 'ડોક્ટરો જ સમાજમાં ભ્રષ્ટાચાર ફેલાવી રહ્યાં છે, તે હું નહોતી માનતી પણ આજે ખાત્રી થઈ.'

રીસીવર નીચે મૂકી ના દીધું હોત તો સુધાકુમારીએ સામું સંભળાવી દીધું હોત : 'મને પણ આજે ખાત્રી થઈ કે સ્ત્રીનો દુશ્મન સ્ત્રી જ છે !'

પરંતુ એ હકીકત તેમણે સમાજ કલ્યાણ બોર્ડને સ્ત્રીઓના આરોગ્ય અંગેનો રિપોર્ટ મોકલતાં લખી જણાવી અને અભિપ્રાય દર્શાવ્યો કે, સ્ત્રીઓના આરોગ્યની તપાસની માફક સંસ્થાના વહીવટની તપાસ માટે પણ સહૃદયી સામાજિક કાર્યકરોની નિમણુક કરીને દરેક સ્ત્રીને ખાનગીમાં દિલ ખોલવાની વરસમાં બે વખત અગર નિદાન એક વખત તક મળે તેવો શિરસ્તો પાડવો અતિ આવશ્યક છે.

એ સૂચન સ્વીકારશે કે નહિ, તે તો ભવિષ્યમાં જાણ થશે, પરંતુ તાત્કાલિક તો લલિતા એમાંથી છૂટીને સુધાકુમારીનું ઘર સંસ્થા હોય તેમ ત્યાં પહોંચી ગઈ !

★

'પારાશર્ય'

## નિઃસત્ત્વ

વંટોળના વમળમાં નભમાં ચડીને
ઉત્થાનનું નિજ પરાક્રમ છો ગણાવે,
વીંખાય વાયુ પછી હાલહવાલ જોજે,
શોધ્યું ન ક્યાંય જડશે તૃણ એ બિચારું.

★

જેઠાલાલ ત્રિવેદી

## નયન-દંશ

યુવાન, સમજ્યા વિના બન ન મોહમાં પાગલ,
ભલા જલદ ખૂબ છે, નયનબાણ કેરે ફલ;
ભુજંગ-વિષને હણી શકત દક્ષ કો ઈલમી,
મટે નયન-દંશ ના, ચિર રિબાવતો એ ઝમી.

★

હરભાઈ ત્રિવેદી

# ગામડામાં જઈ આવ્યા

આપણા જાણીતા કેળવણીકારે ઊર્મિનાં વાચકો માટે ખાસ લખેલા આ લેખમાં આજના કેળવણીની અધૂરપ અને ખામી બતાવી છે જે માટે તે પૂરેપૂરો અધિકાર ધરાવે છે. આપણી કેળવણીમાં આમૂલાગ્ર પરિવર્તન આવે એ જ આપણી સાચી અને સારી પ્રગતિ ગણાય...

આમ તો ગામડામાં ફરવાનો મારો શોખ જૂનો છે. જ્યારે જ્યારે ગામડાની સાથે સંપર્ક ધરાવનાર કોઈપણ અમલદારને ત્યાં જવાનું થતું ત્યારે ત્યારે ગામડામાં ફરવા માટે તેમને હું મારી સાથે ઉપાડતો. એટલે ખરી રીતે કહું તો છેલ્લાં ત્રીશેક વર્ષ દરમ્યાન કેવળ ગુજરાત કાઠિયાવાડનાં નહિ પરંતુ બીજા પ્રાંતોનાં પણ અનેક ગામડાંઓમાં હું રખડ્યો છું. એવી રખડપટ્ટીઓની શરૂઆત કુતૂહલથી કરેલી પરંતુ પછી તો ચિત્રવિચિત્ર અનુભવો થવા લાગ્યા અને એ અનુભવો મારી જાતને અને મારા સામાજિક વ્યવહારને વધારે સમૃદ્ધ બનાવવા લાગ્યા. હમણાં વળી પાછું એવું જ બન્યું.

એક મારા મિત્ર છે. એ કેળવણીખાતામાં કામ કરે છે. વસુલાતખાતાના, પોલીસખાતાના અને કોઈપણ ખાતા વિનાના સમાજસેવા કરનારાં ભાઈબહેનો સાથે ફરતી વખતે જે અનુભવો થાય તેનાથી જુદા જ પ્રકારના કેળવણીખાતાના માણસ સાથે ફરતા થાય છે. એ મિત્રને પોતાના કામે થોડાંએક ગામડાં ફરવા હતાં. મેં એ તકનો લાભ લીધો. શહેરથી દૂર એક મોટા ગામડાના સ્ટેશનથી ભાડુતી મોટર વાહનની વ્યવસ્થા કરવામાં આવી અને તે જ સ્ટેશને મોડી રાત્રે જે ગાડી મળવાની હોય તે ગાડીએ પહોંચાડી દેવાની શરતે અમારી ચારેક જણની એક નાની મંડળી ગામડામાં રખડવા ઊપડી. એક હું, એક મોટા અમલદાર, એક એનાથી નાના અમલદાર અને એક સામાન્ય મનુષ્ય કહીએ એવા ભાઈ એમ અમે ચાર જણા હતા. આ વખતે જે અનુભવો થયા તે શબ્દબદ્ધ કરવા માટે પરિચયમાં આવેલી વ્યક્તિઓને કેન્દ્રમાં રાખી અહીં લખવાનો પ્રયત્ન કરવા ધારું છું.

'કેમ સુબોધભાઈ! અમારી સાથે ગામડામાં ફરવાનું ફાવશે ને?' પેલા નાના અમલદારે સ્મિત કરીને મને સવાલ પૂછ્યો. તેમના પ્રશ્નને હું સમજી શક્યો નહીં એટલે મેં સામો પ્રશ્ન પૂછ્યો, 'કેમ એવો પ્રશ્ન પૂછવો પડ્યો?' એ ભાઈ જરા હસ્યા અને બહુ જ શાંતિથી જવાબ વાળ્યો કે, 'જુઓ સુબોધભાઈ! જેવા તેવા પણ અમે રહ્યાં અમલદાર, લોકો અમારું સ્વાગત કરશે તેમાં તમોને ખુશામત દેખાશે. લોકોને અમે કામ ચીંધશું તેમાં તમને અમારી સત્તાનું દર્શન થશે. ક્યાંક વધારે વખત રોકાશું તો તેનો તમે જુદો જ અર્થ કાઢશો. ક્યાંઈક થોડું પણ રોકાયા વિના ભાગશું એમાં તમે અમારી તોછડાઈ જોશો. કોઈ એક શિક્ષકની ચોક્કસાઈ તપાસવા માટે ઊંડા ઊતરશું તો તેમાં દબાવતા હોઈએ એવી ગંધ તમને આવશે. તમે શિક્ષણકાર તો છો જ અને વળી લોકો તમને લોકસેવક તરીકે પણ ઓળખે છે. ખરી રીતે કહીએ તો તો આજે અમારે તમારી પરીક્ષામાંથી પાસ થવાનું છે. પરંતુ રખેને અમને પણ અન્યાય થઈ જાય તેવો ભય રહેવાથી આટલી સ્પષ્ટતા કરવાનું મેં ઉચિત ધાર્યું છે.' આટલું બોલીને તેમણે પેલા મોટા અમલદારની સામે જોયું. મોટા અમલદાર થોડું મૂછમાં હસ્યા અને સમ્મતી બતાવતા હોય એમ ધીમેથી માથું હલાવ્યું. મેં એ બન્ને અમલદારોને ખાત્રી આપી કે હું કેવળ એક જિજ્ઞાસુ તરીકે તેમની સાથે જઈ રહ્યો છું. અને મારું અવલોકનનું કાર્ય સંપૂર્ણપણે તટસ્થ રહે તેવો પ્રયત્ન કરવાનો છું. વાતો ચાલતી હતી ત્યારે વાહન તો પૂરઝડપે ચાલી રહ્યું હતું. એકાએક મને જણાવવામાં આવ્યું કે હવે અમે એક નાના ગામની નજીક પહોંચ્યા છીએ અને ત્યાં શાળાના મકાન સાથે વધારવામાં આવેલા એક નવા ઓરડાની તપાસ કરવાનું કામ કરવાનું છે.

ગામ નદી-કિનારે હતું અને શાળાનું મકાન પણ નદીતટે જ બાંધવામાં આવેલું. અમારી મોટર ત્યાં ત્યાં ઊભી રહી.

નિશાળનો વખત નહીં થયો હોય એટલે કે બીજા કોઈ કારણસર શાળાના મકાનને તાળું જોયું. મોટરના ભુંગળાને સાંભળીને છોકરાનો ઘેરો અમારી આસપાસ ભેગો થઈ ગયો હતો. તેમાંથી કોઈક પહોંચ્યું રામશંકર માસ્તરને ત્યાં. શાળામાં કોઈ મોટા માણસો આવી પહોંચ્યા છે એવી વાત કોઈ છોકરાએ કહી હશે એમ જણાયું. કારણ કે રામશંકર માસ્તર હાંફળાફાંફળા તુરત જ દોડતા શાળાના મકાને પહોંચ્યા ૪૦-૪૨ની વયના હશે એવું લાગ્યું. કપડાં મેલાં હતાં. અને જૂના જમાનાનો લાંબો કોટ પહેર્યો. માથે કાળી ટોપી હતી અને એક બાજુએ... તૂટી ગયેલા ડાંડલાને સ્થળે દોરો ભરાવેલા ચશ્માં પડું પડું થઈ રહેલી હાલતમાં નાકે ચડાવેલાં હતાં આવતાં-વેંત જ તેમણે બન્ને અમલદારોને લળી લળીને સલામો ભરી. મોટા અમલદારે આવો વિવેક નહીં કરવાનો આગ્રહ કર્યો અને પગે લાગવા જતા તો આ સુબોધ-ભાઈ છે એમ કહી તેમને મારા તરફ વાળ્યા. રામ-શંકર માસ્તરે મને પણ નીચા વળીને પ્રણામ કર્યા. હું તો મનમાં વિચારી જ રહ્યો હતો. આ ગામ, આ નદીનો તટ, આ સુંદર વાતાવરણ અને એવા જ સ્થળમાં આ ભાગ્યે જ વપરાતું હોય તેવું દેખાતું શાળાનું મકાન. એ મકાનમાં પણ ભાગ્યે જ પોતાની જાતને વાપરતા હોય તેવા રામશંકર માસ્તર. એમને બિચારાને અમલદારોને પ્રણામ કરીને ખુશી રાખવાની ટેવ પડી હશે એટલે હિન્દુ સંસ્કૃતિનો પણ સ્પર્શ થયેલો નહીં એમ સ્પષ્ટતાથી દેખાય. એમને પગે લાગીને સ્વાગત કરવું હોય તો આગંતુકોમાં હું સૌથી મોટો હતો અને દેખાવે પણ પ્રભાવ પાડે તેવો હતો અને છતાં હું તો તેમની નજરમાં આવ્યો જ નહીં. મને એમણે જે પ્રણામ કર્યા તે પણ અમલદારની આજ્ઞાનું એકમાત્ર પાલન જ હતું. પછી તો રામશંકર માસ્તરે શાળાના ઓરડા બતાવ્યા. નવા ઓરડાનું બાંધકામ બતાવ્યું. પોતાની જરૂરીયાતોની વાતો કરી અને હજી તો બાળકો રીતસર કામ ઉપર ચડ્યા નથી એ માટે પોતાનું દુઃખ વ્યક્ત કરતા હોય તેવી લાગણી પ્રદર્શિત કરી. તેમને પૂછતા જણાયું કે તે જૂના જમાનાના તાલીમ પામેલા શિક્ષક હતા. ગામડાની પ્રજા સાથે કેવો પરિચય કેળવ્યો છે એવા એક પ્રશ્નના ઉત્તરમાં એમણે પ્રજા સહકાર આપતી નથી તેવો ગોળગોળ જવાબ વાળ્યો. આ બધા બાળકો અમસ્થાં જ અહીં ટોળે વળી રહ્યાં છે, તો પછી એને શાળાની પ્રવૃત્તિમાં કેમ જોડ્યાં નથી? એ પ્રશ્નનો ઉત્તર આપવામાં એમણે ઘણા ગલીવાંતગીયાં કર્યાં, અને હવે વધારે પ્રશ્નો પુછાશે તો પોતાની સ્થિતિ કફોડી બનશે એ વાત જાણે કે સમજી ગયા હોય તેમ પોતાને ઘેર લઈ જવાનો ચાપાણી અને એમના ઉપર ઉપકાર કરવાનો એમણે આગ્રહ કરવા માંડ્યો મારે ગામડું જોવું તો હતું પરંતુ અહીં બહુ આકર્ષણ દેખાયું નહીં અને આપણા દેશના એક શિક્ષકની આ સ્થિતિ જોઈ મનમાં જરા દાઝ્યો પણ ખરો, એટલે એ ગામ છોડવાનો તે જ વખતે મેં મારો વિચાર પ્રગટ કર્યો. ગામડાનો શિક્ષક પૂરા પૈસા ન મળી શકે તેને લીધે સ્વચ્છતાના આગ્રહમાંથી પણ કેવો શિથિલ બનતો જાય છે, એ વિચારે મને ઘણું દુઃખ થયું. પાણીનો પ્યાલો વીંછળતી વખતે મારી તરફ ડોકું હલાવવા જતાં તેના જમણા હાથના ઝટકાએ જમણી બાજુના ચશ્માવાળો દોરો હચ્યો અને પરિણામે ચશ્માનો કાચ નીચે પડ્યો. એ જો ફૂટી ગયો હશે તો એને ફોડવાનું પાપ અમે કર્યું છે એવી એક વેગવાળી લાગણી આપ મનમાંથી ઉતાર થઈ અને કાચ ફૂટ્યો નથી એમ ખાત્રી થઈ ત્યારે જ મનમાં કરાર વાળ્યો. ધોતીયું તદ્દન મેલું હતું. પગના ચંપલ બન્ને તૂટી ગયેલા હતા. કોટનો રંગ કાળો હતો એટલે તેના ઉપરનો મેલ અદ્દશ્ય રહી શકતો હતો પરંતુ મહિના-ઓથી, કદાચ વર્ષથી એ નહીં ધોયો હોય તેવો મને વહેમ પડ્યો કપાળમાં ચંદનનું ત્રિપુંડ એની આગાહી





કરતું હતું કે પોતાની નજીવી કમાણીની પૂરવણી રૂપે ગામડાનું એ ગોરપદું પણ કરતો હશે. વાતચીતમાં સભ્યતા નહીં પણ ખુશામત હતી. અવાજમાં રણકાર ન-હતો. મનથી વર્ષો થયાં દબાયેલો દેખાતો હતો. અમલદારોને ખુશી કરીએ એટલે બધું જ પતી ગયું એવી માન્યતાએ તેના મનમાં કેટલા ઊંડાં મૂળ નાખ્યાં હશે એનો ખ્યાલ તો અમારી સૌની હાજરીમાં નાના બાળકોને વારેવારે અને છતાં અજાણ્યે એ અવગણ્યા કરતો હતો એ ઉપરથી તુરત જ આવતો હતો, આ દૃશ્યે આનંદ ન આપ્યો; હાસ્ય પણ ન આપ્યું. પરંતુ અંતરમાં એક પ્રકારની વેદના કોતરી ઘડીભર મનમાં એમ પણ થઈ આવ્યું કે થોડો વધારે વખત અહીં રહી જઈએ અને ગામડાના આ દબાયેલા શિક્ષકને આત્મવિશ્વાસની એકાદ નાનકડી ચાવી આપતા જઈએ. પરંતુ એ પણ મનની એક માત્ર ઇચ્છા જ હતી. એમ બતાડવું શક્ય હતું જ નહીં. રામશંકર માસ્તરે નમસ્કાર કર્યા. બાળકોને માથામાં અને વાંસામાં ટપલીઓ મારી થોડું હેત બતાવ્યું અને નદીની રેતમાં ખૂંપી ઊભેલા વાહનમાં બેસી ઊંડા નિશ્વાસ લીધો. વાહન બીજા ગામ તરફ ઊપડ્યું.

'જોયા અમારા શિક્ષકોને !' એમ કહીને ચાલતી મોટરે પેલા નાના અધિકારીએ વાત શરૂ કરી. 'તમે નૂતન શિક્ષણની વાત કર્યા જ કરો; પરંતુ જ્યાં સુધી ગામડાના શિક્ષક સુધી નૂતન શિક્ષણનું હાર્દ પહોંચશે નહીં ત્યાં સુધી તમારી હાલત તો આવી જ રહેવાની છે.' તેમના બોલવામાં થોડુંક દર્દ હતું. પરંતુ સાથે સાથે થોડીક નિરાશા પણ હતી. હું ચમક્યો. શિક્ષકને દોરનારમાં નિરાશા પેસી જશે તો વળી વાત વધારે પ્રમાણમાં વણસશે. મેં કહ્યું: 'જે સ્થિતિ આપણે જોઈ તેની જવાબદારી વધારે પ્રમાણમાં આપણી છે; અને નહીં કે શિક્ષકની. જૂના જમાનાની તાલીમ પામેલો શિક્ષક ગામડાની અજ્ઞાન પ્રજા વચ્ચે સમાજથી કપાયેલો લાંબા વરસ સુધી રહે ત્યારે આજે જોયું તેનાથી બીજું કંઈ જોવાનું મળે એમ હું માનતો નથી. મને તો લાગે છે કે જ્યાં સુધી ગામડાની સામાજિક અને આર્થિક સ્થિતિ સુધરશે નહીં અને જ્યાં સુધી ગામડાંઓ અદ્યતન વ્યવહારોથી કપાયેલા રહેશે ત્યાં સુધી નિષ્ણાત શિક્ષક પણ પ્રમાણમાં ઘણું કરી શકવાનો નથી એવું લાગે છે.' પેલા મોટા અમલદાર મિત્રને આ વાત સાચી લાગતી પરંતુ ઉપાય જડતો નહીં હોવાથી મનમાં મથામણ ચાલી રહેલી હોય તેવી તેના મોં ઉપર સ્પષ્ટ છાપ દેખાતી હતી. મોટર આડી અવળી વાંક લઈને પૂર ઝડપે ચાલી રહી હતી. મોટર હાંકનારો પણ અમારી આ ચર્ચા સમજવા મથતો હોય તેવું ક્યારેક ક્યારેક લાગતું. અને એમ બપોરનો આછી લૂ ખાતા ખાતા અમે એક બીજે ગામ પહોંચ્યા.

અહીં ત્રણ જુવાન શિક્ષકોની મંડળી જોવા મળી. ખરો બપોર હોવાથી ગામડાની શાળામાં કોઈ ચાલુ કામ જોઈ શકાય તેવું તો હતું જ નહીં. પરંતુ શિક્ષકો જે ધમાલ કરી રહ્યા હતા તે ઉપરથી શાળાનો આંક કાઢવો હોય તો એ શાળામાં ઉત્સાહનું મોજું રહ્યાં કરતું હશે એમ કહેવાય. અમલદારોને જે કંઈ પૂછવાનું હતું તે પૂછ્યે જતા હતા. પોતાના જવાબોથી એમને સંતોષ થાય તેવા જાગ્રત પ્રયત્નો એ શિક્ષકો પૈકી મોટો શિક્ષક કરતો હતો તે પણ મેં જોયું. એમની સૂચક દૃષ્ટિ હું કંઈ કેમ પૂછતો નથી એમ કહેવા માગતી હતી. અમલદારોએ શિક્ષકોની પ્રશંસા કરી. એમની જુવાનીને છાજે તેવું કામ કરવાની તમન્ના સેવે છે તેમ પણ કહ્યું. મેં સંમતિ દર્શાવતા આદરસૂચક હાસ્ય કર્યું. એટલે મુખ્ય શિક્ષકમાં થોડી હિંમત આવી. એ કહે, 'સુબોધભાઈ, અમે તમને ઓળખીએ છીએ. પણ તમે તો અમને ક્યાંથી ઓળખો ? અમે તમારી બહુ વાતો સાંભળી છે. તમારાં લખાણો પણ વાંચ્યાં છે. ગામડામાં બેસીને શિક્ષણનો નવી દિશામાં કંઈક કરી છૂટવું છે તેવી આશાથી અહીં આવ્યા છીએ. જુઓ આ નવી

ઢબના નકશાઓ. જુઓ આ બપોર હોવા છતાં ચાર છ વિદ્યાર્થીઓને શાળાનું પરચુરણ કામ કરવા માટે અમે આકર્ષી શક્યા. એક સહકારી હાટ શરૂ કરવાની તૈયારી કરીએ છીએ. શાળાની પાછળની બાજુમાં નાનકડો બાગ બનાવવાની ધારણા છે. ગામલોકોની યથાશક્તિ સેવા કરવા માટે રાત્રી-વર્ગો પણ ચલાવશું. ગામના છોકરાઓ વધારે સારા સંસ્કાર મેળવી શકે એટલા માટે તેમને રાત્રે પણ અહીં રાખવાની યોજના વિચારી રહ્યા છીએ.' હજી પણ આ મુખ્ય શિક્ષક પોતાની વાત આગળ ચલાવત. પરંતુ મેં વચ્ચે જ પૂછ્યું કે 'તમારી પ્રવૃત્તિઓમાં ગામલોકો કેવો રસ લે છે?' એટલે વાત ત્યાં જ અટકી. અમારે પણ નીકળવાનો વખત થઈ ગયો હતો. ઠંડુ પાણી પીધું. શિક્ષકના ચાના આગ્રહને નકાર્યો. એકાએક એકઠા થયેલાં બે ચાર ગામલોકોને નમસ્કાર કર્યા અને ઊપડવાની તૈયારી કરી. અધિકારીઓ ગામલોકો સાથે થોડીક વાતે વળગ્યા અને મારા મનની વિચારમાળા ચોક્કસ આકૃતિ લેવા લાગી.

કેટલાક જુવાન છોકરાઓ અનેક પ્રકારની આશાભર્યા શિક્ષણના ધંધામાં ઝંપલાવે છે. ધંધામાં આવતા પહેલાં એ ધંધો કોઈ સેવાનો ધંધો છે એવી તેમને ખબર નથી હોતી પરંતુ તેને તાલીમ આપનારા આવા જુવાનીયાઓ પાસે આદર્શ રજૂ કરે છે આદર્શને વ્યવહારૂ બનાવવા માટે વિવેકશક્તિ ખીલી ન હોય તો ઘણા આદર્શો આકાશકુસુમવત્ બની રહે છે. તેનો ખ્યાલ તાલીમ આપનારાઓને રહેતો નહી હોય એવો ભય છે. અનેક મહત્ત્વાકાંક્ષાઓથી જીવનની શરૂઆત કરનાર જુવાન શિક્ષકને જોતજોતામાં પછડાટ ખાવા પડે છે. તેવા પછડાટો સામે ટકી રહેવાની તાકાત નહીં મળેલી હોવાથી તેવો જુવાન ન સમજે. તેવી રીતે નિરાશા અને નિરૂત્સાહ સેવનો બને છે. પછીના એના પ્રયત્નો હાર્યો જુગારી બેવડું રમે તેવી કોટિના બનવા લાગે છે. આદર્શો આદર્શો મટીને અંગત ઘેલછા બને છે. વ્યવહાર માંહેની શુદ્ધિ દબી જઈને મતાગ્રહો સ્થાન લેવા માંડે છે. ઘેલછા અને મતાગ્રહોનું મિશ્રણ સમાજમાં અને શિક્ષણના ધંધામાં શંકા અને દ્વેષનું વાતાવરણ જન્માવે છે. અને આવી આંધીઓમાં અટવાયેલો શિક્ષક શિક્ષણ દ્વારા કશું સાધી શકતો નથી. શિક્ષક પોતે હારે છે અને ધંધાને પણ હરાવે છે. ત્યાં તો 'ચાલો સુબોધભાઈ મોડું થશે' એવા અવાજે મારી વિચારમાળા અટકાવી અને અમે મોટરમાં ગોઠવાયા.

★

'સુધાંશુ'

## સહુ શું હળીમળી જીવ રહેના

મારે દુ:ખદંરદ અહીં શેના?
સહુ શું હળીમળી જીવ, રહેના!
જ્યોત ન હોય તો અંધાર-સેના,
રાત બને સુજ મેના;
તારક શું મીટતાર લગાવું
ભરું સભર ભર નેનાં;
સહુ શું હળીમળી જીવ, રહેના!
પથ્થરને યે કંઈ કંઈ કહેના
રૂપનગર બન્યું જેના

ફૂલ મળે તો માણું મનસા,
નહીં કંઈ તો કશી લે ના;
સહુ શું હળીમળી જીવ, રહેના!
આ દુનિયા શું કંઈ નહીં લેણાં,
હોય જો ચુકવું દેણાં;
એક નજર બસ એવી રાખું
મરણ પછી નહીં મેણાં;
સહુ શું હળીમળી જીવ, રહેના!

★





પન્નાલાલ પટેલ

# ઑપરેશન

જીવનના સંવાદને એક નાની સરખી છતાં મહત્વની ચોરી છૂપી કેટલો બેસૂરો વિસંવાદી બનાવી મૂકે છે? ઊર્મિના દિવાળી અંક માટે જ આપણા સુપ્રસિદ્ધ વાર્તાકારે ઝમેલી આ વાર્તામાં આપણા વર્તમાન જીવનને સ્પર્શતો એક મહત્વનો પ્રશ્ન મનોવૈજ્ઞાનિક રીતે છણવામા આવ્યો છે જે દરેકને રોચક નીવડશે...

'ચંદુબહેન, એક વાત પૂછું?'

બહેનપણી સરખાં શારદાબહેનને આ રીતે સવાલ કરતાં ને તેમાં પણ પાછાં જવાબની રાહ જોઈ ખચકાઈ રહેલાં જોઈને પીસ્તાલીસેકની ઉમ્મરનાં ચંદુબહેનને નવાઈ લાગી. હસીને પૂછ્યું: 'એવું તે શું છે શારદાબહેન કે રજા લેવી પડે છે?'

'છે, એટલે જ તો.' કહી શારદાબહેન જરા ગંભીર થયાં.

ચંદુબહેનના હૈયામાં ધારેકો પડ્યો. થયું: એવું તે શું હશે?

છતાંય મોં તો એમણે હસતું જ રાખ્યું હતું. કહ્યું: 'એ તો તમે હવે કો' ત્યારે સમજાય શારદાબહેન.'

'સાચી વાત દિનકરભાઈએ ઑપરેશન કરાવ્યું છે?'

'શાનું ઑપરેશન?'

ને ચંદુબહેનને વહેમ પડ્યો હતો એ જ વાત શારદાબહેને કહી: 'છોકરાં ન થાય એવું.'

'ના ભઈ.'

પણ શારદાબહેન માનવા માટે તૈયાર ન હતાં. કહ્યું: 'તમે એમને પૂછજો તો ખરાં.'

'ક્યારની વાત છે?' ચંદુબહેને ગંભીર બનતાં પ્રશ્ન કર્યો.

'એકાદ વર્ષ થયું હશે.'

ચંદુબહેન હસતાં હસતાં બોલી ઊઠ્યાં: 'કેવી વાત કરો છો શારદાબહેન! ઑપરેશન કરાવ્યાને એક વર્ષ થયું હોય ને મને એની ખબર પડ્યા વગર રહે? ને દિનકર તો ઠીક પણ કોઈ પણ પતિ પોતાની પત્નીને આવી વાત કર્યા વગર રહેય ખરો?'

પણ શારદાબહેન આ બધી ચોખવટ માને તો ને? કહ્યું: 'વાત તો ચંદુબહેન નય કરે. ઘરમાં સ્ત્રીનો વિચાર ન હોય ને પુરુષનો પાકો હોય તો કે'શે ઝઘડો થશે એમ કરીને ન પણ કહે!'

'પણ તમે તો જાણો છો. કંઈ નહિ કંઈ તો ય છ વરસથી આપણ પાડોશી છીએ પણ કોઈ દિવસ અમારી વચ્ચે ઝઘડો તો દૂર રહ્યો પણ મન ઊંચાં થયાં હોય એવુંય તમે જોયું છે? પછી'—

શારદાબહેન વચ્ચે બોલ્યાં: 'મન ઊંચાંની વાત તો કોઈ કે' તો ય હું—અરે આપણી આ સોસાયટીમાંથીય કોઈ ન માને.' ને વળી પાછી મૂળ વાત લાવી મેળવી, 'પણ આ વાત મને સાચી જ લાગે છે ચંદુબહેન.'

ચંદુબહેનને એક તરફ ચીઢ ચઢી તો બીજી બાજુ હસવું આવ્યું. કહ્યું: 'અરે રામ! આ ભૂત તમને ભરવ્યું છે કોણે?'

'હુંય નો'તી માનતી. થોડા દિવસ ઉપર સુવાવડ વખતે મેં ઑપરેશન કરાવ્યું ત્યારે તમારે ને મારે આ વિષે વાત થઈ હતી એટલે હુંય જાણતી હતી કે તમે લોકો બીજાં સાધન વાપરો છો. પણ આ તો ગઈ-કાલે મને એવી પાકી વાત મલી કે—'

'કેવી પાકી કો' જોઉં?'

'કેવી તે—' કહેતાં શારદાબહેને—ચંદુબહેનનાં ત્રણેય છોકરાં નિશાળે ગયાં હતાં ને ઘરમાં એ બે જણ સિવાય ત્રીજું કોઈ નથી એની ખાત્રી હોવા છતાંય —આસપાસ એક નજર નાખી. ધીમેકથી બોલ્યાં: 'ખોટું ન લગાડતાં પણ તમારી પેઠે હુંય જ્યારે નન્નો જ પકડી રહી 'તી ત્યારે વાત કરનાર કે' છે ન માનો તો એ ઑપરેશન કરાવનારનાં પત્નીને પૂછી જોજો કેમે એમના પતિની જમણી જાંગે ચણા જેવડો એક મસો છે ખરો?'

આ સાથે જ ચંદુબહેન એટલાં બધાં છોભીલાં પડયાં ને શરમાઈ ગયાં કે—એક વિચાર તો આવો પણ આવી ગયો: 'કે પછી આ શારદાબહેનમાં જ— ઉનાળાની રજાઓ પડતા પે'લાં મારા ભાઈની છોકરીઓના લગનમાં અમે ગામ ગયાં હતા ને દિનકરને અહીં એકલા રે'વું પડ્યું હતું એ વખતે તો ક્યાંય—નહિ તો આને આનો ખબર પડે ક્યાથી?' ને લાગલો જ એમણે સવાલ કર્યો: 'હવે તો તમારે મને વિગતવાર વાત કરવી જ પડશે શારદાબહેન, કોણે તમને છેક અહીં સુધીની આ વાત કરી છે?'

પોતાની વાત સાચી હોવાનો શક મજબૂત બનતાં શારદાબહેન અંદરખાનેથી ખુશ થઈ ઊઠયાં. કહ્યું: 'એ બધુંય હું તમને માંડીને કહીશ પણ એક ફરા કો' મને કે આ મસાની વાત છે તો સાચી ને?'

'સાચી છે. કો' હવે.' ચંદુબહેનને કહેવું જ પડયું.

'તો સાભળો ત્યારે. ગયો શિયાળો ભીતરનાં તમે ઘેર ગયાં એ દિવસોમાં બન્યું હોય એમ લાગે છે. જે દવાખાનામાં દિનકરભાઈએ ઓપરેશન કરાવ્યું હતું એમાં મારી એક ફોઈની દીકરી નર્સની નોકરી કરે છે. આજ સવારે એ મારે ઘેર આવી હતી. દિનકરભાઈને ઑફિસે જતા જોઈ એ મને કે' છે: 'આમને મેં કયક જોયા છે બહેન!' મેં કહ્યું: 'બીજે તો તેં ક્યાથી જોયા હોય પણ કોઈક વાર મારે ત્યાં આવી હોય ને ત્યારે.' પણ એટલામાં તો એ બોલી ઊઠી કે' છે: 'હાં...! અમારા દવાખાનામાં ઓપરેશન કરાવવા આવ્યા હતા!' પણ હું શાની માનું? ને એટલે પછી એણે યાદ કરીને, મને આ મસાની નિશાની કહી—'

ને છતાંય ચંદુબહેન માનવાને તૈયાર નો'તાં. અલબત્ત વિચારમાં—બલકે ઊંડી કોઈ ખિન્નતામાં તો એ પડી ગયાં હતાં. બોલ્યા તે પણ સ્વગતની પેઠે: 'હું તો આ વાત હજુય માનતી નથી શારદાબહેન પણ તમે આટલી હદે બાંહેધરી આપો છો તો પૂછી જોઈશ.' ઉમેર્યું: 'કાં તો, કોઈ બીજું દર્દ હોય ને દાક્તર પાસે જવાનું બન્યું હોય. એમને કોઈ કોઈ વાર પેઢૂમાં દુ:ખાવો થાય છે એવું કંઈ હોય કાં તો!.. જો કે એવું હોય તો પણ મને વાત કર્યા વગર રહે નહિ. તો ય પૂછી જોઈશ'

તો શારદાબહેન પણ—ચંદુબહેનની દુ:ખી સુરત જોઈને કે પછી પતિની પત્ની વચ્ચે વાતવાતમાં આવી ઊભેલી આ અનિર્વચનીય પરિસ્થિતિની ગંભીરતા ગણીને કે ગમે તેમ—આ વિષે ખાસ કંઈ દલીલ ન કરી છતાંય ઊઠતાં ઊઠતાં આટલું કહ્યા વગર તો એ ન જ રહી શક્યાં: 'હાં, એમ હોય તો પણ તમને એમણે વાત તો કરી જ હોય ચંદુબહેન કારણ આ મારી બહેનના કહેવા ઉપરથી એટલું તો નક્કી છે કે એક યા બીજું પણ એ પરેશન તો કર્યું જ હતું.' ને જતાં જતાં ઉમેરતાં ગયાં, 'પછી તમને ન ગમતું હોય ને ન કહ્યું હોય એ જુદી વાત છે'

પણ ધૂંધવાઈ ઊઠેલાં ચંદુબહેન તો શારદાબહેનના ગયા પછી સફાળા ઊભાં થતાં મનોમન આમ જ કહી રહ્યાં હતાં: 'ગમતું હોય કે ન ગમતું હોય પણ આવી બાબત પોતાની પત્નીથી કોઈ પણ પુરુષ છાની રાખે જ નહિ—સિવાય કે એનામાં તલભારેય પ્રામાણિકતા ન હોય કે પછી પત્નીને એ ગુલામડી યા રખાત સરખી ગણતો હોય કે બહાર ક્યાંય—અરે શંકાશીલ મનની આવી આવી તરંગલીલા જોઈને તો ખુદ ચંદુબહેનેય પોતાના જ ઉપર ચીઢાઈ રહ્યાં હતાં—

ગમે તેમ પણ કોઈ પણ સ્વમાનપ્રિય પત્ની માટે આ બાબત મગજ ફેરવી નાખે એવી હતી. તેમાંય ચંદુબહેન જેવાં પ્રેમ-પરાયણ પત્નીનું તો સાચેસાચ મગજ ફરી જાત જો એમના મનમાં પતિની સત્યનિષ્ઠા ઉપર એટલી હદે શ્રદ્ધા ન હોત તો? એટલે જ તો થતું હતું: 'કાં તો એ કોઈ કોઈ વાર પેઢામાં પેલું દુ:ખતું હોય છે એટલે કે પછી ઘડીએ ઘડીએ પેશાબ

આવે છે એ માટે દાક્તરને દેખાડવા ગયા હોય ને નર્સ પાસે ઊભી હોય ને એમાંથી પછી નર્સને ઑપરેશનનો ખ્યાલ રહી ગયો હોય.........બાકી ઑપરેશન કરાવ્યું હોય ને મને એ વાત ન કરે એવું તે વળી બનતું હશે ? ! ને તેમાં પણ પાછું— અરે ઑપરેશન કરાવ્યું હોય તો અટકાવતા અમે દિવસો ગણીએ છીએ ને વચલા દિવસો પાળીએ— સાચવીએ છીએ એવું બધું એ શું કામ કરે ?... ......હા અમારા બેમાંથી એકેયના ઑપરેશન માટે મારી 'ના' છે એ ખરું—મને એમ કે પેલાં સુમંગળાબહેનનાં ભજવાને પાંચે પાંચ છોકરાં લઈ લીધાં ને ઑપરેશનને લીધે અત્યારે હવે વંધ્યા જેવી દશામાં સુકાઈ ગયાં એમ આપણી દશા—ન કરે નારાયણ ને આવે તો ? ને એમ ગણીને તો આપણે પણ પછી ઑપરેશનની છુટ્ જતી કરી હતી ને . ...

' છતાંય એમને જો કરાવવું જ હોત તો હું એમને શું ઝાલી રાખવાની હતી ? અરે એક વાર તો મેં જ કહ્યું હતું : ' તમે આ લઈ બેઠા છો તો લાવો હું જ મારું ઑપરેશન કરાવું. પણ એ જ પાછા કે' છે : ' ના ના સુમંગળાનો દાખલો જોઈને તને ભય પેસી ગયો છે માટે—એકેયનું નથી કરાવવું. નો'તા કે'તા : 'કેટલીક વાર મનની આવી કુશંકાઓ અને ભય જ ભાવિ રચતાં હોય છે ?'...

આવા આવા વિચારોમાં અકળાઈ રહેલાં ચંદુબહેનને એક વિચાર કૉલેજમાં ફોન કરીને પતિને ઘેર બોલાવવાનો આવી ઊભો. ( દિનકરભાઈ કૉલેજમાં પ્રિન્સીપાલ હતા. ) પરંતુ ચાર થવાને હવે ઝાઝી વાર ન હતી. વળી પતિને આ વાત પૂછવા જ બોલાવવા એ પણ પોતાના ડહાપણભર્યા સ્વભાવની વિરુદ્ધ લાગતું હતું.—

અરે પતિના આવ્યા પછીય ચા વગેરે પતી ગયા પછી જ એમણે વાત ઉપાડી : " એક વાત પૂછવી છે દિનકર ! '

દિનકરભાઈએ પત્નીને આટલી ગંભીર ભાગ્યે જ કદી જોઈ હતી. આછી એવી ફાળ સાથે હસીને કહ્યું : ' એક નહિ અનેક ચંદુ. '

' હસવાની વાત નથી દિનકર—ગંભીર વાત છે ! ' આટલું બોલતાં કોણ જાણે કેમ ચંદુબહેનની આંખો આંસુઓથી છલકાઈ ઊઠી.

દિનકરભાઈ સોફામાંથી સફાળા ઊભા થયા. ચંદુબહેનના સોફા પાસેની ખુરસી ઉપર બેસતા એમના ખરડા ઉપર હાથ મૂકી નીચે ઝૂકી આંખથી આંખ માંડવાનો પ્રયત્ન કરતાં પૂછ્યું : ' એટલું બધું છે શું પણ ? '

' છે પણ— સાચું જ કહેશો ને ? '

' આટલો બધો અવિશ્વાસ ચંદુ ! ' દિનકરભાઈ ઘા ખાઈ ગયા હતા.

' અવિશ્વાસ જેવી જ વાત છે દિનકર. ' આમ કહી વળી એ અટકી ગયાં. વાત કરવાની હિંમત જ નો'તી પડતી.

' આમ કરીને તો તું મારું કાં તો મગજ ફેરવી નાખીશ ચંદુ ! '

પણ ચંદુબહેનનેય પોતાનું મગજ ફરી જવાની બીક જેવું લાગતું હતું : ' વાત જો સાચી નીકળી તો ? ' છતાંય હવે કહ્યા વગર તો છૂટકો નો'તો. દિનકરભાઈ સામે નજર માંડતાં, આંખમાં અડધો ગુસ્સો તો અડધો ભય, ને સવાલ કર્યો : ' સાચી વાત તમે ઑપરેશન કરાવ્યું છે ? '

સમજી જવા છતાંય દિનકરભાઈને સવાલ કરવો પડ્યો : ' શાનું ઑપરેશન ? '

' સંતતિ—' આગળ બોલી શકાય તો ચંદુબહેનેય બોલે ને ?

' કોણે કહ્યું પણ ? '

' દિનકર ! '—ચંદુબહેનનો અવાજ સહેજ કઠોર હતો :

' સો ટચની સાબિતી છે ! ..પણ ઑપરેશન કરાવ્યાનું જેટલું દુઃખ છે એના કરતાં અનેકગણું તમે મને અંધારામાં રાખી એ વાતનું થઈ રહ્યું છે. શું કામ તમારે મારાથી આટલો બધો છળભેદ રમવો પડ્યો.



આ જમાનામાં લોકો રખાતથી પણ દગો નથી રમતા તો હું તો તમારી પત્ની છું.' ચંદુબહેન રડતાં રડતાં બોલતાં હતાં.

દિનકરભાઈની હિંમત જ નો'તી પડતી હા કહે. અરે હજુય જો શક્ય હોય તો 'ના' જ ચાલુ રાખવી હતી. એટલે તો કહ્યું ને ?—'તને પણ આ ભરવ્યું છે કોણે, એ મને કહીશ.'

'ભરવ્યું નથી પણ—' ને ગુસ્સાભરી નજર માંડતાં ચંદુબહેને સીધો જ સવાલ કર્યો · 'તમે જ કો 'ને કોઈ પણ સ્ત્રીને, ને તેમાં પણ કોઈ નર્સને ખબર જ કેમ પડે કે તમારી જમણી જાંગે ચણા જેવડો મસો છે !' મનહરભાઈને ચૂપ જોઈ વ્યંગ સાથે ઉમેર્યું : 'ઑપરેશન નહિ કરાવ્યું હોય તો બીજું કંઈ હોવું જોઈએ !'

આ 'બીજું કંઈ'નો અર્થ પામતાં દિનકરભાઈ એવા એવા દુઃખી થઈ ગયા ! કહ્યું : 'આટલો બધો અવિશ્વાસ ચંદુ ? !'

પણ ચંદુબહેનને ન તો દિનકરભાઈની સુરત ઉપર વ્યાપી રહેલા દુઃખે કંઈ અસર કરી કે ન અસર કરી વ્યથાભર્યા એ અવાજેય બોલ્યાં : 'અવિશ્વાસ સારો પણ છળભેદ ખોટો દિનકર !' ઉમેર્યું : 'ને તે પણ બાર બાર માસ સુધી. અરે જાણવા ન મળ્યું હોત તો આજીવન જ સમજો ને ?' ક્ષણેક થભી ત્યારે એક શ્વાસ લેતાં સ્વગત બોલતાં હોય તેમ બોલ્યાં : 'પત્ની બિચારી એમ જાણે કે વચના-હિવસ સાચવીએ છીએ ને-' ને એકાએક તાવડીમાં ઉકળતું તેલ જાણે ઉભરાઈ ઊઠ્યું હોય એ રીતે ફર ફર રૂદન સાથે અકળામણ ઠાલવવા લાગ્યા : 'મને એ જ સમજાતું નથી કે તમારે મારાથી આટલો બધો છળભેદ રમવાનું કારણ શું હતું !'

'એક વાર તું શાન્ત થાય તો હું તને કારણેય કહું ને ?'

દિનકરભાઈએ કંટાળો ઠાલવ્યો.

'મારે શું હવે કારણ જાણીને કરવું છે !' કહેતાં ચંદુબહેન ઊભાં થઈ ગયાં. દિનકરભાઈ તરફ તિરસ્કાર -અંકિત હાથનો અભિનય કરતાં કહ્યું : 'આપણે તો તમારા જેવા સંસ્કારી ને કેળવણીકાર પતિ પોતની પત્નીને અંધારામાં રાખી સહજીવનનો ધર્મ કેવો બજાવે છે એ જાણીને જ ધરાઈ ગયાં છીએ' ને ચાલતાં થયાં અંદરના ભાગમાં. જતાં જતાં રૂદન આડે બોલતાં હતાં : 'તેમાં જો લગ્ન કર્યાં પછી મેં તમારું એકેય વચ ઉથાપ્યું હોત તો જુદી વાત છે !'...

એકલા પડેલા દિનકરભાઈનેય પોતે ભરેલા પગલાની ભૂલ એક વર્ષે જતી આજે જ જાણે સમજાતી હતી પણ શું થાય ! પગલું પાછું ભરીશ એવું રહ્યું જ ન હતું !...

ને એમણે મોડેથી રાતના સમયે બાળકો ત્રણે સૂઈ ગયાં એ પછી કોપી કંટાળીને થાકેલાં ચંદુબહેન આગળ ચોખવટ કરવાનો પ્રયત્ન કર્યો : 'જો ચંદુ તું મને માફ કરે યા ન કરે બાકી તને વાત ન કરવા પાછળનું મૂળ કારણ તો આટલું જ હતું—મને એમ કે જ્યારે જ્યારે ઑપરેશન કરાવવાની વાત નીકળે છે ત્યારે તું પપ્પાંચ છોકરાએ વંધ્ય બની રહેલાં સુમગળાબહેનનો દાખલો ટાંક્યા કરે છે. એટલે જો તારી જાણમાં હું મારું ઑપરેશન કરાવીશ તો આપણાં આ ત્રણ છોકરાંમાંથી કોઈનેય—અરે બે છોકરા છે પણ એમાંથી જો એકાદનુંય સહેજ અમથું માથું દુખશે તો તારા મનમાં શંકા આશંકાઓ ઊઠ્યા કરવાની એટલું જ નહિ, તારા મનમાં ઘર કરી ગયેલી સુમંગળાબહેનની કરુણતાના ભણકારા અવાર નવાર કાં તો ઊઠ્યા કરવાના ને એમાંથી જ કેટલાક માનસવિજ્ઞાનીઓ કે' છે એમ આપણાં જીવનમાંય એ પ્રકારનું ભારે રચાઈને ઊભું રહે તો બનવાજોગ છે. ત્યારે એના કરતાં તને આ વાત જ નહિ કરું તો એમાં બગડી પણ શું જવાનું છે. આમ કરીને મેં તને'—

પણ આથી ચંદુબહેનના જીવને કશો જ કરાર ન વળ્યો. અરે આ ઑપરેશનની વાતથી એમના મનમાં એવો કોઈ ન સમજી શકાય એવો અણગમો ઊઠ્યો હતો કે-





ઊભાં થતાં બોલ્યાં તે પણ એ જ મિજાજમાં—'મહેર-બાની કરીને આ વાત જ હવે મારી આગળ ન કાઢશો. હું તમને હાથ જોડું છું.' જતાં જતાં કહેતાં હતાં : 'ઑપરેશન ન કરાવ્યું હોત તો—એના વગર કંઈ મરી જવાનાં ઓછાં હતાં ?'

દિનકરભાઈને 'એના વગર' એ શબ્દોનો અર્થ સમજવો પડે એમ ન હતું. પણ કોણ જાણે કેમ આ અર્થ સાથે એવા તો એ હતાશ સરખા બની રહ્યા કે પોતે જાણે અડધું જીવન અત્યારે જ ન ખોઈ બેઠા હોય !...

એમાં વળી ચંદુબહેનનું વલણ આ બનાવ પછી વૈરાગી સરખું બની રહ્યું હતું—ખાસ કરીને શારીરિક સંબંધની વાત આવતાં......

ને થોડાક જ દિવસમાં દિનકરભાઈને ખાત્રી થઈ ગઈ કે ચંદુ બોલે છે, હસે છે, હળે છે ને મળેય છે પણ જીવનમાં હવે પેલો રાગ તો આવી રહ્યો !

અરે ખુદ ચંદુબહેનનેય કેટલીક વાર દિનકરભાઈની દયા આવ્યા કરે છે. પણ શું કરે !

કારણ પેલા ઑપરેશન પ્રત્યેની ન સમજાય એવી કોઈ ઘૃણા ઘર કરી બેઠી છે કે દિનકરભાઈની કોઈ વૃત્તિ ઉત્રાડી પડતા ઊંડે ઊંડે એમના તરફ અણગમો આવી રહ્યો છે કે ગમે તેમ પણ પ્રયત્ન કરવા છતાંય પહેલાંનો પેલો રાગ ને અનુરાગ નથી ઊઠતાં તે નથી જ ઊઠતાં !

☆

પ્રા. 'ઉશનસ્'

## દિનરૈન

દિવસે
રવિરસે
ચંદ્રકાન્ત શો ચિંતા-મણિ મુજ અવગુંઠિત, નવ લસે.
મુજ મન
કર્તવ્યપરાયણ-
રહે નહીં નિજ નીડે,
નીકળી પડતું રસ્તા પરની ભીડે,
તૃણાતૃણને પુચ્છ ઉછાળી-ચરતી ધેનુ
ગૌચર-બીડે;
રે મ્હેણું :
દિવસે મારે ચૂકવી દેવું રોજ રોજનું
પાઈ પાઈનું લ્હેણું.
—ને રૈન
પડયું પડયું નિજ શૈન
મુજ હૈયું
દિનભરનું કાઢે સરવૈયું :
મીંડું :
સેવાતું રે શૂન્યતાણું મોટું મસ ઈંડું.
એ પ્રીત—એ પ્રિયજન—એ આપ્ત
નથી હજીયે રે પ્રાપ્ત-
રસ્તા પરથી ઘરની ભીતર આણી શકયો ના પ્રીત
આ મન, વંચિત !
જે હસવું 'તું' પરિચય-પ્રત્યય કેરું સ્મિત,
તે તો નથી જ હસાયું—
જે ગાવું 'તું'-સુણવું 'તું' એ ધ્રુવપંક્તિનું ગીત
હજીય નથી જ ગવાયું—
અગટયું હજીય ન પ્રથમ ચરણનું વેણ—
—ને અલસ હવે એકાન્ત ઓશિકે
ન્હાની શી કડી નયન અણીની નીકે
ટપ ટપ—ટપ....
(રે એનો શો ખપ ?)
ટપકી રહેતાં નેન.

☆



રવિશંકર મં રાવળ

# ઇમ્પ્રેશનીઝમ

ગુજરાતના કલાકારોના ગુરુવર્ય ગણાતા આપણા પીઢ કળાગુરુએ ઊર્મિના દિવાળી અંક માટે ખાસ તૈયાર કરેલી આ કૃતિમાંથી કળાકારને તો ખૂબ જાણવાનું મળશે, સામાન્ય વાચકો પણ આ કૃતિનો એટલો જ રસપૂર્ણ આસ્વાદ માણી શકશે. કળાવાર્તાની આમાં અભ્યાસુ છણાવટ થઈ છે..

ઇમ્પ્રેશન એટલે ઉપલક જ્ઞાન કે નજર, વા છાપ. તે પરથી 'ઇમ્પ્રેશનીઝમ' શબ્દ ઓગણીસમી સદીમાં ફ્રાન્સમાંથી પ્રચાર પામ્યો. ત્યાર પછીના જેટલા જેટલા કલાનાં 'ઈઝમ' જાણવા મળ્યાં છે તે બધાંમાં આધારરૂપ 'ઇમ્પ્રેશનીઝમ' છે. જે સંજોગો અને સમયમાં તે ઉદ્ભવ પામ્યું એ ઢાળે તો એક તુચ્છકાર-દર્શક શબ્દ તરીકે તેનો પ્રયોગ થતો. પણ, જેમ જેમ લોકો ગતકાળના ધર્મસંપ્રદાયો અને કથાઓના અને રિવાજોના દબાણમાંથી મુક્ત થયા તેમ તેમ 'ઇમ્પ્રેશનીઝમ' ફ્રાન્સની કલાસંસ્કૃતિનો એક અનિવાર્ય પ્રકાર બની ગયો. વિશ્વનો ઇતિહાસ જાણનારા સૌને ખબર છે કે, પૃથ્વીના પ્રાચીનકાળથી મધ્યકાળ સુધી ધર્મ અને રાજ્યના અધિકારો ઉત્તરોત્તર સ્થાપિત રુઢિ પરંપરા બની ગયા હતા. તેમાંથી ફ્રાન્સે પ્રથમવાર રાજાના પદનો અધિકાર લુપ્ત કર્યો અને પ્રજાસત્તાક રાજ્યનું પ્રથમ દૃષ્ટાંત સ્થાપ્યું ત્યાં સુધી તો ધર્મ અને રાજ્યે માન્ય કરેલા પ્રાચીન ગ્રંથો, મંદિરો, મઠોનાં ધોરણો અને પ્રતિષ્ઠિત શૈલીઓના આધાર પર કલાકૃતિઓનાં નિર્માણ થતાં હતાં. કલાકાર એ કાર્ય પૂરતો સમાજનો એક અંગભૂત પાત્ર હતો. જે જાતની સમાજની માંગ રહેતી તે, તે પૂરી કરતો, અલબત્ત તેમાં શ્રેષ્ઠતમ પ્રતિભાથી માંડી રોજીંદાં કામો કરી આપનાર કારીગર સુધી સમાઈ રહેતાં.

ફ્રેન્ચ પ્રજાના વિપ્લવે આ પ્રાચીન સમાજરચનાને ઉથલાવી નાખી તેના પ્રત્યાઘાતો હજુ પણ વિશ્વમાં શમ્યા નથી. સર્વસાધારણ સર્વદેશી માનવ સંસ્કૃતિને જર્મન કવિ ગોએથેએ પ્રબળ પ્રશસ્તિઓથી બિરદાવી હતી તે ધૂળમાં મળી ગઈ. પાછળથી જીવનમાં સંસ્કૃતિમાં અને કળા સાહિત્યમાં જે વિસંવાદોના વંટોળ ચડ્યા છે તે હજુ સ્થિર થવા પામ્યા નથી.

૧૮૧૫ના જૂનની ૧૮મીએ વોટર્લુના રણમેદાન પર નેપોલીયનની હાર થઈ તે ખબર પારિસમાં પહોંચ્યા કે તુરત રાજાપક્ષ અને પ્રજાપક્ષ વચ્ચેના વિગ્રહો જાગૃત થયા. પણ બેઉ પૈકી કોઈ એકબીજાનો સમૂળગો નાશ કરવા શક્તિ ધરાવતા નહોતા. કારણ કે દુનિયામાં એક નવું જ બળ જાગૃત થયું હતું તેની પૂરી તાકાત કોઈ સમજ્યું નહોતું કે કોઈ તેને ઓળખી શક્યું નહોતું. જનતાની જરૂરીયાતો પૂરી પાડવા સ્ટીમ એંજીન ઉત્પન્ન થઈ ચૂક્યું હતું.

૧૮૦૦થી ૧૮૫૦ના અર્ધા સૈકાના ગાળામાં પહેલી સ્ટીમબોટ, પહેલું રેલ્વે એંજીન, પહેલું આટલાંટિક પાર કરતું જહાજ, સાધારણ મુસાફર માટે ટ્રેન, તાર, કેમેરા બધું સાથે આવ્યું તે સાથે ધંધાઓની વ્યાપક વિશાળતા, મોટી કમાણી કરતા વર્ગો, વૈજ્ઞાનિક દૃષ્ટિથી જીવનનું સંશોધન થવા લાગ્યું. સાથે જ ડાર્વીનના સિદ્ધાન્તોએ ધાર્મિક માન્યતાઓને શિથિલ કરી નાખી અને કળામાં પણ વાસ્તવિક જીવન તરફ વલણ વધ્યું

૧૮મા સૈકાથી આજસુધી ફ્રાન્સ યુરોપનું કળાનું અગ્રધામ રહ્યું છે. ૧૯મી અને ૨૦મી સદીના કળાસ્વરૂપોમાં જે ક્રાન્તિ આવી તેના પ્રમુખ કળાવીરો ફ્રાન્સમાં પાક્યા હતા. રાજક્રાન્તિ, યંત્રો, વિજ્ઞાન અને સમાજ તેમજ ધર્મમાં જે ફેરફાર થયા તેની અસર કળા પર પ્રબળ થઈ. કળાકાર કોઈ ચોક્કસ આશ્રય વિનાના બની ગયા. ફોટોગ્રાફીએ પણ તસ્વીરોના ધંધા પર અસર કરી હતી.

ફ્રાન્સની ૧૮મી સદીની કળા, વૈભવશાળીઓની જ સંપત્તિ અને આનંદનું સાધન બની ગઈ હતી તેથી પ્રજાના ચિંતકો અને વિચારકોએ જે પ્રચંડ ક્રાન્તિનું તોફાન જગાડ્યું તે, અને વર્ગશોષણ તેમજ વર્ગ અધિકારો સામે જનતામાં જાગેલો પુણ્યપ્રકોપ અવગણીને પણ, ફ્રાન્સના રાજભવનોમાં રંગરાગ ઉડાઉ





વિલાસો ચાલુ રહ્યા ત્યારે તેના પ્રતિકાર રૂપે કલાસિક શિષ્ટકલા એટલે ગ્રીસ, રોમન અને રેનેસાંની વારસદાર. શૈલીમાં નીતિ કે બોધપ્રચારક ચિત્રો કરનારા તરીકે ડેવીડ ૧૭૪૮–૧૮૨૫ અને ૧૭૮૦–૧૮૬૭ ઇંગ્રેસ નામના ચિત્રકારો મુખ્ય હતા. બોધપ્રદાન કે દૃષ્ટાંતદાયક ચિત્ર ન હોય તેવાં ચિત્રોને સ્થાન જ નહોતું. તેમાં આકૃતિનાં શિષ્ઠ આલેખન પર ખૂબ ધ્યાન અપાતું પણ રંગમાં કડકાઈ અને બંધિયારપણું લાગતું. તેમના વર્ગમાંથી ડેલાક્રાવાએ પાસું બદલી કર્યું 'ભૂખરરંગો' ચિત્રનાં વિધાતકો છે. ચિત્રપાટી પરથી ધૂડિયા રંગો દૂર કરી ભભકભર્યા રંગો એકબીજામાં મેળવી ન દેતાં યોગ્ય માત્રામાં તેના પીછીસપાટા અલગ રાખો. એક બીજાને પૂરક એવા શુદ્ધ રંગો સાથે ગોઠવી મેળ ઉપજાવો. આવા પ્રયોગો કરનારા તે પહેલાં રુબેન્ઝ, ટીશન, અને વોટ્ટુ તેમજ ઇંગ્લંડમાં કોનસ્ટેબલ અને ટર્નર વગેરે હતા. તેઓ ચિત્રના વિષયો માટે કલાસિક પ્રાચીનતા છોડી પુર્વ દેશોના અવનવા પ્રસંગો લઈ રંગ ભભક, પ્રકાશ ને છાયાની જોરદાર રમત અને અટપટાં ચિત્રવિધાનો કરતા તેથી તેઓ રોમાન્ટીસીસ્ટ (રંગમસ્તો) ગણાયા. પણ એ તત્ત્વોનાં શિખર મૂલ્યો સ્થાપનારા પછીથી આવતા ઇમ્પ્રેશનીસ્ટો હતા.

રોમાન્ટીસ્ટોએ સ્ટુડિયોમાં ચિત્રો કરવાની રીત છોડી પ્રકૃતિના સજીવ વાતાવરણમાં જઈ ચિત્રસાધના કરવા માંડી. એમાંના કેટલાક શહેર છોડી 'ફાઉન્ટેનેબલ્યુના' વનમાં આવેલા બાર્બીઝોન ગામડામાં જઈ વસ્યા અને પ્રકૃતિની પ્રત્યક્ષ છબી લેવામાં પ્રચંડ ઉદ્યોગ આદર્યો. તેઓ બાર્બીઝોન કલાકારો તરીકે જાણીતા થયા તેમાં પ્રમુખ નામો તરીકે થીયોડોર રુસો (૧૮૧૨થી ૬૭) કોરો, (૧૭૯૬–૧૮૧૫) અને જીન ફ્રાન્કો મીલે ગામડાનાં શ્રમજીવીઓને ચીતરવામાં રસ લઈ રહ્યા. મુનીયર નામનો શિલ્પી પણ એ દળમાં જોડાયો હતો.

પણ આ રોમાન્ટીસ્ટના દળમાં ભરતી વધે તે પહેલાં રીયાલીઝમ(વાસ્તવવાદ)નો નેતા ગસ્ટવ કુર્બા આગળ આવ્યો તેણે સમકાલીન માનવજીવન અંત્ય લોકોને તેમાં રંગ અને આલેખનનું સત્ય નિરૂપણ કરી બતાવ્યું; એ જ સમયે ઇંગ્લંડમાં પ્રીરાફેલાઇટ કલાકારો ૧૫મા સૈકાના કલાકારોની શૈલી અને આદર્શો અપનાવી રહ્યા હતા. રોમાન્ટીસ્ટોએ ઇમ્પ્રેશનીસ્ટોનાં માટે માર્ગ તૈયાર કર્યો.

એડવર્ડ મેને (૧૮૩૩–૮૪) વચલી કડીરૂપ બન્યો. એ. વચ્ચે ઘણું સરખાપણું છે. ઇમ્પ્રેશનીસ્ટોને કોઈ સાહિત્યપ્રસંગ, કે કોઈ ભવ્ય ઇતિહાસકથાની પરવા નહોતી. તેઓ તો તેમની આસપાસના દૃશ્ય જગતમાં રાચતા હતા. ભલે પછી તે કઠોર કરાલ કે અપરૂપ હોય.

ઇમ્પ્રેશનીસ્ટો સ્ટુડિયો છોડી વારંવાર બહાર જઈ નવી તાજી દૃષ્ટિથી કુદરતમાં અવનવાં સ્વરૂપો પકડવા પ્રયત્ન કરતા. તેમના વિનમ્ર મિજાજથી તેઓ સંજોગોથી જે પ્રાપ્ત થાય તે જ સ્વીકારી લેતા. તેમણે અતીવ બદલાતા અતીવ વિલક્ષણ અને આધાર રાખી ન શકાય એવા સૂર્યપ્રકાશનો સોધ લેવા માંડ્યો. સૂર્યપ્રકાશ, પ્રદાર્થ અને વસ્તુ માત્રના તથ્ય અને વજનને લુપ્ત કરી નાખે છે અને તેને બદલે તેના કિરણ નિક્ષેપથી નવો જ દેખાવ આપે છે.

તેમના દળમાં સીસલે, રેનોર, મોનો વગેરે જોડાયા હતા. પરંતુ તેઓની ઉપેક્ષા કરી તેમને બહિષ્કાર આપનાર રાજ્યની સ્થાપિત સંસ્થા ફ્રેંચ સેલોએ વર્ષો સુધી તેમને દાદ આપી નહિ.

લુઈ ૧૪મા અને ૧૫માના રાજ્યકાળમાં કળાની માગણી પ્રમાણે જ નિપજ થતી હતી. બધી શિલ્પકળાઓ સમાજ અને અર્થરચના પ્રમાણે સમતોલ કે સમધારણ રહેતાં. પણ રાજ્ય તરફથી સેલેનાં ચિત્રાગારો થતાં ખરીદવા આવનાર માણસોની કૃત્રિમ અભિરુચિવાળા માનસને વેચાણના લોભે અનુકૂળ થવાનું વલણ ચિત્રકારોમાં આવ્યું હતું. ૧૮મા સૈકાનાં પ્રદર્શનો ચિત્રો વેચવાના બજાર બની ગયાં હતાં. આ સેલોંનો કબજો જૂના રૂઢ કટ્ટર એકેડેમીસ્ટ-

નોએ પકડી રાખવો હતો અને તેઓ નવા પ્રયોગ-કારોને પગ મૂકવા જેટલું સ્થાન આપવા તૈયાર નહોતા એટલે શહેનશાહ નેપોલીયને અંદર પડવાની જરૂર જોઈ, તેણે અસ્વીકૃત ચિત્રોનું બીજું પ્રદર્શન ભરવા હુકમ કાઢયો જેથી પ્રજાજનો જ છેવટનો ફેંસલો આપી શકે. આ નવા ચિત્ર-પ્રદર્શનમાં કેટલીક મામુલી કૃતિઓ હતી પણ કેટલાક એવાં હતાં કે તેથી પારિસમાં અગ્ર-ગણ્યજનો વિસ્મયમુગ્ધ બની ગયા. એ પ્રદર્શનમાં એક જુવાન અમેરિકન મેકનીલ વ્હીસલર અગાઉ જેનું કોઈએ નામ પણ જાણ્યું નહોતું તેનું માત્ર શ્વેત વસ્ત્રવાળું એક પોરટ્રેટ અજબ પ્રકારનું લાગ્યું.

એડવર્ડ માનેએ 'વનભોજન' નામના ચિત્રમાં એક નગ્ન સ્ત્રી અને પાસે બે પૂરા પોશાકવાળા પારીસ્યનો બનાવી આખા ફ્રાન્સને શરમમાં નાખી દીધું. ૧૮૫૦માં પારિસમા કલાકારોના ત્રણ મોટાં દળ હતાં. આપણે યાદ રાખવું જોઈએ કે પારિસમાં ચિત્રકારોની વસ્તી ૩૦ હજારથી ૫૦ હજારની ગણાય છે તે પૈકી

(૧) એકાદમીસ્યનો—જેઓ રાજ્યનાં ચિત્રાલયો ઉપર પૂરું વર્ચસ્વ ધરાવતા અને પ્રાચીન પરંપરા અને શાસ્ત્રીય ધોરણનો ભંગ કરે એવું વસ્તુકથા કે અસંગતું ચિત્ર હાઈ આર્ટ કે ગ્રાન્ડ મેનરમાં પૂરા પ્રયોગથી દોરાયું ન હોય તે ચિત્રનો સ્વીકાર ન જ કરતા.

(૨) બાર્બીઝોન કલાકારો—તેઓ તદ્દન સ્વગત, સ્વતંત્ર શૈલીથી કામ કરતા. તેમાં કૂર્બો—વાસ્તવિકતાનો આગ્રહ રાખતો પણ અસંબદ્ધ કે કદી ન જોયેલા દેવ દેવ-તાઓની પોકળ વસ્તવિકતા ચીતરતો નહિ. પણ પ્રકૃતિમાં પ્રત્યક્ષ શક્ય પ્રસંગને વધુ દર્શનીય કરી શકતો.

(૩) ઈન્ડીપેન્ડન્ટ વર્ગ હતો. (હમ-અકેલે) તેમાં ઓન્નરોમીયે જાણીતો થયો. તે પારિસના વિનોદ પત્ર 'ચેરીવેરીમા', લાંબો ચિત્રોથી સમાજની મજા ઉડાવતો. ફુરસદે ચિત્રો કરતો અને એની કૃતિઓમા આવશ્યક તત્ત્વોને જ સ્થાન આપી રંગોના થોડાક જ વર્ણોથી ખૂબ જ સાદા આકારોમાં ચિત્રો કરતો, હેતુ સારે એટલી જ આકૃતિ ઉપજતો.

આ સર્વ પ્રયોગવાદીઓ માટે એક જ માર્ગ હતો. કાં શરણુ થવું કાં ઉપહાસનો ભોગ બની સહન કરવું. મોટા ભાગના નમી ગયા, પણ જે લઘુમતિ હતા તેઓ જીતની ખાત્રી રાખી દઢતાથી-જંગ ખેલતા ખડા રહ્યા.

એડવર્ડ માનેમાં અસાધારણ દર્શનશક્તિ રોજના જીવનમાં સુપથ્ય સહાનુભૂતિ હતા તેણે પ્રકાશિત રંગોમાં જ ચિત્રો કર્યાં. તેના પર અકાદમીસ્યનોએ પીટ પાડી પણ એમને કદી પોતાની રેખાબદ્ધ ભાતીગળ રચનાનો ત્યાગ કર્યો નથી. એના એક ચિત્ર વિષે કહે-વાય છે કે ઊંચામાં ઊંચાં મૂલ્યો પુષ્કળ પ્રમાણમાં ધરાવતું એ એક જ ચિત્ર છે. એટલાં બધાં તત્ત્વો બહારથી ભેગાં કરવા, લુગની, ઉત્તમ, કલાકૃતિઓમાં, કલાકો સુધી ઠુઠવું પડે.

એ જ અરસામાં પારિસમાં જાપાનીઝ ચિત્રછાપો આવી. તેની સાદગી અને ઉજાસની અસર આ નવા દળના એડગર ડેગાં ઉપર ભારે થઈ. રેખામર્યાદિત આકૃતિઓમાં તેણે નવું બળ પૂર્યું. તેની દષ્ટિએ રોજના જીવનવ્યવહારમાંથી શરતનો ઘોડો, નર્તકી, ગમે તે અચાનક પળે દેખાય તેમાં રંગભત અને રેખાનું દર્શન કરતો. ચિત્રના પાટાને કપાયેલું બના-વતાં તે ડરતો નહિ. તૂલૂઝે, લુપ્રે—વળી કોઈની બેસ-વાની છટા કે જરા વાંકવળાંક પકડીને નવીન ચિત્ર રચના કરી બનાવતો. પું. વે. દ. શાવાં કરી એક ભારે હાનકો-પ્રૌઢ કલાકાર મુરલ ચિત્રોમાં પરિમિત સપાટીઓ, હળવી છાયાઓ અને સાદી રચનાને મોહિની આપી શકતો અત્યાર સુધીના ચિત્રો સ્ટુડી-ઓમાં ગોઠવેલા પ્રકાશ છાયા પ્રમાણે થતા અને ચિત્ર-કારો રૂઢિ પ્રમાણે ચિત્ર પૂરા કરતા. ઈમ્પ્રેશનીસ્ટોનું મુખ્ય ધ્યેય પ્રકાશ અને હવામાં ઘેરાયેલી આકૃતિઓ બનાવવાનું હતું. કેમેરાના ચિત્ર કરતા કંઈક જુદું કરી બનાવવાનો પણ ખ્યાલ તેઓ રાખતા હતા, પણ તે માટે અનેક રંગ મિશ્રણોથી બનેલા પ્રકાશનો અગાધ અભ્યાસ જરૂરનો હતો. નજરે દેખાતો એક જ





રંગ પણ પ્રકાશ નીચે પાસેના અનેક રંગોના મેળથી બનેલો હોય છે તે તેઓએ જાણ્યું. કોઈ છાયા કાજળ શામળી હોતી નથી. રંગો નજીક આવતાં તે ભૂખર રંગની બની જાય છે. દરેક રંગનું પ્રમાણ સમજી તેની માત્રા પ્રમાણે ટપકાં કરી અસાધારણ કૌશલ અને અસર ઉપજાવનાર કલાકારો પણ તેમનામાં થયા છે. પૌન્ટીલીઝમ નામે બિંદુ નિપાત—ચિત્રણા કહી શકાય—તેમાં જ્યોર્જ સ્યુરેટ પ્રસિદ્ધ છે.

પ્રકાશની પાછળ પડેલા દળમાંથી પોલસેઝાંએ આકૃતિઓને રંગના બળથી વધુ ઘન સ્વરૂપોમાં બતાવવાનો ચીલો પાડ્યો.

આ દળના પાછલા કાળમાં જે સમર્થ સાથીઓ આવ્યા રતેમાવાનગોખ અને ગોગે આકશાખામાં થયા તેથી પોસ્ટ ઇમ્પ્રેશનીસ્ટ કહેવાયા. સમર્થ શિલ્પી રોદાંએ આકૃતિઓના લાક્ષણિક સ્વરૂપોનો ત્યાગ કરી ભાવવ્યંજક રૂપો બતાવીને આ દળમાં ઉમેરો કર્યો છે. ઇમ્પ્રેશનીઝમે, કળા ક્ષેત્રે રંગહટાઓનાં મૂલ્યો વધાર્યાં છે. અને અનેક ચિત્રકારોમાં પોતાનાં કૃતિઓમાં વિવિધતા અને રંગ વૈભવ લાવવા પ્રેર્યા છે. ઘણાં અલ્પ શક્તિવાળા સાધકને તે ભયસ્થાન પણ છે. પણ તમામ સાધનો સાહિજ પ્રયોગથી કૃતિમાં એકરૂપતા લાવવી એ જ કળાનું અંતિમ ધ્યેય હોઈ શકે.



ભારતમાં મજૂર કલ્યાણ પ્રવૃત્તિ પૂરજોરમાં ચાલી રહી છે. ઉપરના ચિત્રમાં ડાબે ખૂણે, ઉપર ગ્વાલિયરના મજૂર કલ્યાણકેન્દ્રના ભોજનાલયમાં કામદારો જમવા બેઠા છે. ઉપર જમણે ખૂણે ધનબાદના ખાણ કલ્યાણ કેન્દ્રનાં બાળકોની દાક્તરી તપાસ થઈ રહી છે. નીચે જમણે ખૂણે ધનબાદના મજૂર કલ્યાણ કેન્દ્રમાં બાળકો માટેનું ક્રીડાંગણ છે અને ડાબી બાજુ ખાણિયાઓ માટે કોલસાની ખાણના કલ્યાણ ફંડમાંથી બાંધેલાં મકાનો દેખાય છે.






## [૨૪] ચિઠ્ઠીની માશૂક

ઇસ સાદગીપે કૌન ન મર જાએ એ ખુદા !
લડતે હૈ ઓર હાથમેં તલવાર ભી નહીં !
—ગાલિબ

ફુલડા અને વેરા : આ બે નદીઓ ભિન્ન ભિન્ન પથે વહેતી વહેતી હનોવર્શ મ્યૂન્ડન નગરમાં આવી પહોંચે છે ત્યારે તેઓ પોતાનું ભિન્નત્વ—પોતાનું દ્વૈત એકબીજાના પ્રેમભર્યા આલિંગનમાં વિલીન કરી એક હસમુખ અદ્વૈતની સુખદ સ્થિતિને પામે છે અને એક રૂપ – એક નામ ધારણ કરી પોતાનો પંથ આગળ ને આગળ કાપે છે ફુલડા ફુલડા નથી રહેતી. વેરા વેરા નથી રહેતી. એ બેઉનો સંગમ વેઝા નામક નદીમાં પરિણમે છે આ હનોવર્શ મ્યૂન્ડન નગર જાણે જર્મનીનું નાનકડું એવું અલ્હાબાદ છે ફુલડા–વેરાનો સંગમ જોતા આપણને સહજ ગંગા–જમનાનો સંગમ યાદ આવે. ફરક માત્ર એટલો જ કે આ ફુલડા–વેરાનો સંગમ આપણને ગંગા–જમનાના સંગમની નાની સરખી આવૃત્તિ જેવો લાગે. પણ પ્રાકૃતિક સૌન્દર્ય નાના સ્વરૂપમાં હો કે મોટા સ્વરૂપમાં—માનવીના અંતરના ઊંડાણમાં સૂતેલી કવિતાને જગાડવામાં તો એ સરખો જ ભાગ ભજવે છે.

વેરા નદીને કાંઠે આવેલા એક મકાનના પહેલા માળે અમારું એપાર્ટમેન્ટ. એપાર્ટમેન્ટમાં બે ઓરડા. એક સૂવાનો, બીજો બેઠકનો. સૂવાના ઓરડામાં ત્રણ પલંગ. એક મારો, બીજો પેટરનો અને ત્રીજો ગેર્ટનો. અમે ત્રણે એક જ કારખાનામાં કામ કરીએ. પેટર અને ગેર્ટ પૂર્વ જર્મનીમાંથી પશ્ચિમ જર્મની નાસી આવેલા.

માર્ટિન એ અમારો મિત્ર : ખાસ કરીને ગેર્ટનો અને મારો. એને અમારા વિના ચેન ન પડે. એ પણ અમે કામ કરતા હતા તે જ કારખાનામાં કામ કરે અને વેઝા નદીને કાંઠે આવેલા એક નાના સરખા મકાનમાં પોતાનાં માતપિતા અને ભાઈબહેન સાથે રહે. એ પોતાનો મોટા ભાગનો સમય અમારી કંપનીમાં જ વ્યતીત કરે.

તેવામાં પેટર વળી કોઈ છોકરીના પરિચયમાં આવ્યો અને એને પોતાની ઉંમર તેમ જ આવક પરવાનગી આપે તે પહેલાં તો એણે એ છોકરી સાથે પોતાના વિવાહ કરી નાખ્યા અને અમને છોડી એ પોતાના સાસરિયામાં રહેવા ચાલ્યો ગયો. અમારા શયનખંડનો એક પલંગ સૂનો પડ્યો.

માર્ટિને તરત દરખાસ્ત મૂકી :

—હું અહીં રહેવા આવું તો !

મેં કહ્યું :

—તારી પાસે વધારાના ત્રીસ માર્ક છે કે શું ?

ગેર્ટે કહ્યું :

—આવી જા. પણ તારાં માતાપિતા શું કહેશે ?

માર્ટિને કહ્યું :

—એ તો હું એમને સમજાવી લઈશ.

એટલે અમે અમારી ઘરધણિયાણી જોડે તે બાબતની વાત કરી અને એણે સહેજ અચકાયા વિના તરત જ





સંમતિ આપી. બીજે જ દિવસે માર્ટિન પોતાનાં બેગબિસ્તરા લઈ ને અમારી સાથે રહેવા આવી પહોંચ્યો.

આ અમારી ઘરધણિયાણી (ફ્રાઉ હોખમાન કે ફ્રાઉ બાખમાન એવું કંઈક તેનું નામ હતું) પણ ભારે કમાલની બાઈ હતી. શરીરે સાવ માંયકાંગલી, દૂબળી અને પાતળી : માત્ર હાડકાં અને ચશ્મા ! એને જોતાં એમ જ લાગતું જાણે એક હાડપિંજર ચશ્મા પહેરીને હરીફરી રહ્યું છે ! આમ એની આંખો કમજોર : એ કદમ નજીક ઊભેલો હાથી એના જોવામાં ન આવે પણ બે માઈલ દૂર પડેલી ફેની એની નજરમાં તરત આવી જાય ! આખો દિવસ પૈસાના રોદણાં જ રોયાં કરે. એની સાથે વ્યક્તિગત પરિચયમાં નહિ આવવાની અમારી તકેદારીને કારણે અમે ક્યારેય એની ઉંમર પૂછી નથી. એનો શારીરિક બાંધો જ કંઇ એવો કે એ ત્રીસ વરસનીય લાગે અને સાઠ વરસનીય લાગે. વિધવા હોવા છતાંય એક કોઈ એંશી વરસના ઘરડા માણસ જોડે માનસિક પરિણયનો ઉપભોગ કરતી હતી, પેલો ઘરડો પ્રેમી દરરોજ સાંજે એને ત્યાં આવે અને એ બેઉ ભેગાં મળીને એકાદ બે બાટલી શરાબની પીએ. એને વીસ કે એકવીસ વરસનો એક પુત્રયે હતો. એને બિચારાને વારસામાં પોતાની માનું માંયકાંગલું શરીર જ મળેલું. મિસ્ટર યુનિવર્સ બનવાની એની તમન્ના એને છેવટે જર્મન ફોજ સુધી ઢસડી ગઈ. થેલા જેવો ઢીલો ને ઢચ લશ્કરી યુનિફોર્મ પહેરીને સહેજ ટટાર ગરદને મ્યૂનિકની સડકો ઉપર ચાલે—ત્યારે અમે અમારું હાસ્ય ખાળી શકતા નહોતા. એકવાર એણે મને કહેલું:

—આદમ, પહેલાં કોઈ છોકરી મારી સામું જોતી નહોતી. હવે જો, દરેક છોકરી મારી સામું તાકી તાકીને જુએ છે.

એ વળી આ લશ્કરી યુનિફોર્મ પામ્યા પછી કોઈ અન્ય જ ખુમારી અને તુમાખી લઈ ને ફર્યા કરતો હતો. જાણે એ યુનિફોર્મમાં એની તમામ યુતેની ઈચ્છાઓ અને એનાં તમામ સુપ્ત સપનાંઓ જાગ્રત થઈને કેન્દ્રિત થઈ ગયાં હતાં ! એની મા પણ પોતાના આ બહાદુર પુત્રને જોઈ જોઈને ફૂલી સમાતી નહોતી.

*

અમે ત્રણે વ્યક્તિદીઠ ત્રીસ માર્કને હિસાબે નેવું માર્ક ભાડુ ભરતા હતા. વધુ પૈસા મેળવવાની અમારી ઘરધણિયાણીની લાલસા ત્યાં અટકે તેવી નહોતી. અમારાં મેલાં કે ધોયેલાં મોજાં કે રૂમાલ, ચડ્ડી કે ગંજી : જે કાંઈ એના હાથમાં ચડે તે અમને પૂછ્યા-ગાછ્યા વિના ધોઈ નાખે અને શુક્રવારે (અમારા સાપ્તાહિક પગારને દિવસે) સાંજે ચાર લાંબાં લિસ્ટ લઈને અમારી કને હાજર થઈ જાય. જુદી જુદી ત્રણ કાપલીઓ અમારા ટેબલ ઉપર મૂકે અને પોતાનો માયકાંગલો હાથ લંબાવીને ઊભી રહે.

| | |
|---|---|
| ૪ જોડી મોજાં | : ૮૦ ફેની |
| ૬ રૂમાલ | : ૬૦ ફેની |
| ૩ ચડ્ડી | : ૬૦ ફેની |
| ૨ ગંજી | : ૬૦ ફેની |

અમારા એપાર્ટમેન્ટમાં વહેતા પાણીની સગવડ નહિ પણ નીચે વરંડામાં પાણીનો નળ જ્યાં મકાનના અન્ય ભાડૂતો પોતાનાં કપડાલત્તાં ધુએ

એક દિવસે મેં અમારી ઘરધણિયાણીને કહ્યું :

—અમે અમારાં મોજાં રૂમાલ પોતે જ ધોવા માગીએ છીએ, તેથી તમે ધોવાના તકલીફ લેશો નહિ.

એટલે એ તરત બોલી ઊઠી :

—ક્યાં ધોશો ?

મેં કહ્યું :

—કેમ ક્યાં, આ નીચે બધા ધુએ છે ત્યાં.

એટલે એણે હાડકું અને ગીધું હાસ્ય હસતાં કહ્યું :

—ત્યાં તમે ધોઈ શકતા નથી. પેટાભાડૂતો માટે તે નળનો ઉપયોગ કરવાની મનાઈ છે.

મેં કહ્યું :

—સારું તો અમે અમારી નજીકની લૉન્ડ્રિંગ કંપનીમાં ધોવા આપીશું.

એટલે એણે ફરી મધમીઠા દાંતનું દાન કરતાં કહ્યું :

—શા માટે લૉન્ડ્રિંગ કંપનીમાં ?

હું તમને સસ્તામાં ધોઈ આપું છું.

દર શુક્રવારની સાંજે એનાં ત્રણ લિસ્ટો અમારા ટેબલ ઉપર મુકાવાં ચાલુ જ રહ્યાં. હજી જાણે એને પૈસા ઓછા પડતા હતા. એણે વળી વધુ ને વધુ નવી નવી તરકીબો અજમાવવા માંડી. અમારા સ્વપ્નમાં કે ખ્યાલમાંય ન આવે તેવી નાની નાની બાબતોમાં એણે અમારી પાસેથી પૈસા પડાવવા માંડ્યા. અમેય કંટાળી ગયા, પણ બીજું થાય શું ? આમ સહેલાઈથી બીજી રૂમ મળે તેવું હતુંયે ક્યાં ? અમે એ નાનામોટા જખ્મો સહન કરતા રહ્યા—એક પણ હરફ ઉચ્ચાર્યો વિના !

એક દિવસે ગેર્ટને સળેખમ થયું. એણે વારંવાર છીંકો ખાવા માંડી. એટલે મેં મજાકમાં કહ્યું :

—ગેર્ટ, તુંય ગાંડો થયો છે કે શું ? છીંકો ન ખા !

એને કશું સમજાયું નહિ.

મેં ચોખવટ કરી.

—ભલા માણસ, જો આવી રીતે છીંકો ખાતો રહીશ અને આપણી ઘરધણિયાણી સાંભળી જશે તો આવતા શુક્રવારની સાંજે તારા લિસ્ટમાં નીચેની આઈટમ ઉમેરાયેલી હશે :

આશરે ૭ છીંક : ૭૦ ફેની.

ગેર્ટ ખડખડાટ હસી પડ્યો, અને પોતાના અટ્ટહાસ્ય દરમિયાન ફરીવાર એણે એક જોરથી છીંક ખાધી !

*

અમારા એપાર્ટમેન્ટની પડખેની રૂમમાં એક બીજુંય અલબેલું પાત્ર અમારી ઘરધણિયાણીના પેટ ભાડૂત તરીકે રહેતું હતું : એક ચોવીસ વરસની દરજણ. એના જીવનમાં જાણે બે જ બાબતો અગત્યતા ભોગવતી હતી. એક પેરિસની ફેશન-પરેડો અને બીજી અમેરિકા. પેરિસમાં સ્ત્રીઓ માટેની વેશભૂષાની કોઈ નવી ફેશન બહાર આવે એટલે એ તરત જ તેની નકલ ઉતારી પોતાની સગી જાત ઉપર જ અજમાવે ! એકવાર ઉનાળાના દિવસોમાં એણે 'બિકિનિ' ફેશનનો ખતરનાક અખતરો કર્યો. આપણા ભારતના ત્રણ ચતુર્થાંશ નગ્ન રહેતા સાધુ 'બાવાઓનેય' ખુલ્લે ખુલ્લો પડકાર આપે તેવી આ વેશભૂષામાં સજ્જ થઈને જ્યારે એ અમારા એપાર્ટમેન્ટમાં અમારી પ્રશંસા મેળવવા આવી ત્યારે અમને અમારી આંખો ઉપર અમારા હાથ મૂકી દેવાની એકાએક વૃત્તિ થઈ આવી ! પોતાનો આ અતિ આધુનિક પ્રયોગ જો એણે અમારા એપાર્ટમેન્ટ સુધી જ મર્યાદિત રાખ્યો હોત તો એક કાનથી બીજા કાનને ખબર ન પડત. કહેવતમાં આવે છે કે દિવાલોનેય કાન હોય છે, પણ આંખોનો તેમાં ક્યાંય ઉલ્લેખ નથી; એટલે એ આખો ક્રાંતિકારી પ્રયોગ અમારી ચાર દિવાલોની વચ્ચે જ દબદબાભરી પૂર્ણાહુતિ પામત, પણ એ તો એક આંખના પલકારામાં બહાર નીકળી જઈ વેરા પૂલને ઓળંગી શહેરના ભરચક્ક રસ્તા ઉપર થઈ 'આઈસ-ડીવે'માં જઈ આઈસ્ક્રીમ ખરીદી, આઈસ્ક્રીમ ખાતી ખાતી પાછી આવી. આપણા મહાકવિ કાલિદાસે જો આ દૃશ્ય જોયું હોત તો પોતાની ધટ્ટરતનીઓ અને નિતંબિનીઓનાં કાવ્યોમાં સહેજ સુધારા વધારા કરી એ જરૂર કોઈ નવી ઝલક પેદા કરી શકત ! શિયાળાની કડકડતી ઠંડીનો કાયમ ડર હોવા છતાંય અમને થઈ આવ્યું કે હવે આ ઉનાળો જાય તો સારું ! એનો આ 'બિકિનિ'નો અખતરો જોયા પછી જ મને સમજાયું કે એના પતિએ એને શા માટે છૂટાછેડા આપ્યા હશે. જો કે એ હંમેશાં પોતાના પતિનો જ વાંક કાઢ્યા કરતી હતી.

આપણે ભારતવાસીઓ જર્મની આવવાનાં સપનાં સેવીએ છીએ. જર્મનો અમેરિકા જવાનાં સપનાં સેવે છે. અને અમેરિકનો કદાચ ચંદ્રમાં જવાનાં સપનાં સેવતાં હશે ! એ અમને રોજ કહેતી :

—મારી એક બહેનપણી અમેરિકામાં છે. એ પણ વ્યવસાયે દરજણ છે. અઢળક કમાય છે. અમેરિકા માટેના પેસેન્જના પૈસા એકઠા થઈ જશે કે હું પણ ઊપડી જઈશ.

એક બાજુએ અમેરિકા જવાનાં સપનાં સેવતી હતી

અને બીજી બાજુ એ ફર્નીચરના એક શ્રીમંત જર્મન વેપારી સાથે પ્રેમરમતે રમતી હતી. આખી રાત એના રૂમની બત્તી જલતી રહેતી.

*

માર્ટિન અને ગેર્ટને હમેશાં થયા કરતું કે આખું જગત પ્રેમ કરે છે અને પોતે જ એ સ્વર્ગીય સુખથી અલિપ્ત રહેવા પામ્યા છે. જો, પેલો પેટર પણ હવે પરણવાનો ! આ દરજણ પણ પેલા ફર્નીચરના શ્રીમંત વેપારી સાથે રંગીલી રાતો પસાર કરે છે ! અરે એટલું જ નહિ પણ આ આપણી માંયકાંગલી ઘરધણિયાણી પણ દરેક સાંજે પેલા એંશી વરસના ખખડી ગયેલા વૃદ્ધ સાથે મદ્યપાન કરે છે ! ચોવીસે કલાક એ બેઉ પ્રેમમાં પડવાની તૈયારી રાખીને જ ફરતા ફરતા. ડેન્સમાં જતા. કાફેમાં જતા. ઉત્સવોમાં હાજરી આપતા. યથાશક્તિ દરેક કોશિશ કરતા.

જો કે અવારનવાર તેઓ કોઈ છોકરીના પરિચયમાં આવતાય ખરા, પણ એમનો આત્મા જ ડૉન જુઆનનો, કોઈ એક ફૂલ ઉપર બેસી રહે તો પછી એ ભ્રમર શાનો !

એક દિવસે એમણે એક વિચિત્ર પ્રયોગ કર્યો. બેઉ જણે એક ચિઠ્ઠી લખી:

> કોઈ રૂપાળી છોકરીના પ્રેમમાં પડવાને આતુર એવા અમે બે જુવાનો છીએ. જેને પ્રેમમાં પડવાની ઈચ્છા હોય તે અમને નીચે દર્શાવેલા સરનામે પ્રેમપત્ર લખે.

ચિઠ્ઠીને કવરમાં બીડી અને પોતાની પાસે રહેવા દીધી. એક દિવસ અમે કાસલ જતા હતા ત્યાં રસ્તાના કોઈ એક સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર એ કવર ફેંકી દીધું અને દિવસોના દિવસો સુધી પ્રેમપત્રના આગમનની રાહ જોતા બેસી રહ્યા.

લાંબી પ્રતીક્ષાને અંતે એક દિવસે એક પત્ર આવ્યોય ખરો. માર્ટિન ઉપર. ગેર્ટ ભારે ઊંચોનીચો થઈ ગયો. માર્ટિન ગુલાબી હવામાં ઊડવા લાગ્યો. થોડા દિવસના પત્રવ્યવહારને અંતે બેઉ વચ્ચે મુલાકાતો યોજાઈ. બેઉ વચ્ચેનો સંબંધ વધતો ગયો. સ્પર્શ...ચુંબન...અને વાત તેથીયે વધુ આગળ પહોંચી ગઈ.

ગેર્ટ હવે માર્ટિનની ઠેકડીઓ ઉડાવવા માંડી.

ગેર્ટ કહે :

—આવી છોકરીઓમાં અને વેસ્યાઓમાં હું કંઈ ફેર જોતો નથી.

એટલે માર્ટિન કહે :

—હવે સીધી રીતે કહે ને કે દ્રાક્ષ ખાટી છે.

*

આ ચિઠ્ઠીનો પ્રેમ થોડા દિવસ ચાલ્યો, પછી એકાએક પેલી ચિઠ્ઠીની માશૂક ગુમ થઈ ગઈ. એના પ્રેમપત્રોય અદૃશ્ય થઈ ગયા. હવે માર્ટિન ખૂબ ઊંચોનીચો થવા માંડ્યો. રોજનો એક પત્ર લખે પણ જવાબ ન મળે. એક દિવસે એ ભારે ઉશ્કેરાયેલી હાલતમાં અમારી કને આવ્યો.

—સાળી આ છોકરીઓનો ક્યારેય ભરોસો નહિ કરવો. એમની જાત જ બેવફા. આજે મેં એને જોઈ, કોઈ બીજાને પોતાની બગલમાં લઈને ફરતી હતી.

ગેર્ટે તીખી મજાક કરી.

—એ તો બીજાએ વધુ સારા અક્ષરોમાં ચિઠ્ઠી લખી હશે.

મેં કહ્યું :

—માર્ટિન, નિરાશ થા મા, નવા નામે ફરી એક નવી ચિઠ્ઠી લખ એટલે ફરી એ તારી પાસે આવશે.

☆

'મિશ્ર'

## વૈચિત્ર્ય !

જાણું ન શું લખી દીધું વિધિએ લલાટે
ને છે લલાટ મુજ, તો ય હું જ ના વાંચું !
કો' દી નિહાળું અરીસે ! ઉલટું જ ભાસે
વૈચિત્ર્ય કોનું ? મુજ ? દર્પણ તણું કે વિધિનું ?

હર્ષિ । પંડિત

# અનુકૂલન

ઊર્મિનાં વાચકોને જાણતાં લેખિકા બહેને ઘણા લાબા ગાળ્ પછી એમને સિદ્ધ થયેલી રી ? અને એમના પ્રિય વિષય માનસશાસ્ત્રની છણાવટ કરતો આ મહત્ત્વનો લેખ ખાસ ઊર્મિના દિવાળી અંક માટે લખેલો છે જે દરેકને ખપ લાગશે અને મનનીય થઈ પડશે...

સામાન્ય રીતે દરેક વ્યક્તિ પોતાના રોજિંદા વ્યવહારમાં અનુકૂલન (Adjustment) શબ્દ એના મનોવૈજ્ઞાનિક બોધનની માથાકૂટમા પડ્યા વગર વાપર્યે જાય છે દા. ત. 'મે મારું ઘડિયાળ પાછળ જતુ હતુ તે Adjust કરાવ્યું' કે 'આજે બૅન્કમા જઈને બધો હિસાબ Adjust કરાવ્યો' અને કોઈ વિદ્યાર્થી વાત કરતો હોય તો કહેશે કે હવે બધા વિષયના મારા ગુણ બરાબર થઈ ગયા આપણી રોજિંદી વાતચીતમા આ શબ્દનો આપણે વારંવાર ઉપયોગ કરતા હોવા છતાં એ શબ્દના મનોવૈજ્ઞાનિક બોધનનું વર્ગીકરણ કરવાની ચિંતામા ક્યારેય પડ્યાં છીએ ખરા ? જીવનની કેટલીક વાસ્તવિકતાઓ પર આપણો કાબૂ ન રહ્યો હોય અને આપણે એ સ્વીકારીને આપણી ઘરેડભરી જિંદગી જીવતા હોઈએ ત્યારે પણ આપણે કહીએ છીએ કે સંજોગોને અનુકૂળ થઈ ગયા છીએ. બદલાતાં હવામાનથી ટેવાવાનો પ્રયત્ન કરતી વખતે પણ 'હવે ટેવાઈ ગયાં છીએ' એવા અર્થમાં આ શબ્દપ્રયોગ આપણે કરીએ છીએ તો ક્યારેક જીવનમાં સ્વીકારેલા સિદ્ધાંતો અને એ સિદ્ધાંતોના પાલનાર્થે માર્ગમા આવતા અવરોધોથી કંટાળી જઈને કરેલાં સમાધાનો સૂચવવા પણ આ શબ્દનો ઉપયોગ કરીએ છીએ.

આમ તો અનુકૂલનના ઘણા અર્થો આપણે ધારીએ તો બેસાડી શકીએ છીએ. પણ એને લીધે આ શબ્દની મર્યાદાનો પણ આપણે સાથે સાથે ખ્યાલ રાખવો જ રહ્યો એક બાજુ અનુકૂલનની અનેક વ્યાખ્યાઓ આપણને અમુક જ દિશામાં વધુ વિસ્તૃત રીતે વિચાર કરવા પ્રેરે તેમ છે અને આપણે જે વિચાર રજૂ કરવાની ઇચ્છા રાખતાં હોઈએ તેને વધુ સ્પષ્ટતા અર્પે તેમ છે ત્યારે બીજુ બાજુ આપણે જ્યારે આ શબ્દપ્રયોગ કરીએ છીએ ત્યારે ખૂબ ટૂંકાણમાં અને અસ્પષ્ટ રીતે આપણે જે કહેવાનું હોય છે તે કહીને છૂટી જઈ શકીએ તેમ છીએ. આથી જ્યારે આપણે કોઈ પણ વ્યક્તિ વિષે અને તેના સંજોગો વિષે વાત કરતી વખતે એમ કહીએ છીએ કે એના સંજોગોને અનુકૂળ નથી બની શકી ત્યારે આપણે માત્ર એટલું જ કહેવુ હોય છે કે આપણને એ વ્યક્તિના વર્તાવથી સંતોષ નથી, અને એમા સુધારાને પૂરતો અવકાશ છે

સામાન્ય રીતે મનોવિજ્ઞાનની પરિભાષા સમજાવતા સંદર્ભગ્રંથો અનુકૂલનની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે. વ્યક્તિ એના આજુબાજુના વાતાવરણ સાથે એવી જાતની સમતુલા પ્રાપ્ત કરે છે કે જ્યારે એની કોઈ પણ ઇચ્છા વણસંતોષાયેલી નથી રહેતી અને વ્યક્તિનાં બધાં જ જીવનકાર્યો કોઈપણ જાતની અડચણી— માનસિક કે ભૌતિક—વગર થયે જ જાય છે. દા ત. આપણા શરીરમાં ચાલુ રહેતી કેટલીય રાસાયણિક ક્રિયાઓ સાથે આપણે સુસંગત બની જઈએ છીએ અથવા તો આજુબાજુના વાતાવરણ સાથે આપણે એકરૂપ બની જઈએ છીએ હવામાનમા ભેજનું પ્રમાણ બદલાય એટલે આપણા શરીરમા પણ કાઈક પરિવર્તન આપમેળે થાય છે અને આપણી શ્વાસોચ્છ્વાસની ક્રિયા દ્વારા અથવા તો ઉત્સર્ગની ક્રિયા દ્વારા આપણે અનુકૂળ બની શકીએ છીએ. એવી જ રીતે જ્યારે એકદમ નવા બની સામાજિક વાતાવરણમાં કે કાઈ જઈએ છીએ ત્યારે માનસિક અનુકૂલન પ્રાપ્ત કરવા પણ મથામણ કરીએ છીએ બદલાયેલા સંજોગો વ્યક્તિ પાસેથી જે જાતના અનુકૂલનની અપેક્ષા રાખતા હોય તે પ્રમાણે વર્તવાનો આપણે જો પ્રયાસ ન કરીએ તો સમાજમાં હાંસીપાત્ર બનવાની સાથે સાથે માનસિક રીતે દુખી દુખી થઈ જઈએ દા ત. ખૂબ લાડકોડમાં ઉછરેલી કન્યા પિતૃગૃહે ભૂપે સાહ્યબી ભોગવી શકતી હોય પણ આપણો





સમાજનું માળખું એવું છે કે એને એ સાળથી શ્વસુરગૃહે ભોગવવાની તક ન પણ આપવામાં આવે ત્યારે એણે વાતાવરણનો તફાવત મનોમન સમજીને પોતાનું વર્તન કઈ જાતનું હોવું જોઈએ તે નક્કી કરવું જ રહ્યું. જો એ પોતાનું વર્તન ન બદલી શકે તો એ પોતે જ માનસિક સંઘર્ષોનો ભોગ થઈ પડે.

સંપૂર્ણ રીતે પોતાના સંજોગોને અનુકૂળ થયેલી વ્યક્તિ ભાગ્યે જ જોવા મળે છે, આંશિક અનુકૂલનને પ્રાપ્ત થયેલી વ્યક્તિઓ કદાચ આપણા સમાજમાં વધુ જોવા મળે કારણ કે અનુકૂલન એ વ્યક્તિના જન્મથી માંડીને મૃત્યુ સુધી સતત ચાલુ રહેતી પ્રક્રિયા છે. આપણે એક નાના બાળકનો જ દાખલો લઈએ. એ જન્મે ત્યારથી જ અનુકૂળ થવા પ્રયત્ન કરે છે. શરૂઆતમાં તો એણે એની શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં પરિવર્તન આણવું પડે છે, પછી એની પોષણ મેળવવાની પ્રક્રિયાથી— ગર્ભાવસ્થા દરમિયાન હતી એના કરતાં સાવ જુદી હોવા છતાં—ટેવાવું પડે છે, બહારની દુનિયાનાં હવા ઉજાસનાં પરિવર્તનો સામે પણ એને ઝઝૂમવું પડે છે. જેમ જેમ એ ભૌતિક બળોથી ટેવાતું જાય છે તેમ તેમ એનો વિકાસ સધાતો જાય છે અને વિકાસનાં આંતરિક તેમજ બાહ્ય પરિબળોને પણ અનુકૂળ થવા યત્ન કરે છે. પોતાનાં માબાપ તથા બીજાં કુટુંબીઓથી તે ટેવાય છે. ધીમે ધીમે એની હાજતોના નિયંત્રણથી ટેવાય છે અને હાલતું-ચાલતું -ફરતું થાય એટલે એની દુનિયા થોડી વધુ વિશાળ બનતા મિત્રોથી ટેવાય છે અને જેમ જેમ શારીરિક અને માનસિક વિકાસની ભૂમિકાનાં પગથિયાં ચડતું થાય તેમ તેમ શારીરિક ગ્રંથિઓનાં પરિવર્તનોને લીધે પરિપક્વતા માનસિક પરિવર્તનથી પણ ટેવાતું જાય છે. આમ એની અનુકૂલનની સતત ચાલુ રહેતી પ્રક્રિયામાં એના માબાપ સાથેનો એનો સંબંધ, એને થતા અવનવા અનુભવો અને એના વ્યક્તિત્વના સમગ્ર વિકાસનો આધાર રહેલો હોય છે. નાનું બાળક એના વિકાસની ક્રિયામાં આંતરિક તેમજ બાહ્ય માગણીઓને અનુકૂળ હંમેશ થતું જ રહે છે અને જો નથી થઈ શકતું તો માનસિક વિકૃતિનો ભોગ બને છે. માનસિક તંદુરસ્તીનો અભ્યાસ કરનારા વિજ્ઞાનિકો આ વિકૃતિઓનો ઊંડો અભ્યાસ કરે છે અને જણાવે છે કે આ વિકૃતિઓ એવી ગંભીર નથી હોતી કે વ્યક્તિ પોતાનો જીવનવ્યવહાર ન ચલાવી શકે, આમ છતાં સમાજમાં આપણને જ્યાં ત્યાં દેખાતાં લાઘવગ્રંથિ, શંકાશીલતા, નિરાશા, ચીકણાપણું, ગુનાહિત માનસ, ઉદ્વેગ અને કંકાસપ્રિયતા વ્યક્તિ પોતે સામાજિક રીતે અનુકૂળ નથી થઈ શકી એના પ્રતીકસમાં છે.

દરેક વ્યક્તિ જુદી જુદી રીતે અનુકૂલનની સ્થિતિ પ્રાપ્ત કરવા મથે છે. કેટલીક વ્યક્તિઓ ખૂબ સમય લે છે. નાનપણમાં જો આપણી શારીરિક જરૂરિયાતો (ભૂખ અને નિંદ્રા) ન સંતોષાય તો આપણે હેરાન-પરેશાન થઈ જઈએ છીએ અને શું કરવું એ સૂઝતું નથી. પણ જેમ મોટા થઈએ છીએ તેમ શારીરિક અથવા બાહ્ય જરૂરિયાતો વિષે સંયમ કેળવતાં જરૂર શીખી જઈએ છીએ, અને માનસિક અથવા આંતરિક જરૂરિયાતોને એટલે કે પ્રેમ, સલામતી સ્વમાન ને સામાજિક મોભાને વધુ મહત્ત્વ આપીએ છીએ. આ માનસિક આવશ્યકતાઓનો પણ આપણે ભૂખ ને તૃષાની જેમ જ અનુભવ કરીએ છીએ. અને અંદરથી જાણે કાંઈક આંતરિક દબાણ ન થતું હોય એમ આપણને લાગ્યા કરે છે, જે દબાણ આપણા વર્તાવને અમુક રસ્તે દોરે છે. જો આ માનસિક જરૂરિયાતો ન સંતોષાય તો આપણને માનસિક અગવડ પણ પડે છે. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન બ્રોમેક તથા અન્ય મનોવૈજ્ઞાનિકોએ ૩૬ સૈનિકો પર પ્રયોગો કર્યા. પહેલાં તેમને અર્ધાભૂખ્યા રાખવામાં આવ્યા અને કામ પૂરેપૂરું લેવામાં આવ્યું. અવલોકનોએ સાબિત કર્યું કે આમાંના ઘણા સૈનિકોની વાતચીતમાં ખોરાકની ચર્ચા મુખ્ય રહી, એટલું જ નહીં પણ ઘણા સૈનિકોને તો પોતે રસોઈઆ બને તો સારું એવાં દિવાસ્વપ્નો પણ આવવા માંડયાં. કેટલાક સૈનિકોએ પોતાની ખોર-

ડીમાં માસિકોમા છપાયેલી જાહેરખબરમાંથી ખોરાકની વાનગી અ એની જાહેરાતો ટીંગાવી દીધી. આ અભ્યાસે એ બતાવી આપ્યું કે વ્યક્તિની ક્રિયાઓ, દર્શનો, અને સાહચર્યો પર પણ આંતરિક જરૂરિયાતોને સક્રિય બનાવીને કાબૂ મેળવી શકાય.

આ રીતે જોઈએ ત્યારે અનુકૂલનની ક્રિયા કેવી ગૂંચવણભરી છે એનો ખ્યાલ આવ્યા વગર નથી રહેતો. કારણ કે વ્યકિત એક જાતની આંતરિક માગણી પ્રત્યે અમુક રીતે વર્તે અને બીજી જાતની આંતરિક માગણી સામે સંઘર્ષ પણ વ્યક્ત કરે. જો બે જુદી જુદી આંતરિક આવશ્યકતાઓ વિરોધી બળવાળી હોય તો સંઘર્ષ જરૂર ઉદ્ભવે, એવી જ રીતે જો બે બાહ્ય આવશ્યકતાઓ વિરોધાભાસી હોય તો પણ માનસિક ઉદ્વેગ જરૂર ઉત્પન્ન થાય. દા. ત. એક વ્યકિતને સામાજિક પ્રતિષ્ઠા મેળવવાની તીવ્ર ઝંખના થાય પણ સાથે સાથે એને પ્રેમ પણ મેળવવો હોય. એને એમ થાય કે બીજી વ્યક્તિઓ કરતાં જો એ વધુ પૈસાપાત્ર બને તો સામાજિક મોભો એને જરૂર મળે એટલે એ પોતાના બધા પ્રયત્નો એ દિશામાં જ વાળે. પણ કમનસીબે હરીફાઈ વધુ હોય તો એને સફળતા મળતાં વાર પણ લાગે, સાથે સાથે બીજો કોઈ હરીફ વધુ મહેનત કરતો હોય તો એને જીત મળે અને આ શ્રીમાનને પીછેહઠ કરવા વખત પણ આવે, અને પરિણામે આ વ્યક્તિમાં એક જાતની ઈર્ષા તથા વેરવૃત્તિ પણ જન્મે આમ સામાજિક મોભાની ઇચ્છા તો ફળીભૂત ન થાય અને વધારામાં એને એક જાતનો આંતરિક ભય પણ સતાવે કે હવે એને પ્રેમ પણ નહીં મળે. આથી એને સજ્જડ હતાશાના ભોગ બનવું પડે

એવી જ રીતે સંજોગોનાં બે બાહ્ય દબાણો પણ ઘર્ષણમય હોઈ શકે દા. ત. એક છોકરાને એનો બાપ હંમેશ એમ સલાહ આપ્યા કરે કે તું અખાડિયન થા, તબિયત સરસ બનાવ અને મર્દ બન. બીજી બાજુ એની માતા એમ ઇચ્છા વ્યક્ત કરતી હોય કે એ કલાકાર બને અને મર્દાનગીભરી રમતોથી એને ગભરાવતી હોય. હવે જો આ છોકરો એક દબાણને વશ થાય તો બીજાને સંપૂર્ણપણે અવગણે. ઈસપની કથાના પેલા ટટ્ટુ વેચવા જતાં બાપ–દીકરાની જેવી દશા થઈ તેવી દશા થાય અને સૌને રાજી રાખવા જતાં બાપ–દીકરો જે મુસ્કેલીમાં મુકાયા એ જ આ છોકરાને પણ અનુભવવી પડે. આવાં ઘર્ષણો જુદી જાતનું વર્તન માગી લે છે અને અનુકૂલને અંગે જુદી જાતના પ્રશ્નો ઉપસ્થિત કરે છે કારણ કે એકની ઇચ્છા યા દબાણની પરિપૂર્તિ બીજાની ઇચ્છા અને દબાણને ફટકો મારે છે, વ્યક્તિની માનસિક રાહતની લાગણીને નુકશાન પહોંચાડે છે, અને પરિણામે વ્યક્તિ કેટલાક શારીરિક રોગોનાં ચિહ્નો દર્શાવતી બને છે. પરિણામે એ ક્યાં તો સમાજવિરોધી વલણ અખત્યાર કરતી બને છે અથવા તો સમાજના ખોખામાં બંધ બેસતું થઈ શકે એવું વર્તન બનાવતી બની જાય છે.

જેવી રીતે બાહ્ય દબાણો જે જાતની ઘર્ષણમય પરિસ્થિતિ ઊભી કરીને વ્યક્તિને હેરાન પરેશાન કરી મૂકે છે તેવી જ રીતે ક્યારેક આંતરિક જરૂરિયાતો અને બાહ્ય આકાંક્ષાઓ વચ્ચે પણ ઘર્ષણમય પરિસ્થિતિ ઊભી થતાં વ્યક્તિ વિચિત્ર પરિસ્થિતિમાં મુકાઈ જાય છે. ખાસ કરીને બાળક જયારે સામાજિક વિકાસની ભૂમિકામાં હોય છે ત્યારે એના મનમાં આ જાતનાં ઘર્ષણો ઉત્પન્ન થયા વગર રહેતાં નથી. આપણા કેટલાક આવેગો એવા છે કે જેને આપણે તાત્કાલિક સંતોષી શકતા નથી, કારણ કે સામાજિક પરિસ્થિતિવશાત્ આપણે આપણું વર્તન રાખવું પડે છે. દા. ત. આપણી કામેચ્છા. કિશોરાવસ્થા દરમ્યાન આ આવેગ ઘણાયના મનમાં ઘર્ષણ જન્માવે છે, અને આપણાં સમાજે લગ્ન દ્વારા એની તૃપ્તિ સ્વીકારેલી હોવાથી કિશોરાવસ્થા દરમિયાન આવેગતૃપ્તિ શક્ય બનતી નથી. એવો જ બીજો આવેગ છે આક્રમણવૃત્તિનો. આપણે ધારીએ કે ઇચ્છીએ એ બધી જ વ્યક્તિઓ પર આપણે આક્રમણ કરી શકતા નથી. ઓકસીંગ



કે કુસ્તીદંગલ જેવી રમતો દ્વારા કાંઈક અંશે આપણી આક્રમકવૃત્તિનું નહેરીકરણ સમાજે સ્વીકારેલા માર્ગે જરૂર કરી શકીએ પણ મનમાં આવે ત્યારે અને મનમાં આવે તે વ્યક્તિને બેચાર તમાચા ચોડીને પ્રત્યક્ષ સંતોષ તો ક્યારેય ન જ માણી શકીએ ને ?

વાસ્તવિક રીતે જોઈએ તો આમ અનુકૂલનનાં બે અંગો છે. પ્રથમ અંગ અનુકૂલનના પ્રકાર અંગેનું ને બીજું એની પ્રક્રિયા અંગેનું. અનુકૂલનને વિદ્વાનો એક સિદ્ધિ તરીકે ઓળખાવે છે જે કયાં તો ખૂબ સુંદર રીતે કોઈ વ્યક્તિ સિદ્ધ કરે છે યા તો ખૂબ ખરાબ રીતે. અનુકૂલનના આ બંને અંગો જુદા જુદા હેતુઓ અંગે વિચાર કરે છે. પ્રથમ અંગ અનુકૂલનની સિદ્ધિ અંગે અને બીજું અંગ અનુકૂલન કેવી રીતે પ્રાપ્ત કરાયું એનો વિચાર કરે છે. આમ છતાં પ્રથમ અંગ પ્રત્યે સૌ કોઈનું ધ્યાન જેટલું દોરાયું છે તેટલું બીજા અંગ પ્રત્યે નથી આકર્ષાયું. કારણ કે વ્યવહારમાં સિદ્ધિ જેટલું મહત્ત્વ ધરાવે છે તેટલું મહત્ત્વ સિદ્ધિ પ્રાપ્ત કરવાની પ્રક્રિયાને આપતાં આપણે અચકાઈએ છીએ. દા. ત. એક વેપારી પોતાના વેપારમાં મદદ કરવા માટે જે વ્યક્તિઓને પોતાના મેનેજર તરીકે નોકરીએ રાખે છે અથવા લશ્કરી નેતાઓ જે સૈનિકોની ભરતી કરે છે તે માત્ર એટલું ધ્યાનમાં રાખે છે કે નોકરી સ્વીકારનાર વ્યક્તિ પ્રતિકૂળ સંજોગોમાં પણ પોતાનું કામ ચાલુ રાખી શકીને વેપારની કે લશ્કરી ફરજોનું પાલન કરશે. જો નોકરીમાં જોડાનાર વ્યક્તિનું અનુકૂલન સારી રીતે ન થઈ શકે તો વેપારી એ વ્યક્તિ શા માટે અનુકૂળ ન બની શકી એનાં કારણોનાં પૃથક્કરણમાં કદીયે ઊતરવાની તકલીફ નહીં લે. અને ખરાબ અનુકૂલનને કારણે એ વ્યક્તિની અનેક શક્તિઓ વેડફાઈ ગઈ એની ચિંતા પણ વેપારી નહીં જ કરે.

વ્યક્તિ પોતાનું અનુકૂલન યોગ્ય રીતે કરી શકી છે કે નહીં તે સાબિત કરવા માટે મનોવિજ્ઞાનિકોએ ચાર મહત્ત્વનાં સૂચન કર્યાં છે. (૧) વ્યક્તિ માનસિક રીતે વાતાવરણમાં બરાબર ગોઠવાઈ છે કે નહિ. જો એને કામના સ્થળે કાંઈક અગવડ પડતી હોય, ઉદ્વેગમય માનસિક સ્થિતિનો અનુભવ થતો હોય, ગુનાની લાગણી ગુનો ન કર્યો હોય છતાંય વારંવાર જન્મતી હોય અથવા વારંવાર માંદગી કે મૃત્યુનો ભય સતાવ્યા કરતો હોય તો આપણે નિઃશંક એમ કહી શકીએ કે વ્યક્તિને કાંઈક માનસિક ખેંચ અનુભવવી પડે છે. (૨) કાર્યદક્ષતાની પૂરેપૂરી ખીલાવટ ન થઈ શકે અને વ્યક્તિ પોતાની કાર્યકુશળતાનો લાભ ન આપી શકે, જેને કારણે એની નોકરી લાંબો વખત ટકે નહીં અથવા એક વિદ્યાર્થી પ્રયત્ન કરે છતાંય શાળાના અભ્યાસમાં પાછળ પડી જાય અને એને વારંવાર નિષ્ફળતા મળે. આવી વ્યક્તિને એની શક્તિઓનું માપ કાઢ્યા પછી ઓછી શક્તિ માગતું કાર્ય સોંપ્યું હોય તો એ વધારે સારી રીતે બજાવી શકે અને એના મન પર કોઈ જાતનો બોજો ન રહે એટલે એ અનુકૂલન વધુ સારી રીતે કરી શકે. (૩) કેટલીકવાર અનુકૂલન બરાબર ન થયું હોય ત્યારે અમુક શારીરિક ચિહ્નો દ્વારા એ વ્યક્ત થાય છે. અપચાનાં દર્દો, જઠરમાં ચાંદી, અતિસાર વગેરે દર્દો એવાં છે કે જેનાં કારણો માનસિક છે પણ વ્યક્તિકરણ શરીર દ્વારા થયું છે. જો કે દર્દીને પોતાને ખબર નથી હોતી કે આ બધાં શારીરિક ચિહ્નોનું કારણ માનસિક છે પણ જો એની માનસિક ચિકિત્સા કરવામાં આવે તો ફેર પડે છે. (૪) સમાજે સ્વીકારેલા માર્ગે જ અનુકૂલન કરવું પડે અથવા બીજા લોકોને ગમે તેટલા માટે પરાણે અમુક રીતે વર્તવું પડે ત્યારે પણ અનુકૂલન સારી રીતે ફળીભૂત નથી બનતું. પોતાના કુટુંબના ભરણ-પોષણને માટે પ્રામાણિક રીતે પ્રયત્ન કરીને જીવવું એ સામાજિક રીતે સ્વીકાર્ય માર્ગ છે પણ વ્યક્તિનું આંતરિક વલણ એવું હોય કે એને ચોરી કરીને જ કુટુંબનું ભરણ–પોષણ કરવાનું મન થાય તો ? એને સમાજ જેલનો જ રસ્તો બતાવે ને ? આમ મનોવૈજ્ઞાનિક રાહત, કાર્યદક્ષતાનો વિકાસ, માનસિક કારણોને લીધે શારીરિક દર્દોનો આવિર્ભાવ અને સમાજે

સ્વીકારેલા માર્ગે અનુકૂલનની સિદ્ધિ પ્રાપ્ત થઈ હોય ત્યારે જ સાચુ અનુકૂલન થયુ છે એમ આપણે કહી શકીએ

હવે આપણે અનુકૂલનના બીજા અંગ—એની પ્રક્રિયાનો વિચાર કરીએ આપણે આગળ જોઈ ગયા તેમ વ્યક્તિનો શારીરિક વિકાસ, કુટુંબ તરફથી પ્રાપ્ત થયેલા સારાનરસા અનુભવો, અના આવેગો અને એનુ બાહ્ય વાતાવરણ એને પરિપકવતા બક્ષે છે એના અનુકૂલનનો આધાર આ ચાર અંગો પર હમેશ નિર્ભર રહેવાનો જ પોતાની પરિપક્વતાને કારણે પોતાના સંજોગો અને પોતાના આવેગો પરનો એનો કાબૂ નિર્ધારિત રહેવાનો અને એના પર જ એનુ સમગ્ર વર્તન આધાર રાખવાનુ આપણે એક નાના બાળકનો દાખલો લઈએ જેમા એને ટેબલ પરથી એક કાચનો ગ્લાસ ઉપાડવાનુ ખૂબ મન થાય છે એ પોતાની ઇચ્છાને અવરોધી શકતુ નથી પણ માતાને બાળકની ઇચ્છા શુ છે એ ખબર પડી જાય અને એ એને રોકે તો જ બાળક રોકાય અને પોતાની ઇચ્છા પર કાબૂ મેળવતા શીખી શકે બાળક સમજી શકે તેટલી ઉંમર સુધી પહોંચ્યુ હોય તો એને માતા જરૂર સમજાવી શકે કે ગ્લાસ તૂટે તો એને ઈજા પહોંચે પણ જો ન સમજાવી શકાય એટલુ નાનુ હોય તો અમુક વસ્તુઓ એવી રીતે માતા જરૂર ગોઠવી શકે કે જે બાળકની પહોંચ બહાર હોય

આમ છતા બાળકે પરિસ્થિતિના ચોખામા હમેશ બંધબેસતા થવાના જ પ્રયત્ન કરવાનો છે એ માન્યતા પણ યોગ્ય નથી આખરે માનવજાતિ અત્યારે જ્યા પહોંચી છે ત્યા એ પરિસ્થિતિને વશ થઈ હોત તો ન જ પહોંચી શકત માનવજાતિએ પરિસ્થિતિને પલટાવવાનો ને પોતાને અનુકૂળ બનાવવાનો પ્રયત્ન જરૂર કર્યા છે અનુકૂલનની પ્રક્રિયાનો સામાન્ય અર્થ એમ પણ તારવી શકાય કે આખરે તો વ્યક્તિ યા સમાજ પોતે પસંદગીનુ ધોરણ સ્વીકારે અને એ ધોરણ સ્વીકારીને અમુક વસ્તુઓ જતી કરીને, પોતની મુખ્ય જરૂરિયાતોને વળગી રહીને જે કાઈ શકયતાઓ પડી છે એમાથી પોતાને અનુરૂપ હોય તેવી વસ્તુની પસંદગી કરે છે દરેકને ખુશ રાખી શકીએ એ સ્થિતિ આદર્શ છે જ નહિ અને દરેક પરિસ્થિતિને વ્યક્તિ હમેશ અનુરૂપ ન જ બની શકે આથી એવો પ્રયત્ન કરવો નિરર્થક છે અનુકૂલનની સતત ચાલુ રહેતી પ્રક્રિયામા સંઘર્ષ અને નિરાશા સમાયેલા જ છે માનસિક કલહને તાબે થઈને ખરાબ અનુકૂલનના ભોગ ન થવુ પડે એ માટે બદલાતા સામાજિક હવામાનને અનુરૂપ થવાનુ ને કાંઈક અંશે પોતાના સંજોગોને બદલી શકાય ત્યા નવીન અનુકૂલનની સિદ્ધિ પ્રાપ્ત કરવાનુ માનવજાતે શીખવુ જ પડવાનુ

★

પ્રો. 'મધુરમ'

## આંખ

એકાદ વેળા ભગવાન સાથે
વિવાદ વાતો કરતા હતા ત્યા
લક્ષ્મી કહે આખ વિશેષ જ્યારે
જવાબ આવ્યો ભગવાનનો કે

'આખો જ દીધી જનને ન જોવા
નકામ બાધા સમ દર્દ દુખો
દીઠેલ દારૂણ વ્યથાય સારે
ન આસુ તો આખ ન, એય કોડા!'

★

ડૉ॰ નરસિંહ મૂ॰ શાહ

# વિજ્ઞાનીઓની જવાબદારી

વિજ્ઞાનના આ યુગમાં સૌથી વિશેષ જવાબદારી વિજ્ઞાનીઓની છે. ઊર્મિના દિવાળી અંક માટે જ ખાસ તૈયાર કરેલા આ લેખમાં ગુજરાતના જાણીતા વિજ્ઞાનવિદ્ એ જવાબદારીની અભ્યાસુ છણાવટ કરે છે...

મેરી શેલીએ લખેલ ફ્રાન્કેન્સ્ટાઈનની વાર્તા તમે વાંચી હશે યા તેના પરથી ઊતારેલું ફ્રાન્કેન્સ્ટાઈનનું ચિત્ર જોયું હશે; અથવા તો ૧૯મી સદીમાં થયેલ શોધોના આધારે લખાયેલ એવી કોઈ બીજી વાર્તા તમે વાંચી હશે. આ બધી વાર્તાઓમાં લેખક કુદરત પર ખાસ કાબૂ-શક્તિ ધરાવનાર, એવું યંત્ર સર્જે છે, જે માનવીનું બધું કામ કરે. અને પછી જે શક્તિ યંત્રમાં મૂકી હોય છે તે પાછી લઈ શકાતી નથી. યંત્ર સર્જકને ભરખી જાય છે અને જે શોધ ઘરગથ્થુ ઉપયોગમાં આવે તેવી રીતે શરૂ થઈ તે વિનાશક યા સંહારક બને છે—સર્જક તેનો ભોગ બને છે. આપણી પોતાની બીતિઓના સર્વસંગ્રહ ગ્રંથરૂપ આ વાર્તાઓ બની ગઈ છે.

લગભગ ત્રણ સૈકાઓથી ઝડપી ગતિએ આપણે યંત્રો શોધતા આવ્યા છીએ. ત્રણસો વર્ષ માનવઇતિહાસનો અતિ ટૂંકો ગાળો છે: આપણા લિખિત ઈતિહાસનો એક હજારમો ભાગ પણ નથી. આટલા ટૂંકા સમયના ગાળામાં કુદરતના કામમાં આપણો નોંધપાત્ર ચંચુપાત છે. અન્ય કોઈ પ્રાણી કરતાં આપણે—માનવીઓએ આપણી પરિસ્થિતિને આપણા માટે અનુકૂળ બનાવવાનો આ પ્રયત્ન કર્યો છે. દાખલા તરીકે, સૂક્ષ્મ જીવાણુઓને પણ પોતાનું જીવન ટકાવવાનું મુશ્કેલ બને એવા હવામાનમાં આપણે જીવી શકીએ છીએ. આપણે આપણને ખોરાક તરીકે ઉપયોગી વસ્તુઓ ઊગાડી શકીએ છીએ. આપણે મુસાફરી કરી શકીએ છીએ. પાણીમાં તરી શકીએ છીએ. પર્વતમાં બુગદા કરી તેમાંથી વાહનવ્યવહાર કરી શકીએ છીએ. હવામાં ઊડી શકીએ છીએ અને આ બધાં કરતાં વિશેષ અગત્યનું એ છે કે માબાપનું કલા કૌશલ્ય વારસામાં આપણે લઈ શકીએ છીએ. આપણા અનુભવો રેકર્ડ કરવાનાં સાધનો આપણે શોધ્યાં છે, જેનો ઉપયોગ જીવનમાં સૌ કોઈ કરી શકે.

અન્ય પ્રાણી જાતોનો ઈતિહાસ બતાવે છે કે એઓ જીવનવિગ્રહમાં સૌથી વિશેષ ફતેહમંદ થાય છે, જેઓ પરિસ્થિતિના ફેરફારોને ખૂબ અનુકૂળ થઈ શકે છે. યંત્રોની મદદ વડે આપણે આપણી જાતને કોઈપણ બીજી પ્રાણીજાતો કરતાં પરિસ્થિતિના ફેરફારોને વધારે અનુકૂળ થઈ શકે એવી બનાવી દીધી છે—અને એ દિશામાં પ્રગતિ ચાલુ છે.

છતાં આજે આપણા પોતાના પડછાયાથી આપણે ભયભીત થઈએ છીએ. આપણને વિસ્મય થાય છે આપણે ટકી શકીશું!

*

પોતાની હારની લાગણીનો દોષ બીજા ઉપર ઢોળવાનું સૌ કોઈને ગમે છે. અને કેટલાક વખત થયાં વિજ્ઞાનીઓ આ માટે 'ઊંટીઆઓ' બનાવાયા છે. એટલે તેમની જવાબદારીનો જરા સૂક્ષ્મપણે વિચાર કરીએ.

વિજ્ઞાનીઓની જવાબદારી ખાસ છે: એ જવાબદારીનું અસ્તિત્વ નથી એમ દલીલ ન કરી શકાય: પણ તે સંકીર્ણ છે અને એ સમગ્ર જવાબદારી નથી.

દાખલા તરીકે, પોતાના કજીઆ યુદ્ધ સુધી લઈ જવાની માનવીઓની તૈયારી માટે વિજ્ઞાન દેખીતી રીતે જવાબદાર નથી.

પ્રાણીસૃષ્ટિમાં કલહ નજરે પડે છે. ઘણા પ્રાણીઓ પોતાની જરૂરિયાતો માટે લડે છે અને કેટલાક પોતાના લોભની ખાતર મરણતોલ લડી મરે છે. બતકો માદા માટે લડે છે. પક્ષીઓ પોતાના પ્રદેશ માટે લડે છે. પણ માનવીની લડાયક ટેવો વિચિત્ર છે. તે સમૂહોમાં દાખવે છે. આ ટેવો વિજ્ઞાનીઓએ પૂરી પાડી નથી. એથી ઊલટું વિજ્ઞાને સમૂહ ખૂનખારીના કેટલાક પ્રકારોનો અંત આણવામાં મદદ કરી છે.

પોતે હરીફાઈમાં છે એમ માનનાર સમૂહોના અસ્તિત્વ માટે પણ વિજ્ઞાન જવાબદાર નથી. રાષ્ટ્રોના અસ્તિત્વ માટે તો ખાસ નહીં. આજની યુદ્ધભીતિ રાષ્ટ્રીયભીતિ છે. કોઈ વાદગ્રસ્ત મુદ્દો અને હરીફાઈને રાષ્ટ્રીય જરૂર તરીકે ગણાવવામાં આવે છે. પરિણામે આ જરૂરને મેળવવા રાષ્ટ્રો સંગઠન કરે છે અને બંને બાજુના શહેરીઓનાં મૃત્યુ નોતરે છે.

વિજ્ઞાને રાષ્ટ્રો પેદા કર્યાં નથી. ઊલટું એઓની પ્રબળ રાષ્ટ્રીય મૂર્ખતાઓને હંઠી પાડવા માટે મદદ કરી છે. કોઈ પરંપરાએ ચાલતા સમૂહો યુદ્ધે ચડતા નથી. ખૂબ વ્યવસ્થિત સમાજો જ યુદ્ધે ચડે છે—યુદ્ધ રાષ્ટ્રો કરે છે. આપણા વિનાશનો ભય વિજ્ઞાનની બીકને લીધે નથી. એ તો યુદ્ધનો છે. યુદ્ધનાં કારણો વિજ્ઞાન સર્જતું નથી. જૂના જમાનાનાં યુદ્ધોનાં જાણીતા કારણો અને આજના યુદ્ધનાં કારણોમાં ફરક પડતો નથી. જૂનાં યુદ્ધો અતિ સાદી વૈજ્ઞાનિક મદદ વડે જ લડાયાં હતાં.

વિજ્ઞાને યુદ્ધની શોધ કરી નથી. તેણે તેને તદ્દન જુદી ચીજ બનાવી છે. જેઓ તેનો અવિશ્વાસ કરે છે તેઓ ખોટા નથી. 'દુનિયાનું નિકંદન નીકળી જશે' 'યુદ્ધ કુદરતી નથી' એવું કહેનારા પોતાના વિચારો બરાબર સારી રીતે વ્યક્ત કરતા નથી. પરંતુ તેઓ જે કહે છે તેમાં ભાવાર્થ રહેલો છે.

વિજ્ઞાને યુદ્ધકારોની શક્તિનો ગુણાકાર કરી નાખ્યો છે—ખૂબ વધારી દીધી છે. ભૂતકાળનાં શસ્ત્રો કરતાં આધુનિક શસ્ત્રો વધારે છૂપી રીતે અને વધારે ખરાબ રીતે વધારે માણસોને સંહારી શકે છે. બીજા કોઈ સારા શબ્દના અભાવે આને માટે અહીં વાપરેલો શબ્દ 'પ્રગતિ'—આ પ્રગતિ કેટલાક વખતથી ચાલુ છે. પ્રત્યેક નવીન શસ્ત્રની શોધ માટે, કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે નવું શસ્ત્ર એટલું બધું સંહારક અને ભયંકર છે કે સામા પક્ષના રાષ્ટ્રને ભડકાવી દેશે અને રાષ્ટ્રોને યુદ્ધ છોડી દેવાની ફરજ પાડશે. આ આશા અદ્યાપિ અપૂર્ણ રહી છે અને આજે તે આશાને આશ્રયે રહેનાર કોઈ જ હશે!

એઈપ રો ટ, ટી એન ટી અને ઝેરી વાયુઓની શ[...] યુદ્ધને અટકાવવામાં મદદ કરી નથી. હાઈડ્રોજન બૉ[...] યા જંતુયુદ્ધનો ભય માનવીને પરાણે શાંતો બના[...] યુદ્ધ–અટકાવમાં ફતેહમંદ થશે એવાં કોઈ ચિ[...] દેખાતાં નથી.

સાથોસાથ વિજ્ઞાને ઝઘડવાના તદ્દન નવા કારણો આપ્યાં છે. કોઈની યુરેનિયમની ખાણ કે ખાતરવા[...] કોઈ ટાપુ, કોઈ રાષ્ટ્રનાં કારખાનાં અને તેઓનું ક[...] ઉત્પાદન એવી કોઈ સાદી બાબતોની આ વાત નથી. આપણી સાદી જરૂરિયાતો કરતાં વધારાની આ જ[...] છે. આજની આપણી દુનિયામાં યુદ્ધ આ વધારાન[...] જથ્થા પર પરિણમે છે. રાષ્ટ્રોના લોભનો આ વિ[...] છે. એથી લશ્કરને તાલીમ આપવાનો, તેમને યુ[...] માટે શસ્ત્ર સરંજામ પૂરો પાડવાની ફુરસદ મળે છે. આપણા વધારાના ઉત્પાદનની વહેંચણી પૂરતાં આપ[...] વ્યક્તિતઃ લોભી રહ્યા છીએ અને પ્રણાલિગત શસ્ત્ર સરંજામના ઢગલા કરતાં બીજી કોઈ ઉપયોગી રી[...] તેને સંઘરવા વિચાર પણ કરતા નથી—એવી આપ[...] સામુદાયિક રીતે મૂર્ખતા દર્શાવીએ છીએ.

આપણા સમાજમાં સાધનસંપત્તિ વધારે સર્જે દેવાનો દાવો વિજ્ઞાન કરી શકે છે અને આ વધારો છે[...] બે સૈકાઓમાં કેટલો થયો છે એ આપણે આપણ[...] કામ અને આહારના આધારે જાણીએ છીએ. વિજ્ઞા[...] વધારો સર્જ્યો છે પણ તેનો ઉપયોગ શું થાય છે[...] કોઈ પણ દેશના ૧૭૫૦ના અંદાજપત્ર અને આ[...] વર્ષનું અંદાજપત્ર સાથોસાથ રાખો તો તમને દેખાશે એ વધારાનું શું થાય છે! માનવજાતનો બોજો ઓછો થયો છે! તેની જરૂરિયાતો તેને બરાબર મ[...] રહે છે!

આધુનિક યુદ્ધમાં વિજ્ઞાને ત્રીજું પરિમાણ ઉમેર્યું છે. તેણે યુદ્ધતંતુઓ અને તંતુઓનું યુદ્ધ પેદા કર્યું છે. તંતુઓના યુદ્ધ માટે વપરાતાં સાધનો જેવાં કે રે[...] પ્રાણી, રેડિયો અને બજાનું સામુદ્રિક પ્રદર્શન એ[...] યંત્રવૈજ્ઞાનિક સાધનોનો આ વિચાર નથી. પરંતુ જે[...] વીજળી ભભૂકે છે અને દહોવ છે એવા વાતાવરણે[...]

આ વિચાર છે. છેલ્લાં ત્રીસ વર્ષો થયાં તંતુઓના યુદ્ધને અંગે જે માનસિક સ્થિતિ પ્રવર્તે છે તેનું ભયોત્પાદક પ્રદર્શન આપણે જોયું છે.

પ્રત્યેકના મનમાં દેવાસુર સંગ્રામ ( જેકીલ અને હાઈડ ) ચાલુ છે. એક માનવતાનો અને બીજો પશુતાનો દૈવી અંશ—માનવતાનો ખંડ દ્વેષ અને નિરાશાના હલકાં સાધનો વડે ઊંડે ઊતરી જાય છે અને પશુતા ઉપર આવે છે. આગળના વખતમાં સભ્ય સમાજ માટે ધારી ન શકાય એવું બન્યું છે. યુદ્ધગુનાઓની યાદીમાં આ માત્ર એક બાબત નથી પણ એના કરતાં વધારે છે. હોનારતની પરિસ્થિતિ સર્જવામાં આ મદદ કરે છે અને વિજ્ઞાનનો તેમાં હિસ્સો છે એમ લાગે છે.

વિજ્ઞાન ! હા, વિજ્ઞાનનો : ગૂઢ અને પ્રબળ. ઘણાખરાને એની અસર પહોંચે છે. આપણા મનને શંકાશીલ કરી તેનું વિભાજન કરવામાં એણે ફાળો આપ્યો હોય એમ લાગે છે. વિજ્ઞાનીઓ આની જવાબદારીમાંથી છટકી શકે નહીં.

વિજ્ઞાનીઓએ ગૂઢ, હૃદયશૂન્ય, આવેશહીન પ્રબળ અજાણ્યા તરીકે વર્તવામાં આનંદ માન્યો છે—તર્જન અને પરમેશ્વર તરીકે. સામાન્ય જનતાની વાત સમજવામાં તેઓ નિષ્ફળ ગયા છે. પરિણામે તેમનામાં અવિશ્વાસ પેદા થયો છે અને વિજ્ઞાનનો પ્રભાવ ભયમાં પરિવર્ત્યો છે. એટલે વિચારવંત માણસો ખરેખર માને છે કે વિજ્ઞાન વિના આપણે વધારે સારા હતા અને રહીશું. વિજ્ઞાનીઓ આમાંથી બચી શકે એમ નથી.

✶

**રવીન્દ્રનાથ**
**અનુ. બાલચન્દ્ર પરીખ**

## પ્રકાશદર્શન

પ્રકાશ, ઓ મુજ પ્રકાશ !
વિશ્વતોવ્યાપી પ્રકાશ !
નયનચુમ્બતા પ્રકાશ !
ઉરસુહવતા પ્રકાશ !
અહા ! નર્તન કરે છે પ્રકાશ
મુજ જીવનના કેન્દ્રમાં, પ્રિયતમ !
ઝણઝણાવે છે પ્રકાશ મારા
પ્રેમના તાર, પ્રિયતમ !
રે ખૂલી રહ્યું છે ગગન કેવું !
મ્હાલી રહ્યો છે વાયુ ઉન્મત્ત,
વ્યાપી રહ્યું છે હાસ્ય
સમસ્ત ધરાતલ પર !
પ્રસારે છે આગિયા
પ્રકાશના સાગર પર
શઢ એમના.
ઊછળી આવે છે
ચમેલીનાં પુષ્પ અને પદ્મ
પ્રકાશના તરંગોની ટોચ પર.
પ્રત્યેક જલધર પર, ઓ પ્રિયતમ !
વેરાય છે પ્રકાશ
સુવર્ણનાં ભર્ગરૂપે;
ને વેરે છે સર્વત્ર એ
રત્નતણા અઢળક રાશિ.
પર્ણે પર્ણે પ્રસરે છે
આનંદ, ઓ પ્રિયતમ !
—અપાર ઉલ્લાસ....
તટ ભરી ઊભરાય છે
સ્વર્ગગંગાનાં નીર;
ને ધસી રહ્યું છે ચોતરફ
આનંદનું પૂર !

✶

દિલખુશ બ૦ દીવાનજી

# સત્યાગ્રહીનો પ્રેમધર્મ

ગાંધીવાદી વિચારસરણીના પ્રખર અભ્યાસુ અને અગ્રણી રચનાત્મક કાર્યકર ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખેલા આ લેખમાં સત્યાગ્રહીના પ્રેમધર્મ અને અહિંસાની પ્રતિકારશક્તિ વિશે સુંદર સમજ આપે છે... ..

હિન્દુ ધર્મે અને બુદ્ધ ધર્મે અહિંસાની ભાવનાને મદદ આપ્યું અને અમુક દિશામાં તેનો વિકાસ કર્યો. પરંતુ અહિંસાધર્મના એ જમાનાના વિકાસમાં પ્રેમ, ક્ષમા, હિંસા ન કરવી વગેરે કોમળ ગુણોનો જ વધારે વિકાસ થયેલો જણાય છે. અહિંસાના સાધકે દુ:ખ સહન કરવાની શક્તિ તો ખીલવવી પડે છે પરંતુ આથી અહિંસામાં રહેલ નિવૃત્તિ-પ્રેરક ભાગને પોષણ મળતું રહે છે. મનુષ્યને એમાંથી જુલ્મો સામે પ્રતિકાર કરવાનો માર્ગ જડતો નથી. અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિનો વિકાસ તે કાળમાં બહુ મોટા પ્રમાણમાં થયો જણાતો નથી. જ્યાં એનો વિકાસ થોડા પ્રમાણમાં પણ થયો છે ત્યાં વ્યક્તિગત પ્રસંગોમાં જ થયો છે.

ગાંધીજીએ અહિંસાધર્મના વિકાસમાં ભારે પ્રગતિ કરી. પ્રથમ તો તેમણે અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિનું સ્પષ્ટ દર્શન આપણને કરાવ્યું પરંતુ ગાંધીજીનું સૌથી મોટું અને ચિરંજીવી કાર્ય તો એ નીવડ્યું કે અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિનો ઉપયોગ કેવળ વ્યક્તિગત પ્રસંગોમાં જ ન થવા દીધો, પ્રજા સામુદાયિક રીતે પણ અહિંસાનો ઉપયોગ કરી શકે અને એ દ્વારા જુલ્મો તેમજ અન્યાયનો સફળ સામનો તે કરી શકે છે એના પ્રત્યક્ષ અનુભવો એમણે હિન્દની પ્રજાને કરાવ્યા છે. આખરે તો એમણે આપણી પ્રજાની પરાધીનતા દૂર કરી બ્રિટિશ સરકારની પરતંત્રતામાંથી દેશને અહિંસાને માર્ગે જ મુક્ત કર્યો. છેલ્લાં ૪૦ વર્ષથી દક્ષિણ આફ્રિકા તેમજ હિન્દમાં એમણે અહિંસાના જે નાના મોટા પ્રયોગો કર્યા તેમાં એમણે અહિંસામાં રહેલી બળવાન પ્રતિકારશક્તિનું શાસ્ત્ર નિર્માણ કર્યું છે. આજ સુધી અહિંસામાં કેવળ કોમળ ગુણોનું જ દર્શન તેમજ અનુશીલન થતું આવ્યું છે. ગાંધીજીએ એમના જીવનના અનુભવોમાંથી અને પ્રયોગોમાંથી સિદ્ધ કરી બતાવ્યું કે અહિંસામાં પાર વિનાની ક્ષમતા પણ રહેલી છે. અહિંસા એક બળવાન પ્રક્રિયા અને પ્રવૃત્તિ છે એ સત્યનો સાક્ષાત્કાર એમણે જગતને કરાવી દીધો છે. જગતની મુક્તિનો માર્ગ અહિંસામાં રહેલો છે એનું દર્શન બહુ ભવ્ય રીતે એમણે કરાવ્યું છે.

જુલમગારોના પ્રચંડ દેખાતા અને ભયંકર નૃશંસ જુલમોમાંથી મનુષ્યત્વનું રક્ષણ કરવાની શક્તિ અહિંસામાં રહેલી છે...એનું ભાન ગાંધીજીએ સ્પષ્ટ કરાવી જગતની પ્રજાને તેજોવધમાંથી ઉગારી લઈને પ્રચંડ શક્તિ આપી દીધી છે. આખરે તો સહન કરવાની અપૂર્વ શક્તિમાંથી જ અહિંસાની પ્રતિકારશક્તિ પ્રગટે છે. પરંતુ કેવળ સહન કરવું એટલું જ જ્યાં સમજાય છે ત્યાં જુલ્મો તો સહન થાય છે—પણ તેમાંથી મનુષ્યને મુક્તિ નથી મળતી. ગુલામી દશામાં પડેલા મનુષ્યો પર નિર્દય અત્યાચાર કરે છે તો દુ:ખ સહન તો એ પરાધીન બનેલા મનુષ્યો પણ કરે છે. દુ:ખ સહન કરવામાં એ કેવળ કાયરપણું જ બતાવે છે. જાલિમના જુલ્મોના ભય હેઠળ દબાયેલી મનોદશામાંથી જ મૂંગે મોઢે દુ:ખ સહન કરવાની વૃત્તિ પાછળ શક્તિ નિર્માણ થાય છે ગાંધીજી આ પ્રકારની સહનશક્તિને તો કેવળ કાયરતા જ ગણે છે. તેમાં તો મનુષ્યોનું અધઃપતન છે. મનુષ્યતાનો કેવળ હ્રાસ થતો રહે છે. કદાચ જો એને અહિંસા કહેવી હોય તો એ કાયરની અહિંસા છે. દુ:ખ સહન કરવાની એ વૃત્તિએ તો કાયરતાનું દાસત્વ જ નિર્માણ કર્યું છે. આને લીધે જાલિમના જુલ્મો સામે પ્રતિકાર કરવાની કશી જ શક્તિ આવતી નથી. જુલ્મોના કેવળ ભોગ બની રહેવું એ જ એમાંથી નિર્માણ થાય છે: અર્થાત્ દુ:ખસહન કેવળ ભયપ્રેરિત જ





હોય છે. એમાં તો સહન કરનારનો તેજોવધ થાય છે જાલિમની જુલમી વૃત્તિને પોષણ મળતું રહે છે. અહિંસાની પ્રતિકારશક્તિમાં જે દુઃખસહન રહેલું તે તો શૂરવીરનું સ્વેચ્છાથી સહનદુઃખ હોય છે. જાલિમના જુલમો તો એ પણ સહન કરે છે. પરંતુ એવા દુઃખો સહન કરવામાં એ તો નિડર અને નિર્ભય થઈને રહે છે. ભયનો એમાં થથરાટ નથી હોતો. એમાં તો સ્વેચ્છાથી અને નિડરતાથી જુલમોને વધાવી લેવાની પ્રસન્નતા જ રહે છે. આ પ્રકારના દુઃખસહનમાં અભયનો પ્રતાપી ગુણ કેળવાતો જાય છે, જાલિમને તાબે નથી જ થવું એ વીર તમન્નાને પરિણામે જ એનાં જુલમો સહન થાય છે. તાબે નથી જ થવું એ તેજસ્વી સંકલ્પબળને પરિણામે જ અહિંસાને વરેલો વીર મનુષ્ય વધારે ને વધારે જુલમોની બરદાસ્ત કરવા પણ સ્વેચ્છાએ તૈયાર રહે છે...સ્વત્વ, સ્વમાન, આત્મગૌરવ અને માનવતાનું તેજ—એના સંરક્ષણ માટે જ જાલિમના જુલમોની ભયાનક નીવડતી પરંપરાઓ પણ વધાવી લેવામાં આવે છે. આ પ્રકારના તેજસ્વી દુઃખસહનમાં જાલિમના જુલમો સત્યાગ્રહીના શરીરને જ હેરાન કરે છે અને મૃતઃપ્રાય પણ કરી દે છે. પરંતુ અનહદ ત્રાસ અને પીડા ભોગવનાર એ શરીરમાં રહેલો આત્મા અથવા માનવતા તો જાલિમના એ જુલમોથી અલિપ્ત જ રહે છે. જાલિમના ભયાનક હુકમોનો તો તે સદા અનાદર જ કરે છે. જુલમોનો સામનો કરવાની જે પ્રચંડ અને પ્રતાપી પ્રતિકારશક્તિ અહિંસામાં પ્રગટે છે તે આ જ છે. જુલમના ભોગ થઈ પડેલામાં આવી પ્રતિકારશક્તિ જ્યારે વધુ ને વધુ ખીલતી જાય છે ત્યારે જાલિમના જુલમો શરીરને ચૂંથે છે, પાયમાલ કરે છે. પરંતુ પીડા ભોગવતા શરીરમાં રહેલી માનવતાને કદી પણ વશ નથી કરી શકાતી. જુલમો નિષ્ફળ નીવડે છે—અહિંસક વીરની માનવતા વિજયી નીવડે છે.

અહિંસામાં રહેલી આ બળવાન શક્તિ કઈ રીતે કામ કરે છે? અહિંસા આત્માની શક્તિ છે અને આત્મવિકાસ તેની સાધન સામગ્રી છે. આત્મા શરીરથી પર છે એ તત્ત્વજ્ઞાન પર એનું શાસ્ત્ર રચાયેલું હોય છે. અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિનો ઉપયોગ શરીરમાં વસેલા આત્મા ઓજસને અખંડિત રાખવામાં જ થાય છે. માનવતાનો આત્મા મુક્તિ માટે જ ઝંખતો હોય છે. એ મુક્તિને આડે આવનારાં બંધનો એ કદી સહન કરી શકતો નથી. જગતમાં જાલિમો પાકે છે તે પોતાના સ્વાર્થ માટે બીજા પર જુલમો કરે છે અને તેમની પાસે ગુલામી કરાવી તેના શરીરને પોતાના કબજામાં રાખી ફાવે તેવાં કામો એની પાસે કરાવે છે. ગુલામી દશામાં પણ મનુષ્ય પોતાના સ્વત્વનું રક્ષણ કરવાની વૃત્તિ રાખે છે. પરંતુ જાલિમના ભયાનક બળ આગળ એની એ માનવતાને અખંડ રાખવા માટે એ શરીરથી તો અસમર્થ જ નીવડે છે. અસહ્ય થઈ પડેલી પરવશતામાં માનવઆત્મા કકળી ઊઠે છે. એમાંથી છૂટવાના ધમપછાડા મારે છે. એનું શરીરબળ તો પરવારી બેઠું હોય છે. આવી ઘનઘોર નિરાશામાં અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિ એનો મુક્તિનો આશામાર્ગ બતાવે છે. કકળી ઊઠેલો આત્મા પોતાના તેજનું રક્ષણ કરવા માટે જાગૃત થાય છે ત્યારે જ શરીરે સાવ નિર્બળ થઈ ગયા છતાં એને અહિંસાનો ધર્મ સૂઝે છે. જાગૃત થતો આત્મા સમજી જાય છે કે આખરે શરીર તો સ્થુલ અને ગૌણ વસ્તુ છે. માનવતાનો ધર્મ કંઈ કેવળ શરીરનો સુખ સગવડ ધર્મ નથી—એ ધર્મ તો આત્માનું, સ્વમાનનું, સ્વત્વનું રક્ષણ કરવા માટે જ નિર્માણ થયો છે. જાગ્રત આત્માને ભાન થવા માંડે છે કે જાલિમના જુલમો શરીરને પીંખી શકે છે—એના ડંખ આત્માને સ્પર્શ કરવા અશક્ત નીવડે છે. જાલિમના અત્યાચારથી પીડાતો મનુષ્ય પછી પોતાના શરીર સુખ સગવડને તુચ્છ ગણે છે. શરીરને જાલિમના જુલમો માટે સોંપી દે છે. પરંતુ જાગૃત થયેલી પોતાની માનવતાને એ કદી ખંડિત થવા દેતો નથી. શરીરના સુખને તુચ્છ ગણવાનું સંયમબળ જ્યારે તેનામાં કેળવાય છે, શરીર

પર વરસતી જુલમની ઝડીઓ શાંતિથી સહી લેવાનું અભય બળ જ્યારે જાગ્રત થાય છે ત્યારે જ અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિ અમલી બને છે. અહિંસામાં રહેલા અભયના ગુણના વિકાસમાં જ એની પ્રતિકારશક્તિ નિર્માણ થાય છે. અભયનો ઉદય એ જ અહિંસાની સાધનાની ધન્ય પળ છે. એ ધન્ય પળે માનવતાની ક્ષીણ થતી જ્યોત પ્રજ્વલિત બને છે—શરીર પર વધુ ને વધુ જુલમો આવે તો પણ જાલિમને વશ ન થવું એવો પ્રતાપી સંકલ્પ પ્રગટે છે. જાલિમના શરીરબળને હવે જાગ્રત થયેલા અહિંસકના શરીરબળની સાથે કંઈ મુકાબલો નથી કરવો પડતો—એની સામે તો પીડાતા શરીરમાં રહેલા આત્માનું તેજસ્વી બળ ખડું થાય છે. અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિ અહીં જ અમલી બને છે. અસહ્ય થઈ પડેલી શરીરની ભયંકર વેદનાઓ અને યાતનાઓમાં પણ જાગૃત આત્માનું તેજ પ્રજ્વલિત રહે છે એટલે જાલિમ પોતાની જુલમી ઓશાનો અમલ કરી જ શકતો નથી—ગુરુ ગોવિંદસિંહજીના વીર સુપુત્રો પર જ્યારે ઈસ્લામ ધર્મને અંગીકાર કરવાની આજ્ઞા છૂટી અને તે માટે તેમને જીવતા દાટી દેવાની શિક્ષા થવા માંડી ત્યારે એમનો આત્મા કકળી ઊઠ્યો—'ઈસ્લામ સ્વીકારો'ના જુલમી હુકમો ચાલુ તો રહ્યા—તેના ઈન્કાર માટે એમને વધુ ને વધુ ત્રાસ અપાયો છતાં ઉપર સુધી—જીવતા દટાઈ ગયા છતાં એ વીર પુત્રોએ ઈસ્લામ ધર્મને અંગીકાર ન જ કર્યો. જાલિમ હાર્યો—બાલવીરો મરતાં મરતાં વિજયપતાકા ફરકાવતા ગયા. આપણા ભારતવર્ષમાં પ્રાચીન કાળમાં પ્રહ્લાદ, સુધન્વા, વગેરેએ આવો સત્યાગ્રહ કરીને જ જુલમોની સામે પોતાના સ્વત્વનું રક્ષણ કરેલું. ગાંધીજીએ આ આ યુગમાં અહિંસાની એ પ્રતિકારશક્તિનો અમલ જનસમુદાયમાં પણ કર્યો. પ્રજા પર થતા અન્યાયોને તાબે ન જ થવું—એકલે હાથે—કોઈ પણ પ્રકારના શરીરબળ કે શસ્ત્રબળની લેશ માત્ર પણ મદદ વિના અન્યાયનો અહિંસાની રીતે પ્રતિકાર કરવો એવું શાસ્ત્ર એમણે બહુ જ વ્યવસ્થિતરીતે કેળવ્યું છે. સત્યાગ્રહના એ શાસ્ત્રનો વારસો એમણે પ્રજાને આપ્યો છે. સત્યાગ્રહ અહિંસામાં રહેલી પ્રચંડ અને પ્રતાપી પ્રતિકારશક્તિનું અમલી સ્વરૂપ છે. સત્યાગ્રહમાં સત્યનો આગ્રહ છે જ પરંતુ તે આગ્રહ પાછળ કેવળ અહિંસાનું બળ જ રહેલું છે.

અહિંસાની પ્રતિકારશક્તિ પીડાતા મનુષ્યનું આત્મગૌરવ તો સાચવી શકે છે. એનું શરીર રીબાઈ રીબાઈને ખલાસ થાય છે તો પણ એના સ્વત્વને જાલિમના જુલમો ખંડિત કરી શકતા નથી. પરંતુ પ્રશ્ન એ પણ થાય છે કે જાલિમના જુલમો બંધ ન કરી શકાય તો અહિંસાની પ્રતિકારશક્તિનું કામ અધૂરું નથી રહેતું? આત્માનું ગૌરવ સાચવતા સત્યાગ્રહી મરણને શરણ થાય છતાં જાલિમનો જુલમ ન પણ અટકે. આમાં અહિંસાની શક્તિ મર્યાદિત જ રહેલી ન ગણાય? આ પ્રશ્ન બહુ મહત્ત્વનો છે. ગાંધીજીએ જે અહિંસાના પ્રયોગો કર્યા છે તેમાં એમનો દાવો તો રહ્યો જ છે કે જાલિમનું પથ્થર જેવું હૃદય પણ અહિંસામાં રહેલા પ્રેમબળની આગળ પીગળી જાય છે. જાલિમ એ પ્રેમના પ્રતાપે જાલિમ મટી જાય છે એની રાક્ષસી જુલમીગાર વૃત્તિ એનામાંથી ચાલી જાય છે. એના અંતરના ખીડાણમાં જે સદ્-વૃત્તિ પડેલી છે તેના પર ચડેલો કાટ દૂર થતાં—તે આખરે જાલિમને જાલિમ મટાડી મનુષ્ય બનાવી દે છે. જુલમોનો ભોગ થઈ પડેલી વ્યક્તિના સ્વત્વનું રક્ષણ કરવામાં અહિંસામાં રહેલા અભયનો સદ્ગુણ મુખ્યતઃ કામ કરે છે પરંતુ કેવળ અભય જ કંઈ અહિંસાની શક્તિનું પ્રેરક બળ નથી હોતું. હિંસાનો આશ્રય લેનાર પણ એક રીતે અભયના પ્રેરક બળથી સાહસો ઉઠાવે છે. અહિંસાની વિશેષતા તો એ છે કે અભય સાથે એમાં પ્રેમ, દયા, ક્ષમા અને ઉદારતાના કોમળ છતાં અત્યંત તેજસ્વી સદ્ગુણો સંપૂર્ણ રીતે સંકળાયેલા રહે છે જુલમોની પરંપરાને હસતે વદને સહન કરનાર સત્યાગ્રહીના હૃદયમાં જાલિમ પ્રતિ તો તે વખતે પણ કરુણા





પ્રેમ જ ભરેલો હોય છે. તો જ એની અહિંસાનું તેજ વિરોધીના હૃદયને સ્પર્શ કરી દે છે. અહિંસા આખરે તો પ્રેમધર્મનું ભવ્ય રામબાણ છે. વાત સાચી કે એ પ્રેમધર્મ શરાનો માર્ગ છે. એમાં કુસુમ જેટલી કોમળતા છે તો સાથે જ વજ્ર જેટલી કઠિનતા પણ છે. વિરોધી આગળ તો પ્રેમધર્મમાં રહેલી અપાર સૌમ્યતા જ પ્રગટે છે. પરંતુ સત્યાગ્રહીને તો પ્રેમધર્મમાં રહેલી કઠોરતા–નિર્ભયતાનો જ અનુભવ કરવાનો હોય છે. સત્યાગ્રહીનો પ્રેમધર્મ જેટલા પ્રમાણમાં તીવ્ર અને વ્યાપક થતો જાય છે તેટલા પ્રમાણમાં જાલિમના હૃદય પર ચઢેલા સેતાનિયતનાં પડો જલદી ઉકેલાતાં જાય છે. કેવળ પ્રેમથી પાર વિનાનું દુઃખ સહન કરી રહેલા સત્યાગ્રહીના હૃદયમાં વિરોધી પ્રતિ પણ જે ક્ષમાભાવ નીતરી રહ્યો હોય છે તે જાલિમના હૃદયની મલિનતા ધોઈ નાખે છે. સત્યાગ્રહીના હૃદયમાં રહેલા પ્રેમધર્મ અને ક્ષમાવૃત્તિને પ્રતાપે એવું દુઃખસહન પાવનકારી કરુણાનું વાતાવરણ પ્રગટાવે છે. જાલિમના હૃદયને તે સ્પર્શ કરે છે. અને એ સત્યાગ્રહી સાથે પ્રાયશ્ચિત અને પ્રેમના તારથી જાલિમ સંકળાતો જાય છે. પરંતુ ગાંધીજી વારંવાર જણાવતા કે પ્રેમના પ્રતાપે જાલિમનું અંતર ત્યારે જ પીગળે છે જ્યારે જુલ્મોની ઝડીઓ નીચે ત્રાસ પામતા સત્યાગ્રહી હૃદયમાં તે વખતે પણ વિરોધી પ્રતિ લેશ માત્ર તિરસ્કાર કે અકળામણની લાગણી નથી હોતી—જુલમો સહન કરતી વખતે પણ સત્યાગ્રહી એક અવિચળ શ્રદ્ધાથી વેદના અને ત્રાસ ભોગવી લે છે કે આખરે તે જુલ્મીના હૃદયમાં પણ માનવની માનવતા રહેલી છે. તે અજ્ઞાન અને સ્વાર્થના પડળોથી ભલે ઢંકાયેલી હોય. આખરે તો પ્રેમના પ્રકાશમાં એ પડળો વીખરાઈ જશે અને જાલિમનું હૃદય પીગળી જતાં તેનામાં રહેલી માનવતા જ પ્રકાશી ઊઠશે. અહિંસામાં રહેલી પ્રતિકારશક્તિનું આ જ છેવટનું પરિણામ છે; અહિંસા આથી જ બળવાન પ્રક્રિયા છે અને એમાં હૃદયપરિવર્તનની અખૂટ શક્તિ પડેલી છે.



ગની દહીંવાલા

## ભીંજાયેલો પાલવ

મળ્યો અંતે, હતો મળવાને જે
સંજાયેલો પાલવ,
છૂટે આ પ્રાણ પણ છૂટે નહીં
પકડાયેલો પાલવ.

કરોડો દિલના કૂણા સ્પર્શથી ટેવાયેલો પાલવ,
બધે છે જેની ચર્ચા, એ બહુ
ચર્ચાયેલો પાલવ.

કહે છે દશ દિશામાં એમનો ફેલાયેલો પાલવ—
રહે બંધાઈ જે, એનો જ છે
બંધાયેલો પાલવ.

દીઠો પ્રત્યક્ષ ત્યાં ભોળાકળી દૃષ્ટિ કહી ઊઠી,
કે આ તો ક્યાંક છે દેખાયેલો
વર્તાયેલો પાલવ !

સતત મંથન પછી મોતી અમૂલાં બા'ર આવ્યાં છે,
જતનથી જાળવી લ્યો, અશ્રુઓ
સીંચાયેલો પાલવ.

ધરા ભીની હતી, ત્યાં વાદળી આવી અને વરસી,
સજલ નયને જ એ જોતાં રહ્યાં
ભીંજાયેલો પાલવ.

ગની, તાણે અને વાણે હતો એક તાર આદિથી
હતું મારું જીવન, મારા પરે ઢંકાયેલો પાલવ.



રામુ પંડિત

# દીવાસળીના ખોખામાં [૧]

*આ જૂનથી જ જામનગરમાં શરૂ થયેલી, નવી વાણિજ્ય કૉલેજના પ્રિન્સીપાલ તરીકે નિયુક્ત થયા પછી એ કામગીરી વધુ સમય માગી લેતી હોવાથી આ લેખનમાળાના લેખક ગેર્મિના વાચકોને ઘણું લાગે માટે આ લેખ આપે છ.*

વર્ષો પછી તંદુરસ્તીને કારણે લાંબાં પહોળાં વિકસેલાં અનેક ગુલાબી અમેરિકનો સામે નજર નાખતો ન ખતો હુ એરપૅર્ટના દાદર ઊતરતો હતો ત્યાં 'કેમ, રામુભાઈ!' શબ્દ સાથે એક હળવો ધબ્બો મારા ખભા પર પડ્યો. જોયુ તો મારા ગોળમટોળ મિત્ર ગટુભાઈ મારા અમેરિકી યજમાન—એડવર્ડ હેગેઝની પુત્રી જેનેટ—કાઈ અણધાર્યાં કામને કારણે ઍરપોર્ટ ઉપર ન આવી શકવાથી એણે મારા મિત્ર ગટુભાઈને ફોન ઉપર વિનંતિ કરેલી કે એમણે મને ન્યૂ યૉર્કમા આવકારવો ને એમને ઘેર મૂકી જવો. ગટુભાઈને હુ સાંજે મળવાનો તો હતો જ, પરંતુ સવારના પહોરમા જ એ તક સાંપડશે એવો સ્વપ્નેય ખ્યાલ નહી. દેશની નવાજૂની વિષે માહિતીની આપલે કરતા અમે લિમોઝીનમા ગોઠવાયા ને ન્યૂ યૉર્કના ઔદ્યોગિક વિસ્તારને ઓળંગની ગાડી ધીમે ધીમે 'ડાઉન ટાઉન' તરફ આગળ વધી.

શહેરની નજીક આવ્યા એટલે ગટુભાઈએ મને પૂછયું: 'ન્યૂ યૉર્ક કેવુ લાગ છે?' મારાથી સહસા બોલાઈ ગયુ, 'દીવાસળીના ખોખા જેવું.' અને ન્યૂ યૉર્ક-વિષેની પ્રથમ છાપ સાચે જ એવી પડે છે. શહેરના મુખ્ય બજારમાં ૬૦થી માંડીને ૧૦૦ માળ સુધીનાં અનેક તોતીંગ મકાનો ઊભા છે. જેની ટોચ જોવા માટે ગરદન ૯૦° ઊંચી કરવી પડે. મકાનોની અંદર સુવિધાઓ અનેક પણ બહારથી દીવાસળીનાં ખોખાં જેવાં—પ્રેરણાશૂન્ય આકારનાં. આધુનિક સ્થાપત્યે આંતરિક વ્યવસ્થા સુધારી હોવા છતાં બાહ્યાકારનું જબરું ખૂન કર્યું છે. પીકાસોની ચિત્રકલા પ્રત્યે-મમતા જગવવી જેટલી મુશ્કેલ એથીય વધુ મુશ્કેલ આધુનિક સ્થાપત્ય પ્રત્યે અનુરાગ કેળવવાનું. અને છતા પીકાસોના ચેલકાઓ રંગનાં છાંટણાં છાંટીને આડી અવળી લીટીઓ દોરીને ધીમે ધીમે તમારી આંખને એ શૈલી પ્રત્યે ઘેલા બનાવે છે એમ આધુનિક દીવાસળીનાં ખોખાં પણ રોજ જોયા કરવાથી ધીમે ધીમે એમની ખુબીઓ છતી કરે છે ને થોડા જ દિવસમા કાઈક ઘેનું લગાડે છે. ન્યૂ યૉર્કનાં ગગનચુંબી મકાનો પ્રત્યે મને સાત વર્ષ પહેલા એ જોયાં ત્યારે જેટલો ગુસ્સો ચડ્યો હતો એટલો જ આજે ચડ્યો; પરંતુ બે-ત્રણ દિવસમાં જ એ પ્રકારના સ્થાપત્ય પ્રત્યે કુતૂહલતા જન્મી. આજે એ સ્થાપત્યથી હું કઈક ચકિત થયેલો છું એનો એકરાર—કોઈપણ પ્રાયશ્ચિત કરવાની શક્તિ વિના—કરું છું.

લીમોઝીને અમને ડાઉન ટાઉનમાં ઉતાર્યા એટલે સામાન સંભાળી લઈ ન્યૂ યૉર્ક છોડવા અંગેની રીઝર્વેશન ટિકિટ વિષે ચોક્કસાઈ કરી લઈ મેં ને ગટુભાઈએ યલો કેબ (ટૅક્સી) કરી. ડ્રાઈવર કોઈ મોઢિલો પેરુવીઅન* હતો ન્યૂ યૉર્કના રંગઢંગ જાણતો હતો. હાર્લેમ વિસ્તારમાંથી ગાડી નીકળી ત્યારે ત્યાંના અદ્યતન ઍપાર્ટમેન્ટ હાઉસીઝ (રહેવાનાં મોટા ઘરો) વગેરે સાથે ઊભેલાં ગંદા નાનાં ઘરો વિચિત્ર ચિત્ર ખડું કરતાં હતા. મે કઈ ટીકા કરી એટલે ન્યૂ યૉર્ક શહેરના એ વફાદાર નાગરિકનું સ્વમાન ઘવાયુ. ગંદા હબસી ને સ્પેનિશ વસવાટો દૂર કરી અદ્યતન ઘરો બાંધવાની મ્યુનિસિપલ યોજના વિષે એણે અનેક આંકડા રજૂ કર્યા ને ડેમોક્રેટિક પક્ષના મેયર વેગનરની જબરી પ્રશસ્તિ કરી. ન્યૂ યૉર્ક શહેરનો આ ગંદા વસવાટો નાબૂદ કરવાનો કાર્યક્રમ (Slum clearance programme) સાચે જ અદ્ભુત છે. નવાં મકાનો મ્યુનિસિપાલિટી પોતે જ ભાડે આપે છે ને રંગભેદ ટાળવા માટે એ મકાનોના ફ્લેટ માત્ર હબસીઓને આપવાને બદલે ગોરા સ્પેનિશ તથા ચાઈનીઝ લોકોને

• મૂળ દક્ષિણ અમેરિકાના પેરૂ નામના દેશનો પણ અમેરિકામાં રોટલો રળવા અર્થે આવીને સ્થિર થયેલો.

પણ આપવામાં આવે છે. આઠેક માળનાં એ મકાનોના ૨૦૦ જેટલા ફલેટોમાં ૮૦૦ માણસો રહે છે. એમને માટે મુકરર પાર્કીંગની જગા હોય છે, નીચે મજાનો સહિયારો બાગ હોય છે. શાક પાંદડું વગેરે ખરીદવાની દુકાનો, હજામની દુકાન, ડ્રગ સ્ટોર, નાનકડી પોસ્ટ ઑફિસ, તરવા માટે સ્વીમીંગ પુલ વગેરેની પણ ત્યાં જોગવાઈ છે. અનેક રંગની ચામડીવાળાં બાળકોને બાગમાં સાથે રમતાં જોવાં એ પણ એક લહાવો છે.

કાર્લમને બીજે છેડે એક વિશાળ ઍપાર્ટમેન્ટ હાઉસ આગળ ગાડી ઊભી રહી. ભાડું ને ટીપ ચૂકવતી વખતે મેં ડ્રાઈવરનો આભાર માન્યો. એને બહુ મોડી ખબર પડી કે હું હિંદી છું. નિસ્સાસાથી ડાયરી કાઢીને તુરત મારું હિંદનું સરનામું લખી લીધું ને 'I will see you some day in India Buddy!' કહીને મોઢું હાસ્ય વેરતો એ છૂટો પડ્યો. શોફરનું કામ તો એ અમુક કલાક જ કરતો, બાકી હતો પત્રકારિત્વનો વિદ્યાર્થી. એકાદ વર્ષમાં ડીગ્રી મેળવીને એની ઇચ્છા કોઈ છાપાના પ્રતિનિધિ તરીકે જોડાવાની ને પરદેશમાં ભ્રમણ કરવાની હતી. એની ધગશે મને ઉત્સાહિત બનાવ્યો. પુરુષાર્થપ્રેમી અમેરિકનોમાં જીવનનો તરવરાટ ને ઊંચા ધ્યેય હાંસલ કરવાની વૃત્તિ સતત જીવતી હોય છે. પચાસ-પંચાવનની ઉંમરે પહોંચે તો પણ એમને જીવનની રફતાર ધીમી પાડવાનું મન નથી થતું. હા, એક વસ્તુ ખૂંચે ખરી કે દરેક અમેરિકન પોતાની આબાદીના સ્વપ્નોમાં વધુ રાચતો હોય છે. રાષ્ટ્રભક્તિનો અમેરિકનોમાં અભાવ તો નથી જ હોય, પરંતુ સામાન્ય વાતચીતમાં રાષ્ટ્રભક્તિનું પ્રદર્શન ખૂબ જ ઓછું થાય છે આદર્શોનું પોપટિયું રટણ ત્યાંથી થતું અને વ્યક્તિ જો અમુક આદર્શ કે સંપ્રદાયને વરેલી હોય તો સંપ્રદાયના નિયમોને એ વફાદારીપૂર્વક વળગી રહે છે આથી ત્યાં પ્રમાણમાં દંભ ઓછો દેખાય છે. બાળકથી માંડીને મોટેરા સુધી-

દરેકને પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ હોય છે એ સત્ય આ સમાજમાં સ્વીકારાયેલું હોવાથી નાના-મોટા વચ્ચેના સંબંધો પરસ્પર માનમમતાવાળા ને સંકોચમુક્ત હોય છે.

પેલા યુવાન ડ્રાઈવર સાથેની વાતો મનમાં વાગોળતો હું એલિવેટર × પાસે આવીને ઊભો. ગટુભાઈએ ચાંપ દબાવી, એલીવેટર નીચે આવ્યું એટલે સામાન અંદર મૂકી અમે આઠમે માળ પહોંચ્યા. આખી લાંબી ઓસરીને છેલ્લા ફ્લૅ ના બારણા આગળ જઈને ઊભા, ઘંટડી મારી ને તુરત એક ચપળ, પાતળી યૌવનાએ સસ્મિત બહુ રણું બોલ્યું, 'Hallo Ramu!' કહીને એણે જોસથી હાથ મિલાવ્યો, પોતાનો પતિ ચાર્લ્સ કાંઈ અનિવાર્ય કારણસર બહાર ગયો હોવાથી મને સાંજે મળશે એમ જણાવ્યું ને પોતે રસોડામાં કૉફી ને નાસ્તો તૈયાર કરવા દોડી. આ હતી મારા પિતૃતુલ્ય એગર્ટની દીકરી જેનેટ. ઘર મજાનું હતું, ફર્નીચર અદ્યતન હતું, દીવાનખાનાને પેલે છેડે એક સુંદર પાંજરામાં નાનકડું પેરાકીટ પંખી ફૂદાફૂદ કરતું હતું અને એની સામે જોઈને બાજુના પલંગમાં રમતો ગુલાબી ગાલવાળો નાનટડો પીટર આનંદની કિકિયારીઓ કરતો હતો.

નાસ્તો ને કૉફી તૈયાર થયાં કે તુરત હું, ગટુભાઈ ને જેનેટ ટેબલ પર ગોઠવાઈ ગયાં. મુસાફરીની ને કુટુંબીઓની વાતો કરતાં કરતાં પેટને શાંત કર્યું ને પછી આખા દિવસનો કાર્યક્રમ ઘડી કાઢ્યો. આજનો આખો દિવસ મારે ગટુભાઈ સાથે ન્યૂ યૉર્ક જોવામાં ગાળવો એમ નક્કી થયું.

જેનેટે પોતાના દીકરા પીટરને વહાલથી ઊંચક્યો. મેં ગંમતમાં પૂછ્યું કે એ સ્વભાવે કોના જેવો છે— ડૅડી કે મૉમ જેવો? એણે કહ્યું, 'એમાંથી એકેય

× આપણા દેશમાં જેને 'લીફ્ટ' કહે છે તેને અમેરિકનો એલીવેટર તરીકે ઓળખે છે. 'લીફ્ટ' ક્યાં છે એમ કાંઈ અમેરિકનને પૂછો તો એ મૂંઝાઈને કહેવાનો: 'I am sorry I didn't get you.'

જેવો નહીં. આ તો મારો દત્તક દીકરો છે.' જેનેટ ને ચાર્લ્સનું લગ્નજીવન આઠેક વર્ષ નિઃસંતાન જવાથી ને બન્નેને બાળકનો ખૂબ શોખ હોવાથી આખરે બંનેએ બાળક દત્તક લેવાનું વિચાર્યું ને એ અંગે જરૂરી વિધિમાંથી પસાર થઈ પીટર જેવો જોતાવેંત વહાલો લાગે એવો દીકરો મળ્યો. એક દીકરી માટેની અરજી પણ એમણે કરી છે ને થોડા મહિનામાં દીકરી આવશે એટલે અમારું કુટુંબ સંપૂર્ણ બનશે એમ જેનેટે જણાવ્યું. નાસ્તો પતાવી ટેલીફોનથી થોડા મિત્રો સાથે મુલાકાતો ગોઠવી લીધી ને પછી સ્નાનાદિ ઝટ પતાવી હું ને ગટુભાઈ બહાર નીકળી પડ્યા.

ન્યૂ યોર્ક અમેરિકાનું સૌથી મોટું ને દુનિયાનું બીજા નંબરનું શહેર છે. અમેરિકાનું શ્રેષ્ઠ - છાપું The New York Times ન્યૂ યોર્કથી બહાર પડે છે, દેશની શ્રેષ્ઠ લાયબ્રેરી, સારામાં સારા સંગ્રહસ્થાનો, રમ્ય બાગબગીચાઓ, ઊંચામાં ઊંચાં મકાનો, શ્રેષ્ઠ નાટ્યઘરો વગેરે ન્યૂ યોર્કમાં છે. હડસન નદીને કાંઠે વસેલું આ શહેર ૩૨૧ ચોરસ માઈલના વિસ્તારમાં પાંચ બરોમાં—મેનહૅટન, બ્રુકલીન, બ્રોન્કસ, રીચમન્ડ અને કવીન્સ—પથરાયેલું છે. ન્યૂ યોર્ક ઉનાળામાં બહુ ગરમ છે (૧૦૪°) ને શિયાળામાં તો થીજી જવાય એવી ઠંડી ને બરફ ત્યાં પડે છે; આથી ન્યૂ યોર્ક-વાસીને અત્યંત ઝીણાં કપડાં ને હુંફાળા ગરમ કપડાનો ઠીક ઠીક સંગ્રહ રાખવો પડે છે. ન્યૂ યોર્ક ઉદ્યોગોથી ધમધમતું શહેર છે, એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગના એકસો સાતમે માળથી નજર કરો તો ન્યૂ યોર્ક શહેરની ચારે બાજુ કારખાનાનાં ભૂંગળાં ને એમાંથી નીકળતો આછો ધુમાડો દેખાયા કરે. એ મકાન પરથી હડસન નદીમાં ઘૂમતી બોટો ને નીચે રસ્તા પર દોડતી રંગ-બેરંગી મોટરો જોવી એ એક લહાવો છે—જાણે કે વિરાટ સ્વરૂપધારી માનવી રમકડાં ને મગતરાં ન જોતો હોય !

ટાઈમ સ્કવેર ને રોકફેલર સેન્ટરમાં ફરી અમે એક હિંદી રેસ્ટોરાંમાં ગયા. કરી-પુલાવ, પરોઠાં, ચટણી ને પાપડ વગેરે ઝાપટી સીધા પહોંચ્યા રેડિયો સીટી હોલમાં. હોલેન્ડથી આવેલી ટુકડીનાં વૈવિધ્યભર્યાં નૃત્યો નિહાળ્યાં ને ઉચ્ચ લોકગીતો સાંભળ્યાં રેડિયો સીટી હોલમાં રંગભૂમિ ખૂબ મોટી છે ને એની કરામત એવી છે કે આખું સ્ટેજ નીચું ઉતારી શકાય ને નીચેથી લીફ્ટની મારફત નૃત્યકારને સીધો રંગભૂમિ પર મૂકી શકાય. નૃત્યોનો આહ્લાદક કાર્યક્રમ પૂરો થયો કે તુરત રંગભૂમિના પડદાની જગાએ ચલચિત્રનો પડદો આવી ગયો ને ચિત્ર શરૂ થયું. ત્રણેક કલાક પછી બહાર નીકળી અમે પહોંચ્યા ઈન્ટરનેશનલ હાઉસ ઉપર કે જ્યાં એંશી દેશના વિદ્યાર્થીઓ એક સ્થળે રહે છે. સામે જ સુંદર દેવળ છે ને જરાક દૂર નજર કરો તો હડસન નદીનાં હિલોળે ચડેલાં પાણી નજરે ચડે છે.

સાંજ પડી ચૂકી હતી ને વાળુ વેળા થઈ ગઈ હોવાથી અમે જેનેટને ઘેર ઝટપટ પાછા વળ્યા. ચાર્લ્સ પાછો આવી ગયો હતો. સરળ સ્વભાવના એ સંગીતશાસ્ત્રી સાથે ઝટપટ ભાઈબંધી બંધાઈ ગઈ જેનેટે બનાવેલાં શકરિયાં, મકાઈનું શાક, પાંઉં, ટોમેટો સૂપ, ઈંડાં અને સ્પૅગેટીની એક મસાલેદાર વાનગી તથા સ્ટ્રોબેરી શૉર્ટકેક સારી રીતે ઝાપટી અમે ઊભાં થયાં.

ચાર્લ્સ વ્યવસાયે સંગીતશાસ્ત્રી હતો ને પોતે દર રવિવારે એક દેવળમાં માનદ્ સેવા આપતો હતો—ઑર્ગન વગાડીને. એનો વ્યવસાય ધમાચિયો હોવાથી એ ઘેર ઓછું રહી શકતો. જેનેટ પોતે સારી ગાયિકા અને અભિનેત્રી હતી અને બ્રોડવેના પ્રતિષ્ઠિત થિયે-ટરમાં રોજ રાતે અત્યંત પ્રતિષ્ઠા પામેલા The Music Man નામના સંગીત-નાટકમાં ભાગ લેતી. આજે રાત્રે અમારે The Music Man જોવાનું હતું. પીટરની સંભાળ રાખનાર બાઈ (Baby sitter) બરાબર આઠ વાગ્યે આવી ને અમે બ્રોડવે પર જવા માટે કારમાં ગોઠવાયાં. મેં મારો મુવી કૅમેરા પણ સાથે લીધો હતો—ટાઈમ સ્કવેરના ઝગ-મગતા પ્રકાશમાં રંગબેરંગી જાહેરખબરોને કચકડામાં

મઠી લેવા માટે. પાશ્ચાત્ય સંગીતની મધુરતાનું સુંદર દર્શન કરાવતા શાસ્ત્રીય ને સુગમ સંગીતના મિશ્રણ સમા The Music Man નાટકને જોવાની મઝા આવી. જેનેટનું 'મેક-અપ' એવું સુંદર હતું કે ઘડીભર તો હું એને રંગભૂમિ પર ઓળખી પણ શક્યો નહીં. કાર્યક્રમ પૂરો થયો એટલે ચાર્લ્સ મને રંગભુમિની પાછળ ગ્રીન રૂમમાં લઈ ગયો. The Music Manના દિગ્દર્શક, મુખ્ય નાયક વગેરેનો પરિચય કરાવ્યો ને 'How do you do'ની પરંપરાઓમાંથી બહાર આવીને અમે ઘરભણી પાછા જવા કારમાં ગોઠવાયાં ત્યારે રાતના ૧૨ વાગી ગયા હતા.

રાત્રે ઊંઘ ફાંકડી આવી. સવારે પીટરની આનંદની કિકિયારીઓ સાંભળીને હું જાગ્યો. આજે રવિવાર હતો ને ચાર્લ્સને દેવળમાં જવાનું હતું, મારી ઇચ્છા કોલંબીયા યુનિવર્સિટી ને 'સ્ટેચ્યુ ઓફ લિબર્ટી' જોવાની હતી, આથી નાસ્તો ને સ્નાનાદિ પતાવી હું ગયો 'આઈ-હાઉસ' (International House નું ટૂંકું નામ) ને ગટુભાઈને લઈને નીકળી પડ્યો કોલંબીયા યુનિવર્સિટી જવા. રીવર સાઈડ ડ્રાઈવ પર ફરવું એ એક લહાવો છે; મંદમંદ સમીર વાતો હોય, ચારે બાજુ સુગંધી પુષ્પો ખીલ્યાં હોય, નદીમાં પાણી લહેરાતાં હોય ને કોઈ પ્રેમી પંખીડાં હાથમાં હાથ ભરાવી ગેલ કરતાં ચાલ્યાં જતાં હોય.

કોલંબીયા યુનિવર્સિટી શહેરની મધ્યમાં હોવાથી એ બહુ ઝાકઝમાળ નથી લાગતી, આમ છતાં અમેરિકાની પ્રતિષ્ઠિત યુનિવર્સિટીઓમાંની એ એક છે. ત્યાંના પુસ્તકાલયમાં થોડું રખડ્યા, ફોટા પાડ્યા ને પછી અમે 'સબ વે'માં નીકળી પડ્યા દરિયાકાંઠે જવાને. પીયર પર પહોંચી 'સ્ટેચ્યુ ઓફ લિબર્ટી' જોવા જવા માટેની બોટની ટિકિટો ખરીદી ને 'ચોક બાર' ચાવતા બેઠા. સૂરજ સંતાઈ ગયો હોવાથી ઠંડી ઠીકઠીક વાતી હતી; પરંતુ, થોડી જ વારમાં બોટ આવી ને અમે બધાં એમાં ગોઠવાયાં. 'દુનિયા ખૂબ નાની છે' એ સૂત્રની સાબિતી આપવાને જ જાણે પાંચ-છ ગુજરાતીઓ અમારા સહપ્રવાસી બની બેઠા હતા. દરિયામાં વિહાર કરતાં કરતાં ક્યારે સ્વાતંત્ર્યદેવીનો ટાપુ આવી ગયો એની ખબર પણ ન પડી. ફ્રાંસે અમેરિકાને આપેલી આ ભવ્ય મૂર્તિનું અમે ધરાઈને દર્શન કર્યું. એના પેટાળમાં ગોઠવવામાં આવેલા દાદરા ચડતા ચડતા અમે ઠેઠ એના તાજ સુધી પહોંચ્યા ને ન્યુ યોર્ક નગરીનું ભવ્ય દર્શન કર્યું. બોટ આવી હતી એ જ રીતે પાછી વળી ને જાણે અમદાવાદના કાંકરિયે નૌકાવિહાર કરીને છૂટાં પડતાં હોઈએ એમ 'આવજો; મળીશું પાછા ક્યારેક!' કહીને છૂટાં પડ્યાં. ...

ધાર્યા કરતાં અમે વહેલા શહેરમાં પાછા આવી ગયા હતા; રવિવાર હોવાથી ઘણીખરી દુકાનો ને રેસ્ટોરાં બંધ હતા. ભૂખ કકડીને લાગી હતી; આથી ગલીઓમાં ઘૂમતાં ઘૂમતાં અમે એક રેસ્ટોરાં શોધી કાઢી પેટની પૂજા કરી. કાંઈક તાજગી આવતાં જ મને યાદ આવ્યું કે શક્ય હોય તો અમેરિકાની 'બીટ જનરેશન'ના મિલનસ્થાન સમા ગ્રીનવીચ ગામની મુલાકાત આજે લઈ શકાય તો સારું. ત્યાં જવા માટેની બસ અંગે અમે પૂછપરછ ઘણી કરી પણ કાંઈ સ્પષ્ટ માર્ગદર્શન મળ્યું નહીં.

રસ્તો દુરસ્ત કરતા એક મજૂરને મેં ગ્રીનવીચ અંગે માહિતી પૂછી ત્યાં રસ્તાની લાલ બત્તી લીલી થવાની રાહ જોતો એક યુવાન મને સાંભળી ગયો. એણે પૂછ્યું,

'Do you want to go Greenwhich?'

'Yes, sir.'

'May be I can give you a ride!'

'Really!' આવી અણચિંતવી ઉદારતા દાખવનાર અમેરિકનને મેં જરા ધારીધારીને જોયો. પાસેની સીટમાં જ એક આધેડ વયની સ્ત્રી બેઠી હતી. બંને સંસ્કારી લાગ્યાં એટલે વધુ પડતી આનાકાની કર્યા વિના 'Thank you' કહીને અમે કારમાં ઘૂસી ગયા.

[ ચાલુ ]



શિવકુમાર જોષી

# સાત ખૂણીઓ ત્રિકોણ!

ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખાયેલી આ વાર્તાના અહીંના લેખકના શૈલી અને વસ્તુથી ગુજરાતી વાચકો હવે અજાણ્યા નથી. એ જ સર્વપ્રિય વસ્તુને આલેખતી આ વાર્તા લેખકની કલમની તાકાત ફેલાવે છે...

રવિવારના સ્ટેટ્સમેનમાં જાહેરખબર હતી: ટૂંકા સમય પૂરતી જેને જરૂર હોય તેવા એકલદોકલ પુરુષ માટે ફરનીશ્ડ બ્લોક મળી શકે તેમ છે. વિગતો માટે લખો સ્ટેટ્સમેન બોક્સ નં ...... ' વગેરે.

રંજને એ સરનામે પત્ર લખ્યો.–

રંજન પોતાની ઓફિસના કામકાજ અંગે કલકત્તા આવ્યો હતો. દુર્ગાપુર અને કલકત્તા વચ્ચે એને દોડાદોડ પહોંચતી. હોટલમાં રહીને એ કંટાળ્યો હતો. સારી હોટલો ઘણી મોંઘી હતી. જ્યારે મધ્યમસરની હોટલો મધ્યમથીયે બદતર હતી એમ એને લાગવા માંડ્યું હતું.

સાતમે દિવસે રંજન પરીખ, રૂમ નં. ૪૩૩, ... હોટલને સરનામે પેલા પત્રનો જવાબ આવ્યો. દિવસે અઢી અને ત્રણની વચમાં નં. ૨૭ પ્રેમોર્ન-રોડ ઉપર આવેલી રૂપગંજ કોલીયરીઝ પ્રાયવેટ લિ.ની ઓફિસમાં પેલા બ્લોક અંગે મળવા જવાનું એમાં સૂચન હતું.

પત્રની નીચે ન ઉકલે તેવા અક્ષરોમાં પેઢીના મેનેજરની સહી હતી.

વેળાસર રંજન ત્યાં પહોંચ્યો. બેરરને પોતાનું કાર્ડ આપ્યું. મેનેજરે તુરત એને કેબિનમાં બોલાવ્યો. ખૂબ વિવેકપૂર્વક મેનેજર શ્રી વિદ્યાવ્રતે એને આવકાર્યો.

'So you are Mr. Parikh? What a co-incident?...' હસ્તધૂનન કરતાં વિદ્યાવ્રતે આશ્ચર્ય વ્યક્ત કર્યું, પણ પછી તુરત જ મૂળ વાત ઉપર આવ્યા.

બરાબર ૭ મહિના માટે જ આ બ્લોક મળી શકે તેમ હતો.

ભાડું?

ભાડું રંજન પરીખને આપવું પોસાય તે.

એમાં આશ્ચર્ય પામવાનું કંઈ કારણ ન હતું. એમનો પત્ર મેનેજરે પોતાના શેઠ ઉપર બીજા પત્રોની સાથે દાર્જીલીંગ મોકલી આપ્યો હતો. એ બધા માગણી એમાં ભરેલા રાખી શકાય. તેમાં માત્ર શ્રી રંજન પરીખની માગણી એમના શેઠને લાગી, ભાડું એ સેકન્ડરી વાત હતી..

માત્ર, પોતાની લાંબી ગેરહાજરીમાં પોતાને ફ્લેટ બરાબર સચવાય તે કારણે જ વિદ્યાવ્રતના શેઠ ફ્લેટની જાળવણી યોગ્ય વિશ્વાસપાત્ર માણસને કરવા માગતા હતા...

એમાં એવી તે શી માગણી કરવાની છે? એ તો શ્રી રંજન પરીખ જાતે એ ફ્લેટ જોશે ત્યારે સમજાશે ...એમ શ્રી વિદ્યાવ્રતે ગૌરવપૂર્વક કહ્યું

વિદ્યાવ્રતની વાતોમાં પોતાના શેઠ માટેનું ઊભરાતું માન તરત નજરે પડતું હતું.

ફ્લેટ અંગેના જરૂરી કાગળીયા વિદ્યાવ્રતે તૈયાર કરી રાખ્યા હતા, તે ઉપર સહીસિક્કા કરવા એમણે તે રંજનની સામે ધર્યા. પેલા Co-incidentની વાત રંજન પરીખને ત્યારે જ સમજાઈ. એ ફ્લેટના માલિક પણ એક પરીખ હતા.. શ્રી વૈકુંઠ પરીખ.

વિદ્યાવ્રતે બીજી કોઈ લાંબી વાતો ન કરી. વૈકુંઠ પરીખ મૂળ ક્યાંના, કેટલા વખતથી કલકત્તામાં છે, ક્યાં પેગ કેમ ગયા છે? ૭ મહિના માટે શા માટે?.. એવા અનેક પ્રશ્નોના જવાબ આપવામાં શ્રી વિદ્યાવ્રત ખાસ ખપમાં ન લાગ્યા

અને કામ સાથે કામ, શા માટે કોઈને માટે લાંબી પંચાત કરવી એવો વિચાર કરીને રંજન ઊભો થયો. આગવાની રકમ પતાવી રસીદ લઈને એ ઊભો થયો.

સાંજે કામ પતાવીથી રૂપગંજ કોલિયરીઝ પ્રા. લિ.ના પેલા બેરર કાલીને લઈને ટેક્સીમાં રંજન રસેલ





સ્ટ્રીટ પહોંચ્યા. કાલીએ ફ્લેટ ખોલી આપ્યો.

એકેએક ઓરડા ખૂબ ચીવટથી ફરનીશ કરવામાં આવ્યા હતા. શ્રી વૈકુંઠ પરીખના કલાત્મક શોખની ઓરડે ઓરડે પ્રતીતિ થતી હતી.

'નોકર ચાકર પણ કોઈ નથી?'

રંજને કાલીને પૂછ્યું. એના જવાબમાં કાલીએ પોતાના ભત્રીજા જગદીશની નોકર તરીકેની વ્યવસ્થા કરી આપવાની ખાત્રી આપી.

તે જ રાતે રંજન ગ્રાન્ડમાંથી પોતાની સૂટકેસ લઈને રસેલ સ્ટ્રીટ આવી ગયો.

એક બેઠકખંડ, એક શયનખંડ અને ત્રીજા ઓરડામાં અડધી ભીંત ઢંકાય એટલા કબાટોમાં પુસ્તકો, ચિત્ર-આલ્બમો અને જાણીતાં ગુજરાતી, બંગાળી, અંગ્રેજી સામયિકોના વ્યવસ્થિત રીતે ગોઠવેલા અંક!

કોલસાની ખાણોના માલિક લાગતા વૈકુંઠ પરીખ જેવા એક ગુજરાતી ગૃહસ્થની આ શહેરમાં આવી લાયબ્રેરી હશે એવો તો રંજનને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

અને પુસ્તકોનાં કબાટોને તાળાં ન હતાં. રંજનનું આશ્ચર્ય વધ્યું. આવો મોંઘો પુસ્તક ભંડાર એમ ને એમ ખુલ્લો મૂકીને એના જેવા અજાણ્યા માણસને સોંપતાં શ્રી વૈકુંઠ પરીખને બીજો વિચાર પણ નહિ આવ્યો હોય!!

એ ખંડની ભીંતો ઉપર લક્ષ્મણ પૈ અને પરિતોષનાં ચિત્રો ટાંગ્યાં હતાં, બેઠા ઘાટની બેઠકની પાછળ-જમીનથી ત્રણેક ફીટ ઊંચે જામિની રાયની બાલકૃષ્ણ અને ગાયોનાં ધણની પેનલ હતી. એક બારણાં વિનાના ગોખલા ઉપર ટોચથી નીચે સુધી ઝૂલનો બાટીકની સુરસુંદરીનાં આલેખનવાળો ચાકળા જેવો પડદો હતો.

જતાં પહેલાં કાલીએ રસોડું પણ દેખાડી દીધું હતું. ત્યાં રસોઈ માટેનો સ્વચ્છ સરંજામ હતો, અને જગદીશને ગુજરાતી રસોઈ પણ સરી આવડતી હતી એમ એણે ખાત્રીપૂર્વક બે ચાર વાર કહ્યું છતાં રંજને એ કડાકૂટ માટે પોતે તૈયાર નથી એમ જણાવ્યું. એટલે ચા-કૉફી અંગે જરૂરી વાસણો એક છાજલી ઉપર ગોઠવીને બંન્ને દિવસે વહેલી સવારે જગદીશને મોકલી આપવાની ખાત્રી આપી કાલી ચાલ્યો ગયો.

પાર્ક સ્ટ્રીટની રેસ્ટોરાંમાં પેટ ભરવા પૂરતું કાંઈ જેમ તેમ જમીને રાત્રે રંજન ફ્લેટ ઉપર પાછો ફર્યો.

સૂતાં પહેલાં કંઈ વાંચવાની ઇચ્છા થતાં એણે બાટીકનો ઝૂલતો પડદો ખસેડીને કોઈ પુસ્તક શોધવા માંડ્યું. એના નજરે ડૉ. ઝીવાગો પડ્યું. નોબેલ પ્રાઈઝ એ પુસ્તક માટે જાહેર થયું ત્યારથી એ વાંચી જવાની એની ઇચ્છા હતી પણ નોકરીની જવાબદારી અને એક જગ્યાએથી બીજી જગ્યાની દોડાદોડીમા એને નિરાંત મળી ન હતી; ઓચિંતો આ લાભ મળ્યો એટલે પુસ્તક હાથમાં લઈને શયનખંડમાં પલંગ ઉપર લંબાવીને બાજુનો ટેબલ લેમ્પ સળગાવી એ પુસ્તક ખોલીનો વાંચવા જાય છે ત્યાં પુસ્તકની વચમાંથી એક બૂક-માર્ક સરી પડ્યું.

રંજનની નજર એ પાના ઉપર કરેલા લાલ પેન્સીલના નિશાન ઉપર પડી. 'અનિવાર્યનાના આગમન'ની વાત ચાલતી હતી...યાશા- લારા અંગે ખૂબ ચિંતા થતી હતી. જ્યાં સુધી એ ગંભાર રીતે માંદી હતી ત્યાં સુધી એને મળવાની પાશાને મના ફરમાવવામાં આવી હતી; અને એના મનમાં શું થતું હશે?...' એ લીટીઓ નીચેથી એક લાલ લીટી તણાઈ ને પુસ્તકના હાંસીયામાં એક ગોળ વર્તુળમાં લંબાઈ જતી હતી. ત્યાં પુસ્તકના વાચકે લખ્યું હતું: 'આશ્ચર્યજનક! કેટલું મળતું—!' રંજને તે પછીની લીટીઓ પણ વાંચી નાખી: લારાએ કોઈ પુરુષને મારી નાખવા પ્રયત્ન કર્યો હતો, અને એ જ પુરુષે તે પછી એ ગુનતમાંથી એની ઢાલ બનીને એને છાવરી રાખી હતી. લારા બચી ગઈ હતી...

આભાર એનો, એ પોતાનો અભ્યાસ સલામત રીતે વિના અડચણે ચાલુ રાખી શકી હતી. પણ પાશા ગૂંચવાયો હતો. અને મનોમન પીડાતો પણ હતો...

એ આખીયે કંડિકાને આવરી લેતી પેલી લાલ લીટી જ્યાં અટકી જતી હતી ત્યાં ગોળ વર્તુળમાં ઝીણા અક્ષરે લખ્યું હતું 'અમારા બન્નેમાં કોણ પાશા ને કોણ પેલો? લારા શું નિર્ણય લેશે તે આગળ સમજાશે પણ લુ૦ તું? કોઈની માતના લું૦ સમજી શકતો હોત તો—'

રંજનની નજર 'લુ૦' ઉપર જડાઈ ગઈ? કોણ હશે આ 'લુ'? કોણે આવી નોંધ કરી હશે?

એવી બીજી નોંધો એ પુસ્તકમાં છે કે કેમ તે જોવા માટે એણે ઉપર ઉપરથી પાના ફેરવવા માંડ્યાં. પુસ્તકને છેવાડે પાસ્તરનાકના કાવ્યોમાથી Fairy Tale ઉપર એની એકાએક નજર પડી. એક કડીની આજુ-બાજુ બરાબર એની જ લાલ પેન્સીનની નિશાની હતી!

'Thrice around a maiden
Was the serpant wound;
Fire breathing nostrils.'

અને પાનાને તળિયે બીજા વર્તુળમાં

'Now the dragon hugged his
Victim in alarm,
And the coils grew tighter
Round her throat and arm'

અને એની બાજુમાં એ જ ઝીણા હસ્તાક્ષરોમા લખાયું હતું, 'લુ૦ સંભાળજે હોં એના ભરડામાં તારી કોમળ કાયા ન ભીંસાઈ જાય'

રંજન અવાક બની ગયો એવી નોંધોનો મર્મ પકડવાની એની આતુરતા વધતી ચાલી. એ બિછાના-માંથી ઊભો થયો. બીજા કબાટો એક પછી એક એણે ઉઘાડ્યા. પેલા હસ્તાક્ષરોનો મરોડ એની નજરે અવારનવાર પડવા માંડ્યો. 'વૈકુંઠ પરીખ' નામની નીચે દરેક પુસ્તક જે તારીખે ખરીદાયું હતું તેની તારીખ માંડવામાં આવી હતી. ડૉ૦ ઝીવાગોના હાસી-આમાની નોંધો તે ફ્લેટના માલિક વૈકુંઠ પરીખે જ કરી હતી તે અંગે રંજનના મનમાં શંકા ન રહી.

તો 'લુ' કોણ?

બીજું હોઈ પણ કોણ શકે? 'લુ' નામથી શરૂ થતું કોઈનું નામ વળી? એટલું તો રંજનને સૂઝ્યું હતું—પણ 'લુ'થી કયું નામ શરૂ થાય?

એની નજર કબાટમાં ખડકેલાં આલ્બમો ઉપર પડી. એકના એક યુગલના જુદા જુદા પોઝમાં ઝડપેલા ફોટોગ્રાફ્સ જોયા. દરેક ફોટોગ્રાફ નીચે તે દિવસની તારીખ મંડાઈ હતી.

એ આલ્બમો લઈને રંજન વળી પલંગ ઉપર આવીને બેઠો. પડેલા આલ્બમની શરૂઆતમાં હારતોરા પહેરેલા નવદંપતીના ફોટાથી શરૂ થઈને કોઈ હિલસ્ટેશન ઉપર 'હનીમૂન'ના દિવસો વેળાના ફોટોગ્રાફ્સ હતા એમાં તારીખો ઉપરથી રંજનને લાગ્યું કે લગભગ અગીઆર બાર વર્ષ પહેલા આ યુવાનનું લગ્ન થયું હશે.

બન્નેના ચહેરા ઉપર નિર્ભેળ આનંદ તરવરતો હતો સૌભાગ્યપરંપરા વ્યક્ત કરતા એ ફોટોગ્રાફ્સમાં એ દંપતીનું પરસ્પર પ્રેમમસ્તીભર્યું દામ્પત્યજીવન અંકિત થયું હતું.

પણ બીજા એક આલ્બમમાં માત્ર પેલી યુવતીના જ ફોટોગ્રાફ્સ હતા. જાતજાતના 'પોઝ' એમાં પણ હતા, પરંતુ કોઈ વધુ સમજદાર અને ફોટોગ્રાફીને કલા તરીકે આત્મસાત કરી શકેલા કોઈ છબીકારે ઝડપેલાં આ ચિત્રો હતા!

યુવતીનું લાવણ્ય,—એની સુરેખ દેહલતા, આકર્ષક મુખભાવ અને સૌથી વધુ તો મોહક સ્મિત વેરતી એ છબીઓ હતી.

એ આલ્બમને પહેલે પાને જુદા જ હસ્તાક્ષરોમાં કોઈએ લખ્યું હતું, 'શીલાને—સપ્રેમ, એની એકત્રીસમી વર્ષ-ગાંઠને દિવસે... . ભાવન તરફથી.'

શીલા કોણ? એ પ્રશ્નનો જવાબ તો આગળના પેલાં આલ્બમમાંના યુગલની યુવતી અને ભાવને ભેટ આપેલાં આલ્બમની યુવતીની મુખાકૃતિ ઉપરથી રંજનને ખ્યાલ આવી ગયો.

વૈકુંઠ અને શીલા...શીલા...શીલુ ..લુ .. રંજનના





મુખ ઉપર સ્મિત ફેલાયું. વૈકુંઠ લાડમાં શીલુ કહીને પત્નીને સંબોધતો હશે અને એથીએ વધુ ગેલમાં આવી જતાં માત્ર 'લુ' કહીને—ઘેરા, ગળામાથી માંડ માંડ નીકળતાં પ્રેમોચ્છ્વાસમાં 'લુ' એકાક્ષરી સંબોધન પ્રગટતું હશે .....

કુંવારા યુવાનને ન સમજાય એવી આ નં. ૩૧ રસેલ સ્ટ્રીટના ૭ નંબરના ફ્લેટની સૃષ્ટિ એને લાગી. વૈકુંઠ–શાલા–ભાવન ! આ ભાવન કોણ હશે ! શું મોકળે મને પતિ સિવાયના પુરુષ સમક્ષ આ શાલાએ 'પોઝ' લેવરાવ્યા છે ?—પેલાં બેટઆલ્બમનાં પાનાં ફરીથી એકવાર ફેરવતાં રંજન મનોમન વિચારી રહ્યો. હવે એની આંખો ઘેરાતી હતી. પારકાના ફ્લેટની જવાબદારી એની હતી. પેલા એગ્રીમેન્ટમાં એવી એક કલમ હતી, એ એને યાદ આવી ગયું. સૂતાં પહેલાં પ્રવેશદ્વાર ઉપરની સ્ટોપર ફરીથી એકવાર એણે જોઈ લીધી. બેઠકઘરની બારીઓ પણ એક પછી એક બંધ કરવા માંડી. એમ કરવા જતાં ભીંતને અડેલાને ગોઠવેલી એક બેઠકની બાજુમાં ટીંગાતા નૃત્યરતા યુવતીના ઝડપી રેખાંકન ઉપર એની નજર ગઈ.

કાળા ખરબચડા કાગળ ઉપર માત્ર સફેદ રેખાઓમાં પુષ્ટઅંગી નૃત્યરતા યુવતીનું એ ઝડપી ચિત્ર હતું. એને એક ખૂણે દેવનાગરીમાં ઝીણા અક્ષરોમાં લખ્યું હતું, 'भावन'

રંજનને મોડે સુધી ઊંઘ ન આવી. તરેહ તરેહની કલ્પના એ કરતો રહ્યો. ભાવન ફોટોગ્રાફીનો જાણકાર —માત્ર જાણકાર નહિ, અચ્છો કલાકાર હતો અને ચિત્રો પણ ચીતરતો !

એ સિવાય બીજું શું શું હશે ?

ત્રણ ત્રણ વાર કોઈ રૂપવતી યુવતીને ભરડો દેતો નીલો–લીલો નાગ એણે કલ્પ્યો : અને એના ફૂલેલા નસકોરામાંથી આગ વરસતી હતી. કોઈ ચીની પટ-ચિત્રનો પેલો કરકરી શીંગડીઓવાળી પીઠના વળાંક લેતો અગ્નિની લબકારા મારતી જીભો પસરાવતો 'ડ્રેગન'—સર્પ-રાક્ષસ ! પારતરનાકની કવિતાની લીંટી-ઓની આજુબાજુ લાલ ચકરડું !

બિચારી શીલાના ગળે અને સમગ્ર શરીર ઉપર ભરડો લેવાયે જતો હતો !...ભાવન સાવ આવો હશે ? રંજનને આશ્ચર્ય થયું, દુઃખ થયું—કેવું કેલ્લોલતું યુગલ હતું એ ! પેલા ઇલસ્ટ્રેશન ઉપરના ફોટોગ્રાફ્સ જોતાં એવું નો'તું લાગતું ?...ભાવનનો પત્તો મળે તો એ વાત સંભળાવી દેવાનું એને મન થઈ આવ્યું.

એને પોતે શું શું કહેશે એની કડીઓ ગોઠવતાં ગોઠવતાં રંજન ઊંઘી ગયો.

વહેલી સવારે જગદીશે બારણાં ઉપરનો ડોરબેલ દાબ્યો......

ચા પાણી પતાવી છાપામાં મન પરોવવા પ્રયત્ન કરતો રંજન બેઠકખંડમા દીવાન ઉપર પગ લંબાવીને બેઠો હતો. વારંવાર ભીંત ઉપર નીચે સુધી ઝૂલતી પેલી નૃત્યરતા યુવતીના ચિત્ર ઉપર એની નજર પડતી હતી, દેવનાગરીમાં લખાયેલા ઝીણા 'भावन'ના અક્ષરો સૂક્ષ્મદર્શક કાચમાં વિસ્તાર લેતા હોય એમ એની નજરને વારંવાર છાવરી લેતા હતા.

ત્યાં જગદીશે શયનખંડના દ્વાર પાસે ઊભા રહીને લંબાવેલા હાથમાં રાખેલી એક કાળી જાડી ડાયરી એની સામે ધરતાં પૂછ્યું,

'બાબુજી આ ક્યાં મૂકું ? તમારા બિછાનાની નીચે દબાયેલી પડી હતી......'

'બિછાના નીચે ? જોઉં શું છે ?'

જગદીશના હાથમાંથી એણે ડાયરી લઈ લીધી.

'ક્યાં દબાયેલી પડી હતી ? હું ક્યારનો શોધતો હતો!' રંજને ગપ મારી.

જગદીશે બતાવ્યું કે એ ગાદલાંની બેવડમાં બરાબર જમણી તરફના ખૂણે—

લગભગ ઓફિસ જવાનો સમય થવા આવ્યો ત્યાં સુધી અભદ્ર બનીને રંજને રસપૂર્વક એ ડાયરીનાં પાનાં ઉથલાવ્યાં :

લુ આજ ભાવન તારો બારપંદરની સાઈઝનો એન્લા-ર્જમેન્ટ લઈ આવ્યો,...એવી રીતે પોઝ આપતાં

તારી નજરમાં કોણ સમાયું હતું ? હું કે ભાવન ?... હું તો ઈડન ગાર્ડન્સ તે સવારે આવ્યો જ ન હતો....

આજે બરાબર એક વર્ષ પૂરું થયું...રૂપગંજની સાત નંબરની ખાલી થઈ ગયેલી કોલીયરીથી પોણા બારસો વાર દૂર નાનો બગીચો અને વચમા રેસ્ટ હાઉસ મારે બાંધવુ, એવો વિચાર આવ્યો ને મેં ડીઝાઈન મગાવી અરે રે મને એવી બુદ્ધિ સૂઝી ક્યાંથી. લગભગ તેર ચૌદ ડીઝાઈનમાથી મને તો ગમેલી ચીનાચાવ એન્ડરસન એન્ડ કંપનીની ડીઝાઈન. પણ શીલુને ભાવનની ડીઝાઈન બહુ કલાત્મક લાગી.

એક ભીતને કાટખૂણે બીજી ઢાળવાળી ભીંત, સરી જાય તેવું છાપરું, અખૂટ આકાશ નીચે...ચેન પડે તેમ વાપરાને વાળી શકાય તેવી, મધદરીએ હોડીનો રાહ પેલા શઢની મદદથી સઈ શકાય તેવી એ ડીઝાઈન પાછળ કોઈ અકંગ કલાકારનો ચંચળ હાથ હતો એમ એ બોલી ગયેલી......

અને શીલુ કહે તે મારે સત્તર આની. આજે પણ મારી શું એ જ અવસ્થા નથી ? એને હું કેટલી ચાહું છું ? અને ચાહું છું તેથી જ અદેખાઈથી જલું છું.

વારંવાર એ મારી સાથે કોલીઅરીઝ ઉપર આવે છે; પહેલાં તો ત્યાનો સૂકો પ્રદેશ અને કોલસાના ઢગ જોઈને એ સૂગની મારી એ ધરતી પર પગ પણ ન મૂકતી !

અને હવે ? રેસ્ટ હાઉસનું કામ કેટલે પહોંચ્યું છે તે જોવા માટે એ વારંવાર—

રંજને વચમાં વળી થોડી તારીખો ફાક જોઈ કોરાં પાનાં જ—વણલખી ડાયરી એની નજરે પડી

વળી થોડું લખાણ નજરે પડ્યું.

હું નંબર ત્રણ ઉપર મેનેજર સાથે સાંજ સુધી 'બીઝી' રહ્યો. બપોરથી એ ત્યાં હતી, એ અને ભાવન ! ...બીજા મજૂરો, ઓવરસીઅર, હા હા બધા જ ત્યાં સાથે હતા છતાં !—પેલા લીલી આંખોવાળો દૈત્ય મારા ઉપર સવાર થાય છે. શીલુ મારી છે ને મારી જ રહેશે કેવી લાડ કરે છે મને ? કશાયનું એ મને ઓછું આવવા દેતી નથી. અને છતાયે 'જોયો આ મારો એન્લાર્જમેન્ટ ! ભાવનં કહે છે કે ઈન્ટરનેશનલ ફોટોગ્રાફી સેલૂનમાં આ ફોટો મોકલવામા આવે તો...'

કાળા કોલસાના ઢગની પશ્ચાદભૂની આગળ ત્રાંસા અજવાળામા એના મુખ ઉપર ઊડતી લટો અને અર્ધ-વિકસિત સ્મિત—કોઈ શિલ્પની જેમ બધું ઊપસી આવ્યુ હતું. મારી પત્નીનું આ સૌંદર્ય મે કેમ આટલા દિવસ આ રીતે નિહાળ્યું નહિ ?.. એવો પ્રશ્ન કલકત્તા જતાં કૂપેમા મે એને પૂછ્યો. ભાવન એની ખડખડ ખડખડ જૂની ઓસ્ટીનમા આન્દ્રુલને માર્ગે આવવાનો હતો. શીલાને પણ મન હતું. તેણે સાથે મોટરમા પાછાં ફરીએ મેં ના પાડી. આગલે દિવસે વરસાદ ધોધમાર પડ્યો હતો. મોટર સ્લીપ થાય તો ?

તે કહે કે ભાવનનું થશે તે આપણુ થશે. ચારે બાજુની લીલોતરી, ડાંગરના ખેતર, ગીચ વૃક્ષોની છાયામાથી પસાર થતા કલકત્તા પહોંચવાની કેવી મઝા પડત ?

એનું મુખ ઊતરી ગયું હતું છતા એ કમનીય લાગતી હતી ભાવને તે દિવસે પાનની વાડીના સગીઓની દિલાસોને આધારે એની ઇચ્છા વિરુદ્ધ લીધેલા ફોટામાં હતો તેવો મુખભાવ. માનિનીનો ગુસ્સો ! એ નામ પણ ભાવને આપ્યું હતું. અને ત્યારે મનિની હસી પડેલી...મારા પ્રશ્નના જવાબમા એની આંખમા આસું જ ઊભરાયાં. મેં એને નજીક ખેંચી—એ દૂર ઊભી ને સરીને જવાબ આપ્યો, કેવો ઢંગધડા વિનાનો એ ખુલાસો હતો.

પેલા લેખકે કેવી નવલકથા લખી-છે એ જરા વાંચી જાવ. એમાં પણ સ્ત્રીના સૌંદર્યની ઉપેક્ષા કરતા પતિની અને એ પત્નીના થયેલી દશાની વાત એણે લખી છે. તમારું પણ એવું જ થાત, પણ ક્યા તમે ને ક્યા પેલો ભદ્ર નાયક !...

રંજન વિચારમાં પડી ગયો. પોતે ભદ્રતા ગુમાવતો ન હતો ? કોઈએ ભરોસાપૂર્વક સોંપેલું પોતાનું મકાન ! એની જ વસ્તુઓમાંથી આમ—

પણ એની 'આતુરતાને એ ન રોકી શક્યો...એણે આગળનું પાનું ઉલટાવ્યું. શીલુ બાથરૂમમાં હતી... હું ઓફિસે હોઈશ સમજીને જ કદાચ ભાવને આ પત્ર એક્સ્પ્રેસ ડીલીવરીથી મોકલ્યો હશે...એ માત્ર આર્કી-ટેક્ટ ફોટો કલાકાર કે ચિત્રકાર નહિ પણ કવિય છે એની ખાત્રી કરાવવા માગતો હોય તેમ લખ્યું છે સારું! મારી પત્ની વિષે હું આવું અનુભવી પણ ન શક્યો—

'એ રૂપાળું, એ સમસ્ત—
જે સૌ પાંગરતું મુજ હૈયે, અર્પણ કરું હું
તવ ચરણે-અંજલિભર એ પ્રસૂન!
ને સ્નેહ?
મુજ શ્વાસથી પણ અવિરત,
બુદ્ધિથી દુર્ગમ્ય, સ્નેહની નિજ શક્તિ
પણ દુ:સાધ્ય!
ને તારું નામ સુવર્ણ કિંકીણીના નાદસમું
સુમધુર!
સદા સર્વદા મુજ હૈયાની ધારે...'

છતાંયે મારે અભદ્ર છું એમ બતાવવું ન હતું, કાળજીપૂર્વક એ કાગળ મેં ફરીથી બીડ્યો, ગુંદરથી સાંધીને ટેબલ ઉપર મૂક્યો.

મારે એના મુખભાવ જોવા હતા.

એ જોવા મળ્યા પણ હું નિરાશ થયો.

રંજને વળી પાનાં ફેરવ્યાં. કોરાં પાનાં, માત્ર એ પાનાં ઉપર નાનું બાળક ચીતરે તેવાં આડાંઅવળાં લીટા-માંથી ન સમજાય તેવી આકૃતિઓ સર્જવા પ્રયત્ન થયો હોય એમ રંજનને લાગ્યું.

એવા એક રેખાઓના ગુંચળા નીચે વૈકુંઠે લખ્યું હતું:

ભાવન ગાયતુન્ડેના One-man showમાં અમને તાણી ગયો: મને થયું શા માટે આ modernists કહેવાતા ચિત્રકારો આવા રંગ અને કેન્વાસ બગાડતાં હશે! પણ શીલુ તો એક એક ચિત્ર સમજી શકતી હોય—અથવા કોણ જાણે, સમજવાનો યત્ન કરતી હોય - તેમ ખૂબ ધ્યાનથી ચિત્રો જોતી હતી અને ભાવનની વાતો સાંભળતી હતી.

રૂપિયા ચારસો ખરચીને એક ચિત્ર એણે ખરીદ્યું પણ ખરું. 'તમને લાગતું હોય વૈકુંઠ કે આ ખોટું ખર્ચ થાય છે તો જાવ એક વર્ષ સુધી એક નવું કપડું નહિ માગું, પણ આ ચિત્ર મને લેવા દો. ભાવન કહે છે કે ગાયતુન્ડે તો હિંદના અગ્રગણ્ય કળાકારોમાંના એક છે...ભાવને કહ્યું એટલે એણે ચિત્ર લીધું? પણ મને એ નથી સમજાતું. એવું બધું સમજાય એટલા ખાતર મોડર્ન આર્ટ ઉપરનાં થોડાં પુસ્તકો અને આલ્બમો પણ હું ખરીદી લાવ્યો..

રંજને પાનું ફેરવતાં પહેલાં સામેની દિવાલ ઉપર ટીંગાડેલું ગાયતુન્ડેના ચિત્ર સામે જોયું. એને લાગ્યું કે વૈકુંઠની વાત સાવ ખોટી ન હતી. લાલ લીલા જાંખલા લપકારા મારતા રંગો અને એની વચમાંથી પસાર થતી કાળી નવી રેખાઓની ઊભી આડી યોજ-નામાંથી શું પ્રગટ થતું હતું! પણ ભાવન કહેતો હતો કે ગાયતુન્ડે હિંદના અગ્રગણ્યોમાં...

રંજનને હસવું આવ્યું.

ઘડિયાળ સામે એણે જોયું ને ઝડપથી ઊભો થયો. વૈકુંઠ શીલા ભાવનની કથા વાંચતાં વાંચતાં પોણાદસ થઈ ગયા હતા અને હજી એણે 'શેઈવ' પણ કર્યું ન હતું...

દિવસ દરમ્યાન એને ચેન ન પડ્યું. રહી રહીને ડાય-રીનાં પાનાં એની નજર સમક્ષ ફડફડ ઊઘડતાં હતાં, વૈકુંઠના આડા મરોડવાળા અક્ષરો અને એના અંત-રની કપરાં વળાંકો લેતી વેદના એકબીજામાં ભળી જતાં એને લાગ્યાં. અક્ષરોમાંથી પ્રગટતું એક ભદ્ર પુરુષના વિષાદનું એ ચિત્ર જાણે!

રાત્રે જમીને જ એ ફ્લૅટ ઉપર પહોંચ્યો, ત્યારે જગ-દીશે એના હાથમાં બે પત્રો મૂક્યા. એકની ઉપર શ્રીમતી શીલા પરીખનું સરનામું હતું પણ બીજો ઍક્સ્પ્રેસ ડીલીવરી પત્ર પોતાના ઉપર હતો.

હજી તો બે દિવસ થયા એ આવ્યો હતો, એનું નવું સરનામું કોઈને એણે જણાવ્યું પણ ન હતું, તો પછી આ પત્ર મોકલ્યો કોણે? કવરની બીજી બાજુ



પર એની નજર પડતાં એને વળી વધુ આશ્ચર્ય થયું:
રવાના— વૈકુંઠ પરીખ, સ્નો વ્યુ, કલીંપોંગ!
એણે ઝડપથી પરબીડિયું ખોલ્યું: પત્રમાં વૈકુંઠે લખ્યું હતું:

શ્રી રંજન પરીખ,

તમે મને નહિ ઓળખતા હો, પણ હું તમને ઓળખું છું. સાત સાત અઠવાડિયા સુધી સ્ટેટ્સમેનમાં જાહેર ખબર આપ્યા બાદ લગભગ સવા ત્રણસો માગણીઓમાંથી મેં તમારી જ માગણી મંજૂર રાખવા વિચારવાને સૂચવ્યું તેની પાછળ બે કારણ હતાં.

(૧) તમારી કન્સ્ટ્રક્શન કંપની જેમાં તમે ચાકરી કરો છો તેના જનરલ મેનેજર મીસ્ટર શશી મહેતા અને હું વિલાયતમાં સાથે હતા એમના હાથ નીચે તમે તૈયાર થયા હશો એટલે તમારો ભરોસો રાખી શકાય.

(૨) તમે કુંવારા છો એમ તમે વિના પૂછાવે અરજીમાં લખ્યું હતું—'બેચલર' શબ્દ વાપર્યો છે. એવાઓ માટે મને અત્યારે સન્માન છે. મારું ઘર બરોબર સચવાશે એવી તે કારણે ખાત્રી થાય છે.

બધું છે તેમ ને તેમ રહેવા દેશો. ઉતાવળમાં કલીંપોંગ ચાલ્યા આવવાનું નક્કી થયું એટલે અમે બધું અવ્યવસ્થિત મૂકીને જ નીકળી પડેલાં.
અને છતાંયે ઘર તમારું છે એમ સમજીને રહેશો...

તમારો સ્નેહાકાંક્ષી
વૈકુંઠ.

એ જ અક્ષરો! એ માણસની સરીયામ ભદ્રતા વ્યક્ત કરતાં વાક્યો!! 'મારામાં મૂકેલા વિશ્વાસનો ભંગ તો તેમ છતાં સવારથી કરી ચૂક્યો છું' એમ રંજનને લાગ્યું.

પણ થોડી જ ક્ષણો પછી એનાથી બીજો પણ વિશ્વાસભંગ થઈ ચૂક્યો: પેલા બીજા પરબીડિયાની પાછળ એક ખૂણે મ લખ્યું હતું: બીજી ક્ષણની રાહ જોયા સિવાય રંજને સચવી રહીને એ ખોલ્યું: ઝીણા મરોડદાર અક્ષરોમાં એ પત્ર—ના પત્ર નહિ થોડી કાવ્યની લીટીઓ માત્ર લખાઈ હતી:

—અને ૨૯!
એ પાડે છે કેવી ભાત!! બધું જ આછેરું,
છતાં સૌંદર્યમંડિત!
એના એક ઓછાડ તળે,
એક શ્યામલ અંચલના વિસ્તારમાં સુરક્ષિત
આપણે બેઉ!—ને ત્યાં?
તું નિહાળે મારી અસ્પષ્ટ ભૂખરી છાયા,
ને મારી નજરે પડે તારું ચંદનવરણું રૂપ!!
શ્રાવણગરજન ઘનઘોર ઘટાની ઓરે
ચપળા ચંચળા દામિની!!
તું પુષ્પપાંદડી સમી સુકુમાર
હું હતો માત્ર છાયા સમો,
પાસે છતાં દૂર, જોજનો દૂર!!

અને જાણે એ કાવ્ય ઉપર ટીકા લખી હોય તેમ નીચે થોડી વધુ લીટીઓમાં એણે લખ્યું હતું:
'એકબીજાથી દૂર રહેવાની આપણને સૂચના થઈ છે—તમને સૂચનો અને મને હુકમ. એનું પાલન યથામતિ કરું છું અને છતાંયે જે કાવ્યની પ્રેરણા તમારી પાસેથી મળી છે તે તમને મોકલ્યા સિવાય રહી શકતો નથી.
પત્ર ન લખવાનો તેમ છતાં સંયમ પાળત પરંતુ આ ખાસ સમાચાર આપવા પૂરતો આ પત્ર લખ્યો છે.

અશોક ગૅલેરીમાં આવતીકાલે, શનિવારે સાંજે સતીશ ગુજરાલના One-Man Showનું ઉદ્ઘાટન છે અનુકૂળતા હોય તો બન્ને જજો. સમય ૫-૩૦...

રંજન ચંચળ થઈ ઊઠ્યો.
ભાવનાને જોવાનું મળવાનું એને મન થઈ આવ્યું. કદાચ એનો અશોક ગૅલેરીમાં ભેટો થઈ પણ જાય. પણ એને ઓળખવો કઈ રીતે!
એણે ફરીથી ડાયરીનાં પાનાંમાં મન પરોવ્યું. પણ એમાં ઘણું અવ્યવસ્થિત અને ટુકડા ટુકડા લખાણ હતું. એમાંથી બે ચાર મુદ્દા રંજને તારવી લીધા.
—શીલા તરવરતી પ્રેમાળ યુવતી હતી, ભરપૂર પ્રેમ ભરી અને મીજાજથી સ્વતંત્ર

—વૈકુંઠ ભદ્ર હતો છતાં પ્રેમાળ પતિ હોઈને ઈર્ષ્યાથી જલતો હતો.

—ભાવન માત્ર કળાકાર હતો! -માત્ર મિત્ર હતો? શીલા માટે એના હૈયામાં પ્યાર હતો? વૈકુંઠના મનમાં ભાવનનું સાચું ચિત્ર ખડું થયું ન હતું.

—સલામતી તરીકે એણે ભાવનને ઘેર આવવાની મના કરી હતી. એને ખબર આપ્યા સિવાય લાંબી રજાઓ લઈને શીલાની અસ્વસ્થ તબિયત સુધારવા એ પહાડોમાં જવાનું વિચારતો હતો.

ભાવનને મળવાની અને એની પાસેથી હાલની બીજી બાજુ જાણવાની ઇચ્છા રંજન રોકી ન શક્યો.

વિના આમંત્રણે એ શનિવારે સાંજે સાડાપાંચ વાગ્યે અશોક ગૅલેરીમાં પહોંચી ગયો. પાંત્રીસ–ચાલીસ પ્રેક્ષકોના ટોળાની વચમાંથી ભાવન જેવા અજાણ્યા માણસને શોધવો-કઈ રીતે એ મુશ્કેલીનો ઉકેલ એણે વિચારી રાખ્યો હતો.

કાન સરવા રાખીને કાન ઉપર એ નામ પડે છે કે કેમ એ એક રસ્તો.

કોઈની આતુર નજર વારંવાર પ્રવેશમાર્ગ ઉપર શીલાના આગમનની પ્રતીક્ષા કરે છે કે કેમ?

કોઈ ગુજરાતી વાતચીત, મુંબઈ બાજુની પહેરવેશની રીતરસમ ક્યાંય કળાય છે કે કેમ!

પણ ધાર્યા કરતાં એનું કામ વધુ સરળ બની ગયું. પ્રદર્શનમાં પ્રવેશ કરતાં અગાઉ કોણ કોણ એમાં રસ લેવા આવ્યું છે તેની નોંધ પ્રવેશદ્વાર પાસે બેસીને એક મહિલા લઈ રહ્યાં હતાં. રંજને પોતાનું નામ લખવા પેન ઉપાડી ત્યાં એની નજર બે ત્રણ લાઈન ઉપર થયેલી સહી ઉપર પડી. પેલી ટેવ પ્રમાણે દેવનાગરીમાં માત્ર भावन લખ્યું હતું.

રંજને પેલાં બહેનને જ પૂછ્યું, ' મારે કળાકાર આર્કીટેક્ટ ભાવનને મળવું હતું. એને આપ ઓળખો છો? ' પેલાં બહેને દૂરથી નિર્દેશ કર્યો.

એકવડો બાંધો, સામાન્ય ઊંચાઈ, ને પહોળો લેંઘો અને ચઢાવેલી બાંયોવાળો ઝભ્ભો પહેરેલો એક યુવાન સહેજ દૂર પ્રવેશમાર્ગ પાસે રસ્તા ઉપર મીટ માંડીને ઊભો હતો. ચહેરાનો સહેજ ફિક્કો ઘઉંવર્ણો, પાતળી હડપચી ઉપર ભીડાયેલા હોઠ, શ્વાસ લેતાં થાક લાગતો હોય તેમ પહોળા થઈ જતાં નસકોરાં, પણ સૌથી વધુ ધ્યાન ખેંચે તેવી પારદર્શક આંખો—એ આંખોમાં જ જાણે પેલો કળાકાર, પેલો કવિ સંતાયો હતો અને ત્યાંથી જ તે વ્યક્ત થતો હતો એમ રંજનને લાગ્યું.

વિના સંકોચે રંજને એની પાસે પહોંચીને ખભે હાથ મૂક્યો.

' તમે જ ભાવન ખરું? '

' હા. તમે? '

' હું રંજન પરીખ. '

' પ્રદર્શન જોવા આવ્યા છો? '

' જી. '

' ગુજરાતી આવી મૉડર્ન આર્ટમાં રસ લેતો થયો! સારું ચિહ્ન છે હોં! '

' વાત વાતમાં ગુજરાતીઓને શું કરવા સંભળાવો છો! તમે ગુજરાતી નથી? '

' ભૂલ ભૂલથી—પણ હવે હુ મારી જાતને માત્ર ભારતી તરીકે ઓળખાવું છું. '

' ને હું મારી જાતને વિશ્વમાનવી તરીકે— '

રંજને હસીને કહ્યું. ભાવન પણ મીઠું હસ્યો. એની તેજરસીલી આંખો અને નિર્મળ હાસ્ય રંજનના હૈયામાં વસી ગયાં, અને લાગ્યું કે આ કળાકાર દુષ્ટ–પાપી–મલિન થવા માટે અશક્ત હતો! એ કારણે એનું આશ્ચર્ય વધ્યું.

' સતીશની આ ખૂબી છે! ' એક ચિત્ર પાસે ઊભા રહીને ભાવને રંજનનું ધ્યાન દોર્યું. જવાહરના ચહેરાની એક બાજુ એણે આબેહૂબ તો નહિ છતાં ઠીક ઠીક સમજાય એટલી સુરેખ બનાવી છે. જ્યારે બીજી બાજુને ચહેરી નાખી છે, જાણી જોઈને. આ એની પોર્ટ્રેટકળાની ખાસિયત શાંત સ્વસ્થ રાજનીતિજ્ઞની પાછળ એ માણસનાં ધમધમતો લાવા



સંતાયો છે, માનવીની વેદનાને એ પોતાની કરી શકે છે એમ એણે જવાહરનું સંપૂર્ણ ચિત્ર ચીતરતાં વ્યક્ત કર્યું હોય એમ નથી લાગતું ?'

એવી અનેક ખૂબીઓ બતાવ્યે જતાં છતાં રહી રહીને ભાવનની નજર ચંચળ થઈ ઊઠતી હતી. એ પ્રવેશ-માર્ગ તરફ જોઈ લેતો હતો.

'કેમ આમ વારંવાર તમે બેધ્યાન બની જાવ છો ભાવન ?'

'ના, અમસ્તો.'

'કોઈની રાહ જુઓ છો ?'

'જે નથી આવવાનું તેની રાહ—લગભગ એવું જ.'

'તમારી વાત સાચી છે; એ નહિ આવે, નહિ આવી શકે.' રંજને ગંભીર બનીને ભાવનની નજરમાં પોતાની નજર હાલવતાં ઉચ્ચાર્યું.

'તમે ! તમે શાથી ધાર્યું ?' ભાવને સાશ્ચર્ય પૂછ્યું. એના અવાજમાં વિષાદ હતો.

પણ રંજન તુરત કંઈ ન બોલ્યો.

પ્રદર્શન જોઈ લીધા પછી એણે ભાવનને સાથે લીધો.

'મારે તમારી સાથે થોડી વાતો કરવી છે. આપણે કોઈ રેસ્ટોરામાં જઈશું ?'

'ના, તો ચાલો ગંગાઘાટ...શીલાને તમે ઓળખો છો?'

'ના...અને...હા.'

બન્ને હેસ્ટીંગ્સ ઉપર પહોંચ્યા. હુગલી નદી કાવ્યમય બની ગઈ હતી. સંધ્યાકાળના આકાશી રંગો અને લાંગરેલી સ્ટીમરોનાં તરેહ તરેહનાં પ્રતિબિંબોની જાળ-ગૂંથણી પોતાનાં હૈયા ઉપર રમાડતી નિર્વિકાર રીતે તે વહી જતી હતી...

બે કલાક સુધી રંજન અને ભાવન નદીકિનારે બેસી રહ્યા. રંજને કહેવા જેવું કહ્યું, ભાવન તે સાંભળી રહ્યો. અને છેવટે એણે આખીયે વાતનું જાણે સમાપન કર્યું:

'તમે તો વૈકુંઠભાઈને નજરે જોયા નથી. મેં જોયા છે. અને શીલાને પણ...તમારી વાત સાચી છે, વૈકુંઠભાઈની વાત પણ સાવ સાચી છે. શીલા મને ગમે છે, એટલું જ નહિ પણ એને હું ચાહું છું... પણ ક્યાંક ભૂલ થઈ ગઈ છે. એને હું એક વ્યક્તિ તરીકે ચાહું છું. જ્યારે એ મારો કળાકાર તરીકે આદર કરે છે. વૈકુંઠભાઈ નાખી દેતા પાંચ ફીટ અને નવ દસ ઇંચ ઊંચા હશે, એમની સાથે શોભે તેવી રૂપે તબીઅતે શીલા છે. મારાથીયે એકાદ ઇંચ ઊંચી કદાચ...એટલે આમ જુઓ તો પ્રેમની પરિભાષામાં જે સ્થૂળ સ્નેહ ગણાય છે તે અમારી વચ્ચે સંભવી ન શકે—'

'એવું હું નથી માનતો ભાવન—'રંજને વચમાં પોતાનું મંતવ્ય રજૂ કર્યું, અને પછી ઉમેર્યું, 'તમે માત્ર એને વ્યક્તિ તરીકે ચાહો છો એટલે શું ? એનું સ્ત્રી તરીકેનું વ્યક્તિત્વ કે બીજું કાંઈ ?'

ભાવન ક્ષણો સુધી ચૂપ રહ્યો. એટલે રંજને વધુ આગ્રહપૂર્વક પોતાનો મુદ્દો રજૂ કર્યો.

'મને ભય છે ભાવન, તમે કલાકાર એટલે ભાવુક તો ખરા જ, કેંઈક અંશે સહેજ મોટી વયના બાળક જેવા. તમારો શીલા માટેનો સ્નેહ શરૂ ગમે તે કારણે થયો હોય અને શીલા પણ કદાચ તમને નાના બાળક સમા ગણીને—'

'તે સામે મારો વાંધો છે. મા માટેની મારી શોધ શીલાને બારણે પૂરી થાય એવું હું ક્યારેય ન સ્વીકાર કરી શકું.' ભાવને વાંધો ઉઠાવ્યો.

'એ બાબતમાં મારાં મનમાં શંકા નથી, ભાવન. તમે મા માટેની શોધે નીકળ્યા જ ન હતા. મોટીબહેન માટે પણ નહિ. તમને મંજૂર હતું શીલાનું સ્ત્રીત્વ, એનું સ્ત્રીનું રૂપ; કલાકાર હોઈને એ રૂપની વિગતો તમને વધુ સમજાતી હશે, વધુ હૃદયંગમ બનતી હશે...કેમ ચૂપ થઈ ગયા ભાવન ?'

'આ રીતે મેં આ બાબતનો વિચાર કર્યો ન હતો, હજીયે માનું છું કે શીલાને એક ઉષ્માભરી સહૃદય કલારસિક વ્યક્તિ તરીકે જ—'

'તો, 'એ સઘળું એ સમસ્ત, પાંગરતું મુંજ હૈયે' કોને માટે લખાયું હતું ?' રંજને કરવા ધાર્યો હવે

ધો પણ એ ક્રૂર ન બની શક્યો. વાક્ય માર્દવભર્યું બની ગયું.

'ઓહ! તમે એ બધું પણ જાણો છો?' ભાવને સાશ્ચર્ય પૂછ્યું.

'બુદ્ધિથી દુર્ગમ્ય અને સ્નેહની નિજ શક્તિથી પણ દુઃસાધ્ય એવો તે એ સ્નેહસંબંધ કઈ જાતનો, ભાવન?' આવો ઉભરો અમસ્તો ન ચઢે એમ હું માનું છું. હું કવિ નથી, કળાકાર પણ નથી, વિજ્ઞાની છું, એન્જીનીઅર, બરછટ છતાં સીધો.'

'તો હું એમ પૂછું છું રંજન, શીલાનું મારા પ્રત્યેનું આકર્ષણ એની નજરની વિહ્વળતા, એના ઊના ઉચ્છ્વાસ! એનો ઉરધબકાર! એ બધું શું? વાતો કરતાં કરતાં—પછી તે કોઈ ચિત્ર માટે હોય કે પોતાનાં અંતરના ઉદ્‌ગાર સમી હોય—ત્યારે એની પાંપણો ભીંજાઈ જતી! અને મારો એના પ્રત્યેનો ભાવ એનું કોઈ મૂલ્ય ખરું કે નહિ?'

'આપણે મૂલ્યાંકન કરવું જ રહ્યું.. તમે આમાં ક્યાંયે નથી ભાવન, મને આ પરિસ્થિતિનો ઉકેલ સૂઝ્યો છે.' નદી ઉપર ઊતરેલા અંધારપટને ભેદીને પેલી પારની કોઈ પરિસ્થિતિ નજરે નિહાળતો હોય એટલી ખાત્રીથી રંજને કહ્યું.

'હું ક્યાંયે નથી? પરિસ્થિતિનો ઉકેલ?' ભાવનનો અવાજ સહેજ ભારે અને કરકરો બની ગયો.

'હું વિજ્ઞાનનો માણસ છું, પ્રયોગો કરવામાં માનું છું.'

'તમે ગૂઢ બની ગયા રંજન; આ નદીના ઘેરા પેટાળ સમા!'

'એનું તમને દુઃખ નથી ને?'

'ના.'

'સતીશ ગુજરાલનું જવાહરલાલનું પોર્ટ્રેટ તમે જ મને સમજાવતા હતા, ભાવન. શીલાની મને એક બીજી બાજુ દેખાય છે. ત્યાં પણ લાવા ખદબદે છે, એ લાવાને વહેવરાવી દેવો જોઈએ... ને તો જ એના મુખની રેખાઓ એના વ્યક્તિત્વનાં બન્ને પાસાં સમરસ અને સમતોલ બનશે.'

બન્ને તે રાત્રે મિત્રો બન્યા કે વિરોધી એ ભાવનને ન સમજાયું

*

એ વાતને લગભગ છ મહિના થઈ જવા આવ્યા.

એક રવિવારે બપોરે ટેક્સી ફ્લેટની પોર્ચમાં આવીને ઊભી. રંજન સામે ગયો. વૈકુંઠ અને શીલાએ પહેલી જ વાર રંજનને જોયો, છતાં વર્ષોથી એને ઓળખતાં હોય તેમ ઉષ્માભર્યું પરસ્પર મિલન હતું. ખાસ કરીને શીલાની નજરમાંથી તો નરી આત્મીયતાનો ભાવ છલકાઈ જતો હતો.

'ક્યાં છે? જોઉં રેડિયોગ્રામ—' ફ્લેટમાં પેસતાંવાર શીલાએ રંજનને પૂછ્યું.

ફ્લેટ માટે માત્ર નામનું જ ભાડું લીધેલું એટલે પોતાના તરફથી યાદગીરી તરીકે ફ્લેટ છોડતાં અગાઉ રંજને એક સુંદર રેડિયોગ્રામ અને જાણીતા શાસ્ત્રીય સંગીતના ગાયકોની લોંગપ્લેયીંગ રેકૉર્ડ્સ—પન્નાલાલ ઘોષની બંસીમાંથી પ્રગટતા રાગશ્રી કે યમન, વિલાયતની સિતારમાંથી પ્રગટતા તિલક કામોદ કે ભૈરવીથી માંડીને ઈંગ્લેંડ ઓર્કેસ્ટ્રાબના વાયોલીન કોન્સર્ટોની અને બીજી પણ કેટલી ચુનંદી દેશીવિદેશી રાગરાગિણીઓની રેકૉર્ડ્સ સાથે—એણે શીલા-વૈકુંઠને ભેટ આપ્યું તે એમને બતાવ્યું.

અને બેડરૂમમાં પેલી નૃત્યરતા પુષ્ટઅંગી નારીનાં રેખાંકનની જગ્યાએ ભીંતને અઢેલીને સુશોભનાત્મક જાતજાતની ઘાટના કુંડાં ગોઠવાઈ ગયાં હતાં: વિના જળ સીંચે આપોઆપ ઊગે તેવાં થોરીયાં—કેકટી અને સુક્યુલેન્ટસની સજાવટ ચીંધી બતાવતાં રંજન થોડાં જડબાતોડ લેટીન નામો બોલી ગયો:

'આ છે ફ્લેગેલી ફોર્માસ, અને આ સીરુસ પેરાઈગ ટીનાં ઓરીવીલસ અને એનેકી; અને પેલા દેખાતા નરમ કાંટાવાળા અને ધારદાર વળાંકવાળા તે એચીનો કેક્ટસની જાતના ફ્લોરીડોમીસ અને ગ્રાન્ડીઝ; આ અહીં સોફાસેટની બાજુમાં ટીપોયની જગ્યાએ ગોઠવ્યાં છે તે હરમાનીઆના અને સબ્લીમીફોરા; જેને માટે

મેં તમને લખ્યું હતું તે કોઈ કહેતું હતું કે કલીંપોંગમાં ઘ્યાંહીંના છોડનાં ઝૂંડોના ઝૂંડો હોય છે પણ વધુ ઊંચાઈએ પ્રદેશ સુક્કો બને ત્યાં માત્ર સુક્યુલેન્ટસ વનસ્પતિ, એ પણ કાંટાળી હોય છે. તેમાંનાં આરણોારે સીન્સ વાર મીલર-અને...'

રંજનની આ વનસ્પતિ અંગેની સુઝની વાતો સાંભળતાં શીલા અવાક્ બની ગઈ. કૅાકટસ ઉપર વહાલ વરસાવતી હોય તેમ, બીજી ક્ષણે, એના ઝીણા કાંટા ઉપર પોતાની કુમળી આંગળીઓ એણે ફેરવી લીધી :
'કેવું અદ્ભુત ! કાંટાની ભાન જોઈ ! અને લીલુમડો રંગ ! ! શું છે એની ચમક !!!'

વૈકુંઠને એમાં કશું અદ્ભુત કે ચમકદાર ન લાગ્યું. તે દરમ્યાન ચેન્જર ઉપરથી અબ્દુલ કરીમખાં સાહેબની બિલાવલની ચીજ

'પ્યારા નજર નહિ...'

વાગી રહી. મુંબઈ જતાં પહેલાં સાત દિવસ હતા તેમ છતાં લગભગ પરાણે રંજન ને વૈકુંઠભાઈએ અને તેથીયે વધુ આગ્રહથી શીલાએ મહેમાન બનાવીને રોકી રાખ્યો.

રંજને જોયું કે એનો પ્રયોગ કારગત નીવડયો હતો. એ સાત દિવસ દરમ્યાન અબ્દુલ કરીમખાં સાહેબથી માંડીને લક્ષ્મીશંકર સુધીના ગાયકોની વિગત એણે મેળવી. એ મેળવવા માટે કલકત્તાની અગ્રગણ્ય રેકૉર્ડ વેચનારી દુકાનોમાં રંજનને એ સાથે લઈ જવા માંડી.

અને જાણીતી નર્સરીમાં કલાકો સુધી રંજન સાથે ભમતાં ભમતાં એણે ફૂલછોડના પ્રકારોની વાતો એકચિત્તે સાંભળ્યા કરી. થોડા સમયમાં ઘણું શીખી લેવા જાણવા સમજવાના એના પ્રયત્નો માટે રંજનને માન ઉપજ્યું. એનું એને આશ્ચર્ય પણ થયું.

અને એ સાત દિવસ દરમ્યાન એક પણ દિવસ ચિત્રોની વાત એણે ન કાઢી, ભારતનું એણે નામ ન દીધું.

પણ રંજનનું-નામ એણે દીધા કર્યું......

રંજન મુંબઈ ચાલ્યો ગયો ત્યાર પછી પણ લગભગ વ્રત તરીકે શીલા એને પત્રો લખતી તેમાં કેકટી અને સુક્યુલન્ટસથી માંડીને શાસ્ત્રીય સંગીતની જ નહિ પણ સ્ત્રી-પુરુષના સ્નેહર્મીી વાતો પણ એમાં ટપકી જવા માંડી. રંજન પોતાના પ્રયોગનું પરિણામ નીહાળતો હતો.

એકવાર ઓચિંતી શીલા મુંબઈ આવી પહોંચી.
એકવાર ઓચિંતી શીલા મુંબઈ આવી પહોંચી
'સાંભળ્યું કે રંગભવનમા સાત દિવસનો ક્લાસીકલ મ્યુઝીકનો કાર્યક્રમ છે અને રેડિયો કલબમાં ફ્લાવર શો છે ટાઇમ્સમાં વાંચ્યું ને મેં સવારનું વાઈકાઉન્ટ પકડયું ..' રંજનને મળતાં વાર એણે એકશ્વાસે બોલી નાખ્યું. 'અને પેલાં કેકટસ ઉપર મેં આફરીન કર્યું છે. નાનકડા ગોળ દડા જેવું કાંટાળું પણ સુંદર કુમળું ફૂલ ત્યાં ધીરે ધીરે વિકસશે એમ પેલો રોપનાર નર્સરીવાળો કહેતો, It will ba a sight for gods to see !...અને બીજા સમાચાર પણ તમને આપું. બાલીગંજની સૂરવલ્લી સંસ્થામાં હું ઈસરાજ શીખવા જઉં છું ને જતે દિવસે બેંગ્લોરના પેલા વરદરાજુલુ પાસે વીણા શીખવી છે...'

વાતે વાતમાં શીલાનો ઉત્સાહ છલકાઈ જતો હતો.
'સાચું કહું તો તમારી સાથે મન ભરીને વાતો કરવામાં જ હું મુંબઈ આવી છું.' વૈકુંઠ તો ના ને ના કહેતા રહ્યા ને હું તો ઊડી જ આવી...' શીલાએ મુક્ત હાસ્યનું એક મોજું વહેતું મૂકયું.

ત્રીજી સાંજે શીલાએ વળી નવો જ પ્રસ્તાવ મૂકયો :
'મેન્યુહીનની પેલી વાયોલીન ઉપરની તર્જ સાંભળતાં સંભળના મને સાગરનું શાંત-રૌદ્ર-સંગીત યાદ આવ્યા કરે છે......કલકત્તાથી દરિયો તો પચાસ માઈલ દૂર છે...એટલે થયું કે ચાલો મુંબઈ, રંજન પાસે.'

રંજનભાઈને બદલે રંજન ! રંજનના કાન સરવા બન્યા શીલા બોલ્યે જતી હતી. 'એક પછી એક મોજાંનો ઉકળાટ અને પછી શમી જવું ! એ શાશ્વત સંગીત કેવું ઉન્માદક હશે ! મેન્યુહીનની સરખામણી તમને એવી ન લાગી ? કે પછી અલીઅકબરનો નટભૈરવ !......'

સાંજ વિરમતી હતી. પશ્ચિમનું આકાશ અવનવા રંગો પલટતું હતું. શીલાના અત્યાગ્રહને વશ થઈને હાર્નેસ રોડના દરિયાકિનારે એ ગયો મેન્યુહીન અને અલી





અકબરની સૂરશ્રેણી સાથે અરબી સમુદ્રનાં મુક્ત ઉછાળા બંધબેસતા થાય કે નહિ એની જ ખાત્રી કરવા શીલા એને તાણી લાવી હશે ? મોજાંથી ધોવાતા એક ચટ્ટાણની આડમાં રંજનનો હાથ પોતાના હાથમાં રાખીને શીલા અડોઅડ બેઠી હતી, રંજનનું મન વિચારવમળે ચઢ્યું હતું પણ તેમાં વારંવાર વિક્ષેપ પડતો હતો; સાંજની ભરતીનું પાણી પોતાને પલાળી ન મૂકે તે માટે જ તકેદારી રાખતી હોય તેમ શીલા ખસતી ખસતી રંજનની અડોઅડ લપાઈ બેઠી. એમ કરતાં ઘડીક દરિયા તરફ તો વળી વચમાં વચમાં રંજનની નજરમાં નજર ગોઠવતાં એ પૂછ્યે જતી હતી :

'રંજન, રવિશંકર અને અલીઅકબરની જુગલબંધીમાંથી કેવો આહીર ભૈરવ પ્રગટે છે! થોરિયાંની એક જાત સાથે બીજી મળતીઝૂલતી જાતનું આરકીંગ થાય તો ક્યારેક નમણાં રંગનું ફૂલ પણ ત્યાં પ્રગટી જાય એમ મેં ક્યાંક વાંચ્યું હતું. એ સાચું હશે?... બોલતો કેમ નથી રંજન ? મને લાગે છે કે એ સાચું જ હશે. નહિતર નર્સરીવાળા એવો પ્રચાર શા માટે કરે ?...એ જ રીતે જીવનમાં દૂર દૂર ફેંકાયેલાં છતાં જીવનની ભરી ભરી બાજુઓની, એની કલાત્મકતાની, એનાં સંગીતની, એના સાંભર્યો વિકાસની સમજ ધરાવનારી બે વ્યક્તિઓનું પણ સંધાણ થાય તો ?...' શું આ પેલો લાવા વહેવા માંડ્યો ? રંજનના મનમાં પ્રશ્ન ઊઠ્યો.

પથ્થર ઉપર પછડાતાં અને વેરણછેરણ થઈ જતાં મોજાંઓની જેમ રંજન પણ પોતાના પ્રયોગની અવદશા નિહાળી રહ્યો હતો. અવદશા ? કે અણધારી દશા ? એ પ્રશ્ન જેવો ઊઠ્યો તેવો એણે દાબી દીધો. પણ શીલા પ્રશ્નો પૂછ્યે જ જતી હતી...એક એક નવા મોજાંની જેમ એની જીભે નવો પ્રશ્ન જાગતો હતો.

એવા પ્રશ્નોના જવાબ રંજનને સૂઝતા હતા પણ એની વાચા ખોવાઈ ગઈ. એનું ધ્યાન બીજે હતું.

વૈકુંઠ પરીખની ડાયરીનાં પાનાંમાં રંજન પરીખનું કેવું ચિત્રાંકન થતું હશે એની કલ્પનામાં અને એ જ વિમાસણમાં એનું મન અટવાયું હતું, ત્યાં સુધી કે શીલાનો નિકટ સ્પર્શ પણ એ માણી શકતો ન હતો— !

✶

'મીનપિયાસી'

## અજંપે જંપ

અજંપે જંપવું મારે,
  ગમે ના છોડવું ઘરને,
    છતાંયે ઊડવા ઇચ્છું,
      દિશાઓના વિજન આરે–
                    –અજંપે....

અશાંતિમાં જ શાંતિ નિત્ય, માનીને વિરામું છું.
અને બેચેન થાવામાં જ, બેહદ ચેન પામું છું.
કિરણ આશાતણાં પ્રકટે, નિરાશાનાં જ અંધારે
                    –અજંપે...

સદા અસ્વસ્થતામાં સ્વાસ્થ્ય મનને હું મનાવું છું
સનાતન દુઃખમાં, મારાં સુખો સર્વે સમાવું છું;
જીવનનાં ઝેર પી પીને, અમી સીંચું જગતક્યારે–
                    –અજંપે....

અહીં એકાંતમાં વસ્તી, બધી મારી વસેલી છે,
અને આંખો જુઓ કેવી, રુદનભારે હસેલી છે ?
સૂરીલી ઝંકૃતિ જાણે, વિસંવાદી હૃદય તારે
                    –અજંપે....

✶



પદ્મકાન્ત ર૦ શાહ

# આલ્ફ્રેડ નોબેલ

દર વરસે નોબેલ પારિતોષિકો અપાય છે. લાખો રૂપિયાનાં એ પારિતોષિકો જેના નામથી શરૂ થયા છે એ માનવીના જીવન વિષે ઊર્મિના દિવાળી-અંક માટે 'જર્નલ ઑફ કેમિકલ એજ્યુકેશન' ઉપરથી ખાસ તૈયાર કરેલો આ લેખ છે...

રસાયણ વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન, ઔષધિ અને શરીરવિજ્ઞાન તથા સાહિત્યના વિષયોમા અને વિશ્વશાંતિ માટે અપાતા વાર્ષિક નોબેલ પારિતોષિકો આલ્ફ્રેડ નોબેલની સ્મૃતિને સદા ચિરંજીવ રાખે છે. દર ડિસેમ્બરની ૧૦મી તારીખે, જ્યારે નોબેલની પુણ્યતિથિ આવે છે ત્યારે આ પારિતોષિકો સ્વીડનના ઓસ્લો અને સ્ટૉકહોમમા પ્રદાન કરવામા આવે છે સ્વીડનના સૌથી વધુ અંધકારના આ સમયે તે જગતનુ ખાસ ધ્યાન ખેંચી ગયુ હોય છે.

નોબેલ નામ દક્ષિણ સ્વીડનમા આવેલા સ્કેનિઆના પ્રદેશના **નોબેલોવ** નામના સ્થળ પરથી પડ્યુ છે. આલ્ફ્રેડ નોબેલનો એક પૂર્વજ પેટ્રસ ઓલાવેસન નોબેલોવમા ૧૬૫૫મા જન્મ્યો હતો અને અપસાલા શહેરમા વિદ્યાભ્યાસ કરવા ગયો હતો પેટ્રસ ઓલાઈ નોબેલિઅસના લેટિન નામથી તે યુનિવર્સિટીમા દાખલ થઈ તેણે કાયદાનો અભ્યાસ પૂરો કર્યો તેનુ કુટુંબ જો કે સમાજમા 'બહુ આગળ પડતુ ગણાતુ' છતાં બહુ શ્રીમંત ન હતુ પેટ્રસ નોબેલિઅસનો એક પુત્ર કલાકાર હતો તેનો સૌથી નાનો પુત્ર ઈમેન્યુઅલ મોટો (અ સિનિયર) પિતાના મૃત્યુ સમયે માત્ર ત્રણ જ વર્ષનો હતો અને અભ્યાસ કરી તે મિલિટરી સર્જન બન્યો અને પોતાની અટક ટૂંકાવીને 'નોબેલ' કરી નાખી તેનો પુત્ર ઈમેન્યુઅલ નાનો (અ. જ્યુનિયર) ૧૮૦૧મા જન્મ્યો હતો તે એક પ્રતિભા-સંપન્ન વ્યક્તિ તરીકે જાણીતો થયો સ્ટૉકહોમમાં તેણે વિજ્ઞાનનુ શિક્ષણ લીધું હતુ અને પછી કૉન્ટ્રેક્ટરનો ધંધો શરૂ કર્યો હતો ૧૮૩૩મા તેણે ધંધાનું દેવાળુ કાઢ્યું અને કેદની સજામાંથી બચવા તે તે વખતના રશિયાહસ્તક ફિન્લૅન્ડમા ચાલી ગયો. તેને બે પુત્રો હતા મોટો લડવિગ અગિયાર વર્ષનો અને નાનો આલ્ફ્રેડ નવ વર્ષનો પાંચે વર્ષ પછી તેની પત્ની પોતાના બે પુત્રો લઈને તેની સાથે રહેવા ગઈ વર્ક-શૉપમા તે ઘણાં હથિયારો બનાવતો પણ તેનો મુખ્ય રસ સુરંગો બનાવવામા હતો જ્યારે ક્રિમિયાનું યુદ્ધ શરૂ થયુ ત્યારે રશિયન સરકારે તેને કારખાનુ વિસ્તારવા નાણાની મદદ કરી અને યુદ્ધમા સુરંગો ગોઠવવાનુ કામ સોંપ્યુ. આ પ્રમાણે તેણે રશિયન સરકારને લડાઈમા સારી સહાય કરી અને ૧૮૫૩માં તેને રશિયન સરકારે ઈમ્પીરિયલ સુવર્ણચંદ્રક અર્પણ કર્યો. પરંતુ ક્રિમિયન યુદ્ધ પરાજયમા પરિણમ્યુ ઝાર નિકોલાસ પહેલો મૃત્યુ પામ્યો. નવી સરકારે જૂની સરકારના વચનો માન્ય ન રાખ્યા અને નોબેલને કોઈ મદદ તો કરી નહિ એટલુ જ નહિ પણ તેના હરીફોને ઉત્તેજન આપ્યુ. આથી અહીં પણ તેનુ કારખાનુ ફડચામા ગયું અને ૧૮૫૯મા ફરી પાછો તે બાવીસ વર્ષ પૂર્વે હતો તેવી જ ગરીબ દશામા સ્ટૉકહોમ ગયો.

આલ્ફ્રેડ નોબેલ તેના પિતાના પ્રથમ દેવાળા વખતે ૧૮૩૩મા જન્મ્યો હતો. સ્ટૉકહોમમા આઠ વર્ષની વય સુધી પ્રાથમિક શિક્ષણ લીધું હતું અને રશિયામાં ખાનગી શિક્ષક દ્વારા પોતાના બીજા બે ભાઈઓ રોબર્ટ અને લડવિગ સાથે અભ્યાસ કર્યો હતો. ૧૬ વર્ષની વયે તેણે કેળવણી પૂરી કરી ત્યાર પછી તેને ધંધાર્થે યુરોપ અને અમેરિકામાં ફરવાની તક મળી પિતા દ્વારા તેને સ્ફોટક પદાર્થોના સર્જનના વિષયમાં પ્રવેશ મળ્યો હતો છતા તે વિષયમા ઊકેલ માગતા અનેક પ્રશ્નો તેની સામે રજૂ થયા હતા આમાંનો એક પ્રશ્ન નાઈટ્રોગ્લિસેરિન નામના રસાયણના સ્ફોટક તરીકેના વ્યાવહારિક ઉપયોગ સંબંધીનો હતો

૧૮૩૩મા બ્રેકોનો (Braconnot) નામનો એક ફ્રેન્ચ રસાયણશાસ્ત્રી નાઈટ્રિક એસિડમાં સ્ટાર્ચ અને





સેલ્યુલોઝ નામનાં દ્રવ્યો ઓગાળવા શક્તિમાન થયો. આ પદાર્થને તેણે ઝાયલોડિન (Xylodine) નામ આપ્યું. તે પાણીમાં અદ્રાવ્ય હતો અને અતિશય સ્ફોટક હતો. ચાર વર્ષ બાદ તેના સાથી પેલાઉઝે (pelouze) કાગળને નાઈટ્રિક એસિડમાં ડૂબાવીને અને પછી તેને પાણીથી ધોઈ કાઢીને સૌથી પ્રથમ નાઈટ્રોસેલ્યુલોઝ બનાવ્યો. આનું નામ તેણે પાયરોક્સિલિન (pyroxylin) આપ્યું અને એવું પણ સૂચન કર્યું કે બંદૂક અને તોપમાં તેનો ઉપયોગ કરી શકાય. બેઝલ(Basle)માં ૧૮૪૬માં શેનબાઈને (Schonbein) સેલ્યુલોઝમાંથી સલ્ફ્યુરિક અને નાઈટ્રિક એસિડના મિશ્રણ વડે ગનકોટન (Guncotton) નામનો પદાર્થ બનાવ્યો અને બતાવ્યું કે સ્ફોટક તરીકે આ પદાર્થ અતિ યોગ્ય હતો. તે જ વખતે ફ્રેંકફર્ટમાં પ્રો. બેટિગરે આવા જ પ્રયોગો કર્યા અને સાબિત કર્યું કે શેનબાઈને બનાવેલો પદાર્થ સુરંગ ફોડવાના કામમાં વ્યાવહારિક રીતે સુયોગ્ય હતો.

આ પદાર્થની સ્ફોટકતાને લીધે તેનો ઉપયોગ અતિશય ભયભરેલો હતો. આથી વૈજ્ઞાનિકો તેનો મોટા પાયા પર ઉપયોગ કરતા અચકાતા હતા. આલ્ફ્રેડ નોબેલે તેને સ્વેચ્છાપૂર્વક સળગાવી શકાય તેવી 'ફ્યુઝ' નામની કરામતની શોધ કરી, અને ૧૮૬૨માં રશિયામાં તેનો સફળતાપૂર્વક પ્રયોગ કરી બતાવ્યો. આ 'ફ્યુઝ'નું તેણે ડિટોનેટર નામથી પેટન્ટ લીધું.

૧૮૬૩માં નોબેલ તેના પિતા પાસે સ્ટોકહોમ ગયો. અહીં તેણે પોતાનો પ્રયોગ સિદ્ધ કર્યો અને પેટન્ટ ડિટોનેટરની શોધ કરી. સુરંગ ફોડવાની કળામાં આ શોધે ક્રાન્તિ આણી. ડિટોનેટર એક બહુ જ સાદી રચના ધરાવે છે. બે ઇંચ લાંબી લાકડાની એક નળીમાં ગનપાઉડર ભર્યો હોય છે અને તેની સાથે ફ્યુઝ લગાડેલો હોય છે. ગન પાઉડરને બદલે પછીથી 'મરક્યુરિ ફલ્મીનેટ' (Mercury Fulminate) નામનો વધારે અસરકારક પદાર્થ વાપરવામાં આવ્યો હતો પણ મૂળ સિદ્ધાંત તો એ જ રહ્યો હતો. પછી નાઈટ્રોગ્લિસેરિનને લોખંડની એક બંધ નળીમાં મૂકી તેને પાણીની નીચે આ ડિટોનેટર વડે સળગાવવામાં આવતો. ૧૮૬૪માં સ્વીડનમાં આ શોધનું પેટન્ટ લીધા પછી સ્ટોકહોમમાં પોતાના પિતા સાથે તેણે પાયરોગ્લિસેરિન બનાવવાનું એક કારખાનું ખોલ્યું.

રાજ્યની રેલ્વેઓ અને જુદી જુદી ખાણોની કંપનીઓએ તરત જ આ પદાર્થની કિંમત કરી લીધી અને તેનો ઉપયોગ શરૂ કર્યો. ૧૮૬૪માં સ્ટોકહોમ નગરની નીચે રેલ્વે માટે એક બોગદો (ટનલ) બનાવવાના કામમાં એનો મોટા પ્રમાણમાં ઉપયોગ થયો.

આ અરસામાં નાઈટ્રોગ્લિસેરિન બનાવતાં અનેક કારખાનાંમાં પુષ્કળ ધડાકાઓ તથા અકસ્માતો થયા. તેના ઉપયોગ માટે લેવી જોઈતી કાળજી નહોતી લેવાઈ અને અમુક અજ્ઞાન પણ આ માટે કારણભૂત હતું.

પહેલો ગંભીર અકસ્માત ૧૮૬૯માં સ્વીડનમાં થયો જ્યારે નોબેલની પ્રયોગશાળા ભસ્મ થઈ ગઈ. આ વખતે નોબેલનો સૌથી નાનો ભાઈ એમિલ જે ત્યાં એન્જિનીઅર હતો તે આમાં માર્યો ગયો.

૧૮૬૫માં આવો જ એક અકસ્માત ન્યૂ યોર્કમાં થયો. એક નાની હોટેલમાં કોઈ જર્મન પ્રવાસીએ એક પેટીમાં દસ રતલ નાઈટ્રોગ્લિસેરિન રાખ્યું હતું. આ પેટીનો હોટેલની ઓરડીમાં બેઠક તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો. ડિસેમ્બર ૪, રવિવારની સવારે પેટીમાંથી લાલ રંગના ધુમાડા નીકળતા જોવામાં આવ્યા. એથી હોટેલનો પોર્ટર આ પેટી શેરી વચ્ચે રસ્તામાં મૂકી આવ્યો. તત્ક્ષણ એક ભયંકર ધડાકો થયો અને રસ્તા પરનાં ઘરોનો આગલો ભાગ નાશ પામ્યો.

બીજા ધડાકાઓ પનામા, સાન ફ્રાંસિસ્કો, ઓસ્ટ્રેલિયા, જર્મની અને બેલ્જિયમમાં થયા. અકસ્માતોની આ પરંપરાને કારણે નોબેલની શોધનું મહત્ત્વ નહિવત્ થવા લાગ્યું. લોકલાગણી પણ તેની વિરુદ્ધ થઈ ગઈ. સ્ટોકહોમ શહેરના સત્તાધીશોએ જાહેર કર્યું કે જો

નોબેલને આ પદાર્થની બનાવટ ચાલુ રાખવી હોય તો મેલારેન સરોવરની અંદર નાંગરેલી એક હોડી ઉપર બાંધેલા ઘરમાં તે આ કરી શકશે. આલ્ફ્રેડ નોબેલે આ વાતનો સ્વીકાર કર્યો. અલબત્ત, આવા જોખમી ધંધામાં મૂડી રોકવા કોઈ તૈયાર થતું ન હતું. આખરે ૧૮૬૪ના અંતમાં જે. ડબ્લ્યુ. સ્મિટ નામની સ્ટોકહોમની એક શ્રીમંત વ્યક્તિએ આવા કારખાના માટેની આર્થિક જવાબદારી સ્વીકારી અને સ્ટોકહોમ પાસે વિન્ટરવીટન નામના સ્થળે કારખાનું બાંધવામાં આવ્યું.

૧૮૬૪ અને ૧૮૬૫ની શરૂઆતમાં સ્વીડનમાં આ પદાર્થ બનાવવાની તથા તેનો ઉપયોગ કરવા સંબંધીની સંપૂર્ણ જવાબદારી આલ્ફ્રેડે પોતાના શિરે લઈ લીધી. જ્યારે નાઈટ્રોગ્લિસેરિન કંપની અસ્તિત્વમાં આવી ત્યારે તે એકલો જ તેનો ડાયરેક્ટર, મેનેજર, કારકુન, હિસાબનીશ, ખજાનચી, જે કહો તે, બન્યો હતો! ૧૮૬૪માં તેની હેલનબર્ગની પ્રયોગશાળામાં થયેલ ધડાકાઓ અને અકસ્માતને લીધે તેને ઘણો આઘાત પહોંચ્યો હતો પરંતુ તેણે ધીરજ અને શ્રદ્ધાપૂર્વક પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી હતી.

દરમ્યાન આલ્ફ્રેડ નોબેલ નાઈટ્રોગ્લિસેરિનનો વપરાશ ભયમુક્ત બનાવવા માટે મથી રહ્યો હતો. લાકડાનો વહેર, સિમેન્ટનો ભૂકો, કોલસો વગેરે પદાર્થો તેણે નાઈટ્રોગ્લિસેરિનના મિશ્રણ માટે વાપર્યા, આ પ્રયત્નોને અંતે તેણે ડાયનેમાઈટ નામનો પદાર્થ શોધ્યો. કિસલગર (Kiesulguhr) પ્રકારની છિદ્રાળુ માટીમાં નાઈટ્રોગ્લિસેરીન શોષીને તેણે આ પદાર્થ બનાવ્યો હતો. આ પ્રમાણે માટીના વજન કરતાં ત્રણગણું નાઈટ્રોગ્લિસેરિન અંદર લઈ શકાતું હતું. આ પદાર્થ અવિકારી કે અચલ હોવાથી તેની ઉપયોગિતા ઘણી હતી અને ૧૮૬૭માં નોબેલની આ બીજી શોધનું પેટન્ટ લેવામાં આવ્યું. ૧૮૬૮માં પિતા-પુત્ર ઈમેન્યુઅલ તથા આલ્ફ્રેડ નોબેલને સ્વીડીશ એકેડેમી ઑફ સાયન્સ તરફથી 'લેટરસ્ટેટ' પારિતોષિક અર્પણ કરવામાં આવ્યું. આલ્ફ્રેડ નોબેલનું આ સન્માન સાચે જ સ્વયં 'નોબેલ પ્રાઈઝ' હતું.

હવે પછી પરિસ્થિતિએ પલટો લીધો હતો. અત્યાર વર્ષો સુધી જે વસ્તુ એક રાસાયણિક કુતૂહલનો વિષય રહી હતી તે નોબેલ અને તેના પરિવારના અથાક પ્રયત્નોને પરિણામે પ્રચંડ ઈજનેરી કામગીરી માટે સાધનભૂત બનતી જતી હતી. આલ્પ્સ પર્વતમાં કોરી કાઢેલા બોગદાઓ આના જ્વલંત ઉદાહરણો હતાં. ત્યાર બાદ આલ્ફ્રેડ નોબેલે પોતાનો સમય સતત પ્રવાસમાં જ વીતાવી દુનિયાભરમાં પોતાની ફેક્ટરીઓ નાખી પેટન્ટોનું રક્ષણ મેળવવા પાછળ ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. યુરોપીય ભાષાઓ પરનું પ્રભુત્વ તેને આ વખતે કામ લાગ્યું. તેની તીવ્ર બુદ્ધિશક્તિને પરિણામે પોતાની શોધોને તે વ્યવસ્થિત પાયા ઉપર મૂકી શક્યો. ૧૮૬૭થી ૧૮૭૪ સુધીના સમયના ગાળામાં ડાયનેમાઈટનું ઉત્પાદન વાર્ષિક ૧૧ ટનથી વધીને ૩૧૨૦ ટન સુધી પહોંચ્યું.

આ બધાં રોકાણો છતાં ૧૮૭૫માં તેણે એક નવો પદાર્થ—બ્લાસ્ટિંગ જીલેટિન—શોધ્યો. તેને 'રબર ડાયનેમાઈટ' પણ કહેવામાં આવે છે. આમાં ૭ ટકા નાઈટ્રેટ ઑફ સેલ્યુલોઝ ને ૯૩ ટકા નાઈટ્રોગ્લિસેરિનમાં ઓગાળવામાં આવે છે એની શક્તિ 'ડાયનેમાઈટ' કરતાં વધારે છે એટલું જ નહિ, પણ સળગ્યા પછી તે સંપૂર્ણપણે વપરાઈ જાય છે.

ત્યાર પછીનું પેટન્ટ ધુમ્રરહિત (અં. સ્મોકલેસ) ગનપાઉડર સંબંધીનું હતું. આનું નામ તેણે બેલિસ્ટાઈટ અથવા નોબેલ ગનપાઉડર પાડ્યું. એમાં નાઈટ્રોગ્લિસેરિનનું નાઈટ્રોસેલ્યુલોઝ સાથે સમાન ભાગે મિશ્રણ કરવામાં આવતું. નોબેલે જોયું કે નાઈટ્રોસેલ્યુલોઝનું પ્રમાણ ૭થી ૫૦ ટકા સુધી વધારીને તે મિશ્રણને ગરમ રોલરો વચ્ચેથી ગૂંદવામાં આવતાં એક બરડ પદાર્થ બનતો હતો અને તે બારીક ચૂર્ણના રૂપમાં કામે યોજી શકાતો હતો. બ્લાસ્ટિંગ જીલેટિનથી વિરૂદ્ધ તેના ધડાકા ભયંકર થતા ન હતા, અને જ્યારે બંદૂક



કે તોપમાં તેનો ઉપયોગ કરવામાં આવતો ત્યારે તેના બેરલને તોડ્યા વગર તેના વડે ગોળીને ધકેલવાનું બળ પેદા થઈ શકતું હતું. ૧૮૮૭માં થયેલી આ શોધને પરિણામે બંદૂક અને તોપ માટે દારૂગોળો બનાવવાની પ્રવૃત્તિને ઘણો વેગ મળ્યો. નોબેલે બનાવેલું બેલિસ્ટાઈટ ફ્રેન્ચ બનાવટ 'પાઉડ્રે બિ' (poudre B) સાથે જુદા જુદા દેશોમાં હરીફાઈ કરવા લાગ્યું. ઉડ્ડયનશીલ દ્રવ્ય સાથે મિશ્ર કરેલા ગ્લીસેરીનનો નાઈટ્રોસેલ્યુલોઝ સાથેનો આ પદાર્થ હતો. બ્રિટિશ બનાવટ 'કોરડાઈટ' સાથે પણ 'બેલિસ્ટાઈટ' ટક્કર ઝીલી શક્યું પણ તેનો તો એક રસિક ઇતિહાસ છે.

ઇંગ્લૅન્ડમાં નોબેલને પોતાનું કારખાનું સ્થાપવા માટે પરવાનગી મળી નહિ. ત્યાં વિદેશી સાહસને અપનાવવા પ્રત્યે એક પ્રકારનો અણગમો હતો પણ મુખ્ય વિરોધ સર ફ્રેડરિક એબલ તરફથી નોબેલને વેઠવો પડેલો. આ વ્યક્તિ પાર્લામેન્ટમાં બહુ વગદાર હોવાથી નોબેલનું તેની સામે કંઈ ચાલી શક્યું નહિ. એબલને પોતાને શોધબાઈને બનાવેલા નાઈટ્રોસેલ્યુલોઝમાં અંગત રીતે રસ હતો.

૧૮૬૯માં ઇંગ્લૅન્ડમાં નાઈટ્રોગ્લિસેરિન કાયદો (અં. ઍક્ટ) અમલમાં આવ્યો જેની નીચે તેની નિકાસ, સંગ્રહ અને હેરફેર ઇંગ્લૅન્ડમાં બંધ કરવામાં આવ્યાં. છેક ૧૮૭૧માં સ્કોટલૅન્ડમાં કારખાનું નાખવાની નોબેલને પરવાનગી મળી.

કોરડાઈટના બે શોધકો જેમ્સ દેવાર અને સર ફ્રેડરિક એબલ સાથે નોબેલ જબરજસ્ત અથડામણમાં આવ્યો. સરકારી કમિશનની વિનંતિને પરિણામે નોબેલે કમિશનના સભ્યો એબલ અને દેવારને બેલિસ્ટાઈટની પેટન્ટ કરેલી બનાવટ સંબંધી સંપૂર્ણ માહિતી પૂરી પાડી હતી. દેવાર અને એબલે નોબેલે બનાવેલા નાઈટ્રોગ્લિસેરિન અને નાઈટ્રોસેલ્યુલોઝના મિશ્રણમાં એક વધુ પદાર્થ વેસેલિન ઉમેરી તેને એસેટોન (Acetone) નામના દ્રાવણમાં ઓગાળ્યો અને પછી પદાર્થને તંતુઓના રૂપમાં ઉત્પન્ન કર્યો. તંતુઓના અંગ્રેજી નામ કોર્ડ ઉપરથી તેનું નામ કોરડાઈટ પાડી તેઓએ તેને જાહેરમાં મૂક્યો. નોબેલે આ સામે કોર્ટમાં કેસ માંડ્યો પરંતુ તે હારી ગયો અને તેને ૩૦,૦૦૦ પાઉન્ડનો ખર્ચ થયો.

આ કેસ અપીલમાં જતાં જસ્ટિસ લૉર્ડ કે(Kay)એ હાયકોર્ટના ચુકાદા વિશે શંકા વ્યક્ત કરી. નોબેલનું તેમણે અભિવાદન કર્યું અને જણાવ્યું કે 'વિરાટના ખભા ઉપર ઊભેલો વામન વિરાટ કરતાં અલબત્ત વધુ દૂર જોઈ શકે.* મને આ કેસમાં મૂળ શોધક પ્રત્યે ખરેખર સહાનુભૂતિ છે. મિ. નોબેલે એક ઘણી મહત્વની શોધ કરી છે અને બે ધૂર્ત રસાયણશાસ્ત્રીઓએ તેની શોધની જાણકારી ઉપરથી થોડો ફેરફાર કરીને સમાન ગુણધર્મોવાળી વસ્તુ નવીન સ્વરૂપે બહાર પાડી છે. હાયકોર્ટના નિર્ણયથી નોબેલને પોતાના પેટન્ટનો મળવો જોઈતો લાભ ગુમાવવો પડે છે.' નોબેલને ન્યાય આપવા માટે બ્રિટિશ સરકારની કોરડાઈટ ફેક્ટરીને કોરડાઈટની બનાવટ ઉપર પણ નોબેલના રૉયલ્ટીના હક્કોનો સ્વીકાર કરવો પડ્યો.

અમેરિકામાં નોબેલને ત્યાંના તકવાદી મૂડીવાદીઓની ધંધાદારી ગેરરીતિઓને પરિણામે બહુ ફાવટ ન આવી પરંતુ ઇંગ્લૅન્ડે તેને સહકાર આપ્યો. ૧૯૧ માં ત્યાંની એક્સપ્લોઝિવ્સ ટ્રેડ લિમિટેડ નામની કંપનીએ પોતાનું નામ બદલીને નોબેલ ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ રાખ્યું એ આની પ્રતીતિરૂપ છે.

નોબેલ પરિવારના ઇતિહાસનો એક રસિક અને મહત્ત્વનો ભાગ નોબેલના ભાઈ રૉબર્ટ વડે ખેલાયો છે. તેણે ફિન્લૅન્ડમાં લગ્ન કર્યાં હતાં અને પછી તે હેલ્સીંગ ફોર્સમાં જઈ વસ્યો હતો. અહીં તેણે પોતાનો તેલ અને દીપકો વિશેનો ધંધો વિકસાવ્યો હતો પરંતુ તેમાં ન ફાવતાં તે સ્વીડન ગયો અને ત્યાં નાઇટ્રોગ્લિસેરિન બનાવવાનું શીખીને ૧૮૭૦માં રશિયા ગયો.

* A dwarf standing on the shoulders of a giant can see much further.

નોબેલને આ પદાર્થની બનાવટ ચાલુ રાખવી હોય તો મેલારેન સરોવરની અંદર નાંગરેલી એક હોડી ઉપર બાંધેલા ઘરમા તે આ કરી શકશે. આલ્ફ્રેડ નોબેલે આ વાતનો સ્વીકાર કર્યો અલબત્ત, આવા જોખમી ધંધામાં મૂડી રોકવા કોઈ તૈયાર થતું ન હતુ. આખરે ૧૮૬૪ના અંતમા જે ડબ્લ્યુ સ્મિટ નામની સ્ટોકહોમની એક શ્રીમંત વ્યક્તિએ આવા કારખાના માટેની આર્થિક જવાબદારી સ્વીકારી અને સ્ટોકહોમ પાસે વિન્ટરવીકેન નામના સ્થળે કારખાનું બાંધવામા આવ્યુ

૧૮૬૪ અને ૧૮૬૫ની શરૂઆતમાં સ્વીડનમા આ પદાર્થ બનાવવાની તથા તેનો ઉપયોગ કરવા સબંધીની સંપૂર્ણ જવાબદારી આલ્ફ્રેડે પોતાના શિરે લઈ લીધી જ્યારે *નાઈટ્રોગ્લિસેરિન કંપની અસ્તિત્વમા* આવી ત્યારે તે એકનો જ તેનો ડાયરેક્ટર, મેનેજર, કારકૂન, હિસાબનીશ, ખજાનચી, જે કહો તે, બન્યો હતો! ૧૮૬૪મા તેની હેલનબર્ગની પ્રયોગશાળામા થયેલ ધડાકાઓ અને અકસ્માતને લીધે તેને ઘણો આઘાત પહોંચ્યો હતો પરંતુ તેણે ધીરજ અને શ્રદ્ધાપૂર્વક પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી હતી

દરમ્યાન આલ્ફ્રેડ નોબેલ નાઈટ્રોગ્લિસેરિનનો વપરાશ ભયમુક્ત બનાવવા માટે મથી રહ્યો હતો. લાકડાનો વહેર, સિમેન્ટનો ભૂકો, કોલસો વગેરે પદાર્થો તેણે નાઈટ્રોગ્લિસેરિનના મિશ્રણ માટે વાપર્યા, આ પ્રયત્નોને અંતે તેણે ડાયનેમાઈટ નામનો પદાર્થ શોધ્યો "કિસલગર (Kiesulguhr) પ્રકારની છિદ્રાળુ માટીમા નાઈટ્રોગ્લિસેરીન શોષીને તેણે આ પદાર્થ બનાવ્યો હતો આ પ્રમાણે માટીના વજન કરતા ત્રણગણું નાઈટ્રોગ્લિસેરિન અંદર લઈ શકાતું હતું. આ પદાર્થ અવિકારી કે અચળ હોવાથી તેની ઉપયોગિતા વધુ હતી અને ૧૮૬૭મા નોબેલની આ બીજી શોધનું પેટન્ટ લેવામા આવ્યું. ૧૮૬૮માં પિતા-પુત્ર ઈમેન્યુઅલ તથા આલ્ફ્રેડ નોબેલને સ્વીડીશ એકેડેમી ઑફ સાયન્સ તરફથી 'લેટરસ્ટેડ' પારિતોષિક અર્પણ કરવામાં આવ્યું. આલ્ફ્રેડ નોબેલનું આ સન્માન સાચે જ તેનું સ્વયં 'નોબેલ પ્રાઈઝ' હતું.

હવે પછી પરિસ્થિતિએ પલટો લીધો હતો, અઢાર વર્ષો સુધી જે વસ્તુ એક રાસાયણિક કુતૂહલનો વિષય રહી હતી તે નોબેલ અને તેના પરિવારના અથાક પ્રયત્નોને પરિણામે પ્રચંડ ઈજનેરી કામગીરી માટે સાધનભૂત બનતી જતી હતી આલ્પ્સ પર્વતમાંથી કોરી કાઢેલા બુગદાઓ આના જ્વલંત ઉદાહરણો હતા. ત્યાર બાદ આલ્ફ્રેડ નોબેલે પોતાનો સમય સતત પ્રવાસમા જ વિતાવી દુનિયાભરમા પોતાની ફેક્ટરીઓ નાખી પેટન્ટોનુ રક્ષણ મેળવવા પાછળ ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. યુરોપીય ભાષાઓ પરનુ પ્રભુત્વ તેને આ વખતે કામ લાગ્યુ તેની તીવ્ર બુદ્ધિશક્તિને પરિણામે *પોતાની શોધોને તે સ્થિરસ્થિર પાયા ઉપર મૂકી શક્યો* ૧૮૬૭થી ૧૮૭૪ સુધીના સમયના ગાળામા ડાયનેમાઈટનું ઉત્પાદન વાર્ષિક ૧૧ ટનથી વધીને ૩૧૨૦ ટન સુધી પહોંચ્યું

આ બધા રોકાણો છતા ૧૮૭૫માં તેણે એક નવો પદાર્થ-બ્લાસ્ટિંગ જીલેટિન-શોધ્યો તેને 'રબર ડાયનેમાઈટ' પણ કહેવામાં આવે છે આમા ૭ ટકા નાઈટ્રેટ ઑફ સેલ્યુલોઝ ને ૯૩ ટકા નાઈટ્રોગ્લિસેરિનમા ઓગાળવામા આવે છે એની શક્તિ 'ડાયનેમાઈટ' કરતા વધારે છે એટલુ જ નહિ, પણ સળગ્યા પછી તે સંપૂર્ણપણે વપરાઈ જાય છે

ત્યાર પછીનુ પેટન્ટ ધૂમરહિત (અં. સ્મોકલેસ) ગનપાઉડર સંબંધીનું હતુ આનુ નામ તેણે બેલિસ્ટાઈટ અથવા નોબેલ ગનપાઉડર પાડ્યું. એમા નાઈટ્રોગ્લિસેરિનનું નાઈટ્રોસેલ્યુલોઝ સાથે સમાન ભાગે મિશ્રણ કરવામાં આવતુ. નોબેલે જોયુ કે નાઈટ્રોસેલ્યુલોઝનું પ્રમાણ ૭થી ૫૦ ટકા સુધી વધારીને તે મિશ્રણને ગરમ રોલરો વચ્ચેથી ગૂંદવામા આવતાં એક બરડ પદાર્થ બનતો હતો અને તે બારીક ચૂર્ણના રૂપમા કામે યોજી શકાતો હતો બ્લાસ્ટિંગ જીલેટિનથી વિરુદ્ધ તેના ધડાકા ભયંકર થતા ન હતા, અને જ્યારે બંદૂક





કે તોપમાં તેનો ઉપયોગ કરવામાં આવતો ત્યારે તેના બેરલને તોડયા વગર તેના વડે ગોળાને ધકેલવાનું બળ પેદા થઈ શકતું હતું. ૧૮૮૭માં થયેલી આ શોધને પરિણામે બંદૂક અને તોપ માટે દારૂગોળો બનાવવાની પ્રવૃત્તિને ઘણો વેગ મળ્યો. નોબેલે બનાવેલું બેલિસ્ટાઈટ ફ્રેન્ચ બનાવટ 'પાઉદ્રે બિ' (poudre B) સાથે જુદા જુદા દેશોમાં હરીફાઈ કરવા લાગ્યું. ઉડ્ડયનશીલ દ્રવ્ય સાથે મિશ્ર કરેલા જીલેટીનનો નાઈટ્રોસેલ્યુલોઝ સાથેનો આ પદાર્થ હતો. બ્રિટિશ બનાવટ 'કોરડાઈટ' સાથે પણ 'બેલિસ્ટાઈટ' ટક્કર ઝીલી શક્યું પણ તેનો તો એક રસિક ઇતિહાસ છે.

ઇંગ્લેન્ડમાં નોબેલને પોતાનું કારખાનું સ્થાપવા માટે પરવાનગી મળી નહિ. ત્યાં વિદેશી સાહસને અપનાવવા પ્રત્યે એક પ્રકારનો અણગમો હતો પણ મુખ્ય વિરોધ સર ફ્રેડરિક એબલ તરફથી નોબેલને વેઠવો પડેલો. આ વ્યક્તિ પાર્લામેન્ટમાં બહુ વગદાર હોવાથી નોબેલનું તેની સામે કૈં ચાલી શક્યું નહિ. એબલને પોતાને શોનબાઈને બનાવેલા નાઈટ્રોસેલ્યુલોઝમાં અંગત રીતે રસ હતો.

૧૮૬૯માં ઇંગ્લેન્ડમાં નાઈટ્રોગ્લિસેરિન કાયદો (અં. એક્ટ) અમલમાં આવ્યો જેની નીચે તેની નિકાસ, સંગ્રહ અને હેરફેર ઇંગ્લેન્ડમાં બંધ કરવામાં આવ્યાં. છેક ૧૮૭૧માં સ્કોટલેન્ડમાં કારખાનું નાખવાની નોબેલને પરવાનગી મળી.

કોરડાઈટના બે શોધકો જેમ્સ દેવાર અને સર ફ્રેડરિક એબલ સાથે નોબેલ જબરજસ્ત અથડામણમાં આવ્યો. સરકારી કમિશનની વિનંતિને પરિણામે નોબેલે કમિશનના સભ્યો એબલ અને દેવારને બેલિસ્ટાઈટની પેટન્ટ કરેલી બનાવટ સંબંધી સંપૂર્ણ માહિતી પૂરી પાડી હતી. દેવાર અને એબલે નોબેલે બનાવેલા નાઈટ્રોગ્લિસેરિન અને નાઈટ્રોસેલ્યુલોઝના મિશ્રણમાં એક વધુ પદાર્થ વેસેલિન ઉમેરી તેને એસેટોન (Acetone) નામના દ્રાવણમાં ઓગાળ્યો અને પછી પદાર્થને તંતુઓના રૂપમાં ઉત્પન્ન કર્યો. તંતુઓના અંગ્રેજી નામ કોર્ડ ઉપરથી તેનું નામ કોરડાઈટ પાડી તેઓએ તેને જાહેરમાં મૂક્યો. નોબેલે આ સામે કોર્ટમાં કેસ માંડયો પરંતુ તે હારી ગયો અને તેને ૩૦,૦૦૦ પાઉન્ડનો ખર્ચ થયો.

આ કેસ અપીલમાં જતાં જસ્ટિસ લૉર્ડ કે(Kay)એ હાયકોર્ટના ચુકાદા વિશે શંકા વ્યક્ત કરી. નોબેલનું તેમણે અભિવાદન કર્યું અને જણાવ્યું કે 'વિરાટના ખભા ઉપર ઊભેલો વામન વિરાટ કરતાં અલબત્ત વધુ દૂર જોઈ શકે.* મને આ કેસમાં મૂળ શોધક પ્રત્યે ખરેખર સહાનુભૂતિ છે. મિ. નોબેલે એક ઘણી મહત્વની શોધ કરી છે અને બે ધૂર્ત રસાયણશાસ્ત્રીઓએ તેની શોધની જાણકારી ઉપરથી થોડો ફેરફાર કરીને સમાન ગુણધર્મોવાળી વસ્તુ નવીન સ્વરૂપે બહાર પાડી છે. હાયકોર્ટના નિર્ણયથી નોબેલને પોતાના પેટન્ટનો મળવો જોઈતો લાભ ગુમાવવો પડે છે.' નોબેલને ન્યાય આપવા માટે બ્રિટિશ સરકારની કોરડાઈટ ફેક્ટરીને કોરડાઈટની બનાવટ ઉપર પણ નોબેલના રોયલ્ટીના હક્કોનો સ્વીકાર કરવો પડયો.

અમેરિકામાં નોબેલને ત્યાંના તકવાદી મૂડીવાદીઓની ધંધાદારી ગેરરીતિઓને પરિણામે બહુ ફાવટ ન આવી પરંતુ ઇંગ્લેન્ડે તેને સહકાર આપ્યો. ૧૯૧ માં ત્યાંની એક્સપ્લોઝિવ્સ ટ્રેડ લિમિટેડ નામની કંપનીએ પોતાનું નામ બદલીને નોબેલ ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ રાખ્યું એ આની પ્રતીતિરૂપ છે.

નોબેલ પરિવારના ઇતિહાસનો એક રસિક અને મહત્વનો ભાગ નોબેલના ભાઈ રૉબર્ટ વડે ભેલાયો છે. તેણે ફિનલૅન્ડમાં લગ્ન કર્યાં હતાં અને પછી તે હેલ્સીંગ ફોર્સમાં જઈ વસ્યો હતો. અહીં તેણે પોતાનો તેલ અને દીપકો વિશેનો ધંધો વિકસાવ્યો હતો પરંતુ તેમાં ન ફાવતાં તે સ્વીડન ગયો અને ત્યાં નાઇટ્રોગ્લિસેરિન બનાવવાનું શીખીને ૧૮૭૦માં રશિયા ગયો.

* A dwarf standing on the shoulders of a giant can see much further.

ત્યા બાકુમાં કુદરતી તેલ મળી આવતા તેને શુદ્ધ કરી પેટ્રોલિયમ વગેરે બનાવવાનુ નોબેલ ભાઈઓએ શરૂ કર્યું થોડા જ સમયમા આ ઉદ્યોગ જગવ્યાપક થઈ ગયો. નોબેલને પોતાને તો આ કામ માટે ફુરસદ ન હતી પણ લડવિગ અને રોબર્ટે આ ઉદ્યોગને સારા પાયા પર મૂક્યો નોબેલે આ માટે નાણાની સારી સહાય કરી હતી નોબેલના વસિયતનામાની રૂએ પછી જે નોબેલ ફાઉન્ડેશન સ્થપાયુ તેમા આ કપનીએ તેનો પૂરો હિસ્સો આપ્યો હતો.

૧૯૨૬માં નોબેલ ફાઉન્ડેશને પ્રસિદ્ધ કરેલા તેના જીવનચરિત્રમા નોબેલના અગત જીવન માટે એવું લખાયુ છે કે તેને મશ્કરીમાં યુરાપનો સૌથી વધુ રખડેલ માણસ તરીકે ઓળખવામા આવતો હતો. આ વાત સાચી પણ છે કારણ કે તેની શોધની શરૂઆતમાં તે સ્થળે સ્થળે ભટકયો હતો. ઘણુ ખરું તેનો મુકામ પ્રથમ હામ્બુર્ગમા અને પાછળથી પૅરિસમા રહ્યો હતો. આમ છતાં તેણે સ્વીડનને પોતાના વતન તરીકે ચાહ્યું હતું અને તેના સાથીઓની પસદગી સ્વીડનના માણસોમાંથી જ કરી હતી.

આલ્ફ્રેડ નોબેલે લગ્ન કર્યું ન હતું. આખું-જીવન તેનું આરોગ્ય નબળું રહ્યુ હતું દાક્તરો અને દવાનાં બિલોને લીધે તેના શરૂઆતના જીવનમા કુટુબને સારી રીતે શોષવું પડ્યુ હતું. જ્યારે તેની આર્થિક સ્થિતિ સુધરી ત્યારે તેને કામના બોજાને લીધે સમયની અતિશય તંગી પડવા માંડી એમ કહેવાતુ કે સ્વીડનનો રાજા ચાર્લ્સ બારમો કુવારો રહ્યો 'હતો કારણ કે તેને યુદ્ધ કરવા એટલી બધી વાર જવું પડતું હતું કે સાથે રાણીને લઈ જવું અત્યંત મુશ્કેલ હતું'. નોબેલની સ્થિતિ પણ કૈંક આવી હતી તે એવો તો બુદ્ધિશાળી હતો કે તેના બરની સ્ત્રી તેને મળવી કઠિન હતી તેના રહસ્યમંત્રી તરીકે પણ તેના જેટલી ભાષાઓ જાણનાર કોઈ સ્ત્રી તેને મળી શકી નહિ.

એક વખત જ્યારે તેના ભાઈ લેડવિગે તેનું જીવનચરિત્ર લખવા માટે અમુક હકીકત પૂછી ત્યારે તેણે આ પ્રમાણે ઉત્તર આપ્યો હતો.

'મને મારા જીવન માટે પૂછીને શીદને હેરાન કરે છે? લોકોને તો અભિનેતાઓ અને ખૂનીઓ વિશે વાચવાનું રુચે છે. મારા ટેબલ પર અઠવાડિયાંઓ અને મહિનાઓ સુધી ચાલે એટલો કામનો ઢગ પડ્યો છે અને તેમાથી જીવનચરિત્ર લખવા માટે હું ક્યારે ઊચો આવવાનો હતો? છતાં પોલીસખાતાને જોઈએ તેવી માહિતી જોઈતી હોય તો લે —આલ્ફ્રેડ નોબેલ, એક અધમુઉં પ્રાણી, જેને જન્મતાવેંત દાક્તરોએ ગળે ટૂંપો દઈ દેવો જોઈતો હતો. તેનો સૌથી મોટો ગુણ: નખ સાફ રાખવા અને કોઈને ભારરૂપ થવું નહિ. તેના સૌથી મોટા અવગુણો: કુટુંબજીવનનો અભાવ, ખરાબ સ્વભાવ અને ખરાબ પેટ. તેની સૌથી મોટી અને અંતિમ ઇચ્છા: જીવતા દટાવામાથી મુક્તિ. તેનું સૌથી મોટું પાપ: ધનની પૂજા કરવામાંથી નિવૃત્તિ. તેના જીવનના નોધવા જેવા બનાવો: એક પણ નહિ.'

નોબેલને ઘણા મોતના સોદાગર તરીકે નવાજે છે તે તેને અન્યાય કરવા જેવું છે. યુદ્ધ અને શાતિની ચર્ચામા તેણે નખશીખ ઝંપલાવ્યું હતું તેણે કહ્યુ કે જો ત્રીસ વર્ષમા જગત પર આપણે શાતિ સ્થાપવા સમર્થ નહિ થઈએ તો પૃથ્વી પરથી સંસ્કૃતિનો વિનાશ થશે. નોબેલના મંતવ્ય પ્રમાણે શાંતિ માટેનો એક જ રસ્તો હતો અને તે એ કે એ હરીફ સત્તાઓએ યુદ્ધથી થતી પાયમાલી સંબધી બરાબર ખ્યાલ કરવો.*

૧૮૮૯માં પ્રસિદ્ધ થયેલા પુસ્તક 'હથિયારો હેઠાં મૂકો' (અં. Lay down arms) ની લેખિકા બર્થા ફોન સટનરે જ્યારે ૧૮૯૨મા બર્નની શાતિ કૉન્ગ્રેસ માટે નોબેલ પાસે નાણાંની સહાય માગી ત્યારે નોબેલે મદદ કરી પણ આવી કૉન્ગ્રેસોમા તેને શ્રદ્ધા ન હતી. તે કહેતો, 'હું માનું છું કે તમારી કૉંગ્રેસો કરતાં મારાં કારખાના યુદ્ધનો અંત જલદી લાવશે. જ્યારે બે સામસામાં ખડાં થયેલાં સૈન્યો નિમિષ

*અત્યારે પણ આ એટલું જ સાચું નથી?—પ. ર. શાહ.





માત્રમાં એક બીજાનો સંહાર કરવાની શક્તિ ધરાવતા થશે એવો દિવસ આવશે ત્યારે બધા સુધરેલા રાષ્ટ્રો યુદ્ધના તોળાયેલા ભયને કારણે જ યુદ્ધ કરવામાંથી પાછા હટશે અને પોતાનાં આયુધો નીચે મૂકી દેશે. જુદા જુદા રાષ્ટ્રોની સરકારો યુદ્ધની મોકુફી માટે એવી આશા રાખવા તૈયાર થશે કે અમુક સમય દરમ્યાન ડહોળાયેલું વાતાવરણ ચોખ્ખું થઈ જશે અથવા તો એકાદ રાજપુરુષના મરણથી યુદ્ધ જેવી પરિસ્થિતિનો અંત આવશે. યુદ્ધ પોકારનાર સામે સામુદાયિક રક્ષણ યોજનાનો પ્રબંધ થવો જોઈએ અને તેને અમલમાં લાવવા માટે આંતરરાષ્ટ્રીય સંસ્થાની સ્થાપના કરવી જોઈએ જે પ્રથમ યુદ્ધ કરનાર ( અં. એગ્રેસર ) સામે સક્રિય પગલાં લઈ શકે. માત્ર આ જ રસ્તે યુદ્ધની શક્યતા નાબૂદ કરી શકાશે.'

નોબેલને શાંતિ માટેની કૉંગ્રેસો પર બહુ શ્રદ્ધા ન હોવા છતાં તેણે નોબેલ શાંતિ પારિતોષિક માટેનો પ્રબંધ કરવાનું નક્કી કર્યું. 'જે કોઈ વ્યક્તિ સ્થાયી સૈન્યો વિખેરી નાખવા અથવા તેમની સંખ્યા ઓછી કરવામાં લોકો વચ્ચે પરસ્પર મૈત્રીભર્યો સંબંધો સ્થાપવામાં અને શાંતિ માટેની કૉંગ્રેસો લોકપ્રિય બનાવવા માટે સૌથી સક્રિય ફાળો આપી શકે' તેને માટે નોબેલે શાંતિ પારિતોષિક આપવાની વ્યવસ્થા કરી.

૧૮૯૬માં નોબેલનું મૃત્યુ થયું તે પૂર્વે નોબેલને જ્યારે લાગ્યું કે પોતાનું વસિયતનામું લખવાનો સમય આવી પહોંચ્યો છે ત્યારે લગભગ ત્રણ કરોડ ત્રીસ લાખ સ્વીડિશ ક્રાઉન ( રૂપિયા આશરે સાડા ચાર કરોડ ) જેટલી પોતાની મૂડીનો ઉપયોગ તેણે લોક કલ્યાણ માટે કરવાનું નક્કી કર્યું. તેના વીલના સાક્ષીઓ કહે છે કે વસિયતનામા પર દસ્કત કરતી વખતે તેણે નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યો હતા : 'હું હૃદયથી સોશિયલ ડેમોક્રેટ ( સમાજવાદી ) છું. મારું એમ દૃઢ માનવું છે કે મોટો વારસો મેળવવો એ એક કમનસીબી છે, જે માણસ પાસે ખૂબ મિલકત હોય તેણે પોતાના સગાસંબંધીઓ માટે થોડોક જ ભાગ કાઢવો જોઈએ.' તે માનતો કે સીધા વારસદારોને પણ તેઓ સારું શિક્ષણ પ્રાપ્ત કરી શકે એટલા પૈસા આપવાથી વધુ મદદ ન કરવી જોઈએ. આમ નહિ કરવાથી માત્ર આળસને ઉત્તેજન મળે છે અને વ્યક્તિની શક્તિ તથા વિકાસ રૂંધાય છે જેથી તે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ સર્જી શકતો નથી. વસિયતનામું તેણે આ પ્રમાણે લખ્યું છે :

'આ મૂડીનું એક ભંડોળ રચવામાં આવશે, જેના વ્યાજમાંથી દર વર્ષે જે વ્યક્તિઓએ એ ગત વર્ષમાં માનવજાતનું વધુમાં વધુ શ્રેય સાધ્યું હશે તેઓને પારિતોષિકો આપવામાં આવશે. આ વ્યાજના પાંચ સરખા હિસ્સા પાડવામાં આવશે, જેની વ્યવસ્થા આ પ્રમાણે હશે : એક ભાગ ભૌતિક વિજ્ઞાનમાં સૌથી મહત્ત્વની શોધ કરનારને; એક ભાગ રસાયણ વિજ્ઞાનમાં સૌથી મૂલ્યવાન શોધ કરનારને; એક ભાગ શરીરશાસ્ત્ર તથા ઔષધિવિજ્ઞાનમાં ઉત્તમ શોધ કરનારને; એક સાહિત્યમાં સૌથી શ્રેષ્ઠ સર્જન કરનારને અને એક ભાગ રાષ્ટ્રો વચ્ચે બંધુત્વની ભાવના વધારી સ્થાયી સૈન્યો વિખેરી નાખવાની હિમાયત કરનાર તથા શાંતિ માટેની સમિતિઓ સ્થાપવામાં સૌથી સક્રિય કામ કરનાર વ્યક્તિને પારિતોષિક તરીકે આપવામાં આવશે.'

નોબેલે આ વસિયતનામા ઉપર ૧૮૯૫ના નવેંબરની ૨૭મી તારીખે સહી કરી. વકીલો પર તેને એવો અભાવ હતો કે આ લખાણ તેણે જાતે જ લખ્યું હતું. આ કારણથી વસિયતનામામાં એની ઇચ્છાઓને તે બહુ સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી શક્યો નહોતો. ઉપરાંત આ વસિયતનામાની વ્યવસ્થા જેને સોંપવામાં આવી હતી તે તે સંસ્થાઓની પણ અગાઉથી સલાહ લેવામાં આવી ન હતી. સ્વીડનના રૂઢિચુસ્ત પુરુષોએ જાહેર કર્યું કે વસિયતનામું નોબેલના કાયદેસરના વારસોના હક્કોની અવગણના કરતું હતું. નોબેલના કેટલાક સગાઓએ આ વસિયતનામાને ગેરકાયદે ઠરાવવા માટે કોશિષ પણ કરી. પરંતુ નોબેલનો

ત્યાં ખાડુમાં કુદરતી તેલ મળી આવતા તેને શુદ્ધ કરી પેટ્રોલિયમ વગેરે બનાવવાનું નોબેલ ભાઈઓએ શરૂ કર્યું થોડા જ સમયમાં આ ઉદ્યોગ જગવ્યાપક થઈ ગયો. નોબેલને પોતાને તો આ કામ માટે ફુરસદ ન હતી પણ લડવિગ અને રોબર્ટે આ ઉદ્યોગને સારા પાયા પર મૂકયો. નોબેલે આ માટે નાણાની સારી સહાય કરી હતી નોબેલના વસિયતનામાની રૂએ પછી જે નોબેલ ફાઉન્ડેશન સ્થપાયુ તેમાં આ કંપનીએ તેનો પૂરો હિસ્સો આપ્યો હતો.

૧૯૨૬માં નોબેલ ફાઉન્ડેશને પ્રસિદ્ધ કરેલા તેના જીવનચરિત્રમાં નોબેલના અંગત જીવન માટે એવું લખાયું છે કે તેને મશ્કરીમાં યુરાપનો સૌથી વધુ રખડેલ માણસ તરીકે ઓળખવામા આવતો હતો. આ વાત સાચી પણ છે કારણ કે તેની શોધની શરૂઆતમાં તે સ્થળે સ્થળે ભટકયો હતો. ઘણું ખરૂં તેનો મુકામ પ્રથમ હામ્બુર્ગમાં અને પાછળથી પેરિસમા રહ્યો હતો. આમ છતાં તેણે સ્વીડનને પોતાના વતન તરીકે ચાહ્યું હતું અને તેના સાથીઓની પસંદગી સ્વીડનના માણસોમાંથી જ કરી હતી.

આલ્ફ્રેડ નોબેલે લગ્ન કર્યું ન હતું. આખું-જીવન તેનું આરોગ્ય નબળું રહ્યું હતું દાકતરો અને દવાનાં મિત્રોને લીધે તેના શરૂઆતના જીવનમાં કુટુંબને સારી રીતે શોષવું પડ્યું હતું. જ્યારે તેની આર્થિક સ્થિતિ સુધરી ત્યારે તેને કામના બોજાને લીધે સમયની અતિશય તંગી પડવા માંડી. એમ કહેવાતું કે સ્વીડનનો રાજા ચાર્લ્સ બારમો કુંવારો રહ્યો હતો કારણ કે તેને યુદ્ધ કરવા એટલી બધી વાર જવું પડતું હતું કે સાથે રાણીને લઈ જવું અત્યંત મુશ્કેલ હતું. નોબેલની સ્થિતિ પણ કંઈક આવી હતી તે એવો તો બુદ્ધિશાળી હતો કે તેના બરની સ્ત્રી તેને મળવી કઠિન હતી. તેના રહસ્યમંત્રી તરીકે પણ તેના જેટલી ભાષાઓ જાણનાર કોઈ સ્ત્રી તેને મળી શકી નહિ.

એક વખત જ્યારે તેના ભાઈ લડવિગે તેનું જીવનચરિત્ર લખવા માટે અમુક હકીકત પૂછી ત્યારે તેણે આ પ્રમાણે ઉત્તર આપ્યો હતો :

'મને મારા જીવન માટે પૂછીને શીદને હેરાન કરે છે? લોકોને તો અભિનેતાઓ અને ખૂનીઓ વિશે વાચવાનું રુચે છે. મારા ટેબલ પર અઠવાડિયાંઓ અને મહિનાઓ સુધી ચાલે એટલો કામનો ઢગ પડ્યો છે અને તેમાથી જીવનચરિત્ર લખવા માટે હું કયારે ઊંચો આવવાનો હતો ? છતાં પોલીસખાતાને જોઈએ તેવી માહિતી જોઈતી હોય તો લે.—આલ્ફ્રેડ નોબેલ, એક અધમુઉં પ્રાણી. જેને જન્મતાવેત દાકતરોએ ગળે ટૂંપો દઈ દેવો જોઈતો હતો. તેનો સૌથી મોટો ગુણ : નખ સાફ રાખવા અને કોઈને ભારરૂપ થવું નહિ. તેના સૌથી મોટા અવગુણો : કુટુંબજીવનનો અભાવ, ખરાબ સ્વભાવ અને ખરાબ પેટ. તેની સૌથી મોટી અને અંતિમ ઇચ્છા : જીવતા દટાવામાથી મુક્તિ. તેનું સૌથી મોટું પાપ : ધનની પૂજા કરવામાંથી નિવૃત્તિ. તેના જીવનના નોંધવા જેવા બનાવો : એક પણ નહિ.'

નોબેલને ઘણા મોતના સોદાગર તરીકે નવાજે છે તે તેને અન્યાય કરવા જેવું છે. યુદ્ધ અને શાંતિની ચર્ચામાં તેણે નખશીખ ઝંપલાવ્યું હતું તેણે કહ્યું કે જો ત્રીસ વર્ષમાં જગત પર આપણે શાંતિ સ્થાપવા સમર્થ નહિ થઈએ તો પૃથ્વી પરથી સંસ્કૃતિનો વિનાશ થશે. નોબેલના મંતવ્ય પ્રમાણે શાંતિ માટેનો એક જ રસ્તો હતો અને તે એ કે બે હરીફ સત્તાઓએ યુદ્ધથી થતી પાયમાલી સંબંધી બરાબર ખ્યાલ કરવો.* ૧૮૮૯માં પ્રસિદ્ધ થયેલા પુસ્તક 'હથિયારો હેઠાં મૂકો' (અં. Lay down arms) ની લેખિકા બર્થા ફોન સટનરે જ્યારે ૧૮૯૨માં બર્નની શાંતિ કોન્ગ્રેસ માટે નોબેલ પાસે નાણાંની સહાય માગી ત્યારે નોબેલે મદદ કરી પણ આવી કોન્ગ્રેસોમાં તેને શ્રદ્ધા ન હતી તે કહેતો, 'હું માનું છું કે તમારી કોંગ્રેસો કરતાં મારાં કારખાનાં યુદ્ધનો અંત જલદી લાવશે. જ્યારે બે સામસામાં ખડાં થયેલાં સૈન્યો નિમિષ

*અત્યારે પણ આ એટલું જ સાચું નથી ?—પ. ર. શાહ.





માત્રમાં એક બીજાનો સંહાર કરવાની શક્તિ ધરાવતા થશે એવો દિવસ આવશે ત્યારે બધા સુધરેલા રાષ્ટ્રો યુદ્ધના તોળાયેલા ભયને કારણે જ યુદ્ધ કરવામાંથી પાછા હઠશે અને પોતાનાં આયુધો નીચે મૂકી દેશે. જુદા જુદા રાષ્ટ્રોની સરકારો યુદ્ધની મોકુફી માટે એવી આશા રાખવા તૈયાર થશે કે અમુક સમય દરમ્યાન ડહોળાયેલું-વાતાવરણ ચોખ્ખું થઈ જશે અથવા તો એકાદ રાજપુરુષના મરણથી યુદ્ધ જેવી પરિસ્થિતિનો અંત આવશે. યુદ્ધ પોકારનાર સામે સામુદાયિક રક્ષણ યોજનાનો પ્રબંધ થવો જોઈએ અને તેને અમલમાં લાવવા માટે આંતરરાષ્ટ્રીય સંસ્થાની સ્થાપના કરવી જોઈએ જે પ્રથમ યુદ્ધ કરનાર (અં. એગ્રેસર) સામે સક્રિય પગલાં લઈ શકે. માત્ર આ જ રસ્તે યુદ્ધની શક્યતા નાબૂદ કરી શકાશે.'

નોબેલને શાંતિ માટેની કોંગ્રેસો પર બહુ શ્રદ્ધા ન હોવા છતાં તેણે નોબેલ શાંતિ પારિતોષિક માટેનો પ્રબંધ કરવાનું નક્કી કર્યું. 'જે કોઈ વ્યક્તિ સ્થાયી સૈન્યો વિખેરી નાખવા અથવા તેમની સંખ્યા ઓછી કરવામાં લોકો વચ્ચે પરસ્પર મૈત્રીભર્યા સંબંધો સ્થાપવામાં અને શાંતિ માટેની કોંગ્રેસો લોકપ્રિય બનાવવા માટે સૌથી સક્રિય ફાળો આપી શકે' તેને માટે નોબેલે શાંતિ પારિતોષિક આપવાની વ્યવસ્થા કરી.

૧૮૯૬માં નોબેલનું મૃત્યુ થયું તે પૂર્વે નોબેલને જ્યારે લાગ્યું કે પોતાનું વસિયતનામું લખવાનો સમય આવી પહોંચ્યો છે ત્યારે લગભગ ત્રણ કરોડ ત્રીસ લાખ સ્વીડિશ ક્રાઉન (રૂપિયા આશરે સાડા ચાર કરોડ) જેટલી પોતાની મૂડીનો ઉપયોગ તેણે લોકકલ્યાણ માટે કરવાનું નક્કી કર્યું. તેના વીલના સાક્ષીઓ કહે છે કે વસિયતનામા પર દસ્કત કરતી વખતે તેણે નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા હતા: 'હું હૃદયથી સોશિયલ ડેમોક્રેટ (સમાજવાદી) છું. મારું એમ દૃઢ માનવું છે કે મોટો વારસો મેળવવો એ એક કમનસીબી છે, જે માણસ પાસે ખૂબ મિલકત હોય તેણે પોતાના સગાસંબંધીઓ માટે થોડોક જ ભાગ કાઢવો જોઈએ.' તે માનતો કે સીધા વારસદારોને પણ તેઓ સારું શિક્ષણ પ્રાપ્ત કરી શકે એટલા પૈસા આપવાથી વધુ મદદ ન કરવી જોઈએ. આમ નહિ કરવાથી માત્ર આળસને ઉત્તેજન મળે છે અને વ્યક્તિની શક્તિ તથા વિકાસ રૂંધાય છે જેથી તે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ સર્જી શકતો નથી. વસિયતનામું તેણે આ પ્રમાણે લખ્યું છે:

'આ મૂડીનું એક ભંડોળ રચવામાં આવશે, જેના વ્યાજમાંથી દર વર્ષે જે વ્યક્તિઓએ એ ગત વર્ષમાં માનવજાતનું વધુમાં વધુ શ્રેય સાધ્યું હશે તેઓને પારિતોષિકો આપવામાં આવશે. આ વ્યાજના પાંચ સરખા હિસ્સા પાડવામાં આવશે, જેની વ્યવસ્થા આ પ્રમાણે હશે: એક ભાગ ભૌતિક વિજ્ઞાનમાં સૌથી મહત્ત્વની શોધ કરનારને; એક ભાગ રસાયણ વિજ્ઞાનમાં સૌથી મૂલ્યવાન શોધ કરનારને; એક ભાગ શરીરશાસ્ત્ર તથા ઔષધિવિજ્ઞાનમાં ઉત્તમ શોધ કરનારને; એક સાહિત્યમાં સૌથી શ્રેષ્ઠ સર્જન કરનારને અને એક ભાગ રાષ્ટ્રો વચ્ચે બંધુત્વની ભાવના વધારી સ્થાયી સૈન્યો વિખેરી નાખવાની હિમાયત કરનાર તથા શાંતિ માટેની સમિતિઓ સ્થાપવામાં સૌથી સક્રિય કામ કરનાર વ્યક્તિને પારિતોષિક તરીકે આપવામાં આવશે.'

નોબેલે આ વસિયતનામા ઉપર ૧૮૯૫ના નવેંબરની ૨૭મી તારીખે સહી કરી. વકીલો પર તેને એવો અભાવ હતો કે આ લખાણ તેણે જાતે જ લખ્યું હતું. આ કારણથી વસિયતનામામાં એની ઇચ્છાઓને તે બહુ સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી શક્યો નહોતો. ઉપરાંત આ વસિયતનામાની વ્યવસ્થા જેને સોંપવામાં આવી હતી તે તે સંસ્થાઓની પણ અગાઉથી સલાહ લેવામાં આવી ન હતી. સ્વીડનના રૂઢિચુસ્ત પુરુષોએ જાહેર કર્યું કે વસિયતનામું નોબેલના કાયદેસરના વારસોના હક્કોની અવગણના કરતું હતું. નોબેલના કેટલાક સગાઓએ આ વસિયતનામાને ગેરકાયદે ઠરાવવા માટે કોશિષ પણ કરી. પરંતુ નોબેલનો

ભત્રીજો અને તેના મોટા ભાઈ લડવિગનો પુત્ર ઇમેન્યુઅલ કાકાની ઇચ્છાઓને બરાબર સમજી શકયો હતો તેણે જાહેર કર્યું કે વસિયતનામાનો અમલ પોતાના કાકા નોબેલની અંતિમ ઇચ્છા પ્રમાણે થાય તે જોવા માટે તે અત્યંત ઉત્સુક હતો અને આને માટે તેણે રાજ્યના પ્રતિનિધિને આગ્રહપૂર્વક વિનંતિ કરી ૧૮૯૮ના જૂનની પાંચમી તારીખે નક્કી કરવામાં આવ્યું કે નોબેલના બીજા વારસદારોને નોબેલની મિલ્કતમાંથી ઉપજતી દોઢ વર્ષની આવક આપવી અને તેના બદલામાં મિલ્કત પરનો બીજો બધો હક્ક તેઓએ જતો કરવો. આ પ્રમાણે ઠરાવ થતાં સ્વીડનના રાજા ઑસ્કાર બીજાએ નોબેલ ફાઉન્ડેશનના ખરીતા ઉપર ૧૯૦૦ના જૂનની ૨૯મી તારીખે પસંદગીની મહોર મારી ત્યાર પછીના વર્ષ ૧૯૦૧થી પ્રથમ નોબેલ પારિતોષિકો અપાયાં જે દર વર્ષે અપાવાં ચાલુ રહ્યાં છે.

✱

પ્રો૦ હસિત બૂચ

## ત્રણ કવિ ?

કહાન ગોપી ગોકુલ ને ગોરસીનાં પઢી ગીત
ભરચક મેદનની જીતી લઈ પ્રીત,
ઘેર આવી વાળુ કરવાને બેઠા કવિ એક;
સદી ગયું કે.ઠે એ જ
આરોગતા ભોજનમાં વનસ્પતિ ઘી જ !
કવિ બીજા ચાંદનીનાં ગીત ગાઈ
લોકમહેરામણની પામીને વધાઈ,
ઘેર આવ્યા;
-(ખુશનસીબીથી પામ્યા
ચાર મજલાના મોટા ભવનમાં ઓરડી બેએક,
વરસોથી જાણે સહુ–કવિઘર એ જ).
ઘરના ઘરેણા જેવી
નાનકડી
સળિયાથી જડી
એક બારીને અઢેલી,
ગુજરીમાં જઈ આણી ખુરશીએ ચડી,
કવિતાનો કેફ આંખ મહીં ભરી ભરી,
મોડી રાત લગી
કવિ રહ્યા અનુભવી
બારી બ્હાર ઊછળતા ચાંદનીના સાગરની
એકાદ કો છોળ, નિજ હાથેલીને ધરી.
વાંચી ગયા ત્રીજા કવિ લીટીઓની લીટી;
કંગાલ સમાજથર ઉપમાવે બરાબર,
યંત્રસમયની ચડભડ–ગરબડ
ઉપજાવે ચોટદાર એનીયે ભડક,–
એવાં અવનવાં
પ્રતીકો ને લય ભારેખમ થઈ એમણેયે
શ્રોતાઓને ધર્યાં !
ફેશનિયાં હતાં એવાં હૃદય તો હર્યાં !
ઘેર આવી કવિ
જુએ : ઢીલી પડી ગઈ નળની ચકલી !
બેએક કલાક મથ્યા,
આગળીઓ છોલી, હાથ રાતાચોળ કર્યા;
પાણી પાણી થઈ,
હતી એવી પથારીમાં કવિરાજ ઢળ્યા !
ત્રણ કવિ ?
નહીં ! નહીં !
ભીતરથી કેમ એક ઇતર ઠરાય છવિ ?

✱





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# માંદગીમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ

આપણે માંદગી વહોરી તો લઈએ છીએ પણ એ માંદગી આવતાં પહેલાં આપણામાં જે વૈજ્ઞાનિક દૃષ્ટિની જરૂર છે તે આપણે અંગીકારતાં નથી. ઊર્મિના દિવાળી અંક માટે લખાયેલ આ લેખમાં એ વિષે સરાં અને સાચાં સૂચનો છે... ...

વિજ્ઞાનનાં અનેક ક્ષેત્રોમાં આજે અજબ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે. એના પ્રતાપે આપણું જીવન સુખાતિશય ભરેલું નીવડ્યું છે. આપણા સુખમય જીવનમાં અનેરો વધારો કરનારી વૈદક વિજ્ઞાનની પ્રગતિ છે. આજે ઘણા ચેપી રોગો ઉપર અંકુશ પ્રાપ્ત થયો છે તો કેટલાક ચેપી રોગોને નીવારવા રસીઓ શોધાઈ છે.

પણ વૈદક વિજ્ઞાનની સિદ્ધિઓનો પૂરો લાભ ઉઠાવવા માટે આપણામાં નથી વૈજ્ઞાનિક દૃષ્ટિ કે વૃત્તિ. આના અભાવે પશ્ચિમના દેશોમાં નામશેષ થયેલા રોગોનો આપણા દેશમાં મોટો અડ્ડો જામેલો છે. એમને નાબૂદ કરવામાં સરળતા રહેતી નથી.

રોગો પરત્વે હજી આપણી દૃષ્ટિ તર્કશુદ્ધ બની નથી. અત્યારની શોધાયેલી દવાઓનો લાભ લેનાર લોકો પણ રોગો થવાના કારણરૂપ કોઈ કલ્પિત દેવ દેવીના રોષ કે ગ્રહની અવકૃપા માનનારા છે તો ગ્રામીણ લોકો 'મહારાજ'માં દૃઢ માન્યતા ધરાવનારા છે. ગંભીર માંદગી વખતે આપણી લાગણીઓ ઉશ્કેરાય છે અને આ વખતે માંદગી માટે આપણા વિચારો તર્કશુદ્ધ ના હોય એ સમજી શકે છે પણ આ તો માંદગી અંગેની આપણી સામાન્ય માન્યતા પણ આવી જ રહે છે.

માંદગી જિંદગી માટે જોડાયેલી છે. જિંદગીનું એ એક લક્ષણ છે: વિજ્ઞાનીઓ એને શરીરનો કુદરતી ધર્મ માને છે. જ્યારે એના સંશોધનમાં એનું સ્વરૂપ જાણવા મળે છે. ત્યારે એને નિવારવાનું કે મટાડવાનું શક્ય બને છે.

જુઓને આપણને પીડતા મોટાભાગના રોગો થવાનાં બે કારણો નક્કી થયેલાં છે. એક તો અશુદ્ધ પાણી અને બીજું અપૂરતો ખોરાક. નદી કૂવાનાં દેખાતાં ચોખ્ખાં પાણી રોગજીવાણુઓથી દૂષિત હોવાનો પૂરો સંભવ છે. આવાં પાણી પીવાથી પેટના કેટલાક રોગો જેવા કે ઝાડા મરડો કોલેરા ટાયફોઈડ વગેરે થઈ આવે છે. આવા રોગો નિવારવા માટે આપણી રાજ્ય સરકારે મોટાં ગામોમાં પાણીના નળની યોજના અમલી બનાવી છે. ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાન નાનાં ગામોમાં પણ આ યોજના અમલી બનશે જેથી લોકોને શુદ્ધ કરેલું પાણી પીવા મળશે.

માંદગી આવવાનું બીજું આગળ પડતું કારણ ઓછો ને અપૂરતો ખોરાક છે. જીવનધોરણ ઊંચું આવતાં ગરીબ વર્ગ પૂરતો ખોરાક પામવાથી પોષણની ઊણપને લીધે થતા રોગો નાબૂદ થશે.

ચેપી રોગો માટે રસીઓ (અં. વેક્સીન્સ) શોધાઈ છે. જેનાં ઈન્જેક્શન લેવાથી બાળકોને બળિયા ઊટાંટિયું ડિફ્થેરીઆ બાળ લકવો વગેરે રોગોમાંથી મુક્તિ મળે છે. આમ વૈદક વિજ્ઞાન આગળ વધ્યું છે. બીજા ઉગ્ર અને મારક રોગો ઉપર અંકુશ શક્ય બન્યો છે પણ વૈદક વિજ્ઞાનની એ સિદ્ધિઓને અમલી બનાવવાનું મુશ્કેલ બન્યું છે.

કારણ? આપણામાં વૈજ્ઞાનિક દૃષ્ટિનો અભાવ છે. બીજી રીતે કહીએ તો રોગ થવાનાં પૂર્વકારણોને સમજી લઈ એ અનુસાર જીવન જીવવાની અણસમજ છે.

આ બાબત બરાબર સમજીએ. ક્ષયરોગ માટે રામબાણ દવાઓ વપરાશમાં છે. ક્ષયરોગી મન ફાવે ત્યાં ગળફા નાખવામાં કે બીજાઓ સામે મોં રાખી ઉધરસ ખાવામાં ખમચાય છે ખરો? આમ કરવાથી તે રોગનો ફેલાવો કરી રહ્યાની બાપડાને ખબર નથી. મરડા કે ઝાડાથી પીડાતા બાળકથી માતાને ઘણું કષ્ટ ઉઠાવવું પડતું હશે પણ તે બાળકને ફળિયાના ખૂણે દસ્ત માટે બેસાડતાં કે ત્યાં બાળકનો મળ ફેંકતાં ખમચાતી નથી.



શું એને જ્ઞાન નથી કે એ મળ ઉપર બેઠેલી માખીઓ પાછાં બીજા બાળકોને રોગીના બનાવશે? ઠીક, અત્યારે તો દરેક ભણેલું જણ જાણે છે કે પાણીના ખામોચિયા કે કાદવમા મચ્છર ડાંસ પેદા થાય છે પણ વપરાશનુ પાણી ફળિયામા છૂટુ જવા દેવાનુ સૌને ગમે છે ગંદકી રોગોની જનેતા હોવાનુ સૌ જાણે છે પણ સવારમા સફાઈ કામદાર ફળિયુ સાફ કરી ગયા બાદ કેટલા બધા માણસો કચરો કચરો એક વાડ ને આની બધી ગંદકી ફેંકી ફળિયાનો છેડો કેટલો ગંદો બનાવી મૂકે છે! આવુ કરવામા ભણેલા ને અભણ, ગરીબ ને તવગર બધા સરખા ઊતરે છે બીજા દિવસે સવારે સફાઈ કામદાર આ ગંદકી ઉપાડી લે ત્યા સુધી એના ઢગના કેટલી બદબો ફેલાવે છે! ત્યા આંટાફેરા મારી આવેલી માખીઓ આપણા ખોરાક ઉપર બેસી આપણને કેટલા રોગોની ભેટ આપતી હશે?

આ સામાન્ય વાત થઈ હવે રોગ પરત્વે વૈજ્ઞાનિક દૃષ્ટિની બાબત જોઈએ ડાયાબેટિસ રોગ માટે ઈન્સ્યુલિન ઈન્જેક્શન અસરકારક છે આ ઈન્જેક્શનથી રોગ કાબૂમા રહે છે ખાધા અગાઉ તે રોજ લેવાનાં છે બુદ્ધિશાળી રોગી તે આપમેળે લઈ શકે છે પણ સિરીંજ ભાંગી જાય, પરગામ જવાનુ થાય કે ઈન્જેક્શન ખૂટી પડે તો રોગી તેના વિના થોડા દિવસ ચલાવી લેવાનું રાખે છે પરિણામે રોગ વધી જઈ ઉગ્ર લક્ષણો દાખવે છે આ સ્થિતિ શુ દર્શાવે છે? રોગોને એટલુ જ્ઞાન ન હતુ કે લુબ્રિકેટિંગ ઑઈલ વિના મોટર ચાલે તો એને ઈન્જેક્શન વગર એક પણ ટક નભી શકે બીજી વાત આ રોગીએ ખાવામા ખૂબ જાળવવાનુ છે ભાત ને રોટલીને બદલે પેટ ભરવા કાજે વધારે શાકભાજી ને ફળો ખાવાના છે પણ ખોરાકની રસમ બદલવાનુ કોઈને ગમતુ નથી પરિણામે ઈન્સ્યુલિન ઈન્જેક્શન શોધાયુ હોવા છતા રોગથી થતા ઉપદ્રવોમા કે મરણમાં ઝાઝો ફેર પડ્યો નથી હા, થોડા બુદ્ધિશાળી લોકોને એનાથી ઘણો ફાયદો થયો છે મોટા ભાગના રોગીઓને ખાસ લાભ થયો નથી

કેન્સર વિશે પણ આવુ જ છે આ રોગની શરૂઆતના લક્ષણોથી ચેતી જઈ રોગી વેળાસર કેન્સર હૉસ્પિટલમા દોડી જાય તો કેટલાક કિસ્સામા રોગ સાધ્ય નીવડે છે થોડા બુદ્ધિશાળી લોકોને આવો લાભ મળે છે બાકી રોગીઓનો મોટો ભાગ રોગની શરૂઆતના મામુલી ચિહ્નો અવગણી દાક્તરી તપાસ કરાવવા માટે પણ નફરત સેવે છે

ઉપચારની બાબતમા જ્યા આ વસ્તુસ્થિતિ છે તો રોગનિવારણમા તો એથી વધારે દુર્દશા છે વરસાદની શરૂઆતમા કે ત્યાર બાદ ઝાડા મરડો ને કૉલેરાથી કેટલા બધા પીડાય છે? આ વખતે કોઈ પણ પીવાનુ પાણી ઉકાળવાનુ વિચારે છે ખરુ? વરસાદની શરૂઆતમા નાના બાળકોને આંખની પીડા સતાવે છે આનો ચેપ ફેલાવનાર માખી છે ઝાડા મરડો ને ટાયફૉઈડનો ચેપ ફેલાવનાર પણ માખી છે માખીના આ ઉપદ્રવીપણાનો કેટલાને ખ્યાલ છે? એની વસતિ વધી ના પડે તે માટે કેટલા જણ તકેદારી રાખે છે? જો લોકોને માખીના ઉપદ્રવીપણાનો ખરો ખ્યાલ હોય તો તેમના ઉછેરસ્થાન સમા ગંદકીના ઉકરડા ફળિયે ફળિયે જોવાના મળે ખરા? અખિયા ડિફ્થેરીઆ જેવા હવાથી ફેલાતા રોગો નાબૂદ કરવામાં રોગી એકલાનો નહી પણ સમસ્ત જનતાનો સહકાર આવશ્યક છે

પણ લોકોનો આવો સહકાર અસંભવિત છે કારણ? લોકોને રોગ જીવાણુઓ અને તેમનાથી થતા રોગોનો કશો ખ્યાલ જ નથી વૈજ્ઞાનિક દૃષ્ટિથી લોકોને આ બધો ખ્યાલ આપવામા આવે તો જ તેમને રોગો સંબંધી સાચી સમજ પેદા થશે વૈજ્ઞાનિક પાયો વિનાના વૈદક જ્ઞાનથી વાચકો માનસિક વ્યાધિગ્રસ્ત (ન્યૂરોટિક) બન્યા વિના નથી રહેતા

રોગો થવાના કારણોનુ વિશિષ્ટ જ્ઞાન બહેનોને આપવાની ઘણી અગત્યતા છે કારણ અહી પેલી કહેવત યથાર્થ લાગુ પડે છે કે કન્યાને કેળવણી એટલે આખા કુટુમ્બની કેળવણી કુટુમ્બોનો સમૂહ એ સમાજ છે





વૈદક વિજ્ઞાનનો પૂરો લાભ ઉઠાવવા માટે પ્રથમ જરૂર વૈજ્ઞાનિક દૃષ્ટિની છે. સમાજમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ વિના વ્યાપક રોગનિવારણની યોજના અમલી બનવી અસંભવિત છે. વળી આના વિના મોંઘી સમજાવી અને અત્યારના ઉપયોગે અમલમાં મુકાવી મુશ્કેલ થઈ પડશે.



'મોહિનીચંદ્ર'

## હું શું કરું ?

[ કાકાસાહેબ કાલેલકરનું સંનિષ્ઠાયુક્ત રસદર્શન ]

રે કવિ ! ગૌરવ કવિનું ક્યાં ગયું ?
સાગર ભણી વ્હેતું કીધું,
વા અલબાઈ પેર મૂકી દીધું,
કે આ બધું કવિવૃંદ અક્કડ ઊભતું
ને તું એકથી જ નમી જવાયું,
શિરત્રાણ કરમાં ધારીને ?

આર્ષદૃષ્ટા ન્યાળતાં ઉરઆગળા ખૂલી ગયા,
એમના સામીપ્યમાં હાથમાંડી ના રહ્યા;
અંતરાલેથી પૂજ્યતાના, નેહનિર્ભર નમ્રતાના–
મનભર મુદા, બહુ માન–આવિર્ભાવના–
ધોધ એવા ધસમસીને ઊમટ્યા !
હું શું કરું ?

હું નહિ પણ ધોધ જાતે
એ ઋષિના અંકમાંહ્ય ઢળી પડ્યા,
કે પ્રાચીનતર તળપૂત કેરી યાદ દેનારી
પ્રતિભા ભાલ જે પાંગરી,
(ભાલ ? કલ્યાણના કંકુ થકી જે લાલ)
દિગંતનીયે પાર પ્હોંચી સત્ય વીણી
આણતી હીરાકણી
શી અનિમિષ આંખડીના પક્ષ્મની શોભા કશી !
સૌન્દર્યનું સ્મિત રેલતા ને અનંતે ગેલતા,
તરણતર બિડાયલા બે હોઠ,
કરતા અનુપમ મૌન સાથે ગોઠ;
આ બધું તો ઠીક :

પણ એમની
(જે વધુ ખપની)
સૌમ્ય પ્રજ્ઞાથી સુહાતી દીર્ઘકાયિક શ્વેત દાઢી;
એ દાઢી કેરા કેશની કિરણાવલિ ગાઢી,
રોમ રોમે જેહના
મા ભારતી કેરી વીણાના
તારથી ઝંકૃત થતી
ઝલમલ થતી ને મલપતી,
નાચી ઊઠે મંગલમધુર સૂરાવલિ જે,
જેના શ્રવણથી મૂર્છના પામી અને
મંત્રમુગ્ધ બની જવાયું;
ત્રિરૂપી[1] સાહિત્યના 'સેતુ' મહીં સેતુ રૂપે
નિહાળતાં જ ઢળી પડાયું;

કે પછી પાસે જતાં,
દેદીપ્યમાન આભા એમની દશ દિશામાં વિસ્તરી, જોઈ
આ નેન અંજાઈ અને આફૂડાં મિચાઈ ગયાં !
ને શૂન્યવત્ હું થઈ ગયો એવો—
કે પૂજ્ય કાકા—
રે કવિ, અહીં છંદભંગ કર્યા વિના લખવું ઘટે—
સાહેબને ખોળે જરા ઝૂકી પડાયું :
એમાં અરે, હું શું કરું ?

[1] સાહિત્યના ત્રણ ગુણથી દર્શાવેલો : સત્ય, શિવ અને સૌન્દર્ય.



પીતાંબર પટેલ

# તેજછાયા

ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખાયેલી આ વાર્તા આપણા જાણીતા વાર્તાકાર-નવલકથાકારે લખેલી છે એ તો મહત્વની વાત છે જ. ઉપરાંત વાર્તાની વસ્તુ, તેની ગૂંથણી અને વાર્તાકારની રજૂઆત કરવાની અનોખી શૈલી પણ આ વાર્તાના ઇત્તમાંસ માટે ધન્યવાદ માગી લે છે. દરેક વાચકોને આ વાર્તા એટલી જ રોચક થશે......

'આવજે ને દીવાબત્તી ટાણે, દુકાન વધાવવા વખતે...અત્યારે તો મારી પાસે એટલી રકમે નથી ' ને અંબાની જોવનાઈ સામે લોલુપતાથી જોઈ રૂપનો રસ ગળામાં ઉતારીને પાછો બોલ્યો : 'પણ તને કઈ ના પડાય છે ? સમજી ને...'

ને બીજું ઘણુ તો દલા શેઠની કામુક આંખોએ કહી દીધું. ત્યારે તો અંબા આજના પજામાથી પારેવું છટકે તેમ ફફડતી દુકાનનો ઓટલો ઊતરી ઝટપટ ઘર તરફ વળી તે ઘેર આવી જ્યાં ન તો ફફડાટ શમ્યો ન તો તેનો શ્વાસોચ્છ્વાસ.

'કેમ ગઈ એવી પાછી આઈ..'ને પત્નીના ગભરાયેલા ચહેરા પરથી પામી ગયો હોય તેમ વિઠ્ઠલ બોલ્યો : 'એણે ના પાડી ?'

'ના તો ન પાડી પણ દીવાબત્તી વખતે આવજે, પૈસા લાઈ રાખીશ,' ને પોતાનો ગભરાટ શમાવવા તેણે સાડી ઠીક કરી પાણી પીવા ફરી.

વિઠ્ઠલ પત્નીની પીઠ પાછળ પડ્યો પડ્યો તાકી રહ્યો. બારે મેહ વરસ્યા હોય અને ખેતરમાં પાક હિલોળા લઈ રહે તેવી એની જુવાની હિલોળા લઈ રહેલી લાગી એના પર તીડ પડતાં હોય અને ખેડૂતની જે દશા થાય એવી વિઠ્ઠલની સ્થિતિ થઈ.

'સાલો બકાલ...દાઝ તો એવી ચડે છે કે એનું લોહી પી જાઉ...'

ને પાછી પોતાની લાચાર દશાનો ખ્યાલ આવતાં તે ઢીલો પડ્યો. તે કેવી લાંબી બિમારીમાં સપડાયો છે. ડૉક્ટર તો કહે છે કે આટલાં ઇંજેકશનો નહિ લ્યો તો કદીયે બેઠા નહિ થઈ શકો.

હવે તો બેઠો જ ન થાઉં'...આનો જલ્દી નિકાલ આવી જાય તો સારું ! મને બેઠો કરવા આણે બિચારીએ શેની કમીના રાખી છે ? તેનાં ઘરેણાં વેચી રહી છે. એ ઘરેણાં પર પૈસા આપવાના છે તો યે દલો શેઠ કેવી ખંધાઈ કરે છે ?

અંબા ઘરમાં કંઈક આઘું પાછું કરી રહી હતી. વિઠ્ઠલ તેની સામે તાકી રહ્યો હતો, જાણે તેના અંગેઅંગનું માપ લઈ રહ્યો હતો. અંબાના રૂપની ચાંદની કેવી ઝગાંઝગા થઈ રહી હતી. જાણે તેનો આખો દેહ હમણાં જ રૂપના હોજમાં ઝબકોળાઈને કાઢ્યો હોય એમ રૂપ નીતરી રહ્યું છે.

'આ રૂપ, આ જુવાની બધું છોડીને ચાલ્યા જવાનું ?' વિઠ્ઠલથી નિ:શ્વાસ નંખાઈ ગયો.

પાછી દાંતિયાં કાઢી રહેલી વાસ્તવિકતાથી વાજ આવી ગયો હોય તેમ મનમાં બબડ્યો :

'એના રૂપે જ મારી આ વલે કરી છે.'

જે તે એની ખબર કાઢવા આવતા ત્યારે વિઠ્ઠલ જોતો કે એ તેને જોવાને બદલે તેની પત્ની સામે જ તાકી રહેતા. ઊઠતાં લળી લળીને કેવી જાજમ પાથરી જતા :

'અંબાભાભી ! કશી વાતે મૂઝાશો નહિ હાં. તમે તમારે કામ પડ્યે કાળી રાતે પણ આવજો. પારકું ગણશો નહિ હાં...'

લોકોનાં એ ખંધા હાસ્ય, તેમની આંખનાં ગંદા ચાળા, તેમના વેણમાંથી નીકળતી કામુકતા...એ બધાથી વિઠ્ઠલ તંગ આવી ગયો હતો.

'અહીં તે રૂપની દુકાન માંડી છે તે જે તે આવ્યા આવે છે ?'

વિઠ્ઠલ અકળાતો હતો...લંબાતી જતી માંદગીથી કંટાળ્યે જતો હતો અને ગરીબાઈની ભીંસને લીધે અસહાય બન્યે જતો હતો.

'તું જ એવી છે. ને તેની હારે હસીને વાત ન કરતી હોય તો એ શાનો ઘરમાં પગ મૂકે ? '

વિઠ્ઠલ ઘણીવાર અંબાને ટોકતો, તેણે જાણે અંબાની

ચોમેર આંખની ચોકી મૂકી હતી.

રૂપ...રૂપના આ અંબાર પર તો તેયે કયાં નહોતો મોહ્યો?

ત્યારે એ અંબાના કળાયેલ રૂપ અને છલકાઈ રહેલા રૂપસાગર પર કયાં ઘેલો નહોતો થયો?

પણ વિઠ્ઠલને લાગ્યું કે અંબાનું રૂપ જ હવે તેને દઝાડી રહ્યું છે. ગામના ઉતાર જેવા જુવાનિયા 'કેમ છો અંબાભાભી ..' કરતા કેવા ચાલ્યા આવે છે?

આ બધું શું છે? એ કેમ કહી દેતી નથી કે તમારે કોઈએ અહીં ન આવવું?

એ તો હસે છે...વાતો કરે છે, બારણા સુધી વળાવવા જાય છે!

બહાર જઈ કોણ જાણે શુંયે વાત કરતી હશે?

ઓહ...કેવું ભયંકર...ના ..ના...આ નથી સહેવાતું. નથી વેઠાતું...

'કમાડ બંધ કરી દે...બારણાં બંધ કરી દે...' વિઠ્ઠલને ઉન્માદ થયો હોય તેમ જોરથી બરાડી ઊઠ્યો. ઘઉં વીણવા બેઠેલી અંબા ગભરાટમાં ઊભી થઈ ગઈ.

'શું થયું...શું થયું તમને...' તે વિઠ્ઠલની બાજુમાં બેસી તેના માથા પર હાથ ફેરવી રહી.

'પાછા એના એ વિચારે ચડી ગયા? તમને આ થયું છે શું? જુઓ તો તમારું માથું કેવું ધગધગે છે. ડૉક્ટર શું કહેતા હતા? મન પ્રસન્ન રાખવું, ચિંતા ન કરવી...તમે તો...'

'મન પ્રસન્ન રાખવું...ચિંતા ન કરવી...તો શું કરવું? તું જે તેની હારે હસ્યા કરે, રોષ કરે, ચેનચાળા કરે એ મારે પડ્યા પડ્યા જોયા કરવું?'

'હું લોકોની સાથે ચેનચાળા કરું છું! તમે આ શું બોલો છો?' અંબાનો અવાજ ફાટી ગયો. તેની આંખો ભરાઈ આવી.

'તો બીજું શું? તો એ બધા કેમ ચાલ્યા આવે છે. એ તે કંઈ આપણા સગા છે?' ને અંબા સામે જોઈ વિઠ્ઠલ કટુતાથી બોલ્યો: 'એ બધા તારા રૂપના તરસ્યા છે. એ મને નહિ, તને જોવા આવે છે. જા રૂપની દુકાન માંડીને બેસ એટલે...'

'તમને બોલતાં શરમ નથી આવતી?' અંબાથી વિઠ્ઠલના મોં પર હાથ મુકાઈ ગયો. 'જો તમે કંઈ બોલ્યા તો મારા સમ છે.'

અંબાનું ગળું ભરાઈ ગયું. તેની આંખો છલકાઈ રહી...ને આવેશમાં આવેલા વિઠ્ઠલને ઉધરસ ઊપડી.

ઉધરસ લંબાતી ચાલી. વિઠ્ઠલનો ચહેરો લાલચોળ થઈ ગયો. છાતીની પાંસળીઓ જાણે ચામડીનું પડ ચીરીને બહાર નીકળી આવશે તેમ બહાર ધસી રહી.

'ખાં...ખાં...' કરતાં વિઠ્ઠલ બેઠો થયો અને પ્રયત્નપૂર્વક કાઢતો હોય તેમ તેણે ગળફો કાઢ્યો...ને ગળફા સાથે લોહી પડ્યું. લોહીના ગળફા પડ્યા.

લોહી, લાલચોળ લોહી સામે જોઈને તો વિઠ્ઠલની તો ઠીક પણ અંબાની આંખો પણ ચકળવકળ થઈ રહી.

*

'લ્યો આવો છો? તમારું આ દુઃખ ભારે, લખવા બેઠી એટલે કશું સાંભળે જ નહિ.' ગૃહિણી ઊભી ઊભી ઢંઢોળી રહી હતી.

'શું છે?'

'તમે આવો તો જરા જઈ આવીએ.'

'કયાં જઈ આવીએ?'

'આપણે પહેલાં શાહપુર નહોતાં રહેતાં: ત્યાં પેલા શાંતિકાકા હતા...'

'પણ એનું અત્યારે શું છે?'

'એમને ટી. બી. થયો છે. ગઈ કાલે તો કહે છે કે લોહી પડ્યું હતું. એમની સ્થિતિ ગંભીર છે. મેં એ ગઈ કાલે જ જાણ્યું. તમે આવો તો ઊભા ઊભા જઈ આવીએ.'

'તમે જઈ આવો તો? મારે આ વાર્તા પૂરી કરવી છે.'

'એ તો થશે...' ને ટેબલ પરનાં કાગળિયાં સંકેલતાં પત્નીએ ટકોર કરી: 'લખવાનું કંઈ તમારે નવું છે? દરજીનો છોકરો જીવે ત્યાં સુધી સીવે ને તમે આ

લખવાનું લઈ બેઠા છો તે બસ ધસડ્યા જ કરો છો. પણ વ્યવહારમાંયે રહેવું કે નહિ? આમ આંખો ફાડીને શું તાકી રહ્યા છો? લો કપડાં બદલી નાખો... બસનો વખત થવા આવ્યો છે!'

વ્યવહાર...વ્યવહાર કરીને આ બાઈ ખરી વખતે ઊભો કરે છે. આજે અમુકને ઘેર ચાંદલા છે, પોતાને ઘેર લગ્ન છે, કોઈકને ત્યાં વાસ્તુ છે, કથા છે. કોઈ માંદુ છે...આ છે, તે છે...કંઈનું કંઈ યાદ આપી એ લખતાં લખતાં ઊભો કરે ત્યારે જ જંપે છે. હું કચવાટ કરું એટલે મોં પર જ ચોપડાવે છે:

'એવું હતું તો પરણ્યા જ શું કરવા? ફક્કડ બાવા થઈને રહેવું હતું ને! તો કોઈ કાનપટ્ટી ન પકડત.'

પત્નીના સહવાસથી એટલું શીખ્યો છું કે વ્યવહારની વાત આવે ત્યાં દલીલ ન કરવી. ચૂપચાપ સાંભળી લેવું. વ્યવહાર...વ્યવહાર...આ વ્યવહાર સાચવવામાં જ ક્યારેક તો આખો દિવસ બગડે છે.

'જુઓ હું બસ સ્ટેન્ડ પર જાઉં છું. જલદી કરજો. વખત થઈ ગયો છે હોં.'

વખત થઈ ગયો છે...પેલા વિદૂષકનેયે જવાનો વખત થઈ ગયો છે. પણ એની વાત પૂરી કરવા દે ત્યારે ને!

શાંતિલાલને ટી. બી. થયો છે. થોડા દિવસ તો હોસ્પિટલમાં રાખ્યા. પણ ક્યાં સુધી રાખે? પાછો ખર્ચ તો વધ્યે જાય. ડોક્ટરે ઇન્જેક્શનો લખી આપ્યાં હતાં. ગોળીઓ લેવાની હતી. સારો ખોરાક અને આરામ કરવાનો હતો.

આરામ...આ જીવ કેવી રીતે આરામ કરે? એ આરામ કરે તો તે અને તેનાં પાંચ છોકરાં ખાય શું? એ મ્યુનિસિપાલિટીમાં કલાર્ક હતો. તે સાથે એક બે જગ્યાએ નામું લખતો હતો. નોકરીમાંથી તો રજા મેળવી. પણ નામુ લખવામાંથી ક્યાંથી રજા મળે? એટલે તે ખેંચાઈને નામુ લખવા જતો. તેમાંથી ઉથલો ખાધો હતો. તાવ શરૂ થયો. એમાંથી લોહી પડવા લાગ્યું.

અમે ગયાં ત્યારે શાંતિલાલ ખાટલામાં પડ્યો હતો. જાણે તે ચિંતાથી ઘેરાઈ ગયો હોય, પોપચાંયે ભારે થઈ ગયાં હોય તેમ આંખ પણ ઝટ ઉઘાડી શકતો નહોતો.

અમને જોઈને તેની પત્ની મંજુ ગળગળી થઈ ગઈ. શાંતિલાલે મારી સામે જોઈને નમસ્તે કર્યા મેં સહજ સવાલ કર્યો:

'હવે કેમ છે?'

'ઠીક છે...' મંદ અવાજે શાંતિલાલે જવાબ આપ્યો.

'ઠીક તો કેમ કહેવાય? આજ સવારેયે લોહી પડ્યું હતું.' મંજુની મોટી બહેન કહી રહી હતી. ને દર્દીની હાજરીનીયે પરવા કર્યા વગર એ કહે જતી હતી: 'હું તો આને ક્યારની કહું છું કે આ તો ખોટો રૂપિયો છે. આ રાજરોગ કહેવાય—બધાં વેચાઈ જાય એ તોયે ન કહેવાય કે દર્દી બેઠો થશે કે નહિ. તારે ખોળે પાંચ છોકરાં છે. એનો તો ખ્યાલ કર. જણસો વેચ્યા કરે છે...પણ કાલ ઊઠીને કાંઈક થયું તો છોકરાં શી રીતે મોટાં કરીશ? કેમ બહેન, ખરી વાત ને?'

ને એ બાઈ મારી પત્નીની સંમતિ માગી રહી. મારી વ્યવહારકુશળ પત્ની શાની બોલે?

ટી. બી...આમ તો અસાધ્ય રોગ નથી. પણ કેટલો ખર્ચાળ? મંજુ જણસો વેચી વેચીને દવા કરે અને તે બેઠો ન થાય તો?

તો પછી આ કારકુનનાં છોકરાં ખાય શું? શાના પર પેલી ભલી બાઈ ઘર ચલવે?

શાંતિલાલની પાતળી સ્થિતિનો અમને ખ્યાલ હતો. જેમ તેમ કરીને એ જીવ પૂરું કરતો હતો. જ્યારે મળે ત્યારે કહે:

'તમે બધું રહેવા દઈ આ મોંઘવારી પર લખો તો સારું. ખરું કહું છું.. આ મોંઘવારીમાં મારા જેવા પિસાઈ રહ્યા છે...'

ખરી વાત છે. શાંતિલાલ મોંઘવારીનો જ ભોગ બન્યો હતો. પૂરું કરવા એ નોકરી ઉપરાંત નામુ લખવા

જતો...ને એવો ફટકો માર્યો કે એની બચત તો ઠીક પણ તેની પત્નીનાં ઘરેણાંયે વેચવા વખત આવ્યો.

શાંતિલાલ મરી જાય તો ?

માણસ માટે મરવાનું એટલું સહેલું હોત તો કેવું સારું ! અમે થોડી વાર બેસી નમસ્તે કરી ઊભાં થયાં. બહાર નીકળતાં જ મારી પત્નીએ કહ્યું :

'આના કરતાં તો ભગવાન શાંતિલાલને ઉપાડી લે તો સારું. જોઈ ને મંજુની કેવી દશા થઈ ગઈ છે ? એક પછી એક ઘરેણું વેચતી જાય છે. પણ પછી શું ?'

ખરી વાત છે. પછી શું ?

અંબા પણ પતિને બેઠો કરવા એક પછી એક ઘરેણું વેચ્યે જાય છે. પણ પછી શું ? એના કરતાં તો વિઠ્ઠલ મરી જાય તો સારું.

વિઠ્ઠલને પણ હવે તો લોહી પડે છે. હવે એ બેઠો થઈ રહ્યો.

'આ ક્ષય અને કેન્સર...તો પગે લાગ્યા. હું તો કહું છું કે દુશ્મનનેયે આ રોગ થશો નહિ. એ તો મરે પણ પાછળવાળાંનેયે મારતો જાય. તમે જ કહોને... બચારી મંજુબેનની હવે શી વલે થશે ?' ગૃહિણી બસ સ્ટેન્ડ પર આવ્યાં ત્યાં સુધી આવા ઉદ્‌ગાર કાઢી રહી.

'તમે શાંતિ રાખો...મનમાંથી આ વિચાર કાઢી નાખો. તમને જરૂર સારું થશે.' અંબા વિઠ્ઠલને પથારીમાં સુવાડી પંખો ઢોળતાં ઢોળતાં કહી રહી હતી. 'તમે જો...જો ને...તમને બેઠા ન કરું તો શું કહેતી હતી ? તમારાથી મારા ઘરેણાં વધ્યાં ?'

વિઠ્ઠલને ઉધરસની કળ વળતી હોય તેમ લાગ્યું.

'તમે ખોટા વહેમાઓ છો. મારામાં તો વિશ્વાસ રાખો...એવું હોત તો તમારા ઈશારે મારાં માબાપને રડતાં મૂકી હું ચાલી આવત ખરી ?'

એમ તો વિઠ્ઠલે એ પ્રસંગ ક્યાં ભૂલી શકે એમ હતો ? એની પહેલવહેલી નિમણૂક થઈ એ જ ગામમાં તેને અંબા મળી. અંબાની પાડોશમાં જ, મેડા પર તે રહેતો હતો.

એ રૂપ, એ કસુંબલરંગી જોબનાઈ, એની કળા ક્યાં છૂપી રહે એવી હતી ?

અંબામાં તો જાણે ઉપરવાળાએ રૂના મોર ટાંક્યા હતા...ને એ મોરે કળા કરી હતી. પછી આ જુવાન માસ્તર તેની પાછળ ઘેલો થયા વગર રહે ?

ખાનગીમાં મળવાનું ચાલ્યું. અંબા હતી તો દરજીની દીકરી. તોયે તે એને પરણવા તૈયાર થયો.

વિઠ્ઠલે બદલી કરાવી. બદલી થઈ અને મહિના માસમાં તો તેણે અંબાને છાને છૂપે બોલાવી ખાનગીમાં લગ્ન કરી લીધું.

એ દરજીની છોડીને ઘરમાં ઘાલે ..પછી તેના પિતા માફ કરે ખરા ? તેને માટે તેના ઘરનાં દ્વાર બંધ થઈ ગયાં. એટલે તો તે ક્ષયમાં સપડાતો હતો છતાં તેણે ઘેર પત્ર લખ્યો નહોતો કે ત્યાંથી કોઈ તેની ખબર કરવા આવ્યું ન હતું.

અંબા તેનું માથું દબાવતી કહી રહી હતી :

"તમે મનમાંથી એ વિચાર જ કાઢી નાખો. હું તમારી છું...આ ભવે તમારી છું અને આવતા ભવેયે તમારી રહીશ.'

અંબાના હાથ પર વિઠ્ઠલનો હાથ પડ્યો. તેણે માથું દબાવતો હાથ લઈ પંપાળ્યો. તેણે આંખો બંધ કરી. ત્યારે તેના ગાલ પર થઈ આંસુ રેલાઈ રહ્યાં હતાં.

'તમે રડો તો મારા સમ છે. આમ કરી કરીને જ તમે તબિયત બગાડો છો. તમે મન ઉમંગમાં રાખો .. તમને જરૂર સારું થઈ જશે.'

'અંબા ! હું તને કેવી દુઃખી કરી રહ્યો છું. બોલવા બેસું છું ત્યારે મનેયે ભાન રહેતું નથી. હું શું બકી ગયો...'

'તમે મનમાં કંઈ લાવશો નહિ. આપણે બહારનાં એટલે લોકો ખબર તો પૂછવા આવે ને ! આવે તેની સાથે કંઈ મોં ચડાવીને ફરાય ? તમે મનમાંથી એકવાર વહેમ કાઢી નાખો એટલે તમને એવો વિચાર જ નહિ આવે.'

ને પતિના ચહેરા સમે મલપતી ઢેલની પેઠે ઝઝુંબીને પૂછી રહી

'તમને મારામા વિશ્વાસ છે ને ..'

'અમા . તારા શિવાય હવે મારુ રહ્યુ છે જ ક્યા ?'

'તો પછી હું કહુ છુ એમ કેમ કરતા નથી ? ડૉક્ટરે શુ કહ્યુ હતું...ભૂલી ગયા ? ચૂપચાપ પડ્યા રહો તમે ઉશ્કેરાઓ છો એટલે ઉધરસ આવે છે ને તેમાથી આ થયુ.' ને અબાની આખ પેલા લોહીવાળા ગળફા પર પડી.

'અંબા ! હું બધુયે સમજું છું પણ મને થાય છે કે હવે હુ બેઠો નહિ થાઉં તું હવે ઘરેણા ન વેચ માન કે કાલ ઊઠીને મારી આખ મીચાઈ ગઈ તો તું પાછળ શુ કરીશ ?'

'જુઓ પાછી એ વાત કાઢી ! તમને જરૂર સારું થશે જરૂર પડ્યે હુ કપડા સીવીશ, મજૂરી કરીશ...પણ તમને સારા કરીશ ચાલો હવે ચૂપચાપ પડ્યા રહો. હુ મોસબીનો રસ કાઢી લાવું'

મોસબી, સંતરા...સફરજન લેવાનું રાખો. માખણ...ઘી દૂધ ખવાય એટલુ ખાઓ. ડૉક્ટર કહી જાય છે અને અબા બધી ચીજો લઈ આવે છે પણ કેટલા દિવસ આ પહોંચશે. આ રાજરોગ...તેને તો મારશે પણ અબાને પણ મારી નાખશે

અમા ઘરેણા વેચવા બેઠી છે. હવે તો ગળાનો દોરો જ રહ્યો છે. એયે વેચાઈ જશે પછી . પછી અબા શુ વેચશે ?

વિઠ્ઠલની નજર પાછી અંબા પર પડી. તેના ગાલ પર ફૂટી રહેતી રૂપની ટશરો સામે, એના રૂપની માધુરી સામે તાકી રહ્યો આ રૂપ, આ જુવાની અને દબો શેઠ...વિઠ્ઠલની આખે જાણે અધારા આવી ગયા

*

'આ પીવા આવો છો કે ઉપર લાવુ ?'

હુ આવી પાછો આ વાર્તા લખવા બેઠે, વિઠ્ઠલ અને અબાની વાતમા ખોવાઈ ગયો હતો ત્યા દાદરમા ઊભા રહી પત્નીએ બૂમ મારી

'હુ આવુ છુ ...' કહી નીચે ગયો.

ચા આપી સામેના બગલા આગળ ઊભેલી મોટર સામે આગળી ચીંધીને બોલી :

'જોઈ પેલી મોટર ?'

'કોની છે ?'

'તમારા ચંદુભાઈના શેઠની જ તો. ચંપારાણી હવે બની ઠનીને નીકળશે તે આવશે દીવાબત્તી વખતે'

'ક્યા જાય છે તે ?'

'ક્યાં જતી હશે ? શેઠ પાસે જ તો ? ચદુભાઈમાં તે એવી કઈ આવડત છે તે એને પાચસો રૂપિયા આપે ? આ બગલો કોના પૈસે બધાયો છે ખબર છે ! એ તો ચપા હોય નહિ ને એનું ઘર ચાલે નહિ.'

'હશે એમા આપણે શુ ?'

'આ તો તમે ચદુભાઈ . ચંદુભાઈ કરતા હતા એટલે તે દિવસે તો તમે જ એમને સોસાયટીના સેક્રેટરી બનાવવાનુ કહેતા હતા પણ એના ઘરમા કોનો પગાર આવે છે એ જાણો છો ?'

'આપણે એવી ખણખોદમા પડવુ જ નહિ.' કહી હું ઊભો થયો બારીમાથી જોઉં છું તો ચંપા રભા જેવુ રૂપ કાઢી શેઠને મળવા જઈ રહી હતી. તેની નાયલોનની સાડી ફરફરી રહી હતી તે સાથે જાણે યૌવનની ખુશબુ ચોમેર ફેલાઈ રહી હતી. માથામાં ગુલાબના ફૂલની વેણી બાંધી હતી. હાથમા પાકીટ લઈ તે નીકળી તેની રૂપશ્રી પર પોતેજ મોહિત થઈ હોય તેમ આખા દેહ પર નજર નાખી પ્રસન્નતા અનુભવતી મોટરમા બેઠી. મોટર ઊપડી અને રૂપયૌવનાને ઉપાડી ગઈ

*

'અમા હવે ફળફળાદિ લાવવા બધ કર' મોસંબીનો રસ પીતા પીતા વિઠ્ઠલ કહી રહ્યો હતો : 'આપણને આ ખર્ચ ન પોસાય સારુ થવાનુ હશે તો ઇજેકશનથી સારુ થશે.'

'તમે એની ચિંતા ન કરો હુ બધાને પહોંચી વળીશ, એકવાર તમે સારા થઈ જાઓ ને . . પછી વાહ ..





વાહ છે.'

આને સારી કરવાની ધૂન લાગી છે. પણ અને કેવી રીતે સારો કરશે? હવે તો લોહી-પણ પડવા માંડ્યું. અંદર તો બધું ખવાઈ ગયું છે. ટી.બી. હોસ્પિટલમાં જવા જેટલા પૈસા નથી. અહીં પણ દવા લાવવા જેટલી હામ રહી નથી. આના ગળામાં આટલો દોરો છે તેય વેચવા બેઠી છે. પણ પછી શું? એ શું વેચીને ફળફળાદિ લાવશે?

આના કરતાં તો એ મરી જ જાય તો નિરાંત. તો આ બિચારી તો છૂટે?

પછી અંબા શું કરશે?

એની તો નાતરિયા નાત છે. આ રૂપરૂપના અંબારનો હાથ પકડનારા તો એક કરતાં એકવીસ મળશે.

એ કેટલી હોંશથી અંબાને પરણ્યો હતો!

એ મોસંબીના રસ સાથે આંખથી અંબાનું રૂપ પી રહ્યો.

'શું જોઈ રહ્યા છો?'

'તને...'

'મને?'

'હા...અંબા, એમ થાય છે કે તારામાં તે એવું શું મૂક્યું છે કે જોતાં આંખ ધરાતી જ નથી.'

ને પતિપત્ની મૂગાં મૂગાં તારામૈત્રક કરી રહ્યાં.

'કેમ છે માસ્તર?' કહેતા ગાંડાલાલ આવ્યા.

ગાંડાલાલ આ વાસમાં જ રહેતો હતો. તેણે જ વિઠ્ઠલને આ ઘર ભાડે અપાવ્યું હતું. તેની આંખ અંબા પર હતી એટલે તેને જોઈને વિઠ્ઠલ છળી ઊઠતો.

'કેમ ભાભી...હવે તબિયત કેમ છે?' પાસે પડેલી ખુરશી ખેંચી ગાંડાલાલ પૂછવા લાગ્યો.

'સારું છે.'

'હું નહોતો કહેતો...માસ્તર અંબાભાભીની ચાકરી જ તમને સારા કરી દેશે...ને બીજી આ ગામની હવા. થોડા દા'ડા આરામ કરો...જરૂર સારું થઈ જશે.'

અંબાએ ઊભા થઈ પાણી આપ્યું.

'ભાભી! આજ તો તમને ઠપકો આપવા આવ્યો છું.'

'શાનો ઠપકો?'

'કેટલી વાર કહ્યું કે કંઈ જોઈતું કરતું હોય તો આવીને લઈ જજો. પણ તમે અમને પારકા ગણો છો કેમ?'

ને પ્યાલો આપતાં અંબાના ચહેરા સામે તાકી રહ્યો... લપકારા મારતી ગરોળી માખી સામે તાકી રહે એમ. વિઠ્ઠલથી ન રહેવાયું એટલે તે જ બોલી ઊઠ્યો:

'જરૂર પડશે તો જરૂર કહેવડાવીશું હોં...'ને કંટાળો વ્યક્ત કરવા વિઠ્ઠલે પાસું ફેરવ્યું.

'ભાભી! કહેવું પડશે? તમારા જેવી તો ચાકરી કોઈ ન કરી શકે હોં' અંબા પર આંખ ઠેરવીને ગાંડાલાલ કહે જતો હતો. તમારું નામ તો સાવિત્રી પાડવું જોઈએ.

ગાંડાલાલના ચેનચાળા અને આંખના ગંદા ઈશારાથી અંબાએ તેનાથી દૂર રહેતી. પણ એ ક્યાં તેનો કેડો છોડે એવો હતો.

'ભાભી! પૈસા જોઈએ તો કહેવરાવજો હોં...તમે કંઈ માગતાં નથી અને આટલું અંતર રાખો છો એ ગમતું નથી.'

'તમને કહ્યું ને.. જરૂર હશે તો કહેવડાવીશું? હવે શાંતિથી પડ્યો રહેવા દેશો?' વિઠ્ઠલ રોષમાં બોલી ઊઠ્યો.

'ડૉક્ટરે વાત કરવાની ના પાડી છે- એમને ઉધરસ ચડે છે...હમણાં એમને શાંતિથી પડ્યા રહેવા દ્યો...' ને અંબાને જ કહેવું પડ્યું: 'લ્યો આવજો હોં..'

'હા.., આવજો.'

'અચ્છા ત્યારે ..ભાભી શું કહ્યું...કંઈ જોઈતું હોય તો આવીને લઈ જજો હોં...જરાય જુદાઈ રાખશો નહિ.' ને જતાં જતાં તેણે આંખ મીચકારી. વિઠ્ઠલ તે જોઈ ગયો અને બરાડી ઊઠ્યો:

'તું બારણું જ બંધ કરી દે ને...આ હરાયા પાડા શાંતિથી મરવાયે નહિ દે.' ને એ કંટાળેલો જીવ બરાડી ઊઠ્યો: 'તું તારે હવે દવાદારૂયે બંધ કરી દે... મારે મરી જવું છે...મરી જવું છે..'

ને પોતાની લાચારી પર વિઠ્ઠલ આંસુ સારી રહ્યો.

અંબાનું રૂપ જાણે તેના ગળાથી ચોમેર વીંટળાઈ રહ્યું હતું. ધીમેધીમે અજગરની પેઠે ભરડો લઈ રહ્યું હતું. તેની આંખે અંધારાં આવી ગયાં...એ ઊંડે .. ઊંડે, ખૂબ ઊંડે અંધકારની ખીણમાં ઊતર્યે જતો હતો.

'ડૉક્ટર સાહેબ આવ્યા છે.' અંબા ઢંઢોળી રહી હતી. ડૉક્ટરે ઈન્જેક્શન આપ્યું.

'તમારે સંપૂર્ણ આરામ લેવો જોઈએ, જરાયે બોલવું ચાલવું ન જોઈએ. નહિ તો દવા જરાયે અસર કરશે નહિ.'

ને તેમણે અંબાને લેવી પડતું હતું એથી બીજાં ઇન્જેક્શનો લખી આપ્યાં.

'ઈન્જેક્શન મોંઘાં છે. પણ હવે તે આપ્યા શિવાય બીજો ઉપાય નથી.' ને ચેતવણી આપતા હોય તેમ ડૉક્ટરે કહ્યું:

'હવે જો તમે દર્દીની બરાબર કાળજી નહિ રાખો તો તેમને ઝટ આરામ નહિ થાય. સારો ખોરાક અને સંપૂર્ણ આરામ...એ ખાસ જરૂરી છે.'

ડૉક્ટર ગયા.

સંપૂર્ણ આરામ! કેવી રીતે સંપૂર્ણ આરામ મળે? અંબાના રૂપની ચોકી કરવામાં કઈ રીતે આરામ મળે? વિઠ્ઠલ આંખો બંધ કરી પડ્યો રહ્યો. અંધકાર વચ્ચે તરેહવારનાં ચિત્રો સર્જાઈ રહ્યાં.

બાગમાં સોળે કળાએ ખીલેલું ગુલાબ તેના રૂપથી ઝુમી રહ્યું છે. તેની સુકોમળ મૃદુ પાંખડીઓ, તેનું અંતર .. અરે આખુંયે ગુલાબ મલકાઈ રહ્યું છે.

પણ એની-રૂપસુગંધથી ખેંચાઈ ભ્રમરો આવે છે. એક આવે છે, બે આવે છે...જોતજોતામાં તો ત્યાં જાણે ભ્રમરો જ ભ્રમરો ઊડી રહે છે. જેટલી પાંખડી તેટલા ભ્રમરો. સૌ પેલા રૂપરાશિ જેવા ગુલાબ સાથે અડપલાં કરે છે...તેનો છાને છૂપે સ્પર્શ કરે છે...ને તેનો રસ લૂંટવા ચોમેર ભમ્યા કરે છે

થોડી વારમાં તો એ પૂર્ણકળાએ ખીલેલા ગુલાબની જગ્યાએ અંબા દેખાઈ. નવસ્ત્ર દશામા તે બેઠી છે. તેના અંગપાંગમાંથી રૂપ લહેરાઈ રહ્યું છે...ને એ રૂપ-તરસી કેટલીયે આંખો-તેના પર મંડાઈ રહી છે. જાણે એ આંખો અંબાના રૂપને, પેલી સળીથી શરબત પીએ તેમ પી રહી છે.

રૂપ સુકાતું જાય છે. અંબા કરમાયેલી કેરી જેવી ફિક્કી, મ્લાન. નિસ્તેજ બની જાય છે...થોડીક વારમાં તો ત્યાં કેવળ અંબાનું હાડપિંજર જ દેખાય છે.

'ઓહ .....' ચીસ પાડી વિઠ્ઠલ બેઠો થઈ જાય છે.

'શું થયું?' કહેતી અંબા દોડી આવે છે. સૂઈ જાઓ ..પાછા વિચારે ચડી ગયા? ડૉક્ટરે શું કહ્યું હતું ભૂલી ગયા?'

અંબાએ વિઠ્ઠલને સુવાડ્યો. બાળકને પંપાળે એમ થોડીવાર પંપાળી રહી.

'અંબા! રહેવા દે...નવાં ઇન્જેક્શન નથી લાવવાં .. ભલે ડૉક્ટર કહેતા. મારે દવા નથી જોઈતી.'

'પણ આ રોગ એમનેમ મટે ખરો? એની ચિંતા તમે ન કરશો. ચાલો સૂઈ જાઓ તો...હું હવે દલા શેઠ પાસે જઈ પૈસા લઈ આવું.'

ત્યારે વિઠ્ઠલની નસો કોઈ ચીપીઆથી ખેંચી રહ્યું હોય તેમ વેદનના ઉંકારા કરતો હતો. અંબા દીવો પેટાવી, બારણું આડું કરી દલા શેઠની દુકાન તરફ વળી.

ત્યારે આકાશમાંથી અંધકાર, પરોઢના ધુમ્મસની પેઠે વરસી રહ્યો હતો. છૂટા છવાયા દીવા આગીઆની પેઠે ચમકી રહ્યા હતા.

દલો શેઠ ચોપડામાં મોં રાખી કંઈક લખી રહ્યો હતો. અંબાનો પગરવ સાંભળી ચશ્માંથી લબકારા મારતી આંખે જોઈ રહ્યો.

'આવી ગઈ. સારું થયું તે આવી...નહિ તો દુકાન વધાવીને ચાલ્યો જાત તો તને ધક્કો પડત.'

ને દલો શેઠ ઊભો થયો. ચશ્મા અને ચોપડો એક બાજુએ મૂક્યો.

'લે ચાલ...તીજોરીમાંથી કાઢી આપું.'

અંબા ધ્રૂજતી, ગભરાતી દલા શેઠની પાછળ ગઈ!

'આમ તો કોઈનેયે જલદી ધીરતો નથી. પણ તને કંઈ ના પડાય...'-કહેતો દલો શેઠ પાછો આવેલી



વખારમાં લઈ ગયો.

અંબા ખમચાઈ ને ઊભી રહી. તે કંપતી હતી...દલાએ આવી તેનો હાથ પકડ્યો.

'ગભરાય છે શું કરવા...તને કંઈ મારી નાખવાનો છું તે...માંદે સાજે માણસના કામમાં ન આવીએ તો જીવ્યુંયે શા કામનું.'

દલાએ અંબાને ખેંચી, પોતાના બંને બાહુપાશમાં દબાવી દીધી.

'આ તો રાજરોગ કહેવાય...એમ ઘરેણા વટાવતી રહીશ તો પછી શું કરીશ...તું તારે આ ટેમે આવતી રે'જે ને પૈસા લઈ જજે...'

ત્યારે અંબાના અંગ ઉપાંગો પર વિષધરની પેઠે દલાનો હાથ ફરી રહ્યો હતો.

થોડીવાર રહી અંબા સાડી સંકોરતી, કંપતી, ધ્રૂજતી બહાર નીકળી. ત્યારે તેના હાથમાંની નોટો મડાગાંઠની પેઠે સખ્ત જકડાઈ ગઈ હતી.

કોઈ પાછળ પડ્યું હોય તેમ તે ઉતાવળે ઘેર આવી અને બારણું ઉઘાડી પાછું બંધ કરી થોડીવાર ઊભી રહી. ત્યારે છાતી ધડકી રહી હતી.

તેણે ફાનસની દીવેટ ઊંચી કરી સતેજ કરી...ને વિઠ્ઠલ સામે ફરી.

પણ વિઠ્ઠલનો સીનો જોઈ તેનાથી ચીસ પડાઈ ગઈ.

વિઠ્ઠલના મોંમાં ફીણ આવ્યું હતું. તેની જીભ લાંબી થઈ બહાર લળી રહી હતી. તેની આંખો ફાટી ગઈ હતી અને ડોળા બહાર ધસી આવ્યા હતા.

ત્યાં વીંછીના ડંખ પર ઘસવાની દવાની ખાલી શીશી પડી હતી.

—વાર્તા પૂરી કરી ઊભો થયો અને બારીમાંથી જોઉં છું તો ચંપા અને ચંદુલાલ હસતાં મલકાતાં શેઠની મોટરમાંથી બહાર નીકળ્યાં અને બંગલાની બત્તીના પ્રકાશની પેઠે હસીખુશી વેરતાં બંને જણાં સાથે પગથિયાં ચડી રહ્યાં.

★

પ્રા. ગોવિન્દભાઈ પટેલ

## પંચશીલનો સ્તુપ

આ પંચશીલનો સ્તૂપ,
ચંદનનો ના, ભાવ તણો એ ચહે સર્વદા ધૂપ.
આ પંચશીલનો સ્તૂપ

મૃત્યુ વ્યાધિ ને ઘડપણ કેરા
કલેશ બધા એ તાગે,
નિજજીવનથી જગજીવનની
વાત લહે વણુરાગે;
માર તણી સેનાને ડારે કેસરિયો થઈ ભૂપ.
આ પંચશીલનો સ્તૂપ.

દેહદમનની કથા પુકારી
તંબૂરો રણકાવે,
માત ઉરે અમ્મરતાનાં બી
રાઈ પ્રભાવે વાવે;
વૃક્ષ તણી છાંયે દેખાડે સિદ્ધ અર્થનું રૂપ.
આ પંચશીલનો સ્તૂપ.

એકાંતેથી લોકે પાછો
પ્રાણપ્રવાહે વાળે,
ભૂપ ભલાને ભિક્ષુક સ્થાપી
અ-મારીને અજવાળે;
ઊંચો તોયે પાતાળી એ ગહન જ્ઞાનનો કૂપ.
આ પંચશીલનો સ્તૂપ.

★



છોટુભાઈ સુથાર

# આજનું બ્રહ્માંડ

ખગોળશાસ્ત્રના અને ખગોળવિદ્યાના અચ્છા જાણકાર ગુજરાતી લેખકે ઊર્મિના 'દિવાળી અંક માટે ખાસ લખેલા આ લેખમાં સામાન્ય વાચકથી માંડીને આ આ વિષયના અભ્યાસીને પણ એટલો જ રસ પડશે. આવા અભ્યાસુ લેખો આપણી અભ્યાસશીલતા વધારશે...

પૃથ્વી પરના મનુષ્યના આવિર્ભાવ બાદ, તે તેની આસપાસની દુનિયા વિષે ચાલુ વિચારતો આવ્યો છે. તેની એ વિચારણા એકલી પૃથ્વી પૂરતી મર્યાદિત રહી નથી. પૃથ્વીની બહાર આવેલા સૂર્ય, ચન્દ્ર અને તારાઓ વિષે પણ એને વિચારવું પડ્યું છે. મનુષ્યને મન સૂર્ય અત્યંત મહત્ત્વનો આકાશી પદાર્થ રહ્યો છે પૃથ્વી પરની ચેતન સૃષ્ટિનો આધાર સૂર્ય જ છે એ વાત મનુષ્ય ઘણા સમયથી જાણતો આવ્યો છે આમ છતાંય હજારો વર્ષ સુધી, એ સૂર્ય અને પૃથ્વીનો તેમજ સૂર્ય અને તારાઓ વચ્ચેનો સંબંધ સ્પષ્ટ રીતે સમજી શકયો ન હતો. અવકાશમા સૂર્ય, ચંદ્ર અને તારાઓને ફરતા જોઈ, મનુષ્યે, સાવ સ્વાભાવિક રીતે પૃથ્વીને વિશ્વના કેન્દ્રસ્થાને કલ્પી હતી અને ઉપર્યુક્ત જ્યોતિઓને પૃથ્વીની સેવા કરનારા આકાશી પરિચારકો માન્યા હતા.

પણ સમય જતાં એના આ વિચારમાં પરિવર્તન થયુ. ઋતુ ફરક શાથી થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં 'પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે' એ જાતનું એને જ્ઞાન લાધ્યુ. અને પછી વિશ્વના કેન્દ્રસ્થાને પૃથ્વી નથી પણ સૂર્ય છે એમ માનવામાં આવ્યુ. પણ એ હકીકતની દાર્શનિક સાબિતી મેળવી શકાઈ નહોતી.

ઈ. સ. ૧૬૧૦માં એક શકવર્તી બનાવ બન્યો. ગેલીલિયોએ દૂરબીન બનાવી એ દ્વારા ગુરુ અને શુક્રને જોયા. દૂરબીનમાથી જોતાં એને ગુરુની આજુબાજુ ફરનારા ચાર ચંદ્રો દેખાયા જ્યારે શુક્ર પોતે ચંદ્રના જેવી કળાઓ દાખવતો માલૂમ પડયો. આ બનાવે સૂર્યની વિશ્વકેન્દ્રમાં સ્થાપના કરી. પણ આ અન્વેષણ પૂર્ણ સત્ય નહોતું. બસો વર્ષ બાદ એ જાતનું ફરીથી સંશોધન થયું અને ત્યારે જાહેર થયું કે સૂર્ય એક સામાન્ય તારો છે અને તારાવિશ્વના કેન્દ્રથી ઠીક ઠીક દૂર આવેલો છે.

આકાશનું નિરીક્ષણ કરનારાં દૂરબીનો અને બીજાં ખગોળ સાધનોનો વિકાસ થતાં ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ખગોળ સંશોધન અંગે મહત્ત્વનું કામ થયું. આપણી નજદીક આવેલા કેટલાક તારાઓનાં અંતરો માપવામાં આવ્યાં. અને ત્યારે માલૂમ પડ્યું કે તેજબિંદુ જેવા દેખાતા તારા વાસ્તવમાં આપણાથી અત્યંત દૂર છે. સૂર્ય અને પૃથ્વી વચ્ચેનું અંતર લગભગ નિશ્ચિત થઈ ચૂકયું હતું. એ અંતરને આકાશી અંતરનો એકમ લેખી એના આધારે તારાઓનાં અંતર માપવામાં આવ્યાં. અને ત્યારે જણાયું કે સૂર્યને આપણી પાસેમાં પાસેના તારા જેટલા અંતરેથી જોવામાં આવે તો તે પણ એક સામાન્ય તારા જેવો—બલકે સહેજ ઝાંખો—દેખાય. આવો નિસ્તેજ તારો વિશ્વનું કેન્દ્ર હોઈ શકે ખરો ! એવો પણ પ્રશ્ન ઉદ્ભવ્યો.

આ સિવાય એક બીજી બાબત પણ જાણવા મળી. સૂર્ય અને તારાઓના પ્રકાશનું પૃથક્કરણ કરી જોતાં જણાયું કે તેઓ એક જ પ્રકારનાં રાસાયણિક તત્ત્વો (જેવાં કે હાઈડ્રોજન, ઓકસીજન, લોખંડ વગેરે)ના બનેલા છે. પૃથ્વી પણ આવાં જ તત્ત્વોની બનેલી છે અને તેથી સૂર્ય અને પૃથ્વીની બનાવટમાં સરખાપણું હોવું આવશ્યક મનાયું. ઉપર્યુક્ત વિચારે પૃથ્વી સૂર્યમાંથી છૂટો પડેલો આકાશી પદાર્થ છે એ માન્યતાને પુષ્ટિ આપી હતી પણ આજે એ વાત મૂળનું રૂપ છોડી સમસ્યાપ્રશ્ન બની ગઈ છે.

અવકાશી પદાર્થોની માહિતી મેળવવાનું મુખ્ય સાધન દૂરબીન છે. દૂરબીન દ્વારા મેળવાતા પ્રકાશનું પૃથક્કરણ કરી આકાશી જ્યોતિઓ વિષે અનેક





બાબતો જાણી શકાઈ છે. દૂરબીન જેમ મોટું તેમ પ્રકાશને ગ્રહણ કરવાની એની તાકાત પણ વધારે હોય છે. આપણાથી અત્યંત દૂરના ઝાંખા તારાઓને દૂરબીન દ્વારા જ જોવા સમજવા શક્ય છે. પણ તારા-વિશ્વમાં એકલા તારા જ આવેલા નથી. તારાઓ ઉપરાંત અનેક કાળાં ધોળાં વાયુ-વાદળો પણ છે. વળી ઘણે ઠેકાણે તારકગુચ્છો અને તારા-વાદળો પણ દેખાયાં છે. એટલે સ્વાભાવિક પ્રશ્ન થાય કે તારાઓનો અરસપરસનો સંબંધ કેવો હશે, એમનાં રૂપરંગનું વૈવિધ્ય શાને આભારી હશે, અવકાશમાં એ બધા વગર અથડાયે કઈ રીતે ગતિ કરતા હશે, એમની વસાહતો હશે ખરી ? 'અવકાશમાં ક્યાંક ખૂબ ખૂબ તારા દેખાય છે તો ક્યાંક સાવ ઓછા' આમ શાથી ? આકાશગંગાના પટાનું રહસ્ય શું હશે ? વગેરે અનેક પ્રકારના પ્રશ્નોના ઉત્તર દૂરબીન દ્વારા જ શોધાવા માંડ્યા. વીસમી સદીનો બીજો દસકો પૂરો થતા સુધીમાં નાનાં મોટાં અનેક દૂરબીનો (પ્રકાશની આંખો) વડે જે કાંઈ જોવાયું છે તેનો સાર નીચે મુજબ છે.

'મનુષ્ય પૃથ્વી પર રહે છે પણ એની એ પૃથ્વી વિશ્વનું કેન્દ્ર નથી. પૃથ્વી એક ગ્રહ છે અને તે બીજા ગ્રહોની પેઠે સૂર્યની આસપાસ ફરે છે. સૂર્ય એક તારો છે. આકાશમાં દેખાતા અનેક તારાઓ પૈકીનો એ એક સામાન્ય તારો છે. સૂર્ય જે તારાવિશ્વનો સભ્ય છે એ આપણું પોતાનું તારાવિશ્વ યા આકાશ-ગંગાવિશ્વ છે, આ આકાશગંગા-વિશ્વમાં સૂર્ય જેવા ૧૦૦ અબજ તારા હોવાની સંભાવના છે, એ બધા તારા લીટાઈને બેઠેલા નથી. એકબીજાથી ઠીક ઠીક દૂર આવેલા એ બધા તારા આકાશગંગાવિશ્વના કેન્દ્રની આજુબાજુ ફર્યા કરે છે. આકાશગંગાવિશ્વનો આકાર ફૂલેલી પુરી જેવો છે. આ વિશ્વનો વ્યાસ એક લાખ પ્રકાશવર્ષનો અને જાડાઈ ૧૦૦૦૦ પ્રકાશવર્ષની છે. સૂર્યના પ્રકાશને પૃથ્વી સુધી આવી પહોંચતાં સવા આઠ મિનિટ લાગે છે જ્યારે પાસેમાં પાસેના તારાના પ્રકાશને પૃથ્વી સુધી આવી પહોંચતાં સવા ચાર વર્ષ લાગે છે. આમ એ તારો સવા ચાર પ્રકાશવર્ષ છેટો ગણાય છે. એ અંતરના હિસાબે આકાશગંગાવિશ્વની લંબાઈ જાડાઈ ઘણી ઘણી મોટી છે. વિરાટ એવા આ તારાવિશ્વના કેન્દ્રથી લગભગ ૩૦,૦૦૦ પ્રકાશવર્ષ છેટે બેઠેલો સૂર્ય સેકંડે ૨૦૦ માઈલના ભીમવેગથી વિશ્વકેન્દ્ર પ્રદક્ષિણા કરી રહ્યો છે. આકાશગંગાવિશ્વમાં તારાઓ ઉપરાંત કાળાં ધોળાં વાયુવાદળો પણ આવેલાં છે. એ બધાયે અન્ય તારાઓની પેઠે તારાવિશ્વના ચાકનો ચકરાવો લીધાં જ કરે છે. આકાશગંગાવિશ્વના એક ચકરાવાનો સમય ૨૫ કરોડ વર્ષનો છે.'

આ હતો ૪૦ વર્ષ પહેલાંનો તારાવિશ્વ અંગેનો મનુષ્યનો ખ્યાલ.

ઈ. સ. ૧૯૨૦માં ૧૦૦ ઈંચવાળું દૂરબીન માઉન્ટ વિલ્સન વેધશાળામાં કામ કરતુ થતાં આપણા તારા-વિશ્વની પાર આવેલા કેટલાક જ્યોતિઓ વિષે અગત્યની માહિતી મળી. એ જ્યોતિઓને નિહારિકા-એવું નામ આપવામાં આવ્યું હતું. એ નિહારિકાઓનું સામાન્ય સ્વરૂપ આકાશગંગાવિશ્વમાં આવેલાં સફેદ વાયુ વાદળો જેવું જણાયું હતું : પણ પાછળથી માલૂમ પડ્યું કે એ નિહારિકાઓ આપણા તારાવિશ્વ જેવા જ અનેક તારા, તારાવાદળ, કાળાં ધોળાં વાયુ-વાદળ વગેરેને સમાવતાં તારાવિશ્વો જ છે. આપણા તારાવિશ્વમાં આવેલાં કાળાં ધોળાં વાયુવાદળોને પણ નિહારિકા કહેવામાં આવે છે : અને તેથી સમજવામાં ગરબડ ન થાય માટે દૂર દૂરનાં તારાવિશ્વોને 'અગાંગ નિહારિકાઓ' અને આપણા તારાવિશ્વનાં વાયુવાદળોને 'ગાંગ નિહારિકાઓ' એવાં નામે આપવામાં આવ્યાં.

આપણા તારાવિશ્વની બહારનાં તારાવિશ્વોની શોધ એક શકવર્તી શોધ હતી. ૧૦૦ ઇંચના દૂરબીનની ખાસ કામગીરી આવાં તારાવિશ્વો વિષે વધુ ને વધુ માહિતી મેળવવાની હતી. માહિતી મેળવવાના એ ઉપક્રમમાં એક નવી શોધ રૂપપટી પ્રકારના રૂપવિકારી

તારાના ઉપયોગ વિષે થઈ. તેજની ભરતીઓટ દાખવનારા તારાઓને રૂપવિકારી તારા કહેવામાં આવે છે રૂપવિકારી તારાઓના પણ જુદા જુદા પ્રકાર છે, એ પૈકીનો એક વૃષપર્વા તારાપ્રકાર છે. આ પ્રકારના તારાઓની એક ખાસ વિશેષતા એ છે કે જે તારાઓના તેજવિકારનો સમય એક સરખો છે તે બધા એક સરખા તેજસ્વી તારા છે, વૃષપર્વા પ્રકારના તારા આપણા તારાવિશ્વ ઉપરાંત બીજાં તારાવિશ્વો( અગાંગ નિહારિકાઓ )માં પણ આવેલા છે. તેજવિકારની દૃષ્ટિએ હિસાબ માંડી જોતાં આવા તારા ધરાવતાં તારાવિશ્વોનાં અંતર શોધી શકાયાં છે. આપણા તારાવિશ્વની પારેનું એક તારાવિશ્વ દેવયાની નિહારિકાનું છે. ૧૦૦ ઈંચના દૂરબીન દ્વારા સાંપડેલી માહિતીના આધારે એનું અંતર ૭ લાખ પ્રકાશવર્ષનું આંકવામાં આવ્યું હતું. એટલું જ નહીં પણ એના જેવી બીજી અનેક અગાગ નિહારિકાઓનો પત્તો મેળવી શકાયો હતો આ બધી નિહારિકાઓ એક યા બીજા પ્રકારનાં અબજો તારા સમાવતાં નાના યા મોટા તારાવિશ્વો છે અને એકબીજાથી લગભગ ૨૦ લાખ પ્રકાશવર્ષ દૂર આવેલા છે.

આ હતી ઈ. સ ૧૯૨૫ સુધીની ખગોળવિષયક દૂરબીનની દર્શનસિદ્ધિ ૧૦૦ ઈંચના દૂરબીન વડે અનંતના ઊંડાણમાં પચાસ કરોડ પ્રકાશવર્ષ છેટે બેઠેલી આકાશી જ્યોતિનાં દર્શન કરી શકાયાં છે. એની દૃષ્ટિની આ અંતિમ મર્યાદા છે. આ દૃષ્ટિમર્યાદાને છેડે આવેલી નિહારિકાઓના દર્શન સ્પષ્ટ થતાં નથી અને તેથી એમની રચના તેમ જ ગતિવિધિના વિધાનો સંપૂર્ણ રીતે શુદ્ધ ન હોવાનો પૂરો સંભવ છે. એકાદ ઉદાહરણ લઈ આ વાતની સ્પષ્ટતા કરીએ.

અગાગ નિહારિકાઓના પ્રકાશનું પૃથક્કરણ કરતાં જણાયું છે કે નિહારિકાનું આપણાથી જેમ અંતર વધુ તેમ એનો આપણાથી દૂર જવાનો ગતિવેગ પણ વધારે છે. ૧૦૦ ઈંચ દૂરબીનની દૃષ્ટિમર્યાદા- પર આવેલી નિહારિકાઓના વેગ દર સેકંડે ૨૪,૦૦૦ માઈલ હોવાના જણાયા છે. આકાશમાં ક્ષણવાર ચમકી ભગીને વિલુપ્ત થઈ જતી ઉલ્કાનો વેગ દર સેકંડે ૩૦ માઈલ જેટલો છે. પૃથ્વી સૂર્યની આસપાસ દર સેકંડે ૧૮½ માઈલના વેગથી દોડે છે. સૂર્ય વિશ્વકેન્દ્રની આજુબાજુ દર સેકંડે ૨૦૦ માઈલના વેગથી ચકરાવો લે છે. આ બધ ના હિસાબે ઉપર્યુક્ત નિહારિકાઓના વેગ કેટલા પ્રચંડ ગણાય ?

એ વેગ સાચા માની લઈએ તો શું અનુમાન બાંધી શકાય ?

નિહારિકાઓ એક બીજીથી દૂર ને દૂર અવકાશમાં સરકતી જાય છે તે બધી કોઈ પુરાતન સમયે એક બીજાની સાવ નજદીક હશે જ હશે: અને એક-કાળે એ બધી એક જ સ્થળે ભેગી હોવી જોઈએ. ભેગા હોવાનો સમય, આજની ઉપર્યુક્ત ગતિના હિસાબે ૨ અબજ વર્ષનો થાય છે.

આ સમય સાચો છે ?

ના. પૃથ્વીની ઉપર પૃથ્વીની અંદરથી મળી આવતાં યુરેનિયમ, થોરિયમ વગેરે તેજરિક્રય તત્વોના આધારે ચારથી પાંચ અબજ વર્ષ જેટલી અંદાજવામાં આવે છે. આ વાતનો મેળ ઉપર્યુક્ત ૨ અબજ વર્ષ સાથે મળતો નથી.

મતલબ કે ગણતરીમાં ક્યાંક ભૂલ થયેલી છે.

એ ભૂલ નિહારિકાઓના અંતરોમાં હોવાનું જણાયું છે ૨૦૦ ઈંચ દૂરબીનની જરૂરિયાત પણ આ કારણે જ ઊભી થઈ હતી. ૨૦૦ ઈંચવાળા દૂરબીનની કામગીરી શરૂ થતાં જ માલૂમ પડ્યું કે અગાંગ નિહારિકાઓના અંતરોમાં ૨ યા ૩ના ગુણકની ભૂલ રહેલી છે. દેવયાનીની નિહારિકા જે અત્યારસુધી ૭ થી ૭૫ લાખ પ્રકાશવર્ષ છેટે આવેલી મનાતી હતી તે હવે ૨૦ લાખ પ્રકાશવર્ષ છેટે બેઠેલી ગણાય છે. આ નવી ગણતરીએ એ નિહારિકાના વ્યાસમાં ૩ ગણો, દળમાં ૩ ગણો અને તેજવિસ્તારમાં ૮




ઘણો ફરક દાખવ્યો છે. મતલબ કે આપણા પોતાના તારાવિશ્વ(આકાશગંગા તારાવિશ્વ)ને બધી નિહારિકાઓમાં સૌથી મોટું તારાવિશ્વ માનવામાં આવતું હતું તે તેનો હક્ક હવે નાબૂદ થઈ ગયો છે. દેવયાનીનું તારાવિશ્વ આપણા તારાવિશ્વ કરતાં પણ મોટું અને વધુ સમૃદ્ધ હોવાનું જણાયું છે.

૨૦૦ ઇંચવાળું દૂરબીન અનંતમાં વધુ ઊંડે સુધી જોઈ શકે છે. એની દષ્ટિમર્યાદાની હદ પર આવેલી નિહારિકાઓના વેગ દર સેકંડે ૩૯,૦૦૦ માઇલના હોવાનું જણાયું છે. વધુ સંશોધનના અંતે આ નિહારિકાઓના વેગ સાચા જ માલૂમ પડ્યા છે. વળી નિહારિકાઓનાં અંતરમાં ૩ના ગુણક જેટલો સુધારો કરવો પડ્યો છે. આ બધાનું સ્પષ્ટ પરિણામ એ આવ્યું છે કે નિહારિકાઓનો ઉત્પત્તિકાળ (બધી નિહારિકાઓની એક જ સ્થળે હોવાની સ્થિતિ) લગભગ ૬ અબજ વર્ષ પહેલાંનો ઠેરવી શકાયો છે; અને આનો મેળ ભૂસ્તરશાસ્ત્રીઓના પૃથ્વીના વય (૪ થી ૫ અબજ વર્ષ) સાથે મળતો આવે છે.

૨૦૦ ઇંચના દૂરબીન વડે નિહારિકાજૂથો વિષે વધુ જાણવા મળ્યું છે. તારાઓનાં જેમ ગુચ્છ હોય છે તેમ નિહારિકાઓનાં પણ ગુચ્છ જોવા મળ્યાં છે. ૧૦૦ ઇંચના દૂરબીન વડે શોધાયેલાં અને વૈજ્ઞાનિકોમાં જાણીતાં થયેલા નિહારિકાજૂથોની સંખ્યા શરૂઆતમાં ૩૦-૪૦ જેટલી હતી. ધીરે ધીરે એ સંખ્યામાં વધારો થતો રહ્યો છે. ૨૦૦ ઇંચવાળા દૂરબીન વડે લગભગ ૨૦૦૦ જેટલાં નિહારિકા જૂથ હોવાનું જણાયું છે. વધુ આશ્ચર્યની વાત એ છે કે આ જૂથોમાં આવેલી નિહારિકાઓ અન્ય મોટી મોટી નિહારિકાઓની પેઠે વિરાટકાય પણ હોવાનું જણાયું છે.

૨૦૦ ઇંચવાળા દૂરબીન વડે અનંતના દૂરત્વનાં જે દર્શન કરી શકાયાં (ખરી રીતે ફોટો છપાયો) છે તે દૂરબીન દૃષ્ટિના સીમાડા પર બેઠેલા એક નિહારિકા-જૂથનાં જ દર્શન છે. આ નિહારિકાજૂથ આપણાથી લગભગ બે અબજ પ્રકાશવર્ષના અંતરે આવેલું છે. આ અંતર આજ સુધીમાં મેળવાયેલાં અન્ય નિહારિકાઓનાં અંતર કરતાં સૌથી વધુ છે. અને તેથી સ્વાભાવિક છે કે એ નિહારિકાજૂથમાંથી નીકળેલા પ્રકાશનું પૃથક્કરણ કરી એનો વેગ શોધવામાં ગણતરીની ભૂલ રહેવાનો સંભવ રહે. વૈજ્ઞાનિકો માને છે કે બે અબજ વર્ષ છેટે આવેલા એ નિહારિકા-જૂથનો અવકાશીવેગ દર સેકંડે ૯૦,૦૦૦ માઇલનો છે. આ વેગ પ્રકાશના વેગ કરતાં અર્ધો છે. આવો ભારે વેગ પ્રકાશ પૃથક્કરણ યંત્ર દ્વારા ચોકસાઈથી પણ આપી શકાય એવું પણ માનવા આપણે પ્રેરાઈએ, પણ સત્ય હકીકત જુદી છે. દૂર દૂરના અવકાશી પદાર્થોના વેગ માપવા માટે પ્રકાશ પૃથક્કરણ યંત્રમાં તે અવકાશી પદાર્થના વર્ણપટની રેખાઓ લાલ રંગ તરફ કેટલી વધુ સરકતી રહે એનો હિસાબ કરવામાં આવે છે. ઉપર્યુક્ત નિહારિકાજૂથમાંથી મળતા પ્રકાશમાં વર્ણપટની રેખાઓ લાલ રંગને વટાવી પારલાલ (ઇન્ફ્રારેડ) તરફ ચાલી જાય છે અને આ ઇન્ફ્રારેડની છાપ ફોટોગ્રાફી વડે મેળવી શકાતી નથી. ફોટોગ્રાફની પ્લેટ પારલાલ રંગનું પ્રતિબિંબ ઝીલવામાં અસમર્થ છે.

પણ આ થઈ કેટલીક નવી બાબતોની વાત. દૂરબીનો અને બીજાં યંત્રે દ્વારા અનેક બાબતો શોધાતી રહે છે. અને તે કારણે એ બધી બાબતોનો નવી બાબતો સાથેના કાર્યકારણનો મેળ પણ મેળવાતો રહે છે. આથી કરીને જૂની બાબતોને અનેક દૃષ્ટિએ પણ ફરી ફરીને ચકાસવાના પ્રસંગો ઊભા થાય છે. ક્યારેક વળી અમુક બાબતો પોતે જ સમસ્યારૂપ બની જટિલતા ઊભી કરતી હોય છે. ઉ. ત. તારાઓ બંધાય છે શાથી? એ પ્રકારનો એક પ્રશ્ન છે. વળી તારાઓ શા કારણે ચમકે છે એ એવો જ બીજો પ્રશ્ન છે. જેના ઉત્તર માટે ખગોળશાસ્ત્રીઓ અન્ય વૈજ્ઞાનિકોની પણ સહાય મેળવે છે. તારાઓનાં ચમક, ઉષ્ણતામાન અને રાસાયણિક બનાવટ વગેરેમાં ફરક પડે તો તારાનું સ્વરૂપ કયો વળાંક લે? એ પણ

એવો જ રહસ્યભર્યો એક પ્રશ્ન છે. તારાઓ ઘરડા થતા જાય છે ખરા? એ પ્રક્રિયા કઈ રીતે સાકાર બને છે તેની તેમજ નવા તારા જન્મતા હશે કે કેમ તેની જાણકારી મેળવવાની આપણી જિજ્ઞાસા, જૂના જમાનાના વિજ્ઞાઓની એ વિષેની તમન્ના જેટલી જ છે. તારાઓના પ્રચંડતેજસ્રોનું કારણ પરમાણુ સંઘટન અને વિઘટનની પ્રક્રિયાઓ દ્વારા હવે દુનિયા સમથી જાહેર થઈ ગયું છે. અને તે દ્વારા તારાઓના ચમક ઉષ્ણતામાન, રાસાયણિક બનાવટ વગેરે અંગે નવી દૃષ્ટિએ વિચારી શકાયું છે.

એક ઉદાહરણ દ્વારા ઉપર્યુક્ત બાબત સમજવાનો આપણે પ્રયત્ન કરીએ.

પરમાણુમાંથી શક્તિ પ્રકટાવવી હોય તો એ પરમાણું તૂટે છે અને શક્તિનું વિકિરણ કરે છે. સૂર્ય અને તારાઓમાંથી મળતી ગરમી આ પ્રક્રિયાને આભારી છે. સૂર્યની સપાટીનું ઉષ્ણતામાન ૬૦૦૦ અંશ સેન્ટિગ્રેડ છે અને તેથી ઉપર્યુક્ત પ્રક્રિયા સૂર્ય યા તારાની સપાટી પર નહીં પણ તારાના પેટાળમાં, કેન્દ્રભાગે થતી હોવી જોઈએ એમ સ્પષ્ટ સમજાય એવું છે.

પણ તારાના પેટાળમાં આટલી ગરમી પેદા થાય શી રીતે? તારા તો વાયુ દ્રવ્યના જ બનેલા છે ને?

વાત સાવ સાચી છે કે તારા વાયુદ્રવ્યના બનેલા છે. ધૂળ અને વાયુનાં પ્રચંડ વાદળોમાંથી તારા બન્યા છે. તારાનું રૂપ પામવા એ વાદળોને સંકોચાવું પડ્યું છે. તારાના રૂપમાં એ વાદળો પલટાઈ જતાં વાદળોમાંનો વાયુ ગરમ થાય છે અને તેથી તારો ચમકવા લાગે છે. આપે ચમકતે તારામાં સૌથી વધુ પ્રમાણમાં કોઈ વાયુ હોય તો તે હાઈડ્રોજન વાયુ છે. તારો બંધાય છે ત્યારે એનો ૯૦ ટકાથી વધુ ભાગ હાઇડ્રોજનવાયુનો હોય છે તારો જેમ વધુ ને વધુ સંકોચાતો જાય છે તેમ એની સપાટીનું ઉષ્ણતામાન વધુ ને વધુ ઊંચું થતું જાય છે. આ બધી પ્રક્રિયા દરમિયાન તારાની સપાટી પરથી ગરમી અને પ્રકાશના રૂપમાં શક્તિ બહાર વહી જાય છે. એ શક્તિનો પૂરવઠો પૂરો પાડવાનું કામ તારાનું કેન્દ્ર કરે છે. ત્યાં હાઈડ્રોજનના પરમાણુ તારાદ્રવ્યના દબાણ હેઠળ તૂટી શક્તિનો ધોધ વહાવતા હોય છે.

પણ શક્તિ ઉત્પાદનનું આ કાર્ય બધા તારાઓમાં એક સરખું થતું નથી. સૂર્ય જેટલા જ દળવાળા તારાઓનાં બહારની સપાટીનાં ઉષ્ણતામાન ૬૦૦૦ અંશ સેન્ટિગ્રેડ હોય છે જ્યારે સૂર્યથી ૫૦ ગણા દળવાળા તારાની સપાટીનું ઉષ્ણતામાન ૩૦,૦૦૦ અંશ સેન્ટિગ્રેડ હોય છે. સૂર્ય જેવા તારા પીળા રંગના તારો છે જ્યારે આવા મોટા તારા નીલા રંગના હોય છે. નીલો રંગ ઊંચા ઉષ્ણતામાનનો દ્યોતક છે.

આ થઈ તારો બનવા વિષેની પ્રાથમિક સ્થિતિ.

હવે આવે છે એના ઠંડા થવાની વાત.

આપણે જોયું કે તારો સંકોચાતો જાય છે તેમ એ ગરમ થતો જાય છે, અને ત્યારે એ વધુ ને વધુ શક્તિનું વિસર્જન કરતો રહે છે. પણ આ વિસર્જનની ક્રિયા તારાના પેટાળમાં ઉત્પન્ન થતી સર્જનક્રિયા પર આધાર રાખે છે પેટાળમાં શક્તિ પેદા કરવા હાઈડ્રોજન વાયુને બળવું પડે છે. તારાનું બળતણ ઓછું થાય છે તેમ તારો સંકોચાતો જઈ વધુ ને વધુ ગરમ બને છે. પણ લાંબે સમયે ઇંધનદ્રવ્ય ઓછું થતાં તારાની સપાટી ફૂલી પડવા લાગે છે અને ત્યારે તારાની સપાટી સંકોચ પામવાને બદલે વિસ્તાર પામવા લાગે છે, આમ થતાં શક્તિવિકિરણ ખૂબ જોરથી ચાલે છે. પરિણામે પેટાળમાં ઉત્પન્ન થતી શક્તિ કરતાં વધુ શક્તિ તારો ગુમાવે છે. આમ કેટલોક સમય વહી જાય છે અને ત્યારે પાછી ઊંધી પ્રક્રિયા શરૂ થાય છે. વધુ શક્તિનું વિકિરણ થતાં તારાની સપાટીનું ઉષ્ણતામાન વધવા માંડે છે અને ત્યારે શક્તિનો સ્રોત ઘટવા માંડે છે. આખરે એવી પરિસ્થિતિ આવે છે કે બળતણ ઓછું થઈ જતાં તારો ઝાંખો પડી જાય છે. આ છે તારાઓના ઝાંખા પડવાની વાતનું સામાન્ય માણસને સમજાવવા પૂરતું સ્થૂળ વર્ણન.





પણ આપણી વાતનો મુખ્ય મુદ્દો ઉપર્યુક્ત ઘટનાને આધારે ખગોળશાસ્ત્રીઓ શાં અનુમાન તારવી શક્યા છે તે અંગેનો છે.

સર્વ પ્રથમ અનુમાન એ છે કે ૫ અબજના આયુષ્ય-વાળા ઘણા તેજસ્વી અને અત્યંત ગરમ તારા આજે જોવા મળે તેમ નથી. એમણે પોતાના હાઈડ્રોજન દ્રવ્યનો અતિ ઉતાવળે નાશ કર્યો છે અને તેથી આજે તેઓ અપ્રકાશિત અવસ્થામાં કાળા તારારૂપે અવકાશમાં ગતિ કર્યા કરે છે.

બીજું અનુમાન આપણને ખૂબ પ્રકાશિત દેખાતા વૃદ્ધ તારાઓ અંગેનું છે. આ પ્રકારના તારા વચલા પ્રકારના તારા છે. એ બધા સૂર્ય કરતાં ૧૦૦૦ ગણા તેજસ્વી છે પણ એમની સપાટીના ઉષ્ણતામાન ખૂબ નીચાં છે અને તેથી, ઉપરયુક્ત અતિ તેજસ્વી અને અતિ ગરમ તારાઓની પેઠે તે અદૃશ્ય થઈ ગયા નથી. આ પ્રકારના તારાઓમાં ઠંડા લાલ વિરાટ તારા છે.

ત્રીજું અનુમાન સૂર્યના ગરમ થવા અંગેનું છે. સૂર્ય ધીરે ધીરે વધુ ને વધુ ગરમ થવાની સ્થિતિમાં પહોંચી ચૂક્યો છે. પૃથ્વીનું વાતાવરણ ધીરે ધીરે ગરમ થતું જાય છે. બરફના પ્રદેશોમાં પહોંચવાનું શક્ય બનવા માંડ્યું છે વગેરે આના પૂરાવા છે. પણ એ પૂરાવા ભડકાવા માટે નથી. અતિ ઉત્તપ્ત બની પૃથ્વીને શેકી નાખે એવું સૂર્યસ્વરૂપ સરજાવાને હજી અનેક લાખ વર્ષ લાગશે.

ચોથું અનુમાન સૂર્યની પડોશમાં જ નવા તારા બંધાઈ રહ્યાની ભાળ મળ્યાનું છે. તારા વાયુ વાદળોમાંથી બને છે. અગાંગ નિહારિકાઓમાં આવાં વાદળ છે જ પણ એ તેમના કેન્દ્રભાગે નથી. આથી કલ્પી શકાય કે નિહારિકાના છેડા પરના તારા નવા છે જ્યારે કેન્દ્રભાગના જૂના. આમ બે પ્રકારની તારાધારાની વાત જન્મ લે છે. ૨૦૦ ઇંચના દૂરબીન વડે મેળવા-યેલી આ બાબતોનો પરમાણુશાસ્ત્રનાં સંશોધનો સાથે મેળ મેળવવામાં આવે છે. તારવિશ્વો અને બીજા આકાશી પદાર્થોની બનાવટ અંગે તેમજ બીજી બાબ-તોના સંશોધન અર્થે અનેક દૂરબીનો કામ કરી રહ્યાં છે. હવે પછીનાં થોડાં વર્ષોમાં એમની શી કામગીરી રહેશે એની વાત અલગ લેખ દ્વારા વિચારીશું.

☆

'સરોદ'

## વસમું વેણ

વેણ વાગ્યું, વેણ વાગ્યું,
મારું જ પેલું જીવતર જાગ્યું,
હો વસમું વેણ વાગ્યું, વેણ વાગ્યું.

અંતરસલીલ શાંત સૂતું 'તું, શબ્દનો
ફેંકી કંકર કોઈ ભાગ્યું;
કોણ હતું ? કેમ જતું ? ઊર્મિઆંદોલનોએ
અન્ય પ્રતિબિંબ સાવ ત્યાગ્યું.
હો વસમું વેણ વાગ્યું, વેણ વાગ્યું.

વાગ્યું એ ધ્રુવજીને માતાને બોલ,
પિતાબોલે પ્રહલાદજીને વાગ્યું;
નરસીં મે'તાને વાગ્યું ભાભીને બોલ,
એ વાગ્યું એવું હૈયું પરાગ્યું.
હો વસમું વેણ વાગ્યું, વેણ વાગ્યું.

વસમું આ વેણ ગયું હૈયું મારું શું કયી ?
એણે જીવન સારું દાગ્યું;
એકાંતે શાંત મને હૈયું મારું જ વદે,
વેધક એ વેણ બહુ લાગ્યું.
હો વસમું વેણ વાગ્યું, વેણ વાગ્યું.

☆



રતિલાલ 'અનિલ'

# ટેલિફોન-અભિનેતા

ગુજરાતી લેખકોમાં હાસ્ય અને કટાક્ષનું નિબંધ સાહિત્ય લખનાર બહુ ઓછા લેખકો છે તેમા આ લેખકની ગણના થાય ઊર્મિના દિવાળી અંક માટે ખાસ લખાયેલ આ લેખમા જે નિબંધ શૈલી મળે છે તે દરેકને રુચશે...

અભિનય વિશે સામાન્યપણે આપણે એમ માની લીધું છે કે તે તો નાટ્યપ્રયોગ અને ફિલ્મોમા થાય અને જોવા મળે, આ સૂઝ ખોટી નથી. જેમકે કોઈ મોટા કુટુંબને તેના વડીલના નામે ને કામે ઓળખીએ એ વ્યવહાર છે છતાં તે કુટુંબમા બીજાઓ પણ હોય છે જ, અને કોઈ કોઈ વાર મુખ્ય-વડીલની ગેરહાજરીમાં તેમને પણ મળવાનો પ્રસંગ સાંપડે છે અને ક્યારેક વિવેક ખાતર તો ક્યારેક તેમનામાં પણ રસ પડતાં તેમનોયે પરિચય સાધવો રહે છે. આમ અમે પણ અભિનયકુટુંબના એક નાનકડા સભ્ય સાથે રસ પડતાં પરિચય કર્યો અને હવે તો તેમાં અમને રંગભૂમિ અને રજતપટના અભિનેતા કરતાં વિશેષ રસ પડ્યો છે.

આનુ એક કારણ એ પણ હોઈ શકે કે અમે ગુજરાતી છીએ અને ઉદાર ગુજરાતી પણ થોડો ઘણો કરકસરીઓ અને પોતાની આર્થિક ગુંજાયશનો વિચાર કરનારો હોય જ છે તેમા વળી અમારી આર્થિક ગુંજાયશ ઓછી એટલે કે ટકાઉપણામાં વધુ માનનારી (ચિંતા કરનારી) એટલે બીજાં અભિનયોનાં દર્શન પાછળ જે સમય, શક્તિ અને વિશેષ તો નાણા—તે સાથે સૂક્ષ્મ રસિકતાની છાપ ખર્ચાય છે અને તેથી ઘસાતા જવાનો ભય ઉત્પન્ન થાય છે. તેમ ન થવા દેતાં અભિનયદર્શન સાથે વ્યવહારુ ટકાઉપણું ચાલુ રહે એ દૃષ્ટિએ અમને ટેલિફોન-અભિનેતા વિશેષ પ્રિય, રોચક અને કેળવ અવેતન નીવડ્યો છે.

અભિનયનું એવુ છે કે, અભિનેતા પોતાને જ બનવાનું હોય અને દર્શક પણ પોતે જ હોય ત્યારે જ તેમા વિશેષ રસ પડે છે. આથી આત્મનિરીક્ષણની શક્તિ વધે છે, પોતાનું માપ કાઢી શકાય છે તે સાથે સહિષ્ણુ અને સહૃદય દર્શક થવાની કેળવણી પણ આપોઆપ જ મળે છે. અને અભિનયક્ષેત્રે વિશેષ જરૂર સહૃદય દર્શકની છે.—

પુરુષને શું કે સ્ત્રીને શું, બન્નેને કેટલુંક અભિનય દર્શન ફરજિયાત જ છે. ઈશ્વરે માણસને માથે વાળ આપીને બહુ મોટો ઉપકાર કર્યો છે. વાળને કારણે પ્રત્યેકને દરરોજ એક કે તેથી વધુ વાર અરીસા પાસે જવુ જ પડે છે અને સ્વાભાવિકપણે કેટલોક અભિનય કરવો જ પડે છે. હવે હાથે જાતે દાઢી મૂંડનારો અરીસા સામે ગંભીરપણે જે કંઈ અભિનય કરે છે એમાં સાહજિક અભિનય કેટલો ઉચ્ચ કક્ષાનો હોય છે! અનેક પ્રકારની મુખમુદ્રા કરવી, સીધું જોવું, આડું જોવું, આ તરફ આડું જોવુ, તે તરફ આડું જોવું, ઊંચે જોવું, નીચે જોવું, હોઠ ઊંઘડવા મથતા હોય તોય બળજબરીથી ભીડી રાખવા. હોઠની જમણી બાજુના ખૂણાની ખાચમાના વાળ બરાબર નીકળી જાય તે માટે ઔષ્ઠ યુગલને ડાબી બાજુએ ભીડીને ખસેડવું, તેમ જમણી બાજુએ પણ ખસેડવું—આવો તો અનેક પ્રકારનો અભિનય કરવો પડે છે અને જો તેનું ગંભીરતાપૂર્વક નિરીક્ષણ કરવામાં આવે તો તેમા કેવા ઉત્તમ પ્રકારનો અભિનય રહ્યો છે તે જણાઈ આવ્યા વિના, અનુભવાયા વિના રહે નહી.

આ જ રીતે બહેનો પણ વાળ ઓળતા, અંબોડા ગૂંથવા અરીસા સામે, ખાસ તો નિરાંતે બેસે છે, ત્યારે, તેમની અભિનય-શક્તિ ઉપરાંત દર્શનરુચિ કેટલા ઉત્તમ પ્રકારની છે તે સાનંદાશ્ચર્ય જોવા મળે છે, તેમાંય તેમના સિવાય અન્ય કોઈ દૃષ્ટા કે દર્શકની હાજરી ન હોય ત્યારે એમની શક્તિ પૂર્ણપણે પ્રગટે છે, પણ જો તે વખતે માત્ર તેને પ્રિય એવી પુરુષ વ્યક્તિ જ હાજર હોય તો એ અભિનયમા સૂક્ષ્મ અભિવ્યક્તિ અને રસોદ્રેકની માત્રા અતિશય વધી જાય છે અને પુરુષ પાસે વાદ વાદ તો નહીં પણ બીજા કોઈક શબ્દો, જેમાં 'તારા કે અભિ-

નયને હું પુરસ્કારું છું ' એવો પ્રગટ સંકેત હોય એવા શબ્દો બોલાવે છે અને તેને પરિણામે મંદ-સુમંદ, મધુર હાસ્યની નિષ્પત્તિ થાય છે.

આમ છતાં આ અભિનયની મર્યાદા છે, કેમકે એ કેવળ ઉત્તમ ,પ્રકારનો અભિનય છે. ઉત્તમ સાથે મર્યાદા સંલગ્ન જ હોય છે. રામ માત્ર પુરુષોત્તમ નહીં, પણ મર્યાદા પુરુષોત્તમ હતા એ જાણીતું છે.

પણ ટેલિફોન–અભિનેતા કે અભિનેત્રીનો અભિનય વિશેષ વ્યાપક હોઈ, તેમાં અન્ય રસોની નિષ્પત્તિ થવાથી તે વિશેષ રોચક અને દર્શનક્ષમ નીવડે છે.

અરીસા સામેનો અભિનય એ બહુધા આંખનો જ વિષય બની રહે છે, અલબત્ત, અંધની દર્શનશક્તિ જતાં તેની સ્પર્શ–શક્તિ અને શ્રવણશક્તિનો અસાધારણ વિકાસ થાય છે તેમ, અરીસા સામેનો અભિનય જોનારની બીજી એવી શક્તિનો અનાયાસે વિકાસ થતો હોવાનો સંભવ છે ખરો; પણ ટેલિફોન–અભિનેતા આંખ સાથે કાનનો વિષય પણ બનતો હોવાથી બેવડો રુચિકર નીવડે છે. અરીસા સામેના અભિનયમાં અભિનેતાને જાતને પંપાળવાની અને તે સાથે સાથે જાળવવાનીયે હોય છે, આથી તે અભિનય કરતાં પોતાના વિશે વધુ સભાન હોય છે, આથી પૂર્ણપણે અભિનયકળાને ખીલવી શકતો નથી, જ્યારે ટેલિફોન–અભિનેતાને માત્ર રીસીવર જ પંપાળવાનું અને જાળવવાનું હોવાથી તેમાં તે ઠીક ઠીક ફ્રી—મુક્ત રહે છે. બીજાને પંપાળવા–જાળવવાની વાત જ એવી છે કે એમાં મુક્તતા આવી જ જાય છે.

અમારા એક મિત્ર આમ તો આખા દિવસમાં એક સાથે લગાતાર અને તેય મોટેથી હસતા નથી, અરે મરક મરક પણ હસ્યા કરતા નથી, આમ છતાં જ્યારે તેઓ ટેલિફોન કરે છે અને ઠીક ઠીક સમય સુધી ટેલિફોન કરે છે ત્યારે કટકે–કટકે એટલું બધું હસે છે કે બધું કામ છોડીને તેમને ટેલિફોન કરતા જોવા અને સાંભળવા તૈયાર થઈ જવું પડે છે; બલકે તૈયારી કરવી જ પડતી નથી; આપો આપ જ કામ છૂટી જાય છે અને મોઢું તેમની દિશામાં ફરી જાય છે.

એમ તો ટેલિફોન ઓપરેટરને તેઓ નંબરની સૂચના અત્યંત ગંભીરતાપૂર્વક આપે છે, કોઈવાર આખો આંકડો જ કહી દે છે તો કોઈ વાર એકમ, દશક, સો, હજાર એવા અનુક્રમે નહીં પણ હજાર, સો, દશક અને એકમના આંક અનુક્રમે કહે છે. અલબત્ત આનો અર્થ એવો નથી કે તેઓ હજારના આંકડાવાળાને જ ટેલિફોન કરે છે!

નંબર મળી જતાં અત્યંત મૃદુ સાદે વાત શરૂ કરે છે, કોઈ વાર એકાએક અતિ–ગંભીર થઈને સામેની વ્યક્તિને તેમનો ટેલિફોન નંબર પૂછે છે અને પછી વધારેપડતા ગંભીર થઈને ટેલિફોન ઓપરેટરને અનુભવવૃદ્ધ વડીલની અદાએ ઠપકારે છે. ફરી આગલી ક્રિયા ચાલુ થાય છે. ફેર માત્ર એટલો કે એ વખતે સામેની વ્યક્તિનો ટેલિફોન નંબર પહેલાં પૂછી લે છે અને પછી જ વાતચીત શરૂ કરે છે. પછી છાપાના પ્રકાશકો વર્ષે એક વાર સરકારની જાણ ખાતર જે વિગતો જાહેર કરે છે અને જણાવે છે કે, ' હું છાપાલાલ પસ્તીભાઈ, આથી જાહેર કરું છું કે મારી જાણ પ્રમાણે આ બધું બરાબર છે ' તેમ તેઓ જાહેર કરે છે, ' હું રમેશભાઈ, જી હું પોતે રમેશભાઈ ગજ્જરવાળા, હા જી હું પોતે વાત કરું છું ' આવો સાક્ષીના પીંજરામાં કરવાના અભિનયના નકનો અભિનય કરે છે અને પછી તરત મોઢું મલકાવી અત્યંત મૃદુ સાદે, બોલમાં અપૂર્વ ( એ પહેલાં ન હતી તેવી ) મીઠાશ લાવી, ' કે...એં'..મ...છો...અ ...હઁ..અ્...આહા! હા, હા, જી, સરસ...! એ તો એમ છે ને.. શું? હેંઅ્! ઓહ...ઠી...ઠી ...ક!' આમ શરૂઆત થાય છે. નાટકની શરૂઆતમાં જેમ રાબેતા મુજબ પ્રાર્થના થાય, મુખ્ય નટી સૂત્રધારને પૂછે: આજે કયો નાટક ભજવવાનો છે અને સૂત્રધાર એકધારી રસમથી ખુલાસો કરે એ પ્રમાણે એમના ટેલિફોન–અભિનયની શરૂઆત લગભગ ઉપર જણાવ્યા પ્રમાણેની સરખી હોય છે. માત્ર ટેલિફોન–

ઓપરેટર પાસે નંબર માગતી વખતે કે સ્ટેશન માસ્તરને ગાડીનો સમય પૂછતી વખતે એવી શરૂઆત થતી નથી વા ટેલિફોનો અભિનયક્ષમ ગણાતા નથી એ તો દેખીતું છે. બધાં જ નાટકો કંઈ તખ્તાલાયકી ધરાવતા હોય એવું બને નહીં તેમ એવા ટેલિફોનો નાટકની વસ્તુ હોતા જ નથી.

અમને લાગે છે કે એમને હસવા માટે અને કેટલાક ડાયલોગ પાકા કરવા માટે જ ઘણીવાર ટેલિફોન કરવા પડે છે, અને એમાં જ અભિનયના ખરેખરાં દર્શન થાય છે.

હમણાં ફિલ્મમાં એવી ટેકનિક નીકળી છે કે, એક પાત્ર એક ધ્રુવપદ ગાતું હોય ત્યારે પાંચ-પંદર જણા કે જણી ઓહહો...હા, હા, આ...હા...શૈલીની કોઈ બીજી જ પંક્તિ ગાતાં હોય છે, આવું ટેલિફોનમાંયે બને છે. એ ભાઈ ટેલિફોનમાં વાત-કરતા હોય કે સાંભળતા હોય ત્યાં સામેથી બોલનારના અવાજ સાથે એકાએક બીજા કોઈનો ધડાધડ બોલવાનો અવાજ આવવા લાગે છે, વા મોટરના હોર્ન કે ઘંટડીનું પાર્શ્વસંગીત શરૂ થઈ જાય છે. આથી એમના અભિનયમાં અણધાર્યો પલટો આવે છે, ઘંટડી દબાવે છે, 'ડિસ્ટર્બ!' બોલ્યે રાખે છે અને પછી ફરીથી હળીને વાર્તાલાપ શરૂ કરે છે ત્યારે વન્સમોર થયા જેવું લાગે છે.

વાર્તાલાપ દરમ્યાન મોઢું પહોળું થવું, આંખો ઝીણી થવી, હોઠ ભીડાવા, ઊઘડવા, કપાળે કરચલી પડવી-ખૂલી જવી, ડોકું ઊંચું કરવું વળી નમાવી દેવું-વાર્તાલાપ દરમ્યાન કોઈ પ્રોમ્પ્ટીંગ કરતું હોય તેને જમણા હાથથી ચૂપ રહેવા ઈશારત કરવી, કદીક મુઠ્ઠી વાળવી, ટેબલ પર પડેલી ચીજને હાથમાં લેવી, ઊંધી મૂકવી, ફરી ચત્તી કરવી, પડતી મૂકવી, બોચી ખંજવાળવી, પગ પહોળા કરવા, સંકોરવા-આદિ મુવમેન્ટ સ્ટેજ બીઝનેસ ચાલુ જ હોય છે. અભિનય મૂક બને છે ત્યારે મુવમેન્ટ જરૂરી બને છે એ ટેલિફોન-અભિનેતા બરાબર જાણે છે. વળી એમ કરતાં 'ટેલિફોન ચાલુ રાખજે' એવી સૂચના સાથે રીસીવર પર હાથ રાખી રસસંક્રાંતિ-ભાવસંક્રાંતિ કરીને ઘરનાંને કે નોકરને બોલાવી કેવળ અધીરાઈથી, કેવળ ગતિના નિયમને વશ થઈ ન સમજાય એવા બે-પાંચ પ્રશ્નો સામટા જ ટૂંકમાં પૂછી નાખે છે, જવાબ આપનાર માંડીને કહેવાની અરજ કરે છે તે વચમાંથી જ અટકાવીને ફરી ધડાધડ પ્રશ્નો પછી જવાબ મેળવે છે, જરા જવાબ મળ્યો કે, 'બરાબર!' આનું શું? તેનોયે જવાબ અધોંપધોં મેળવી વધુ ખુલાસો કરનારને મોઢે આંગળી મૂકીને ઈશારત કરી ચૂપ કરી રીસીવર પરનો હાથ ઉપાડીને એકાએક રસસંક્રાંતિ-ભાવસંક્રાંતિ કરીને 'પતુભાઈ! વાત જાણે એમ છે કે-' થી શરૂઆત કરીને 'ચોક્કસ!' 'અરે એમાં તે કહેવાનું હોય?' 'ત્યારે શું મારા ભાઈ!' 'હા, હા, જી, જી, ના-ના, હા, હાજી, હૅં, હેં! ઓહ, ઠેકચું ...ટા...ટા...' આવી પરંપરાથી ટેલિફોન અભિનયનો અંત આવી જાય છે. પછી અભિનેતા માણસ બની જાય છે!

કેટલાક અભિનય માટે ગંભીરતાથી પૂર્વ તૈયારી કરવી પડે છે તેવું પણ આવા અભિનયમાં યે બને છે. ખાસ કરીને એ મિત્રને કોઈ વાર બહારથી-રાત્રે ઘરે ટેલિફોન કરવાનો હોય છે અને સૂચવવાનું હોય છે કે 'આજે જમવા ટાણે મારી રાહ જોશો નહીં, હું જરા મોડો આવીશ' ત્યારે તેમને ઠીક ઠીક પૂર્વતૈયારી કરવી પડે છે. એ સૂચનાને ગૌણ સ્થાન આપવા માટે તે પહેલાં બીજી કંઈ કંઈ ક્ષુલ્લક બાબતો પૂર્ણ ગંભીરતા અને ગૌરવ તથા માયાળુપણે, હિતચિન્તક તરીકે પૂછવી અને રસની જમાવટ કરવી એ બધું ગોઠવવું પડે છે. સાદમાં કુણાશ લાવવી પડે છે, વચ્ચે ટેલિફોનમાં 'જરા રોકાજો. આ ઉતાવળ કરતા ફલાણા મિત્રને જરા રોકાવા કહું,' એમ કહીને, ટેલિફોન પર હથેળી દાબી અમારી સામે જોઈ ને હસે, આંખ મીચે અને ફરી ગળગળા સાદે ઉતાવળે વાત પતાવી 'હાશ!' કરીને ટેલિફોન મૂકે!

ટેલિફોન પરના અભિનયમાં કુદરતીપણું વધારે હોય છે.





કેમકે સામી વ્યક્તિ તેમને જોઈ જ શકતી નથી. આથી હસતાં હસતાં પણ મુક્કો ઉગામી ગુસ્સાની અભિવ્યક્તિ કરી શકાય છે! આમ એક પાટા પર બે ગાડી ચાલતી જોવાનું અજબ કૌતુક બને છે! તેની રોચકતા વિષે કૈં જ કહેવાની જરૂર નથી. ટેલિફોન પર હસવા સાથે કોઈને જમણા હાથે માથું ખોતરતો, કે બોચી ખંજવાળતો નીરખવો એમાં દર્શકની પણ પરીક્ષા રહેલી છે, કે તે અભિનયનો કેવોક પારખુ છે.

હસી હસીને ટેલિફોન કર્યા પછી તે તરત ધબ્બ દઈને રીસીવર મૂકે, દાંતિયા કરવા લાગે, ગુસ્સો કરે, કંટાળો પ્રગટ કરે અને વળી એકાએક બધું જ અટકાવી ફરી કોઈને મૃદુતાથી ટેલિફોનમાં વાત કરવા લાગે, હસે, ડોક હલાવે, વધારે હસે; ફાંદ હલાવે—ત્યારે અભિનય એટલે શું, એનો કંઈ ગંભીર ખ્યાલ આવે છે.

પ્રહસનો કરુણ રીતે નિષ્ફળ જતાં કરુણાંતિકા બને છે, ગંભીર નાટકમાંયે બહારથી હાસ્યરસ નિષ્પન્ન થાય છે—આવી આવી અનેક પ્રકારની નાટ્યક્ષમતા ટેલિફોન–અભિનયમાં રહેલી છે.

અમને આમ, અભિનયકળામાં ખૂબ રસ પડે છે, અને સરકાર જો ઝટ ટેલિફોન આપે તો, આજુબાજુના મિત્રો, સગાંઓ અને ઘરનાં ટેલિફોન કરે અને તેમનો અભિનય જોતા રહીએ એવો ઉમળકો થાય છે. અમારા શહેરમાં હજી કોલ દીઠ ચાર્જ ચઢતો નથી, એટલે આ શોખ લગભગ બિનખર્ચાળ છે. સમય કાઢવા–બચાવવા, માહિતી મેળવવા આપવા ઉપરાંત અભિનય–નિરીક્ષણ માટે ટેલિફોન એ સસ્તામાં સસ્તું અને ઉત્તમ સાધન છે. આ બાબતમાં અભિનયમાં ખાસ વિશેષ રુચિ નહીં ધરાવનારા પણ સંમત થશે એની અમને ખાત્રી છે, 'હાજી, જી, જી!'



'અકિઞ્ચન'

## બાપકમાઈ

કેવો ગર્ભશ્રીમંત સજ્જન ખરે,
પંચાત ના કૈં કરી,
ફાવી તે મદિરા સદા અનુભવી
તાજી જુવાની થકી;
વૃદ્ધત્વે બસ એ જ, ના ફિકર કૈં,
આરામચેરે પડી
ધુમાડે ભરી ખંડ, ચીરુટ વડે
ફૂંકી દીધી જિંદગી.



રતિલાલ 'અનિલ'

## ચક્કર

કેવો ચઢ્યો છું ચક્કરે—
કેવો ચઢાવું ચક્કરે!
શારડી ગોળ જ ફરે છે
(નિષ્ફળ ગયો હું કેટલો!)
ચોરસ ખીલા સર્જ્યા કરું
(કેવો કરું અન્યાય!)
ગોળ વેહે જોરથી ઠોકી દઉં છું!








બીજે દિવસે પ્રાતઃક્રિયાથી પરવારીને સાહેબ ચોક'ની વાત સાંભળવા બેઠા. તે દિવસે પ્રથમભક્ષક નામે દતિ આ પ્રમાણે વાત શરૂ કરી.

## [૮]. ચૂંટણીવિજયની વાત

દારૂગોળામાં જેમ એટમ બોમ્બ, જમનારાઓમાં જેમ સુરતી, ગાળયુદ્ધવીરોમાં જેમ ભરૂચી તેમ જ નેતાઓમાં શિરોમણી એવા શ્રી ચૂંટણીરાયનાં પ્રાક્રમોની તે શી વાત કરવી ? પહેલાં જેમ બ્રહ્માસ્ત્ર, અગ્ન્યાસ્ત્ર, વરૂણાસ્ત્ર વગેરેથી લડાતા યુદ્ધોના અપાર મહિમાનું ગાન કરતાં કવિઓ થાકતા નહોતા તેમ જ કળિકાળમા સભાસ્ત્ર, પ્રચારાસ્ત્ર, ગાળાગાળાસ્ત્ર વગેરે શસ્ત્રોથી લડાતા ચૂંટણીયુદ્ધનો મહિમા પણ કથાકાર અને શ્રોતા સહુને આનંદ આપે છે. આવા જ એક યુદ્ધની કથા હું આપને કહું છું.

એકવેળા ચૂંટણી નજીક આવતાં ચૂંટણીરાય એમના પક્ષના કાર્યકર્તાઓની ખાનગી મીટીંગમા બેઠા હતા ત્યારે વરસાદ આવતાં ઢીલા થઈ ગયેલા માટીના રોડા જેવા અથવા ખાંડ વધારે પડતાં ઢીલા થઈ ગયેલા પેંડા જેવા એક સભ્યે ઊભા થઈને જણાવ્યું : ભાઈઓ, આ વખતે આપણો પક્ષ ચૂંટાય એવું નથી. આપણે આટલાં વરસ સત્તાસ્થાને રહ્યા છીએ પણ પ્રજાને માત્ર આશ્વાસન સિવાય બીજું કંઈ આપ્યું નથી પ્રજાનો મોટો ભાગ આપણાથી નારાજ છે વળી આ વખતે આપણી સામે ચારચાર મોટા પક્ષો છે. એમાંના એક પક્ષનું નિશાન ઢાલ અને તલવાર છે. એ આપણા વિજયને કાપી નાખવાની જ વાત કરે છે બીજા પક્ષનું નિશાન હથોડી ને એરણ છે. એ આપણને ટીપી નાખવાની તૈયારી કરે છે. ત્રીજા પક્ષના નિશાનમા ધરુ ઉપણતો ખેડૂત છે એ આપણને ઝાટકી નાખવાનું કહે છે. ચોથા પક્ષનું નિશાન ચોટલી છે. એ આપણને બાંધવાનો વિચાર કરે છે આવો પ્રબળ વિરોધ હોવાથી આ વખતે ચૂંટાવાનો વિચાર આપણે થોડા વખત સુધી મુલતી રાખવો જોઈએ.

**એક બાજુ ચોટલી ને બીજી કોર તલવાર**
**ત્રીજી બાજુ હથોડી એરણનો ખરે વાગશે માર !**
**ચોથો ઝાટકી નાખવા કાજે, પૂરી કરે તૈયારી**
**આ ચૂંટણીમાં જરૂર આપણે જઈશુ મિત્રો હારી.**

આ બધું સાંભળીને પક્ષના માણસોના મોં પડી ગયાં. ચૂંટણીરાય ખોખારો ખાઈને કહે તમારે સહુએ આમ ગભરાઈ જવાની જરાય જરૂર નથી. આપણા પક્ષના નિશાન તરીક ધેટાંની જોડી છે એ જનતાનું પ્રતીક છે અને એ જ જનતા આપણને જરૂર જીતાડશે ચૂંટણીયુદ્ધમાં આ વખતે તમે બધા મારું પરાક્રમ જોઈ લેજો.

**કરું હોંશથી શત્રુકેરા, ચક્રવ્યુહનાં ભેદ**
**હરીફ કેરી પ્રચારગોળીમાં જરૂર પાડું છેદ**

ચૂંટણીઓ જનતાના મનોથી જીતાય છે અને જનતાના મન જીતવાની અનેક રીતો છે પહેલા જેમ જીતવા માટે સામ-દામ-ભેદ અને દંડની યુક્તિ અજમાવવામા આવતી હતી એમ હવે પ્રતિબંધ, પક્ષપાત, પ્રચાર અને પોલસન એમ ચાર મુખ્ય ઉપાયો ઉપરાંત બીજા પણ ઘણા રસ્તા છે.





બીજા સભ્યો ચૂંટણીરાયના વચનમાં હજી પણ શંકા રાખતા હતા. એમાંથી એક જણે પૂછ્યું: આપે જે ચાર શસ્ત્રો કહ્યાં તે વિષે જરા વિગતવાર માહિતી આપશો ?

ચૂંટણીરાય કહે : પ્રધાન બન્યા પછી માહિતી આપવાના કામમાં તો હું ચેમ્પીઅન બની ગયો છું. સાંભળો :

**પ્રતિબંધથી, થાય બંધ શત્રુ કેરું નાક**
**ચૂંટણી કેરા જંગમાં કપાય એનું નાક**

શત્રુનું નાસિકાછેદન કરવા-માટે પ્રતિબંધ જેવી છરી એક પણ નથી. આ શસ્ત્ર ખૂબ ભારે છે અને કટોકટીના વખતે જ ઉપયોગમાં લેવાય એવું છે. આપણે સંપૂર્ણ રીતે હારી જઈશું એમ લાગે ત્યારે સહુથી પ્રબળ વિરોધપક્ષ ઉપર કોમવાદ કે તોફાનવાદ અથવા એવું જ કારણ મૂકીને પ્રતિબંધ મૂકી દેવો જોઈએ. આને કારણે ખુરસીવિજેતા બીજી યુક્તિ છે પક્ષપાત.

**પક્ષપાત છે શત્રુપક્ષની સહુથી મોટી ઘાત**
**ચૂંટણી કેરા યુદ્ધમાં સાંભરે તાતના તાત**

પક્ષપાતની વાત આવી છે. સત્તા હાથમાં હોય એના જ કામની આ યુક્તિ છે. સત્તાધારી પક્ષ તરફ સત્તાધીશોને અમુક જાતનો પક્ષપાત બતાવવાની આડકતરી સૂચના આપવામાં આવે છે. આપણે ગમે તેટલી સભાઓ ભરી શકીએ, સરઘસો કાઢી શકીએ કે લાઉડ સ્પીકરો વાપરી શકીએ, પણ બીજા પક્ષોને આ માટે જોઈતી પરવાનગી ના મળે, એમની અરજીઓ પગ કરીને કચરાપેટીમાં પહોંચી જાય, એમની સભામાં ચારે બાજુ પોલિસના સિપાહીઓ જ દેખાયા કરે વગેરે અવરોધોને લીધે એમની પ્રચારગતિ શિથિલ બની જાય.

**ત્રીજી યુક્તિ છે પ્રચાર કેરી, એથી હીણા થાયે વેરી**
**આ યુક્તિની વાત ના પૂછ, નીચી થાયે શત્રુમૂછ**

પ્રચારની યુક્તિ આ ચૂંટણીયુદ્ધનું મોટું બ્રહ્માસ્ત્ર છે. જે લોકો કેન્વાસીંગ એજન્ટ ઇત્યાદિ નામે ઓળખાય છે એ બધા આ યુક્તિના વિશારદો છે. આપણે કર્યું છે એ બધું સારું જ કર્યું છે. તથા બીજો કોઈ પક્ષવાળા આવશે તો એ બધું ઊંધું જ વાળશે એવી જાતનો પ્રચાર કરીને તથા વિરોધપક્ષોને છાપાંઓ દ્વારા નીચો બતાવીને ચૂંટણી જીતાય છે. છાપાંવાળા પણ સરકારી જાહેરખબરની લાલચને લઈને તમે કહો તેવો રેડીમેડ પ્રચાર કરી આપે છે.

**પોલસન બટરના ગુણ છે મહા,**
**ઐસા દાસ કબીરને કહા.**
**લપસાવી દે પળની માંય,**
**વોટ દે પકડી બાપની બાંય.**

જેને 'બટરશાસ્ત્ર' કહેવામાં આવે છે એવી આ ચોથી યુક્તિથી ભલભલા લપસી પડે છે. ગમે તેવો સુકા પાંઉ જેવો માણસ પણ માખણ લાગતાં જ નરમ થઈ જાય છે અને વોટ દેવા માટે પગે ચાલીને આવે છે.

આ ચાર યુક્તિઓ વડે હું આવતી ચૂંટણી જીતવા માગું છું.

મેઘજળનું પાન કરતા ચાતકની જેમ શ્રી. ચૂંટણીરાયનાં વચનામૃતનું પાન કરી રહેલા બધા સભ્યો આ વાતો સાંભળીને એકદમ આનંદમાં આવી ગયા. ખાંડ વિનાની ચાની ઉજાણી પણ એમણે કરી નાખી. ચૂંટણીજંગ જેમ જેમ નજદીક આવતો ગયો એમ ચૂંટણીરાયે એમની યુક્તિઓ કામે લગાડી. બહારગામથી ભાડૂતી ગુંડાઓ બોલાવીને એમણે ઢાલ તલવારવાળા પક્ષની સભાઓમાં ધમાલ કરાવી. આ ધમાલમાં ભાષણ કરનારાઓ ભાષણ કરવાનું પડતું મૂકીને ભાગ્યા, અને શ્રોતાઓ વોટ આપવા માટે પોલિંગ સ્ટેશને જવાને બદલે પાટાપિંડી કરાવવા માટે દાક્તરને ત્યાં પહોંચી ગયા. આમ ચૂંટણીરાયે તોફાનનું બહાનું કાઢીને ઢાલ તલવારવાળાઓને સભા ભરવાની મનાઈ કરતો હુકમ પસાર કરાવી દીધો.

**એક પક્ષની ભાગી ઢાલ, તોડી નાખી છે તલવાર,**
**લડાઈ વિના શત્રુને, આપી દીધી હાર.**

એક પક્ષને તો આમ યુદ્ધ પહેલા જ હરાવી દીધો. બીજો મોટો પક્ષ હથોડી ને એરણવાળો હતો આ પક્ષ સામે ચૂંટણીરાયે 'પક્ષપાતાસ્ત્ર'નો ઉપયોગ કર્યો હથોડી એરણવાળાની સભા સરઘસ માટેની અરજીઓ બધી રસ્તામાંથી જ ગૂમ થઈ જવા લાગી. એ પક્ષવાળા તપાસ કે ફરિયાદ કરવા માટે જાય ત્યા એમને ચાર કલાક બેસાડી મૂકીને બીજે દિવસે ફરી આવવાના આમંત્રણો અપાવા લાગ્યા. એક વખત સભાની પરવાનગી મળી તો લાઉડસ્પીકરની ના મળી અને પછી લાઉડસ્પીકરની રજા મળી ત્યારે સભાની મુદત પૂરી થઈ ગઈ હતી આમ—

**અનેક રીતે શત્રુને, પડાવી રડારડ,**
**પ્રચાર સામે હોંશથી બાંધી દીધી પાળ**
**બાંધી દીધી પાળ, ચૂંટણી-વીર ચૂંટણીરાયે**
**બીજા હરીફને ઢીલો કીધો હાથે, હૈયે, પાયે**

ચૂંટણીરાયે પક્ષપાતાસ્ત્રની મદદથી હથોડી એરણવાળા બીજા પક્ષની કેડોના મંકોડા ઢીલા કરી નાખ્યા. પરસેવો કઢાવતાં કઢાવતા એ પક્ષના પ્રચારકોના પગ પણી પાણી થઈ ગયા. જીતવાની આશા રાખતા હથોડીવાળા હથોડીથી માથું કૂટવા લાગ્યા.

બે પક્ષને ઢીલા કરીને ચૂંટણીરાયે ત્રીજા પક્ષ તરફ નજર દોડાવી.

**ત્રીજા પક્ષનો ખેડૂત કંપ્યો ચુંટણીરાયની સામે**
**પ્રચારશસ્ત્ર જ્યાં ગાદીપતિનું ગયુ લાગવા કામે**

ચૂંટણીરાયે ઘઉં ઉપણતા ખેડૂત સામે પ્રચારાસ્ત્રને કામે લગાડ્યુ એ પક્ષના સભ્યો કોણ જાણે શાથી અંદરોઅંદર લડવા લાગ્યા આખા પક્ષનુ પોલ બહાર પાડતા ચર્ચાપત્રો એના સભ્યો જ છાપાઓમા આપવા લાગ્યા અને છાપાઓ પણ એની નાની નાની બાબતો પણ મોટાં મોટા મથાળા નીચે છાપવા લાગ્યાં એક વાર તો એ પક્ષના સભ્યોને કોણ જાણે શું સૂઝ્યું ને પોસ્ટરના પાટિયાં લઈને સામસામી મારામારી ઉપર ચડી ગયા આ બનાવ ફોટા સાથે છાપાઓમાં છપાયો એટલે ઘઉં ઉપણતો ખેડૂત બિચારો સૂપડું ફેંકી દઈને માથે હાથ દેતો બેસી પડ્યો.

હવે રહ્યો માત્ર ચોટી પક્ષ.

**ચોટીપક્ષ તો નાનો પક્ષ, થયો ચૂંટણીરાયનો ભક્ષ**
**બદરનીતિથી કીધું કામ, ચોટી ગઈ પ્રભુને ધામ**

ચોટીપક્ષ નાનો પક્ષ હતો ચૂંટણીરાયે એના એક બે મોટા આગેવાનોને નાની, મોટી ને મીડીયમ સાઈઝની લાલચોમા ફસાવી દીધા ને આખા પક્ષનું વિસર્જન કરાવી નાખ્યું.

આમ ચૂંટણીરાય વગર લડ્યે ચૂંટણી જીત્યા. વાત પૂરી થઈ એટલે પ્રથમભક્ષક દાતે પણ ચોકાની ચિર-વિદાય લીધી.

[ ક્રમશઃ ]

★

દેવજી રા૦ મોઢા

## શકુન થઈને

મને વ્હાલા ! તારો વિરહ વસમો નિત્ય સતવે,
અને દ્વારે બેસી પ્રિય ! તુજ પ્રતીક્ષા કરી રહું;
ત્યહીં આવ્યા કેરી ઉર મધુર આશા જગવતો
મહારા પક્ષ્મે તું શુભ શકુન થૈને સ્ફુરી રહે !

★

'પતીલ'

## મુહબ્બતનો દરજ્જો

હમે હજાર મુરવ્વત, વસે જ્યા ખરી મુહબ્બત;
જાય તૂટી દિલ અગર,
છે ન પછી મરમ્મત !

✳





[ સમયનાં ક્ષીરનીર – ૧૯ મા પાનાથી ચાલુ ]

મોટું કારણ એની શરિયત છે. એમાં ચાર પત્ની કરવાની છૂટ છે. એક જ પત્નીનાં સંતાનોનો ફાલ આજની ઘણી પ્રજાઓ ઉઠાવી શકતી નથી, અને આપમેળે વંધ્યત્વ ઇચ્છે છે. જ્યારે ઇસ્લામનો નિયમ જીવનને યથેચ્છ ભોગવી પ્રજાનો વધારો કરવાનો દેખાય છે. ચીન દેશને જેમ એના કરોડો લોકોને ભાર નથી લાગતો પણ એને શક્તિ માને છે, તેમ ઇસ્લામ પણ ઓલાદની ભરતીથી રાજી જણાય છે. નવાઈ નથી કે બીજાં દશ વર્ષ પછીની ગણતરીમાં ઇસ્લામમાં માનનારી પ્રજા સારી વધી ગઈ હોય.

અને આફ્રિકાના આદિવાસીઓ એમના ભૂત-પિશાચ છોડી સંસ્કૃતિ તરફ વળવાની તક મેળવે ત્યારે એમને પણ ચાર પત્નીઓની છૂટ ગમે છે. ખ્રિસ્તીઓનો એક પત્ની રાખવાનો નિયમ એમને આકરો જણાય છે. આવું સ્વચ્છતા કે સભ્યતાના પાલન વિષે પણ ખરું. ખ્રિસ્તી કરતાં મુસલમાનના શિષ્ટાચાર પાળવા સહેલા છે, એમાં છોછ નથી. સ્ત્રીઓ કે બાળકો પ્રત્યેના વર્તાવમાં પુરુષોનું સ્થાન ઊંચુ છે, રૂઆબ પાડનારું છે, સગવડો મેળવનારું છે. ગુલામીમાંથી નીકળતી પ્રજા કુટુંબવાસીઓને ગુલામ રાખવા ઇચ્છે, ને એવી તક જેટલી ઇસ્લામ આપી શકે એટલી ખ્રિસ્તી ધર્મ ને એના શિષ્ટાચાર ના આપી શકે. આથી આદિવાસીઓને પોતાની પલટાતી સ્થિતિમાં જે ધર્મ પહેલો સ્વીકાર્ય લાગ્યો તે ઇસ્લામ છે.

### ધર્મ શ્રેયનો હોય, પ્રેયનો નહિ

કહે છે કે ઇસ્લામના ઓલિયાઓ કોઈ કાળે ઇસ્તંબૂલથી પીટર્સબર્ગ ગયેલા. અને રશિયાના ઝારે એમનું બહુમાન કરી રાખેલા, ઉપદેશ સાંભળેલો, ને ઇસ્લામની પ્રશંસા કરેલી. ને ધર્મનો રશિયામાં પ્રચાર થાય એવી ઇચ્છા પણ કરેલી. પરન્તુ, ત્યાંની પ્રજાએ એક છૂટછાટ માગી કે અમારો મુલક ઘણો ઠંડો છે અને અમે જે છાટો પાણી લઈએ છીએ તે અમારી આબોહવા જોતાં ખૂબ જરૂરી છે. શું ઇસ્લામ આવી છૂટ આપી શકે ખરો ?

પેલા ઓલિયાઓ માટે આ એક કોયડો હતો. ઇસ્લામનો ફેલાવો થાય એ તો ખુદાના બંદાઓને ગમે જ. એવી હરેક તક માટે તેઓ આતુર હતા, પણ ધર્મનો મુસલમાન જુદો ને અરબસ્તાનનો જુદો એમ મનાવી શકાય નહિ. જે નિયમ ત્યાં લાગે તે અહીં લાગે. વળી શરાબ તો નાપાક ચીજ, એને રશિયામાં કેવી રીતે પાક ગણી શકાય ? ને એમણે પ્રાદેશિક મર્યાદાઓ નાકબૂલ રાખી. ઇસ્લામના કાનૂન સર્વ દેશ માટે સરખા ને છેવટના ગણાય.

સારી વાત છે. એ નિયમો બદલાતા જીવનને અનુકૂળ તો થાય જ કેમ ? પણ જ્યારે એ નિયમો છેવટના ગણાય, વિકાસને પ્રેરનારા ના રહે, જીવનને આદિવાસીઓની સમાપતું રાખે ત્યારે શું માનવું ?

ના. ધર્મની ક્ષિતિજો એની એ જ સદાકાળ રહે તે વાજબ નથી માણસ હજાર વર્ષ પહેલાં જેટલું સમજતો તેટલું કયામતના દિન સુધી સમજતો રહેશે એમ નહિ કહી શકાય. ને એની અક્કલ બઢે તેમ એનો ધર્મ પણ વધતો જોઈએ. ધર્મ એકાદ શ્રેય જીવન તારતો નથી, અનેક શ્રેય એકઠાં કરીને નાવ ચલાવવી પડે છે. શ્રેયના એવી પરંપરા કરવી પડે છે કે જીવન આખું શ્રેય થઈ રહે આ જીવન જ એવું છે કે પ્રેયની આગળ નિરાંત નહિ કરી શકાય, એમને ખસેડતા રહેવું પડે છે.

માનવીના આદિકાળમાં એની કને શ્રેય હશે તો ય નહિ જેવું; જેમ એનું જ્ઞાન વધ્યું, બુદ્ધિ ખીલી, શ્રદ્ધા આવી, સંયમ શીખ્યો, ગુણ ઊગ્યા એમ એનાં શ્રેય ફાલ્યાં. ને એનો અંત અનંત શ્રેયમાં સમાયો છે.

ઇસ્લામ એ જગતનો નૂતન ધર્મ એના આદિવાસીઓ કાજે દુરસ્ત. ભૂત-પિશાચો અને અનેક વહેમોમાંથી છોડવનાર અને એક મહાન અલ્લાહની રાહબરી નીચે માણસને લાવનાર, સહુને સમાન સ્થાપનાર, ઇસ્લામ એ ખુદાના અપાર રહેમ નહિ તો બીજું શું ?

## એકલા અલીગઢનો દોષ નથી

અલીગઢના કોમી ગણાય એવા રમખાણોની તપાસ થવાની, પણ એમાંથી જે સત્ય બહાર આવી શકશે તે અધૂરુ હોવાનું. મુસલમાનોના મન ના દુભાય કે પાકિસ્તાન છેડાઈ ના પડે એ રીતે એ બનેને છાવરવાના, મનાવવાના, અને ફરી એવા બીજા કોમી રમખાણોની શકયતા ઊભી રાખવાની ! ઘણા વર્ષો સુધી વાણી ઉપર સયમની લગામ રાખી, પરિણામ એવુ આવતુ રહે છે કે રમખાણો છેડવાનો જાણે એક પક્ષને પરવાનો મળ્યો છે

આ દેશમા જોઈએ તેટલી શિક્ષણસસ્થા એવી છે જેમા કોમ કે જાતિના કશા ભેદભાવ વિના શિક્ષણ અપાય છે એ પછીયે કોમી ઢબે અથવા તો કોમી મદદથી જેમને અલગ શિક્ષણસસ્થાઓ ચલાવવી હોય તેમા બીજાઓએ શી૰ દખલ દેવી જોઈએ ? અલીગઢમા સાર્વજનિક કોલેજ ના હોય તો હોવી જોઈએ, પણ મુસલમાનોની અલગ યુનિવર્સિટીને જ સાર્વજનિક કરી દેવાની જરૂર નહોતી માણસનુ અહમ કયાક તો પોષાવુ ઘટે છે, ને જેમ એ નાનુ ને ક્ષુદ્ર એમ એને વહેલુ વ્યક્ત કરવુ પડે છે મુસ્લિમોને થોડુ પોતાપણુ હોય તો તે સ્વાભાવિક છે, ને એને બહાર આવવા સ્થાન પણ જોઈએ જ. અલીગઢ એવુ એક સ્થાન હતુ ત્યા પ્રવેશ મળે તોયે હિંદુ વિદ્યાર્થીઓએ જવાની ઇચ્છા રાખવી નહોતી —સિવાય કે ઈસ્લામના ઇતિહાસ ભાષા કે નિયમ એમને શીખવા હોય

છતા જે ગયા તેમણે એના વહીવટમા—ચૂટણીઓમા આગળ ધપવુ નહોતુ જોઈતુ માત્ર વિદ્યાર્થી-મહેમાન તરીકે જવુ હતુ ધાંધલ કરવાની કોઈ જરૂર નહોતી એ અલગ ના રહી શકયા, પણ મુસ્લિમ વિદ્યાર્થીઓએ એમની ઇજ્જત કરી હોત તો કેવુ સારુ થાત ! એને બદલે એમણે પદર વર્ષ પહેલા દેશમા જે મિજાજ બતાવતા હતા તે બતાવ્યો ને આફત વહોરી લીધી

કોઈ એમને સાફ સાફ કહેતુ નથી કે એ મિજાજ ત્યારેય ખોટો હતો ને હવે તો ખૂબ નુકશાન કરનારો છે કોઈ સમજાવતુ નથી કે જરા છમ છુ શરૂ થયુ કે એનો ગેરલાભ ઉઠાવનારા દાદાઓ-ગુડાઓ-હરામખોરો ગામેગામ પડ્યાપાથર્યા હોય છે બદમાશોને કોઈ કોમ નથી, કોઈ પક્ષ નથી, કોઈ મત નથી, એ તો માત્ર તકવાદીઓ હોય છે, રજાડનારા ને લૂટનારા

આપણે મુસ્લિમ બિરાદરોને જરા ઝૂકીને ચાલજો એમ નથી કહેવુ ઊચી ગરદને એ ફરતા હશે તો એ ખમીર બીજાઓમા પણ આવશે પણ એમણે જાણવુ જોઈએ કે નજીવી બાબતોમા ઉત્સાહ ઢોળી નાખવાથી શક્તિ વેડફાય છે પોતાનુ ઓજસ દીપે એવા ગભીર શિષ્ટાચાર ને એવા ઊચા સિદ્ધાતોની જરૂર હોય છે વિદ્યાર્થીઓ સારી પ્રણાલિકા પાડે ને એના પ્રચારક બને જ્યા શિક્ષણ જ થોડુ છે ત્યા વિદ્યાર્થીઓ વધારે સાવધ રહે, કોમને સમજ શીખવે

પણ સિહાસન પરથી ગબડેલી કોમને એમ ભાન આવી જશે ? ના, નહિ આવે મોગલ રાજ્યનો પ્રતાપ ઓસરી ગયાને બસો વર્ષ થયા એ પછી નવાબી રહી એનોય નશો રહ્યો, પણ કયા સુધી ! ઘેન લાબા વખત સુધી ચાલે તો વિનાશ લાવે એ જ કોમના કોઈક સેવકો નીકળે અને રાજકાજના દાવપેચ લડવાની લાલચ જતી કરે, કોમના મનમાથી કટાર ખેચી કાઢી નાખે, ખુદાના દરબારમા જવાના ઘણા બારણા ખોલી આપી, મજહબને ઉદાર તેમજ સત્યશોધક બનાવી એને જીવનમા ઉતારી આપે ત્યારે કશુ નક્કર કામ થાય

ને એમ નહિ બને તો રમખાણો થતા રહેવાના, એમની સોબતને બીજી કોમો પણ નિંદાપાત્ર થવાની. ને કોમવાદનુ શૈય આ દેશમા કાયમી ઘર કરી લેવાનુ, એકના અલીગઢને કેમ દોષ દેવાશે ? આખરે એ તો કોકનુ પ્યાદુ બન્યુ છે

**તારાસા ધને વરેલી સિદ્ધિ**

કોમવાદનો ગેરલાભ ઉઠાવતા મુસલમાનોને પગને

પગલે શિખોએ મોટી પણ ખોટી અજમાયશ કરી. અકાલ તખતને ઘેરી લઈને એમની સમિતિએ પડકાર ફેંક્યો, ને હોળીનું નાળિયેર કરવા એમના આગેવાન તારાસીંઘને ઉપવાસને પાટે ચઢાવ્યા. આ બુઝર્ગ માણસે ૪૮ દિવસની લાંઘણો ખેંચી એમ ઇતિહાસ તો માનશે પણ નહિ છતાં આજે તો એ જ હકીકતથી ઘણા ચકિત થયા છે.

તારાસીંઘે એક ઘણું મહત્ત્વનું કામ કર્યું. અકાલ તખતને કેદ કરી બેસી ગયેલી કમિટીએ મક્કમ વલણ રાખ્યું ત્યારે તારાસીંઘે જોર કરી એમની પકડ ઢીલી કરી, ને પારણાં કરી લીધાં. રાજકીય હેતુ માટે ઉપવાસનું હથિયાર છેલ્લી વાર તારાસીંઘે વાપર્યું એમ ઇતિહાસ જરૂર નોંધશે. ને એમના પછી આવો ઉપયોગ કોઈ નહિ કરી શકે એટલું સિદ્ધ કરી આપવા બદલ એમને મળેલી નિષ્ફળતા હરકોઈ ભૂલી પણ જશે.

મોડું ભલે થયું, પણ જેનો અંત સુખી આવ્યો તેનોય દેશે હરખ કરવો જોઈએ. જક્કીપણું વધારે ચાલ્યું હોત ને જીવહાનિ થઈ હોત તો સંભવ છે કે એમાંથી ઝનૂની હિંસા ફાટી નીકળત, રાજકર્તાઓની ચિંતા વધી પડત, એમની કસોટી થઈ જાત. બીજી વખત નેહરુએ આવી કપરી ટક્કર ઝીલી એ બદલ એમને અભિનંદન ઘટે છે. સરદાર મલીકના ભાગ્યમાં જશ ભલે લખાયેલો હોય બાકી સમાધાનના પ્રયાસો તો ઘણા થયા હતા, કચાશ નહોતી રહી.

આ દેશનું ભાવિ કોક જાળવી રહ્યો છે એ શ્રદ્ધા આ પ્રસંગમાંથી મેળવવા જેવી છે.

### એકતા સમિતિને ધર્મની ભડક

નેહરુની સરકાર મક્કમ રહી શકી ખરી, પણ દેશની એકતા જાળવવા એથી વિશેષ કરવું જોઈશે એનું ભાન પણ થયું, રાષ્ટ્રીય એકતા પરિષદ મળી, એમાં ઘણાં સૂચનો આવ્યાં ને તારવ્યાં. એની સર્વપક્ષી સમિતિ પણ નીમાઈ. ને એની દેખરેખ હેઠળ એકતા માટે જે કરવા જેવું લાગે તે તાબડતોબ કરવા નિર્ણય લેવાયો. આટલે સુધીની વાત બરોબર છે. હવે એની મુખ્ય સૂચનાઓ તપાસીએ.

એમ જાહેર થયું છે કે લઘુમતી કોમોની કેટલીક સાચી ફરિયાદો છે જે દૂર થવી જોઈએ. કોમી પરિષદો ભરાય તેને ઉત્તેજન ના મળવું જોઈએ. લઘુમતીઓ માટે એક નિરાળો પ્રધાન નીમવામાં આવે. અને ધાર્મિક સરઘસો કે વિધિઓને જાહેર સ્થળોમાં મનાઈ કરી દેવી. આ ઠીક નથી. કોમી પરિષદો ભલે મળે પણ કોમના સામાજિક હિતનો પ્રબંધ કરવા મળે, રાજકાજમાં માથાં મારવા નહિ. ફરિયાદો છે એમ કહેવું તે જ કોમવાદને ઉત્તેજન આપવા જેવું છે. સામાન્ય નાગરિકના કાયદા કરતાં જુદા હક્ક જેમને રાખવા છે તેમને એવું જ લાગવાનું. ને લઘુમતી કાજે નિરાળા પ્રધાનની નિમણૂક થાય તો એની દખલ ભારે થવાની, એની મારફતે કોમવાદ દૃઢ થવાનો.

ધર્મનાં સરઘસો વિધિઓ જાહેર સ્થળે રાખવાની મનાઈ આવે તે દિવસે હિન્દુસ્તાનને મોટી થપ્પડ વાગશે. જાહેર સ્થળ ધર્મ માટે નથી તો શું હડતાળો કાજે છે ! આ કેવી બેહુદી વાત છે ? આ રીતે હિંદુ ધર્મને પાછલે બારણેથી દબાવી દેવાની જેમની કલ્પના હોય તે ભીંત ભૂલે છે. એમણે જાણી લેવું જોઈએ કે ગણેશોત્સવ જાહેર સ્થળોએ જ થશે, નવરાત્રના ઉત્સવ જાહેર માર્ગ ઉપર જ ઉજવાશે, અને સ્વામી વિવેકાનંદની પાલખી રાજમાર્ગ પરથી જ નીકળશે. એને કોઈ રોકી શકવાનું નથી.

એકતા પરિષદે કેટલીક ઉપયોગી સૂચનાઓ પણ કરી છે. અંગ્રેજી ભાષાને હડસેલી હિંદીનો આગ્રહ કરવાથી રાષ્ટ્રીય એકતા જોખમાશે એ સારી સૂઝ છે. કેન્દ્રને વધારે સમર્થ બનાવી એના નિર્ણયો માન્ય કરાવવા જોઈએ. પછાત લોકો માટે અનામત જગ્યાઓ કાઢી નાખવી જોઈએ. હિંદીનો પ્રચાર વધારવો પણ એનું માધ્યમ કરવા ફરજિયાત સમય મુકરર ના કરવો, સરહદના ઝઘડા ઝડપથી પતાવવા. અને ભારતથી



ફૂગા પડવાની વાતો કરનારને દેશ-દ્રોહી ગણવા—આ સૂચનો અપનાવવા જેવા છે, અનિવાર્ય છે

**'હિંદુ સમાજવાદ' આવી રહ્યો છે**

એકતા પરિષદના પડઘા રૂપે હિંદુ મહાસભાએ એનું અધિવેશન ભર્યું એમની રાજકીય લાગવગ હમણા નહિ જેવી છે જનસંઘની વધારે છે અને રાજકીય બાબતો વિના બીજી ચર્ચાઓનું આ પરિષદોમા હાલ મહત્ત્વ નથી એમણે લશ્કર કે સંરક્ષણ બાબત જે કહ્યું એનું મૂલ્ય નહિવત્ છે ઉદ્યોગો કે વેપારમા જાહેર ક્ષેત્રને જે પસંદગી અપાય છે એ સામે એમણે ચેતવણી દીધી છે એનેય રાજકીય ના ગણી લઈએ અને લોક કેળવણી તરીકે ઘટાવીએ એના અનુસંધાનમા એમણે 'હિંદુ સમાજવાદ'ની વાત શરૂ કરી છે ને એના તરફ પ્રજાનું ખાસ ધ્યાન વળવું જોઈએ

સમાજવાદની વ્યાખ્યા દેશે દેશ બદલાતી રહી છે, તેમ સમય તુસાર એના અર્થમા ફેરફારો થયા છે એ સમાજવાદની ભારતીય પદ્ધતિ કાજે સંશોધન થઈ શકે તો હિંદુ સમાજવાદની હાસી ઊડાવી નહિ શકાય સમાજવાદ હિંદુઓને નવો નથી જે પશ્ચિમે પ્રચાર કરીને ઉગ્ર રીતે પ્રચલિત કર્યો છે તે કરતા સારો સૌમ્ય ને આધ્યાત્મિક તત્ત્વવાળો સમાજવાદ હિંદુ ધર્મ કલ્પી શકે છે, એટલું જ નહિ પણ સ્થાપીય શકે છે

જેમને આજે ના દેખાતું હોય કે ના જોયું હોય તેમની આંખો ઉઘાડે એવો હિંદુ રાષ્ટ્રવાદ આ દેશમા આવવાનો છે કોંગ્રેસ હમણા પાછલા તપના ફળ ભોગવી લેશે એ જુદી વાત છે અત્યારે એનો કોઈ પ્રતિસ્પર્ધી, રહ્યો નથી, નજદીકના ભવિષ્યમા કોઈ દેખાતો પણ નથી પણ એનાય અનુગામી તો હોવાના આ દેશમા અત્યારે જ એ તૈયાર થતા હશે ને દશ વર્ષમા એ પડકાર આપવા સમર્થ થશે એનું આગવું બળ નહિ હોય તો કોંગ્રેસની કન ગતમાંથી આવશે એ દબાવી શકાશે એમ તો નથી જ

આ દેશની પ્રજાને હિંદુ હોવાને કારણે કોમી ઠરાવવી એ એના ઇતિહાસ કે સંસ્કૃતિની શરમભરેલી મશ્કરી છે ભારતીય સંસ્કૃતિ એ જ હિંદુ સંસ્કૃતિ છે, કાળે કરીને વધારે સમૃદ્ધ થયેલી છે ઉદાર થયેલી છે આ દેશની નાડ એના જ હાથમા સલામત છે, પ્રેરણા એ જ આપી શકશે સ્વપ્ન પણ એનાથી જ લાધશે ને શક્તિ પણ એ જ આણી દેશે સમાજવાદ એ ભલે આધુનિક આકર્ષણ ગણાય ને એ શબ્દપ્રયોગ રૂઢ થયો હોવાથી એનો ઉપયોગ કરવો પડે પણ હિંદુ સમાજવાદ પાયાની વાતો વિચારી શકશે ઊછીની તકલાદી, વર્ગ વિગ્રહ કાયમ કરનારી સ્વતંત્રતા છીનવી લેનારી મૂગા ને અપંગની ભસ્મ ઉપર રાચનારી પરદેશી સમાજવાદની પદ્ધતિની નકલ કરવાની એને કશી જરૂર નહિ રહે

'૬૩ મા વિવેકાનંદની જન્મશતાબ્દી આ દેશમા ઊજવાશે એ પછી છ વર્ષે ગાંધીજીની જન્મશતાબ્દી ઊજવાશે ત્યારે નવા વિચારના પ્રચંડ પૂર ફેલાઈ વળશે નવી કાર્યદિશાઓ ઊઘડતી દેખાશે પાચ—પંદર વર્ષ એ રાષ્ટ્રના ઇતિહાસમા લાંબો સમય નથી અને એના એંધાણ તો વરતાઈ રહ્યા છે પાપના ઘડા ભરાઈ રહ્યા છે કરોડો રૂપિયાની બરબાદી કે ઉડાઉગીરી માત્ર જાહેર ક્ષેત્રના ધતીંગ પાછળ થઈ રહી છે, ને એ સ્થિતિ એવી વણસી છે કે એ પતનમાથી નવી પ્રતિભાનો ઉદય થયે જ છૂટકો

જેને માનું હોય તે માને—આ દેશમા સામ્યવાદ આવી શકે એ વાત મિથ્યા છે, એની બહેન સમાજવાદનું રૂપ ધરીને પેસી શકે એ પણ અશક્ય છે ગરીબોના હિતમા પછાતોના કલ્યાણમા, પીડિતોના ઉદ્ધારમા, એમનામા રહેલા ભગવાનને ઓળખવા, એમનું આત્મગૌરવ વધારવા, હિંદુ રાષ્ટ્રવાદને જન્મ લેવો જ પડશે

★





## નૂતન વર્ષાભિનંદન

અમારે ત્યાં સંસ્કૃત—હિન્દી—અંગ્રેજી—ગુજરાતી

છાપકામ કરી આપવામાં આવે છે.

જૈન ધર્મના પ્રાચીન ગ્રંથો અમારે ત્યાં છપાય છે.



# નયન પ્રિન્ટીંગ પ્રેસ

ઢીંકવાની વાડી, ફર્નાન્ડીઝ પુલ પાસે, ગાંધીરોડ,

અમદાવાદ, ૧.

ખેત ઉત્પાદન વધારવાનો મંત્ર 'સહકારી ખેતી'

# અરુણોદય સામુદાયિક સહકારી ખેતી મંડળી લિ.

સાપકડા (તા. હળવદ)

## નૂતન વર્ષાભિનંદન

આ મંડળીએ, રજીસ્ટ્રેશનના પહેલે જ વરસે, તેને મળેલી ૪૦૦ એકર પડતર જમીનને ખેડવાણ બનાવી વાવેતર કરેલ છે, અને ખેતી–સુધારણાના કાર્યક્રમના પહેલા પગથીઆ તરીકે ૫૦ ફૂટ લંબાઈ અને ૫૦ફૂટ પહોળાઈનો કૂવો ગાળીને પૂરો કર્યો છે. પાણીના પુરવઠાની પૂરી વ્યવસ્થા થયે ખેતી સુધારણાના અન્ય કાર્યક્રમ હાથ ધરવાનો ઈરાદો છે.

ત્રિભોવન ધરમસી
ચેરમેન

ચુનીલાલ જેબનપુત્રા
મેનેજર

## ગુજરાતી બહેનોએ નવાં તૈયાર કરેલાં પુસ્તકો

**બાળ-વાર્તાવલી** ૨ ૦૦
[ ડુ લાઈન ટાઈપમાં કુમાર કાર્યાલયમાં છપાયેલ બાળ વાર્તાઓનો સંગ્રહ ]

*

**શ્રી. લીલાવતી મુનશી**

**જીવનમાંથી જડેલી** ૫ ૦૦

*

**ડૉ. શ્રી. લીલાબહેન શાહ**

**ગૃહસંચાલન** ૫-૨૫
[ ગુજરાતી બહેનોને હોમ સાયન્સના અભ્યાસ માટે સરળ ભાષામાં ઉપયોગી પુસ્તક: અનેક ચિત્રો સાથે ]

*

**પ્રો. શ્રી. જયાબેન ઠાકોર**

**સિતાર : ભાગ ૧-૨** ૮-૦૦
[ સામાજિક જીવનની સુંદર નવલકથા ]

*

**શ્રી. મનુબેન ગાંધી**

ગાંધીજીના જીવનમાં
**પ્રેમ અને શ્રદ્ધા** ૦-૫૦
**બાપુના જીવનમાંથી ભાગ ૧-૨**
[ મહાત્મા ગાંધીજીના સુંદર જીવનપ્રસંગો ]
દરેક ભાગના ૦-૫૦

*

**શ્રી. ઉષાબેન જોષી**

**વીરડાનાં પાણી** ૨-૦૦

*

**શ્રી. ચૈતન્યબાળા દિવેટીઆ**

**અક્ષત** ૩-૦૦
[ ગુજરાતી રાસગીતોનો સંગ્રહ અને તેનું વિવરણ-શ્રી. સ્નેહરશ્મિની પ્રસ્તાવના સાથે ]

*

**સૌ. સુરેશા મઝમુદાર**

**અર્ચના** ૨-૫૦
( નવાં જ રાસગીતોનો સંગ્રહ
પ્રો. મજમુદારની પ્રસ્તાવના સાથે )

*

**ભણેલી વહુ** કુમુદબેન શુક્લ, દામુભાઈ શુક્લ ૩-૦૦

## ૧૯૬૧ સપ્ટેંબર-ઑક્ટોબરનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| **ગૂર્જરપતિ મૂલરાજદેવ** ભા. બીજો | ધૂમકેતુ | ૫-૦૦ |
| **જિન્નાનનું જીવનદર્શન** | ,, | ૩-૫૦ |
| **સાંધ્યરંગ** (નવલિકાઓ) | ,, | ૩-૦૦ |
| **ગીતાંજલી** ટાગોર ઉપરથી નવી આવૃત્તિ | ,, | ૨-૫૦ |
| **સંસ્કારકથાઓ** નવું મુદ્રણ | ,, | ૧-૦૦ |
| **પ્રસંગકથાઓ** નવી આવૃત્તિ | ,, | ૧-૨૫ |
| **અનંત ચાવડો** | ગુણવંતરાય આચાર્ય | ૫-૦૦ |
| **રણમલ લાખા** | ,, | ૬-૫૦ |
| **ધન્ય ધરણી ગુજરાત** | ,, | ૧-૫૦ |
| **જગત શાહ** નવું મુદ્રણ | ,, | ૩-૦૦ |
| **નભોવિહાર** | રામનારાયણ પાઠક | ૪-૦૦ |
| **દ્વિરેફની વાતો** ભા. ત્રીજો | ,, | ૩-૫૦ |
| **ઘરે બાહિરે** | ટાગોર-નગીનદાસ પારેખ | ૪-૫૦ |
| **નટીની પૂજા** | ,, ,, | ૧-૫૦ |
| **રસિક વલ્લભ** | કેશવરામ કા. શાસ્ત્રી | ૪-૦૦ |
| **મુદ્રારાક્ષસ** નવું મુદ્રણ | ,, | ૩-૨૫ |
| **જયભિખ્ખુ વાર્તાસૌરભ** | જયભિખ્ખુ | ૧-૫૦ |
| **માણું મોતી** | ,, | ૧-૫૦ |
| **હસતાં આંસુ** | જયાબેન ઠાકોર | ૬-૦૦ |
| **સંશોધનની કેડી** | ભોગીલાલ સાંડેસરા | ૬-૦૦ |
| **ઉમરખયામની રૂબાઈયત** (શશીકાન્તભાઈ) | | ૧-૭૫ |
| **ડહાપણની વાતો** સચિત્ર | રમણલાલ સોની | ૨-૦૦ |
| **નહેરુ ચાચા** | કેશવલાલ વ્યાસ | ૧-૨૫ |
| **દીવો એ મારા દેશનો** | ઈન્દ્ર વસાવડા | ૦-૬૨ |
| **સાધુ તો ચલતા ભલા** ૧૯૫૭ની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૨-૦૦ |
| **ધુપસળી** ૧૯૫૮ની | ,, | ૨-૦૦ |
| **તર્કવિજ્ઞાન** | અતિસુખશંકર ત્રિવેદી | |
| | સુધારેલું નવું મુદ્રણ | ૪-૫૦ |
| **કાર્બનિક રસાયણ** બી. એસ. સી માટે | | |
| એન. એમ. શાહવાહસ પ્રિ. સેંટ ઝેવિયર કૉલેજ | | ૧૪-૦૦ |

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ.

# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| સુખની ચાવી | ઈશ્વર પેટલીકર | ૧/૨૫ |
| ગૃહસંસાર | ,, | ૧/૫૦ |
| સંસ્કારની સુવાસ | ,, | ૧/૫૦ |
| પ્રેમસગાઈ | ,, | ૧/૫૦ |
| પાછલે બારણે | પન્નાલાલ પટેલ | ૩/૭૫ |
| નવું લોહી | ,, | ૬/૨૫ |
| મૃગજળ મોતી | ચુનીલાલ વ. શાહ | ૬/૫૦ |
| શ્રેયોમાર્ગ (નવી આ.) | ,, | -/— |
| ત્રણ દીકરાની મા | ,, | ૧/૭૫ |
| વિશ્વાસનું વાવેતર | પન્નાલાલ પટેલ | —/૭૫ |
| અજંપો | શેખાદમ આબુવાલા | ૨/૨૫ |
| જીવનમધુ | જયન્ત પરમાર | ૪/— |
| ઠોકર | 'ઉમાકાન્ત' | ૬/૨૫ |
| અંકુર | કાશાભાઈ પટેલ | ૩/૫૦ |
| પુનર્મિલન | ,, | ૪/૭૫ |
| સાથ વિનાના સગાથી | ભૂપત વડોદરિયા | ૫/૫૦ |
| કબજિયાત કેમ મટાડશો? | ડા. ભૂ. મો. દવે | ૪/— |
| આફ્રિકાની લોકકથાઓ | બળવંત નાયક | ૨/૭૫ |
| સાગરના સાથી | બળવંત નાયક | ૫/— |
| ભવની વાટે | 'સત્યમ્' | ૫/૭૫ |
| મોંઘી વીંટડી (ભાગ ૧-૨) | દેવશંકર મહેતા | ૧૩/૨૫ |
| ધરતીની આરતી | ,, | ૮/૭૫ |
| માનવતાનો સાદ | ઈશ્વરભાઈ પટેલ | ૩/૭૫ |
| વાર-પરબી | પીતાંબર પટેલ | —/૭૫ |
| ધરમ તારો મનાવ રે... | ,, | ૧/૫૦ |
| પીતાંબર પટેલની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૫/— |

| | | |
|---|---|---|
| મેઘાના પંખી | ભાનુશંકર ઓ. વ્યાસ | ૪/૫૦ |
| મોતની ખીણમાં | નવનીત સેવક | ૨/૫૦ |
| ભૂતિયા પહાડમાં | ,, | ૨/૨૫ |
| ધરતીના અમી | મણિભાઈ પટેલ | ૪/— |
| સાહિત્યનિકા | અનંતરાય મ. રાવળ | ૪/૨૫ |
| [illegible] | રામનારાયણ ના. પાઠક | ૭/— |
| ધર્મકથાઓ ૧ થી ૫ | ગો. ના. પાઠક | ૭/— |
| પાનખર અને વસંત | સાને ગુરુજી | ૫/૭૫ |
| શ્યામ | ,, | ૬/૭૫ |
| જીવન-ઝંઝાવાત | રંભાબેન ગાંધી | ૭/— |
| લગ્નગીતો-લોકગીતોની ગૂંથણી | ,, | ૨/૫૦ |
| સાધના અને સિદ્ધિ | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૩/૫૦ |
| તૃષા અને તૃપ્તિ | ,, | ૭/૨૫ |
| માયા જીવતર | શનાભાઈ પટેલ | -/૫૦ |
| છેલ્લી ગત | ટી. પી. સુથાર | ૩/૫૦ |
| હજી તો રાત બાકી છે | ,, | ૩/૭૫ |
| અમૃતપાત્ર | ચંદુલાલ સેલારકા | ૪/૫૦ |
| ખરતા તારા | જિતુભાઈ પ્ર. મહેતા | ૪/૫૦ |
| જીવીમા | વિજયકુમાર ત્રિવેદી | ૧/૨૫ |
| ચીંથરે વીંટયા રતન | ,, | ૧/૨૫ |
| અંતિમ દીપ | મોહનલાલ પટેલ | ૪/૫૦ |
| ધારાપુરીનો ખજાનો ૧-૨ | રામુ ઠક્કર | ૧૫/— |
| વનની વાતો | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૨/૭૫ |
| છેલ્લાં આંસુ | ,, | ૫/— |
| વેદના | મામાભાઈ ભાવસાર | ૧/૫૦ |
| સાદા ન્યારા યોગી | સ. વસંત જોધાણી | —/૭૫ |
| સૂની પડી રે સીતાર | ઘનશ્યામ ઠાકર | ૨/૫૦ |



— ઉપરનાં નવાં પ્રકાશનો ઉપરાંત અમારાં બધાં પ્રકાશનોનું સૂચિપત્ર મગાવો :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ૪, ગાંધીરોડ કર્નીઝ બ્રિજ અમદાવાદ, ૧

મનપસંદ મહેંકતી સુવાસ—



• વાળને ખરતા અટકાવી વધારે છે
• મસ્તકને શીતળતા બક્ષે છે.





B. SHAH

અંક ૯ : ડિસેમ્બર '૬૧
સળંગ અંક ૩૮૧

'ઊર્મિ' : વર્ષ ૩૨
'નવરચના' : વર્ષ ૨૬



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

—ક્રમ—



✶

—સૂ ચ ના—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો ૫ દર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો૦ દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાયાભાઈ પરીખે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડની ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર



ज . . . . . . . . બૌદ્ધિક તાકાત

માનવતાની મીઠી મહેર અને લહેરથી: ભર્યું ભર્યું વાતાવરણ હોય ત્યારે તેનો આસ્વાદ અનુભવવાની લિજ્જત પણ અનેરી હોય છે. એ આસ્વાદ માટે પ્રયત્નો કરવા પડતા નથી. માનવી પોતે જ શુભ તત્ત્વોનો ભોક્તા:હોય છે. કયાંય પણ શુભ, શિવ કે મંગલ તત્ત્વ દેખાય ત્યાં માનવી ફિદા ફિદા થઈ જાય છે, તે તત્ત્વ ઉપર વારી જાય છે. એ તત્ત્વ પછી ભલે કોઈ વિશાળ નગરમાં હોય કે ગાઢ જંગલમાં હોય, શાન્ત એકાન્તમાં હોય કે અવકાશમાં ઊડતા અવકાશયાનમાં હોય. માણસની વૃત્તિ શુભ તરફ હમેશાં પ્રયાણ કરતી જ હોય છે. તેની દૃષ્ટિ પણ ઊર્ધ્વગામી હમેશાં જ રહે છે. એને નીચું જોવું કે હીન વૃત્તિ તરફ ઘસડાવું તો ક્યારેય ગમતું જ નથી. માનવ કુદરતનું મહામૂલું સર્જન ગણાય છે.

આ મહામૂલું સર્જન જ્યારે વિસર્જનને પંથે પળે છે ત્યારે જાણે કુદરત પણ એને દૂર દૂર ધકેલી દે છે. કુદરતનો એ ધક્કો પણ માણસ સહજતાથી સાંખી લે ત્યારે તેની ધીરજની કસોટી થાય છે. આ ધીરજ માણસને આબાદ રીતે મહત્ત્વનું સ્થાન આપી દે છે. ધીરજ અને કસોટી દરેકને દરેક રીતે પ્રેરક નીવડે છે. અને એટલે જ માનવતાની મીઠાશ, માનવતાની સાચી અને સીધી દૃષ્ટિ કાંઈક નવો ચીલો હમેશાં બતાવી જ જાય છે. આ ચીલા ઉપર ઊભા રહેવાની લાયકાત કેળવવી એ દરેકના હાથની જ વાત છે. એ ચીલે ચાલવાની તમન્ના સેવવી એ પણ દરેકના હાથની વાત છે. આ બધી વાતોને વિચારવાની માનસતાકાત કેળવવી કે દીપાવવી પણ એટલી જ જરૂરી છે. એ બધું માનવ થોડાક જ પ્રયત્નથી કરી શકે છે.





'મિત્રા'

## હા ! અભિમાન !

મેં એમ માન્યું
નહીં જુવે તું પાછો વળીને
ને મેંય ન જોયું ત્યારે !
તેંય એમ ધાર્યું
નહીં જોઈશ હું પાછી ફરીને
ને તેંય પાછું ન જોયું ત્યારે
બેઉએ ધાર્યું કાંઈ
ન પારખ્યું હૈયું એકમેકનું
અસંતોષમાં હૈયાં રહ્યાં બેઉનાં.

★

'પ્રવાત'

## કબૂલાત

કાજળઘેરી કણુકણુની રાતલડી એ સંભારું હું
કારમી એની વેદના ખમતાં ખૂબ અસહ્યો સહ્ય બને.
અસહ્યતાની ઓળી ઝોળી અથડાતી આત્મા સાથે
આત્માપ્રેર્યો જીવનવૈભવ લૂંટયા ને લુંટાવ્યા મેં.

અણુગણુ એની અમુલખ રીતો અણુઉકેલી એ સર્વે
કાળી કારમી દર્દભરી કિન્તુ મારી માઝમ રાત્રિ!
કારમી રાતે કારમી વેદન ખૂબ કરે કાતીલ કજા
એની ઓથે દર્દવિદારક જીવનની નવલી જ મઝા.

અંધારા અણુચીંતવ્યા આકાશ નીચે અટવાયેલા
જીવનઝંખિત જગનાશક સ્મરતા એ દર્દભર્યાં દાહો.
જીવનની વૃત્તિઓ વચ્ચે વેગવર્દ્ધન વીંટાયાં જ્યાં
ઝંકૃતિ નીરખાતી એવે અથડાતા ગંભીર રવ ત્યાં.

કાળરાત્રિના કળકળતા એ થડકભર્યાં ને ઘોર નિનાદ
જીવનને વીંટીને કાઢે જીવનનું નવનીત અથાક.
અથાક જીવન થાક્યા એના આત્માને સડોવ્યા જ્યાં
અફાટ વિશ્વે વિશ્વજનોનાં વૈભર સૌ વટલાવ્યા જ્યાં.

ત્યાંથી ભૂલી પથદર્શક જીવનની સાચી એ કેડી
ત્યાંથી અટવાયેલા એવા આટલી અંધારે અટક્યા.
કાળી ઘોર નિશાનાં એવાં કાજળકાળાં કૃત્ય બધાં
સફેદ જીવનમાં દેખાતાં તરવરતાં ચોખ્ખાય બધાં.

★

'સુધાંશુ'

## હુંપણુ

આ વેલીને ફૂલ ને કુંપળ
એને ક્યાં છે હૈયે 'હુંપણુ' !
ઊગવું, ખીલવું, ફૂલવું, ઝૂલવું,
કેમ કરી રંગતમૂલ મૂલવું ?
કોઈ નેનને આપે આનંદ
એય અમૂલી સુ-પળ;
એને ક્યાં છે હૈયે 'હુંપણુ' !

આ જલને સિન્ધુ સગપણુ
એને ક્યાં છે હૈયે 'હુંપણુ' ?
વીજઘનનું રહ્યું વ્યોમવિહારી
સ્વૈર રમણુની ચારી દુલારી
ચગત જંગી જલધિને ધારી
નથી ઘડીનું ઘડપણુ;
એને ક્યાં છે હૈયે 'હુંપણુ' !

આ નભને તેજલ ભલપણુ
એને ક્યાં છે હૈયે 'હુંપણુ' !
હે શિવસુંદર ! સ્નેહ સનાતન !
મ્હારા આતમનું રૂપલું તન;
તુંહી શિર, તુંહી છતર મુકટવર,
તું ગ્રસતો સહુ દુપણુ;
એને ક્યાં છે હૈયે 'હુંપણુ' !

★

દેવજી રાં૦ મોઢા

## ઓ કેડી !

કેડી ! ઓ કેડી !
ડુંગરની ટોચ પરે ચડતી હો તો
મને આંગળીએ ઝાલી જા તેડી !
ઓ કેડી !

ઉષાના રંગ હજી રેલ્યા 'તા આભમાં,
સવિતાએ કાઢી ન'તી કોર;
વ્હેલી પરોઢમાં મેં આદર્યો પ્રવાસ, આ તો
ઢળવાયે આવ્યા બપ્પોર !
થશે આથમતા પ્હોર !
મેં તો ખોટા મારગડાની વનરા વેડી :
ઓ કેડી !

ચાલી ચાલીને મારાં ચરણો થાકિયાં,
ચાલ્યે જવાનું અવિરામ;
તૂટી ગયો રે મારી આશાનો તાંતણો,
ખૂટી ગઈ મારી હૈયાની હામ !
નહીં પળનો વિશ્રામ !
આ પાંપણ બે આંખની ના થૈ રે ભેળી !
ઓ કેડી !

સરખાં સૌ વન અને સરખી વનરાઈઓ,
સરખા વીંઝાય છે સમીર;
સરખાં સલિલ અને સરખી શેવાળ છે,
સરખા સૌ ઝરણાંના તીર !
વળી કોયલ ને કીર,
સૌ સરખા રહે છે-શા યે સૂરો છેડી !
ઓ કેડી !

ભવની ભુલામણીમાં ભટકું હું બહાવરો,
છટકું શી રીતે બહાર ?
ઘાણીના બેલ સમો આ તો લાગે છે જાણે,
આજે મારો અવતાર !
મારાં ભ્રમણો અપાર !
મેં તો ઘણી બધી ખેપ-ખાલી ખાલી ખેડી !
રહી આઘી આઘી હજી સપનાં-દેરી !
ડુંગરની ટોચ પરે ચડતી હો તો
મને લેતી જા કાખમાં તેડી !
મા ! કેડી !

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## રૂપ ગમે તે ધારો

રૂપ ગમે તે ધારો,
હે પ્રિયતમ હે અભિનવસુંદર ! કેમ ભૂલું અણસારો ?
રૂપ ગમે તે ધારો.
પ્રીતની રીત રહે છો વિધવિધ
રૂપ અરૂપયે છો હો,
પાસ યદિ હો અંતરથી કે
પાર ક્ષિતિજની હોવો;
ચિત્ત ચઢે અભિસારે નિશદી એવો રંગ તમારો.
રૂપ ગમે તે ધારો.
ક્યાંય સુધી હૈયામાં કેવા
રહ્યા લઘુક રૂપ ધારી !
સચરાચરના થયા પછી શા
કોમલ કાંત વિહારી !
દૃષ્ટિદ્વારે રહી છતાં હું ગાંઠી અંતર-તારો.
રૂપ ગમે તે ધારો.
નીરવ ગોપન ભલે કહે ના
હવે ક્યહીં તમ વાસો,
પ્રેમ વિહારે તમે સૃજ્યાં તે
સપનાં કરે પ્રવાસો;
અતીતનેયે આંબે એવો એનો આજ પધારો.
રૂપ ગમે તે ધારો.

★



'મિત્ર'

## હા ! અભિમાન !

મેં એમ માન્યું
નહીં જુવે તું પાછો વળીને
ને મેંય ન જોયું ત્યારે !
તેંય એમ ધાર્યું
નહીં જોઈશ હું પાછી ફરીને
ને તેંય પાછું ન જોયું ત્યારે
બેઉએ ધાર્યું કાંઈ
ન પારખ્યું હૈયું એકમેકનું
અસંતોષમાં હૈયાં રહ્યાં બેઉનાં.

★

'પ્રપાત'

## કબૂલાત

કાજળઘેરી કણકણની રાતલડી એ સંભારું હું
કારમી એની વેદના ખમતાં ખૂબ અસહ્યો સહ્ય બને.
અસહ્યતાની ઓળી ઝોળી અથડાતી આત્મા સાથે
આત્માપ્રેર્યાં જીવનવૈભવ લૂંટયા ને લુંટાવ્યા મેં.

અણગણ્યુ એની અમુલખ રીતો અણઉકેલી એ સર્વે
કાળી કારમી દર્દભરી કિન્તુ મારી માઝમ રાત્રિ!
કારમી રાતે કારમી વેદન ખૂબ કરે કાતીલ કત્લ
એની ઓથે દર્દવિદારક જીવનની નવલી જ મઝા.

અંધારા અણચીંતવ્યા આકાશ નીચે અટવાયેલા
જીવનઝંખિત જગનાશક સ્મરતા એ દર્દભર્યા દાહો.
જીવનની વૃત્તિઓ વચ્ચે વેગવહન વીંટાયાં જ્યાં
ઝંકૃતિ નીરખાતી એવે અથડાતા ગંભીર રવ ત્યાં.

કાળરાત્રિના કળકળતા એ ચડકભર્યાં ને ઘોર નિનાદ
જીવનને વીંટીને કાઢે જીવનનું નવનીત અથાક.
અથાક જીવન થાકયા એના આત્માને સડોવ્યા જ્યાં
અફાટ વિશ્વે વિશ્વજનોનાં વૈભવ સૌ વટલાવ્યા જ્યાં.

ત્યાંથી ભૂલી પથદર્શક જીવનની સાચી એ કેડી
ત્યાંથી અટવાયેલા એવા અટવી અંધારે અટકયા.
કાળી ઘોર નિશાનાં એવાં કાજળકાળાં કૃત્ય બધાં
સદૈવ જીવનમાં દેખાતાં તરવરતાં ચોખ્ખાંય બધાં.

★

'સુધાંશુ'

## હુંપણુ

આ વેલીને ફૂલ ને કુંપળ
  એને કયાં છે હૈયે 'હુંપણુ' !
ઊગવું, ખીલવું, ફૂલવું, ઝૂલવું,
  કેમ કરી રંગતમૂલ મૂલવું ?
કોઈ નેનને આપે આનંદ
  એય અમૂલી સુ-પળ;
  એને કયાં છે હૈયે 'હુંપણુ' !

આ જલને સિન્ધુ સગપણુ
  એને કયાં છે હૈયે 'હુંપણુ' ?
વીજઘનનું રહ્યું વ્યોમવિહારી
  સ્વૈર રમણની યારી દુલારી
ચગત જંગી જલધિને ધારી
  નથી ઘડીનું ઘડપણ;
  એને કયાં છે હૈયે 'હુંપણુ' !

આ નભને તેજલ ભલપણુ
  એને કયાં છે હૈયે 'હુંપણુ' !
હે શિવસુંદર! સ્નેહ સનાતન!
  મ્હારા આતમનું રૂપલું તન;
તુંહી શિર, તુંહી છતર મુકટવર,
  તું અસતો સહુ દુપણ;
  એને કયાં છે હૈયે 'હુંપણુ' !

★





દેવજી રા૦ મોઢા

## ઓ કેડી !

કેડી ! ઓ કેડી !
ડુંગરની ટોચ પરે ચડતી હો તો
મને આંગળીએ ઝાલી જા તેડી !
ઓ કેડી !

ઉષાના રંગ હજી રેલ્યા 'તા આભમાં,
સવિતાએ કાઢી ન'તી કોર;
વ્હેલી પરોઢમાં મેં આદર્યો પ્રવાસ, આ તો
ઢળવાયે આવ્યા બપ્પોર !
થશે આથમતા પ્હોર !
મેં તો ખોટા મારગડાની વનરા વેડી :
ઓ કેડી !

ચાલી ચાલીને મારાં ચરણો થાકિયાં,
ચાલ્યે જવાતું અવિરામ;
તૂટી ગયો રે મારી આશાનો તાંતણો,
ખૂટી ગઈ મારી હૈયાની હામ !
નહીં પળનો વિશ્રામ !
આ પાંપણુ બે આંખની ના થૈ રે ભેળી !
ઓ કેડી !

સરખાં સૌ વન અને સરખી વનરાઈઓ,
સરખા વીંઝાય છે સમીર;
સરખાં સલિલ અને સરખી શેવાળ છે,
સરખા સૌ ઝરણાંના તીર !
વળી કોયલ ને કીર,
સૌ સરખા રહે છે-શા યે સૂરો છેડી !
ઓ કેડી !

ભવની ભુલામણીમાં ભટકું હું બ્હાવરો,
છટકું શી રીતે બ્હાર ?
ઘાણીના બેલ સમો આ તો લાગે છે જાણે,
આજે મારો અવતાર !
મારાં ભ્રમણો અપાર !
મેં તો ઘણી બધી ખેપ ખાલી ખાલી ખેડી !
રહી આઘી આઘી હજી સપનાં-દેરી !
ડુંગરની ટોચ પરે ચડતી હો તો
મને લેતી જા કાખમાં તેડી !
મા ! કેડી !

★

પ્રો. ગોવિન્દભાઈ પરેલ

## રૂપ ગમે તે ધારો

રૂપ ગમે તે ધારો,
હે પ્રિયતમ હે અભિનવસુંદર ! કેમ ભૂલું અણસારો ?
રૂપ ગમે તે ધારો.
પ્રીતની રીત રહે છો વિધવિધ
રૂપ અરૂપયે છો હો,
પાસ યદિ હો અંતરથી કે
પાર ક્ષિતિજની હોવો;
ચિત્ત ચઢે અભિસારે નિશદી એવો રંગ તમારો.
રૂપ ગમે તે ધારો.
ક્યાંય સુધી હૈયામાં કેવા
રહ્યા લઘુક રૂપ ધારી !
સચરાચરના થયા પછી શા
કોમલ કાંત વિહારી !
દષ્ટિદોરે રહી છતાં હું ગાંઠી અંતર-તારો.
રૂપ ગમે તે ધારો.
નીરવ ગોપન ભલે કહે ના
હવે કયહીં તમ વાસો,
પ્રેમ વિહારે તમે સજ્યાં તે
સપનાં કરે પ્રવાસો;
અતીતનેયે આંજે એવો એનો આજ ધખારો.
રૂપ ગમે તે ધારો.

★

'રાજહંસ'



# સમયના સૂર-તાર

**નવી યાદવાસ્થળીનાં મંડાણ**

સામ્યવાદી રાજ્યોમાં ફાટફૂટ નહિ પડે એ માન્યતા હવે જૂની થવા લાગી છે. સંભવ એવો છે કે એમનામાં જ ભંગાણ પડે, અંદરના વિખવાદ તીવ્ર બને, ને એવા ભડકામાંથી આપસમાં હોળીય પ્રગટે. આવાં ભંગાણો થતાં હોય તો કેટલીક વખત એ દબાવી દેવાય, કયારેક રીઝવી લેવાય. પણ એ સંપ કાયમનો જળવાયેલો રહે એ માની શકાય એવું નથી.

ઘણાં વર્ષો સુધી સામ્યવાદે એવો પ્રચાર કર્યો કે મૂડીવાદી દેશો આપસમાં લડી મરવાના છે. એમની ભૂલ એ થઈ હતી કે સામ્યવાદ સામે મૂડીવાદ નહોતો પણ વ્યક્તિવાદ હતો, માણસની સ્વતંત્ર રહેવાની કુદરતી ભાવના હતી. માણસને ઝઝૂમવું છે, જીતવું છે, પોતાનું સ્વર્ગ રચવું છે. એ મથામણમાં એની શક્તિઓ ખીલે છે. ને જે વિજયો એના પોતાના છે એમાં એ રાચે છે. એ જ એના આનંદ છે. એને આપસમાં લડી મરવું નથી, પણ સહુની સાથે સ્વતંત્ર રીતે રહેવું છે.

આલ્બેનીઆએ સામ્યવાદી તંત્ર સામે જરાક માથું ઊંચકી જોયું છે. પણ મગતરાંને મસળી નાખતાં વાર કેટલી! છતાં હજુ એની રાહ જોવાય છે. એને વળી હક કેવો! એને મોટા ધ્યેયની સિદ્ધિ ખાતર બલિદાન થવું જોઈએ કે પછી ઉત્કટપણે મુક્ત માનવની ઝંખના રાખનાર કુદરતી માનવી રહેવું જોઈએ— આ સવાલ સામ્યવાદી દેશોમાં ચર્ચાય છે. પોલેન્ડ જેવા દેશે આલ્બેનીઆ સાથે અસહકાર શરૂ કરી દબાણ મૂક્યું છે, હંગેરી પણ એમ કરશે કે ચેકોસ્લોવાકીઆ તેમ કરશે. એકંદરે તો ચાવી ખાસ રશિયાના હાથમાં છે.

એક વખત એવો હતો કે સામ્યવાદીઓનું પ્રચાર સૂત્ર—'અમારાં બંધનો સિવાય ગુમાવવાનું ગુલામોને શું હોય!'—દુનિયાની પીડિત પ્રજાઓમાં ઘૂમી રહ્યું હતું. હવે ગુલામ દેશો સ્વતંત્ર થવા લાગ્યા છે, સમૃદ્ધિ તરફ વળવા લાગ્યા છે. જે જેની પાસે કંઈક 'ગુમાવવા જેવું' પ્રાપ્ત થયું છે તે એને જાળવવા મથશે. એની હરોળના બીજા એને દબાવી જાય તે એને નહિ રુચે. સત્તાની વહેંચણી થતી હોય એવા દરબારમાં એ માગણી કરતો ઊભો રહેશે. ને આજે સામ્યવાદી રાજ્યોની પરિષદમાં એવો ઘાટ શરૂ થવા લાગ્યો છે. રશિયા એકચક્રે બધે રાજ કરી ગયું, હવે એનું એકલાનું નહિ ચાલે. ત્યાં ચીનનું પૂછવું જ શું! અંદરઅંદરની લડાઈ, યાદવાસ્થળીનું નવા સ્વરૂપે મંડાણ થઈ રહ્યું છે.

જેમની પાસે ઊંચા સિદ્ધાંતોનું પીઠબળ નથી પણ ભૌતિક સુખો વધારવાની જ મુખ્ય મુરાદ છે તેમની ટોચ વહેલી આવી જવાની, ને ટોચ આવી એ પછી તો નીચે ગબડવાનો કુદરતી ધારો છે.

એવી બીજી વાત. ચોર લૂંટારુઓ કામ પાર પાડતાં સુધી જ સંપ કે શિસ્ત જાળવી શકે. હાથમાં લૂંટનો માલ આવી ગયો એટલે ઝઘડાના. નવાઈની વાત એ છે કે જેઓ માલિકીપણું મીટાવવા મેદાને પડ્યા છે એ જ મોટા માલિક થઈ પડે છે, એમને જ મોટાં લશ્કરોની કાયમ ઓથ લેવી પડે છે. સાથીદારોનાં ખૂન કરવાં પડે છે, બીજાને અવિશ્વાસથી જોવા પડે





છે, કૃત્રિમ ભય ઊભા રાખવા પડે છે, ને નિતનિત નવી આસુરી શક્તિની ઉપાસનામાં રહેવું પડે છે. સ્ટાલીનની જે સ્થિતિ હતી તે કરતાં ખ્રુશ્ચોવની સ્થિતિ બહુ જુદી પડતી નથી. જે ફેર દેખાયું તે તો સ્ટાલીનનું શબ, એની માનભરી કબર તો ખ્રુશ્ચોવે પોતાને માટે અનામત રાખી છે.—રીતે, રસમે, સત્તાલાલસાએ ને છેવટના અંજામે એ સ્ટાલીનથી જુદો નથી.

સામ્યવાદે સમષ્ટિનું હિત આગળ ધર્યું. એ સત્યમાં ગુણ હતો એટલે દુનિયામાં પંકાયું, ફેલાયું. એ પછી નવાં સત્યો એને જડ્યાં નથી. જે જડ્યું હતું તેનોય સત્તા પર ટકી રહેવા દુરુપયોગ કર્યો. ભયંકર ધડાકા કર્યા. જનતાના નામે દુનિયાભરમાં શાપ જેવા બની રહ્યા. વિશ્વમતની આવી અવહેલના બીજા કોઈએ ક્યારેય નથી કરી.

હજુ આ વાદ ટકી રહ્યો છે, કૈંક આગળ પણ વધી રહ્યો છે કારણ કે તે વિના જૂના શાહીવાદી દેશોનો નશો ઊતરે એમ નહોતો. જ્યારે ફ્રાંસ, પોર્ટુગલ, ને દક્ષિણ આફ્રિકા જેવા દેશોની આંખો ઊઘડી જશે ત્યારે સામી બાજુનું બળ પણ આપોઆપ તૂટી જવાનું. એમની છેદ તે બીજાની શક્તિ થઈ પડી છે. જ્યારે એકમાં સમજણ આવી જશે—ને એ તો આવવી જ જોઈ શે—ત્યારે સામ્યવાદ કોની સામે આથડશે ? નહિ આથડે તો એ કેવી રીતે શાંત રહી શકશે ? ને અશાંત રહીને એમનું જુથ ક્યાંથી ટકી શકવાનું હતું ?

સાથે ટકી રહેલ જે ગુણો ખીલવવા જોઈએ તે સામ્યવાદે ખીલવ્યા નથી. વ્યક્તિવાદવાળા દેશમાં જ માનવીએ જીવનનાં ઉત્તમ મૂલ્યો શોધ્યાં છે, ગુણો ખીલવ્યા છે. આ વાતનો સ્વીકાર હવે રશિયામાં થવા લાગ્યો છે.

### પરદેશનીતિ—દહીં છે કે છાશ ?

પણ નેહરુ એમ મનાવે છે કે રશિયા અને અમેરિકા વચ્ચે બહુ તફાવત નથી, એ બે દેશો વચ્ચે વહેલી સમજુતી થવાનો સંભવ એ જોઈ રહ્યા છે. આટલો વિશાળ અનુભવ મેળવી આવું વિધાન નેહરુ કરે ત્યારે ચકિત થઈ જવાય છે.

સ્વરાજ પછીની પરદેશી નીતિ ઘડતી વેળા તટસ્થતા પર જે વજન હતું તે ખસીને હવે બંને જુથના પ્રીતિપાત્ર રહેવા તરફ વળ્યું છે. બધાં જાહેર નિવેદનો એ રીતે કરવામાં આવે છે કે બંનેમાંથી કોઈને ખાસ માઠું ના લાગે, લાગી જાય તો એના ઉપર ઠંડુ પાણી રેડતાં વાર શી ! તટસ્થ દેશ તો સ્વીટ્ઝરલેંડ. આપણે તટસ્થમાંથી નીચે ઊતરી હવે સ્વતંત્ર નીતિ શરૂ કરીએ છીએ, ત્યારે એટલું જોવું જોઈએ કે સંડોવાઈએ પણ છીએ. અને જેમણે સંડોવાવું હોય એમણે વધારે સારી, ધ્યેયલક્ષી, પરદેશનીતિ રાખવી જોઈએ, એટલું જ નહિ પણ એવી નીતિની જોરદાર હિમાયત કરી, ધીરજથી, ચીવટથી, શ્રદ્ધાથી વળગી રહી એ નીતિને પાર પાડવાની કળા પણ મેળવવી જોઈએ. નેહરુ પાસે આની છત છે ખરી ?

આપણે રાષ્ટ્રસંઘના નિર્ણયો ઘડવામાં એવો ફાળો આપ્યો છે કે બંને સત્તાજુથને માઠું ના લાગે, બંને સંમત રહે એમ કરવા જતાં આપણે ઘર્ણા ઢેલ્યાં છે, સમયને પાકવા દીધો છે. પણ એમ કરીને સારી નીતિનું સમર્થન કરી શક્યા નથી. આ બંને જુથને ખપે એવા અડૂકદડૂકીઆનો પાર્ટ ભજવવો હોય તોયે લાંબો વખત એમ થઈ શકતું નથી. સ્પષ્ટ—નીડર વાણી હોય તો જ એ સંભળાય છે, તો જ એ પ્રભાવ પાડી શકે છે, તો જ એ ફળ નીપજાવી શકે છે. નેહરુએ હવે સાચાં મૂલ્યોની પ્રતિષ્ઠા કરતા થવું જોઈશે. ને એમ કરવામાં મેનનનો સાથ છોડવો પડે તો આટલા અનુભવે નેહરુએ એનો વસવસો રાખવો ઠીક નથી. ભારતીયતા જેની દૃષ્ટિમાં આવતી નથી એવાને વિશ્વ-સંસ્થામાં આપણા આગેવાન ઠરાવી કેમ મોકલી શકીએ ? મેનને હવે ઉત્તર મુંબાઈમાં વોટર્લુની લડાઈ લડવી રહી—પોતાની અને ભારતમાં અત્તાવાર પ્રવેશતી સામ્યવાદી રીતની.

અમેરિકાના પ્રવાસમાં નેહરુએ ખ્રુશ્ચોવ વતી વારંવાર



'રાજહંસ'

# સમયના આર-તાર

## નવી જાદવાસ્થળીનાં મંડાણ

સામ્યવાદી રાજ્યોમાં ફાટફૂટ નહિ પડે એ માન્યતા હવે જૂની થવા લાગી છે. સત્ય એવું છે કે એમનામાં જ ભંગાણ પડે, અંદરના વિખવાદ તીવ્ર બને, ને એવા ભડકામાંથી આપસમાં હોળીય પ્રગટે. આવાં ભંગાણો થતાં હોય તો કેટલીક વખત એ દબાવી દેવાય, ક્યારેક રીઝવી લેવાય પણ એ સંઘ કાયમનો જોડાયેલો રહે એ માની શકાય એવું નથી.

ઘણાં વર્ષો સુધી સામ્યવાદે એવો પ્રચાર કર્યો કે મૂડીવાદી દેશો આપસમાં લડી મરવાના છે. એમની ભૂલ એ થતી હતી કે સામ્યવાદ સામે મૂડીવાદ નહોતો પણ વ્યક્તિવાદ હતો, માણસની સ્વતંત્ર રહેવાની કુદરતી ભાવના હતી. માણસને ઝઝૂમવું છે, જીવવું છે, પોતાનું સ્વર્ગ રચવું છે. એ મથામણમાં એની શક્તિઓ ખીલે છે ને જે વિજયો એના પોતાના છે એમાં એ રાચે છે. એ જ એનો આનંદ છે. એને આપસમાં લડી મરવું નથી, પણ સહુની સાથે સ્વતંત્ર રીતે રહેવું છે.

આલ્બેનીઆએ સામ્યવાદી તંત્ર સામે જરાક માથું ઊંચકી જોયું છે. પણ મગતરાંને મસળી નાખતાં વાર કેટલી? છતાં હજુ એની રાહ જોવાય છે. એને વળી તક કેવી? એને મોટા ધ્યેયની સિદ્ધિ ખાતર બલિદાન દેવું જોઈએ કે પછી ઉદ્ધતપણે મુક્ત માનવની ઝંખના રાખનાર કુદરતી માનવી રહેવું જોઈએ— આ સવાલ સામ્યવાદી દેશોમાં ચર્ચાય છે. પોલેન્ડ જેવા દેશે આલ્બેનીઆ સાથે અસહકાર શરૂ કરી દબાણ મૂક્યું છે, હજી પણ એમ કરશે કે એ રુમાનીઆ તેમ કરશે. એકંદરે તો સાચી ચાવી રશિયાના હાથમાં છે.

એક વખત એવો હતો કે સામ્યવાદીઓનું પ્રચારસૂત્ર—'અમારાં બંધનો સિવાય ગુમાવવાનું ગુલામોને શું હોય?'—દુનિયાની પછાત પ્રજાઓમાં ઘૂમી રહ્યું હતું. હવે ગુલામ દેશો સ્વતંત્ર થવા લાગ્યા છે, સમૃદ્ધિ તરફ વળવા લાગ્યા છે. જે જેની પાસે કંઈક 'ગુમાવવા જેવું' પ્રાપ્ત થયું છે તે એને જાળવવા મથશે. એની હરોળના બીજા એને દબાવી જાય તે એને નહિ રુચે. સત્તાની વહેંચણી થતી હોય એવા દરબારમાં એ માગણી કરતો ઊભો રહેશે. ને આજે સામ્યવાદી રાજ્યોની પરિઘમાં એવો ઘાટ શરૂ થવા લાગ્યો છે. રશિયા એકલે ભલે રાજ કરી ગયું, હવે એનું એકલાનું નહિ ચાલે. ચીનનું પૂછવું જ શું! અંદરઅંદરની લડાઈ, જાદવાસ્થળીનું નવા સ્વરૂપે મંડાણ થઈ રહ્યું છે.

જેમની પાસે ઊંચા સિદ્ધાંતોનું પીઠબળ નથી પણ ભૌતિક સુખો વધારવાની જ મુખ્ય મુરાદ છે તેમની ટોચ વહેલી આવી જવાની, ને ટોચ આવી એ પછી તો નીચે ગબડવાનો કુદરતી ધારો છે.

એવી બીજી વાત ચોર લૂંટારુઓ કામ પાર પાડતાં સુધી જ સંપ કે શિસ્ત જાળવી શકે. હાથમાં લૂંટનો માલ આવી મળ્યો એટલે ઝઘડવાના. નવાઈની વાત એ છે કે જેઓ માલિકી મિટાવવા મેદાને પડ્યા છે એ જ મોટા માલિક થઈ પડે છે, એમને જ મોટાં લશ્કરોની [illegible] ઓથ લેવી પડે છે, સાથીદારોનાં ખૂન કરવાં પડે છે, બીજાને અવિશ્વાસથી જોવા પડે





છે, કૃત્રિમ ભય ઊભા રાખવા પડે છે, ને નિતનિત નવી આસુરી શક્તિની ઉપાસનામાં રહેવું પડે છે. સ્ટાલીનની જે સ્થિતિ હતી તે કરતાં ખ્રુશ્ચોવની સ્થિતિ બહુ જુદી પડતી નથી. જે ફેંકી દેવાયું તે તો સ્ટાલીનનું શબ, એની માનભરી કબર તો ખ્રુશ્ચોવે પોતાને માટે અનામત રાખી છે.--રીતે, રસમે, સત્તા-લાલસાએ ને છેવટના અંજામે એ સ્ટાલીનથી જુદો નથી.

સામ્યવાદે સમષ્ટિનું હિત આગળ ધર્યું. એ સત્યમાં ગુણ હતો એટલે દુનિયામાં પંકાયું, ફેલાયું. એ પછી નવાં સત્યો એને જડયાં નથી. જે જડયું હતું તેનેય સત્તા પર ટકી રહેવા દુરુપયોગ કર્યો. ભયંકર ધડાકા કર્યા. જનતાના નામે દુનિયાભરમાં શાપ જેવા બની રહ્યા. વિશ્વમતની આવી અવહેલના બીજા કોઈએ ક્યારેય નથી કરી.

હજુ આ વાદ ટકી રહ્યો છે, કૈંક આગળ પણ વધી રહ્યો છે કારણ કે તે વિના જૂના શાહીવાદી દેશોનો નશો ઊતરે એમ નહોતો. જ્યારે ફ્રાંસ, પોર્ટુગલ, ને દક્ષિણ આફ્રિકા જેવા દેશોની આંખો ઊઘડી જશે ત્યારે સામી બાજુનું બળ પણ આપોઆપ તૂટી જવાનું. એમની છૂદ તે બીજાની શક્તિ થઈ પડી છે. જ્યારે એકમાં સમજણ આવી જશે—ને એ તો આવવી જ જોઈશે—ત્યારે સામ્યવાદ કોની સામે આથડશે ? નહિ આથડે તો એ કેવી રીતે શાંત રહી શકશે ? ને અશાંત રહીને એમનું જુથ ક્યાંથી ટકી શકવાનું હતું ?

સાથે ટકી રહેલ જે ગુણો ખીલવવા જોઈએ તે સામ્યવાદે ખીલવ્યા નથી. વ્યક્તિવાદવાળા દેશમાં જ માનવીએ જીવનનાં ઉત્તમ મૂલ્યો શોધ્યાં છે, ગુણો ખીલવ્યા છે. આ વાતનો સ્વીકાર હવે રશિયામાં થવા લાગ્યો છે.

### પરદેશનીતિ—દહીં છે કે છાશ ?

પણ નેહરુ એમ મનાવે છે કે રશિયા અને અમેરિકા વચ્ચે બહુ તફાવત નથી, એ બે દેશો વચ્ચે વહેલી સમજુતી થવાનો સંભવ એ જોઈ રહ્યા છે. આટલો વિશાળ અનુભવ મેળવી આવું વિધાન નેહરુ કરે ત્યારે ચકિત થઈ જવાય છે.

સ્વરાજ પછીની પરદેશી નીતિ ઘડતી વેળા તટસ્થતાં પર જે વજન હતું તે ખસીને હવે બંને જુથના પ્રીતિપાત્ર રહેવા તરફ વળ્યું છે. બધાં જાહેર નિવેદનો એ રીતે કરવામાં આવે છે કે બંનેમાંથી કોઈને ખાસ માઠું ના લાગે, લાગી જાય તો એના ઉપર ઠંડુ પાણી રેડતાં વાર શી ! તટસ્થ દેશ તો સ્વીટ્ઝરલેંડ. આપણે તટસ્થમાંથી નીચે ઊતરી હવે સ્વતંત્ર નીતિ શરૂ કરીએ છીએ, ત્યારે એટલું જોવું જોઈએ કે સંડોવાઈએ પણ છીએ. અને જેમણે સંડોવાવું હોય એમણે વધારે સારી, ધ્યેયલક્ષી, પરદેશનીતિ રાખવી જોઈએ, એટલું જ નહિ પણ એવી નીતિની જોરદાર હિમાયત કરી, ધીરજથી, ચીવટથી, શ્રદ્ધાથી વળગી રહી એ નીતિને પાર પાડવાની કળા પણ મેળવવી જોઈએ. નેહરુ પાસે આની છત છે ખરી ?

આપણે રાષ્ટ્રસંઘના નિર્ણયો ઘડવામાં એવો ફાળો આપ્યો છે કે બંને સત્તાજુથને માઠું ના લાગે, બંને સંમત રહે એમ કરવા જતાં આપણે ઘણાં ઠેલ્યાં છે, સમયને પાકવા દીધો છે. પણ એમ કરીને સારી નીતિનું સમર્થન કરી શક્યા નથી. આ બંને જુથને ખપે એવા અડુકદડુકીઆનો પાર્ટ ભજવવો હોય તોયે લાંબો વખત એમ થઈ શકતું નથી. સ્પષ્ટ–નીડર વાણી હોય તો જ એ સંભળાય છે, તો જ એ પ્રભાવ પાડી શકે છે, તો જ એ ફળ નીપજાવી શકે છે. નેહરુએ હવે સાચાં મૂલ્યોની પ્રતિષ્ઠા કરતા થવું જોઈશે.

ને એમ કરવામાં મેનનનો સાથ છોડવો પડે તો આટલા અનુભવે નેહરુએ એનો વસવસો રાખવો ઠીક નથી. ભારતીયતા જેની દૃષ્ટિમાં આવતી નથી એવાને વિશ્વ-સંસ્થામાં આપણા આગેવાન ઠરાવી કેમ મોકલી શકીએ ? મેનને હવે ઉત્તર મુંબાઈમાં ચૂંટણીની લડાઈ લડવી રહી—પોતાની અને ભારતમાં સત્તાવાર પ્રવેશતી સામ્યવાદી રીતની.

અમેરિકાના પ્રવાસમાં નેહરુએ ખ્રુશ્ચોવ વતી વારંવાર

ખાતરી કરાવી કે એમને શાંતિ ખપે છે, યુદ્ધ કરવું નથી. કુશ્ચોવના મનમાં શું છે એ વિષે ભારતના વડાપ્રધાન આટલી ખાતરીથી ના બોલ્યા હોત તો સારું દર વર્ષે યુદ્ધની અજોડ તાકાતનું પ્રદર્શન કરી જગત આખાને દિગ કરવા જે મથે છે એ કુશ્ચોવનો શો ભરોસો? એ યુદ્ધ નહિ કરે તો એનો ભાઈ કરશે, ચીન પાસે કરાવશે, પાકિસ્તાનની રીત મુજબ યુદ્ધ કર્યાનો સામો આક્ષેપ મૂકી લડશે, અગર નેહરુ જેવાને આગળ ધરતા રહી વગર લડાઈએ સામ્યવાદી વિજયો મેળવતા જશે.

પરિસ્થિતિનો સ્વીકાર કરી લાચારી અનુભવવાની નેહરુની ખાસિયત છે. એટલા જોરે વિશ્વપ્રશ્નો કેમ ઉકલી શકાશે? કે પછી આદર્શોના દહીંને અપથ્ય માની એમાં વ્યવહારનાં જળ ઉમેરી—જગત આગળ આપણે છાશ ધરવા ફરીએ છીએ?

**: માનવીની જાતખેડ જોઈએ—અવેજી નહિ**

આપણી માગણી તો બુલંદ હોવી જોઈએ, જેથી જગતની પ્રજાઓનું ખમીર ઉછળે.

દેશદેશની પ્રજાઓ એમની ધરતીનાં છોરુ છે તેમ સ્વામી પણ છે. એમનો અવાજ જ્યાં જ્યાં રૂંધાયો હોય ત્યાં રાષ્ટ્રસંઘે મદદે દોડવું જોઈએ. પહેલો સવાલ સુખસગવડો વધારવાનો નહિ, પણ માનવીને સ્વતંત્ર બનાવવાનો છે. એની આગવી સૂઝ સમજ સાહસ શક્તિ ને ભાવના ખીલવવાનો ધર્મ છે. મોમા કોળિયા ભરાવ્યાથી માનવીની પ્રગતિ થવી અશક્ય છે. પોતાના દેશવાસીઓ પણ જ્યારે મુરબ્બી બનીને એનું છત્ર કાયમ ધરી રહે તો એ વધુઠામાં માનવી ઊગી શકતો નથી.

જીવન એક લાંબો પંથ છે. એ વિકટ છે તેમ સુંદર પણ છે. એ પથે દરેકે જાતે જ જવું પડે છે, બીજા કોઈને ગયે કોઈનું ચાલતું નથી. હજાર સવાલ ઊઠે છે, એના જવાબ જાતે જ ખોળવા પડે છે. નિર્ણયો જાતે જ લેવા પડે છે. કોઈની અવેજી કુદરતને કબૂલ નથી.

આ જીવનપંથ ખેડવા માનવી સ્વતંત્ર હોવો જોઈએ. જ્યાં શાહીવાદે સંસ્થાનો જન્માવ્યાં હતાં, એ એમને ખાલી કર્યે જ છૂટકો. જ્યાં શાહીવાદ પગદંડો જમાવશે એવી ધરતીથી રુસ કે ચીન મદદ મોકલવું ગયું ને લશ્કરી સત્તાઓ આવી પડી એમણે પણ સત્તા છોડવી જ રહી. ચીન કે રુસે પોતપોતાના દેશ વિશે પણ એવી ખાતરી જગતને કરાવવી જ રહી. એ પછીયે એમના દેશમાં લશ્કરી સત્તા કાયમ થતી હોય તો જુદી વાત. પણ હમણાં જે થઈ ચૂકી છે તે યોગ્ય છે એમ કહેવું કોઈને શોભતું નથી.

માણસે હજુ ઘણું ખોળવા-મેળવવાનું છે. જે સિદ્ધિઓ એને મળી ચૂકી છે એ તો પ્રારંભની છે. આ સિદ્ધિઓને આપણે નવી નહિ ગણીએ, અગાઉ ઘણીવાર માણસે એ મેળવેલી લાગે છે. એ સિદ્ધિઓ ટકતી નથી કારણ કે માનવી એમને કાજે નાનો જણાયો છે. આ સિદ્ધિઓથી ચકિત થઈ જવાનું કારણ નથી. એ જીરવી શકે એવો માનવી બને ત્યારે આપણે જરૂર હર્ષ કહી શકીએ.

માનવીને મહાન બનાવનારી શક્તિ એની અંદર પડેલી છે, સર્વ ભૂતોના હૃદયપ્રદેશમાં રહેલી છે. એ નીડર, નિઃસ્વાર્થ, કરુણામય, શ્રદ્ધામય ને સર્વભૂતહિતરત બને ત્યારે એ ઈશ્વરી કૃપા વધારે ઝીલી શકે એવું પાત્ર બને. ત્યાં સુધી માનવી પોતાની જ ટૂંકી મર્યાદાઓ દૃઢ કરતો જાય છે.

આવી મર્યાદા એનું મોટું બંધન છે. પણ એ બંધન તો એણે જાતે જ તોડવાનું છે મુક્તિના એ કાર્યમાં નિયંત્રણો કે બાધાઓ નાખે તે સરકારો જૂની છે. ને એવી રાજ્યવ્યવસ્થાઓ ખતમ થાય એનો પ્રયાસ ભારતે કરવાનો છે. સ્વતંત્ર થયા પછીનું આ તેનું મુખ્ય કામ છે.

આમ થવું અશક્ય નથી, પણ યુદ્ધની ખુમારી ખતમ થઈ ગઈ હશે ત્યારે જ એ સૂઝ આવશે. એવી સૂઝ વહેલી આવો, ભલે યુદ્ધનો એક ભજવવો પડ્યો હોય તો એટલો જ્વર ભલે વેઠી લઈએ. એને પડકાર-

નહિ દઈશું, ત્યાં સુધી એ ડરાવ્યા કરશે. 'આવી જા' કહીશું તો જ વિદાય થશે.

આપબળે મથામણો વેઠતો માનવી જે વિકાસ કરી શકે તે જ દેશનો વિકાસ છે. કોળિયા ભરાવી ઉછરેલા માનવીનું ગજું કેટલું !

**પોલીસખાતાનાયે આરતી**

લશ્કરની બહેન તે પોલીસ. એની શતાબ્દી ઉજવી ભારતે એના વહીવટી તંત્રની ખુશામદ કરી છે.

દુઃખની વાત છે કે આપણાં છાપાંઓએ સંખ્યાબંધ પોલીસઅધિકારીઓના ફોટા છાપ્યા છે. પ્રધાનોએ છાતી કાઢી એમની સલામી ઝીલી એમને બિરદાવ્યા છે, એમને માનચાંદ આપ્યાં છે. પ્રજાની સામે રૂકાવટ રૂપે મૂકાયેલાં આ પોલીસખાતાની આવી આરતી ઉતારવાની કશી જરૂર નહોતી. સો વર્ષે પણ પોલીસ ના સુધરી એનો અફસોસ કરવો જોઈતો હતો.

સહુ જાણે છે કે રાજકારણ પોલીસખાતા સાથે સારા સંબંધ રાખવા માગે છે. તાલુકાના નાના કાર્યકરો એમની મારફતે ગેરલાભો ઉઠાવે છે. પોલીસના અધિકારીઓ તો જાણે છે કે એ કાર્યકરો એમની મારફતે ગુનાહિત કામો કરાવી લે છે, પોતે અપરાધી ઠરે છે.

પણ આંખ આડા કાન રાખી એમ ના ચલાવે તો એની સામે ફરિયાદો, આક્ષેપો, પ્રચાર, તપાસ, બદલીઓ, માનભંગ એવી પરંપરા ઊભી થઈ જાય છે, વેઠવી પડે છે. ને એટલો અણગમતો બોજો કોણ ઉઠાવે ?

નિતનવા કાયદા થતા જાય છે, ને એના છેડા પોલીસના હાથમાં જ સોંપવા પડે છે. નવા ધર્મોપદેશક રાજકર્તાઓ આ પોલીસને અજાણતાં મજબૂત બનાવી રહ્યા છે. જેટલી ધૂનો, જીદો, ગુલબાંગો, અખતરાઓ એમને કરવા હોય તે બધા માટે પીઠબળ લોકનું નહિ પણ પોલીસનું લઈ રહ્યા છે ને આ અધર્મની ભાગીદારીમાં આપણાં છાપાંઓ એમના હાથા બની રહ્યાં છે એ વધારે દુઃખદ છે. રૈયત તો રાંક છે. ગુના કરવાનું શિક્ષણ આપનાર કોઈ વડીલ હોય તો તે રાજકર્તા છે. એનો પક્ષ ને એનું તંત્ર. લાગવગ વાપરવી એટલે ગુનાભરી રીતે કામ કઢાવવું. ને લાગવગ વાપર્યા વિના આજે કોનું ચાલે છે ? ખોટી રીતમાં પોલીસની મદદ માગવી ને પછી એનો ડર રાખવો એવી વિચિત્ર ગોઠવણમાં આજે રૈયત ઉછરે છે.

ધન્ય છે અલ્હાબાદના ન્યાયાધીશ મુલ્લાં સાહેબને કે એમણે હિંમત કરી એકવાર એમનો અનુભવ જાહેર કરી દીધો કે આ દેશમાં સહુથી મોટો ગુનેગાર હોય, વ્યવસ્થિત પદ્ધતિથી એવું કામ ચાલતું હોય, સજામાંથી આબાદ છટકી જતો હોય છતાંયે પ્રતિષ્ઠા પામતો હોય, એવા કામનું જ પેન્શન પામતો હોય તો તે પોલીસ છે ! જ્યારે પોલીસ શતાબ્દી ઉજવાતી હતી ત્યારે આ શબ્દો રૈયતને વારંવાર યાદ આવતાં હતાં. ને પ્રજાના નામે થતી પ્રજાની જ વિડંબના કડવું કાળજે સહી રહ્યા હતા.

ચોરી, છેડતી, લાંચ, ધમકી, ખૂન આ ગુનાઓ પેલી દારૂબંધી આગળ જાણે ગૌણ ને વિસાત વગરના બની ગયા છે, રાજબીજની આગતા સ્વાગતા આગળ ભુલાઈ ગયા છે. હજારો પ્રજાજનોની વચમાં ઊભા રહી ગણવેશ પહેરેલો પોલીસ છડેચોક એની રીસ્ટવૉચ ચમકાવતો એક ગરીબ દાતણવાળી છોકરીને ધમકાવતો કોણે નથી જોયો ? ને નહિ દેખાતું એવું કેટલું હશે ને કેવું ભયંકર પણ હશે !

ખેર, કેટલાંક દૂષણો અનિવાર્ય સમજી નભાવી લેવાં પડે તો તેમ. પણ એની આરતી ઉતારવી એ તો દાઝ્યા ઉપરના ડામ જેવું થઈ ગયું.

પોલીસની બાદશાહી ક્યારેય નહોતી એવી હવે થઈ ચૂકી છે. એમને માથે દુઃખ હોય તો માથે ચડી ગયેલા પેલા નાના કાર્યકરોની રોજની સતામણી છે. એટલું બાદ કરીએ તો પોલીસને ઘી-કેળાં છે, ખૂનના કેસો કેમ ઢીલા કરવા એ એમને આવડે છે. ગુનેગાર દાદાઓને એ ઓળખે છે, જાણે છે ને ફેરવે છે. એમના અધિકારીવર્ગની સ્ત્રીઓ ઝાકઝમાળ રીતે રેસકોર્સ ઉપર પૈસા ઉડાવે છે. રૈયતના મનમાં એમની ઈજ્જત હજુ વસી નથી એ ઓછું કરુણ છે ?



**મજૂરોનાં બોનસ એ લોકશાહીનું લક્ષણ નથી**

અમદાવાદની મીલોએ પાંચ વર્ષમાં પાંચ કરોડ રૂપીઆ મીલમજૂરોના બોનસ તરીકે વહેંચવાનું કબૂલ કર્યું છે, માનો કે એમને કબૂલ રાખવું પડ્યું છે.

આ મજૂરોના હાથમાં ધન આવે તો એની અદેખાઈ કેમ થાય ! મજૂર એટલે સમાજવાદનો દેવતા. જે ધંધો કે ઉદ્યોગ જનતાનું વધારે શોષણ કરી શકે, અને એમાથી વધારે રકમ મજૂરો માટે ફાજલ પાડી શકે તેની વાહવાહ થવાની. એ મજૂરોના કાર્યકરો વિજયી બનીને હાથીની સવારીએ મહાલવાના. એમનો પક્ષ ચૂંટણી જીતી જવાનો.

મીલના મજૂરો જેટલો શ્રમ કરે છે કે જેટલી બુદ્ધિ વાપરે છે તે કરતાં બીજા ઉદ્યોગોમાં કામ કરતા મજૂરો કે ખેતીમાં રોકાયલા મજૂરો ઓછી બુદ્ધિ–શક્તિ નથી વાપરતા. છતાં, બોનસનાં ગાડાં તો જે ભાગોળે છૂટતાં હોય ત્યાં જ છૂટે છે. ને પોતાના જ જાતભાંઈઓની સરસાઈમાં પોતે વધારે પછાવી જતા હોય તેનો મીલમજૂરોએ ક્યારેય અફસોસ કર્યો નથી. સર્વ વર્ગોમાં સમાનતા લાવવાનું કહેતી કોંગ્રેસના મનમાં તો મીલમજૂરોને વધારે બોનસ એ પરમસંતોષની ઘટના છે. એમને એથી જાહેર જનતા ઉપર જે ભારણ થતું હોય તે દેખાતું નથી. પછી એ સાલે તો ક્યાંથી ?

મીલો આ રાજ્યમાં ઘણા નફા કેમ કરી શકતી હશે ? એ નફા શેઠીઆઓ કને તો એક કે બીજે રસ્તે રહે જ છે, એમાંથી મોટી રકમો મજૂરોને જ કેમ વહેંચી દેવાતી હશે ? ઈન્કમટેક્સ કે જકાતખાતું પોતાના કામદારોને આવકના ધોરણે બોનસ વહેંચી શકે તો જ મીલોના મજૂરોને એ આપી શકાય. રાષ્ટ્ર પાસેથી ધન પડાવી લેવું ને અમુક જ વર્ગમાં એની વહેંચણી કરવી એ શું લોકશાહીનાં લક્ષણ છે ?



ડુંગરાળ અને જંગલની વચ્ચે આવેલું નિર્મળ નામનું ગામ આંધ્ર પ્રદેશના વારંગલ જિલ્લાનું છે. એ ગામનાં કળાકારોનાં રમકડાં અને ચિત્રો સમગ્ર દેશમાં ખૂબ ખ્યાતિ પામ્યાં છે. ત્યાંનાં ફર્નીચર, દિવાલના ચાકળા વગેરે અનોખાં હોય છે. બાજુના ચિત્રમાં નિર્મળ ગામનો એક કળાકાર પડદો શીતરવામાં મશગૂલ બનેલો દેખાય છે.

# નિરાશા પછીની આશા

આ વિજ્ઞાનયુગમાં માનવી નિરાશ થઈ શકે તેમ નથી. પણ નિરાશાને બક્ષીય શકતો નથી. કાકાસાહેબે એમની મનનીય શૈલીમાં નિરાશાઓ પાછળ છુપાયેલી આશાનું કરેલું નિરૂપણ 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં મૂક્યું છે...

હજારો વરસોનો કડવો ઇતિહાસ કહે કે દરરોજનો નિરાશાજનક અનુભવ સાબિત કરી બતાવે પણ આપણે માનવ સ્વભાવની શુભ ભાવના ઉપર અવિશ્વાસ નહિ કરીએ. આપણા હૃદયમાં અશ્રદ્ધાને સ્થાન નહિ આપીએ. ભગવાને જે દુનિયાને પેદા કરી અને આજ સુધી માનવજાતને વિકાસ સાધવાની જે તક આપી એ જ ભગવાન માનવજાતને તેની જ બેવકૂફીથી આપઘાત કરવા નહિ દે. માનવજાતે આજ સુધી જે પ્રગતિ કરી છે એ જીવવા જેવી છે. એનો સત્યાનાશ ભગવાન કેવી રીતે થવા દે ? નવલકથાઓમાં કાંઈક બનાવ બને છે અને રસ્તો નીકળે છે. દુષ્ટોના બધાં કામ અફળ નીવડશે અને માનવજાત બચી જ જશે એવી અપેક્ષા આપણે હમેશાં રાખીએ જ છીએ. આ છે ભોળા હૃદયની શ્રદ્ધા. આવી શ્રદ્ધાને પણ નિરાશ થવાનો દિવસ આવે છે અને આપણે જોઈએ છીએ કે હવે નિરાશ થવાના દિવસો ખરેખર નજીક આવી ગયા છે. સદ્બુદ્ધિ, સદ્વાસના કે સદિચ્છાનું કશું ચાલતું નથી. ભગવાનનું રાજ્ય સ્થાપવાના બધા પ્રયત્નો નકામા નીવડે છે. જેના પર પૂરેપૂરો વિશ્વાસ રાખ્યો, જેની મદદથી ઈશ્વરી રાજ્ય સ્થાપવાની કોશિશ કરી એ લોકોમાં જ પાપ ઘૂસી ગયું છે એવું જોઈને એક માણસ કવિ ટેનિસનના શબ્દોમાં કહે છે— ખરેખર આ દુનિયા કોઈ ગૌણ અને નકલી ભગવાને બનાવી છે. જે મંગલ અને મહાન અખંડ કલ્યાણકારી ભગવાનની પૂજા આપણે કરીએ છીએ તેના હાથથી આ દુનિયા બની જ નથી.

પોતાના જીવનની સંધ્યાએ કવિવર રવીન્દ્રનાથે લગભગ આવી જ નિરાશાના બોલ ઉચ્ચાર્યા છે. ઓગણીસમી સદીની આખરે તેમણે બધે લડાઈની ભીષણ જ્વાળાઓ જોઈ હતી અને આ લોહિયાળ સંસ્કૃતિ માટે ચિંતા દર્શાવી હતી. જીવનની છેલ્લી પળો વેળાએ એ જ ચિન્તાને તેમણે વધારે ઊંડી ઊતરેલી જોઈ.

આજની દુનિયાની હાલત આના કરતાંય વધારે ખરાબ થઈ ગઈ છે. અને માનવીનું હિત કરવાની ઇચ્છા રાખનાર સમર્થ લોકોના હાથે જ સર્વનાશની તૈયારીઓ ચાલી રહી છે. આક્રંદ કરતું દિલ પૂછે છે કે ખરેખર નકલી ભગવાનના હાથે આ દુનિયા બની છે ? શ્રદ્ધાને આપણે ક્યાં સુધી પકડી રાખવી ?

શ્રદ્ધા કહે છે કે જ્યારે ઘનઘોર અંધારું છવાઈ જાય છે ત્યારે શ્રદ્ધાની સાચી કસોટી શરૂ થઈ જાય છે. આપણે શા માટે માની લઈએ કે સર્વનાશ જ આ સૃષ્ટિનું નિરીક્ષણ કરનાર મનુષ્યજીવનનું છેવટનું સત્ય





છે? પ્રલય પછી તો નવી દુનિયાનો આરંભ થાય છે. એક કલ્પનાનો વિકાસ એક યુગ સુધીનો છે. એને ખતમ કરીને, એનો બોજો ઉતારીને જ નવી સૃષ્ટિનું સર્જન થઈ શકે છે પુનર્જન્મમાં માનનારા આપણે જાણીએ છીએ કે એક જન્મનું સ્મરણ બીજા જન્મમાં થાય તો એથી લાભને બદલે નુકસાન જ થાય છે. એક જન્મના અનુભવથી જે પાઠ આપણે શીખીએ એનું રૂપાંતર સ્વભાવ અને સંસ્કારમાં થાય છે અને સ્મરણના ભાર વિનાની એ બધી પુંજી લઈને પ્રાણી નવો જન્મ લે છે

એ જ રીતે એક સંસ્કૃતિનો જેટલો વિકાસ થઈ શકે છે એટલો સિદ્ધ કર્યા પછી એ પ્રયોગનો પૂરો વિનાશ કરનારી યોજના જો ઇતિહાસલેખકની હોય તો એની સામેનો ઝઘડો ક્યાં સુધી ટકે?

અહિંસા માનવતાનો ધર્મ છે એ માટે આપણે અહિંસાથી પ્રેરાઈને વિનાશને ટાળવાની પૂરેપૂરી કોશિષ કરીએ. એ કોશિષનું ફળ કદાચ આજની સંસ્કૃતિમાં પણ મળે હિંસા ઉપર વિશ્વાસ રાખનારી આજની સંસ્કૃતિ ભસ્માસુરની જેમ પોતાના જ હાથ પોતાના માથા પર રાખીને પોતાનો વિનાશ નોતરશે, આપઘાતથી પૂર્ણાહુતિનો સંતોષ મેળવશે તો જ કદાચ અહિંસાપરાયણ નવસંસ્કૃતિનો જન્મ થશે. પૂરેપૂરી શ્રદ્ધાથી અહિંસાના પ્રયોગ કરનાર લોકોના હાથમાં કોઈ વાર કદાચ કાંઈ પણ ન આવે અને આજની સંસ્કૃતિથી હારીને એ જ ખાલી હાથે, પવિત્ર હાથે નવસંસ્કૃતિનું નિર્માણ થશે.

એટલે જ આપણે આપણી અમર અને પરમ શ્રદ્ધાને છોડીએ નહિ, ગુમાવીએ નહિ. શ્રદ્ધાપરાયણ થઈને આપણા પ્રયત્ન કરતા જ જઈએ. આ યુગમાં નહિ તો આવતા યુગમાં પણ એનું ફળ મળશે જ.

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે—એ જ સાચી આસ્તિકતા છે.



વિખ્યાત સંગીતકાર ફ્રાંઝ જોસેફ હાયડને ઘણાં વર્ષો સુધી હંગેરીના ઇસ્ટરહેઝી કુટુંબમાં નોકરી કરેલી. પોતે ઇસ્ટરહેઝી ઓરકેસ્ટ્રાનો આગેવાન હતો. ઘણીવાર ઓરકેસ્ટ્રાના માણસોને આ ઉમરાવ કુટુંબના દૂરના ગામડામાં આવેલા નિવાસસ્થાને મહેમાનોને સંગીત સંભળાવવા લાંબા સમય સુધી રહેવું પડતું. જો કે પ્રિન્સ ઇસ્ટરહેઝી ખૂબ જ ઉદાર દિલનો માણસ હતો. આમ છતાં સંગીતકારોને વિયેના ખાતેના પોતાના ઘરબાર છોડી લાંબા સમય સુધી ગામડામાં રહેવું ગમતું નહિ. પણ આ વાત પોતાના માલિકના ખ્યાલ પર લાવવી કેવી રીતે? આખરે ફ્રાંઝ જોસફે એક યુક્તિ રચી અને પોતાની નવી સૂરાવલીમાં આ વાત આબાદ ગોઠવી દીધી. એક સાંજના આ સૂરાવલી બજાવવામાં આવી. જ્યારે સૂરાવલી તેના આખરી તબક્કે પહોંચવા આવી ત્યારે બજવૈયાઓએ એકદમ સૂર રેલાવવા બંધ કરી દીધા. મ્યુઝિક, સ્ટેન્ડ પરની બળતી મીણબત્તીઓ એક પછી એક બુઝવી દીધી, અને દબાતા પગલે એક પછી એક તમામ બજવૈયાઓએ મંચ પરથી વિદાય લઈ લીધી.

પ્રિન્સ ઇસ્ટરહેઝી સંગીતકારોના મનની વાત સમજી ગયો. આ સૂરાવલી એ દિવસથી આજ સુધી 'વિદાય' (ફેરવેલ) સૂરાવલી તરીકે જ ઓળખાય છે.

ઈશ્વર પેટલીકર

# ઘરઘરનો સવાલ

સમજપૂર્વકની કુટુંબનિયોજનપદ્ધતિ અંગે પણ કેટલી બધી જાતના મતભેદ પ્રવર્તે છે? આ લેખની શરૂમાં આપેલો એવા જ એક જિજ્ઞાસુ અને સમજદાર યુવકનો પત્ર છે અને તે પત્રના જવાબ રૂપે લખાયેલ આ આખો લેખ આપણા જાણીતા નવલકથાકાર અને સામાજિક પ્રશ્નોના ઉકેલક લખ્યો છે...

હાલમાં મારી વય ૩૨ વર્ષની છે. મારે સંતતિમાં ત્રણ પુત્રો છે. તેમની ઉંમર અનુક્રમે ૮ વર્ષ ૪ વર્ષ અને સવા વર્ષ છે. હવે હું તેમજ મારાં પત્ની વધુ સંતતિ થાય તેમ ઇચ્છતાં નથી તે કારણસર અમારા બંનેમાંથી કોઈનું પણ સંતતિનિયમનને લગતું ઓપરેશન કરાવવાની વિચારણા ઘણા વખતથી કરીએ છીએ; પરંતુ ગાંધીજીના સાહિત્યની અસરને લઈ ને તે કરતા જાણે કંઈ કુદરત વિરુદ્ધ કરી રહ્યાં છીએ તેમ અમને લાગે છે; જે કારણસર તે પગલું ભરતા અચકાઈએ છીએ.

હાલમાં અમે લાંબો સમય સંયમ ઇચ્છતાં હોવા છતાં પાળી શકાતો નથી. તે માટે જુદા રહેવાની સગવડતા પાલવે તેમ નથી પરંતુ તે સામે હવે વધુ સંતતિ થયે તે અમારા કુટુંબ ઉપર બોજારૂપ થશે એવું લાગ્યા કરે છે. હાલમાં જે બાળકો છે તેમના પ્રત્યેની ફરજ બજાવવાની પ્રભુ પૂરતી તક આપે.

આ કારણસર સંતતિ-નિયમનને લગતું થોડું સાહિત્ય પણ વાંચ્યું છે, જેમાં મેં કુદરતના ડરને લઈને સલામત-સમય કયો તે જાણવા પ્રયાસ કર્યો જેથી સંતતિ-નિયમનને લગતાં સાધનો વાપરવા અગર તો ઓપરેશન કરાવવું ન પડે. પરંતુ સલામત-સમય કોઈ એક સરખો નથી કહેતું. જેથી તેમાં વિશ્વાસ બેસતો નથી. જેથી મહિનામાં એકાદ વખત પણ ભૂલેચૂકે કહેવાતા સલામત-સમયમાં શરીરસુખ ભોગવાય તો તેનાથી જે એક પ્રકારનો સંતોષ અને તૃપ્તિ અનુભવવી જોઈએ તેને ઠેકાણે ચિંતા, બેચેની અને મન ઉપર ઘણો જ બોજો ભવિષ્યની સંતતિના ભયને લીધે અનુભવું છું. આ સ્થિતિ મારી લગભગ કાયમની થઈ ગઈ છે. મારું એક મન, જ્યારે આ સ્થિતિમાં બહુ જ ત્રાસી જાઉં છું ત્યારે ઓપરેશનની તરફેણમાં દોડી જાય છે. પરંતુ તેની સાથે ઉપર જણાવ્યા મુજબ તેને માટે મૂંઝવણ અનુભવું છું. તો હાલના સંજોગો જોતા અને મારી સ્થિતિ જોતા આપને યોગ્ય લાગે તે માર્ગદર્શન આપવા કૃપા કરશોજી.

મહાત્માજીના વિચારો પ્રમાણે જ જો આ બાબતમાં અનુસરવું હોય તો પત્રલેખક જે સલામત સમયનો માર્ગ શોધે છે તે પણ કામ ન લાગે. મહાત્માજીએ તો એમ કહ્યું છે કે જો પતિને બાળકની જરૂર ન હોય અને છતાં વિષયસુખ માટે દેહસંબંધ કરે તો એ વ્યભિચાર કરે છે તેમ જ ગણાય. મતલબ કે દંપતીનો શરીરસંબંધ કેવળ સંતાનપ્રાપ્તિ માટે જ હોય. વિષયસુખ માટે નહિ.

આ પત્રલેખકની માફક એમના જેવી વિચારસરણી ધરાવનાર મારા એક મિત્ર દંપતીએ એક વર્ષ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી. બંને જાગ્રત હતાં એટલે એને કારણે કેવા પ્રત્યાઘાત પડતા હતા તે એ જોઈ શકતાં હતાં. જો એ એટલાં જાગ્રત ન હોત અને એ પ્રત્યાઘાત ન સમજી શક્યાં હોત તો કેવળ આ સાત્ત્વિક પ્રતિજ્ઞાને પરિણામે બંને એકબીજા ઉપર નારાજ થઈ જાત. પાળવા પડતા સંયમને લીધે એમના મન ઉપર જે તાણ પડતી હતી તે બીજા રૂપમાં, બીજા કામમાં વ્યક્ત થતી હતી. ગુસ્સો થઈ આવતો, રોષ થતો અને વર્તનમાં અસંતોષ દેખાતો હતો. બંને એનું કારણ સમજી ગયાં હતાં એટલે એકબીજા અંગે ગેરસમજ ન કરી બેઠાં, નારાજ ન થઈ ગયાં અને પ્રતિજ્ઞા પાળવાની ફરજ માનતાં હતાં એટલે વરસ પૂરું કર્યું. સ્થૂલ અર્થમાં પ્રતિજ્ઞા પૂરી થઈ, પણ એના સૂક્ષ્મ અર્થમાં સંયમનો આનંદ જે એમને પ્રાપ્ત થવો જોઈએ તે ન થયો. એ પ્રતિજ્ઞાથી જીવનમાં એ ઊંચે ચડયા તેમ એમને ન લાગ્યું. પરિણામે,



એક વર્ષ પછી નવાં બાળકોથી બચવા માટે ઓપરેશનનો માર્ગ લીધો અને આજે એ વાતને દસકો થયો છે. આ પગલું ભર્યું તે જ સ્વાભાવિક અને યોગ્ય છે તેમ એ માન્યતામાં દૃઢ થયાં છે.

આ પત્રલેખકને પણ સલામત સમયમાં નિશ્ચિંતતા ન વર્તી હોઈ તેવી જ માનસિક બેચેની શરીરસુખ ભોગવ્યા છતાં અનુભવ્યાનું જણાવ્યું છે. હું પોતે એવી માન્યતા ધરાવું છું કે બહુજનસમાજની રીતે આ પ્રશ્નને વિચારતાં સંયમનો માર્ગ ચીંધીને કેવળ બેસી રહેવાથી આ પ્રશ્નનો ઉકેલ નથી. દેશની વધતી જતી વસ્તીને રોકવા માટે અને કુટુંબમાં પણ સ્થિતિ સંજોગો અને વૃત્તિ પ્રમાણે બાળકોની મર્યાદા જરૂરી હોઈ, આ પ્રશ્નને કેવળ મહાત્માજી કે વિનોબાજી જેવા સંતોના માર્ગે ઉકેલવાનો નથી. આથી વ્યક્તિએ પોતાની જાતની જાંચ કરીને કુદરતી–અકુદરતીની દ્વિધામાં પડયા વિના વિચારવું જોઈએ.

સંતતિનિયમનના બે પ્રકાર છે. એક સંયમનો અને બીજો કૃત્રિમ સાધનોના ઉપયોગનો. પરંતુ પહેલે રસ્તે જવું અઘરું છે. કોઈ કોઈ દંપતી એવાં હશે કે જિંદગી પર્યંત સંયમ પાળવાનાં વ્રત લીધાં હોય. પણ આવા દાખલા હજારોમાં લાખોમાં એક ! બાકી બીજાં રહ્યાં પાંડુનાં વંશજ.

પાંડુને ખાતરી હતી કે પોતે સંયમ-ગુમાવશે તો મરણને ભેટવું પડશે, એ માટે એણે સંયમનો પથ સ્વીકાર્યો પણ ખરો. પરંતુ એક ક્ષણ એવી આવી કે પાંડુએ મરણને ભેટવાનું સ્વીકારીને વિષયસુખ ભોગવ્યું. એ રીતે આજે આપણે બધા આપણી સ્થિતિને ન પોષાય તેટલી પ્રજા કેવળ વિષયસુખને ખાતર જન્માવીએ છીએ.

એમાંથી ઊગરવું જોઈએ એમ તો સૌ કહે છે, પરંતુ કઈ રીતે ઊગરવું તે બાબતમાં મતભેદ છે. મતભેદમાં મુખ્ય એ છે કે સંયમનો કુદરતી રસ્તો લેવાવો જોઈએ —કૃત્રિમ સંતતિનિયમનનો અકુદરતી નહિ.

પહેલો રસ્તો લઈ શકાય તેને માટે તો કંઈ વિચારવાનું રહેતું નથી. પરંતુ એ રસ્તે જનાર અપવાદરૂપ રહેવાના. તો બાકીનાએ શું કરવું ?

એક બાજુ સુધારકો વિધવા-લગ્નને, પુરુષના મોટી ઉંમરના લગ્નને (એને અનુરૂપ સ્ત્રી હોય એ શરતે) સુધારા તરીકે છૂટ આપે છે. માણસ સંયમ ફરજિયાત પાળી ન શકે અને પળાવવામાં આવે તો વિકૃતિ જન્મે એ કારણ આ સુધારા પાછળ છે.

આમ સંયમ પાળવો સહેલો નથી એમ કહેનાર સુધારકો બીજી પળે સંતતિ-નિયમનની વાત આવે છે ત્યારે વિરોધ કરે છે: સંયમ પાળી સંતતિનિયમન કરો ! અકુદરતી રસ્તો ન સ્વીકારો.

પણ કુદરતી નથી એટલા કારણે વિરોધ શા માટે ? આજના આપણા રોજિંદા જીવનમાં કેટલાં તત્ત્વો કુદરતી છે અને કેટલાં અકુદરતી છે એનો આપણે વિચાર કરીએ છીએ ? પ્રાણીને જીવવા માટે જળ, અન્ન અને હવા ત્રણ વસ્તુ જોઈએ. આજે જળ પણ કુદરતી આપણે પીતા નથી; વોટર વર્કસની પાઈપોમા થઈને એ આવે છે. અન્નને જે રીતે આપણે રાંધીએ છીએ તે કુદરતી છે ? આપણે એવાં ગીચ ઘરો બાંધ્યાં છે કે કુદરતી હવા પણ કેટલાંકને મળે છે ? ઘર બાંધવાં ને કપડાં પહેરવાં એ કુદરતી છે ? ચા પીવી, બીડી પીવી, દારૂ પીવો, માંસ ખાવું, નાટક જોવા, સિનેમા જોવાં, વાંચવું, લખવું, આ બધું શું કુદરતી છે ? આપણે જો સાચું કુદરતી જીવન જીવવું હોય તો બીજાં વનપ્રાણીની અવસ્થામાં પાછા ફરવું જોઈએ ! દિવસે દિવસે આપણે વધુ ને વધુ અકુદરતી બનતા જઈએ છીએ. એ કારણે સંયમની કુદરતી વૃત્તિ પણ એટલા પ્રમાણમાં આપણી નષ્ટ થતી જતી હશે.

જો આપણે રોજિંદા જીવનમાં કુદરતી–અકુદરતીનો વિચાર ન કરતાં હોઈએ તો પછી કૃત્રિમ સંતતિ-નિયમન વખતે કેમ કુદરતી–અકુદરતી દલીલ આગળ કરીએ છીએ ? એનું કારણ એ છે કે આપણે આજના આપણા અકુદરતી જીવનથી એવા ટેવાઈ ગયા છીએ





કે એ જ આપણને કુદરતી લાગે છે; જેનાથી આપણે નથી ટેવાયા તેના વિષે વિરોધ કરીએ છીએ. વીજળીના દીવા શરૂ થયા ત્યારે સમાજમાં એક વર્ગ એવો હતો કે અકુદરતી તેજને લીધે આંખોને નુકશાન થાય છે માટે તેનો ઉપયોગ ન કરવો જોઈએ એમ કહેતો, અને એ કારણે સગવડ હોવા છતાં અમુક લોકોએ તેનો ઉપયોગ કરેલો પણ નહિ. પરંતુ એ દીવા જૂના થતા ગયા તેમ એની સામેની અકુદરતી દલીલ ઓછી થતી ગઈ; એ કારણે જે ઘરોમાં એ નહોતા પ્રવેશ્યા ત્યાં આજે એનો પ્રવેશ થઈ ગયો છે. એથી આંખોને નુકશાન નથી થતું એમ કહેવું નથી; પરંતુ નુકશાન થશે એ બીકે એનાથી દૂર ભાગવાની વૃત્તિ ગઈ છે, કારણ કે હવે એ કુદરતી લાગે છે।

એવી રીતે સંતતનિયમનનો સવાલ નવો છે. આજ સુધી સમાજમાં કૃત્રિમ રીતે સંતતિનિયમન કરવાની જરૂર ઊભી થઈ ન હતી; આજે આ સવાલ ઘર ઘરનો હોય તેમ લાગે છે. તેનું કારણ પણ સમાજ-જીવને જે પલટો લીધો તે છે. આપણી સામાન્ય પ્રજાનું જે ગરીબાઈભર્યું જીવનધોરણ છે તે ઊંચું લાવવું જોઈએ એમ સૌ કહે છે. એ જીવનધોરણમાં મોજશોખનો સમાવેશ ન કરો તો પણ પોષાક, ખોરાક, રહેવાની પૂરતી સગવડ, જીવનના વિકાસની સગવડ અને પ્રજાની ઊંચી કેળવણી, આટલાં વાનાંનો ઓછામાં ઓછો સમાવેશ કરવો જોઈએ. આ રીતે જે માણસ પોતાના કુટુંબનો વિચાર કરે છે તેણે આવકનાં સાધન મર્યાદિત હોય તે સંજોગોમાં સંતતિનિયમનનો રસ્તો લેવો રહેશે.

એક બીજો પણ વિરોધ છે નીતિનો. જે સ્ત્રી પુરુષ નવાં બાળક ઇચ્છતાં નથી તે એ બીકે પણ થોડાં સંયમશીલ રહે છે; તે આ રસ્તે જવાથી સંયમમાં ઢીલાં બનશે. આ દલીલમાં સત્ય નથી એમ ન કહી શકાય; પરંતુ નીતિનો આપણે બીજી રીતે પણ વિચાર કરવો જોઈએ.

નીતિ એટલે સમાજને ધારણ પોષણ કરનારો આચાર. એ અર્થમાં વધુ પડતાં બાળકોને જન્મ આપવો એ પણ નીતિ નથી. વળી ઉપરાઉપરી સુવાવડને લીધે સ્ત્રીના શરીરને જે ઘસારો પહોંચે છે, શરીર ખલાસ થઈ જાય છે, એમાં પણ નીતિ નથી. તે સાથે જે બાળકોનું પૂરતી રીતે પોષણ ન થઈ શકે, માબાપો પૂરતી કેળવણી ન આપી શકે એ પણ નીતિ નથી. આ રીતે વિચાર કરતાં સંતતિનિયમનને લીધે માણસ ઓછો સંયમી બનશે તેથી ગણાતો નીતિભંગ ઉપરના પરિણામ કરતાં ઓછો છે.

સંતતિનિયમન અંગે બીજી દલીલ એ છે કે કૃત્રિમ સાધનો સંપૂર્ણ ખાતરીદાયક નથી. એનો ઉપયોગ કરવા છતાં એ નિષ્ફળ નીવડ્યાના દાખલા બન્યા છે. પરંતુ આ દલીલ કરનાર એ ભૂલી જાય છે કે કોઈ વખત એવો અપવાદ બનતો હશે તેથી એ સાધનો ફાયદાકારક નથી એમ ન કહી શકાય. એમ કહી શકાય કે સંપૂર્ણ ફાયદાકારક નથી. એથી એકાદ બાળકનો ઉમેરો થવા સંભવ બને તો પણ બાળકોની મર્યાદા ઉપર કાબૂ આવશે. જે દંપતીને વિશેષ બાળકની જરૂર નથી એમ લાગે તે કૃત્રિમ સાધનોને બદલે ઓપરેશનનો રસ્તો પણ લઈ શકે. કૃત્રિમ સાધનો શરૂઆતમાં સુવાવડ વચ્ચેનાં લાંબા અંતર માટે ઉપયોગી ગરજ સારે, અને એ રીતે સ્ત્રીને ઉપરાઉપરી સુવાવડના ત્રાસમાંથી બચાવી શકાય. અમુક બાળકોની મર્યાદા પછી ઓપરેશનનો રસ્તો લેવાય તો એ સંપૂર્ણ ખાતરીદાયક બને. વળી સ્ત્રીના ઓપરેશન કરતાં પુરુષનું ઓપરેશન એવું નાનું અને સરળ છે કે ઓપરેશનનો ભય પણ ઊભો થાય એવો નથી.

આ પ્રશ્ન પશ્ચિમના પ્રવાહને લીધે આપણે ત્યાં આવ્યો છે એ સાચું, પરંતુ આપણી પ્રજાએ આનો વિચાર નહોતો કર્યો એમ નહિ. સંતતિનિયમનનાં આજના સાધનો પશ્ચિમનાં છે; પરંતુ વાત્સાયન કામસૂત્રમાં સંતતિનિયમન માટે ઉપાયો સૂચવેલા છે. એટલે આ મુદ્દો આપણે ત્યાં પણ જૂનો વિચારાયેલો છે જ. ને એ જૂનો ન હોય તો પણ પશ્ચિમમાંથી કોઈ વસ્તુ આવી છે એ કારણે સૂગ રાખ્યે પણ નહિ પાલવે. જ્યાં સુધી દુનિયાના દેશો ભૌતિક રચનાને કારણે

એક વર્ષ પછી નવાં બાળકોથી બચવા માટે ઑપરેશનનો માર્ગ લીધો અને આજે એ વાતને દસકો થયો છે. આ પગલું ભર્યું તે જ સ્વાભાવિક અને યોગ્ય છે તેમ એ માન્યતામાં દઢ થયાં છે.

આ પત્રલેખકને પણ સલામત સમયમાં નિશ્ચિતના ન વસી હોઈ તેવી જ માનસિક બેચેની શરીરસુખ ભોગવ્યા છતાં અનુભવ્યાનું જણાવ્યું છે. હું પોતે એવી માન્યતા ધરાવું છું કે બહુજનસમાજની રીતે આ પ્રશ્નને વિચારતા સંયમનો માર્ગ ચીંધીને કેવળ બેસી રહેવાથી આ પ્રશ્નનો ઉકેલ નથી. દેશની વધતી જતી વસ્તીને રોકવા માટે અને કુટુંબમાં પણ સ્થિતિ સંજોગો અને વૃત્તિ પ્રમાણે બાળકોની મર્યાદા જરૂરી હોઈ, આ પ્રશ્નને કેવળ મહાત્માજી કે વિનોબાજી જેવા સંતોના માર્ગે ઉકેલવાનો નથી. આથી વ્યક્તિએ પોતાની જાતની જાંચ કરીને કુદરતી–અકુદરતીની દ્વિધામાં પડ્યા વિના વિચારવુ જોઈએ.

સંતતિનિયમનના બે પ્રકાર છે. એક સંયમનો અને બીજો કૃત્રિમ સાધનોના ઉપયોગનો. પરંતુ પહેલે રસ્તે જવું અઘરું છે. કોઈ કોઈ દંપતી એવા હશે કે જિંદગી પર્યંત સંયમ પાળવાનાં વ્રત લીધાં હોય. પણ આવા દાખલા હજારોમાં લાખોમાં એક ! બાકી બીજાં રહ્યાં પાંડુનાં વંશજ.

પાંડુને ખાતરી હતી કે પોતે સંયમ ગુમાવશે તો મરણને ભેટવું પડશે, એ માટે એણે સંયમનો પથ સ્વીકાર્યો પણ ખરો. પરંતુ એક ક્ષણ એવી આવી કે પાંડુએ મરણને ભેટવાનું સ્વીકારીને વિષયસુખ ભોગવ્યુ. એ રીતે આજે આપણે બધા આપણી સ્થિતિને ન પોષાય તેટલી પ્રજા કેવળ વિષયસુખને ખાતર જન્માવીએ છીએ.

એમાંથી ઊગરવું જોઈએ એમ તો સૌ કહે છે, પરંતુ કઈ રીતે ઊગરવુ તે બાબતમાં મતભેદ છે. મતભેદમા મુખ્ય એ છે કે સંયમનો કુદરતી રસ્તો લેવાવો જોઈએ —કૃત્રિમ સંતતિનિયમનનો અકુદરતી નહિ.

પહેલો રસ્તો લઈ શકાય તેને માટે તો કંઈ વિચારવાનું રહેતું નથી. પરંતુ એ રસ્તે જનાર અપવાદરૂપ રહેવાના. તો બાકીનાએ શુ કરવું ?

એક બાજુ સુધારકો વિધવા-લગ્નને, પુરુષના મોટી ઉંમરના લગ્નને (એને અનુરૂપ સ્ત્રી હોય એ શરતે) સુધારા તરીકે છૂટ આપે છે. માણસ સંયમ ફરજિયાત પાળી ન શકે અને પળાવવામાં આવે તો વિકૃતિ જન્મે એ કારણ આ સુધારા પાછળ છે.

આમ સંયમ પાળવો સહેલો નથી એમ કહેનાર સુધારકો બીજી પળે સંતતિ-નિયમનની વાત આવે છે ત્યારે વિરોધ કરે છે: સંયમ પાળી સંતતિનિયમન કરો ! અકુદરતી રસ્તો ન સ્વીકારો.

પણ કુદરતી નથી એટલા કારણે વિરોધ શા માટે ? આજના આપણા રોજિંદા જીવનમાં કેટલાં તત્ત્વો કુદરતી છે અને કેટલાં અકુદરતી છે એનો આપણે વિચાર કરીએ છીએ ? પ્રાણીને જીવવા માટે જળ, અન્ન અને હવા ત્રણ વસ્તુ જોઈએ. આજે જળ પણ કુદરતી આપણે પીતા નથી; વૉટર વર્ક્સની પાઈપોમાં થઈને એ આવે છે. અન્નને જે રીતે આપણે રાંધીએ છીએ તે કુદરતી છે ? આપણે એવા ગીચ ઘરો બાંધ્યાં છે કે કુદરતી હવા પણ કેટલાકને મળે છે ? ઘર બાંધવાં ને કપડાં પહેરવાં એ કુદરતી છે ? ચા પીવી, બીડી પીવી, દારૂ પીવો, માંસ ખાવું, નાટક જોવા, સિનેમા જોવાં, વાંચવુ, લખવું, આ બધું શુ કુદરતી છે ? આપણે જો સાચું કુદરતી જીવન જીવવુ હોય તો બીજાં વનપ્રાણીની અવસ્થામાં પાછા ફરવું જોઈએ ! દિવસે દિવસે આપણે વધુ ને વધુ અકુદરતી બનતા જઈએ છીએ. એ કારણે સંયમની કુદરતી વૃત્તિ પણ એટલા પ્રમાણમાં આપણી નષ્ટ થતી જતી હશે.

જો આપણે રોજિંદા જીવનમાં કુદરતી–અકુદરતીનો વિચાર ન કરતા હોઈએ તો પછી કૃત્રિમ સંતતિ-નિયમન વખતે કેમ કુદરતી–અકુદરતી દલીલ આગળ કરીએ છીએ ? એનું કારણ એ છે કે આપણે આજના આપણા અકુદરતી જીવનથી એવા ટેવાઈ ગયા છીએ



કે એ જ આપણને કુદરતી લાગે છે; જેનાથી આપણે નથી ટેવાયા તેના વિષે વિરોધ કરીએ છીએ. વીજળીના દીવા શરૂ થયા ત્યારે સમાજમાં એક વર્ગ એવો હતો કે અકુદરતી તેજને લીધે આંખોને નુકશાન થાય છે માટે તેનો ઉપયોગ ન કરવો જોઈએ એમ કહેતો, અને એ કારણે સગવડ હોવા છતાં અમુક લોકોએ તેનો ઉપયોગ કરેલો પણ નહિ. પરંતુ એ દીવા જૂના થતા ગયા તેમ એની સામેની અકુદરતી દલીલ ઓછી થતી ગઈ; એ કારણે જે ઘરોમાં એ નહોતા પ્રવેશ્યા ત્યાં આજે એનો પ્રવેશ થઈ ગયો છે. એથી આંખોને નુકશાન નથી થતું એમ કહેવું નથી; પરંતુ નુકશાન થશે એ બીક એનાથી દૂર ભાગવાની વૃત્તિ ગઈ છે, કારણ કે હવે એ કુદરતી લાગે છે!

એવી રીતે સંતતિનિયમનનો સવાલ નવો છે. આજ સુધી સમાજમાં કૃત્રિમ રીતે સંતતિનિયમન કરવાની જરૂર ઊભી થઈ ન હતી; આજે આ સવાલ ઘર ઘરનો હોય તેમ લાગે છે. તેનું કારણ પણ સમાજ-જીવને જે પલટો લીધો તે છે. આપણી સામાન્ય પ્રજાનું જે ગરીબાઈભર્યું જીવનધોરણ છે તે ઊંચું લાવવું જોઈએ એમ સૌ કહે છે. એ જીવનધોરણમાં મોજશોખનો સમાવેશ ન કરો તો પણ પોષાક, ખોરાક, રહેવાની પૂરતી સગવડ, જીવનના વિકાસની સગવડ અને પ્રજાની ઊંચી કેળવણી, આટલાં વાનાંનો ઓછામાં ઓછો સમાવેશ કરવો જોઈએ. આ રીતે જે માણસ પોતાના કુટુંબનો વિચાર કરે છે તેણે આવકનાં સાધન મર્યાદિત હોય તે સંજોગોમાં સંતતિનિયમનનો રસ્તો લેવો રહેશે.

એક બીજો પણ વિરોધ છે નીતિનો. જે સ્ત્રી પુરુષ નવાં બાળક ઇચ્છતાં નથી તે એ બીકે પણ થોડાં સંયમશીલ રહે છે; તે આ રસ્તે જવાથી સંયમમાં ઢીલાં બનશે. આ દલીલમાં સત્ય નથી એમ ન કહી શકાય; પરંતુ નીતિનો આપણે બીજી રીતે પણ વિચાર કરવો જોઈએ.

નીતિ એટલે સમાજને ધારણ પોષણ કરનારા આચાર. એ અર્થમાં વધુ પડતાં બાળકોને જન્મ આપવો એ પણ નીતિ નથી. વળી ઉપરાઉપરી સુવાવડને લીધે સ્ત્રીના શરીરને જે ઘસારો પહોંચે છે, શરીર ખલાસ થઈ જાય છે, એમાં પણ નીતિ નથી. તે સાથે જે બાળકોનું પૂરતી રીતે પોષણ ન થઈ શકે, માબાપો પૂરતી કેળવણી ન આપી શકે એ પણ નીતિ નથી. આ રીતે વિચાર કરતાં સંતતિનિયમનને લીધે માણસ ઓછો સંયમી બનશે તેથી ગણાતો નીતિભંગ ઉપરના પરિણામ કરતાં ઓછો છે.

સંતતિનિયમન અંગે બીજી દલીલ એ છે કે કૃત્રિમ સાધનો સંપૂર્ણ ખાતરીદાયક નથી. એનો ઉપયોગ કરવા છતાં એ નિષ્ફળ નીવડયાના દાખલા બન્યા છે. પરંતુ આ દલીલ કરનાર એ ભૂલી જાય છે કે કોઈ વખત એવો અપવાદ બનતો હશે તેથી એ સાધનો ફાયદાકારક નથી એમ ન કહી શકાય. એમ કહી શકાય કે સંપૂર્ણ ફાયદાકારક નથી. એથી એકાદ બાળકનો ઉમેરો થવા સંભવ બને તો પણ બાળકોની મર્યાદા ઉપર કાબૂ આવશે. જે દંપતીને વિશેષ બાળકની જરૂર નથી એમ લાગે તે કૃત્રિમ સાધનોને બદલે ઑપરેશનનો રસ્તો પણ લઈ શકે. કૃત્રિમ સાધનો શરૂઆતમાં સુવાવડ વચ્ચેના લાંબા અંતર માટે ઉપયોગી ગરજ સારે, અને એ રીતે સ્ત્રીને ઉપરાઉપરી સુવાવડના ત્રાસમાંથી બચાવી શકાય. અમુક બાળકોની મર્યાદા પછી ઑપરેશનનો રસ્તો લેવાય તો એ સંપૂર્ણ ખાતરીદાયક બને. વળી સ્ત્રીના ઑપરેશન કરતાં પુરુષનું ઑપરેશન એવું નાનું અને સરળ છે કે ઑપરેશનનો ભય પણ ઊભો થાય એવો નથી.

આ પ્રશ્ન પશ્ચિમના પ્રવાહને લીધે આપણે ત્યાં આવ્યો છે એ સાચું, પરંતુ આપણી પ્રજાએ આનો વિચાર નહોતો કર્યો એમ નહિ. સંતતિનિયમનનાં આજના સાધનો પશ્ચિમનાં છે; પરંતુ વાત્સાયન કામસૂત્રમાં સંતતિનિયમન માટે ઉપાયો સૂચવેલા છે. એટલે આ મુદ્દો આપણે ત્યાં પણ જૂનો વિચારાયેલો છે જ. ને એ જૂનો ન હોય તો પણ પશ્ચિમમાંથી કોઈ વસ્તુ આવી છે એ કારણે સૂગ રાખ્યે પણ નહિ પાલવે. જ્યાં સુધી દુનિયાના દેશો ભૌતિક રચનાને કારણે

એકબીજાથી દૂર દૂર હતા ત્યાં સુધી દેશદેશની સંસ્કૃતિ રિવાજ—રહેણી કરણી ભિન્નતા સચવાઈ રહ્યાં હતાં. પરંતુ આજે દુનિયા વિજ્ઞાનનાં સાધનોને લીધે નજીક આવી રહી છે. તેથી આજનાં આપણાં જીવનમાં પશ્ચિમની છબ આવતી જાય છે. જીવનધોરણની વાત, કેળવણીની વાત, જીવનની જરૂરિયાતો, રાજ્યતંત્રનો વહીવટ, એ બધું પશ્ચિમની અસરથી રંગાયેલું છે. એ બધા માટે જો આપણે આપણાં બારણાં બંધ ન કરી શક્યા તો સંતતિનિયમનનો વિચાર પશ્ચિમનો છે એ કારણે બારણાં બંધ કરી શકીશું ? એથી ફાયદો થશે ?

કૃત્રિમ સંતતિનિયમનનો આ લેખમાં પક્ષ કર્યો છે એટલે કોઈ એમ ન સમજે કે સંયમના કુદરતી રસ્તાને અવગણવામાં આવ્યો છે. સંયમ એ ગૌરી-શંકર શિખર છે, જે ત્યાં સુધી ચડી શકતા હોય તે ચડે, પણ જે લોકો એ શિખર જોઈને બીજતા હોય તે કેવળ તળેટીમાં બેસી ન રહેતાં, એમનાથી ચડી શકાય તેવું કૃત્રિમ શિખર ચડે.

આપણે આ વિષય ઉપર વિચાર ન કર્યો હોય એટલે આ બાબતમાં આપણી શી ફરજ છે તેનો ખ્યાલ આપણને ન હોય તે બને પરંતુ જે આના ઉપર વિચાર કરતા હોય છે તેમને આપણી સ્થિતિનો ખ્યાલ છે જ. જગતના મોટા વિજ્ઞાની પ્રોફેસર આઈન્સ્ટાઈન અમેરિકામાં રહેવા છતાં એમણે આપણો જે અભ્યાસ કર્યો છે તેના ઉત્તર રૂપે શ્રીમતી અગ્રવાલને એક મુલાકાતમાં એમણે કહ્યું હતું : 'ભારતીય સ્ત્રીઓની ફરજ તદ્દન સ્પષ્ટ છે. તેમને બહુ સંતાનો ન હોવાં જોઈએ.'

આ ફરજ આપણે બને તો કુદરતી સંયમથી, અગર કૃત્રિમ સંતતિનિયમનથી અદા કરવી રહી.

*



દેશની ફરજિયાત કેળવણીની ઝુંબેશથી આવતાં પાંચ વર્ષમાં ૬થી ૧૧ વર્ષની વયનાં ચાર કરોડ છન્નુ લાખ બાળકો પ્રાથમિક શાળામાં ભણતાં થઈ જશે. આ કેળવણી સરકાર તરફથી મફત અપાશે. ૧૯૬૬ પછી ૧૧થી ૧૪ વર્ષની વયનાં બાળકો મફત કેળવણી મેળવી શકશે. ઉપરના ચિત્રમાં મધ્યમવર્ગનાં બાળકો તેમનાં શિક્ષકોની દેખરેખ નીચે રમતમાં ભાગ લઈ રહ્યાં છે.

ઈશ્વરભાઈ પટેલ

# પંગુમ્ લંઘયતે ગિરિમ્

વલ્લભવિદ્યાનગરની શિક્ષકોને તાલીમ આપતી કૉલેજના આચાર્ય અને ઊર્મિનાં વાચકોને જાણીતા લેખક તેમની અમેરિકાની મુલાકાતમાંથી વાચકોને આપવા જેવું મહત્ત્વનું આલેખન આ પત્રાત્મક લેખમાં કરે છે...

જગન્નિયંતા ભગવાનનાં ઘણાં લક્ષણોમાંનું એક એમના પ્રશસ્તિકાવ્યમાં દર્શાવાયું છે તેમ લંગડાને પર્વત ઓળંગાવવાનું—પર્વત ઓળંગવાની શક્તિ બક્ષવાનું છે. ભગવાનનો પુત્ર, અને એણે બક્ષેલો દિવ્ય માનવચહેરો ધારણ કરનાર માનવી પણ ઇચ્છે અને પ્રયત્ન આદરે તો અશક્તને શક્ત, અપંગને આત્માવલંબી અને અંધને જ્ઞાનચક્ષુયુક્ત બનાવી જીવનારોહણનો ગિરિ ઓળંગવામાં સહાયભૂત થઈ શકે. પોતાના સમાજનાં અંગભૂત એવાં આ લંગડાં લૂલાં, આંધળાં-બહેરાં વગેરે જન્મથી ખોડ ધરાવતાં યા અકસ્માત કે રોગને કારણે અશક્ત બનેલાં ભાઈભાંડું પ્રત્યે આપણે સૌ સહાનુભૂતિ અને દયાની લાગણી ધરાવીએ છીએ. આપણા સૌના હૃદયમાંથી વહેતા આ શુભ-ભાવનાસ્રોતને આપણે થોડોક સક્રિય બનાવીએ તો માત્ર દયા પર જીવતા અને પરાવલંબનની લાગણીથી કુંઠિત બની બેસતા માનવજીવોને આપણે કેવા ઊર્ધ્વગતિ વા જીવન માણતા કરી શકીએ એની થોડીક પ્રવૃત્તિ અહીં જોઈ અને થયું કે અહીંના જેવા જ પોતપોતાના જીવનક્ષેત્રમાં ડૂબેલા પણ નવરાશનો સદુપયોગ કરવાની ઇચ્છાવાળાં થોડા સળવળિયા અને અન્ય નિવૃત્ત જીવો સમૂહગત કામે લાગે તો આપણે ત્યાંના ખોડખાંપણવાળા કે અશક્ત આદમીઓના જીવનનિર્વાહનો સવાલ આપણે ઉકેલી શકીએ.

હું જાણું છું કે આ દિશામાં પ્રવૃત્તિ આપણે ત્યાંય ચાલે છે પણ તે કોઈ કોઈ સંસ્થાઓ પૂરતી મર્યાદિત રહે છે. એ સંસ્થાઓના હાથ-પગ સમાજના સૌ ઘરમાં ફેલાય અને એક વિશાળ વિવિધ ક્ષેત્રયુક્ત સહકાર એને પ્રાપ્ત થાય તો આપણે એ કલ્યાણકારી પ્રવૃત્તિને વેગવાન બનાવી, વધુ જીવોને આવરી લેતી કરી શકીએ. એ આશાથી, અહીંના નિત્ય નૈમિત્તક જીવનમાંથી થોડી પળો કાઢી, આવી પ્રવૃત્તિના પાયારૂપ કેટલાક રસઘેલા જીવોના કાર્યનું આછેરું દર્શન કરાવું છું.

રવિવારની સાપ્તાહિક પ્રાર્થનામાં એક ચક્ષુહીન વામાંગી બાઈએ ફ્લોરિડાના એક દેવળમાં ભારે ભાવયુક્ત પ્રાર્થનાગીત ગાયું. એ ગીતના સ્પન્દનોથી હાલી ઊઠેલા પાદરીએ હૃદયપૂર્વક અભિનંદન આપતાં એ બાઈને જણાવ્યું, 'ભગવાનના સોગંદ ખાઈને કહું છું કે તારી આજની પ્રાર્થના તો એને કાને પડ્યા સિવાય નહીં રહી હોય. પણ તું કહે તો ખરી કે આ નવું પ્રાર્થનાગીત તને હાથ લાગ્યું ક્યાંથી?'

પોતાની પાસેનું બ્રેઈલી લિપિમાં સંગ્રહાયેલું એ ગીત ધરાવતી પોથી આગળ ધરતાં એ બાઈએ કહ્યું, 'આમાંથી.'

'મેં તો આ ગીત કદી બ્રેઈલીમાં જોયું કે સાંભળ્યું નથી?'

'હા, હા, આ ગીત પુસ્તકભંડારમાં વેચાતી કોઈ અંધ પુસ્તિકામાં નથી, આ તો ખાસ મારે માટે લાગણી ધરાવતા ભક્તિભાવયુક્ત હાથોએ તૈયાર કરેલું છે.'

આ દીનગણી ચક્ષુહીન બાઈને આત્મીયતા અને આત્મવિશ્વાસની લાગણી અર્પતા અને વિશ્વના વિશાળ જ્ઞાનભંડારનાં દ્વાર અંધજનો માટેય ખોલતા મથતા આઠ હજાર કલ્યાણકારી હાથ આ દેશના ખૂણેખૂણામાં પ્રસિદ્ધિ કે પ્રચારની અલ્પમાત્ર ખેવના સિવાય, પોતાની મનમાની શુભ પ્રવૃત્તિમાં પડ્યા છે. આ સ્વયંસેવકમાંનો મોટો ભાગ અર્ધ જિંદગી વટાવી ગયેલ ઉંમરલાયક બાળકોવાળી પચાસ લગભગની બહેનો છે, કેટલાક નિવૃત્ત સજ્જનો છે અને થોડાક કિશોરી યુવાનો

છે. આ સૌ દેશને ખૂણે ખૂણે વેરાયેલાં પોણા ચાર લાખ જેટલાં અંધ રાષ્ટ્રજનો માટે, જીવન પ્રકાશ પૂરો પાડવાની આત્મ-સંતોષની પ્રવૃત્તિમાં લાગેલા છે.

બ્રેઈલી લિપિમાં હરેક મૂળાક્ષર માટે અલગ અલગ ટપકાં-ચિહ્ન હોય છે અને જાડા કાગળ પર આ ચિહ્નો ઉપસાવી એવી પોથીઓ તૈયાર કરી શકાય જે પર આંગળીઓ ફેરવી સંજ્ઞાને પકડી ચક્ષુહીનો, ચક્ષુવાળાની જેમ, વાચનનો આનંદ માણી શકે. બ્રેઈલી લિપિમાં પુસ્તકો છાપતાં થોડાં છાપખાનાં છે પણ એ બધાં તો મુખ્યત્વે બહુજન ઉપયોગી કિતાબો કે પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં પ્રવૃત્ત રહે છે. પેલો અંધબાઈની જેમ, ખાસ કે વિશિષ્ટ પ્રકારની વાચન-સામગ્રી અથવા ખાસ અભ્યાસ માટેનાં પુસ્તકો માટે, સ્વયંસેવકો દ્વારા સ્વતંત્ર રીતે તૈયાર કરેલાં બ્રેઈલી પુસ્તકો પર આધાર રાખવો પડે છે. બ્રેઈલી લિપિ ટાઈપ કરતાં શીખવા માટે આ માનવસેવકોએ છથી આઠ માસ સુધી દરરોજ નિદાન એક કલાક તાલીમ લેવી પડે છે. આ તાલીમને અંતે એ આપમેળે કિતાબ તૈયાર કરવાનું કામ હાથ ધરી શકે છે.

કેટલેક સ્થળે આવા સ્વયંસેવકોનાં મંડળો હોય છે. આ મંડળો અંધ બાળકો માટે પાઠ્યપુસ્તકોથી માંડી વ્યક્તિગત ઉપયોગ માટેની નિજાનંદની વાચન સામગ્રી બ્રેઈલીમાં તૈયાર કરે છે. આ દેશમાં પ્રાથમિક માધ્યમિક કેળવણીનો વહીવટ સ્થાનિક સ્વર લખતી સંસ્થાઓ પાસે હોવાથી સ્થાનફેર સાથે પાઠ્યપુસ્તકભેદ પણ આવતો હોય છે. પરિણામે આવાં મંડળો ન હોય તો સામાન્ય અંધ બાળક પોતાના ગામની કે નગરની શાળામાં, પોતાની શેરીનાં અન્ય બાળકો સાથે, અભ્યાસ કરી શકે નહીં અને એને કોઈ ખાસ અંધશાળા કે વસતીગૃહનો આશરો લેવો પડે. આવી પરિસ્થિતિને કારણે સને ૧૮૫૦માં માંડ ૬૪૦ અંધ બાળકો ગામની શાળાઓમાં ભણી શકતા. આજે આ સ્વયંસેવકોને કારણે આઠ હજાર જેટલાં ચક્ષુહીન બાળકો પોતાનાં સમવયસ્ક સ્થાનિક બાળકોની સાથે સાથે, નગરની શાળામાં જ, કુટુંબ સાથે રહી અભ્યાસ કરી શકે છે.

ઈલીનોઈસ રાજ્યના એક નગરનું આ મંડળ તો એથીય આગળ જઈ, અન્ય બાળકોને જ્ઞાન ગમ્મત અને રમૂજ આપતાં ચિત્રો, કોયડાઓ, ગણિત-ગમ્મતો વગેરે ટાંકણીઓ, છીપલીઓ વગેરેમાંથી તૈયાર કરી આપે છે અને સપ્તાહના અમુક દિવસ આ ચક્ષુહીનોના લાભાર્થે, પુસ્તકાલયમાં પહોંચી પુસ્તકોનું વાચન કરી સંભળાવે છે. વા એમને કસરતમાં, રમતમાં કે વ્યાયામમાં સહાય કરે છે અથવા માટીકામ, બાગકામ કે એવી નિજાનંદની પ્રવૃત્તિમાં મદદરૂપ બને છે.

આ બ્રેઈલી પ્રવૃત્તિઓની સાંકળ કડીરૂપ કેન્દ્ર તે વૉશિંગ્ટન સ્થિત અમેરિકન લાયબ્રેરી કૉંગ્રેસનું અંધ કેન્દ્ર છે. બ્રેઈલી નિષ્ણાત બનવા ઈચ્છતા સૌને આ કેન્દ્ર જરૂરી માહિતી પૂરી પાડે છે, તદર્થે ટપાલ દ્વારા સામયિકો મોકલે છે, ઘરપાઠનું મૂલ્યાંકન કરે છે, નવા નવા ઘરપાઠ આપે છે, પરીક્ષા યોજે છે, નિષ્ણાતતાનું પ્રમાણપત્ર બક્ષે છે અને આવા સ્વયંસેવક મંડળોની નોંધ રાખી, સૌને ઈચ્છા મુજબ કામ પૂરું પાડવાની વ્યવસ્થા કરે છે. પ્રાથમિક, માધ્યમિક કે ઉચ્ચ અભ્યાસ કરતા અંધ વિદ્યાર્થીઓ માટે પાઠ્ય પુસ્તકો તૈયાર કરવામાં વા ઈતર વાચનનાં પુસ્તકાલય માટેની કિતાબો રજૂ કરવામાં પ્રવૃત્ત આઠ હજાર બ્રેઈલી સેવકોમાંથી ચાર હજાર પ્રમાણપત્રવાળા છે ને બાકીના આપમેળે શીખી એટલી જ નિષ્ણાતતા ધરાવનારા છે.

હરેક જાન્યુઆરી માસમાં લાયબ્રેરી કૉંગ્રેસનું આ અંધકેન્દ્ર શાળાના આચાર્યોને સપ્ટેમ્બરમાં જરૂરી બ્રેઈલી પુસ્તકોની યાદી લખી મોકલવા જણાવે છે: એ યાદી પ્રાપ્ત થયે વણઉતારાયેલાં પાઠ્યપુસ્તકો પસંદ કરી જે તે પરગણામાં એ પુસ્તકો બ્રેઈલીમાં ઉતારવા મોકલવામાં આવે છે. ગયે વરસે ન્યૂ યૉર્ક રાજ્યના ન્યૂજર્સી પરગણાના અંધ વિદ્યાર્થીજન માટે





એ જ પરગણાનાં ૮૧ બ્રેઈલી સ્વયંસેવકોએ ૧૯૦ પાઠ્યપુસ્તકો ઉતાર્યાં જેમાંથી ૯૧૪ બ્રેઈલી પુસ્તકો તૈયાર કર્યાં! ન્યૂજર્સીમાં આવા મોટા સ્વયંસેવક દળની સામે ન્યૂ મેક્સિકોમાં વળી એક જ વ્યક્તિ છે. પણ એણે એકલીએ ડૉ. ઝીવાગો જેવાં બે વિશ્વવિખ્યાત પુસ્તકોને બ્રેઈલીમાં ઉતાર્યાં છે. ઉપરાંત પોતાની એક અંધ મદદનીશને જિંદગીનું એક સ્વપ્ન અમલી બનાવવામાં સહાય કરી છે. એ અંધ સ્ત્રીને ત્રણ દીકરાઓ છે. એનો પતિ દિનકા ખાતામાં કામ કરે છે પણ એને તમન્ના હતી યુનિવર્સિટીના સ્નાતકપદની. ચાલુ સાલે એ ન્યૂ મેક્સિકો યુનિવર્સિટીની અંગ્રેજી સાહિત્ય લઈ માનસહિત ગ્રેજ્યુએટ બની અને અને એમાં સહાય કરવા એની શેઠાણીએ અંગ્રેજી કાવ્યનાં ૧૬૦૦ પાન બ્રેઈલીમાં ઉતાર્યાં!

રાષ્ટ્ર આખામાં આવાં મંડળો ને વ્યક્તિઓ આ પ્રવૃત્તિઓને જીવતીજાગતી રાખે છે. અરે! અમેરિકન ટેલિફોન ને ટેલીગ્રાફ કંપનીએ પોતાના ૧૯૫૯–૬૦ના વાર્ષિક અહેવાલની બ્રેઈલી આવૃત્તિ પ્રસિદ્ધ કરી. કારણ એના શેરહોલ્ડરોમાં એક હજાર અંધજન છે! ન્યૂ યોર્કમાં અંધો માટેનું યહુદીમંડળ અંધો માટે એક વિશાળ પુસ્તકાલય ચલાવે છે અને દુર્લભ ગ્રંથો સંગ્રહે છે. એ મંડળ અંધ વ્યાપારીઓ અને ધંધાદારીઓને, દસ્તાવેજો, કાયદેસરના કાગળો વગેરેને બ્રેઈલીમાં ઉતારવાની ગોઠવણ કરી આપે છે. એ જ રીતે શિકાગોની એક અંધજન સહાય મંડળીએ એક તેજસ્વી યુવાનને ગણિતશાસ્ત્રમાં પી.એચ. ડી. બનતાં સુધી જરૂરી બધાં પુસ્તકોનું બ્રેઈલીકરણ કરી આપ્યું! અને એ અંધ સદ્‌ગૃહસ્થ હાલ રાષ્ટ્રના અંધશક્તિ પંચમાં પોતાની સેવાઓ આપે છે. એ ઉભય અંધ પતિ-પત્ની પોતાને લગનભેટમાં પ્રાપ્ત થયેલ રાંધણકળાના પુસ્તકનું ઝવેરાતની જેમ જતન કરે છે. આની અંધજનસેવારત એક વૃદ્ધા જણાવે છે કે આ બ્રેઈલીકરણે, મને વિશ્વયુદ્ધો અને કુટુંબમાંદગી પ્રસંગે પાકી આશાયેશ અને શાંતિ ઉપરાંત આરામ બક્ષ્યાં છે.

આગળ નિર્દિષ્ટ ન્યૂજર્સી પરગણામાં અંધ ઉપરાંત સર્વ પ્રકારનાં અશક્ત અને ખોડખાંપણવાળાં બાળકો, યુવાનો કે વૃદ્ધો માટે વિશિષ્ટ પ્રકારની સેવાઓ કરતું એક મંડળ છે. એ મંડળની નેમ આવાં સૌ અશક્તોને જરૂરી હુંફ, સારવાર અને તાલીમ આપી જીવનમાં ઝંપલાવતાં કરવાની છે અને એમાં એ સારા પ્રમાણે સફળતા પ્રાપ્ત કરી રહ્યું છે. એ મંડળ 'ઇસ્ટર સીલ સોસાયટી'ના નામે ઓળખાય છે. આ મંડળના પરગણાભરમાં તેર પુનર્વસવાટ કેન્દ્રો છે અને એમાં ગયે વરસે એમણે ૧૦૯૭ બાળકો અને ૩૩૧ પ્રૌઢો મળી કુલ ૧૪૨૯ અશક્તોને બેઠા કરવા માટે જરૂરી સર્વ પ્રકારની સેવાઓ હાથ ધરી હતી. આ સેવાઓમાં મા-બાપોને સલાહ, દાક્તરી તપાસ અને વિવરણ તથા સારવારનો સમાવેશ થાય છે. સારવાર અશક્તિ કે ખોડના હિસાબે યોજાય છે. એમાં ફીઝીકલ થીરપી, ઓક્યુપેશનલ થીરપી, સ્પીચ (વાણી) થીરપી વગેરે વિવિધ પ્રકારની, જે તે કિસ્સાને યોગ્ય સારવાર અપાય છે. એ પ્રત્યે કે એની સાથે બાળક હોય તો એને શાળા માટેની પૂર્વતૈયારીમાં પરોવવાનું અને પ્રૌઢ હોય તો એને અનુકૂળ એવા ધંધાના પ્રવેશ માટે તાલીમનું કાર્ય આરંભી દેવાય છે. એના દરદીઓનાં લંગડા-લૂલાં કે અંધ-બહેરાં ઉપરાંત બોબડાં, તોતડાતાં, લકવાયુક્ત, મગજના લકવાવાળાં, અકસ્માતથી ઘવાયેલાં, પગની ખોડવાળાં કે સ્નાયુની અશક્તિવાળાં સર્વ પ્રકારનાં અશક્તોને આવરી લેવાય છે. મંડળ આ અર્થે પ્રતિવર્ષ પ્રજા પાસેથી પૈસા ઉઘરાવે છે. ગયા વરસે ન્યૂજર્સી જિલ્લામાંથી એણે ત્રણ લાખ વીસ હજાર ડૉલરનું દાન પ્રાપ્ત કર્યું. અને લગભગ એટલું જ પોતાની વિશિષ્ટ સેવાઓ પાછળ ખર્ચ્યું. આ મંડળની સેવાઓનો લાભ કેવી વ્યક્તિઓને મળ્યો તેનો આછો ખ્યાલ નીચેના કિસ્સાઓ પરથી આવશે.

અડસઠ વરસની એક વૃદ્ધા બન્ને પગે રાંઝણથી પીડાતી હોવાથી પથારીવશ હતી. આ ઇસ્ટર સોસાયટીએ એને બે માસ સુધી પોતાના કેન્દ્રમાં રાખી સારવાર આપી.

આજે એ હાલેચાલે છે ફરે છે ને પોતાનુ કામ કરે છે ને કમાણી પણ ત્રણ વરસની એક છોકરી ટેકા સિવાય ખડી રહી શકતી નહી સોસાયટીના સેવાકેન્દ્રે એ પહોચી ત્યાની સારવાર ને પટાઓને કારણે આજે એ વિના પટા ટટ્ટાર ઊભી રહી શકે છે ને જીવનના પથ પર એ ડગલા દેતી થઈ ગઈ છે તેર વરસનો એક કિશોર તોતડાતો હતો શાળાના કિશોર–કિશોરીઓના મડળમા એને નીચુ ઘાલવુ પડતુ અને એનુ તેજ હણાતુ હતુ સેવાકેન્દ્રે એ પહોચ્યો, વાણી સારવાર શરૂ થઈ એના માબાપને જરૂરી માર્ગદર્શન અપાયુ આજે એનો તોતડાટ નિર્મૂળ થયો છે ને છોકરીઓ એને બોલાવતી થઈ છે ! શિશુકાળમા લકવાથી પછડાયેલી સાત વરસની એક બાળા ચાલી શકતી નહી એને સારવાર પછી સાયકલગાડી અપાઈ આજે એની સારવાર ચાલુ છે એ શાળામા જાય છે એની સૌ પ્રવૃત્તિઓમા મોકળે મને ભાગ લે છે, શાળાના બેન્ડનો એ નેતા છે અને હસ્તકળામા એ સૌની મોખરે છે મગજમા લકવાના હુમલાને કારણે તેર વરસનો એક છોકરો પોતાની લેખનકળા ગુમાવી બેઠો વર્ગમા એ હોશિયાર છોકરો લેખાનો પણ ગૂચવાડિયા અક્ષર અને લાબા લેખનની અશક્તિને કારણે એ પાછો પડવા લાગ્યો, સોસાયટીના કેન્દ્રે એને સારવાર આપી ટાઈપ કરતા શીખવી દીધુ આજે એ સપાટાબધ ટાઈપ કરે છે અને પોતાનુ બધુ લખાણ ટાઈપયુક્ત રજૂ કરે છે ચોપન વરસના એક પ્રૌઢ આદમીને અકસ્માત નડ્યો એનો એક પગ કાપી નાખવો પડ્યો ને બીજો નમાલો થઈ ગયો, ઘોડી પર એણે ચાલવા માડ્યુ ઘોડી પર એ ઈસ્ટર સીલ સોસાયટીના કેન્દ્રે પહોચ્યો કેન્દ્રે એને ધધાકીય તાલીમ આપી અને એને એક ઉદ્યોગમા સ્થાન પ્રાપ્ત કરી આપ્યુ આજે એ નિયમિત ફેક્ટરીમા કામે જાય છે અને સ્વાવલબનથી રહી મજા કરે છે

સોસાયટી આ ઉપરાત જુદી જુદી ખોડવાળા કે અશક્તને સલાહ, માર્ગદર્શન અને દોરવણી અર્થે પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરે છે આ પુસ્તિકાઓ અને ચોપાનિયા દ્વારા એ સમાજને તથા અશક્તને માનસશાસ્ત્રીય સૂચનો આપે છે અને અનુરોધ કરે છે કે આવા ખોડખાપણવાળાને આપણે સૌએ આપણામાંના એક ગણી, એમની ખોડને અવગણી સામાન્ય સામાજિક મિત્રોમા આવકારવા જોઈએ એમનામા કશી અધૂરપ છે એવો ખ્યાલ દૂર રાખવા યત્ન કરવો જોઈએ અને એના મનમાં શ્રદ્ધા પેદા કરવી જોઈએ કે એય પોતાના પગ પર ઊભો રહી શકે છે, કમાણી કરી શકે છે અને અન્યની જેમ જીવી શકે છે

આ સેવાઓ પ્રતિ મારુ લક્ષ દોરનાર મારો એક આશ્રમસહવાસી છે એનું નામ ટેરી જોન્સ એની કરોડ ભાગી ગઈ છે અને પૈડાગાડી પર એ ચાલે છે ત્રણ માસ અમે રહીએ છીએ એ અહી અકસ્માત પછી પી.એચ ડીનો અભ્યાસ કરવા આવેલ છે ન્યૂ યોર્કની શેરીઓના ઢાળ અને કૉલેજના માળ એ મજાથી એની ગાડીમા ચઢે છે સૌની જેમ એ સિગારેટ પણ પીએ છે ! અને એના જેવી એક કેડ ભાગની યુવતી સાથે એ પ્રેમમા પડેલ છે એ પણ અભ્યાસ કરે છે આવતે વરસે બન્ને ભણી રહેશે અને પ્રભુતામા પગલા માડશે જીવનને યોગ્ય રીતે જીવવા જરૂરી આત્મશ્રદ્ધાના સોપાનો પર અશક્તોને લઈ જનાર સૌ સેવામડળીઓ અને સેવકોને સ્મરી આપણે વિરમીશું



ચીનાઓ પોતાના પેશાકો પર અવનવી રીતે બટનો ટાકવાના ભારે શોખીન છે ચીનના મહાન ચિંતક અને ઉપદેશક કન્ફ્યુશિયસે પ્રબોધેલા પાચ સદ્‌ગુણો મુજબ ચીનાઓ પોતાના ડગલા પર પાચ બટનો ટાકતા પાંચ સદ્‌ગુણો માનવતા, ન્યાય, સભ્યતા, શાણપણ અને મૌન દરેકને માટે એક બટન



ચુનીલાલ વ૦ શાહ

# પિયરથી સાસરે

એક ગુજરાતી કુટુંબની દોઢસો વર્ષની પરંપરાને દર્શાવતી શ્રી ચુનીલાલ વ૦ શાહકૃત મહાનવલ ચાર વિભાગમાં 'કંટક-છાયો પંથ' નામથી પ્રગટ થનારી છે તેમાંથી એક રોમાંચક અનુભવ-પ્રસંગ ઊર્મિનાં વાચકો માટે અહીં ઉતારવામાં આવ્યો છે...

આણંદજી દેસાઈ જ્યારે માંગરોળથી રઘુનાથજી દીવાનની કાણે જૂનાગઢ ગયા ત્યારે તેમણે પોતાની ચંદનના વર નરહરિરામ મહેતાને બહારવટિયા પકડી ગયાની ચિંતાજનક ખબર સાંભળેલી. ડાહ્યારામ મહેતાને પણ તે મળ્યા હતા, પણ તેમની પાસેથી ચિંતા ઓછી થાય એવી કશી ખબર મળવા પામી નહિ. રાજ્યના સિપાઈઓની બે ટુકડીઓ નરહરિરામને શોધવા ફરતી હતી, પણ હજી એકેકે ટુકડી પોતાના કામમાં સફળ થઈ નહોતી. બેઉ વહેવાઈઓ સમદુઃખી હતા. કોઈ કોઈને આશ્વાસન આપી શકે તેમ નહોતું.

દીવાનનું ચૌદમું પતી ગયું એટલે દેસાઈ માંગરોળ તરફ પાછા ફર્યા. માર્ગમાં સગાં-સ્નેહીઓનાં ગામ આવતાં ત્યાં રોકાતા રોકાતા તે ઘેર પહોંચ્યા ત્યારે બીજા દસ દિવસ નીકળી ગયા.

માંગરોળ પહોંચતાં માલૂમ પડ્યું કે નરહરિરામની બાબત હજી અહીં કોઈ જાણતું નથી, એટલે ઘરમાં પણ કોઈને એ ખબર ન જ હોય. દેસાઈને વિચાર થયો: 'આ વાત ઘરમાં ખુલ્લી કરું કે ન કરું? ઘણે ભાગે તો નરહરિરામને ઊની આંચ નહિ આવે; આ વર્ષોમાં કોઈ મોટી આફત તેમના પર આવે એવો ગ્રહ જ તેમની કુંડળીમાં નથી તે મને યાદ છે. એટલે તે વહેલામોડા સહીસલામત ઘેર આવવાના જ; પણ તે સાથે અમંગળતાનોય ભય રહે છે! એ તો શ્રીકૃષ્ણને જે કરવું હશે તે થશે, પણ સહીસલામત આવે તો વાત છુપાવી રાખવામાં ડહાપણ કર્યું લેખાય, અને કાંઈ અમંગળ બને તો મૂર્ખતા કહેવાય. વાત કરતાંની સાથે ઘરમાં બધાંય ચિંતાતુર થવાનાં એ ખરું.'

દેસાઈએ બે-ત્રણ દિવસ આ વિચારમાં જ ગાળી નાખ્યા; પણ પછી તેમને લાગ્યું કે ગામનો બીજો કોઈ જણ જૂનાગઢથી આવશે, તે વાત ખુલ્લી કરશે અને પોતે જાણતો હોવા છતાં દબાવી રાખશે, તો મૂરખ લેખાશે. વળી બૈરાં પોતા પર પસ્તાળ પાડશે. એમ ધારીને દેસાઈએ એક વાર પત્નીને બધી વાત કહી.

માણેકબાઈ વાત સાંભળીને ઠરેલ પેટે બોલ્યાં: 'નરહરિરામ મહેતા સ્વભાવના આકળા છે એ તમે ક્યાં નથી જાણતા? કારભારું કરવું, કાઠી લોકો સાથે કામ, પછી આવું જ થાય ને! કોઈ જતું-આવતું હોય તો ખબર પુછાવજો કે હવે એ છૂટ્યા છે કે નહિ?'

'પુછાવીશ તો ખરો, પણ ચંદનને વાત કરીશ નહિ.'

'કેમ ન કરું? એને તો કહેવું જ પડે. ઉચાટ થાય કે ન થાય, બાકી તો ભગવાનને જે કરવું હશે તે કરશે.'

'એ વાત સાચી જ છે.'

ઘરમાં સૌ જાણતાં હતાં કે ચંદન સાસરે જઈને સુખી થઈ નહોતી. નરહરિરામે તેને હડધૂત કરવામાં ખામી રાખી નહોતી. તેને સાસરેથી આવ્યાને ત્રણ વર્ષનાં વહાણાં વાઈ ગયાં હતાં, પણ ફરી કોઈ આણે આવ્યું નહોતું કે કાગળનો કકડો આવ્યો નહોતો.

ચંદન તેર વર્ષની હતી ત્યારે તેનું વેવિશાળ કરેલું, ચૌદમે વર્ષે તેનું લગ્ન થયેલું, સોળમે વર્ષે તેને સાસરે મોકલેલી, હવે તેને અઢાર પૂરાં થયાં હતાં. તે સાસરે ગયેલી ત્યારે ત્યાં બે મહિના રહેલી, ત્યાર પછી કોઈએ તેનો ભાવ પૂછ્યો નહોતો.

ચંદન સ્વભાવે શાણી લેખાતી, કામેકાજે હાવકી હતી અને ધર્મ ઉપર અનુરાગવાળી પણ હતી. તે સમજણી થઈ ત્યારથી તેણે પોતા માટે ઘરમાં પૂજા વસાવી હતી. એ પૂજામાં મુખ્યત્વે કૃષ્ણ તથા રાધાની ચાંદીની મૂર્તિઓ હતી. ઘરમાં વૈષ્ણવ ધર્મ પળાતો એટલે

નાની વયમા તેના પર એ સરકારો પડ્યા હતા દેસાઈ તેમના પત્ની, પુત્રો પુત્રવધૂ એ બધાય અનુકૂળતાએ હવેલીમા દર્શન કરવા જતા શ્રાવણ માસમાં તો સમયે સમયના દર્શન કરવા માણેકબાઈ અને ચદન જતા, પણ ધર્મના સસ્કાર ચદનમા પ્રકટ્યા હતા તેવા બીજા કોઈમા નહોતા દેસાઈ કોઈ વાર કહેતા 'ચદનને માથે તો નરસિહ મહેતાએ હાથ મૂક્યો છે,' અને નાની વયમા તેની કૃષ્ણભક્તિની લત જોઈને કોઈ કોઈને એ વહેમની વાતમાય સત્યનો ભાસ થતો રોજ સવારમા મૂર્તિઓને સ્નાન કરાવી, નવા વસ્ત્રો પહેરાવી પૂજા કરી, કીર્તન ગાઈ ચદન સેવા પાછળ એકાદ બે ઘડી ગાળતી

ડાહ્યારામ મહેતા અને એમના ઘરના બધાય જાણતા હતા કે આણદજી દેસાઈનુ કુટુબ વૈષ્ણવ ધર્મ પાળે છે, પણ લગ્નસબધ જોડવામા શૈવ કે વૈષ્ણવ ધર્મ જોવાનો હોય નહિ પિયરમા વૈષ્ણવ ધર્મ પાળનારી કન્યાઓ પરણીને સાસરે જતા ત્યા શૈવ ધર્મ પળાતો હોય તો તેમા સહેલાઈથી ભળી જતી, પરતુ ચદન પોતાની પૂજા અને પોતના જ વ્રત-આચાર છોડવા ઇચ્છતી નહોતી ચદનના વર્તનમા, વિનયમા, ગૃહ કાર્યમા કોઈને કશુ કહેવાપણુ લાગતુ નહોતુ, માત્ર તે રોજ પૂજા લઈ બેસતી તે બીજાને તો ખાસ નહિ, પણ નરહરિને જરાય ગમતુ નહિ

ચદને શિવરાત્રિનો ઉપવાસ કરેલો, પણ હાટકેશ્વરના દર્શન કરવા ગઈ નહિ એ વાત સતોકબાઈને મુખેથી જાણીને ડાહ્યારામ મહેતા ચૂપ બેસી રહ્યા, પણ સતો કબાઈ બોલ્યા 'એવુ કેમ ચાલે? સાસરામા બાપના ઘરનો ધરમ પળે તે કેમ પોસાય? મારા બાપ પણ વૈષ્ણવ જ હતા ને?'

જૂનાગઢથી માગરોળ જેટલે દૂર જાન જોડીને ડાહ્યારામ મહેતા દેસાઈ કુટુબની દીકરીને પુત્રવધૂ તરીકે લાવ્યા હતા, ત્યારથી જૂનાગઢની નાગર ન્યાતમા તેમનો વટ વહેવાર વધ્યો હતો, પણ જ્યારે ન્યાતમા વાત ચાલી કે વહુ તો હાટકેશ્વરને માથુ નમાવતી નથી ત્યારે લોકે બોલવા લાગ્યા 'જોજો ને હવે, એ કુટુબનો જ્વારો થવાનો નહિ!'

ચદન ઉપર વધારે રોષ નરહરિને ચડતો પોતે તેનો પતિ, પાલક અને પ્રભુ પોતાનુ વામ અગ તે ચદન, પોતે જેને ઇષ્ટ દેવ માનીને પૂજે તેને ચદન કેમ ન પૂજે?

નરહરિનુ ઉપડતુ યૌવન હતુ સિપાઈગીરીમા થોડા માસ ગાળીને તે બહારગામથી ઘેર આવ્યો હતો સ્વભાવમા તીખાશ મૂળથી હતી એને તે ઘરમા આકરી પ્રકૃતિનો લેખાતો ડાહ્યારામ મહેતાનો કડપ જો ઘરમા ન હોત તો નરહરિએ જરૂર ચદનને ચાબૂકે ફટકારી હોત! એવો એક બનાવ તે વખતમા બની ગયો હતો ઘરના માણસોથી તે અજાણ્યો નહોતો

રાત્રે નરહરિ ઢોલિયામા સૂતો હતો અને થાકયોપાકયો હોવાથી ચદન તેના પગ દાબતી પાગેતે બેઠી હતી બેઉ રસભેર વાતો કરતા હતા

નરહરિએ પૂછ્યુ 'હુ જૂનાગઢમા રહી નવાબની ચાકરીમા કામ કરુ તો તને ગમે કે બહારગામ કોઈ મહાલમા જઈને કામ કરુ તો ગમે?'

'હુ સાથે રહી શકુ તો મારે મન બધુ સરખુ'

'પણ મહાલમા તો સિપાઈઓની ટુકડી સાથે મારે ફરવાય નીકળવુ પડે

'તો શુ થઈ ગયુ? તમને જે ગમે તે મનેય ગમે'

'મને લશ્કર સાથે જવાનુ બહુ ગમે છે એક ઠેકાણે બેસી રહેવામા મજા નથી પડતી બહાદુરી બતાવવાની તક પણ ત્યારે જ મળે ને?'

'સાચુ કહુ છુ હો જેવુ તમે કહો છો એવુ જ મારો મોટો ભાઈ રુદ્રજી કહે છે, તે તો કામ વગર કાઈ સાચુ-ખોટુ બહાનુ કરી શેખમિયાની રજા લઈ ગામડે ઊપડે કાઈ નહિ તો સીમ સુધીનો ફેરો તો જરૂર મારી આવે

'પિતાજી કહે છે કે ત્રણ પેઢી પહેલા અમારા એક દાદા થઈ ગયા તેમનામા જે લડવાના-રાજકાજ કર





વાના ગુણો હતા તે બધા મારામાં ઊતર્યા છે.'
'એવું બને છે ખરું. મારા પિયરમાં દેસાઈગીરી પાંચ પેઢીથી ચાલે છે, તેમાં મારા બાપાજી સુધીના બધાય તલવાર બાંધતા થયેલા અને મારો ભાઈ પણ એ જ કામે ચડ્યો. એક માત્ર મારો સૌથી મોટો ભાઈ ગુજરી ગયો હતો તે કવિ થયેલો.'
'તે શાની કવિતાઓ કરતો ?'
'ભગવાનનાં કીર્તન જોડતો અને પછી ગાતો. એક રાસલીલા તો તેણે એવી જોડેલી કે મથુરાથી આવેલા રાસધારીઓ તે સાંભળીને છક થઈ ગયેલા.'
'તને પણ તારા એ ભાઈનું જ ઘેલું લાગ્યું છે ને ! મારી વાત સાંભળ : હવે પછી તું ફરીથી પિયરથી આવે ત્યારે તારી સેવાપૂજાનાં રમકડાં ત્યાં મૂકતી આવજે. નહિ તો હું ઘરમાંથી ફગાવી દઈશ !'
પતિ સાથે ઉમંગભેર વાત કરતી ચંદનનું મોં એકાએક પડી ગયું. તે કશું બોલી નહિ. નયન નીચાં ઢાળીને પતિના પગ તળાંસતી જ બેસી રહી.
નરહરિએ પૂછ્યું ; 'કેમ કશો જવાબ ન આપ્યો ?'
'શો જવાબ આપું ? આવીશ ત્યારે જેમ ભગવાન સુઝાડશે તેમ કરીશ.'
'અને હું કહું તેમ નહિ કરે ?'
વળી ચંદન ચૂપ બની ગઈ.
નરહરિએ ટપારી : 'કેમ, પાછા મોંમાં મગ ભરાઈ ગયા ?'
'તમે જે કહો છો તે બધું કામ કરું છું...માત્ર ભગવાનની સેવાપૂજા...'
આવેશમાં એકદમ બેઠો થઈ જતો નરહરિ બોલ્યો : 'જો, હું આ બેઠો તારો ભગવાન ! મારી આજ્ઞા ઉપરવટ તારાથી એક ડગલુંય નહિ ભરાય, સમજી ? બીજો કોણ મૂઓ છે તારો ભગવાન ?'
'તમે આ લોકના મારા ભગવાન ખરા, પરલોકના ભગવાન નહિ !'
ઢોલિયામાંથી સફાળો ઊઠીને નરહરિ ખૂંટી પર ભેરવેલો ઘોડાનો ચાબૂક ખેંચતો ને ઊગામતો બોલ્યો : 'અલી શાસ્તરની પૂછડી ! એ તારો ભગવાન એટલો બધો વહાલો હતો તો પરણીને મારે ઘેર શીદ આવી ? મીરાંબાઈ થવું'તું ને !'
એ સાંભળતાં ચંદનને વસમું લાગ્યું. તેણે સામો જવાબ વાળ્યો હોત, પણ ગમ ખાઈ ગઈ, મૂંગી રહી, આંખો આંસુથી ભરાઈ ગઈ અને ઢોલિયા પરથી ઊઠીને ખૂણામાં ઊભી ઊભી આંસુ લૂછવા લાગી.
એની ભક્તિને મીરાંબાઈના વાણી ને તેજ નહોતાં સાંપડ્યાં.
નરહરિ બોલ્યો : 'આ છેલ્લી વારનું તને કહ્યું. મારા ઘરમાં એ તારી વેવલાઈ નહિ ચાલે, તે નહિ જ ચાલે.'

તે અરસામાં ચંદન પિયર ગયેલી તે ત્યાં જ રહી હતી. શું પોતે જિંદગીભર પતિને અણગમતી જ રહેશે એમ તેના મનમાં થતું, ત્યારે તે મૂંઝાતી, એકલી એકલી રડતી, ભગવાનને પ્રાર્થતી, પણ ભગવાન પ્રાર્થના સાંભળતા હોય તેમ લાગતું નહિ. ચંદનનાં માતાપિતા પણ સમજી ગયાં હતાં કે પુત્રીને માટે હવે સાસરું દોહ્યલું થઈ પડ્યું. વખત જતો હતો, બેઉ પક્ષનાં મન આંટીમાં ભેરવાતાં જતાં હતાં, એવામાં આ બનાવ બન્યો અને માણેકબાઈએ તે પુત્રીને કહ્યો.
'હેં ! એવું થયું છે ?' એમ બોલતાં જ ચંદન સેવા કરવા બેઠી હતી તે તેણે અધૂરી મૂકીને સંકેલી લીધી. બેઠકમાં પિતા સમક્ષ દોડી જઈને તે બોલી : 'બાપાજી ! મારે જૂનાગઢ જવું છે. ત્યાં તો સૌને ઉચાટ થાય તેવું બની ગયું છે.'
'હા, દીકરી ! બની ગયું છે; પણ મારો અંતરાત્મા કહે છે કે મંગળ સમાચાર જરૂર આવી પહોંચશે.'
'સમાચારની રાહ જોઈને કેમ બેસી રહેવાય બાપુજી ? મારે જવું છે, અત્યારે જ નીકળવું છે. ગાડું જોડાવી આપો !'
'તું જરા ધીરી થા, એમ ઉતાવળે કાંઈ બને ?'
'ના, મારે જવું જ છે. ભાઈ મારી સાથે આવે તો ઠીક, નહિ તો હું એકલી જઈશ. માત્ર વાહન હોય

તો બસ.'

દીકરીના દિલનો ઊભરો જોઈને દેસાઈ સમજી ગયા કે એને સમજાવ્યે-ફોસલાવ્યે કશું વળશે નહિ: કયાંક કોઈનું ઊંટ કે ઘોડો ભાડે લઈને આંધળુકિયાં કરશે તો મુશ્કેલી ઊભી થશે.

દેસાઈએ થોડું વિચારીને જવાબ આપ્યો: 'પણ એકલા વાહનથી ન ચાલે, બહેન! ભાઈને બદલે તો હું જ આવીશ, પણ શેખસાહેબની પાસેથી એક હથિયારબંધ સિપાઈ માગી લેવો પડશે. એટલે આપણે કાલે જવાનું રાખીએ.'

આણંદજી દેસાઈએ માંગરોળના શેખની નોકરી કેટલાય વરસ સુધી કરેલી. તાબાનાં ગામડાંને કબજે રાખતાં કે કોઈ વખતે જૂનાગઢ સાથે બાખડવાનો પ્રસંગ આવતાં, દેસાઈ કસુંબો લઈ, ઘોડે ચડી તલવાર બાંધીને ઝૂઝેલા તથા ધીંગાણાં મચાવેલાં. નોકરીનાં છેલ્લાં થોડાં વરસમાં તેમણે શેખનું જામદારખાનું સંભાળેલું અને પછી નોકરી છોડી દીધેલી. તે વખતે તેમનો દીકરો રુદરજી રાજ્યની નોકરીમાં રહી કામે-કાજે પાવરધો થઈ ચૂકયો હતો.

'તમને ગમે તે સિપાઈને સાથે લઈ જાઓ, દેસાઈ!' એમ શેખે દેસાઈને જવાબ આપ્યો એટલે તેમણે આરબ ઘોડેસવાર માસુદને પસંદ કરી સાબદો કર્યો, બે બળદવાળું ગાડું લીધું અને પોતે પણ ઘોડો લઈ, કટાર-તલવાર બાંધી, જૂનો સિપાઈ વેશ પહેરી, પુત્રીની સાથે જૂનાગઢ જવા પ્રસ્થાન કર્યું.

કંપની સરકારે રાજકોટમાં એજંટ નીમી થાણું નાખ્યું હતું. એજન્સીનો વડો અમલદાર બાર્નવેલ મીઠાબોલો પણ અંદરખાને કરડો માણસ હતો. આ રીતે કાઠિયાવાડ પરનો ગાયકવાડનો પંજો ઢીલો પડ્યો હતો અને જૂનાગઢની જોરતલબી ઉઘરાવી આપવાનો ઇજારો પણ કંપની માટે એજન્સીએ રાખ્યો હતો. પરિણામે ફોજશાહી ઘસાવા લાગી હતી.

એવામાં વડોદરામાં આનંદરાવ ગાયકવાડ ગુજરી ગયા અને સયાજીરાવ ગાદીએ બેઠા. આનંદરાવ જાડી બુદ્ધિના હતા એટલે રાજ્ય દેવામાં ડૂબેલું હતું એ લોકોએ જાણ્યું. ગાયકવાડી સત્તાનો સૂર્ય અસ્તાચળ તરફ જઈ રહ્યો છે એવો ખ્યાલ ગુજરાત અને કાઠિયાવાડમાં ફેલાવા લાગ્યો.

અમરેલી પરગણું આઠ-દસ વર્ષ પહેલાં જૂનાગઢના નવાબના હાથમાંથી ગાયકવાડના કબજામાં જૂનાગઢ તરફના નજરાણા તરીકે ગયું હતું, અને ત્યાં ગાયકવાડની આરબ સિબંધી રહેતી હતી. આનંદરાવ ગયા અને સિબંધીના પગારનાં ઠેકાણાં ન પડ્યાં એટલે આરબ સિપાઈઓ અમરેલી છોડી આસપાસના પ્રદેશમાં ફેલાઈ ગયા અને ગામો લૂંટવા લાગ્યા. આવી વીસેક આરબોની એક ટોળી પરોઢિયે લુશાળા ગામને ઝાંપે આવીને ઊભી. તેમની પાસે તલવારો ને બીજાં હથિયારો ઉપરાંત એક-બેની પાસે બંદૂકોય હતી. ટોળીએ ગામના શેઠને ખબર પહોંચાડી કે સાંજ પડતાં પહેલાં દશ હજાર કોરી પહોંચાડો, ત્યાં સુધી કોઈ ગામની બહાર જાય નહિ, નહિ તો પોતે ગામ લૂંટીને એથી ચારગણું પડાવશે!

ગામ એકાએક ભયમાં મુકાઈ ગયું. નાનું ગામ, સામાન્ય સ્થિતિના વાણિયા-બ્રાહ્મણ-ખેડૂતના ઘર, ગામનો ઇજારદાર સુંદરજી ઝાલા નાગનો નાગર હતો તેને પણ આરબોએ પોતાની માગણીની ખબર પહોંચાડી.

આગલી સાંજે સુંદરજી ઝાલાને ત્યાં આણંદજી દેસાઈએ ચંદન, આરબ માસુદ તથા ગાડા-ગાડીવાન સાથે રાત ગાળવા મુકામ કર્યો હતો. ઓળખાણ નહોતી, પણ, નાગરનું ઘર જાણી તેઓ ત્યાં ઊતર્યાં હતાં અને આવકાર પામ્યાં હતાં.

આરબોના ઘેરાની વાત જાણી ચિંતાતુર અને અધીરી થયેલી ચંદને પિતાને પૂછ્યું. 'હેં બાપાજી! હવે આપણે શું કરીશું?'

'આપણે તો મહેમાન છીએ. આપણને કોઈ નહિ રોકે બેટા!' દેસાઈએ જવાબ આપ્યો.

સુંદરજી ઝાલો મૂંઝવણમાં પડ્યો હતો. એ આણંદજી દેસાઈ જેવા કુલિન નાગર મહેમાનની સરભરા બરા-

ખર કરી શકે એવી સ્થિતિમાં રહ્યો નહોતો, એટલે સવારમાં દેસાઈએ દાતણ-પાણી કરી, અફીણની કાંકરી મોંમાં નાખી પ્રસ્થાન કરવાની તૈયારી કરી, ત્યારે સુંદરજી મૂંગો મૂંગો તેમની સાથે ઝાંપા સુધી વળાવવા ચાલ્યો.

ઝાંપે આવતાં જ આરબોએ ગાડું રોક્યું. પોતે માત્ર રાતવાસા પૂરતો જ આ ગામમાં આવ્યો હતો એવો દેસાઈએ ખુલાસો કર્યો, ઝાલાએ એ વાતને પુષ્ટિ આપી, માસુદે પોતાની બોલીમાં ટોળીયા જમાદારને સમજાવવા માંડ્યો, પણ ભૂખાળવા માનસના આરબોની કેવળ લૂંટવાની દ્રષ્ટિએ કોઈ વાત સમજવાની ના કહી, બલ્કે ઇજારદારનો મહેમાન અને વળી સાથે જુવાન બાઈ માણસ હોવાનું જોઈ જમાદારે પોતાની માગણી તુરત પતી જશે એવી તક ભાળી. તેણે એકદમ હાકોટો કરી સાથીઓને ખબરદાર કર્યાં કે તુરત દેસાઈ ચોંક્યા, ચેલા અને માસુદની આંખમાં ખુન્નસ ઉભરાયું.

માસુદ બોલ્યો : ' અલ્યા, આવી ગેરવાજબી જોરાવરી શાની કરે છે ? ખુદાનો તો ડર રાખ ! '

' ખુદાને અમરેલીમાં છોડીને સેતાનને સાથે લઈ નીકળ્યો છું, સમજ્યો ? ખબરદાર, જો ડગલુંય આગળ વધ્યો છે તો ! ' જમાદારે આંખો કાઢીને ધમકી આપી.

એ અપમાનથી માસુદની આંખ ફાટી. તે ભેટમાંથી જમૈયો ખેંચતોક ઘોડા પરથી પગપાળા જમાદાર ઉપર કૂદી પડયો અને તેના પેટમાં જમૈયો હુલાવી દીધો !

ચાર-પાંચ આરબો તેના પર તૂટી પડ્યા, પણ તે ક્ષણે દેસાઈ પણ ઝનૂનભેર ઘોડા પરથી ખુલ્લી તલવારે છલંગ મારી ચૂક્યા હતા, એટલે માસુદને હલ્લામાંથી છટકીને તલવાર સંભાળવાની તક મળી. તેણે મ્યાનમાંથી તલવાર ખેંચી આરબો પર હલ્લો કર્યો તેટલામાં બે આરબોને તો દેસાઈએ ઢાળી દીધા હતા !

સુંદરજી ઝાલો હાં હાં કરતો હથિયાર શોધતો હતો, તેની તલવાર ને બંદૂક ઘેર હતાં અને જોતજોતાં ઝાંપામાં ધીંગાણું મચી ગયું હતું ! આરબ જમાદારને પેટમાં વાગેલો જમૈયો તેણે ખેંચીને ફેંકી દીધો હતો તે પર ઝાલાની નજર પડી. જમૈયો ઊંચકીને આરબો સામેના હલ્લામાં તે જોડાયો, અને ધીંગાણું ખરેખરું જોરમાં આવ્યું. ગામના ચાર કોળી પસાયતા હતા તેમાંના બે ઘેર હતા તેમને ખબર પડી કે તુરત દોડી આવ્યા, ટોળીમાં વીસ આરબો હતા, તેમાંના બીજા ગામ ફરતી ચોકી કરતા હતા. કોઈ ગામમાંથી બીજે રસ્તેથી છટકી ન જાય એ તેમનું લક્ષ્ય હતું. ઝાંપામાં થયેલા હાકોટા ને હોકારા નજીકના ચોકિયાત આરબોએ સાંભળ્યા એટલે તેઓ ત્યાં દોડી આવ્યા, પણ તે વખતે ભામલો રંગમાં આવેલો જોઈને નજીક રહેતા ખેડૂતોય ડાંગો ને આડાં લઈને બહાર નીકળી પડ્યા હતા અને ધીંગાણું ખૂબ જોરમાં આવ્યું હતું. અધઘડીકમાં આઠ આરબો ભોંય ભેગા થઈ ગયા, બે નાસી ગયા, અને બાકીના ભેગા થઈ શકે તે પહેલાં તો આખું ગામ સામે થવાને તૈયાર થઈને ઊભું હતું !

પરિસ્થિતિ જોઈને બાકીના જીવતા આરબો સીમમાંથી જ પરભાર્યા નાસી ગયા. પણ આ બાજુએ માસુદ અને આણંદજી દેસાઈ ખૂબ ઘવાઈને પડ્યા હતા, તેઓ પ્રાણરહિત થયેલા જણાયા ! સુંદરજી ઝાલોય ઠીકઠીક ઘવાયો હતો તેને ઝોળીમાં ઘાલી ઘેર પહોંચાડવો પડ્યો. પસાયતા પણ ઓછા-વધુ ઘવાયા હતા. આરબોનાં સાત મુડદાં પડ્યાં હતાં અને એક જીવતો પડ્યો હતો તેને લોકોએ ઊંચકીને ચોરે સુવાડ્યો.

આખું ગામ કકળી ઊઠ્યું. સાસરવાસે જતી દીકરીને વળાવવા નીકળેલા બાપ અને વળાવિયાનાં અંતરિયાળ મૃત્યુ થયાં, એ કેવી આફત ! ચંદનની આંખોમાંથી આંસુનો અને મુખમાંથી હૃદયદ્રાવક પોકારનો જાણે ધોધ વરસી રહ્યો.

સાંજે આણંદજી દેસાઈ લુશાળાના પાદરમાં દેન પડ્યા. બધાંએ સ્નાન કર્યાં. આખા ગામે તેમની બહાદુરીને બિરદાવી અને વાત્સલ્યને વખાણ્યું.

માસુ ને પણ પાદરામા દાટીને ગામમા પાચ-સાત મુસલમાનો હતા તેઓ ફાતિયો પઢ્યા

સુન્દરજી ઝાનો પડદે પડ્યો હતો તેણે ચદનને બોલાવી કહ્યું 'બહેન! હવે તુ ઘેર પાછી જા! ખરેખર, તમે બાપ-દીકરીને માગરોળથી નીકળતી વખતે અપશુકન જ થયા હશે, નહિ તો આવુ કાઈ બને?'

ચદને કશો જવાબ ન આપ્યો

સુન્દરજીની વહુએ ચદનને માથે હાથ મૂકી ગળગળે સ્વરે કહ્યું 'જો દીકરી! તે તો નજરોનજર બાપની બહાદુરી જોઈ છે અને મોત પણ જોયુ છે તારે હવે ઘેર જઈને બાને હિમત આપવી જોઈએ'

ચદનના મનની મૂઝવણ ચાલ્યા કરતી હતી.

ઝાનાએ ઘરના નોકરને કહ્યું 'માગરોળવાળા ગાડીવાનને કહે કે ગાડુ જોડી તૈયાર કરે.'

ગાડીવાન તુરત બળદ જોડવા ઊઠ્યો

ઝાનાએ આગળ કહ્યું 'બે પસાયતા બહેનની સાથે માગરોળ સુધી જઈ આવો.'

બે પસાયતા ઘવાયા હતા, પણ બીજા બે ધીગાણા વખતે ઘેર ન હોઈ સાજાસમા હતા, તેઓ વળાવિયા તરીકે જવા તૈયાર થયા

ગાડુ જોડાઈને બારણે આવ્યુ એટલે નાગરાણીએ ચદનનો સામાન ગાડામા મૂક્યો અને તેને કહ્યું. 'ચાલ દીકરી, ગાડુ આવી ગયુ'

ચદન એકદમ ધ્રુસકે રડી પડી તેની મૂઝવણનો પાર નહોતો તેણે સુદરજી ઝાના સમક્ષ જઈ હાથ જોડીને કહ્યું 'કાકાજી! તમે જો હા કહો તો હુ જૂનાગઢ જઉ, મારે માગરોળ નથી જવુ!'

ચદનને સાસરે પહોચાડવા આણુ દજી દેસાઈ જતા હતા એટલી જ સુદરજીને ખબર હતી બેઉ વચ્ચે પૂર્વ પરિચય નહિ એટલે બધી વાત દેસાઈએ અજાણ્યા ન્યાતીલાને કહી નહોતી

ચદનની ઇચ્છા સાભળી સુદરજી તેને આશ્ચર્યથી જોઈ રહ્યો તેને લાગ્યુ કે છોકરી ઘેલી થઈ લાગે છે, નહિ તો આવુ વિનયહીણુ વેણ નાગરની દીકરી બોલે નહિ

ચદન બોલી 'કાકાજી! તમે મારા હૈયાનુ દુખ નથી જાણતા હુ જૂનાગઢના ડાહ્યારામ મહેતાના દીકરાની વહુ છુ! એમને બહારવટિયા પકડી ગયા છે એ તમે સાભળ્યુ હશે'

'હા, બહેન! એ હુ જાણુ છુ હજી એ કારભારીનો પત્તો લાગ્યો નથી'

ચદન આસુ વરસાવતી બોલી 'અત્યારે મારુ હૈયુ વલોવાઈ રહ્યુ છે મને ક્ષણનુય ચેન નથી મને પાંખો નથી, નહિ તો હુ ઊડીને સાસરે પહોચ્યુ!'

સુન્દરજી ઊંડા વિચારમા પડી ગયો તે ચદનની સામે તાકી રહ્યો

'કાકાજી!' ચદન આગળ બોલી 'મને રજા આપો મારે જૂનાગઢ જવુ છે અત્યારે તમે મારા વડીલ!'

સુદરજીને શિરે અણધારી આફત આવી પડી હતી, પણ એ નાગર આપત્તિધર્મ સમજ્યો તેણે કહ્યુ 'ભલે બેટા! તુ તારે જૂનાગઢ જા! હુ ખેપિયો મોકલી માગરોળ બેઉના ઘોડા અને સમાચાર પહોચડાવુ છુ'

તેણે ગાડીવાનને અને પસાયતાને પાસે બોલાવી ભલામણ કરી અને ચદનને જૂનાગઢ પહોચાડવા સૂચના કરી

આગની ઝાળની વચ્ચે શીળી ટશરનો અનુભવ કરતી ચદન ગાડામા બેઠી



'બટન' શબ્દ ફ્રેન્ચ ભાષાનો છે આનો અર્થ થાય છે ફૂલની કળી, અગર તો કોઈ પણ ગોળ વસ્તુ. ફ્રાસના રાજા ૧૬મા લુઈએ રત્નજડિત બટનો પાછળ ૩૦ લાખ રૂપિયા ખર્ચ્યાં હતા

ફ્રાસના રાજા ફ્રાંસિસના એક દરબારી પોષાક પર ૧૩ હજાર બટનો ટાકવામા આવ્યા હતા અને આ બધા બટનો સોનાનાં હતાં.

જયન્ત પરમાર

# મહાનગર મદ્રાસ

પ્રવાસનો આનંદ, પ્રવાસનું મહત્ત્વ અને પ્રવાસનાં લક્ષ્યસ્થળોની માયા દરેકને હોય છે જ. પણ એ બધું પોતે જાતે અનુભવીને ભરી રાખે તેના કરતાં વ્યક્ત કરીને બીજાને પણ આસ્વાદ કરાવે તો ? ભારતમાં જ એવાં કેટલાય સ્થળો છે કે જેનું મહત્ત્વ કાંઈક અનેરું છે. આ પ્રવાસવર્ણનનો હેતુ એ મહત્ત્વ બતાવવાનો છે...

'ચરન્વૈ મધુ વિન્દન્તિ' એ સંસ્કૃત સુભાષિતને મદ્રાસ જવા માટે મુંબઈથી મદ્રાસ એક્સપ્રેસમાં બેસતાંની સાથે જ સાર્થક થતું નિહાળ્યું. દક્ષિણ ભારતનું એ મોટામાં મોટું નગર, ભારતનાં ત્રણ મોટાં શહેરોમાંનું એક અને સુંદરમાં સુંદર લાંબો દરિયાકાંઠો (Beach) તો દુનિયામાં બીજે નંબરે આવે. એવા મદ્રાસની માયા તો મોહમયી કહેવાતી મુંબઈ નગરીથી પણ ચડે તેવી લાગી.

મદ્રાસનું આકર્ષણ તો વરસોથી હતું. સંબંધીઓનું આગ્રહભર્યું આમંત્રણ પણ કેટલાય વખતથી ઊભું હતું. પણ ત્યાં જવા માટેનું નિમિત્ત બન્યું નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘનું નવમું અખિલ ભારતીય સમેલન.

મુંબઈથી બપોરે ઊપડતા મદ્રાસ એક્સપ્રેસના ત્રીજા વર્ગના 'સ્લીપર કોચ'માં પ્રવેશતાં જ પ્રફુલ્લતા અનુભવી. રેલગાડીની મુસાફરીએ એવા એવા યાદગાર અનુભવો કરાવ્યા છે કે એ મુસાફરી ટાળવાનું જ મન થાય છે. તેમાંય ત્રીજા વર્ગના રીઝર્વેશનના ડબ્બામાં પણ કપરા અનુભવ થયા છે. પણ આ 'સ્લીપર કોચ'માં પ્રવેશતાં જ રેલ્વે તરફનો આ અણગમો જાણે ઊડી ગયો. ત્રીસેક કલાકની એ લાંબી મુસાફરીમાં એ આખા ડબ્બાને સાચવનાર રેલ્વે–કંડક્ટર રહે છે. આખા ડબ્બાને તાળું મારી દેવામાં આવે છે. સ્ટેશન આવ્યે કંડક્ટર બારણું ખોલી આપે ત્યારે જ નીચે ઊતરાય. બહારના ઉતારુ એ ડબ્બા તરફ આંખ પણ ન ફેરવે ત્યાં મુંબઈ–અમદાવાદની ગાડીઓની ધક્કામુક્કી તો જોવાની જ ક્યાંથી મળે ? એથીય વધુ છુટકારાનો દમ તો ઉઠાઉગીરોથી બચ્યાં તેનો ખેંચ્યો.

ત્રીસ કલાકની મુસાફરીમાં કંટાળો ન જણાય માટે શતરંજ સાથે લેવાનું ભૂલી જવાયું હતું. છતાં એ ત્રીસ કલાક માનસિક તાજગીને લીધે જરાય કંટાળાજનક ન જણાયાં.

૩૧મી ઑક્ટોબરે સાંજે સાડા પાંચે મદ્રાસ આવ્યું અને એ સાવ અજાણ્યા પ્રદેશની ધરતી ઉપર અમે પગ મૂક્યો. મદ્રાસનું એ સેંટ્રલ સ્ટેશન મુંબઈના સેન્ટ્રલ કે વિક્ટોરિયા ટર્મિનસ પાસે વામણું લાગ્યું. છતાં સ્ટેશનેથી અમે કિલપાક લત્તામાં આવેલા આર્મ્સ રોડ ઉપરના અમારા સંબંધીના મકાન પર પહોંચ્યાં ત્યાં સુધીનો અમારે મન અજાણ્યો રસ્તો મોટરમાંથી પણ નિહાળવાની મજા પડી. એકસો સત્તાવીસ ચોરસ કિલોમીટરના વિશાળ વિસ્તારમાં પથરાયેલું આ નગર સત્તરલાખથી વધુ વસ્તી ધરાવે છે છતાં શાંત અને રમણીય લાગ્યું. પહોળા અને લાંબા રાજમાર્ગો અને બેઠા ઘાટનાં છતાં છૂટા છવાયાં મકાનો આંખને ગમી ગયાં. તેમાંય ઑક્ટોબરથી ફેબ્રુઆરીનો ગાળો એ મદ્રાસની સારામાં સારી ઋતુ ગણાય છે એટલે હવામાં પણ તાજગી અનુભવી.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાં જે જગ્યાએ સામાન્ય માણસ જઈ પણ ન શકે એવા ભવ્ય અને વિશાળ રાજાજી હોલમાં બીજા દિવસથી સમેલન શરૂ થયું. સમેલનના ચારેય દિવસના પ્રમુખ તરીકે મદ્રાસ રાજ્યના ગૃહપ્રધાન શ્રી ભક્તવત્સલમ્ હતા. તેમની સાદગી છતાં વિદ્વત્તા મનને જચી ગઈ. દક્ષિણનો પ્રદેશ વિદ્વાનોનો પ્રદેશ કહેવાય છે એનો અનુભવ આ ચારેય દિવસના સમેલનમાં થયો. ગુજરાતમાં સ્ત્રીકેળવણીનો વિકાસ છેલ્લા ત્રણેક દાયકાઓનો હોઈને જોઈતી પ્રગતિ નથી થઈ. જ્યારે દક્ષિણની મહિલાઓ વૃદ્ધત્વને આરે પહોંચેલી હોવા છતાં તેમની વિદ્વત્તા, અંગ્રેજી ઉપરનું પ્રભુત્વ, સામાજિક કાર્યની સક્રિય ધગશ–ખુમારી જોઈને આદર ઉપજ્યો.



જાહેર અને સામાજિક ક્ષેત્રે મહત્ત્વનુ કાર્ય કરતી મદ્રાસની સસ્થાઓ જોઈ માનસિક વિકાસ ન સાધેલા બાળકોને વિશિષ્ટ પદ્ધતિથી તાલીમ આપવામા આવે છે શાલ્વેશન આર્મીની મદદથી ચાલતી મિશનરી ભાવનાવાળી સસ્થામા અનાથ બાળાઓને ઉદ્યોગ અને કેળવણી અપાતી જોઈ જાતીય રોગોના ઇલાજો અને સશોધન થઈ રહ્યુ છે તેની જનરલ હોસ્પિટલનો એ વિભાગ તો ખરેખર એક નમૂનેદાર માનવસેવા કરી રહ્યો છે તેવો અનુભવ થયો એ વિભાગના ઉત્સાહી સચાલકે જે ઝીણવટભરી સમજૂતી આપી અને સ્ત્રી-પુરુષ બાળકોને આ રોગોથી પીડાતા પ્રત્યક્ષ દેખાડયા ત્યારે થયુ કે સમાજના નૈતિક સ્વાસ્થ્યને ઊચે આણવાનો સાચો ઉકેલ આ રોગોની ભયાનકતા એવા અવળે રસ્તે ચડેલા સ્ત્રી પુરુષોને બતાવવામા છે મદ્રાસનુ બદર પણ નમૂનેદાર છે બદરમા ઊભેલી સીગાપોર સાથે વ્યવહાર રાખતી ઉતારુ-સ્ટીમર 'સ્ટેટ ઑફ મદ્રાસ' પણ અંદર ફરીને દરેક વિભાગની સમજૂતી સાથે જોઈ જાપાન અને પૂર્વના બીજા પ્રદેશોમા ચડતો માલ પણ બદરના ધક્કા પર જઈને જોયો જેમિની સ્ટુડીઓ પણ જોવાની તક મળી અદ્યારનો દરિયા-કિનારો અને ઉજાણી માટેના બીચ પરના રળિયામણા સ્થળો જોયા મદ્રાસનો દરિયાકાઠો ખરેખર એક રમણીય સ્થળ છે એટલે જ દુનિયાભરમા આ બીચની લબાઈ બીજા નબરે આવે છે

સમેલનના ચારેય દિવસ 'ડીનર' અને 'લચ'મા ઠીક ઠીક મદ્રાસી વાનગીઓ ચાખવા મળી બધીય વાનગીઓનુ કેન્દ્ર તો ભાત જ ભાત વિના એકેય ટક ન ચાલે— અરે એક ટકમા જ બે ત્રણ ચાર જાતના ભાત હોય તળેલા તમતમતા કે મીઠાઈઓથી ભારેખમ બનાવેલા આપણા જમણો અને મહેફીલો કરતા આ ભોજન ખરેખર શરીરને અનકૂળ લાગ્યુ પેટ ભરીને ખાઈએ તે ય ચાર-પાચ કલાકમા ભૂખ્યા થઈ જવાય. એ માટે મદ્રાસની એ સારામા સારી નહતુ પણ મદ્રાસ જવાબદાર હોય

સમેલન પૂરુ થયા પછી અમારે અમારી રીતે કાર્યક્રમ ઘડવાનો હતો દિવાળીના દિવસોમા અમે ગયેલા એટલે અમારી સાથે કોઈ ફરી શકે તેવી ફુરસદ મેળવી શકે તેમ નહોતુ છતા અમને ડ્રાયવર અને મોટર તો લગભગ મળેલા જ હતા પણ ડ્રાયવર અગ્રેજી કે હિંદી ન સમજે અને અમે તામિલનો એકડોય ન જાણીએ એટલે અમારી સાથે ઘરનુ બીજુ કોઈ ન હોય ત્યારે ડ્રાયવરને આપેલી સૂચના મુજબ જ 'નિશાળેથી નીસરી જવુ પાંસરા ઘેર' જેવુ બનતુ

રવિવારે પાચમી નવેબરે ધનતેરસને દિવસે સવારે અમે એક મિત્ર સાથે તેમની ગાડીમા મદ્રાસથી ઓગણસાઈ કિલોમીટર દૂર આવેલા રમણીય સ્થળ મહાબલિપુરમ્ ઊપડયા દક્ષિણભારતના રસ્તાઓ પહેલેથી જ સારી રીતે વિકસેલા હતા સ્વાતંત્ર્ય પછી એ રસ્તાઓ વધુ વ્યવસ્થિત બન્યા છે એટલે પોતાની ગાડી લઈને ફરવા નીકળનાર માટે દક્ષિણ ભારત ખૂબ જ સગવડભર્યું સસ્તુ અને ફરવામા સરળ થઈ પડે છે મદ્રાસથી મહાબલિપુરમ્નો રસ્તો દરિયા કિનારે સમાતરે જાય છે આખે રસ્તે એક બાજુ દરિયો અને બીજી બાજુ ચોખાના ખેતરો નાળિયેરીના અને આબાના વૃક્ષો નજરે ચડે આ (Coastal -Road) આખા દક્ષિણ ભારતને આવરી લેતો દરિયાકિનારાનો રસ્તો ધીમે ધીમે લબાવવામા આવે છે એ આખો રસ્તો તૈયાર થશે ત્યારે એ રસ્તા ઉપર 'ડ્રાઈવ' કરવાની નિજાનંદ પણ અનેરી જ હશે

મહાબલિપુરમ્ ઐતિહાસિક જગ્યા છે એ ભવ્ય શિલ્પ અને સ્થાપત્યને કેમેરામા ઝડપ્યા દરિયાને કિનારે મદિર આવેલુ છે તે Shore Temple તરીકે જાણીતુ છે કહેવાય છે કે આવા બીજા બે કે ત્રણ મદિરો પણ આવી જ રીતે તદ્દન કિનારા પર હતા પણ બગાળના ઉપસાગરમા એ ધીમે ધીમે ડૂબી ગયા છે દરિયામાથી મળી આવતાં શિલ્પ અને મૂર્તિઓને લીધે એ પૂરવાર થયુ છે આ મદિરને સાચવી





શંખવા અને દરિયાને મંદિર તરફ ધસતો અટકાવવા સંરક્ષણ-દિવાલ ઊભી કરવામાં આવી છે. સીધા કિનારા ઉપર આ મંદિર દરિયામાં આગળ પડતું લાગે છે. મહાબલિપુરમ્ ગામ બંગાળના ઉપસાગરને કિનારે રમણીય જગ્યા પર આવેલું છે. પલ્લવોના વખતનું આ પ્રખ્યાત બંદર આજે શાંત ગામડામાં ફેરવાઈ ગયું છે.

બંદરનું અસ્તીત્વ જાળવી રાખતી જૂની અને નવી એમ બે દીવાદાંડી ત્યાં મોજુદ છે. ચૌદસો વર્ષ જૂનું પલ્લવ સ્થાપત્ય અહીં જોવા મળે છે. પહાડમાંથી કોરી કાઢેલાં મંદિરો ઇલોરાની ગુફાઓની યાદ આપે છે. આ મંદિરોમાં પાંડવોને જ વધુ મહત્ત્વ અપાયેલ છે. પાંચ પાંડવોના પાંચ રથ, અર્જુનનું આકરું તપ, ભીમનું રસોડું, દ્રૌપદીનો નહાવાનો હોજ વગેરે પહાડોમાંથી કોતરી કાઢેલું છે. સમુદ્ર-કિનારાના મંદિરનું અને આખા પથ્થરમાંથી કોરેલું આ શિલ્પ ભવ્ય છે. ગુફા-મંદિરોમાં મહિસાસુરનો વધ કરતી દુર્ગા, વરાહ મંડપ, પશુ મંડપ વગેરે મુખ્ય છે. ગણેશરથ પાસે જતાં અર્જુનનું તપ નામનું શિલ્પ દુનિયામાં અજોડ ગણાય છે. પથ્થરને પણ વાચા આપતો એ આખો પ્રસંગ ભવ્ય અને જીવંત છે.

'શોર ટેંપલ'ના પટાંગણમાં દરિયાના ખોળામાં બેસીને નાસ્તો કરીને અમે ઘેર પાછાં ફર્યાં. મહાબલિપુરમથી ચૌદેક કિલોમીટર જ દૂર આવેલું પક્ષીતીર્થ જઈ આવવાની ઇચ્છા ટાળવી પડી. એક ઠેકાણે અમારે બપોરે જમવાનું હતું અને સાડા અગિયાર તો વાગી ગયા હતા. પક્ષીતીર્થ જવા-આવવાનો કલાક ગણીએ તો ય ઘેર પહોંચતાં સહેજે અઢી-ત્રણ થઈ જાય. પક્ષીતીર્થ ઉપર, કહેવાય છે કે બે પક્ષીઓ હિમાલયથી રામેશ્વર જતાં બપોરનાં ભોજન માટે આવે છે. શ્રદ્ધાળુઓ આ તીર્થનો લહાવો લેવાનું ચૂકતા નથી. અમારી શ્રદ્ધા એટલી ઓછી.

ગાંધી મંડપ એ પણ મદ્રાસની એક રમણીય જગ્યા ગણાય. એક સાંજે એરોડ્રોમ થઈ ને ગાંધી મંડપ ગયાં. ગાંધીજીની સ્મૃતિને જાળવી રાખતું નગરનું સ્મારક મદ્રાસમાં પણ દક્ષિણ ભારતની રીતે તૈયાર થયું છે. તેના સ્થાપત્યમાં સાંની વિશિષ્ટતા છે. સરસ મજાનો સભામંડપ છે. બાજુમાં જ બાળકો માટેનું ક્રીડાંગણ છે. મદ્રાસમાં વરસાદની મોસમ વરસમાં બે વાર હોય છે એટલે નવેંબર-ડિસેંબરમાં પણ વરસાદનાં ઝાપટાં અનુભવવા પડે છે. અને વાતાવરણમાં એની જે માદક અસર રહે છે તે ખરેખર અવર્ણનીય હોય છે. અને તેમાંય દિવસે વરસાદનું નામ ન હોય અને રાત્રે એકાદ ઝાપટું જોરથી આવી જાય. આવા વાતાવરણમાં લાંબા 'મરીના બીચ' ઉપર સંધ્યાકાળે ફરવાની લિજ્જત પણ અનેરી હોય છે. માઉન્ટ રોડ એની લંબાઈ અને પહોળાઈ માટે ભારતભરમાં અજોડ છે.

મદ્રાસની દક્ષિણ દિશામાં અદ્યાર નામનું પરું છે. અહીં જ આંતરરાષ્ટ્રીય થિયોસોફિકલ સોસાયટીનું વડું મથક છે. અદ્યાર નદીને કાંઠે વિશાળ જગ્યા રોકી લેતું આ રમણીય સ્થળ અનેક વિચારકોને આકર્ષે છે. ત્યાંની ભવ્ય લાયબ્રેરી અને શાંતિદાયક વાતાવરણ અભ્યાસીઓને ગમી જાય છે. અદ્યાર થિયોસોફિકલ સોસાયટીનું મુખ્ય અંગ ત્યાંનો વિશાળ વડલો છે. એ વડલા નીચે જ થિયોસોફીના વર્ગો અને અન્ય સભાઓ યોજાય છે. એ વડને એવી સરસ રીતે સંમાર્જવામાં આવ્યો છે કે એની ડાળીઓમાંથી વડવાઈઓને જમીન સાથે જડી દેવામાં આવી છે એટલે પ્રત્યેક ડાળી થડનું સ્વરૂપ બની ગયેલ છે. વિશાળ લતા-મંડપના થાંભલાઓ જેવાં એ શાખા-થડ શોભી રહ્યાં છે. ચાર દિશામાં ચાર જુદા જુદા ધર્મનાં મંદિરો છે જેથી સર્વધર્મની સમન્વયતા સાંપડે. પ્રત્યેક દેશમાંથી એક એક વૃક્ષ લાવીને રોપ્યું છે જે વિશ્વને કુટુંબ મનાવવા પ્રેરે. ભારતભરમાંથી થિયોસોફિસ્ટો આવીને આ રમ્ય સ્થળે રહેવા પ્રેરાય છે. નિસર્ગરમ્ય એ વાતાવરણ દરેકને દરેક રીતે પ્રેરક નીવડે તેવું છે. ભારતભરનાં શાસ્ત્રીય નૃત્ય શીખવા માટેની સુંદર સંસ્થા કલાક્ષેત્ર પણ અદ્યારમાં જ આવેલી છે.

મ્યાલાપોરનુ કાપાલેશ્વરનું મંદિર દક્ષિણી સ્થાપત્યનો આદર્શ નમૂનો છે મંદિરના પટાંગણમા જ સુંદર બાંધણીથી બાંધેલુ સરોવર છે

મદ્રાસથી સાઈઠ કિલોમીટરને અંતરે આવેલુ પૂન્ડી વોટર રીઝોર્વર પણ કુદરત સામે માનવીએ કરેલી પ્રગતિનો આદર્શ ખડો કરે છે અફાટ સાગર સમા પાણીના જથ્થાને બંધથી બાંધીને એ પાણી રેડ હિલ્સ ટેંકમા મોકલાવાય છે અને ત્યાંથી આખા નગરને પાણીનો પૂરતો પુરવઠો મળી રહે છે પૂન્ડીનું જળ સંગ્રહસ્થાન નહેરો વાટે ખેતીને પણ ઠીક ઠીક મદદરૂપ બને છે એ સ્થળને પણ પ્રજા માટે બધી સગવડ આપનારુ વિરામસ્થાન બનાવ્યુ છે બગીચામા ઉજાણીની જગ્યાઓ, બાંધનાઓ, ત્યાંની ખુલ્લા આકાશ નીચે વર્ગો ચલાવની હાયરસ્કૂલ વગેરે એક આદર્શ રજૂ કરે છે વિશાળ જળાગારમાંથી પડતા ધોધની અને બીજા સુંદર દશ્યોની છબીઓ ઝડપવામા ઠીક ઠીક સમય ગાળ્યો આ રમણીય સ્થળ પૂન્ડીથી મદ્રાસ પાછા ફરતા રસ્તે દરબાડુ નામનુ નાનુ ગામ આવે છે તે હાથવણાટનુ અને ભરતકામનુ સુંદર કેન્દ્ર છે ત્યાંનો હાથવણાટનો માલ દેશભરમા પહોંચે છે

મદ્રાસથી લગભગ એકસો પિસ્તાળીસ કિલોમીટર દૂર આવેલુ પોંડિચેરી વિશ્વનુ આકર્ષણ છે એટલે ત્યા ગયા વિના દક્ષિણભારત તો શુ, મદ્રાસનીય મુસાફરી અધૂરપ અનુભવે રોજ સવારે સવા છથી સાડા છ સુધી 'માતાજી' ઝરુખામા આવીને ભક્તોને દર્શન આપે છે—ભક્તો ઉપર જે અમીનજર ફેરવે છે એ તો નજરે નિહાળનારને જ સમજાય—એટલે અમે રાતના અઢી વાગ્યે ગાડી લઈને ઊપડ્યા મદ્રાસથી પોંડિચેરીનો આખોય રસ્તો વિશાળ વૃક્ષની બન્ને બાજુની હારોથી રાતને વખતે સરસ મજાની ગુફા જેવો લાગતો મોટરની બત્તીના પ્રકાશમા એ રાત્રિના રસ્તાની સુરમ્યતા ઓર ખીલી ઊઠતી લગભગ સાડા પાંચ વાગ્યે પરોઢિયે અમે પોંડિચેરી પહોંચ્યા અને સવા છ વાગ્યે તો માતાજીના દર્શનાર્થે જામેલી મેદનીમા અમેય અમારી હાજરી પુરાવી બેસતા વરસે રાત્રે નીકળેલા અને ભાઈબીજની સવારે અમે પહોંચ્યાં એટલે અરવિંદ આશ્રમના અંતેવાસી અને જાણીતા ગુજરાતી કવિશ્રી સુંદરમે તેમના ઘેર અમારુ સ્વાગત નવા વર્ષના પ્રથમ મહેમાન તરીકે કર્યું.

શ્રી અરવિંદની સમાધિથી શરૂ કરીને આશ્રમનો બધો કારભાર નીહાળ્યો નાનકડા આદર્શ નગરનો ખ્યાલ આપતો અરવિંદ આશ્રમ વ્યવસ્થા, શિસ્ત અને સુઘડતાનો આદર્શ નમૂનો છે સાગરને ખોળે બેસીને આહ્લાદક વાતાવરણમાં સાધકો અને ભક્તો જીવનનુ ઉચ્ચ ભાથું તૈયાર કરે છે સમૂહભોજનના રસોડાની સ્વચ્છતા અને ગૌશાળાની સ્વચ્છતા ભારે જહેમત માગી લે છે છતા એ બધી ક્રિયા નજરે નિહાળીને તેની પાછળ કામ કરી રહેલી દૈવી શક્તિનોય ઠીક ઠીક અનુભવ થયો આશ્રમના અનેક વિભાગોમાના સુથારી કામ, ધોબીકામ, મુદ્રણાલય, અગરબત્તી અને કાગળના માવાની કારીગરી, હાથકાગળ, હાથવણાટ, સ્ટીમીંગપૂલ અને રમતનુ વિશાળ પટાંગણ પણ જોયા

ભાઈબીજને દિવસે જ રાત્રે મદ્રાસથી બેંગલોર–માયસોર જવુ હતુ એટલે પોંડિચેરીથી ચારેક વાગ્યે અમારી મોટર ઊપડી તે સાંજે સાત વાગતા તો મદ્રાસના અમારા કિલપાકના નિવાસસ્થાને ત્યાંથી રાત્રે સાડા નવ વાગ્યે ઊપડતા બેંગલોર મેલમા અમે બેંગલોર જવા ઊપડ્યા

મદ્રાસમા તેમ જ ગુજરાત બહાર ગુજરાતીઓ વેપાર અર્થે જાય છે મદ્રાસથી પાછા ફરતા ગાડીમા દક્ષિણ ભારતના એક વિદ્વાન લેખક અને અન્નામલાઈ યુનિવર્સિટીના પ્રકાશન અધિકારી શ્રી સોમાસુન્દરમ્ સાથેની અનેક વાતોમાની એક એ વાત જાણવા મળી કે દક્ષિણીઓ ઉપર ગુજરાતી માટેની છાપ છે તેમને ચૂસનાર તરીકેની આવા વિદ્વાન અને અભ્યાસુ માણસ આવી છાપ ધરાવતા હોય તો આમ જનતા શુ ધારતી હશે? દક્ષિણભારતનુ જીવનધોરણ સાવ નીચુ છે પહેરણ, લુંગી અને માનભર્યો હોદ્દો ધરાવનાર વ્યક્તિ બહુ તો ખભે ખેસ નાખે એ મદ્રાસ





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# સ્ત્રીઓનું બળ

સ્ત્રીઓની શક્તિનું માપ તો દાક્તરી વિદ્યાના જાણકાર જ કાઢી શકે. ઊર્મિનાં વાચકોને જાણીતા દાકતર-લેખકે લખેલા આ લેખમાં એ અમાપ શક્તિનું— સ્ત્રીઓના બળનું જે ઝીણવટભર્યું આલેખન આ લેખમાં કરેલ છે તે સર્વોપયોગી નીવડશે...

જર્મનીના એક શહેનશાહે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર કર્યાં શરૂ થતા ત્રણ જર્મન શબ્દોમાં દર્શાવ્યું છે: કીર્ચ, કુચે અને કીન્ડર. આ શબ્દોના અર્થ છે ધર્મ, રસોઈ અને બાળકો. સ્ત્રીઓની નિઃસ્વાર્થ પ્રવૃત્તિ ને પ્રેમના આચરણમાં ધર્મનાં દર્શન થાય છે. માનવી માત્રને કલ્યાણકારી આ ત્રણ કાર્યો એટલાં તો કઠણ અને ભારે છે કે તે અતુલ સામર્થ્યધારિણી સ્ત્રીઓ જ ઉપાડી શકે. અંગનાને અતુલ સામર્થ્યધારિણી લેખવામાં સ્વાભાવિક રીતે દરેકને વિરોધ દાખવવાનો તો રહેશે જ પણ વિજ્ઞાનના ક્ષેત્રમાં માન્યતા દૃઢ બનતી જાય છે કે સ્ત્રીઓ અવસ્થાન (અં. સરવાઈવલ)ની વિશિષ્ટ તાકાત, શારીરિક અને લાગણીજન્ય ઘસારાને પહોંચી વળવાનું ગૂઢ રક્ષણ અને પુરુષો કરતાં ગરમી-ઠંડી સહન કરવાને શ્રેષ્ઠ ઉષ્માક્રમનિયામક ધરાવે છે. આ તો ઠીક, હૃદય-રોગ અંગે સંશોધન કરનાર એક વિજ્ઞાનીનું કથન છે કે 'સ્ત્રીઓ બલિષ્ઠ છે. સંજોગોને પહોંચી વળવા તેમનું તંત્ર શ્રેષ્ઠ છે. પુરુષો કરતાં તે શસ્ત્રક્રિયાનો બોજ સારી રીતે વહોરી શકે છે. અરે, મોટા ભાગના રોગોનો શ્રેષ્ઠ પ્રતિકાર કરી શકે છે.'

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન કેદની છાવણીની જિંદગીનાં ભય અને ત્રાસ મરદો કરતાં સ્ત્રીઓ સારી રીતે ઝીરવી શક્યાની નોંધ છે. સંશોધકોનું નિરીક્ષણ છે કે દુર્ઘટના વખતે, ખાસ કરીને કુટુમ્બ ભયમાં હોય ત્યારે પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે શાંતચિત્ત ને મગજની સમતુલા જાળવી શકે છે. ગાંડાઓની હોસ્પિટલમાં કોની સંખ્યા વધારે હોય છે? પુરુષોની સ્તો. આપઘાત કરવામાં સ્ત્રીઓ કરતાં પુરુષોની સંખ્યા વધારે હોય છે.

હા, માંદા પડવામાં સ્ત્રીઓ આગળ પડતી હોય છે પણ પુરુષો કરતાં સ્ત્રીઓની આયુર્મર્યાદા લાંબી હોય છે. સ્ત્રીઓ ભલે વધારે સંખ્યામાં માંદી પડતી હોય પણ ભરખી જનારા રોગોનો તે સારો સામનો કરી શકે છે. હા, ડાયાબેટિસ રોગ આગળ તે પાછી પડે છે. ઇંગ્લંડના દાક્તરોએ ગણાવેલા મૃત્યુ નિપજાવનારા ચોસઠ રોગોમાં સત્તાવન રોગો સ્ત્રીઓ કરતાં પુરુષોને વધારે ભરખી જાય છે. હવે કહો, કોણ બળવાન કહેવાય? સ્ત્રી કે પુરુષ?

કોઈ કહેશે કે આ જમાનાનો બોજ પુરુષોને ભરખી જાય છે. સ્ત્રી ને પુરુષના દીર્ઘાયુષ્યત્વના ફેરફારમાં— આધુનિક જમાનાના બોજને ઝાઝો લેવાદેવા નથી. સ્ત્રી ને પુરુષ બન્નેના ફાળે વધારે ઓછો બોજનો ભાર તો આવે છે જ. અમેરિકામાં થયેલી તપાસના આધારે નક્કી થયું છે કે પચીસથી ચુંમાલીસની ઉંમરના ગાળામાં સ્ત્રીઓ કરતાં પુરુષો બે ગણા પ્રમાણમાં મરણ

---

રાજ્યનો સંપૂર્ણ પહેરવેશ માન્ય થયો છે. પ્રધાન કે ઘડાપ્રધાનનો પણ આ જ પહેરવેશ. ખોરાકમાં એકલો ભાત. સાથે રસમ, દહીં અને સંભાર. નીતિના પૂરેપૂરા સાચા. ધાર્મિક સંસ્કારો એટલા પ્રબળ છે કે મોટાં શહેરોના અપવાદ સિવાય કોઈની ચીજ કોઈ ઉપાડે નહિ. દરેક રીતે સામી વ્યક્તિને અનુકૂળ થનારી પ્રજા. બીજાને અગવડમાં મૂકીને પોતે સગવડ ભોગવવા ક્યારેય ન ઇચ્છે. તોછડાઈ અને મદ તો જાણે તેમનામાં આવવાનાં જ ન હોય. મદ્રાસ શહેર અને આસપાસની વસ્તી ઉપરથી આ તારણ કાઢી શકાય. ત્યાંની ગાડીઓમાં પણ આપણા જેટલી સ્ટેશને સ્ટેશને ભીડ ન થાય.

[ આવતે અંકે: માયસોર-બેંગ્લોર ]





પામે છે. મરણના કારણરૂપ કોરોનરી આર્ટરી (હૃદય શૂળ)નો રોગ છે. પીસ્તાલીસની ઉંમર બાદ સ્ત્રીઓ પણ આ રોગનો ભોગ બને છે. તો પછી આ ઉંમર અગાઉ સ્ત્રીઓની શારીરિક શ્રેષ્ઠતાનું બળ કયું છે?

આ બળ છે સ્ત્રીઓના ઇસ્ટ્રોજન નામના જાતીય અંત સ્રાવ(હોરમોન)માં. પુરુષોના આવા સ્રાવનું નામ છે ટેસ્ટોસ્ટેરોન. જો કે સ્ત્રી અને પુરુષ બન્નેમાં આ સ્રાવો હોય છે તો ખરા પણ જાતિ પ્રમાણે તેમાં ઘણી વધઘટ રહે છે. સ્ત્રીઓમાં ઇસ્ટ્રોજન અધિક છે, તો પુરુષોમા ટેસ્ટોસ્ટેરોન. બન્ને સ્રાવોના ગુણધર્મો નિરાળા છે. ઇસ્ટ્રોજન શાંતિ અને સ્વસ્થતા આપે છે તો ટેસ્ટોસ્ટેરોન ઉત્તેજના આપે છે. ટેસ્ટોસ્ટેરોન નાડી, શ્વાસોચ્છ્વાસ ને જીવનક્રિયા વધારે છે. આ કારણે સ્ત્રીઓ કરતાં પુરુષોનું આયખું વહેલું ખપી જાય છે.

હૃદયરોગ થવામાં હૃદયની લોહીની નળીઓમાં કોલેસ્ટેરોલ નામની ચરબીની જમાવટ કારણરૂપ છે. પુરુષોમાં અને પ્રૌઢા સ્ત્રીઓમાં આનું પ્રમાણ વધારે હોય છે. પણ યુવાન સ્ત્રીઓમાં કોલેસ્ટેરોલનું પ્રમાણ ઓછું રહે છે. એમને કોરોનરી આર્ટરીનો રોગ ઓછો થાય છે. આ અંગે ભરધાં ઉપરના પ્રયોગોથી જાણવા મળ્યું છે કે યુવાન સ્ત્રીઓમાં ઇસ્ટ્રોજનનો અંત.સ્રાવ (હોરમોન) કોલેસ્ટેરોલના પ્રમાણ ઉપર કાબૂ ધરાવે છે.

વળી ઇસ્ટ્રોજનથી લોહીમાંનાં ભક્ષક ધોળાં કણો સંખ્યામાં ઘણાં વધે છે; જે રોગોત્પાદક જીવાણુઓને ભરખી જવાનું કામ ઉપાડે છે. આમ હોવાથી સ્ત્રીઓ ઘણા ચેપી રોગોનો સારો સામનો કરી શકે છે. ચેપી રોગોનો સામનો કરવાનું બળ સગર્ભાવસ્થામાં ઘણું વધી જાય છે. આ પણ હોરમોનના વધુ સ્રાવથી બને છે. ઉપરાંત સગર્ભા સ્ત્રીઓના સાંધાઓના દુખાવા ને સોજા પણ કામચલાઉ મટે છે. જો કે આ નિરીક્ષણ બાદ ઘણાં સંશોધનો થયાં છે. તેના પરિણામે એસીટીએસ અને હાઈડ્રોકોરટીસન, પ્રેડનીસોન વગેરે ઔષધો શોધાયાં છે જે સાંધાઓના સોજા અને વા-રોગમાં આશીર્વાદરૂપ થઈ પડ્યાં છે.

અંત.સ્રાવો (હોરમોનો) એ એન્ડોક્રાઈન ગ્રંથિઓમાંથી થતા સ્રાવો છે. આપણા શરીરમાં આવી આઠ ગ્રંથિઓ છે. અંત.સ્રાવોની અસર નીચે માનવીનું વ્યક્તિત્વ, ઘાટ (દેહનાં જાડ્ય, અતિ જાડાઈ, કૃશતા, અતિ ઊંચાઈ કે વામનજીપણું) તેનું વર્તન ને આડકતરી રીતે તેનો સ્વભાવ પણ નિર્માણ થાય છે. વળી માનસિક વિકાસ (બુદ્ધિ, ચાતુર્ય, વિવેકશક્તિ, ડહાપણ) હૃદયના ભાવો (પ્રેમળતા, કઠોરતા) ને શરીરની ચપળતા કે શિથિલતા પણ એમના ઉપર અવલંબે છે. ટૂંકામાં અંત.સ્રાવો વ્યક્તિના શારીરિક ને માનસિક સર્વદેશીય વિકાસ ને શક્તિઓના પુરસ્કર્તા કે અવરોધક છે, એને સમૃદ્ધિ કે કંગાલિયત બક્ષનાર છે. યૌવન અને શક્તિ અરે, વૃદ્ધત્વ આરોગ્ય અને આયુષ્ય સુદ્ધાં આ સ્રાવોની કાર્યક્ષમતા ઉપર અવલંબે છે. આરોગ્ય ને રોગ, જીવન ને મૃત્યુ જીવનનાં આ પાસાંઓની સમતુલા જાળવવાનું આ અંત સ્રાવોના અંકુશમાં છે. ટૂંકામાં આપણું જીવન અંતઃસ્રાવોની દયા ઉપર છે. આપણે જે કંઈ છીએ તે બધું અંત સ્રાવોની જ અનોખી અને અદ્દભુત કરામત છે.

સ્ત્રીઓનું બળ ઇસ્ટ્રોજન નામના અંત.સ્રાવમાં રહેલું છે. આ સ્રાવ સ્ત્રીઓને ખાસ વરેલો હોઈ એમનું સ્ત્રીત્વ પણ આને જ આભારી છે. સ્ત્રીઓની જૈવિક (અં. બાયોલોજીકલ) ક્રિયાઓની તુલનામાં પુરુષો નાજુક છે. એક ક્ષણની ઉત્તેજનામાં તેમની પ્રજનનની જૈવિક ક્રિયા પૂર્ણ થાય છે જ્યારે સ્ત્રીઓ નવા જીવની ધારક હોઈ તેમની જૈવિક ક્રિયાઓની મજલ ઘણી લાંબી છે. આ ક્રિયાઓ થવા કાજે સ્ત્રીઓ બલિષ્ઠ છે અને આ ક્રિયાઓ થવામાં સ્ત્રીઓનું બળ રહેલું છે.



ફ્રાંસનો મહાન લેખક એલેક્ઝાંડર ડુમા વાદળી રંગના કાગળ અને લીલી શાહી વગર એક અક્ષર પણ ન લખી શકતો એ તો જાણીતી વાત છે.





શિવકુમાર જોષી

# 'મૃત્યુ મરી ગયું રે—'

તાજેતરના રાંચી-હાવરા એક્સપ્રેસના અકસ્માતે મોટી જાનહાનિ થઈ. આપણા જાણીતા વાર્તાકારને તેમાથી એક હૃદયદ્રાવક વાર્તા મળી ઊર્મિનાં વાચકો આ વાર્તા વાંચીને એ અકસ્માતનું સાચું હાર્દ માણી શકશે, એના ભોગ બનેલાંઓની હૃદયવ્યથા અનુભવી શકશે એવી ખાતરી છે...

'આવજો આવજો...' ને ટ્રેને હાવરા છોડ્યું. ચંદ્રિકાની નજર તેમ છતાં એ પતિની બે બાજુ લપાઈને ઊભેલાં શુભાશિશ અને નંદિની તરફ મંડાઈ રહી હતી. એકાદ વાર એણે પતિ સામે પણ જોઈ લીધું. પતિ-પત્નીની આંખો મળી, ત્યાં સ્મિત રમતું હતું અને પરસ્પર અણબોલ સંદેશાનો વિનિમય રચાતો હતો.

'સંભાળજો હોં'

'તું ફીકર ન કરીશ...'

'તમારા જેવા બાપ સાથે હોય પછી મને વળી બાળકોની ફીકર શી!'

'તબીઅત સાચવજે,-ને જલદી જલદી આવી પહોચજે...'

'તમારા ત્રણ સિવાય મને પણ જરીયે ન ગમે તો ...અહીંનું કામ પત્યું ને પાછળ ને પાછળ આવી સમજો...'

અને બીજું કેટલુંયે—બધું જ વણકથ્યું ને છતાંયે કેટલું અર્થપૂર્ણ !-!

ગાડી પ્લેટફોર્મ છોડીને યાર્ડમાંથી પસાર થતી હતી, લોખંડ લોખંડ સાથે ઘસાતું હતું, પોલાદ પોલાદની સાથે ખખડતું હતું, સુનીલને થયું જાણે કે આ નર્યું ભૈરવ સંગીત! એનો કોઈ અંત?!

શુભાશિષ હજી બારી-પાસેથી ખસતો ન હતો. બહાર કાળા ચોખ્ખા આકાશમાં દશમીનો ચંદ્ર પૂર્વાકાશની ક્ષિતિજથી ચારપાંચ વાંસ ઊંચે તોળાઈ રહ્યો હતો, એ તરફ એની દૃષ્ટિ હતી.

'નંદિની, તું ને શુભાશિષ હવે સૂઈ જાવ તો...આખો દિવસ કલકત્તા જોવા રખડ્યા જ કર્યું છે, થાક્યાં નથી?'

'પણ પપ્પા, આ શુભુ ક્યાં માને છે? જુઓ તો, બારી પાસેથી ખસતો જ નથી!!'

'વહાં સે હટ જાઓ બેટા, ખીડકી કી પાસ ખડા રહેના ખતરનાક હુઆ કરતા હૈ—' ફર્સ્ટક્લાસ કમ્પાર્ટમેન્ટની ચોથી બર્થ—નીચેની બીજી બર્થ ઉપર પોતાનો બીસ્ત્રો ઉખેળતાં વયોવૃદ્ધ પ્રોફેસરે લાગણીપૂર્વક કિશોરને ચેતવણી આપી.

શુભાશિષે પ્રોફેસર તરફ જોયું. 'તો મુઝે યહાં હી બૈઠને દિજીએ...' શુભાશિષે પ્રોફેસરની બર્થ ઉપર આસન જમાવી બારીની બહાર જોઈ રહેવાનો આગ્રહ જારી રાખ્યો.

સુનીલે બંને બાળકો માટે ઉપરની બે બર્થ ઉપર બિછાના પાથર્યાં. પેન્ટમાંથી ખમીસ બહાર ખેંચી કાઢ્યું, બુટ કાઢીને મોજાં ઉતારી બુટમાં ઘુસાડ્યાં. બાથરૂમમાં જઈને પાયજામો પહેરણ પહેરી લેતાં એકવાર દર્પણમાં જોઈ લીધું. એને ચંદ્રિકા યાદ આવી ગઈ. કપાળ ઉપર ઝૂલતું બાબરીનું ગુંચળું સરખું કરતાં પોતાની જ આંખો સામે પળવાર જોઈને હસી લીધું. પહેલી જ વાર શું બાળકો મને ભળાવીને તું પાછળ એકલી રહી હતી! ચંદ્રિકા?—પોતાનાં જ પ્રતિબિંબને પૂછી લીધું. હાથ હલાવતી ધીરે ધીરે પ્લેટફોર્મ ઉપર પૂરી વ્યક્તિમાંથી બિંદુસમી બની જતી ચંદ્રિકા એને વારંવાર યાદ આવ્યા કરી.

ગાડી ઊપડ્યે અડધો કલાક પણ થયો ન હતો અને બન્ને બાળકો ઉપરની બર્થ ઉપર ઘસઘસાટ ઊંઘતાં હતાં. પ્રોફેસર મમતાપૂર્વક બાળકો તરફ જોઈ લેતા હતા. ત્યાં ખુલ્લી બારીમાંથી કોલસીની રજની એક ઝાપટ આવી ગઈ. પ્રોફેસરના વિશાળ ભાલ અને વાળ વિનાના માથા ઉપર એ કણો છવાઈ ગઈ. અને ઉપરસતું એક જોરદાર મોજું પસાર થઈ ગયું. સુનીલે ઊભા-થઈને એ તરફની બારી બંધ કરી

આપી એમ કરતા એણે કહ્યું પણ ખરું, 'બીરજા બાજુ આપ અગર મુનાસીબ સમજે તો મેરી બર્થ ઓક્યુપાય કર લીજીએ, યહા આપકો કાફી તકલીફ હોગી'

શરૂઆતમા જ થોડી રમઝક એ બર્થને કારણે થએલી રીઝર્વેશન પ્રમાણે એ બર્થ સુનીલને મળવાની હતી— મૂળ ચંદ્રિકા માટે જ તો તે હતી આખું કુટુંબ—સુનીલ, ચંદ્રિકા, નંદિની, શુભાશિષ એક સાથે જ એ કમ્પાર્ટમેન્ટમા મુસાફરી કરવાના હતા પણ છેલ્લે દિવસે ચંદ્રિકાનો કાર્યક્રમ બદલાયો અને એ ટિકિટ પ્રોફેસરને ખપમા આવી ગઈ પ્રોફેસરે પહેલેથી જ એ બર્થ ઉપર બેસવા સૂવાનો આગ્રહ રાખેલો

એ આગ્રહ એમણે સુનીલના સૂચન છતા જારી રાખ્યો એન્થ્રોપોલોજીનુ કોઈ 'પેપર' ખોલીને એ વાચવા બેઠા

સુનીલના રસનો એ વિષય હતો એણે વિદ્વાન બંગાળી પ્રોફેસર સાથે વાતચીત માંડી અઢાર વર્ષો સુધી પ્રાણીવિદ્યાવિશારદ તરીકે એમણે કામગીરી બજાવેલી પ્રાગૈતિહાસિક પ્રાણીજીવન, માનવ ઇતિહાસના, પ્રાણી ઇતિહાસના સ્તરો ઉકેલવા ઉખેળવાનો એમનો રસ, એ કારણે સરકારી બિનસરકારી ધોરણે એમણે કરેલી શોધોની વાતો સુનીલને કરી

એમની વિદ્વત્તા માટે સુનીલને માન ઉપજ્યું, પૂજ્યભાવ પ્રગટ્યો લગભગ દૂર સૌરાષ્ટ્રની ગ્રામ્ય વિદ્યાપીઠમા વિદ્યાભ્યાસ ગી પિતા માટે હંમેશાં ઉપજતા એવા માન અને પૂજ્યભાવ પ્રગટ્યા

ક્ષણભંગુર માનવીજીવન છતા કેવી અવિરત એક ધારાવાહિકતા એ પાછળ રહેલી છે! આદિયુગથી માનવી, માનવપ્રાણી અને બીજી પ્રાણીસૃષ્ટિ કેવી રીતે જીવન અને વિનાશનુ યુદ્ધ ખેલી રહી છે, ભૂકંપ, જ્વાળામુખી, પૂરો, અતિવૃષ્ટિ, દુષ્કાળ અને એવી તો કેટલીયે હોનારતો છતા આ સૃષ્ટિ ઉપર પ્રાણી જીવન અકબંધ રહ્યુ છે, વિકસ્યુ છે—પ્રોફેસરની એ બધી વાતો યાદ કરતા કરતા સુનીલની આંખો ઘેરાવા માંડી

'ચાલો ત્યારે હવે હુ તો સૂઈ જઉં' જાણે વિદાયની રજા લેતો હોય તેમ પ્રોફેસર સામે એકવાર ફરીથી જોઈને સુનીલ એમની બર્થ ઉપર ઊભો થયો

'હુ પણ હવે સૂઈ જ જઈશ, આ પ્રકાશથી તમને તકલીફ થતી હશે, નહિ?'

'આપ આરામથી વાચો ને, મને કોઈ તકલીફ નથી હુ તો પડ્યો તેવો ઊંઘી જ જવાનો અને બાગ કોઈને પણ ઊંઘ્યા પછી કશુ નડતુ નથી' સુનીલે બગાસુ આટોપી લેતા વિવેક કર્યો

'સતત ધ્વંસ સામે જીવંત રહેવા ટકી રહેવા માટેનુ પ્રાણી સૃષ્ટિનુ સતત યુદ્ધ—ખોખડ સાથે ખોખડ અથડાતુ હતુ, અપરાચી–હાવડા એક્સપ્રેસના ચક્રો ઝડપથી ગતિ વધાર્યે જતા હતા આગળના સ્ટેશને કોઈ નો'તુ કહેતુ કે ગાડી થોડી 'લેઈટ' છે? ઝડપ વધારીને ગુમાવેલો સમય લેવાની એન્જીન ડ્રાયવર જાણે અથાગ પ્રયત્ન કરતો હતો

રાત વધતી હતી

આકાશમા દશમનો ચંદ્ર વધુ તેજસ્વી લાગતો હતો. સુનીલે એકવાર બારી બહાર જોયુ, બીજીવાર પ્રોફેસર તરફ—એમનુ કપાળ ઝગારા મારતુ હતુ, ઊંડી વિદ્વત્તાની ખાત્રી આપતુ હોય તે કરતા જુદી રીતનુ—વડીલ બાળકોને નચિંત થવાની ખાત્રી આપે તેવી કોઈ સલામતીની હવા એ કમ્પાર્ટમેન્ટમા ફેલાઈ હતી, ને એના કેન્દ્રસ્થાને પ્રોફેસર છે એમ માનતુ સુનીલને રુચ્યુ એને ઊંઘ આવી ગઈ,

થોડી ક્ષણો પછી પ્રોફેસરે પણ 'પેપર' બંધ કર્યું ઈન્ડીઅન સાયન્સ કોન્ગ્રેસ વેળા પોતે એન્થ્રોપોલોજી વિભાગના પ્રમુખ બન્યા ત્યારથી બંગાળની એશિયાટિક સોસાયટીએ એમને પેલો સુવર્ણચંદ્રક આપ્યો તે દર મ્યાન કેટલાયે વિદ્યાર્થીઓને, રિસર્ચ વર્કર્સને એમણે તૈયાર કર્યા હતા! સામે સૂતેલો સુનીલ શુ એમાનો જ કોઈ વિદ્યાર્થી હતો! નાની વય છતા વિચક્ષણ અને વિદ્યાપ્રેમી! કેવા કેવા પ્રશ્નો પૂછતો હતો!. કે પછી પોતાના ત્રણ પુત્રોમાનો એક પુત્ર સમો! કેમ આજે





બાળકો ને પત્ની યાદ આવતાં હતાં ! આટલે વર્ષે જાણે પહેલી જ વાર અનુભવતા હોય એમ પોતાના ગૃહ-જીવનની યાદ એ માટેની ઝંખના એમણે નવાં સ્વરૂપે અનુભવી. કલકત્તા છોડીને રાંચીમાં એ સ્થિર થયા હતા. પત્ની, ત્રણ પુત્રો–પુત્રીથી ભર્યો ભર્યો સંસાર—એક બાજુ વિદ્યાવ્યાસંગ, બીજી બાજુ જીવન કૃતકૃત્ય લાગે, રસભર્યું લાગે તેવું સભર ! કેટલા માનવીના ભાગ્યમાં એવું સંપૂર્ણ જીવન લખાયું હશે !

વિચારપરંપરામાં અટવાતાં એ ઊભા થયા. બત્તી ઓલવતાં પહેલાં એકવાર નંદિની અને શુભાશિષ તરફ એમણે જોઈ લીધું. કેવાં નિરાંતે બંને સૂતાં હતાં ! પોતાનાં જ પૌત્ર પૌત્રી હોય એમ એમણે વાત્સલ્ય-દૃષ્ટિથી એમની સામે જોયું, જોયા કર્યું. શુભાશિષના પગ નીચેથી ખસીને ઓઢેલા ધાબળાનો એક છેડો નીચે સુધી લબડતો હતો, તે એમણે સરખો કર્યો, શુભાશિષને બરાબર ઢાંક્યું.

પોતાના જ કુટુંબની યાદ પછી જાણે આ પારકાં પોતાનાં જ આત્મીય હોય એવા ભાવપૂર્વક એમણે મન સાથે સમાધાન કર્યું. કાલ સવારે તો ઘર ભેગો થઈશ...ગીન્ની અને મોટા દીકરાના ઢબુરિયાં ! દાદા દાદા કરતાં બધાં વિંટળાઈ વળશે, કલકત્તાથી પૂજાની શી શી મીઠાઈ લાવ્યા તેમ પૂછશે ને બસ પછી......

આંખો મીંચાઈ ગઈ. પ્રોફેસર શાંત સ્વસ્થ નિદ્રામાં વીંટળાઈ વળ્યા...

લોખંડ લોખંડ સાથે આફળાતું હતું...રાંચી એક્સપ્રેસની ઝડપ વધતી હતી. ચક્રોની ગતિમાંથી એક સરખું સંગીત પ્રગટતું હતું. સુનીલ ધસધસાટ ઊંઘતો હતો.

બાર, એક, દોઢ, બે, સવા બે...ગાડીની ગતિ વધતી હતી...હમણાં જ ધાલભુમગઢ સ્ટેશને ગાડી થંભી ન થંભી અને વળી ગતિ પકડી...બે ને વીસ, બાવીસ ત્રેવીસ ચોવીસ પચ્ચીસ...આ સામે તે કેવો વળાંક ! પણ રાવ હોંશીયાર ડ્રાયવર હતો, દસ મિનિટ ગાડી મોડી હતી,...એ દેખાય, દૂર દૂર, ઘાટશીલાની કેબિન તરફની લાલબત્તી !...લાલબત્તી નહિ પણ હવે નારંગી રંગ એ પકડી લેતી હતી...લાઈન કલીઅર હતી...બે ને છવીસ, સત્તાવીસ...ઓરે ! આ તે કેવો ગજબનાક આંચકો !

ધડધંડ ધુડુમ–ખીચી ખીચી–ખુડ, ખુડ—ભોમ્ ધીમ હુમ્ સીસ...ઓ મારે !...ચૂઉઉરૂ લોખંડ સાથે લોખંડ ! ધરતીની ગોદમાં આ તે કેવી ચિરાડ !...અને અને... બે ને ત્રીસ ! ગોઝારી સેકન્ડો, ગોઝારી મિનિટો, ગોઝારી રાત્રી !.. ગોઝારી રાંચી એક્સપ્રેસ ! અપ હાવરા–રાંચી એક્સપ્રેસ ! ગુરુવારની રાત, શુક્રવારની સવાર...દુશ્મનો ચાંદો હસતો હતો ? ના ના ફિક્કો ફસ પડી ગયો હતો !

એ ભયંકર દૃશ્યના સાક્ષી થવા કરતાં પશ્ચિમની ક્ષિતિજમાં તુરત ઊતરી પડાતું હોત તો ?

...સુનીલે પછાડ ખાધી. ક્ષણો સુધી તૂટેલાં સ્વપ્નનું સાંધણ શોધતો એ ભૂમિ ઉપર ચત્તોપાટ પડી રહ્યો. સ્વપ્ન ! ક્યાં છે સ્વપ્ન !?...ના રે ના. કોણે એ ચીસ પાડી ! કોણે બૂમ પાડી ! 'મદદ મદદ' બચાવો ! બચાવો !—સુનીલે નજર ઊંચે કરી, માંડ માંડ. પોતાનાં અંગો એને કંપતાં લાગ્યાં. એ બેઠો થયો.

ચારે બાજુ આ શું ! અંધકારનું કલેવર ચીરીને એમાં હાડકાં પાસળાં મજ્જા બહાર લટકતાં હોય તેમ તૂટેલી બોગીઓનો કાટમાળ રાતા ચંદ્રના ધૂંધળા પ્રકાશમાં એક પછી એક એની નજરે પડવા માંડ્યા. એની નજરનું તેજ વધ્યું, અંધકારને ફંફોળવાની એનામાં શક્તિ જાગી, સાથે સાથે એને ભાન આવ્યું કે આ બધું સ્વપ્ન નો'તું, એ ઊંઘમાં નો'તો.

સામે રાંચી એક્સપ્રેસ પાસું વાળીને સૂતી હતી. જાણે મૃત્યુશય્યામાં ! અને એની મૃત્યુશય્યામાં એણે ભંડારી દીધાં હતાં કેટલાંયે માનવી ! એ માનવીની યાતનાના ચિત્કાર સમગ્રભાવે મૃત્યુ વેળાનો ઘેરો શ્વાસ બની જતો હોય એમ સુનીલે અનુભવ્યું.

'મારાં બાળકો ક્યાં ?' આ એક ભયંકર રેલ્વે અકસ્માત હતો. એનું ભાન થતાં સુનીલને બાળકો યાદ આવ્યાં. તુરત એ ઊભો થયો.

'બેટા નંદિની, બેટા શુભાશિષ, તમે ક્યાં છો ?' એણે પોકારવા માડ્યું.

ત્યાં સહેજ દૂરથી પેલા કાટમાળ વચ્ચેથી કોઈનો મદદ માટેનો અવાજ, પરિચિત અવાજ સંભળાયો... અરે હા, એ જ એ જ તો નંદિની !

'પપ્પા પપ્પા...હું અહીં છું. તમે ક્યાં છો ? શુભાશિષ ક્યાં !...'

અવાજને ઈશારે સુનીલે કાટમાળ ઉપર હાથ ફેરવવા માડ્યો. ચંદ્રનો રુગ્ણ પ્રકાશ કશા કામનો ન હતો. એ બિહામણા દશ્યને વધુ બિહામણું બનાવવાનો જ એનો ફાળો હતો.

ત્યાં ઉપર સુધી કાટમાળ વચ્ચે તોળાઈ રહેલો હાથ એમના હાથમાં આવ્યો. નાજુક પરિચિત એ સ્પર્શ ઓળખી લેતાં સુનીલને વાર ન લાગી.

'બેટા નંદિની, ફીકર ન કરીશ હોં. હું અહીં જ છું ..હમણાં તને બહાર કાઢું છું...તને ખૂબ વાગ્યું છે બેટા ?'

'પપ્પા ..મને, મને ખૂબ પીડા થાય છે...'

'ક્યાં ? કઈ જગ્યાએ ?'

'છાતીમાં અને હાથની નસેનસમાં...'

'બધું ઠીક થઈ જશે હોં ..'

પોણા કલાકની મહેનતે, મદદનીશોનો સાથ મળતાં ફર્સ્ટ કલાસના એ ભંગારમાંથી સુનીલે નંદિનીને બહાર કાઢી. ઘાયલ ! લોહી લુહાણ !' આખા શરીરે લોહી જ લોહી ! એટલી રાત્રે બેટરીના અજવાળામાં એ લોહી ચામળું અને બીહામણું બનીને ચળકતું હતું ! કેવું વાગ્યું હશે ! ક્યાં ક્યાં વાગ્યું હશે ? આટલું લોહી વહી ગયા પછી આ કુમળી બાલિકા જીવશે કઈ રીતે ! સુનીલ અને પેલા મદદનીશો ચિંતા કરતા હતા.

પણ શુભાશિષ ક્યાં ?

પેલાઓ પાસે નંદિનીને મૂકીને સુનીલ ચારે બાજુ ઘૂમવા માંડ્યો.

'શુભાશિષ, બેટા શુભાશિષ...તું ક્યાં છે ? ..બેટા શુભાશિષ......' રાતના પુડાને વીંધીને પિતાની આરઝૂભરી હાક વાતાવરણને ભરી દેતી હતી. રાત્રીના નિબીડ અંધકારની પેલી પાર ..પેલા નક્ષત્રો અને પેલું આભ એ બધાંને વીંધીને ..જ્યાં પણ શુભાશિષ હોય ત્યાં એ હાથ પહોંચે એટલી એ પાછળ યાતનાની વાત્સલ્યની અને છતાંએ માનવીની, નિરાધારીની તીવ્રતા ભરી હતી.

એવી તો કેટલીયે રાવ એ રાતે ત્યાં પ્રગટતી હતી અને વાત શમી જતી હતી.

સુનીલનો પોકાર પણ છેવટે શમી ગયો.

'તને શો જવાબ આપીશ ચંદ્રિકા ?...તારા બેટાને લીધા વિના તને મુખ શું દેખાડીશ ?...આવી ઘાયલ લોહી-તરબોળ દીકરી અને અને ..શુભાશિષ સિવાય ખાલી હાથે તારી સાથે હું ઊભો રહીશ કઈ રીતે ?...સુનીલનું મગજ અમંગળ કલ્પનાઓથી બહેર મારી ગયું હતું.

દશમનો ચંદ્ર શરમનો માર્યો છેવટે ડૂબી ગયો હતો. પૂર્વાકાશમાં પ્રભાત પ્રગટતું હતું...ત્યાં...ત્યાં સામેથી આ...સ્વયંસેવકો કોને લઈને આવે છે ! 'પપ્પા પપ્પા ' એ-કોણ, કોણ બોલ્યું એ ?

'પપ્પા તમે ક્યાં હતા ? ક્યારનો તમને ખોળું છું, તમે તો બસ આમ બેસી જ રહ્યા છો ? મારી શોધ પણ ન કરી ?' અક્ષુણ્ણ હેમખેમ શુભાશિષ સામે ઊભો હતો. એ સ્વપ્ન નો'તું ને ? એ નિતાન્ત યથાતથ્ય હતું ને ? સુનીલે વારંવાર એ ક્ષણોમાં ખાત્રી કરી લીધી. પુત્રને છાતી સરસો ચાંપી લીધો. જાણે એને ખાત્રી આપતો હોય, 'બેટા આ છાતીમાં શ્વાસ સમાતો નો'તો એ રીતે તને મેં પુકાર્યા કર્યો છે, છેલ્લા બે કલાકથી, એકધારો, સતત.' તેમ

પોતે સામાન્ય ઘાયલ; શુભાશિષ હેમખેમ, પુત્રી નંદિની સારી પેઠે ઈજા પામીને લોહીમાં તરબોળ છતાં જીવી જશે—પણ તો પછી પ્રોફેસર ? એ ક્યાં ?

સુનીલે ફર્સ્ટ કલાસના કાટમાળ તરફ ઝડપથી પગલાં



ઉપાડ્યાં. નંદિની સૂતી હતી તેની નીચેની બર્થ ઉપર પ્રોફેસર સૂતા હતા, એમ એને યાદ આવ્યું. નંદિનીને જ્યાંથી ઉપાડી લીધી હતી તે જગ્યાએ આવીને એણે જોયું. થોડો કાટમાળ ખસેડતાં અવાક બનીને એ ધરતી ઉપર જડાઈ ગયો.

છુંદાઈ ગયેલો લોહીયાળ નિષ્પ્રાણ દેહ ત્યાં સૂતો હતો, જાણે કે... જાણે કે નંદિનીને પોતાનું સમગ્ર જીવન પાથરીને એમણે જ બચાવી લીધી ન હોય !

નંદિનીને જ શા માટે ? એ કમ્પાર્ટમેન્ટના બાકીના ત્રણને બચાવવા માટે ત્રણ નાનાં નાનાં—પોતાનાં પુત્ર અને પૌત્ર પૌત્રી સમાંઓને બચાવી લેવા માટે પોતાના પ્રાણની એમણે હોડ બીડી હોય અને તે કારણે કૃતકૃત્યતા અનુભવતા હોય તેમ પ્રોફેસર નચિંત સૂતા હતા. નંદિનીની પીઠ ઉપર લાગેલું પેલું બધું લોહી તે પ્રોફેસરના શીર છાતી અને પગમાં લાગેલા ઘામાંથી ઝરતું લોહી હતું. પણ એ જોવા સમજવા કે એનું દુઃખ વેઠવા એ ક્યાં હતા ?...સુનીલ એ દશ્ય જોતો ઊભો હતો. પેલાં અચેતન મુખ ઉપર આછું સ્મિત હતું: એમણે જ નો'તું કહ્યું, પ્રાણીજગત સૃષ્ટિના આરંભથી મૃત્યુ અને જીવન વચ્ચેનું સતત યુદ્ધ ખેલી રહ્યું છે. અને...અને...અનેક ધ્વંસલીલાને પરિણામે પણ જીવનની ધારા અબાધિત આગળ વધ્યે જ ગઈ છે ?...એ ધારા એમ અબાધિત વહ્યે જાય તેમાં પ્રોફેસર પોતાનો ફાળો આપતા હતા કે શું ? !...





નાગપુરમાં મધ્યસ્થ તાત્કાલિક રાહત તાલીમી સંસ્થામાં ૧૨૫૦ માણસોએ તાલીમ લીધી છે. આમાં સનદી અમલદારો, ડેપ્યુટી કલેકટરો, શાળા અને કોલેજના શિક્ષકો, હોમગાર્ડ્ઝ અને સામાજિક સંસ્થાઓનાં હોદ્દેદારોનો સમાવેશ થાય છે. બાજુના પહેલા ચિત્રમાં ખાટલામાંથી બનાવેલો બચાવ-તરાપો છે. બીજામાં માટીના ખાલી માટલામાંથી બનાવેલો બચાવ-તરાપો છે. ત્રીજામાં ગ્યાસતેલના ખાલી ડબામાંથી બનાવેલ અને ચોથામાં રબરનાં હવાથી ફૂલાવેલ જેકેટ દેખાય છે.




## [૨૫] આદમને કોઈ પૂછે : પેરિસમાં શું કરે છે?

જ્યારે પેરિસ છીંકણી સૂંઘે છે
ત્યારે આખું ફ્રાન્સ છીંક ખાય છે.
—ગોગોલ

પેરિસ.

હા, પેરિસ.

પને માતર પે. રને હ્રસ્વઈ રિ. સને કંઈ નહિ સ.

આ ત્રણ અક્ષરોમાં જાણે સમસ્ત ત્રિલોક કેન્દ્રિત થયેલું હોય એમ આખું જગત માને છે. મેં પણ આ જાદૂઈ રંગનગરીમાં એકાદ સપ્તરંગી સપ્તાહ વ્યતીત કર્યાં છે અને હું આ માન્યતાને નર્યાં પ્રચારનો પરિપાક ગણું છું. પ્રેમ ચીજ જ એવી છે જે સહેલાઈથી અતિશયોક્તિમા સરી પડે છે. પેરિસ જોયા પછી મને લાગ્યું કે પેરિસના પ્રેમમાં પડેલા જીવોએ એ નગરીની પ્રશસ્તિ ગાવામાં સહેજ પણ આજુબાજુ જોયું હોય તેમ લાગતું નથી.

પેરિસનાં પેશાબખાનાંઓમાં નાકે રૂમાલ રાખ્યા વિના હું ગયો હોઉં તેવું મને યાદ નથી. એ રૂપાળા નગરના કદ્રુપાં પેશાબખાનાંઓ સામેના ઉગ્ર પ્રતીક વિરોધ તરીકે એક બે વાર પેરિસના રાજમાર્ગો ઉપર 'એકી કરવાની ધૃષ્ટતા દાખવ્યા વિના મારો અમદાવાદી જીવ કેમે સખણો રહી શક્યો નહોતો !

પેરિસનો ઇતિહાસ વિશ્વવિખ્યાત છે 'પેરિસ જીવે છે પોતાના ભૂતકાળ ઉપર. વર્તમાનકાળમાંયે જેનો પ્રાણ ધબકી રહ્યો છે તે ભૂતકાળ જગતભરના 'ટૂરિસ્ટો'નું આકર્ષણ છે એમ માની લેવાનું નાદાન પ્રલોભન મારાથી થઈ શકે તેમ નથી. પેરિસ એ તો બહુરૂપી નગર છે. એનાં મુખ્ય બે રૂપો છે : એક દિવસે દૃષ્ટિગોચર થાય છે, બીજું રાતે. પેરિસ જેટલું પોતાના ઇતિહાસ માટે વિખ્યાત છે તેટલું જ તે પોતાની નિર્લજ્જ રંગીલી રાતો માટેયે છે. પેરિસની મુલાકાત લેનારા બધા જ કંઈ સંત કે પયગમ્બર નથી હોતા. દિવસના ઉજાસમાં આઇફિલ ટાવરની ઊંચાઈમાં પેરિસની ભવ્ય સંસ્કૃતિનો માપ જુએ છે અને વાહ વાહ પોકારી પોતાના અંતરની દાદ આપે છે અને બીજી જ પળે આકાશ ભણી નજર કરે છે અને સૂર્યાસ્તની ઉત્કટ પ્રતીક્ષામાં સરી પડે છે. પેરિસની રાત એ પેરિસનો પ્રાણ છે : પ્રાણ એ કદાચ વધુપડતો શબ્દ હશે. પેરિસ શું છે ? પેરિસની રાત્રિઓ શાનું પ્રતીક છે ? પેરિસનું આ રાત્રિજીવન મનુષ્ય જાતિને શાનો સંદેશો આપી રહ્યું છે ? પેરિસને પાપીઓનું સ્વર્ગ કહી કે વિકૃત વૃત્તિઓની રાજધાની ગણી ઉતારી પાડવાનું નૈતિક ડહાપણ હું કરવા માગતો નથી. એ ફરજ સંતોની છે, પુણ્યશાળીઓની છે. પેરિસનું રાત્રિજીવન માણવાનું કાળજું મારા પડખામાં નહોતું, પણ તેને જાણવાની હામ મારા હૈયામાં જરૂર હતી.

*

એક દિવસે મારી ઉપર તારાનો તાર આવ્યો :

ભાઈ આદમ, સવીના અને વઝીરા જોડે પેરિસ જાઓ.

મેં રકમ ભરી દીધી છે.
સલીના અને વઝીરા એ તારાની બ્હેનો. તારા જર્મનીમાં મેડિસિનનો અભ્યાસ કરે, સલીના ટેક્સ્ટાઈલ ઉદ્યોગ અંગેનો કાંઈક અભ્યાસ કરે અને વઝીરા કેરેમેટિક્સનો અભ્યાસ કરે.

*

'ગુજરાત-સમાચાર'માં કામ કરતી વખતે અવારનવાર ઉપાડ લેવાની ટેવ અહીં જર્મનીમાંયે ભારે ઉપયોગી નીવડી હતી! હું અમારા કારખાનાના 'નાણાંપ્રધાન' હેર બેકર કને પહોંચી ગયો. ઑફિસમાં પ્રવેશતાંની સાથે જ એ હસી પડયો:
—કાં ફરી ઉપાડ જોઈએ છે?
મેં સહેજ શરમાતાં લજાતાં કહ્યું:
—હા, પેરિસ જવું છે.
મારા આ શબ્દો સાંભળતાં જ હેર બેકરની ભમ્મરો તણાઈ ગઈ:
—પેરિસ!?
મેં પુનઃ ડોકું હલાવ્યું.
—તુંય ખરો છે આદમ, અમે અહીં વિલ્હ્ઝહાઉસનમાં ને વિલ્હ્ઝહાઉસનમાં પડયા છીએ અને તું વળી અમારા પૈસે ભારે મોજ કરે છે!
મેં નમ્રતાપૂર્વક કહ્યું:
—એ તો જેવું જેનું નસીબ.
હેર બેકર હસી પડયા. એમની ચકચકતી ટાલ પણ હસી પડી. ફ્રાઉ લાંગે પણ હસી પડી. એના બદસૂરત દાંત પણ હસી પડયા.
એમણે ફ્રાઉ લાંગેને કહ્યું:
—ફ્રાઉ લાંગે, આપો ત્યારે આદમને જેટલા જોઈતા હોય એટલા.
ફ્રાઉ લાંગેએ મને પૂછ્યું:
—કેટલા જોઈએ છે?
—દોઢસો.
બેકર બોલ્યાઃ
—દોઢસોમાં તે વળી તું પેરિસ શું જોવાનો!

મેં કહ્યું:
—આમે તમે દોઢ લાખ થોડા આપવાના છો કે તેટલા માગું!
ફરી બેઉ જણ હસી પડયાં.
દોઢસો માર્ક લીધા અને 'ડાંકે' કહી જવાનું કરતો હતો ત્યાં બેકરે ટકોર કરી:
—આદમ, પેરિસથી ક્યાંક હિંદુસ્તાન નાસી જતો નહિ. અમારા દોઢસોનો વિચાર કરજે ભલા માણસ!
મેં કહ્યું:
—હિંદુસ્તાન જવા માટેય ઉપાડ લેવા તો ફરી તમારી પાસે જ આવવું પડશે ને!
બેકરની ટાલે હસી પડી અને ફ્રાઉ લાંગેના દાંતે હસી પડયા. 'ડાંકે આઉફ્વીડાઝેન' કહી ચાલતી પકડી.
મનેય થયું કે દોઢસોમાં તે વળી હું પેરિસ શું જોવાનો! હિમ્મત હાર્યા વિના મનને મનાવ્યું: જેટલું જોવાય તેટલું જોવું અને સંતોષ માનવો.

*

'આરટા' નામક વિદ્યાર્થીઓની સંસ્થા તરફથી આ ટૂર યોજવામાં આવી હતી. પાંત્રીસ ચાળીસ જેટલા વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ આ ટૂરમાં જોડાયાં હતાં. અમે બોનથી બસમાં ઊપડયાં તે બેલ્જિયમ થઈ ફ્રાન્સ પહોંચ્યાં.
પેરિસની એક હોટલમાં અમને ઉતારો આપવામાં આવ્યો. છત્રીસ માર્ક જેવી નજીવી રકમમાં યોજાયેલા આ પ્રવાસમાં કોઈ ભભકાવાળી આલીશાન હોટલની અપેક્ષા રાખવાનો અવિવેક કેવી રીતે થઈ શકે! આપણા અમદાવાદના રેલવે-સ્ટેશનની નજીકમાં આવેલી લૉજિંગ-બૉર્ડિંગવાળી હોટલોના માલિકોએ શરમાવા જેવું કશું નથી તેવું મને આ અમારી પેરિસની હોટલ જોયા પછી લાગ્યું. અમને એટલે કે મને તેમ જ બીજા બે જર્મન વિદ્યાર્થીઓને બે પલંગવાળી એક રૂમ મળી હતી. બે પલંગ અને ત્રણ સૂનારા! પણ અમારું નસીબ સારું હશે કે એક જર્મન વિદ્યાર્થી એવો તે ગૂમ થઈ ગયો કે ઠેઠ છેલ્લે

ડિવસે બસ ઊપડવાને સમયે ફરી દેખાયો!

*

પેરિસ આવ્યા છીએ એટલે પેરિસના રાત્રિજીવનનો અનુભવ લીધા વિના પાછાં જઈએ તો એનો વસવસો જીવનભર રહી જાય એવી લાગણીમાં ઝોલાં ખાતાં અમારામાંનાં મોટા ભાગના વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓએ પેરિસનું રાત્રિજીવન જાણવાને (અને કેટલાકે માણવાને) કમર કસી. અમે જુદાં જુદાં વર્તુળોમાં વહેંચાઈ ગયા. મારા વર્તુળમાં નવેક છોકરીઓ અને ત્રણેક છોકરા. હું સલીના અને વઝીરા—અમે ત્રણ જ માત્ર હિંદુસ્તાની, બાકીનાં બધાં જર્મન.

બટકબોલી બાર્બરાએ કહ્યું:
—આદમ, તું અમારો આગેવાન. મરજીમાં આવે ત્યાં અમને દોરવ.
મેં કહ્યું:
—આગેવાન બનવાની મારામાં સહેજ પણ લાયકાત નથી. હું પણ તમારા લોકોની જેમ પ્રથમવાર પેરિસ આવ્યો છું અને તદુપરાંત ફ્રેંચ ભાષાનો મને એકે શબ્દ આવડતો નથી.
કારીન બોલી:
—તેનો કશો વાંધો નહિ. અમે ફ્રેંચ ભાષા જાણીએ છીએ. તારે માત્ર નક્કી કરવું: ક્યાં જવું અને શું કરવું.
મેં કહ્યું:
—અચ્છા ત્યારે, જેવી તમારી મરજી. હું તમારો આગેવાન. પણ આપણે સૌ રહ્યાં લોકશાહીમાં માનનારાં. તમારા લોકોની ઇચ્છા ક્યાં જવાની છે?

થોડીવાર બધાં ચૂપ રહ્યાં, પછી તરત મસલતની કલબલ શરૂ થઈ ગઈ.
એક કહે:
—અન્ડરગ્રાઉન્ડ રેલવેમાં આમતેમ આંટા મારીએ.
બીજી કહે:
—આઈફિલટાવરની મુલાકાતે જઈએ.
ત્રીજી કહે:
—અમસ્તાં અમસ્તાં પેરિસની સડકો ખૂંદીએ.
ચોથી કહે:
—કોઈ ભોંયરાવાળી નાઈટક્લબમાં જઈએ અને જેઝ સંગીત સાંભળીએ.
પાંચમી કહે:
—પેરિસનું 'લાલ પાણી' ઘણું મશહૂર છે. કોઈ બારમાં જઈ તેનું રસપાન કરીએ.
દરેક દરખાસ્ત ઉપર ચર્ચાના ધુમાડા ઊડતા. 'ના' અને 'હા'ની મલ્લબાજી જામતી.
મેં કહ્યું:
—આપણી કને આખી રાત પડી છે. આપણે એમ શા માટે ન કરીએ કે અન્ડરગ્રાઉન્ડ રેલવેમાં આમતેમ આંટા મારીએ, આઈફિલટાવરની મુલાકાતેય જઈએ, અમસ્તાં અમસ્તાં પેરિસની સડકોય ખૂંદીએ, કોઈ ભોંયરાવાળી નાઈટક્લબમાં જઈને જેઝ સંગીત સાંભળીએ અને પેરિસના મશહૂર 'લાલ પાણી'નું રસપાન કરીએ!? કેમ, બરાબર ને?
સૌ એક અવાજે સહમત થયાં. સલીના અને વઝીરા ખામોશ રહી.

*

મોસ્કોની 'મેટ્રો' અંડરગ્રાઉન્ડ રેલવે મેં જોઈ ન હોત તો પેરિસની આ ભૂગર્ભ રેલવે મને જરૂર પ્રભાવિત કરી શકત. ગરીબી અને ગંદકી એ મા-જણી બહેનો હોય એમ લાગે છે, પેરિસમાં થઈને વહેતી સેઈન નદીના પૂલો ઉપર ચીંથરેહાલ અવસ્થામાં પોઢેલા અર્ધભૂખ્યા ભિખારીઓને જોયા. કોઈ પેરિસની ભૂગર્ભ રેલવેનાં સ્ટેશનો ઉપરની ગંદકી જોઈ આશ્ચર્ય ન થાય એ સ્વાભાવિક હતું.
અમે જમીનની અંદર બિછાવવામાં આવેલા પાટા ઉપર દોડતી ટ્રેનોમાં કોઈ પણ આખરી મંઝિલ વિના સફર કરતાં હતાં અને અમારે માથે આખું પેરિસ શહેર ધમધમતું હતું તેનો અમને આ ધમધમતી ટ્રેનોમાં ઊભા ઊભાં કે બેઠાં બેઠાં સહેજે ખ્યાલ આવી

શકતો નહોતો. અમારામાં અને નાનાં બાળકોમાં જાણે કશો તફાવત ન હતો. જુદાં જુદાં સ્ટેશનો ઉપર અમે ગાડીઓ બદલતાં અને એક જ ટિકિટ ઉપર કલાકો સુધી ભૂગર્ભના અંધકારનો ઉપભોગ કરતાં. આ સ્ટેશનો ઉપરની એક વ્યવસ્થા સાચે જ નોંધપાત્ર હતી. દરેક સ્ટેશન ઉપર એક મોટું બોર્ડ લટકતું હતું. તેની ઉપર સમસ્ત ભૂગર્ભનાં સ્ટેશનોનો તેમજ તેની રેલવે લાઈનોનો નકશો દોરવામાં આવેલો હતો. નકશાની નીચે સ્ટેશનોનાં નામો લખવામાં આવેલાં હતાં. દરેક નામની આગળ એક ઇલેક્ટ્રિક બટન. જે સ્ટેશને જવું હોય તેનું બટન દબાવતાંની સાથે જ તે લાઈન ઉપર આવેલાં તમામ સ્ટેશનો પ્રકાશિત થઈ જતાં અને આપણને આખી સફરની પૂરેપૂરી માહિતી મળી રહેતી : કયા કયા સ્ટેશને થઈ ગાડી જવાની અને કયા સ્ટેશને ગાડી બદલવાની. દરેક સ્ટેશને અમારા હાથ આ નકશા સાથે અડપલાં કર્યાં વિના સખણાં રહી શકતા નહોતાં. ( જો કે જર્મનીમાં મેં ઘણાં શહેરોમાં શહેરના લત્તાઓ દર્શાવતાં આવાં બોર્ડો જોયાં છે ખરાં. )

ભૂગર્ભના અવિરત પ્રવાસથી ધરાઈ ગયાં એટલે અમે પુનઃ જમીન ઉપર આવ્યાં. પેરિસની લાંબી સડકો અમારી રાહ જોતી ઊભી હતી.

અમારી બ્હાવરી બિચારી આંખો ક્યાં જુએ ? ડાબી બાજુ જુએ તો જમણી બાજુની રંગલીલા ચૂકી જાય : આગળ જુએ તો પાછળના ખેલો ચૂકી જાય. પેરિસ પણ એક અદ્‌ભુત રંગભૂમિ છે : અહીં દરેક પલે રંગબેરંગી તમાશા થતા જ રહે છે. કુદરતે પણ આપણને માત્ર બે આંખ આપી છે અને એ બે આંખની સામે બે લાખ તમાશા સર્જી દીધા છે.

પેરિસની સડકો લાંબી ખરી, પણ તેમાં કોઈ એવા પ્રકારનું કામણ કે ચાલનારના પગ થાકે જ નહિ. અમે ચાલતાં હતાં. રાત પણ અમારી જોડે ચાલતી હતી. પગરવ અમારે કાને પડતા નહોતા. ક્યાંથી પડે ? પેરિસના રાત્રિજીવનનો કોલાહલ ખામોશી ધારણ કરે તો ને !

અંતે બાર્બરાથી ના રહેવાયું.

—આપણે આમ ક્યાં સુધી ચાલ્યાં કરશું ?

મેં કહ્યું :

—સૂરજ ઊગે ત્યાં સુધી.

એટલે એક જણે દરખાસ્ત મૂકી.

—આપણે મોંમાત્રે શા માટે ન જઈએ ?

મોંમાત્રેનું નામ સાંભળતાં જ બધા ચહેરા ચમકી ઊઠ્યા.

ફરી મસલત. ફરી કલબલ.

પણ આ વેળા નિર્ણય ઘણી ત્વરાથી લેવાયો.

—તો ચાલો મોંમાત્રે !

અમે મોંમાત્રે ભણી કૂચ આદરી.

*

કહેવામાં આવે છે સદીઓ પહેલાં માનવી જંગલી હતો. નગ્નાવસ્થા એ એની સ્વાભાવિક અવસ્થા હતી. હળવે હળવે એ સુધરતો ગયો. એણે સંસ્કૃતિ અને ધર્મ સ્થાપ્યાં. નગ્નાવસ્થાને એ અસંસ્કારી અને પાપ ગણવા લાગ્યો.

મોંમાત્રે આ માનવ-ઇતિહાસને જુદી રીતે રજૂ કરે છે : માનવી જંગલી હતો. હળવે હળવે એ સુધરતો ગયો. એણે સુંદર વસ્ત્રો બનાવ્યાં અને પોતાના બદસૂરત શરીરને ઢાંક્યું. આજે નવો જમાનો છે. નવાં નવાં દૃષ્ટિબિંદુઓ છે. નવી કલા છે. માણસનો અંતિમ હેતુ શો છે ? સુંદર વસ્ત્રો કે સુંદર શરીર ? સુંદર વસ્ત્રો જોવાં હોય તો ફેશન-સલૂનમાં જાઓ. સુંદર શરીર જોવાં હોય તો મોંમાત્રે આવો ! અહીં પ્રકૃતિએ પોતાના વદન ઉપરથી સંસ્કૃતિનો ઘૂંઘટ દૂર કર્યો છે. અહીં પ્રકૃતિનો ચંદ્ર પોતાની સોળે કળાએ ખીલી ઊઠ્યો છે ! કલ્પનાની આંખો જે સદા જુએ છે—અથવા જોવા મથે છે તે મોંમાત્રે આપણી સગી આંખોને દેખાડે છે. મોંમાત્રેની ફિલસૂફી નોખી છે. અહીં યોગીઓનું કામ નથી. અહીં સાધુ-સંતોનું કામ નથી. આ સ્થલ શું છે ? અહીં ધન-દોલતને ઇશારે બધું જ નાચે છે. આ મીનાબજારમાં બધું જ



વેચાય છે: બનાવટી હાસ્યો. નકલી પ્રેમ. કાગળનાં ફૂલ જેવી અદાઓ. ગોરાં શરીરો, કાળાં શરીરો. ઘઉંવર્ણી કાયાઓ, પીળી કાયાઓ. માગો તે રંગ અહીં મળે છે અહીં એક જ ભાષા બોલાય છે: સિક્કાની. અહીં રૂપ મગરૂર નથી. અહીં પ્રેમ અંધ નથી. બેચાર ચાંદીના સિક્કા ફેંકો અને રૂપ તમારી નજરની સામે જનમ જનમની દાસી બની નાચશે. સોનાની રમકદમક દેખાડો અને પ્રેમ હજાર આંખે તમને નવાજશે.

મોમાત્રે જોયા પછી તમને લાગશે કે માનવીની જાતીય ભૂખ સાથે અડપલાં કરવાની કલા એ તેલના કૂવાઓ કરતાંય વધુ જંગી વેપાર જમાવી શકે તેમ છે. તેલના કૂવાઓ તો ક્યારેય ખાલી થવાના, પણ, પણ આ કૂવા? એ તો કાયમ છલોછલ રહેવાના.

*

આપણે અહીં ફ્રોઈડ કે આલ્ફ્રેડ આડલરની જાતીય વૃત્તિ અંગેની થિયરી વિષે ચર્ચા કરવા માગતા નથી, પણ જ્યારે લગભગ બધી જર્મન વિદ્યાર્થિનીઓએ મોમાત્રેનો નાઈટક્લબના પ્રોગ્રામમાં જવાની હઠ લીધી ત્યારે મારા વદન ઉપર આશ્ચર્યની રેખાઓ રચાઈ ગઈ. બાર્બરા બોલી.

—આમ આશ્ચર્ય શું દાખવે છે આદમ? બધાની મરજી છે એટલે જોઈએ.

મેં કહ્યું.

—પણ...પણ તેમાં...

હું પૂરેપૂરું બોલું તે પહેલાં કારીન બોલી ઊઠી:

—હવે પણ ને બણ રહેવા દે. આપણી પાસે સમય ઓછો છે. ચાલ પૂછ કોઈ નાઈટક્લબવાળાને.

નાઈટક્લબોના દરવાજા પાસે દરવાન ઊભેલો જ હોય. એ લોકોને સાદ કરી કરી બોલાવે. અંગ્રેજીયે બોલે, જર્મને બોલે અને ફ્રેંચ પણ.

એક નાઈટક્લબ નજીક જઈને અમારું ટોળું ઊભું રહ્યું એટલે દરવાન આવ્યો અને નમ્રતાપૂર્વક જર્મન ભાષામાં બોલ્યો:

—જર્મનીથી આવો છો?

અમે અમારાં ડોકાં હલાવ્યાં.

—તો આવો પધારો. ઘણો સરસ પ્રોગ્રામ છે. તમારી તબિયત ખુશ થઈ જશે. આ બહાર ફોટાઓ જોયા ને! અંદર તો એથી પણ વધુ મજેદાર ચીજો છે. પ્રવેશ-ફી નથી. આવો પધારો!

અમે કહ્યું:

—પ્રવેશ-ફી નથી?

એણે મીઠું હસતાં કહ્યું:

—ના, પ્રવેશ-ફી નથી.

—તો પછી?

એણે ડાહ્યી રીતે કહ્યું:

—તમે કેટલા જણ છો?

મેં આખું ટોળું બતાવ્યું.

એટલે એ બોલ્યો:

—કંઈ વાંધો નહિ. એક બાટલી શેમ્પેનની લેશો તો ય ચાલશે.

કેટલીક છોકરીઓ બોલી ઊઠી:

—બરાબર છે, આપણે તો પ્રોગ્રામ જ જોવો છે ને.

એટલે બાકીની છોકરીઓયે બોલી ઊઠી:

—હા, આપણે પીવું ક્યાં છે? એક બાટલીનો ઓર્ડર આપશું અને પછી સરખી રીતે આપણે ખર્ચ વહેંચી લઈશું.

આખું ટોળું ધક્કામુક્કી કરતું નાઈટક્લબમાં પ્રવેશ કરે તે પહેલાં મેં પૂછ્યું:

—એક સવાલ.

દરવાને ફરી મીઠું હાસ્ય વેર્યું.

—અરે, એક શું, પૂછવા હોય એટલા સવાલ પૂછો.

મેં કહ્યું:

—આ શેમ્પેનની એક બાટલીની કિંમત શી?

થોડીવાર તો એણે ચુપકીદી ધારી, પછી તરત જ બોલી ઊઠ્યો:

—પંદર હજાર ફ્રાંક. સર્વિસ જુદી.

અમારા ચહેરા જોવા જેવા થઈ ગયા.

મેં સહેજ વધુ સ્પષ્ટતા ખાતર પૂછ્યું:





અર્જુન કંચનરાય દેસાઈ

# ગાંડા હાથીનો શિકાર

કાલ્પનિક સાહસકથાઓ કે શિકારકથાઓ આપણે વાંચતા રહીએ છીએ. પણ સાહસથી ભરપૂર આ કથા જેવી સાચી શિકારકથા ભાગ્યે જ વાંચવા મળે. ગુજરાતના જાણીતા પ્રાણીવિશારદે આ સાચી કથા લખી છે એટલે તેમાં વિગતો પણ ભરી છે...

મદ્રાસ રેજીમેન્ટના એક મેજરને વિચાર આવ્યો કે આ વખતની ફર્લો એટલે લશ્કરના માણસોને મળતી રજા ક્યાં પસાર કરવી. આ વિચારે તેમની ફર્લો લેવાનો સમય પાકી ગયો. અને પોતે તરત જ નિશ્ચય કરી નાખ્યો કે આ વખત નીલગીરીમાં ગાંડા હાથીના શિકારે જવું.

આથી તે મેજર સાહેબે નીલગીરીના ઉટાકામન્ડ તરફ રવાના થવા પોતાના માણસોને તૈયાર કરી સાથે લીધા. ઉટાકામન્ડ એ ભારતના બહુ મોટી ઉમ્મરના પહાડ નીલગીરીમાં એક સુંદર હવા ખાવાનું સ્થળ છે. ઉટાકામન્ડને સૌ ટૂંકામાં ઊટીના નામથી ઓળખે છે. ઊટીની ઊંચાઈ દરીઆની સપાટીથી ૭૨૨૦ ફૂટ છે. આ સ્થળ મદ્રાસના ગવર્નરને ઉનાળામાં વસવા માટે ખાસ પસંદ કરવામાં આવ્યું છે. ભારતમાં ઊટી એ હવાખાવાના બીજાં સ્થળોમાં દક્ષિણની રાણી તરીકે ઓળખાય છે. ઊટીની ડુંગરમાળ અને બંગલાઓના ચોગાનમાં ખાસ કરીને યુકેલીપ્ટસનાં વૃક્ષો પુષ્કળ પ્રમાણમાં ઊગતાં હતાં. પણ ભારતને સ્વતંત્રતા પ્રાપ્ત થયાં પછી આ વનરાજીને કાપીને બટેટાંનું વાવેતર કરવા માંડયું છે. ત્યાં બટેટાં ઘણી સારી જાતનાં અને વિપુલ પ્રમાણમાં ઊતરે છે. પણ ત્યાંની વનરાજીનાં મૂળીઆં ઢોળાવની માટીને પકડી રાખતાં હતાં તે હવે બટેટાંના વાવેતરથી ધોવાણ થાય છે અને વરસાદ સારો પડી ગયા પછી તો ડામરના રસ્તા ઉપર મોટર ખૂંપી ગયાના દાખલા જોવા મળે છે. ઊટીની હવા ઉનાળામાં ખરેખર તાઝગી આપે એવી છે અને ત્યાં ઉનાળામાં પણ ગરમ કપડાં પહેરવાની જરૂર પડે છે...આ સ્થળ એવી સરસ રીતે આવેલું છે કે તેની ચારે બાજુ મોટરમાં જુદે જુદે સ્થળે જઈ શકાય છે.

ઊટીની નીચે લગભગ ૪૦૦૦ ફૂટ ઊતરતાં દક્ષિણનાં નીલપર્ણી વનો આવે છે. આ વનોમાં એક વખત હાથીઓ અને ગૌરીગાયના ટોળાં રખડતાં હતાં, વાઘ પણ આ વનોમાં થાય છે અને ઉનાળામાં ઊટી સુધી આવી પહોંચે છે. વળી અહીં થતા વાઘની એક ખાસ વિશિષ્ટતા એ છે કે તેની રુંવાટી બહુ ખુમાશવાળી સુંવાળી અને લાંબી રહે છે. એ સિવાય ઘાતકી પ્રાણીઓમાં દીપડા પણ કાંઈ ઓછા નથી. તેમાં કાળા દીપડા પણ થાય છે એમ સાંભળવામાં આવ્યું છે. આ બધાં જનાવરના શિકારને માટે પરવાના આપવા અને ત્યાં વસતાં જંગલી પશુઓ અને ઘાતકી પ્રાણીઓનું જતન ઊટીમાં ઈ. સ. ૧૮૭૭ માં સ્થપાએલ એક મંડળ કરે છે. જેનાથી એક વખત જ્યાં પુષ્કળ સાબર હતાં તે કુન્ડાના ઢોળાવમાં સાઈઠ સીત્તેર સાબરને ચરતાં જોઈ શકાતાં હતાં તેનો લગભગ નાશ થવાની અણીએ હતો તે આ મંડળની ચીવટથી પાછાં દેખાવા લાગ્યાં હતાં પણ હાલ તેની સ્થિતિ બહુ વખાણીએ એવી પાછી રહી નથી.

આ ઉપરાંત નીલગીરીમાં થતાં એક પ્રકારનાં જંગલી બકરાં જેને 'નીલગીરી આઈબેક્સ' કહેવામાં આવે છે તે લગભગ ૮૦૦૦ ફૂટની ઊંચાઈએ એવેલાન્ચ ડુંગરમાળમાં થાય છે. જેનો શિકાર શિકારબાજની

---

—એટલે દોસ્તો મારું!
એણે અત્યંત ઠાવકી રીતે કહ્યું :
—બરાબર.

એટલે મેં કહ્યું :
—ડાંકે. આઉફ્વીડર્ઝેન!
અને અમે સૌએ ચાલતી પકડી.



હિંમત, શરીરની તંદુરસ્તી અને ધીરજથી ત્યાં પહોંચવાની ચીવટ માગી લે છે.

બાકી તો અહીંના શોલા એટલે ઢોળાવમાં પડેલી ખીણો જેમાં મુન્ટજેક અને જંગલી મુરઘાં સારા પ્રમાણમાં મળે છે. ચિતળ કે જે મૃગ નીચે મળે છે તે મોયાર અને ભવાની નદીની ખીણમાં થાય છે. આ મૃગ આપણું બહુ રૂપાળું પ્રાણી છે. એ સિવાય રોજડાં, ભેખર અને જંગલી ડુક્કર પણ જોવા મળે છે. આ પ્રાણી બટેટાના વાવેતરનું દુશ્મન છે.

આ નીલપર્ણી વનોમાં ઉનાળામાં પણ એકાદ વખત વરસાદ વરસી જાય છે. આથી અહીં બહુ ઊંચી કિસમનું ઈમારતી લાકડું થાય છે. આ લાકડું તે આપણો સાગ. મોટા બામ્બુ પણ આ વનમાં પુષ્કળ પ્રમાણમાં ઊગે છે.

શિકારબાજને સ્વર્ગ સમાન આ વનમાં બંદૂક લઈને ફરવાનો અનેરો આનંદ આવે છે. વળી કયે વખતે કયું જનાવર ભટકાઈ જશે તે કહેવું મુશ્કેલ પડે છે એટલે હાથી પણ સામો મળે અને પીસારો જેને આપણે રામગાય કહીએ છીએ તે પણ ખડમાં પડેલી કેડી વટતાં જણાઈ આવે છે. ત્યારે શિકારબાજને મોટા મારની બંદૂક વાપરવાનો, સામાન્ય મારની બંદૂક ચલાવવાનો કે પછી છરાની બંદૂકનો ઉપયોગ કરવાનો પૂરો અવકાશ મળે છે.

ફ્લો મંજૂર થઈ એટલે મેજરસાહેબ તો ઊટી આવી પહોંચ્યા અને ઊટી કલબમાં એક રૂમ રાખીને રહ્યા. આવીને પોતાને માટે અગાઉથી લખ્યા મુજબ શિકારનો પરવાનો મેળવવા તેઓ મંડળની ઑફિસે ગયા. ત્યાં તેઓને બીજા જનાવરો મારવાના પરવાના ઉપરાંત એક ગાંડો હાથી મારવા માટે ખાસ પરવાનો જો તેમને જોઈતો હોય તો આપે એવું કહેવામાં આવ્યું. આવી માગણીનો સ્વીકાર ન કરે એવા મેજરસાહેબ ન હતા. તેઓ તો બોલ્યા : 'ઉપકાર થયો. મારે ગાંડો હાથી મારવો જ હતો પણ તે મળશે કયે ઠેકાણે ?'

આ સાંભળીને બેઠેલા બાબુએ જવાબ આપ્યો કે 'આપે જે મોયાર અને ભવાની નદી આજુબાજુની જગ્યાનો પરવાનો કઢાવ્યો છે તેટલામાં જ આ હાથી ત્રાસ આપી રહ્યો છે. ત્યાં પહોંચશો એટલે ત્યાંની વસ્તી જ આપની પાસે તેના વાવડ લઈ આવશે.'

ઊટીનાં હવા-પાણીને અનુકૂળ થવા માટે મેજરસાહેબે એકાદ અઠવાડિયું ત્યાં જ વસવાનો વિચાર કરી નાખ્યો. કારણ કે આટલી ઊંચાઈએ આપણા હૃદયના ધબકારા વધી જાય છે. આથી થોડું ચાલીએ તો થાકી જવાય છે. પણ મનુષ્ય દેહ પ્રભુએ એવો બનાવ્યો છે કે તેને ગમે તેવા હવા પાણી સાથે બંધબેસતો કરી શકાય છે.

આ અરસામાં પોતાની સાથે મેજર લઈ આવેલા પોતાના શિકારી નોકર ચીનીઆને નીચે મોકલી મોયાર અને ભવાની નદીની વચ્ચેના જંગલમાં કેવો શિકાર છે તે જોવા માટે મોકલી આપ્યો હતો.

ચીનીઓ તો દરેક જગ્યાએ ફરીને ક્યાં આગળ ક્યાં જનાવરો મળશે તે તપાસ કરીને આવ્યો. આ ખબરમાં તેણે જણાવ્યું કે એક વાઘ પણ આસપાસ ઢોર ઉપર ત્રાસ વરતાવે છે. વળી એક ગૌરીગાય જેને બાયસન કહેવામાં આવે છે તેનો એક ખૂંટ વકરી ગયો છે અને માણસના પગરવ ઉપર હુમલો કરવા આવે છે. તે ઉપરાંત સામ્બર ચીતળ અને કાકડ પણ જોરા મોટા મોઢીઆના શોધીએ એવા મળી રહેશે. એ પ્રમાણે વરધી આપી.

ચીનીઆને મેજરસાહેબે જણાવ્યું કે 'ચીનીઆ, આ વખત એક ગાંડો હાથી મોયાર આસપાસ ત્રાસ વરતાવે છે તેને મારવાની ખાસ પરવાનગી મળી છે.' આ સાંભળી ચીનીઓ બોલી ઊઠ્યો કે 'સાબ એ તો હું વરધી આપવી જ ભૂલી ગયો કે મોયાર અને ભવાનીના સંગમ થાય છે તે જગ્યામાં એક હાથી માથું કાઢી ગયો છે. અને માણસના પગરવ ઉપર અને તેની બાસ ઉપર તો હડી કાઢીને આવે છે. આ મકના હાથીએ પણ સારો ત્રાસ વરતાવ્યો છે. હજુ હમણાં જ તેણે એક મોટર લોરીને ઊંધી નાખી દીધી હતી પણ તેમાં બેઠેલાંઓ, તે લોરીને ભાંગવામાં રહ્યો





એ અરસામાં છુપાઈ ને નાસી જવા પામ્યાં હતાં.'

મેજરસાહેબે પરવાના સાથે મોયારનો શિકાર બંગલો પોતા માટે અઠવાડીઆ માટે નક્કી કરાવી રાખ્યો હતો. એટલે ત્યાં પહોંચવાની તારીખ પહેલાં તો સર્વ પ્રકારની તૈયારી કરી લેવા તેના રસોયાને વરધી આપી દીધી. અને સર્વ તૈયાર થયાના સમાચાર મળતાં જ મેજરસાહેબ સીગુરઘાટને રસ્તે થઈ મોયાર બંગલે પહોંચવા માટે નીકળ્યા. સાથે તેઓના માણસો પણ હતા. ચીનીઓ, ગુગલુ અને ગુરસ્વામી. ચીનીઓ પોતાની બંદૂકો લઈ સાથે રહેતો હતો, ગુરસ્વામી જનાવરનું પગેરૂ કાઢવામાં નિષ્ણાત હતો અને ગુગલુ, સાહેબ શિકારેથી પાછા પધારે ત્યારે જમવાથી માંડીને સૂવા સુધીની તૈયારી બંગલે રાખતો હતો.

એ સમય એ હતો કે જ્યારે આ વનો ઘાટી વનરાજીથી અને વિપુલ પ્રાણીસૃષ્ટિથી ધમધમતાં હતાં. અત્યારે તો તે બંને વસ્તુઓમાં કાંઈ ઠેકાણું રહ્યું હોય એવું જણાતું નથી. છતાં માનનરોડીનું રખ એટલે તે વિસ્તારમાં શિકાર કરવાની છૂટ નથી અને ત્યાં જંગલમાં વસતી પ્રાણી સૃષ્ટિ સુખથી રહે છે એમ કહેવામાં આવે છે.

સાંજને સમયે મેજરસાહેબ અને તેમનો રસાલો મોયાર બંગલે આવી પહોંચ્યા. બધો સામાન ગોઠવાતો હતો તેવામાં બે ત્રણ માણસો જંગલમાં પોતાના ઉપયોગ માટે મૂળીઆં ભેગાં કરવા ગયા હતા તેઓએ આવીને જણાવ્યું કે 'પેલો ગાંડો હાથી અમારી પાછળ પડ્યો હતો. અમે તો અહીંથી એક બે માઈલ દૂર આવેલા પાણીના ખાડા આગળથી પસાર થતા હતા તેવામાં તો તેણે મોટી ચીસ સાથે અમારી તરફ હડી કાઢી. પણ અમે તેને ભૂલવાડીને માંડ અહીં આવી શક્યા.'

તે માણસોને મેજરસાહેબે જણાવ્યું કે 'અત્યારે તો સૂર્યાસ્ત થવા આવી ગયો છે. એટલે આવતી કાલે સવારના તેને શોધવા મારો વિચાર છે. માટે તમો અહીં જ રોકાઈ જાવ; કાલે મને તે હાથી ક્યાં છે તે બતાવજો.'

હજુ તો માંડ ભળકડું થયું હતું ત્યાં તો મેજરસાહેબ ઊઠ્યા. હાથ મોં ધોઈને ચા લીધી અને સાથે થોડો નાસ્તો પણ કરી લીધો. એ પૂરું કરી ચીનીઓ, ગુરુસ્વામી અને પેલા કુરબાઓને સાથે લઈને તે ગાંડા-હાથીની તપાસ માટે ઉપડયા. કુરબાએ જેને એક દોઢ માઈલનું અંતર બતાવ્યું હતું તે અંતર બમણા કરતાં પણ વધારે લાગ્યું.

લગભગ ડુંગરમાળ પાસે આવી પહોંચ્યા હતા તેવામાં તે કુરબાઓએ સાહેબને હાથીના તાજા પગલાં બતાવ્યાં. પગલાં જોઈને સાહેબ બોલ્યા કે પગલાં ઉપરથી આ જનાવર કાંઈ નાનો જણાતો નથી.

તે પગલે પગલે થોડું અંતર કાપતા ચાલ્યા જતા હતા. મેજરસાહેબ એક ગીલા ઉપર આવી ગયા જેમાં ઊંચી પાન ઊગેલી હતી. અને નાની જાળા ખાણુ પણ આસપાસ હતી. તે જાળા ખાણુમાં ખાસ કરીને ગંધારી નામની વેલ જેને સામાન્ય રીતે લાન્ટાના કહેવાય છે. આ લાન્ટાનાનો વેલો તો મૂળ મેકસીકોનો વતની પણ ત્યાંથી તે સિલોનમાં એક રંગદાર ફૂલના છોડ તરીકે આવ્યો હતો. તેને આજે એક સૈકો થઈ ગયો. એ સો વરસના ગાળામાં પંખીઓએ તેના નાના નાના પીલુ જેવા ફળ ખાઈ ને તેની હગારમાં તેનાં બીયાં વેર્યાં. પંખીના પેટની ગરમી ખાઈ નીકળેલાં કોઈ પણ પ્રકારનાં બીયાં તે જ્યાં પડયાં હોય ત્યાં વરસાદનું પાણી લાગે કે તરત જ ઊગી નીકળે છે એ રીતે આ ગાંધારીના વેલાનો ફેલાવો એટલો બધો વધી ગયો છે કે તે હવે આપણે ત્યાં એક અડબાઉ વેલો થઈ ગયો છે. એની એવી સખત જાળાખાણુ થાય છે કે તેમાંથી દોડીને નીકળવું પડે તો નીકળાય કે કેમ એ સવાલ છે.

બહુ જ ખબરદારીપૂર્વક પેલા કુરબાઓએ મેજરસાહેબને ચાલવા માટે સૂચના આપી. બે કુરબા, ગુરુસ્વામી, મેજરસાહેબ અને ચીનીઓ ચાલ્યા જતા હતા તેવામાં ગીલાની વચ્ચે આવેલા પાણીના ખાબોચીઆમાં પેલો ગાંડો હાથી આનંદથી નહાતો

દેખાયો પહેલી જ ક્ષણે તો તે મોટી માદા દેખાઈ પણ મેજરસાહેબે પોતાના લાંબી નજરના દુરબીન ચઢાવી જેયુ તો તે મકનો હાથી હોય એવુ જેવામા આવ્યુ એ હાથી જેઈ પેલા કુરગાઓએ જણાવ્યુ કે આ તે જ ગુંડો હાથી છે કારણ કે તેને કાંઈ પણ કનડ્યા વગર તેણે અમારી ઉપર વારવાર હુમલો કર્યો હતો પણ જ્યારે અમે મોટા વૃક્ષ ઉપર ચડીને તેના પાંદડાની ઘટામા સતાઈ ગયા ત્યારે તેણે અમારો સગડ મૂક્યો અને પોતાનુ ઝનૂન તેણે એક મોટા વાંસને ખેંચીને પોતાના પગ નીચે કચરી નાખ્યો અને તેમ કરતા કરતા તે ચીસો પાડતો જતો હતો

મેજરસાહેબે આ વાત સાંભળી નક્કી કરી નાખ્યુ કે આવા જનાવરના શિકારમા જેઈએ તે કરતાં વધારે આદમીની જરૂર નથી આથી ચીનીઆને મે બંદૂકો આપી બીજાને મોટાં વૃક્ષ ઉપર ચડી જવાનુ કહ્યુ કે જ્યા તેઓ તકલીફ વગર શિકારનો ખુગલ જેઈ શકે

આ પ્રમાણે નક્કી કરી મેજરસાહેબે પવનની દિશા જેવા પોતાની પાસે રેશમના દોરાથી બાંધેલુ પીછુ ટાંકીમાંથી કાઢ્યુ કારણ કે આવા હવામાંથી ઘ્રાણ લેવાવાળા જનાવરો માટે પવનની દિશા જેવી ખાસ જરૂરી છે હવાની દિશા નક્કી કરી મેજરસાહેબે મોટા મારની બંદૂકમાં રાઉંડ ભરી લીધા અને તે જગ્યાના બરાબર અભ્યાસ કરીને ગોળાની ફરતુ અડધુ ચક્કર માર્યુ અને તેઓ બન્ને એક ઊંચી પાન પાછળ આવી ગયા કે જ્યાથી તે ગાંડો હાથી માત્ર પોણોસો વાર દૂર હતો આ પાનમા બન્ને સતાઈ ગયા અને બને તેટલો ઓછો અવાજ કરતા હવાની ઉપરવાસ આવી ગયા પવન ઉપર ગયા એટલે આ વાસ લેવામા આ પ્રાણીનુ નાક ગજબનુ તીવ્ર રહે છે તે તેમની બાજુ પીઠ ફેરવીને ઊભો હતો છતા તેને હવા પડી જે સમયે મેજર અને ચીનીઓ તે હાથીથી ત્રણસો કદમ દૂર હતા જેવી તેને મનુષ્યની ઘ્રાણ લાગી એવો જ તે હાથી એક દિન થથરાવી નાખે એવી ચીસ સાથે મેજર બાજુ ધસ્યો પૂંછડી પાછળ ઊંચી થઈ હતી અને સૂંઢ તેની ઘ્રાણ લેવા માટે મેજરસાહેબ બાજુ ઊંચી હતી સારા નસીબે તેના રાક્ષસી પગનો પાણીમાં થતો ધમકારો તે ક્યાં છે તે બતાવી આપતો હતો કારણ કે મેજર અને ચીનીઓ તો ગોઠણ સુધી ગારામાં ગરી ગયા હતા અને પાન તેઓથી એટલી ઊંચી હતી કે તેઓને કશું જ જેવામા આવતું ન હતું

આ પ્રમાણેનો તેઓનો મોરચો બહુ વિચિત્ર જણાતો હતો વળી અંધારામા પૂરુ સૂર્ય પશ્ચિમ બાજુ નમેલો હતો એથી તે બરાબર આંખમા આવતો હતો આથી મેજરસાહેબને એ ચિંતા થઈ કે સૂર્ય આંખમા આવશે તો બરાબર નિશાન લેવાશે નહિ અને મેજરને સારી જગ્યા માટે આગળ ગયા વગર છૂટકો જ ન હતો કે જ્યા પાન તેઓની કમ્મર સુધી જ આવે એવી જગ્યાએ તેઓ બન્ને બહુ જ ખબરદારીપૂર્વક પહોંચી ગયા અને થોડો દમ ખાઈને મેજરસાહેબે પોતાની બંદૂક તૈયાર કરી અને ચીનીઆને ખભા ઉપર ચડાવીને દુશ્મન ક્યા છે તે જેવા કહ્યુ

હજુ તો ચીનીઓ માંડ ખભે આવે તે પહેલાં તો મેજરસાહેબે જાણી લીધુ કે એ તો બીજની કાળી ચીસો નાખવા લાગો હતો અને એવુ જણાતુ હતુ કે તે દુશ્મન તદ્દન નજીકમા જ છે અને ચીનીઓ હજુ તો ભોંય ઉપર પગ મૂકીને પોતાની બંદૂકો લે તે પહેલા તે ચીડાયેલુ જનાવર તેમની પાછળ આવેલા પાનના ઘેરામાથી નીકળ્યો પાને તેને આંખથી દૂર રાખ્યો હતો અને રાક્ષસી પગના ભરનો તે ગાંડો હાથી મેજરસાહેબ ઉપર ધસી આવ્યો જ્યારે મેજરસાહેબે તેને પહેલો જેયો ત્યારે તે રાક્ષસ માત્ર ત્રીશ ચાલીશ કદમ દૂર દેખાયો એને જેતા જ મેજરસાહેબે પોતાની બંદૂક ખભે લઈ લીધી પણ તેની સાથે મેજરસાહેબને એક એ વિચાર ઝબકી ગયો કે જે ગોળી તેના મર્મસ્થાને નહિ બેસે તો જીવન મરણનો પ્રશ્ન છે આથી મેજરસાહેબે ઉતાવળથી ગોળી નહિ ચલાવતા તે જ્યારે પંદર

કદમ દૂર રહ્યો ત્યારે ગોળી ચલાવી અને તે વખતે તેના વક્ષઃસ્થળ અને સૂંઢની વચ્ચે આવતા ખાડા ઉપર નિશાન લીધું અને ગોળી જ્યાં નિશાન માંડ્યું હતું ત્યાં જ બેઠી. અને મગજમાં ઘૂસી ગઈ. પણ તે રાક્ષસ તો પોતાની ખીજના હુમલામાં આગળ ચાલ્યો આવ્યો. મેજરસાહેબના પગ આગળ પાણીમાં મોટા ધબાકા સાથે ગોથું ખાઈ ગયો. અને તેના પડવાથી મેજરસાહેબ અને ચીનીઓ ગારાથી ભરાઈ ગયા.

મેજરસાહેબને ખાત્રી હતી કે તેઓનું નિશાન બરાબર સાચું હતું. પણ જો તે ધારી જગ્યા ચાતરી ગયું હોત તો તેઓ મોટી મુશ્કેલીમાં મુકાઈ ગયા હોત. કારણ કે ગારો આંખમાં પણ ઊડ્યો હતો અને જો ખાલી ગોળી ગઈ હોત તો તે રાક્ષસના ઝપાટામાં તેઓ બન્ને આવી ગયા હોત. બિચારો ચીનીઓ તો ગારામાં લદબદ થઈ ગયો હતો અને લગભગ ગુંગળાઈ ગયો હતો.

જેમ તેમ આંખો અને મોં સાફ કરી તેઓથી ખડખડાટ હસી દીધા વગર રહેવાયું નહિ. કારણ કે તેઓ બન્નેનો દેખાવ ગારાને લઈને વિચિત્ર બની ગયો હતો.

આ ભયંકર રાક્ષસે તેની તીવ્ર ઘ્રાણશક્તિથી તેઓને શોધી લીધા હતા એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. એટલું જ નહિ પણ તેની હદ બહારની લુચ્ચાઈ તો તે હતી કે તેણે તેઓની ઉપર હુમલો કરવા પહેલાંથી જ દોડીને આવવાનું શરૂ કરી દીધું હતું કે જેથી એઓનું ભાગવું પણ મુશ્કેલ બને એમ પાછળથી ધસ્યો હતો.

મેજરસાહેબે પાસેના પાણીના ખાડામાંથી પાણી લઈ મોં ઉપર ચોંટેલો ગારો ધોઈ નાખીને તે મૃત્યુ પામેલા હાથી પાસે જઈ તેનું બારીક અવલોકન કર્યું અને તે કળી ગયા કે આવું ગાંડપણ તેનામાં આવવાનું કારણ એ હતું કે ગોળીના પડેલા ઘામાંથી તો હજુ લોહી નીકળતું હતું. પણ એ ગોળીના ઘા આગળ જ બીજા ત્રણ ઘા તાજા દેખાતા હતા. અને તે ઉપરાંત એક ચોથો ઘા ડાબા કાનમાંથી ગયો હતો. વળી વધારે તપાસ કરતાં તેના ડાબા બાવડામાં પણ બે ઘા દેખાતા હતા. મેજરસાહેબ પહેલા ત્રણ ઘા જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા હતા કે એ ત્રણમાંથી એક પણ ગોળી જીવલેણ ન નીકળી. એની જગ્યા તો મર્મ જ કહેવાય છતાં આવું કેમ બન્યું? જ્યારે મેજરસાહેબની ગોળી તો તે ગોળીના ઘાથી માત્ર એકાદ ઈન્ચ દૂર બેઠી તો તે રાક્ષસનો ક્ષણ માત્રમાં અંત આવી ગયો.

મેજરસાહેબે તે ગોળીના કાણામાં એક જાડી સળી લઈને ગોળીએ કેવો રસ્તો લીધો છે તેની તપાસ કરી તો જોવા મળ્યું કે તે ઘામાં રાતી માટી ભરાઈ ગઈ હતી. આ માટી ભરવાનું કામ તે ગાંડા હાથીએ જ કર્યું હશે એમ સમજમાં આવતું હતું કે જેથી કરીને લોહી વહેતું બંધ થઈ જાય.

આમ બને તેટલી તપાસ કરતાં લગભગ રાતના ઓળા ઊતરતા જતા અને મેજરસાહેબને બરાબર ઉતારે પહોંચતા હજુ એક કલાકનો પાકો સમય થાય એમ હતું એટલે તે ગાંડા હાથીને ત્યાં જ રાખી મેજર ઉતારા તરફ રવાના થયા. જંગલમાં ચાલવું અને રાત થવા આવી ગઈ હતી બલ્કે ઘાટા જંગલમાં અંધારું વહેલું થતું હોવાથી મેજરસાહેબે પોતાની બંદૂકમાં નવા રાઉન્ડ્ઝ ભરી લીધા એ તો વગડાના મામલો છે, ક્યારે તેની જરૂર પડે તે ન કહી શકાય.

મેજરસાહેબની ગોળીના અવાજ સાંભળી વૃક્ષમાં છુપાઈને બેઠેલા પેલા કુરબા અને ગુરુસ્વામી અમારી સામે આવતા હતા. મેજરે સૌની સાથે જેમ બને તેમ ટૂંકો રસ્તો લઈ બંગલે પહોંચવાની કોશિશ કરી તેમાં બે વખત રસ્તો ભૂલ્યા અને ઘેરું અંધારું થઈ ગયું.

અંધારામાં એવા ઘાટા વનમાંથી પસાર થવાના અનુભવમાં પણ બીકની સાથે હિંમત લાવી ચાલે જ રાખવું પડે છે અને એ તમરાંના અવિરત "તુરૂમ્ તુરૂમ્" સાથે મેજરસાહેબ મોયારના બંગલે આવી પહોંચ્યા. પોતાના હથીઆરોને ચીનીઆને બરાબર સાફ

કરવા માટે, કહી પોતે ચા માગી અને ચા પીને સ્વસ્થ થઈ નાહ્યા અને ગુગલુએ બનાવેલી ગરમ રસોઈને બરાબર ન્યાય આપ્યો.

જમી પરવારીને ચીનીઆની બંદૂક વગેરેની સફાઈ બાબત દરેક બંદૂક પોતે હાથમાં લઈ બત્તી સામે રાખીને તેની નાળીઓ ઝગારા મારે છે કે નહિ તે તપાસી અને ચીનીઆને પૂછ્યું કે આ હાથીને જોવા અને તેના પગ, સૂંઢ અને પૂંછડું લેવા આપણે કાલે વહેલા જવું પડશે. અને પેલા ઘા જોયા તે કોણે કર્યા હશે તે પણ વાવડ મેળવવા જોઈશે. આટલું કહી ચીનીઆને ખાવા જવા માટે રજા આપી અને સવારે સાડા છ વાગ્યા પહેલા તૈયાર થઈ જવાનું કહ્યું. આખા દિવસના પરિશ્રમ પછી મેજરસાહેબને બીછાનામા પડવાની ઇચ્છા થઈ અને પડયા એવા જ નિદ્રાવશ થઈ ગયા.

બીજે દિવસે પાછા ચા નાસ્તો લઈને મેજરસાહેબ પેલો હાથી પડયો હતો ત્યાં પોતાના શિકારીઓને લઈને ઊપડયા. રસ્તામાં થોડો ઝીણો શિકાર કર્યો. તેમાં એક જંગલી મુરઘો હતો.

મેજરસાહેબે રાતના ભોજન માટે જોઈતો શિકાર કરી લીધો અને પેલા હાથીના પગ પૂંછડી અને સૂંઢને કાપી લઈ તેના ઉપરથી ચામડી ઊતારી લીધી અને પછી પેલા ઘાનું નિરીક્ષણ કરવા લાગ્યા. તો ખરેખર તેઓને ખૂબ જ નવાઈ લાગી કે આવા મર્મસ્થાને ગોળી બેઠી છે અને આ હાથી જીવતો છે એ નવાઈ જેવી વાત છે. પણ તેના મારનારે ઉપરા ઉપર બીજા બે અવાજ કરી દીધા છે પણ હવે જોઈએ કે તે બંદૂક ચલાવનાર શિકારીની કેવી સ્થિતિ રહી છે.

બધું કામ પતાવી મેજરસાહેબ પાછા આવ્યા અને તે જ દિવસે ઊટી ભણી રવાના થયા. ત્યાં પોતે રહેતા હતા તે ઊટી કલબમાંથી જાણવા મળ્યું કે તે જ કલબમાં રહેતા એક શિકારી ભાઈબંધને તે હાથીએ ઝપટમાં લઈને મારી નાખ્યા હતા. અને એથી જ તે હાથીને ઘાની બળતરા થવાથી ગાંડો થઈને માણસના અવાજ કે વાસ ઉપર ધસી આવતો હતો. એ સાંભળીને પોતે દુઃખી થયા અને પોતે એટલા નસીબદાર છે કે હાથી તેઓની પાછળથી ધસ્યો અને ગોળી બરાબર મર્મસ્થાને વાગી અને ઠેઠ મગજ સુધી જઈ છિન્ન ભિન્ન કરી નાખ્યું અને પોતાના પગમાં જ ઓરડું પડે એમ પડી ગયો.

આ બધું મેજરસાહેબની નજર સમક્ષ આવ્યું અને તેઓથી બોલાઈ જવાયું કે શિકારની સહેલ એવી છે જાનહાનિ પણ થઈ જાય. માટે પૂરતી ખબરદારી રાખીને જ આ શિકારનો આનંદ લેવા જેવો છે.



પ્રસિદ્ધ જર્મન વિદ્વાન ગટેને યુવાનીમાં એક સુંદર યુવતી સાથે પ્રેમ થયેલો. જ્યારે એણે પોતાની પ્રેયસી સમક્ષ લગ્નની દરખાસ્ત રજૂ કરી ત્યારે ખબર પડી કે એની સગાઈ તો ક્યારનીયે થઈ ચૂકી છે. ગટેનું દિલ તૂટી ગયું. એને પોતાનું જીવન નિરર્થક લાગ્યું. આપઘાત કરવાનો નિર્ણય કર્યો. એક ધારદાર કટાર ખરીદી લાવ્યો. ઘણીવાર પ્રયત્ન કર્યાં પણ કટાર છાતીમાં ખોસી દેવાની હિંમત ચાલી નહિ. રાતના અંધકારમાં પોતે કટાર ખાઈ શકશે એમ માનીને રોજ ઓશિકા તળે કટાર મૂકી સૂઈ જાય પણ આત્મહત્યા કરવાની હિંમત ન આવી તે ન જ આવી.

આખરે ગટેએ વિચાર્યું પોતે આત્મહત્યા કરી શકતો નથી તો કાંઈ નહિ એક નવલકથા લખીને એના નાયક પાસે આત્મહત્યા કરાવવી! વિચાર પાકો થતાં તરત જ પોતાની પ્રેમકહાણી પર એક નવલકથા લખવા બેસી ગયો. જ્યારે આ નવલકથા પ્રગટ થઈ ત્યારે આખા જર્મનીમાં સનસનાટી મચી ગઈ. લોકોએ એને મહાન સાહિત્યકાર તરીકે વધાવી લીધો. આ નવલકથા હતી. 'ધ સોરોઝ ઓફ વેધર' નવલકથાનો નાયક અંતમાં આત્મહત્યા કરી જીવનનો અંત આણે છે.





ફેલ્ટન ઑાર્સલર

# હુડિનીની સુવર્ણપળ

વિશ્વવિખ્યાત જાદુગરના જીવનની એક મહત્ત્વની વાતને અહીં રજૂ કરી છે. આ સત્ય પ્રસંગને અંગ્રેજી ઉપરથી શ્રી છોટાલાલ મા. કામદારે ગુજરાતીમાં ઊર્મિનાં વાચકો માટે ખાસ રજૂ કરેલ છે જે દરેક વાચકને એક સરખો રુચશે...

જીવનનાં મૂલ્યો કયાં છે? પૈસો? કીર્તિ? સત્તા? આ વસ્તુઓમાં હજુ કોઈ વ્યક્તિને સાચું સુખ પ્રાપ્ત થયું નથી. આપણી મહેનતનો ખરો બદલો હૃદયના વિજયમાં પડયો છે, હું ધારું છું કે બ્રોડવેથી થોડે દૂર, ૪૧મી શેરીમાં જૂની બેડેવિલ ક્લબમાં મધરાત્રે વાળુ કરતી વખતે આ મહાન સત્ય મને પહેલ વહેલું સમજાયું. મારો સાથી, અમારા સમયનો જાદુ પુરુષ વિખ્યાત હુડિની હતો. આકર્ષક સમયે મેં તેને પ્રશ્ન પૂછયો: 'હુડિની, હું જાણું છું કે બીજા કોઈ પણ મનુષ્ય કરતાં તમને વધારે સનસનાટીનો અનુભવ થયો છે. તમારા હાથ તથા ઘુંટણ બાંધી લેવામાં આવ્યા છે અને તમને બેડીઓ પડી છે, પેટીને તાળું વાસી તમને તેમાં પૂરી દેવામાં આવ્યા છે અને પેટીને દોરડાં બાંધીને દરિયામાં ફેંકવામાં આવી છે. છતાં પાંચ મિનિટમાં તમે સપાટી પર તરતા દેખાઓ છો. તદ્દન મુક્ત સ્થિતિમાં તમે રહો છો. તમારી હાથકડી, સાંકળ બધું બંધ પેટીમાં હોય છે. ત્યારે હજારો માણસો કાંઠા પર ઊભા રહીને આશ્ચર્ય અનુભવે છે તથા તમારાં વખાણ કરે છે. એક વખત તમે જેમાંથી ન નીકળી શકાય તેવી સાઈબિરિયાની મોટરમાંથી છટકીને તમે રશિયાના ઝારને આશ્ચર્યચકિત કરી નાંખ્યા હતા. ગગનચૂંબી ઈમારત પરથી લટકતું દોરડું તમારી પેનીએ બાંધેલ છતાં તમે ઊંચે હવામાં જ તેમાંથી છટકી ગયા હતા. તમારા બધા અનુભવોમાં તમારા કયા અનુભવે તમને વધારે સનસનાટી ઉપજાવી છે તે જાણવા હું આતુર છું.'

હુડિની હસ્યો. મુશ્કેલી અને કોમળતા દ્વારા તે જીવનનું ખરું મૂલ્ય શીખ્યો હતો. તેનો ભાવ તેના મોઢા પર તરતો હતો.

તેણે મને ખાત્રીથી કહ્યું: 'તમે કહ્યું તેવી કોઈ બાબતમાં તેમ બન્યું નથી. ખરેખર, તે અનુભવને વીસ વર્ષ થયાં છે. હું જ્યારે નાનો અને ઘણો ગરીબ હતો ત્યારે હું ન્યૂ યૉર્ક શહેરમાં એક ખાલી સ્ટોરમાં મારા જાદુના ખેલ કરતો હતો. એક વખત હું જ્યારે બહાર ઊભીને ગ્રાહકોને અંદર આવવા સમજાવતો હતો ત્યારે એક નાના છોકરાએ મારી બાંય પકડી.

તેણે કહ્યું, મિ. વીસ મારે તમને સંદેશો આપવાનો છે. મેં ગુસ્સાથી કહ્યું: મારું નામ હુડિની છે. તારે શું જોઈએ છે?

છોકરાએ કહ્યું: તમારા પિતા મરણપથારીએ છે. ઘેર એકદમ આવો. ગામમાં પહોંચવાના મોટરના ભાડામાં મારા બધા પૈસા ખર્ચાઈ ગયા. હું જ્યારે ઈસ્ટ સાઈડના અમારા મકાનના શયનગૃહમાં દાખલ થયો ત્યારે મારી માતા અને મારા બધા ભાઈઓ પલંગ પાસે ઊભા હતા. પણ હું ઉતાવળથી અંદર દાખલ થયો ત્યારે મારા પિતાની આંખો મારા તરફ પડી. જ્યારે તેણે મને જોયો ત્યારે તેણે માંડ માંડ પોતાનો હાથ ઊંચો કરીને મારી માતા તરફ પહોંચાડયો.

તેણે કહ્યું: 'પ્રિય પત્ની, કદી ચિંતા કરતી નહિ, હુડિની તારા ખોળામાં સોનાનો વરસાદ વરસાવશે'. આ તેના છેલ્લા શબ્દો હતા.

'ત્યાર પછીનાં વર્ષોમાં આખા જગતની નાટકશાળામાં મેં ખેલ કર્યા. જ્યારે હું લંડનમાં ખેલ કરતો હતો ત્યારે ન્યૂ યૉર્કના જૂના પેલેસ થિયેટર તરફથી મને એક તાર મળ્યો. પેલેસમાં ખેલ કરવા એટલે જાદુગર કીર્તિના કળશે પહોંચ્યો સમજવો. તારમાં અઠવાડિયાના એક હજાર ડૉલર આપવાની દરખાસ્ત હતી. તે વખતે મારા માટે તે રકમ ઘણી મોટી હતી. જવાબ મોકલ્યો કે 'તમે મારો પગાર સોનામાં ચૂકવો તો હું આવવા તૈયાર છું.'



શશિકાન્ત ચીમનલાલ જરદોસ

# પંડિત ચકબસ્તની શાયરી

સુપ્રસિદ્ધ ઉર્દૂ કવિશ્રી ચકબસ્તની શાયરી અને તેમના સર્જનની મહત્ત્વની રૂપરેખા ઉર્દૂ સાહિત્યના જાણીતા અભ્યાસુ લેખક અહીં ઊર્મિના વાચકો માટે ખાસ રજૂ કરે છે

કવિશ્રી બ્રિજનારાયણ ચકબસ્ત લખનવી વીસમી સદીની પહેલી પચ્ચીસીના અગ્રગણ્ય ઉર્દૂ કવિ છે તેમનુ માત્ર ૪૪ વરસની ઉમરે સને ૧૯૨૬મા અકાળે અવસાન થયુ અને ભારતને એક મહાન સુધારક સમર્થ દેશહિતચિંતક અને સાહિત્યસેવક ગુમાવ્યો શરૂઆતમા કેટનાક વરસ સુધી શ્રી ચકબસ્તે મોટે ભાગે માત્ર ગઝલ એ સાહિત્યપ્રકારની સાધના કરી પરતુ તેમને સતાષ થયો નહી પરતુ આ ગઝલલેખનની તેમને સુદર હથોટી થઈ એ લાભ થયો

ધધે વકીલ હોવાથી વાસ્તવિકતા અને ઉપયોગીપણું એ બને અગત્યનાં તત્ત્વોની તેમને ગઝલમા ઊણપ લાગી પરિણામે તેઓએ રાષ્ટ્રની પ્રગતિ અને સમાજ સુધારણાને પોતાનુ ધ્યેય બનાવી તે વિષયના કાવ્યો લખવાનો આરભ કર્યો આ દિશામા તેમને ઉર્દૂ માર્ગસૂચનનો સારો લાભ મળ્યો

કવિઓ મૌલાના હાલી અકબર, ઇકબાલ વગેરેએ ગઝલમા મેળવી હતી તેના કરતા વધુ ખ્યાતિ તેમને રાષ્ટ્રપ્રેમી સુધારક કવિ તરીકે મળી કાવ્યસર્જનની સાથે કાવ્યસાહિત્યનુ વિવેચન એ પણ શ્રી ચકબસ્તનો પ્રિય વિષય છે

ભારતને આઝાદી શી રીતે મળે આઝાદીના માર્ગના અતરાયો શી રીતે દૂર થાય એવા એવા રાજકીય વિષયો રામાયણ ગીતા વગેરેના સક્ષિપ્ત ઉર્દૂ રૂપાતરો કરવાના પ્રયોગો સ્ત્રી-સુધારણા સામાજિક તત્કાલીન સમસ્યાઓ વગેરે વગેરે બાબતોને તેમની કલમે સુદર ન્યાય આપ્યો છે—અને માત્ર માતૃભૂમિ અને સમાજ પ્રત્યેનુ પોતાનું ઋણ ઓછુ કર્યું છે એટલુ જ નહી પણ ભાવિ કવિઓ માટે પ્રેરણાત્મક દૃષ્ટાંત પૂરુ પાડ્યુ છે

માતૃભાષા ઉર્દૂ હોવા ઉપરાત તેમને ફારસી અને અરબીના અભ્યાસના સસ્કાર મળ્યા ત્યાર પછી ઉચ્ચ અગ્રેજી કેળવણી લઈ કાયદાની પરીક્ષા પાસ કરી વકીલાત શરૂ કરી અને કાવ્યસાધના તેમને માટે એક ગૌણ ઇતરપ્રવૃત્તિ જેવી મર્યાદિત પ્રવૃત્તિ બની ગઈ પરતુ બીજી દૃષ્ટિએ એક ધધાદારી અને ઘરેડમા પડેલા કવિ કરતા શ્રી ચકબસ્તના વિચારોનુ અને વિષયોનુ ફલક વધુ વિશાળ બન્યુ

તેમના કાવ્યો પર તેમના પુરોગામી કવિઓ પૈકી આતિશ મીર અને અનીસની ખાસ અસર જોઈ શકાય છે તાદૃશ્ય વર્ણનશૈલી પ્રાસાદિક ટકશાળી ભાષા શબ્દોની ઉચિત પસદગી વિષયની સચોટ રજૂઆત—કેટલાક ક્લિષ્ટ ફારસી અરબી શબ્દોના અનિવાર્ય પ્રયોગો બાદ કરતા—તેમના કાવ્યોની અસ્ખલિત 'રવાની'—આ સર્વ ચકબસ્તની વિશિષ્ટતાઓ છે

એક વાત પણ કબૂલ કરવી જોઈએ કે અનેક સ્થળે તેમની કવિતા ઉપદેશનુ સ્વરૂપ ધારણ કરતી હોવાનો ભાસ થાય છે

---

મારા પહેલા અઠવાડિયાના પગારના દિવસે મને મૂઠી ભરીને સોનાના સિક્કા મળ્યા હુ મારી હથેળીમા મજબૂત રીતે પકડી રાખીને મારી માતાના મકાને ગયો તે ત્યા ઝડતી ખુરશીમા બેઠા હતા મે તેને કહ્યુ 'મા ખોળો પાથરો અને મે સિક્કાનો વરસાદ વરસાવ્યો મારા જીવનમાં સૌથી રોમાચક બનાવ આ હતો આપણા દરેકના જીવનમા એવી તક આવે છે કે જ્યારે બીજાઓએ આપણામા મૂકેલ વિશ્વાસને આપણે સાચો પાડીએ છીએ તેવી જ ક્ષણોમા આપણને ફક્ત સ્વાનુભવના જેવા રોમાચક અનુભવીએ છીએ





રામાયણ અને ગીતાને ઉર્દૂ મસનવી રૂપે રજૂ કરવાનો યશ તેમને ઘટે છે.

અશોકવાટિકામાં સીતાજીની શોકાતુર બેચેનીનું વર્ણન કરતાં તેઓ કહે છે :

"તન મેં લહૂ કા નામ નહીં જર્દ રંગ હૈ
ગોયા કોઈ બશર નહીં તસવીરે સંગ હૈ."

શ્રીકૃષ્ણ ભગવાને કુરુક્ષેત્રના રણમેદાનમાં અર્જુનને વિષાદગ્રસ્ત જોઈને કહ્યું કે તું કેમ શોક કરે છે ? શરીર અને આત્માની એકતા કદાપી સંભવી શકતી નથી. શરીર તો માત્ર આત્માનું વસ્ત્ર છે.

"દેખ કર જંગ કે તૂફાનમેં અર્જુન કો ઉદાસ
યૂં કહા કૃષ્ણને, હુશ્યાર હો અય કુવ્વતે યાસ
રૂહો કાલિબ કા જુદાઈ પે અબસ હૈ વસવાસ
જો મુસાફિર હૈ વો મંઝિલ પે બદલતા હૈ લિબાસ"

માત્ર કર્મોપાસના—રિયાઝત—કરવાનો જ તારો અધિકાર છે તેના ફળની—સમરની—આશા કે આસક્તિ ઉચિત નથી.

'ખુદ રિયાઝતકો સમજતે હૈં રિયાઝતકા સમર
ફલ કી લાલચમેં લગાતે નહીં નેકીકા અસર'

જ્ઞાની પુરુષ મરણ માટે સદૈવ તૈયાર જ હોય છે.

"કિસ લિયે ખાક કે પુતલોં કે લિયે રોતા હૈ
દેખને કો હૈં ખુલી આંખ મગર સોતા
કુછ ખબર હૈ તુઝે ક્યોં જાન અબસ ખોતા હૈ
કૌન કરતા હૈ ફના કૌન ફના હોતા હૈ ?"

ઊલટું પુનઃજન્મની ઘટમાળમાંથી છોડાવનાર મરણ ઇષ્ટ છે.

"સિલ સિલા હસ્તીએ ફાની કા મિટાને કે લિયે
બઢગયે આલમ સે ન જા લૌટ કે આને કે લિયે"

ભારત માટે શ્રી ચકબસ્તનો પ્રેમ ઉત્કટ છે.

"બુલબુલ કો ગુલ મુબારક ગુલકો ચમન મુબારક
હમ બેકસો કો અપના પ્યારા વતન મુબારક."

ભારતે જ સારી દુનિયાને સંસ્કૃતિ અર્પી.

"ઈસ ખાકે દિલ નશીં સે ચશ્મે હુવે વો જારી
ચીનો અરબમેં જિનસે હોતી થી આબયારી
સારે જહાં મેં જબ થા બેહશત કા અબ્ર તારી
ચશ્મો ચિરાગે આલમ થી સરઝમીં હમારી."

સૂર્યનારાયણે રોજ પ્રાતઃકાળે ઊઠીને પહેલું કામ એ કરવાનું હોય છે કે હિમાલયના માથાના સોનેરી વાળની ચકચકતી લટ ગૂંથે,

"હર સુબ્હ હૈ યે ખિદમત ખુરશી દે પુર ઝિયાકી
કિરનોં સે ગૂંધતા હૈ ચોટી હિમાલય કી"

અહીંની ભૂમિની ધૂળ મને કિનખાબના વસ્ત્ર કરતાં વધુ પ્રિય છે.

'યહીં ગુઝારયાંકા ખિલઅત હૈ અપને તનકો
મર કર ભી ચાહતે હૈં ખાકે વતન કફન કો."

સ્ત્રીઓને ઉદ્દેશીને શ્રી ચકબસ્ત કહે છે કે સ્ત્રીઓએ પછાત રહેવું ન પરવડે. બીજી તરફ સ્વચ્છંદતા પણ એક અનિષ્ટ છે.

"રવિશે ખામ પે મર્દોં કી ન જાના હરગિઝ
દાગ તાલીમમેં અપની ન લગાના હરગિઝ"

પુરુષોના હાથમાં બધું સલામત છે—માત્ર ભાવિ પેઢીઓના ઉછેર સિવાય !

"અ ગર ન બચ્ચોં કી ખબર કૌમ કે મર્દોં કો નહીં
યે હૈં માસૂમ ઉનકે ભૂલ ન જાના હરગિઝ."

ઘરનાં વડીલો અને વૃદ્ધોની ઉપેક્ષા સ્ત્રીઓ કદી ન કરે.

"જો બુઝર્ગોં મેં તુમ્હારે ન હો ઇસ વક્ત કા રંગ
ઈન બડકોં કો ન હંસ હંસ કે રૂલાના હરગિઝ"

આજની ઉપલકીઆ કેળવણી માટે શ્રી ચકબસ્ત કહે છે કે વિદ્યા સાથે વિનય કેમ નથી હોતો ? અત્યારે તો જાણે બે ચાર ચોપડી વાંચવાથી પૂરી વિદ્વતા આવી જાય છે,

"હો ગયા હૈ જો જરા ચાર કિતાબોં પે ઉબૂર
તો ગઝબ કી હમાદાની હૈ કયામત કા ગુરૂર
શાન અરસ્તૂ કી ભી ફિરઔન કા સામાન ભી હૈ"
વો હી ઘર મિસર ભી હૈં ઔર વોહી યૂનાન ભી હૈ"

જીવન શું છે ? મોત શું છે ? પ્રેમ શું છે ? એ બધું સૂત્રાત્મક શૈલીમાં સમજાવતાં શ્રી ચકબસ્ત કહે છે :— જીવન એટલે પંચમહાભૂતોનો સમન્વય—મરણ એટલે તેમનું છૂટા પડી જવું તે.

"જિન્દગી કયા હૈ ? અનાસિરકા ઝહૂરે તરતીબ
મૌત કયા હૈ ? ઉનહીં અજઝા કા પરેશાં હોના"

જીવનરૂપી ખુમારી—નશો—ઊતરી જાય તેનું નામ મૃત્યુ.

"ફના કા હોશ આના ઝિન્દગીકા દર્દ સર બના
અજલ કયા હૈ ખુમારે બાદએ હસ્તી ઉતર જાના"

જીવનમાં પ્રેમ ન હોત તો સુખ પણ ન હોત, ને દુઃખ પણ ન હોત!

"અગર દર્દે મુહબ્બતસે ન ઇન્સાં આશના હોતા,
ન મરને કા સિતમ હોતા ન જીને કા મઝા હોતા."

મનુષ્યને થોડી જ હિંમત હોય તો કંઈ પણ વસ્તુ અસાધ્ય નથી.

"હમારે બુઝદિલી હૈ ચસ્ત હોના અપની આંખો મેં
અગર થોડી સી હિંમત હો તો ફિર ક્યા હો નહી સકતા?"

નિષ્ક્રિય બકબકાટ કરવાથી કંઈ જ મળતું નથી.

"એહલે હિંમત મંઝિલે મકસૂદ તક આપહી ગયે
બંદએ તકદીર કિસ્મતસે ગિલા કરતે રહે"

કૃષ્ણ ભગવાનની બાળલીલાના ચકબસ્તના વર્ણનો કવિ નઝીર અકબરાબાદીની યાદ તાજી કરાવે છે

"આંખ કહેતી હૈ યે બાદલ નહીં કાલે કાલે
બાલ ખોલે હુવે હૈ સાંવરી સૂરત વાલે"

ગોપીઓ યમુનાના મસ્ત બનાવી નાખે એવા સ્વચ્છ જળની જાણે સુરાહીઓ ભરી લાવે છે.

"શોખો તર્રાર હસી છોકરીઆ ગોકુલ કી
ચલી આતી હૈ સુરાહી લિયે જમના જલ કી"

ભારતીય યુવાનોને દેશહિત હૈયે રાખવાનો ચકબસ્તનો આદેશ છે

"બિકારે કૌમ બઢે દૂર બેઝરી હો જાયે
ઉજડ ગઈ હૈ જો ખેતી વો ફિર હરી હો જાયે
ગુનાહ કૌમ કે ધુલ જાયે અબ વો કામ કરો
નિફાકે જેહલ કો બસ દૂર સે સલામ કરો."

નિશ્ચિત કાર્યસિદ્ધિ માટે ફના થઈ જવાની ભીષ્મ-પ્રતિજ્ઞા લેવી જોઈએ.

"યે કામ હો કે રહે ચાહે જાં રહે ન રહે
ઝમીં રહે ન રહે આસમાં રહે ન રહે"

પૂર્ણ શ્રદ્ધા રાખીને સનિષ્ઠાપૂર્વક કરેલું કામ કદી નિષ્ફળ જતું જ નથી.

"ઔર હોંગે જિન્હેં રેહતા હૈ મુકદર સે ગિલા
ઔર હોંગે જિન્હે મિલતા નહીં મેહનત કા સિલા."

આત્મવિશ્વાસથી જ માણસ બહાદુર બને છે.

"મુસીબતમેં જો તેરે જૌહરે મર્દાના ખુલતે હૈં
મુબારક બુઝદિલો કો ગર્દિશે કિસ્મતસે ડર જાના"

હૃદયમાં સ્વાતંત્ર્યની ભાવના એવી ચમકી રહી છે કે જાણે ગંગાના શાંત નીરમાં અંધારી રાતે ઝબુક ઝબુક થતાં તારાનાં પ્રતિબિંબો!

"દિલમેં ઈસ તરાહ સે અરમાન હૈ આઝાદી કે
જૈસે ગંગામેં ઝલકતી હૈ ચમક તારોં કી"

બીજાઓના બાગનાં ફૂલ અમને શા કામનાં? અમારા કાંટા અમને મુબારક!

"મિટ્ટી હૈ ગુલ જો ઔર કિસી બાગકા હૈ
કાંટે અઝીઝ ગુલશને હિન્દોસતાં કે હૈ."

મજનૂં અને ફરહાદની કથાઓ તો મારી જીવન કિતાબના એક બે ઊડી ગયેલા પાનાં જેવી તુચ્છ લાગે છે.

"કિસ્સે લિખે હુવે હૈ જો ફરહાદો કૈસ કે
ખોયે હુવે વરક વો મરી દાસતાં કે હૈં."

ઢોંગી ધર્મગુરુઓ પ્રભુનું ધ્યાન ધરવામાં એટલા તલ્લીન થઈ જાય છે કે મનુષ્યસેવાની તેમને શું પડી હોય?

"આરાના હો કાન કયા ઈન્સાન કી ફર્યાદ સે
શેખ કો ફુરસત નહીં મિલતી ખુદા કી યાદ સે."

ધર્મ અને સદાચાર જુદા નથી જેમ શબ્દ અને અર્થ જુદા નથી તેમ

"મઝહબ અખ્લાક ઈખલાક સ્વા હો નહીં સકતા
માની સે કભી લફ્ઝ જુદા હો નહીં સકતા."

પાશ્ચાત્ય દેશો જેમ વધુ શક્તિશાળી થતા જાય છે તેમ જાણે પ્રભુની સાથે હરીફાઈમાં ઊતરતા હોય તેમ લાગે છે

"મગરિબ કે આસમાં પે જો રંગે બિલ્હ નહીં
સુનતે હૈ ઉસ ઝમીનપે યે આસમાં નહીં."

કવિતા તેનું નામ જેમાં કવિનું હૃદય ઠલવાયું હોય

"કુછ ઔર હૈ વો શાયરે મોજિઝ બયા નહીં
જિસ કે સુખનસે રંગે તબીઅત અયા નહીં."

પ્રેમિકા કંઈ દુશ્મન ન બની શકે સૌન્દર્ય કંઈ જુલમનું સાધન નથી.

"આપ માશૂક હૈં કાતિલ નહીં જલ્લાદ નહીં
દિલ દુખાને કે લિયે હુસ્ને ખુદા દર્દ નહીં."

હવે પિંજરમાંથી છુટકારો મળે તો પણ શા કામનો? મારા માળા તરફ જવાનો રસ્તો પણ હું ભૂલી ગયો છું.

"અબ રિહાઈ કી તમન્ના દિલે નાશાદ નહીં
રાસ્તા અપને નશેમન કા મુઝે યાદ નહીં."

હમણાં હમણાંની મારી નિરાશાનો રંગ કાજળથીયે વધુ ઘેરો છે.

"અબ કી તો શામે ગમ કી સિયાહી હી કુછ ઔર હૈ
મંઝૂર હૈ તુઝે મેરે પરવર દિગાર ક્યા?"

ક્ષણે ક્ષણે એક મુંઝવણ–શ્વાસે શ્વાસે એક તકલીફ છે.

"હરદમ હૈ તબીયત કો ઉલઝન
એક યાસ કા આલમ તારી હૈ
યે સાંસ નહીં એક કાંટા હૈ
યે ઝીસ્ત નહીં, બીમારી હૈ."

હૃદયના થનગનાટનું નામ યુવાની. વૃદ્ધત્વ એટલે હૃદયનું ઘડપણ.

"બુઢાપા નામ હૈ જિસકા વો હૈ અફસુર્દગી દિલ કી
જવાની કહેતે હૈં જિસકો તબીયત કી જવાની હૈ."

ધર્મગુરુનો આડંબર તેની દાઢી અને માથાના વાળ પરનો કાળો રંગ–ખિઝાબ–ઊડી ન જાય ત્યાં સુધી

"શેખકા શૌકે શબાબ દેખિયે કબ તક રહે
રેશ પે રંગે ખિઝાબ દેખિયે કબ તક રહે."

જીવનથી મુક્તિ શી રીતે મેળવું? કોઈ નવી પૃથ્વી કે નવું આકાશ મળતું નથી.

"કહાં અહાતએ હસ્તી સે ભાગ કર જાઉં
નઈ ઝમીન નયા આસમાં નહીં મિલતા."

ચકબસ્તના મૃત્યુથી ભારતને ખરે જ ભારે ખોટ ગઈ છે.

ભારતનો એક દૂરંદેશ બાહોશ રાષ્ટ્રભક્ત, સાચો કવિ અને સાચા અર્થમાં ભારતનો વકીલ–પોતાના પ્રાણથીયે વધુ પ્યારા દેશને તરછોડીને ક્યાં જઈને વસ્યો?

"વો સૂરતેં ઈલાહી કિસ દેશ બસતીઆં હૈં
અબ જિનકે દેખને કો આંખેં તરસતીઆં હૈં!!"







તાજેતરમાં જ દિલ્હીમાં બીજો આંતરયુનિવર્સિટી મહોત્સવ ઉજવાઈ ગયો. આ મહોત્સવમાં ચાલુ પ્રવાહો ઉપરની બૌધિક ચર્ચાઓ મુખ્ય હતી. બાજુના ચિત્રમાં માયસોર-યુનિવર્સિટીની વિદ્યાર્થિનીઓ આ મહોત્સવના એક અંગ જેવા નૃત્યનો પ્રયોગ દાખવી રહી છે.



સર્ગેઇ નિક્ષીતિન

# નિંદર વેરણ થઈ.....!

વૃદ્ધાવસ્થા જીવનને એક નવી જ દુનિયા બતાવે છે, ખોરાક તેમ જ ઊંઘ સાવ ઓછાં થઈ જાય છે. જાણીતી રશિયન વાર્તા પરથી શ્રી અનિલ કોઠારીએ આ વાર્તા ગુજરાતીમાં ઉતારી છે જે આપણા દેશના વાતાવરણને અનુરૂપ એટલી જ સહજતાથી થાય તેવી છે......

હમેશાં, શિયાળાની અધવચ્ચે નિકોનના પગમાં ખાલી ચડવા માંડે અને લોહી જાણે થીજી જવા લાગે. થકવી નાખનાર અનિદ્રાનો કાળ નજીકમાં હોવાની દહેશતથી નિકોન થોડા દિવસો તો પોતાની ઝૂંપડીમાં અજંપામાં આંટા માર્યા કરે. ત્યારબાદ, રશિયન ભઠ્ઠીની ટોચે પોતે ચડી જઈને એક ખૂણે બેસી જાય અને 'પોતાના સારા દિવસો' ફરી આવવાની રાહ જોવા લાગે. નિકોન વસંતની, સૂર્યના ઉષ્માભર્યા તડકાની, ભેજ વિનાના પવનની રાહ જોયા કરે, અને બરફ ઓગળવાનો પ્રારંભ થવા લાગે એ અગાઉ એના અનુભવી કાન એ સમયના આગમનના એંધાણ પારખવા લાગે નિકોનને ભારે ચિંતા થતી કે, કબ્રસ્તાનના મેદાનોમાં ઓગળતા બરફમાંથી માર્ગ કાઢતી આગળ વધી રહેલી વસંતઋતુ મોડી તો નહિ આવે ને? તેને ચિંતા થતી કે ઉંદરના પીંજરાના ઢાંકણાની બંધ થઈ જવાની ઝડપની ગતિએ પોતે કોઈ રોગમાં તો સપડાઈ નહિ જાય ને?

એ વાતનો જો કે આનંદ હતો કે નિકોનને આ શિયાળાના દિવસો એકલવાયાપણામાં પસાર કરવા પડતા ન હતા. નિકોનનો પુત્ર, પુત્રવધૂ, પૌત્રી માર્કો હજુ ઘરમાં જ રહેતાં હતાં. પશુઓના વાડાવાળી મોત્યા ફોમીના અવારનવાર આવી ચડતી. પડોશમાં કુંવારી ધરતીને ખેડવા ઉભા કરાયેલા રાજ્ય-ખેતર પરથી બે છોકરાઓ પણ તેની મુલાકાતે આવ્યા કરતા. આ બે છોકરાઓ—એમાં પણ ઊંચો લાલ વાળવાળો કોલ્કા તેને ખૂબ ચીડવતો. આ છોકરાની આંખો મરઘી જેવી હતી, અને નિકોન તેને મરઘીના નામે જ ઓળખતો. નાનો છોકરો તોફાન કર્યા કરતો અને દરેક બાબતમાં માથું મારતો અને ગપગોળા ઉડાવતો નિકોનને ચીડવતો. દા. તરીકે, આ છોકરો નિકોનને કહેતો કે, ઊંટને તો સોય, ટાંકણીઓ, ગ્રામોફોનની પીન, હજામત કરવાની પતરીઓ વગેરે ખાવા આપીને ઉછેરી શકાય છે. અથવા તો, આ છોકરો બહારની ઠંડીમાંથી એકાએક અંદર ધસી આવતો અને પોતાનો કોટ ઉતારીને ફેંકી દેતો અને નૃત્ય કરવા માંડતો. એ કહેતો: 'આને તે કંઈ જગ્યા કહેવાય? એક ઝાડવું પણ કયાંય નજરે પડતું નથી! મારીનાં ઝૂંપડાંઓ નજરે પડે છે જેમાં ઠંડી ઉડાડવા માટે છાણાનો ઉપયોગ કરવામાં આવે છે–આ તે કેવી વિચિત્રતા! આ સ્થળ કયાં આવ્યું એ પણ તમે કોઈને કહી શકો નહિ. આ સ્થળની ડાબી બાજુએ રશિયા છે, અને જમણી બાજુએ થોડાંક ડગલા ચાલો એટલે આ ગલીની પેલી બાજુ અડોઅડ કબ્રસ્તાન આવેલું છે.'

તુલા પ્રદેશમાંથી વધુ સારી જિંદગીની શોધમાં હિજરત કરી ગયેલા ભૂરી આંખોવાળા કિસાનોના વંશનો આ નિકોન હતો. આ પેઢી જંગલવાળી જમીનની શોધમાં ફરતી ફરતી આ સીમા વિનાનાં ખુલ્લાં મેદાનો પર આખરે ઠરીઠામ થઈ હતી, અને જંગલવાળી જમીન માટેની ઝંખના આખરે તદ્દન વિસારે પડી ગઈ હતી. નિકોનને આ મેદાનથી વધારે વહાલું કંઈ ન હતું. છાણાના ધુમાડાની ઉગ્ર વાસ, ઉપર બધી બાજુઓએ પથરાયેલા વિશાળ આકાશનો ઘુંબજ એને સૌથી વહાલાં હતાં. કેટલાક નવા આગંતુકોને લાગતું તેવું નિકોનને આ મેદાન એકધારું યા કંટાળાજનક લાગતું ન હતું. આ વાતાવરણ નિકોનમાં મુક્તિની, પ્રેરણાની, અનંતતાની, શોકની, અને અન્ય એકબીજામાં ગુંથાઈ ગયેલી બાળસુલભ લાગણીઓ પેદા કરતું હતું જેનું શબ્દોમાં વર્ણન કરવું મુશ્કેલ હતું. નિકોન મેદાન પર પગ મૂકે ત્યાં, આ વિશાળતાની હવાથી તેનું મન તરબતર થઈ જતું. તેને લાગતું કે ખુલ્લા પગે, પવનના કાતિલ સુસવાટા વચ્ચે, પોચી પોચી ધૂળમાં

આ વિશાળ માર્ગો પર દોડતા રહેવું જોઈએ. 'વાહનોની સગવડો'ની કોલકા જે ખડાશ હાંકયે રાખતો તે નિકોનને ક્ષુલ્લક લાગતી હતી.

પણ, આ બધી લાગણીઓ કોલકા પાસે નિકોન વ્યક્ત કરી શકતો ન હતો. એ છોકરાના કટાક્ષોના જવાબમાં નિકોન ગુસ્સે થતો, હાથ હવામાં જોરથી ઉલાળતો અને બરાડી ઊઠતો. એ કહેતો: 'જા–જા! વીસેક વર્ષ પહેલાં હું પોતે જંગલમાં જ રહેતો હતો. એમાં વળી નવાઈ પામવા જેવું શું બન્યું હતું? એ ગાઢ જંગલમાં આકાશનાં તો દર્શન પણ ન થાય. ત્યાં લોકો કેવી રીતે રહી શકે તે હું વધુ સારી રીતે સમજી શકું છું અને અહીં......ભલો ભગવાન છે! તમે તમારા ઘરમાંથી એક જ પગલું બહાર મૂકો અને તમારી સમક્ષ આખું વિશ્વ છતું થઈને પડેલું છે... તું તો એક મોટી મરઘી જેવો છો કૂતરાની પૂંછડીની માફક તારી જીભ હલાવ્યા કરે છે.'

'દાદા, આગળ ચલાવો.' કોલકા કહેતો: 'અહીં જોવા જેવું તે શું છે?'

'મેદાનો.'

'પણ એમાં શું છે? ખાલીખમ પડેલાં છે.'

'ખાલીખમ!' ડોસો બરાડી ઊઠતો, 'ખરી રીતે તો તું જ ખાલીખમ છે, દીકરા. પીપ જેવો ખાલી! અહીંથી ભાગી જા! ભાગ અહીંથી!'

કોલકાના મિત્ર ગેન્કા ઝાલીખાવતોવની સાથે નિકોન બીજા કોઈક કારણે ગુસ્સે થઈ જતો. પણ તેને કંઈ કહેતો નહિ. ગેન્કા સમજી શકતો ન હતો કે આ ડોસો પોતાના પર શા માટે ચીડાતો રહે છે.

એ રીતે માર્કાને પણ સમજ પડતી ન હતી કે, આ ડોસો ભઠ્ઠીના છાપરા પરથી નીચે ઊતર્યા બાદ પોતાની પથારી પર આવીને શા માટે બેસી રહેતો. નિકોન માર્કાના ખભા પકડીને કહેતો: 'છોડી, ઊઠ! કેટલું બધું ઊંઘીશ. મારી સાથે થોડી વાર વાતો કર...મારા ખાલી ચડી ગયેલા પગે હું ઊંઘી શકતો નથી. ઊંઘ વિના સમય પસાર કરવો કંટાળાજનક છે......થોડી વાતો કર.'

આંખો બળજબરીથી ઉઘાડી રાખવાનો પ્રયત્ન કરતી માર્કા બોલી ઊઠતી: 'ઓ, દાદા! અત્યારે શું છે?'

વજનદાર ધાબળો ઓઢીને પડી રહેલી માર્કાની એક જ ગતિએ ઊંચેનીચે થતી છાતીને, મજબૂત ગરદનને, અને કાળી જાડી ભમ્મર, કરડા કાળા હોઠ નિકોન જોઈ રહ્યો. નિકોન એકાએક વિચારી રહ્યો કે, માર્કા હવે નાનકડા પગવાળી, જિજ્ઞાસુ છોકરી રહી નથી જેને માબાપના ટેકાની જરૂર પડતી રહે, હવે તો તે પુખ્ત વયની સ્ત્રી બની ગઈ હતી, અને દાદાની કંટાળાજનક વાતોની હવે તેને જરૂર ન હતી.

'કંઈ નહિ માર્કા.' નિકોને ગુનાહિત અવાજે કહ્યું. 'એ તો મને ઊંઘ નથી આવતી...' એમ કહીને એ ફરી ભઠ્ઠી પર ચડી ગયો.

કેટલીકવાર કોલકા 'મરઘી' પોતાની સાથે ગ્રામોફોન લઈ આવતો અને વગાડતો. રેકોર્ડ મૂક્યા પહેલાં કોલકા આખા ઘરમાં બોલતો રહેતો: 'શેલ્ઝન્કો! બર્નેસ...!' પહેલી સોવિયેત સંઘની ખ્યાતનામ ગાયિકા છે અને બીજો વિવિધ પ્રકારના ગીતો ગાનારો છે. આ ઉપરાંત, 'સીલ્વા!', 'ઓન ધ ડોરસ્ટેપ...' જેવાં ગીતોનાં નામો પણ તે બોલ્યા કરતો.

નિકોનને 'કાખોવ્કા' સિવાય કોલકાનાં કોઈ ગીતો ગમતાં નહિ. 'કાખોવ્કા' તે ભારે આનંદથી સાંભળતો. આ ગીતમાં બાજુ પરના પાટાઓ પર શસ્ત્રોથી ખડકેલી ગાડી ઊભી રહેવાનું વર્ણન આવતું ત્યારે એક યા બીજા કારણે નિકોન ગમગીન બની રહેતો. એકવાર કોલકાએ અગાઉ ન વગાડી હોય તેવી રેકોર્ડ મૂકી, અને શાંત, ગમગીન અને જરા ગંભીર અવાજે પુરુષોનું સમૂહગીત વાગી રહેલું નિકોને સાંભળ્યું. આ ગીતના શબ્દો હતા:

'ઓહ બિરાદરો! મારું શિર, દુઃખથી, આપણાં ઉપર પસાર થઈ ગયેલા ભયની ચેતવણીથી ભમી રહ્યું છે... 'આપણાં સાથીઓનાં લોહીથી અનાજના દાણા ખરડાઈ ગયા છે.

'એમનાં માનમાં આપણે ધ્વજને નમાવીએ.'

—અને સૂર્યના પ્રકાશમાં ચમકી રહેલો લાલ ધ્વજ નિકોનની નજર સામે આગની જ્વાલાની માફક જાણે ફરકી રહ્યો હતો. તેનો ચળકાટ આખો આંજી નાખતો હતો. પોતાનું કંઈક ગુમાઈ ગયું હોય તેની યાદથી, યુવાનીનો તરવરાટ છતાં હતાશાભરી લાગણીથી નિકોનનું હૈયું જાણે વિંધાઈ રહ્યું હતું. ઘડીભર તો નિકોને પોતાની જાતને રેડ ગાર્ડની ઘોડેસ્વાર ટુકડીના ધ્વજ નીચે ઊભેલી જોઈ, એક ઘોડેસ્વારની આંખોને આંજી નાખતો મેદાનોનો તડકો વરસી રહ્યો છે, તોપગોળાનો અવાજ ચહેરા પરનું સ્મિત હરી લે છે—અને સીગારેટના કાગળમાં તમાકુ વાળતા એના હાથ ધ્રૂજવા માંડે છે. નિકોને કહ્યું : 'એ ગીત ફરી ચડાવ.'

એનો વિરોધ કરતાં કોલકાએ કહ્યું 'પણ એ ગીત વધુ પડતું ગમગીન નથી ?'

'ના, મારી સાથે દલીલ નહિ જોઈએ' નિકોન કહેતો. નિકોનના અવાજમાં કોલકાએ એવો વિચિત્ર અનુભવ કર્યો કે, આજે પહેલી જ વાર ડોસાને ચીડવતાં પોતાની જાતને રોકી શક્યો. એણે એ રેકોર્ડ ફરી ચડાવી.

'તમને ગમ્યું ?' કોલકાએ પૂછ્યું.

'એ સારું ગીત છે.' નિકોને એટલું જ કહ્યું.

'રેકોર્ડ ફરતી રહી અને સમૂહગીતમાં ફરીવાર નીચેના શબ્દો ગૂંજી રહ્યા.

'મારું શિર, ઓહ બિરાદરો, દુઃખથી ભમી રહ્યું છે.' નિકોને આંખો બંધ કરીને ગીત સાંભળ્યા કર્યું. એનું ડોકું તાલ આપી રહ્યું હતું. નિકોનને એ વાત યાદ આવી ગઈ જ્યારે, સૈનિકોની ટુકડીમાં એને વૃદ્ધ માનવી તરીકે સૌ ચીડવતા, અને મૂળ હકીકત પ્રત્યે દુર્લક્ષ કરતા કે એ વખતે તેની વય હજુ ૪૦થી થોડી વધારે હતી.

ગીત પૂરું થયું ત્યારે નિકોને કહ્યું : 'હું પણ આંતરવિગ્રહમાં લડ્યો છું.'

'પણ આ ગીત આંતરવિગ્રહ અંગેનું નથી.' કોલકાએ કહ્યું.

'આમ છતાં એ ગીત કયા યુદ્ધનું વર્ણન કરે છે એ ક્યાં જણાવવામાં આવેલ છે ?' નિકોને દલીલબાજી ટાળવાના અવાજે જવાબ આપ્યો. તેણે કહ્યું: 'હું એ કહેવા માગું છું કે આ ગીત બધા પ્રકારનાં યુદ્ધોને લાગુ પડે છે. પણ, અહીં એ મુદ્દો ઊભો થતો નથી. હું જે કંઈ કહેવા ઇચ્છતો હતો તે એ કે, વિકુલીનની ટોળીથી બચવા હું એક ખાડામાં છૂપાઈ ગયો હતો. એ લાપરવાહ કોઝેક મુત્સદી હતો, અને તમારા કોઈ પણ રાજદૂતોની જેવી વાત કરવાની તેની છટા હતી. એ સોવિયેતોની તરફેણ કરતો હતો ત્યારે મેં એનું પ્રવચન દશેક વાર સાંભળ્યું હોવાનું યાદ છે. પણ, એકાએક એ વિરોધી બની ગયો અને બધા બોલ્શેવીકોને ઠાર મારવા માટે ગામડાંઓ પરના તેના હુમલાઓમાં નમળા મનનાં લોકોની પોતાની પડખે ભરતી કરવા લાગ્યો હતો. અમે એનો પીછો પકડવા માટે છ મહિનાઓ સુધી મેદાનોમાં રખડ્યા હતા. પછી અમે ક્યાંક વિસામો ખાવા લાગ્યા અને એણે અમારા પર એક ગામે છાપો માર્યો અને જાણે અમારી જીવતે ચામડી ઉતારવા લાગ્યો હતો. એ વખતે હું ઝૂંપડાઓ માટે ખોદાઈ રહેલી માટી માટેના એક ખાડામાં છુપાઈ રહ્યો હતો અને સાત દિવસ સુધી પડ્યો રહ્યો હતો. એ ખાડામાં વરસાદનું જે પાણી થોડું બચી ગયું હતું તે હું પીતો અને બધી જાતનાં જીવડાઓ અને લાકડાની જીવાત ખાતો...'

'આગળ ચલાવો !' કોલકાની ધરજ હવે ખૂટી ગઈ. તેણે કહ્યું. 'માણસ ભૂખે મરી જતો હોય તો પણ ઉધઈ ન ખાઈ શકે. તમેય ઠીક ઠેકડાં કરો છો.

'જો કે ઉધઈ ખાધી હોવાનું મને બરાબર યાદ નથી.' નિકોને કબૂલ કર્યું, 'પણ દેડકાં તો હું ખાતો હતો જ.'

'પણ પેલી ટોળીનું શું થયું ?' ગેન્કાએ પૂછ્યું.

'પેલી ટોળીનું ? એને તો અમે સાફ કરી નાખી. આખરે એ અમારા હાથમાંથી બચી શકી નહિ. વિકુલીનને પણ અમે ઠાર કર્યો. એ ટોળીના એકએક





માનવીને અમે સાફ કરી નાખ્યો.'

કોલકાએ કહ્યું : 'કમનસીબી એ વાતની છે કે, તમારી આ બહાદુરીની જાણ વોરોશીલોવને નહિ હોય, નહીં તો તમને એમણે ઈલકાબ આપ્યો હતો.'

નિકોને ઠપકાભર્યા ભાવે પોતાનું માથું હલાવ્યું. પોતાનાં સ્મરણોથી એ એટલો બધો ઢીલો પડી ગયો હતો, અને એ સ્મરણોના અસ્તવ્યસ્ત હુમલાથી એ એટલો બધો મુંઝાઈ ગયો હતો કે, કોલકા પર ગુસ્સે થવાનું જ તે ભૂલી ગયો.

'લાકડાના હળથી અમે ખેડેલી જમીન વખતની જિંદગી પણ મને યાદ આવી રહી છે.' નિકોને વાતોના પ્રવાહના સંબંધની પરવા કર્યા વિના કહ્યું : 'બાદમાં ગામડાંમાં પ્રથમવાર ટ્રેક્ટર આવ્યું ત્યારે આશ્ચર્યથી દરેક જણ જોવા લાગ્યા હતા. તારા જેવા કેટલાક 'મરઘા'ઓ કહેવા લાગ્યા કે આની આપણને વળી, શું જરૂર હતી? એને તોડી નાખો.' એમને એવી બીક હતી કે, ખેતરોમાં તેમની જગ્યા આ યંત્ર લઈ લેશે. વૃદ્ધ માણસો બબડવા લાગ્યા કે, આ ટ્રેક્ટરથી જ કંઈ થોડું પતવાનું છે! ટૂંક સમયમાં તેઓ બધી જમીનને તારની વાડથી બાંધી દેશે અને લોખંડી પક્ષીને હવામાં ઉડાડશે જે તમારા માથા પર ઘોંઘાટ કરીને તમારું મગજ બહાર કાઢી નાખશે. દીકરા, આવી બધી વાતો હતી.'

*

જ્યારે મેદાનો પરની ગલીઓમાં બરફ આખરે ઓગળવા માંડ્યો, હિમજળની ફોરમ સાથે પવન ફૂંકાવા લાગ્યો, નદીઓનાં પાણીથી સિંચાઈની નહેરો ઉભરાવા લાગી અને ઉત્તર ભણી જઈ રહેલાં બતકોનાં ટોળાં કીકીયારીઓ પાડવા લાગ્યાં ત્યારે, નિકાન અજંપો અનુભવવા લાગ્યો હતો.

ઘર હવે ખાલી થઈ ગયું. કોલકા અને ગેન્કા રાજ્યના ખેતર પરના તંબુઓમાં ચાલ્યા ગયા, અને સામુદાયિક ખેતર પર એનું કુટુંબ કામ કરવા ચાલવા લાગ્યું. એક માત્ર મોત્યા અગાઉની માફક નિકાનને મળવા આવતી. પોતાના સાથીદારો પર માતૃસ્નેહ વરસાવી રહેલી આ સ્ત્રી જે કે યુવાન હવે રહી ન હતી. ચાલીસેક વર્ષની હતી છતાં હજુ પરણી ન હતી.

એક દિવસ નિકાન તેના ટૂંકા પગ, બેડોળ શરીર અને તેના ચહેરા પરના રૂંવાવાળા મસાને નિહાળતો કરુણ સ્વરે બોલ્યો : 'મોત્યા, હવે તને જરૂર માત્ર બાળકની રહી છે.'

મોત્યા એકાએક પોતાની ખરબચડી હથેલીઓમાં મોઢું નાખીને આંસુઓ વહાવતી રડવા લાગી.

ત્યારબાદ, પોતે એક ને એક વાતનું પુનરાવર્તન કરે છે એ ભૂલી જઈને નિકાન હમેશાં પૂછતો : 'મોત્યા, તું માતા ક્યારે થવાની?'

મોત્યા શાંત અવાજે, જરા ગમગીન બનીને કહેતી : 'ના, નિકોન સાવીચ, હવે એ માટે ઘણું મોડું થઈ ગયું છે.

નિકાનની અનિદ્રા હજુ ચાલુ જ હતી. રાતમાં જાગતો રહેતો નિકોન ઢોરખાનામાં પશુઓને ભીંત સાથે પોતાની પીઠ ઘસતા સાંભળતો, શાળાના મકાનનું પતરાનું છાપરું પવનમાં ખખડતું સાંભળતો અને તળાવો પાસે બતકોના અવાજ તેના કાને પડતા.

પોતાના પગના નબળા ગોઠણની ધ્રુજારીને સંયમમાં રાખતો એ ભઠ્ઠી પરથી નીચે ઊતર્યો અને બહાર નીકળ્યો. એપ્રિલ માસની રાત પૃથ્વીને ઘેરા અંધારાના થરથી વીંટાળી દે છે. ક્યાંયે પ્રકાશનું એકાદ કિરણ પણ નજરે પડતું નથી, ફળના છોડવાઓની શ્વેતરંગી ડાળીઓ ઘણાં બધાં ભૂતોનાં ઝૂંડ જેવી લાગે છે.

કાતિલ પવન તેના ચહેરા પર હિમકણીઓની થપાટો મારી રહ્યો હતો. 'બીસ્કુનાક'નો સમય હતો—જ્યારે હિમવર્ષા દરમ્યાન મેદાનોમાં થીજી ગયેલાં પાંચ મહેમાનોની સંવત્સરી કઝાંકો પાળે છે. દર વર્ષે એપ્રિલ માસના બરાબર આ સમયે જ. જ્યારે રસ્તાઓ ધુળિયા બની જતા હોય, ટેકરીઓ પર સુવર્ણરંગી કૂંપો ઊગી નીકળ્યાં હોય, બરાબર ત્યારે આ કાળમુખ

પવન કર્યાંકથી આવીને ફુંકાવા લાગે એ જોઈને એના સમયની ચોક્કસતા જોઈને નિકોનને આશ્ચર્ય થતું. આ પવન લાંબા સમય પહેલાં બની ગયેલા એ ગમખ્વાર બનાવની જાણે પુનઃ યાદ આપવા આવતો હતો.

નિકોન બબડતો રહ્યો : 'રાક્ષસ નહિ તો ' ગેન્કા આવી લાગ્યો. ઘરમાં તે ઘસી ગયો, પોતાની ટોપી માથા પરથી ખેંચી કાઢી અને ઉંબરા પર જરા ઊભો રહ્યો અને ઘરમાં અસામાન્ય નિરવ શાંતિ જોઈને નવાઈ પામવા લાગ્યો.

'અલ્યા, ત્યાં ઊભો રહીને શું કરે છે? અંદર આવ.' ભટ્ઠી પરની પોતાની ખાસ જગ્યા પરથી નિકોન બોલી ઊઠ્યો.

નિકોન આ છોકરાઓને જોતો નહિ ત્યારે તેમની સાથે ગુસ્સે થવાનું ભૂલી જતો. અત્યારે ગેન્કાને જોઈને તે ખુશ થઈ ઊઠ્યો. રસોડાના અર્ધ-ગમગીન વાતાવરણથી ટેવાઈ ગયેલો નિકોન સ્પષ્ટપણે નીચે ઊભેલા ગેન્કાને જોઈ શકતો હતો. અને એ જોઈને આનંદ થવા લાગ્યો કે, એ છોકરો યુવાન બની ગયો છે તેનો પહોળો અને માયાળુ ચહેરો તેની અટક મીશીખવેતોવ—રશિયન અર્થ શક્તિશાળી દાનવ—ની સાથે સુમેળ સાધતો ન હતો.

'તું તો હમણાં ખેતર પરની છાવણીમાં રહે છે ખરું ને?' નિકોને કહ્યું.

'કેટલાક સમયથી અમે તેને ખેડી રહ્યા છીએ, દાદા.' ગેન્કા બોલ્યો.

'વાવણી કરી છે?'

'ના.'

'વાવણી માટે હજુ થોડું વહેલું કહેવાય. થોડો સમય રાહ જોવી સારું. વારુ. 'મરઘી' શું કરે છે?'

'એ મજામાં છે. અને સોંપાયેલા કામ કરતાં લગભગ અઢીગણું એ ખેડી નાખે છે.'

'કોણ, કોલકા? આપણી મરઘી?' આશ્ચર્ય પામીને નિકોન બોલ્યો. જાણે બીજા કોઈના મતને ખંડિત કરતો હોય એમ એ બોલવા લાગ્યો : 'એ ચપળ માણસ છે. તેનું માથું ભમ્મેને લાલ હોય અને એ 'મરઘી' જેવો હોય પણ—એ હોશિયાર છોકરો છે.' ગેન્કાએ પોતાની ટોપી માથે મૂકી અને પૂછ્યું : 'માકી અહીં નથી, દાદા?'

'ગામમાં તું શા માટે આવ્યો છે?' નિકોને તેનો પ્રશ્ન સાંભળ્યો ન હોય એ રીતે પૂછી જોયું.

'સીગારેટો લેવા' ગેન્કાએ કહ્યું.

'ત્યાં શું તમારી પાસે નથી?'

'અમારી પાસે બીજી જાતની સીગારેટો આવી છે. હું 'યાવા' પીઉં છું.'

ગેન્કા ચાલ્યો ગયો, અને નિકોનનો બાકીનો દિવસ આનંદમાં ગયો. વારંવાર આનંદના ઉદ્ગારો કાઢતો અને પોતાનું ડોકું ધૂણાવતો તે ફરવા લાગ્યો.

બીજા દિવસની સવારે બારી સામેની સીલીંગ પર સૂર્યનાં કિરણનો પ્રકાશ પડવા લાગ્યો, બારીની ફ્રેમના પડછાયાને કારણે પ્રકાશના લીસોટા ચોકડીની માફક પડી રહ્યા હતા. પ્રકાશ ધીમે ધીમે વિસ્તરવા લાગ્યો—દિવાલ પરની ઘડિયાળ અને કેલેન્ડર પર પ્રકાશ પહોંચ્યો, છીંટના પડદાઓ પર છવાયો, અને રસોડાની ટેબલ પરની ભટ્ઠીની દિવાલ સુધી એ પહોંચી ગયો. બારીની ફ્રેમ પર પવન ધીમે ધીમે અથડાવા લાગ્યો. ઓરડામાં બેઠા રહીને પણ આપને લાગ્યા કરે કે પવનમાં પહેલાંનું જોર અને કાતિલપણું હવે રહ્યાં નથી અને સાંજ હવે ઠંડી રહી નથી.

ગરમ કપડાં પહેરીને નિકોન બહાર આવ્યો અને મકાન સામેના એક બાંકડા પર બેસી ગયો. પવનના સુસવાટાથી સ્વચ્છ બની ગયેલો માર્ગ જમીનની માટી સાથે ભળી ગયેલા કાચના બારીક કણોથી ઝગારા મારી રહ્યો હતો. બે ઊંટો પાણીની પખાલ લઈને માર્ગ પર આવી રહ્યા હતા. આ ઊંટોના નામ બરખાન અને સીમકા હતા, અને શાળા, હૉસ્પિટલ, પ્રસૂતિગૃહ, અને કિંડરગાર્ટનને લાંબા સમયથી પાણી પહોંચાડતા હતા. નિકોન બરખાનને તેના કરડા મુખથી

ઓળખતો હતો, જ્યારે સીમકા હમેશાં ગમગીન લાગતો. તેની આંખોમાં મેદાનો માટેની ઝંખનાની હૃદયદ્રાવક લાગણીનાં દર્શન થતાં. નિકોન ઊંટો પર પાણી લઈ જનારાં કોઈક–સાકેનને પણ ઓળખતો હતો જે ઊંટોની બાજુમાં, ઊંટોના વાળના રંગની રુંવાડી હૅટ અને કેનવાસનો કોટ પહેરીને ચાલ્યા કરતો અને એ કોટના ભીના ઝૂલતા છેડા તેનાં રબરનાં બૂટની સાથે અથડાતા રહેતા.

'તારી પાણીની પખાલનું ધ્યાન રાખ ભાઈ! એનું અર્ધું પાણી તો રસ્તામાં જ ઢોળાઈ જાય છે.' નિકોને કહ્યું, અને પોતાના ઢીલા અને ધ્રૂજતા અવાજથી પોતાને જ આશ્ચર્ય થયું.

પણ, તે એ વાત તત્કાળ ભૂલી ગયો. એને એ જાણીને આનંદ થયો કે, પોતે આજુબાજુના લોકોને ઓળખે છે, અને એ લોકોમાંના એક તરીકે એમની ટીકા કરી શકે છે છતાં, કોઈને માઠું લાગતું નથી.

'હું નહિ, પણ પખાલ લઈ જતો ઊંટ પાણી ઢોળી રહ્યો છે. સસ્મિત વદને ઊંટવાળો બોલ્યો અને તેની ઝીણી આંખો એની આજુબાજુની કરચલીઓમાં જાણે અદૃશ્ય થઈ ગઈ.

નિકોન છેક સંધ્યાકાળ સુધી બેઠો રહ્યો જ્યારે, સૂર્યનો તડકો ધીમે ધીમે અને અનિચ્છાએ તળાવના સરોવરની લીસી સપાટી પાછળ ડૂબી ગયો. મેદાનની રાત પવન વિનાની હુંફાળી હતી. આકાશનો રંગ ભૂરામાંથી ક્રમશઃ આછા ચળકતા પોલાદ જેવો બની ગયો.

*

નિકોન આજે પહેલી જ વાર, સૂર્યના તડકાની શરીરમાં હૂંફ મેળવ્યા પછી સારી ઊંઘ લઈ શક્યો. એની ઘસઘસાટ ઊંઘ વચ્ચે આજે રાતે એણે એકાદ સ્વપ્ન પણ જોયું નહિ. માત્ર એકાદ વાર એને લાગ્યું હતું કે, સાકેન એના પગ પર ઠંડું પાણી છાંટી રહ્યો છે. એની આ લાગણી સાચી હતી. રોજ ઠંડીને લઈને પગમાં દુઃખાવો ઊપડતો અને એ જાગી જતો એ આદતને લઈને આજે પણ એના ઉકાટા નીકળી ગયા અને જાગી ગયો. દિવાલમાંની બારી હજુ અંધકારમય હતી છતાં, એ ભઠ્ઠી પરથી નીચે ઊતર્યો, કપડાં પહેર્યાં અને પોતાની ટોપી લઈને એ બહાર નીકળી ગયો.

રાત હુંફાળી હતી. ઘણા તારાઓ ચમકી રહ્યા હતા. જાણે આકાશના કાળા ગુંબજનો થોડાં મોટાં ટીપાં પડી રહ્યાં હતાં.

નિકોન વિચારી રહ્યો : 'બહાર સુંદર અને ઉષ્માભર્યું વાતાવરણ છે.'

વૃદ્ધાવસ્થા છતાં સતેજ આંખ અને કાન ધરાવતો નિકોન બાંકડા પાસે પહોંચી ગયો અને મકાનનો ખૂણો વળતાં તેણે માર્કા અને ગેન્કાને જોયાં.

'તું ખરેખર કમાલ માણસ છે.' તેણે ઠપકાભર્યા અવાજે કહ્યું, 'આ ટાણે ૧૦ કિલોમીટર જેટલા અંતરેથી ખેતરના કેમ્પથી અહીં સુધી આવ્યો છે.'

'દાદા, તમે સૂતા કેમ નથી?' માર્કા ગુસ્સાભર્યા અવાજે બોલી.

તેની બે ભમ્મરો, ગુસ્સામાં ભેગી થતી નિકોન જોઈ શક્યો. તે બબડવા લાગ્યો : 'આજે વાવણી શરૂ થશે—તમે આટલી મોડી રાતે બહાર ઘૂમી શકો નહિ.'

'પણ એ જોવાનું કામ તમારું નથી.'

માર્કા ગેન્કાને લઈને ઘરની બીજી બાજુ જતી રહી અને નિકોન બાંકડા પર બેસી રહ્યો. પોતાના પગ ઠંડા થઈ રહ્યા હોવાનું ભાન થતાં તે ઊભો થયો અને મોત્યા ફેમીનાને મળવા પશુઓના વાડા પર પહોંચ્યો. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે બીજી સ્ત્રી ફરજ પર હતી, અને એ ત્યાં એક કલાક રોકાયો. મોત્યા આખરે આવી પહોંચી ત્યારે તેણે એટલું જ પૂછ્યું કે, 'વારુ, મોત્યા તને બાળક આવ્યું ખરું કે?'

'ના, નિકોન સાવીચ! હવે એ મારે ઘણું મોડું કહેવાય.'

મોત્યાને ત્યાં જ છોડીને તે શેરીમાં હેતુ વિના રખડવા લાગ્યો. વસંતઋતુ આવી પહોંચી હોવા છતાં, નિકોન

પહેલાં જેવો જ અસ્વસ્થ હતો, અને ખેડાયેની ધર તીની, ફૂવારાની ટેકરીઓની અને સરોવરોના ગરમ પાણીની ફોરમ પ્રસરાવતો પવન તો તેની અસ્વસ્થ તામા ઊનરો વધારો જ કરતો હતો.

સામુદાયિક ખેતરની કચેરીઓના બહાર ઓટલા પર આરામ લઈને એ પોતાના માર્ગે આગળ વધ્યો પૂર્વમા તારાઓ હવે દેખાતા ન હતા અને આકાશે લીલો રંગ ધારણ કર્યો હતો

થોડા સમય પહેલા બંધ થયેલી મોટરના ગરમ તેલની વાસ નિકાને એકાએક અનુભવી નજીકમા એક ગૅરેજ હતુ અને બાજુમા ચેરમેનની મોટરનુ રૂપેરી રંગનુ છાપરુ દેખાતુ હતુ આ મોટર જિલ્લાના કેન્દ્રમાથી યા દૂરના કોઈ ખેતરમા કામ કરતી ટુકડી પાસેથી અહીં કોઈ લઈ આવ્યુ હશે નિકાનને ગયા વર્ષની વાત યાદ આવી ગઈ જ્યારે, પોતે ચેરમેનને તેની મોટરમા મેદાનમા ફરવા લઈ જવાની વિનતિ કરી હતી અને તેઓ એને લઈ ગયા હતા ત્યારે એક શરમજનક બનાવ બની ગયો હતો ચેરમેન જાતે જ ગાડી હાકતા હતા તેઓ ખેતરની મધ્યમા સયુક્ત કાપણી કરનારા યંત્ર પાસે ગાડી લઈ ગયા અને નિકાનને કહ્યુ કે પોતે હમણા જ પાછા ફરશે અને નિકાન મોટરમા જ ભલે બેસી રહે પણ થયુ એવુ કે લઘુશકા માટે નિકાનને બહાર નીકળવુ હતુ પણ મોટરનો દરવાજો તે ઉઘાડી ન શક્યો ચેરમેનને આવતા ઘણુ મોડુ થયુ, અને નિકાન બધા હેઠળો એથી ચૂક્યો પણ તેની અશક્તિને લઈને કોઈ બારણુ ન ખૂલ્યુ પરિણામે અનિવાર્ય બનવાનુ બની ગયુ

પણ, આ વાત ચેરમેને પોતાના પેટમા જ રાખી એ માત્ર ખડખડાટ હસ્યો અને એની સાથે નિકાન પણ હસવા લાગ્યો પણ હવે એ બનાવને યાદ કરતા તેને ઘણો ક્ષોભ થતો હતો આ જ મોટરની નજીક ઊભા રહીને, નિકાન પગ પહોળા કરી પોતાની લાકડી પર પોતાના હાથ ટેકવીને તેણે અશ્રુ વહા યા પહેલી જ વાર કોઈ અકુશ રાખ્યા વિના તે ચોધાર આસુએ રડી રહ્યો હતો તેને લાગવા માડ્યુ કે પોતે વૃદ્ધ અને નબળો છે, અને આ પૃથ્વી પર જીવવા હવે પોતે લાયક નથી

ગૅરેજથી આગળ વધીને નિકાન તબેલાઓ તરફ ગયો સવારની શાતિમાં તેના બૂટના અવાજે ચોકીદાર જાગી ઊઠ્યો અને તેને ગાળો ભાડવા લાગ્યો પણ નિકાનને માઠુ ન લાગ્યુ

તેણે કહ્યુ 'અરે ભાઈ, મને તુ એકાદ ઘોડો થોડી વાર ન આપી શકે?'

ચોકીદાર ઝીણી આખે જોઈ રહ્યો

'અરે ડોસા, તુ ગાડો થઈ ગયો છે? તારી બુદ્ધિ બહેર મારી ગઈ છે?'

'મને ઘોડો આપો ને!' નિકાને આજીજી કરી મારે તો મેદાન સુધી જવુ છે—બહુ દૂર નથી જવુ '

'તુ તો પાગલ થઈ ગયો છે, નિકાન ' ચોકીદાર બરાડી ઊઠ્યો એની ઉમર પણ નિકાન જેટલી જ હશે, છતા તે નિકાન કરતાં વધુ શક્તિ ધરાવતો હતો વાકડીયા વાળવાળી દાઢી ધરાવતો ચોકીદાર બોલ્યો 'તારે મેદાન સુધી શા માટે જવુ છે? તુ ઘોડા પર ચઢી પણ શકવાનો નથી તુ અને હુ તો આપણી ભઠ્ઠી પર જ બેસી રહીએ તે ઠીક '

'હુ ઘોડા પર સ્વાર થઈ શકીશ ખરેખર થઈ શકીશ મારા પર મહેરબાની કર ને દોસ્ત ' નિકાન કરગરવા લાગ્યો 'હુ બહુ દૂર જવાનો નથી અને ઘોડો આપ ને '

'ના ' ચોકીદારે કહ્યુ અને માથુ નકારમા ધુણાવ્યુ 'તમેનાધિકારી, ટુકડીના નેતા યા ચેરમેનની પરવાનગી વિના તને હુ ઘોડો આપુ એમ તુ આશા રાખે છે? તને ખબર નથી કે મને આવો કોઈ અધિકાર નથી? આ સ્થિતિ છે હવે તુ ડાહ્યો થઈને ચાલ્યો જા જેથી મારા મગજની કમાન છટકી ન જાય, ચાલતો થા!'

નિકાન ચાલતો થયો તબેલાઓ વચ્ચેનો સાકડો માર્ગ પરોઢિયાના પ્રકાશથી ભૂખરો બની ગયો હતો અને

આ હવાના ઠંડા પ્રવાહ વચ્ચે, પોતાની લાકડીના ટેકે ટેકે નિકોન મેદાન તરફ આગળ વધતો ગયો. તેની પાછળની બાજુએથી પ્રકાશનું પહેલું કિરણ ખેડાયેલી જમીન અને ઘાસ પર પડી રહ્યું હતું. ઝાકળનું પાણી-ધરતીનો ગુલાબી શ્વાસ ઊંચે ચડી રહેલો તે જોઈ શક્યો. આકાશમાં ઊંચે એક સમડી શિકારની શોધમાં ઊડી રહી હતી. નાનકડી ભૂખરી ગરોળીઓ તેનાં પગ પાસેથી દોડી જતી હતી. નિકોન તેની તરફ ચાલવા લાગ્યો.

તે હાંફવા લાગ્યો અને લથડવા લાગ્યો. પોતે ટેકરીની લગભગ નજીક પહોંચ્યો ત્યારે એટલો થાકી ગયો હતો કે વધુ આગળ જઈ શકે એમ હવે ન હતું. પોતાની આંખો ઝીણી કરીને તે મેદાન ભણી જોઈ રહ્યો. પોતાની પાછળ, એકદમ નજીકમાં જ મેદાનની હદ પૂર્ણ થતી હતી અને ગામડાંનાં મકાનોની દિવાલો સાથે તેનો છેડો આવી જતો હતો. પણ પોતાની ડાબી અને જમણી બાજુએ, આ મેદાન એટલું વિશાળ બનીને પથરાયેલું હતું કે નિકોનને ચક્કર આવવા લાગ્યા. એણે ઝડપ વધારી, જમીન પર નજર ઠેરવીને અને પોતાની છેલ્લી તાકાત એકઠી કરીને તે નાનકડી ટેકરી પર ચડી ગયો.

'વાહ, તું કદી ટેકરી પર ચડ્યો છે ?' તે પોતાની જાતને પૂછવા લાગ્યો. તેણે બીજી બાજુએ જોયું. વસ્તી પર નજર કરીને તેણે કહ્યું : 'આ લોકોએ ખરેખર પોતાના માટે મજાનું સ્થળ પસંદ કર્યું છે.'

ટેકરીની તળેટીમાં નીચે તેણે જોયું તો, એક સફેદ રૂમાલ અને ગોળ ટોપી પડેલાં હતાં. એક છોકરો એક છોકરીનું માથું નમાવીને ચુંબન કરી રહ્યો હતો.

નિકોન એમને ઠપકો આપવાની તૈયારી કરી રહ્યો ત્યાં, છોકરીએ એ છોકરાને દૂર કર્યો અને ટટ્ટાર થઈને પોતાની ચોળીનાં બટન બંધ કરવા લાગી, અને ઉપર જોયું. તેની જાડી ભમ્મરો ગુસ્સામાં સંકોચાઈ.

'ભૂતની માફક મેદાનમાં શું રખડી રહ્યા છો, દાદા ?' તેણે કડક અવાજે કહ્યું.

નિકોન એકાએક નરમ પડી ગયો અને તે ઘાસ પર મેદાનોનાં ફૂલો વચ્ચે ફસડાઈ પડ્યો.

તેણે કહ્યું : 'વાવણીનું કામ અમે સંભાળી લઈશું, દાદા.' ગેન્કાએ નીચેથી સત્તાવાહી અવાજે કહ્યું : 'તમે શી ચિંતા કરી રહ્યા છો, દાદા ?'

'હું ચિંતા નથી કરતો; જરા થાક્યો છું. હું ત્યાંથી અહીં સુધી પગપાળા જ આવી પહોંચ્યો છું.' નિકોને કહ્યું : 'હું અહીં થોડીવાર બેસી રહીશ. તમને જેમ ફાવે તેમ કરી શકો છો.'

ગેન્કા અને માર્કો ગયા કે નહિ તેનો તેણે ખ્યાલ જ ન કર્યો. નિકોન ટેકરી પર ફૂલોની બિછાત પર સૂર્યનો તાપ માણવા લાગ્યો.-અને મેદાન ભણી ઝીણી આંખે જોવા લાગ્યો. પછી, એકાએક એણે પૃથ્વીની હુંફાળી છાતી પર પોતાનું માથું ઢાળી દીધું. તેની ટોપી નીચે સરી પડી, અને લાંબા સમય સુધી—સૂર્યાસ્ત સુધી મેદાનનો પવન તેના શ્વેત વાળના ગણ્યાં ગાંઠ્યા ઝૂલફાં ફરકાવી રહ્યો હતો.



મહાન સંગીતકાર બિથોવન હમેશાં નવી પ્રેરણા પામવા માટે પાણીના નળ નીચે માથું રાખીને બેસી રહેતો.



મહાન લેખક જ્યોર્જ બર્નાર્ડ શોને જ્યારે લખવાની પ્રેરણા ખૂટી જતી ત્યારે બહાર બસમાં ફરવા નીકળી પડતો. ફરીને આવે કે તરત જ લખવાની પ્રેરણા જાગે. લેખક એડગર વોલેસ જ્યાં સુધી લખવાની પ્રેરણા ન જાગે ત્યાં સુધી ચાના પ્યાલા ગટગટાવ્યા કરે. માર્ક ટ્વેન એમ માનતો કે મરી ભભરાવેલાં ઇંડાં પ્રેરણા પેદા કરવા માટે અકસીર છે. જર્મન કવિ શિલર પ્રેરણા માટે સડેલા સફરજન ટેબલનાં ખાનામાં ભરી રાખતો. એને ખાત્રી થઈ ગયેલી કે સફરજનની દુર્ગંધ પ્રેરણા પેદા કરવા માટે ઉત્તમ ઈલાજ છે!

જ્યોતિકા પરમાર



# ગૃહસંવાદ

'મારે આ નહોતું કરવું જોઈતું.' 'મેં આમ કર્યું હોત તો સારું થાત.' આવું તો ઘણીવાર કોઈ પણ કામ કર્યા પછી, અરે, પરિણામ આવ્યા પછીયે પણ થાય છે. પણ એ તેંતેર મણનો 'તો' નડતરરૂપ હોય છે ને! અને એ 'તો' કેટલો બધો નિરાશ બનાવી મૂકે છે તેની કલ્પના તો અનુભવનારને જ આવી શકે. નાની મોટી વસ્તુઓ માટે ઘણીવાર બને છે કે આ રંગ પસંદ કર્યો તેને બદલે બીજો લીધો હોત તો સારૂં હતું. અગર આ વસ્તુની ઉપયોગિતા કરતાં પેલી વસ્તુની વધારે જરૂર હતી. પણ એ બધું ડહાપણ ખરીદ કર્યા પછીનું હોય છે. કેટલાકને એવી ટેવ પણ હોય છે કે કોઈ ચીજ પસંદ કરીને લાવ્યા પછી પણ ન ગમે, બે ત્રણ વખત વાપરે અને પછી જીવ બાળે—આ સ્વભાવગત અસર થઈ એ વ્યક્તિને કોઈ વસ્તુ સારી લાગે જ નહિ.

કેટલીકવાર નાનપણમાં અભ્યાસ તરફ ખૂબ અણગમો વ્યક્ત કરતાં હોય અને એ જ કારણે તેમાં નાસીપાસ થયાં હોય પણ મોટપણે એની જરૂર જણાતાં ફરીથી અભ્યાસ કરવા મંડી પડે એવુ પણ બને. પણ આમાં તે વ્યક્તિને અભ્યાસની ખૂબ જરૂરિયાત જણાય તે જ મુખ્ય ભાગ ભજવે છે એટલે દિલ પરોવીને તેમા મગ્ન થાય અને સફળતા મેળવે. સામાન્ય રીતે 'તો'ની ટેવવાળા સંતોષી કે આનંદી નથી રહી શકતાં. કંઈક અધૂરું છે, ઓછું છે એવું જ તેમને હંમેશ થાય છે. પોતાની જાતે કરેલું પણ ન ગમતું બની જાય છે. ક્યારેક મનને સંતોષવા બીજી નવી વસ્તુ લઈ આવે તો પાછું એમાં પણ કંઈક ઓછું લાગે છે. આ સ્વભાવગત ટેવને દૂર કરવા, આનંદી બનવા વ્યક્તિએ પોતે જ પ્રયત્ન કરવાનો હોય છે નહિતર આખી જિંદગી અસંતોષી જીવન જીવ્યા કરે છે. બીજાને અદેખાઈરૂપ બની રહેલું જીવન પણ પોતાને મન અસંતોષી હોય છે. આ છે મનનો–સ્વભાવનો એક પ્રકાર.

મનના અને સ્વભાવના આ પ્રકારને પૂરેપૂરી રીતે નહિ તો ય મોટે ભાગે સારી રીતે સુધારી–નિવારી શકાય છે. પણ તે માટેના પ્રયત્નો ખૂબ ધગશપૂર્વકના હોવા જોઈએ. આવા બધા પ્રયત્નો કામિયાબ ન નીવડે તો ય ધગશપૂર્વક તેને જારી રાખવા જોઈએ

## પતિને અનુકૂળ થતી પત્ની

નીલમના વેવિશાળની વાતો તો તે મેટ્રિકમાં હતી ત્યારે પણ બા કરતી. પરંતુ બાપુજી તે વાતને ઊડાવી દેતા. તેમની ઇચ્છા તો નીલમને સારું ભણાવવાની હતી. એ જમાનામાં છોકરીને મેટ્રિક સુધી પણ માંડ માંડ ભણાવતાં. પણ બાપુજીએ તો નક્કી કર્યું હતું કે 'મારી દીકરીઓને મારે પગભર કરવી છે. ભવિષ્યમાં કોઈ પણ જાતની મુશ્કેલી આવે તો તેને તે પહોંચી વળી શકે. દીકરી ઓશિયાળું જીવન જીવવા માટે નથી.' બાપુજીના ઉચ્ચ વિચારોની અસર તેમનાં બધાં જ બાળકો ઉપર સારી હતી.

કુટુંબમાં એવું સુંદર વાતાવરણ હતું કે બધાં જ ભાઈ–બહેનો સાથે હળીમળીને આનંદથી જ્ઞાનગોષ્ઠિ કરતાં હતાં. એમને એ સમયે તો દુનિયાની લપ્પન છપ્પન નહોતી. લગ્નની અને એવી બીજી વાતોથી તેઓ પર હતાં. કોઈકને પણ એવું બોલતાં સાંભળે કે 'સાસરે જશો ત્યારે તો આમ કરવું જ પડશે ને? આવું નહિ ચાલે' વગેરે શબ્દો સાંભળી તેમને ખૂબ લાગી આવતું. અને સમાજ ઉપર ગુસ્સો આવી જતો. 'જેની અત્યારે જરૂર નથી એવી વાતો કરીને ટોકવાથી બાળકમાં કેવી ગ્રંથિ બંધાઈ જાય તેનો બીજાં કેમ વિચાર કરતાં નથી? છોકરી જન્મી એટલે તેણે કોઈ ગુનો કર્યો છે?' આવા કેટલાય પ્રશ્નોમાં નીલમનું મન ઘેરાઈ જતું. પરંતુ એના ઘરમાં આવું વાતાવરણ નહોતું. નહિ તો તેને કોઈ એવું કહેત તો....! આવા મૂંઝવતા પ્રશ્નોની ચર્ચા પણ ભાઈ બહેનો કરતાં અને તેઓ બધાં એવા વાતાવરણથી દૂર છે તેનો સંતોષ અનુભવતાં.

આમ કરતાં નીલમ બી. એ.માં આવી. અને તેની બાને નીલમની ચિંતા થવા લાગી: આટલું બધું ભણાવી અને એને લાયક મુરતીયો નહિ મળે તો....! એટલે પાછી લગ્નની વાત શરૂ થઈ. બાએ તો એક બૅરિસ્ટરનું ભણતો છોકરો શોધી કાઢ્યો. પણ નીલમના ગળે કંઈ વાત ઊતરી નહિ. એ તો કહે, 'મારે પરણવું જ નથી.' એની બે ત્રણ બહેનપણીઓનું લગ્નજીવન અને સાસરાનું વાતાવરણ જોઈને જ જાણે એનામાં વૈરાગ્ય આવ્યો હોય તેમ તે ના પાડતી જ રહી. બાની ધીરજ હવે રહે તેમ નહોતી. બાપુજીને તેણે ખૂબ સમજાવ્યા, અને બાપુજીએ નીલમને સમજાવી કે છોકરો સારો છે, તું પસંદ કર પણ લગ્નની ના ન પાડીશ. હા, ના કરતાં કરતાં નીલમે બાનો ખૂબ વિચાર કર્યો, અને ભવિષ્યનો વિચાર કરતાં લગ્નની હા પાડી, ત્યાં સુધીમાં તો તે વિચારોમાં પણ ઠીકઠીક પરિપકવ થઈ અને બી. એ. થઈ ગઈ. આગળ અભ્યાસ કરવા માટે વાંચન ચાલુ જ હતું. અને બીજે જ વર્ષે લગ્ન કરીને નીલમ સાસરે ગઈ. ભાઈઓથી વિખૂટી પડી, ઘરમાં બહેન વગર વાતાવરણ સૂનું સૂનું થઈ ગયું. અને નીલમે તો પરાણે હૈયાને કઠણ કરીને લીધેલી વિદાય ભાઈ, બા, બાપુજીને વધુ સતાવવા લાગી.

વાત આગળ ચલાવી :

'એક બહેન છે, તેને એક બાળક પણ છે પણ અત્યારે તે પિયરમાં રહે છે. સાસરેથી તેડવા ન આવે ત્યાં સુધી તેની મા તેને સાસરે મોકલવા તૈયાર નથી. તેના પતિનું કહેવું છે કે જેવી રીતે તે ગઈ છે તેવી રીતે જ પાછી આવે. અમારે કંઈ તેડવા જવાની જરૂર નથી.'

'પણ આવું થવાનું કારણ શું?'

'હા, એ જ કહું છું ને! તે બહેનના કરતાં બાને શોખ વધારે છે. મારી છોકરી માટે અમુક વસ્તુ જોઈએ જ એવો તે આગ્રહ સેવે. તેની દીકરીને ચઢવણી કરે અને તે પ્રમાણે ન થાય ત્યારે રીસાઈ ને પિયર ચાલી આવે. હવે જુદા રહેવાની લત લાગી છે. પતિનું ઘર સામાન્ય મધ્યમ વર્ગનું ઘર કહેવાય. કપડાં-લત્તાંથી માંડીને ઝીણી ઝીણી વસ્તુઓમાં અને સિનેમા વગેરેમાં એ ગમે તે સમયે જવા માટે જીદ લઈ ને બેસે. આવું બધું તો શરૂઆતથી ચાલ્યા કરતું હતું. મને તો હમણાં જરા વધુ વણસ્યું ત્યારે જ ખબર પડી. બહેનને સમજાવી પણ તેની મા વિરુદ્ધ જઈ ને જવા તૈયાર થતી નથી.

'તેના પતિને પણ મળી હતી. તેમની મુશ્કેલી આખીય સમજાય તેવી છે પણ કંઈક રસ્તો તો કાઢવો જ જોઈએ ને! હવે તે તેડવા જવા તૈયાર નથી અને કહે છે કે ના આવવાની હોય તો ના પાડી દે. નહિતર હું તો હવે કાયદેસર પગલાં લઈશ.'

મેં કહ્યુ, 'કાયદેસર પગલા લેવાં એ તો કંઈ સહેલી વાત નથી. અને એમ પસાનું પાણી કરવું તેના કરતાં બન્નેને રૂબરૂમાં બોલાવી સમજાવવાં વધુ સલાહભર્યું છે અને વધુ તો તમારા કરતાં પણ ત્રીજી વ્યક્તિ અને તે વડીલ હોય તેની પાસે અથવા કૌટુંબિક સલાહ કેન્દ્ર ચલાવતા પીઢ કાર્યકર પાસે આ પ્રશ્ન રજૂ કરશો તો બન્ને પક્ષને સારી રીતે સાંભળીને તેમની રૂબરૂમાં જ સમાધાન કરાવી આપશે. ભવિષ્યની કેટલીક જવાબદારી પણ તેમને માથે હોય છે. એટલે તમારા ગામના એવા કેન્દ્ર મારફત નીવેડો લાવવો વધુ શ્રેય છે. કારણ કે બહેનની બાને પણ આમાં સમજાવવાનાં છે.'

કેટલીકવાર આવા પ્રશ્નોનું સમાધાન ખૂબ જલદી થઈ આવે છે. કેટલીકવાર ખૂબ મુશ્કેલ બની જાય છે. જેમ જેમ આપણા મોજશોખ વધતા જાય છે તેમ તેમ જરાકશી વાતનું મોટું સ્વરૂપ અપાય છે અને જિંદગી હોડમાં મુકાય છે. આ પરિસ્થિતિને સુધારવા માટે સામાજિક કાર્યકરોએ સક્રમ બનવું પડશે અને દેશની સમૃદ્ધિ માટે તે ખૂબ જરૂરતું છે.

## મા વિનાની મીના

મીના નાની છએક વર્ષની હતી ત્યારે જ તેની બા એકાએક બિમાર પડી અને પરલોક સીધાવી. મીના એકલી પડી. એને બીજા બે મોટા ભાઈ હતા. ભાઈઓ તો રખડતા રખડતા પણ મોટા થઈ જાય પણ દીકરીનું શું? મીનાની માશી આગ્રહ કરીને મીનાને તેમને ઘેર લઈ ગયાં.

મીના તેના પિતાને ખૂબ વહાલી હતી. બે દીકરાઓ પછીની એક દીકરી હતી. અને એવું કાલું કાલું મીઠું બોલતી હતી કે ઘરમાં બધાંની પ્યારી હતી. પિતાની ઇચ્છા તેને બીજે મોકલવાની નહોતી પણ પોતે એકલાં તેના તરફ બરોબર ધ્યાન ન આપી શકે એટલે માસીને ઘેર મોકલી.

માસીનો સ્વભાવ તો સારો હતો અને પૈસે ટકે સુખી હતાં. તેમને બે બાળકો હતાં તેમની સાથે જ મીના પણ મોટી થઈ જશે. અને બહેનનું બાળક વહાલું તો હોય જ ને ?

મા વગરનાં બાળકો બિચારાં અને બાપડાં આપણા સમાજમાં ગણાય છે અને બધાં જ તેની જાણે મા હોય તેમ વર્તવા પ્રયત્ન કરે છે. માસીનો સ્વભાવ આમ તો સરળ અને સાલસ લાગતો હતો. પણ એમને પણ બડાશ મારવાની ખૂબ ટેવ. મીના માટે પોતે કરતાં તેનાથી ચારગણું બહાર ગાતાં. લોકોને એમ થાય કે હા, મીનાનાં માસી તેનું કેટલું બધું કરે છે. મીના હવે તો બારેક વર્ષની થઈ હતી. તેના સાંભળવામાં પણ ક્યારેક ક્યારેક આવતું અને તેને કોઈક પારકાને ઘેર ઓશિયાળું જીવન જીવી રહી છે તેમ લાગવા માંડયું. માસીએ તેને માટે ઘણું કર્યું પણ આ બધું શું ? માસી એમના સુલુ–કૌશિકની બીજી વાતો જેમ કરતાં અને મને જ રાખવા માટે કેમ આમ છે ? અને ઉંમરે એને સમજાયું કે પરાયા ઘરમાં પોતે જીવી રહી છે. માસાના મીઠા સ્વભાવ અને લાગણી નીચે તે ખૂબ તણાતી. તેને અભ્યાસમાં પણ તેમની મદદ મળતી અને પોતાની જ દીકરીની માફક સંભાળતા. તેણે માસાને પૂછયું : 'બાપુજી, મારી બા કોણ ? ' મીના બીજાં બાળકોની માફક માસાને બા–બાપુજી જ કહેતી હતી.

માસાને ખ્યાલ આવ્યો એટલે મીનાને શરૂઆતનો તેનો ઇતિહાસ કહ્યો. અને સમજાવી ને માંડીને વાત કરી.

મીનાએ પિતાને ઘેર જવાનો આગ્રહ કર્યો અને પિતા તેડવા આવ્યા. પિતા–પુત્રીનું મિલન અદ્ભુત હતું. અશ્રુભરી આંખોએ બન્નેએ વિદાય લીધી.



આગેવાન વ્યક્તિઓ અને રાજપુરુષોની માંદગી અંગેનાં બુલેટીનો બહાર પડતાં હોય છે ત્યારે ઘણીવાર સારવાર કરતા દાક્તરોને બુલેટીન પ્રગટ કરવામાં પોતાના નામાંકિત દર્દીની તબિયત કરતાં પણ પોતાનાં નામો વર્તમાન-પત્રોમાં પ્રગટ થાય એમાં વધુ રસ હોય છે.

વિખ્યાત લેખક થોમસ માનને 'દમનશીળીના આવા કઢંગા પ્રદર્શન ' પ્રત્યે ખૂબ જ નફરત હતી. એકવાર જ્યારે થોમસ માન માંદા પડયો ત્યારે એની તબિયત સંબધમાં કાંઈપણ પ્રકારના સમાચારો બહાર નહિ જણાવવા બદલ માનના પ્રશંસકોએ ફરિયાદ કરી. માને ઠપકો આપતાં કહ્યું : 'માંદગીની બાબત મારા નજીકનાં સગાંઓ અને મારા માટે જ ફક્ત ચિંતાની બાબત રહેવી જોઈએ.

આ જ રીતે જ્યારે વિશ્વવિખ્યાત લેખક અને ચિંતક ટોલ્સ્ટોય માંદા પડયા ત્યારે એમણે પોતાના તબીબને કહ્યું : 'હું ઇચ્છું છું કે મારી તબિયત અંગેનાં બુલેટીન બહાર પાડવાનું બંધ કરો…એથી ફાયદો શો છે ? મારા મિત્રોને દુઃખ રશે અને મારા શત્રુઓ આનંદ પામશે.



## વાચનગાડી ભાગ ૧ થી ૪ :

[ લે૦ સોમાભાઈ ભાવસાર. પ્ર૦ અનડા બુક ડીપો, અમદાવાદ. રૂ. ૧/૫૦. ]

બાળકોને સહેજમાં ગમે તેવી આકર્ષક ડીઝાઇન, સુંદર અને અનુરૂપ ચિત્રોની સજાવટવાળી આ ચાર નાની પુસ્તિકાઓ લેખકે અપેક્ષા રાખી છે તેમ જરૂર એમનામાં અભ્યાસ પ્રત્યે અભિરૂચિ જગાવશે બાળક બોલતું થાય ત્યારથી જ એ ભાષા શીખવાની શરૂઆત કરે છે. એ જે કાંઈ શબ્દ બોલે એનું માનસિક ચિત્ર એના મનમાં ખડું થાય છે અને શબ્દનું બોધન સ્પષ્ટ થાય એ હેતુસર અહીં આપેલા ચિત્રો ખૂબ જ અનુરૂપ નીવડશે.

ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ પણ પહેલાં સાદા શબ્દો, પછી કાના માત્ર ને હ્રસ્વદીર્ઘયુક્ત શબ્દો બાળક શીખે એ મહત્ત્વનું છે. લેખકે એ અંગે પણ તકેદારી રાખી છે. પ્રથમ સાદાં વાક્યો અને એ પણ બાળકસૃષ્ટિમાં પરિચિત હોય એવી વસ્તુઓનાં હોવાથી એના સામાન્ય જ્ઞાનના વિકાસમાં સારી એવી સહાયતા મળવાની. ચિત્રકાર ભાઈશ્રી ચંદ્ર ત્રિવેદી અને શ્રી. નરેન્ વ્યાસને પણ સુંદર અને અનુરૂપ ચિત્રો આપવા બદલ અભિનંદન અને લેખકને બાળમિત્રોને ગમત સાથે જ્ઞાન આપે એવું સાહિત્ય આપવા બદલ અભિનંદન.

## તણખો બાળે ઘર :

[ લે૦ ટોલ્સ્ટોય; અનુ૦ રમણુલાલ સોની. પ્ર. નવસર્જન પ્રકાશન, વડોદરા. ન. પૈ. —/૭૫ ]

ટોલ્સ્ટોયની આ બોધપ્રદ વાર્તાનો ગુજરાતી અનુવાદ બાળકોને વેર–ઝેર અને ઈર્ષ્યાથી વિમુખ રહેવાની પ્રેરણા પાશે. ખોટી અદેખાઈ અને વેરને પોષવાથી હુસેન અને કરીમ બંનેનાં કુટુંબોની ખાનાખરાબી થાય છે અને જ્યારે બધું બેહાનમેહાન થઈ જાય છે ત્યારે બંનેને ડહાપણ આવે છે. અનુવાદકે સરળ ને રોચક શૈલીમાં વાર્તાનુવાદ આપ્યો છે એટલે બાળકોને વાંચવામાં ખૂબ રસ પડશે.

## વાર્તા વિહાર.

[ લે૦ કુસુમબહેન ઠાકોર; વિક્રેતા : ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ, વડોદરા. રૂ ૨/— ]

પ્રણાલીબદ્ધ બાળવાર્તાઓથી કાંઈક જુદી શૈલી અને અનોખી વાર્તાવસ્તુની ગૂંથણી સાથે 'વાર્તાવિહાર' એનાં વાચકોમાં કાંઈ નવો જ રસ જગાવશે. આજુબાજુની સૃષ્ટિમાં વિહરતાં પ્રાણીઓથી ઘણીવાર બાળકો બીએ છે અથવા એમને મોટાઓ દ્વારા બીવડાવવામા આવે છે, ત્યારે બાળકના હાથમાં આ પુસ્તક આવે ને બીક લાગે તેવાં પક્ષીઓ ને પ્રાણીઓ મિત્ર છે એવી ભાવનાનો ઉદય થવાની શકયતા ખરી. લેખિકાના સ્વાનુભવનો નીચોડ જાણે દરેક વાર્તામાથી ન નીતરતો હોય એવી છાપ પણ સંગ્રહ પાડી જાય છે.

સગ્રહમાં કુલ ૩૬ બાળવાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે તેમા કુદરતે સર્જેલી સૃષ્ટિ પશુ–પંખી–ફૂલ સાથે તાદાત્મ્ય સાધવાનો પ્રયત્ન છે. કેટલીક વાર્તાઓ દા. ત. માસ્તરજી, લક્ષ્મી, ધનુષ્યધારી, રીતા, દેવ જેવા દેવાગ, કનુભાઈ, ખીલ્યું રહો આ ફૂલ, સાધુ મહારાજ, શુરવીર માનાજી, બે ભાઈ, સાચો મિત્ર, સારા ભાઈ, સદાશીવ, વગેરે વાર્તાઓ માનવીના સદ્અશોનું નિરૂપણ કરી જાય છે જેથી વાર્તા વાચનાર બાળકના મનમાં સારા નરસાને પારખવાની વૃત્તિ કેળવવાની શકયતા રહે. લેખિકાની શૈલી સરળ છે

પણ ક્યાંક ક્યાંક ઉપમા આપવાનો એમનો શોખ થોડી કિલષ્ટતા આણી દે છે. ક્યાંક ક્યાંક બહુવચન ને એકવચનનો એમણે કરેલો ખીચડો પણ મનમાં કાંઈક કચવાટ પણ ઉત્પન્ન કરે છે. લેખિકાએ તેમજ આમુખ લખનાર શ્રી. ચતુરભાઈ શંકરભાઈ પટેલે અનુક્રમે 'ભાવના વિહાર' તેમજ 'આનું નામ તે વાર્તા'માં સામાન્ય ભૂલ કરી છે તે વાર્તાઓની સંખ્યાની બાબતમાં પચ્ચીસ ને બારની ગણત્રી બંનેએ છત્રીસ કરી છે એ બીજી આવૃત્તિ વખતે સુધારવી પડે.

કુ. પ્રેમાબહેન કંટકને [બાપુના પત્રો]:

[સં. કાકાસાહેબ કાલેલકર. પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૨૪. રૂ. ૩/૫૦.]

આશ્રમની બહેનોને, કુસુમબહેન દેસાઈને, સરદાર વલ્લભભાઈને અને મણિબહેન પટેલને ગાંધીજીએ લખેલા પત્રોનાં ચાર પુસ્તકો આ અગાઉ પ્રગટ થઈ ચૂક્યાં છે. એ જ ગ્રંથમાળાનું આ પાંચમું પુસ્તક એ ચારેયથી વધુ દળદાર છે. એ ચારેય- પુસ્તકો જેટલું જ મહત્ત્વનું અને ઉપયોગી પણ ગણી શકાય.

ગાંધીજીનું સાહિત્ય એટલું સરળ છે; અને તેમાંય પત્રાત્મક સાહિત્ય તો કોઈને પણ રુચી થાય. આ પુસ્તકમાં સંઘરવામાં આવેલા ગાંધીજીના ૨૪૮ પત્રોનો ગાળો તા. ૨૮–૨–'૨૯થી ૧૬–૧–'૪૮ સુધીનો ખાસ્સો વીસ વર્ષનો છે. આ બધા પત્રોનું સંપાદન પણ ખૂબ જ અધિકારી ગણી શકાય તેવા પીઢ અને ચીવટાઈવાળા શ્રી કાકાહેબ કાલેલકરે કર્યું છે એ પણ આ પુસ્તકની મૂલ્યવત્તા ઠીક ઠીક વધારી જાય છે.

નવજીવન કાર્યાલયે ગાંધીજીના પત્રોનું સાહિત્ય પ્રગટ કરવાની જે જરૂરી દૃષ્ટિ સ્વીકારી છે તે પણ આપણા સાહિત્યની મોટી જરૂરિયાત પૂરી પાડનારી છે. સાહિત્યમાં પત્રો કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તે આ રીતનું ગ્રંથસ્થ થયેલું સાહિત્ય સાચી સાબિતી બતાવી આપે છે. અંગ્રેજી સાહિત્યમાં તો પત્રાત્મક સાહિત્યનો વિશાળ જથ્થો છે જેમાંથી સંશોધન અને ઇતિહાસ તેમ જ અન્ય ઉપયોગી શાખાઓ ફાલીફૂલી છે. આપણા સાહિત્યમાં પણ આવું જ અપ્રગટ સાહિત્ય પ્રગટ થાય એ ખૂબ જરૂરી છે. તેમાંય ગાંધીજી જેવી વિભૂતિનું પત્ર–સાહિત્ય તો બને તેટલી વહેલી તકે આપણને ગ્રંથસ્વરૂપે મળે એ જરૂરી છે.

કુ. પ્રેમાબહેન કંટકે પોતાને ગાંધીજી પાસે આવ્યાં તે પહેલાંનો ઇતિહાસ આપ્યો છે તે પણ આ ગ્રંથની એક મહત્ત્વની કડી ગણી શકાય. ગાંધીજીનાં અંતેવાસી બનવા આવનારમાં ભારતનાં તો ઠીક પણ વિદેશનાં ભાઈ–બહેનોનોય સમાવેશ થતો. ગાંધીજી તેમની ચકાસણી કરતા. તેમાંય પ્રેમાબહેન તો કોઈની સાથે નહિ પણ જાતે જ ગાંધીજી પાસે આવેલાં. ચોવીસેક વર્ષની ઉંમર. મુંબઈમાં કોલેજમાં ભણતી છોકરી. ગાંધીજી પણ એને પૂરેપૂરી ચકાસે. અંગ્રેજીમાં ફટાફટ વાત કરે. ગુજરાતી ભાષા પણ ન જાણે એવી કુમારિકાને સાબરમતી આશ્રમમાં પ્રવેશ આપતા પહેલાં ગાંધીજીએ પૂરેપૂરી ચકાસી. અને અંતે તેની ધગશ અને બાહોશી ઉપર ગાંધીજીએ મહોર મારી અને ગાંધીજીના આશ્રમમાં તેને સ્થાન મળ્યું. ગાંધીજીની નિકટની વાસિની બન્યાં ત્યારથી પ્રેમાબહેન ઉપર ગાંધીજીના પત્રો શરૂ થયા. એ પત્રોનો—એ વીસ વર્ષના ગાળાના પત્રોનો આ ઝમેલો એટલે જ ઉપયોગી છે. આ પત્રોમાં ખાસ તો આજીવન કૌમાર્યના કોડ સેવતી એક યુવતીને સાચું માર્ગદર્શન છે.

આ પુસ્તકના સંપાદક કાકાસાહેબે પ્રસ્તાવનામાં લખ્યું છે: 'વાચકો જોશે કે જાતજાતના લોકોને લખેલા ગાંધીજીના પત્રસંગ્રહમાં પણ પ્રેમાબહેન પર લખેલા આ પત્રસંગ્રહનું મહત્ત્વ કંઈક વિશેષ છે. આમાં ચર્ચેલા વિષયોની વિવિધતા તો ધ્યાન ખેંચે જ છે. પણ તેમાંયે આશ્રમજીવનને અંગે વખતોવખત કરેલી સૂચના ગાંધીજીના વિચાર અને તેમનું કાર્ય સમજવા માટે કિંમતી મસાલો પૂરો પાડે છે.

'બાપુજીનો પત્ર–સંગ્રહ એટલે વ્યાપક માનવજીવનનાં

અનેક નાનીમોટી પાસાંઓ પર એક ક્રાન્તદર્શી સમાજ-શાસ્ત્રીનો પ્રકાશ. ગાંધીજીએ આજકાલનાં જુદાં જુદાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો ન હતો. તેથી જ તેઓ, ગમે તેટલા ઊંડાણમાં ઊતરી દરેક વિષયનું હાર્દ પકડી, અત્યંત સાદી ભાષામાં લોકોને દોરી શકયા અને ખાસ કરીને સ્ત્રીઓને દોરવા માટે એમણે સ્ત્રીહૃદય કેળવ્યું.'

આ પત્ર-સગ્રહ દરેક ઘરની સાચી શોભા ગણાશે.

**ગજ્જરની જીવનકથા:**

[ લે૦ ડૉ૦ અશ્વિન મા૦ ત્રિવેદી, પ્રો૦ સાકળચંદ જે. શાહ ડૉ૦ રસિકલાલ કે. શાહ પ્ર૦ પ્રાચ્ય વિદ્યા મંદિર, મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા. મૂલ્ય: રૂ. ૪/૭૫ ]

ગુજરાતના મહાન કેળવણીકાર, સમર્થ વિજ્ઞાનશાસ્ત્રી અને એક ઉચ્ચ કોટિના શિક્ષક શ્રી ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરનું અધિકૃત જીવનચરિત્ર પ્રગટ કરીને મ૦ સ૦ વિશ્વવિદ્યાલયના પ્રાચ્ય વિદ્યામંદિરે એક મહત્ત્વનું કાર્ય કર્યું છે. આ મહત્ત્વના પુસ્તકના લેખકોએ પણ પૂરેપૂરો શ્રમ કરીને આ પુસ્તકનું આયોજન કર્યું છે જે આપણા જીવનચરિત્ર સાહિત્યમાં મહત્ત્વનો ઉમેરો ગણાશે

ચાલીસ વર્ષ પહેલાં જેમનું અઠ્ઠાવન વર્ષની વયે અવસાન થયું એવા ગુજરાતના એક પનોતા પુત્ર અને વિજ્ઞાનવીર વિષે આજ સુધી આપણે ઘણું સાંભળ્યું છે પણ તેમના જીવનને કડીબદ્ધ રજૂ કરતું પુસ્તક આ પહેલી જ વાર પ્રગટ થાય છે. માતૃભાષામાં શિક્ષણ મળવું જોઈએ એવી ઝુંબેશ આજે ગુજરાત યુનિવર્સિટીએ ઉપાડી છે તે જ ઝુંબેશ પચાસ વર્ષ પહેલાં આપણા આ વિજ્ઞાનવીરે ઉપાડેલી. આજે એ ક્ષેત્રે થયેલી પ્રગતિ પણ વિશાળ છે. તે અરસામાં જ આ જીવનચરિત્ર વાચકોને ઠીક ઠીક પ્રેરક નીવડશે

જિંદગીનો છેલ્લો દાયકો કપરી પરિસ્થિતિમાં વીતેલો, તેવા આ મહામાનવનું સળંગ જીવનચરિત્ર વાંચવામાં, જાણવામા, અભ્યાસ કરવામાં દરેકને સારો એવો રસ પડશે જ એમાં શંકા નથી ગુજરાતના લુપ્તપ્રાય થયેલા આવા જ્યોતિર્ધરોને વીણી વીણીને આપણે આપણી અને ભાવિ પેઢી માટે સઘરવા લાગી જઈએ. શ્રી ગજ્જરના જીવનનું આ પુસ્તક એ દિશામાં માર્ગ-સૂચક સ્થંભ બની રહેશે.

વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને તો આ પુસ્તક માર્ગદર્શક બનશે જ, ઉપરાંત સાહિત્યના દરેક શોખીનને પણ આ પુસ્તક વસાવવાની ભલામણ કરી શકાય તેવું સમૃદ્ધ છે.

**વિશ્વાસનું વાવેતર:**

[ લે૦ પન્નાલાલ પટેલ. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય: ન. પૈ. —/૭૫. ]

જાણીતા વાર્તા-નવલકથાકારે બાળકોને જ લક્ષમાં રાખીને લખેલી પાંચ બાળવાર્તાઓનો આ સચિત્ર સંગ્રહ છે. શ્રી પન્નાલાલ પટેલની સહેજગમ્ય અને લોકભોગ્ય શૈલી જ એટલી સાદી છે કે તે દરેક વર્ગને સમજાય. તેમાંય બાળકો માટે લખાયેલ આ વાર્તાઓ સાચા અર્થમાં બાળવાર્તા ગણાશે.

પાંચેય વાર્તાઓમાં બાળકોને પાત્રો તરીકે મૂકીને અને બોધ તેમ જ ઉપદેશ મળે એવું વાર્તાવસ્તુ લઈને બને તેટલી રોચક અને આસ્વાદ્ય બનાવવા લેખકે પ્રયત્ન રાખ્યો છે તે પૂરેપૂરો સફળ થયો છે. બાળકો સાથે સાથે મોટેરાંઓ પણ એટલી જ હોંશથી વાંચે તેવી આ વાર્તાઓ રસપ્રદ બની છે. બાળકોને વાચન સાથે ચિત્રોની પણ એટલી જ મજા ચખાડતાં વાર્તાઓનાં ચિત્રો છે એ પણ આ પુસ્તકનું મૂલ્ય ઠીક ઠીક વધારે છે.

આપણા બાળસાહિત્યમાં આપણા જામેલા લેખકો આમ પ્રવેશ કરે તો એ સાહિત્યમાં ઠીક ઠીક પ્રમાણમાં સારો અને સાચો સુધારો થાય. શ્રી પન્નાલાલ પટેલ પણ આ દિશામાં એમના પ્રયત્નો જારી રાખશે જ.

**તુરંગાને પેલે પાર:**

[ લે૦ ગિરીશ ગણાત્રા. પ્ર૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. મૂલ્ય રૂ. ૨/—. ]

આપણાં કિશોરો અને વિદ્યાર્થીઓમાં જે 'ડરપોકપણું'



અને દેખાવ કરવાની વૃત્તિ આવી ગયાં છે તેને દૂર કરવા માટે તેમને ખડતલ અને સાહસિક બનાવવાની જરૂર છે પોચટ અને માંદલા બનાવે તેવી ફિલ્મો અને સાહિત્ય વાંચવાથી આજે ઉછરતી પેઢીનો શારીરિક અને માનસિક હ્રાસ થઈ રહ્યો છે. એવે વખતે તેમનામાં હિંમત, શૌર્ય, સાહસ અને દૃઢતા પ્રેરે તેવા સાહિત્યની જરૂર છે.

'તુરંગાને પેલે પાર' એક કાલ્પનિક જળ–પ્રવાસકથા છે છતાં તેના મૂળમાં સત્ય છે. એ સત્યને વળગી રહીને જે સાહસકથા લેખકે આલેખી છે તે આપણી ઉછરતી પેઢીને ખરેખર પ્રેરક નીવડશે.

શ્રી ઈન્દુલાલ ગાંધીનો પ્રવેશક આ નાનકડા પુસ્તકને વધુ મહત્ત્વવાળું બનાવે છે. કિશોરોને હોંશે હોંશે વાંચવી ગમે તેવી હોડી–પ્રવાસની આ સાહસ કથા છે. મોટેરાંઓને પણ આ પુસ્તક વાંચવામાં એટલો જ રસ પડશે. 'બાળકો–કિશોરોના હાથમાં આ પુસ્તક વિના સંકોચે મૂકી શકાય તેવું શિષ્ટ છે.

**જ્વાલામુખી :**

[ લે૦ અનંત ગોપાલ શેવડે. અનુ૦ નટવરલાલ જાની. પ્ર૦ પબ્લિકેશન્સ ડિવીઝન, દિલ્હી કિ. રૂ. ૨/૫૦ ]

ઉત્તરપ્રદેશની સરકારે ૧૯૫૭માં જે હિંદી નવલકથાને પારિતોષિક આપ્યું છે તેનો ગુજરાતી અનુવાદ નેશનલ બૂક ટ્રસ્ટે પ્રગટ કર્યો છે. ભારતભરમાં ૧૯૪૨નો સ્વાતંત્ર્ય સંગ્રામ વ્યાપ્ત થયેલો છે. ૧૮૫૭ના સંગ્રામ જેટલો જ તે સંગ્રામ પણ મહત્ત્વનો છે. આપણા સાહિત્યમાં આ સંગ્રામને બહુ ઓછું સ્થાન મળ્યું છે. એ કાળને નવલકથામાં ગૂંથી લેવાનું બહુમાન હિંદીના પ્રેમચંદ યુગ પછીના નૂતન નવલકથાકારોમાંના એક એવા શેવડેજીને મળે છે.

જન્મે મહારાષ્ટ્રીય હોવા છતાંય તેમણે હિંદીમાં લેખન કાર્ય કર્યું છે. ગાંધીજીની એ પેઢી પરની અસરને કારણે જ માતૃભાષા મરાઠીને બદલે રાષ્ટ્રભાષા હિંદીમાં શેવડેજીએ લખવાનું જારી રાખ્યું અને તેમની કલમની સિદ્ધિ હિંદી સાહિત્યમાં ઠીકઠીક નામના મેળવી ગઈ. '૪૨ના સ્વાતંત્ર્ય સંગ્રામની પાર્શ્વભૂમિકાવાળી આ નવલકથામાં પ્રસંગોનું ચિત્રાત્મક નિરુપણ જે સુંદર રીતે કરવામાં આવ્યું છે તે જ તેની વિશેષતા છે. કથાવસ્તુ પણ બળવાન છે એટલે પ્રસંગોના ઝમેલામાંથી પાત્રોનો ઊઠાવ પણ સરસ રીતે થાય છે. કથાપ્રવાહ પણ પાત્રોના વિકાસને રુંધ્યા વિના અસ્ખલિત રીતે વહે જાય છે.

હિંદીના અગ્રગણ્ય સાહિત્યકારો તેમજ રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે પણ આ નવલકથાને નવાજી છે જે તેની સાચી મૂલ્યવત્તા ગણાવી શકાય. વાર્તાપ્રવાહ અને લગભગ અઢીસો પાનાંમાં ફેલાયેલો વાર્તાવિસ્તાર અત્યારનાં નવલકથાપ્રેમી વાચકોને માટે એક સારું વાચન આપે છે તેમ નિઃશંક કહી શકાય. રાષ્ટ્રપ્રેમની ભાવનાથી તરબોળ આ નવલકથા દરેક પુસ્તકાલયનું સાચું ભૂષણ ગણાશે.

**પાલવકિનારી :**

[ લે. અનંતરાય પ૦ ઠક્કર, 'શાહબાઝ' પ્ર. યશવંત દોશી, ૬૧ જવાહરનગર, ગોરેગાંવ, મુંબઈ ૬૨. રૂ. ૧/– ]

ભાવનગરના પ્રસિદ્ધ કવિ સ્વ. અનંતરાય પ. ઠક્કર, —મુખ્યત્વે 'શાહબાઝ'ના તખલ્લુસથી ઓળખાતા કવિની બત્રીસ જેટલી ફારસી ઢાળની કૃતિઓનો નાનકડો સંગ્રહ 'પલવ કિનારી' નામે પ્રગટ થાય છે. સંપાદક સમિતિ તરીકે અધિકારી કહેવાય તેવા કવિના ચાર મિત્રો શ્રી યશવંત દોશી, શ્રી મુકબિલ કુરેશી, શ્રી મહેન્દ્ર સમીર અને શ્રી હરીન્દ્ર દવે છે. શ્રી હરીન્દ્ર દવેએ લખેલી પ્રસ્તાવના આ કવિનાં કાવ્યો સમજવામાં ઠીકઠીક મદદરૂપ થઈ પડે તેવી અભ્યાસસભર છે.

સુરા, સાકી, સનમ, ઇશ્ક, માશુક, મહેફિલ વગેરે શબ્દોને શાહબાઝે એમના અસલ ગૌરવમાં પુનઃ પ્રતિષ્ઠિત કર્યા છે. ફારસી કાવ્યપ્રકારોમાં સંસ્કૃત શબ્દોનો સમન્વય તેમણે કુશળતાપૂર્વક છતાં સાવ સરળ દેખાય તેમ કર્યો છે.

શિક્ષણક્ષેત્ર જેમનું પ્રિય ક્ષેત્ર હતું તેવા આ કવિનો

સાહિત્ય અને ઊંડા અભ્યાસ શોખના વિષયો હતા આ નાનકડા સંગ્રહના કાવ્યો તેમની શક્તિની પૂરેપૂરી પ્રતીતિ કરાવે છે

દરેક કાવ્યપ્રેમી—ગઝલપ્રેમીને વસાવવા જેવો આ નાનકડો સંગ્રહ ઊંડી સમજવાળી કવિતાઓથી સભર છે આ સંગ્રહ એટલે જ આવકાર્ય ગણાશે



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**શ્રી અરવિંદનું કાવ્યદર્શન :** અંબાલાલ પુરાણી પાના ૩૨૧. રૂ ૬/—. પથિક પ્રકાશન મંદિર, ઉમરેઠ **વા૦ મો૦ શાહનું રાજકારણ :** સં ત્રિભુવન વી૦ હેમાણી પાના ૩૬૦ રૂ ૫/— દેવચંદજી પ્રકાશન મંદિર, લીંબડી **સરલ ઇતિહાસ કથાવલિ ૧ થી ૫ :** ચુનીલાલ વ૦ શાહ દરેકનાં પાના ૪૦ દરેકનું મૂલ્ય ન પૈ —/૬૫ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત **દીન, દમણ ને ગોના :** દિનકર મહાત્મે **દાંતની સંભાળ** ડૉ કોકિલાબહેન જાઈ, **રવીન્દ્રનાથ** યશવંત દોશી **નેપાળ**. દિવાકર નિગુડકર દરેકના પાના ૩૨ દરેકનું મૂલ્ય ન પૈ —/૪૦ ચારેયના પ્રકાશક પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧ **ઉલ્લેખો :** લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી પાના ૧૭૮. રૂ ૩/—. મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા **તુલસીદલ :** મુરજી ગો૦ બોટાઈ પાના ૧૯૩ રૂ ૩/— **સાગરરાજની સંગાથે :** ગિરીશ ગણાત્રા–સુમતિચંદ્ર શાહ પાના ૧૩૪. રૂ ૨/૫૦ **તન્વી શ્યામા** સારંગ બારોટ પાના ૨૪૦ રૂ ૪/૨૫ **નવાં નિશાન** (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) સારંગ બારોટ પાના ૩૬૭+૩૯૨ રૂ ૧૩/— **યુગનાં એંધાણ ૧–૨** ઈશ્વર પેટલીકર. પાના ૦૮+૩૨૦ રૂ ૧૧/- **જીવનમાંગલ્ય** લાભુબહેન મહેતા પાના ૩૦૪ રૂ ૫/— **અર્જુનદેવ :** ગુણવંતરાય આચાર્ય પાના ૧૭૨ રૂ ૫/— —સાતેયના પ્ર૦ આર આર શેઠની કં. મુંબઈ,૨ **હડતાળો** ગાંધીજી પાના ૨૮. ન પૈ —/૩૦ **બા બાપુની અંતિમ ઝાંખી** મનુબહેન ગાંધી. પાના ૬૪ ન પૈ —/૭૫ બન્નેના પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪ **વિશ્લેષણ** દાદા ધર્માધિકારી પાના ૧૧૦ રૂ ૧/૨૫ **ઉપનિષદોનો અભ્યાસ**. વિનોબા પાના ૯૮ રૂ ૧/— **રાષ્ટ્રીય એકતા** દાદા ધર્માધિકારી–વિનોબા પાના ૪૦ ન. પૈ. —/૬૫ —ત્રણેયના પ્ર૦ યજ્ઞ પ્રકાશન, વડોદરા **મનના મરોડ** મોહમ્મદ માંકડ પાના ૨૨૪ રૂ. ૪/૫૦ —સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩ **દૈનિક જીવનમાં થિયોસોફી** અનુ૦ રાજાભાઈ પે લાદીવાળા પાના ૩૬. ન પૈ —/૨૦ પ્ર૦ રતિલાલ દે૦ ભટ્ટ, મહીધરપુરા, સુરત **બલિદાન** હસમુખ જોષી પાના ૯૨ રૂ. ૧/૫૦ પ્રેરણા પ્રકાશન, મુંબઈ, ૪ **પંચામૃત** લે૦ પ્ર૦ ડૉ૦ બહુકરાય પંડ્યા પાના ૮૦ રૂ ૨/૫૦ ભાવનગર **ફુલપાંદડી** લે૦ પ્ર૦ પ્રભાવતીબહેન પજવાણી પાના ૧૦૪ રૂ ૧/— વડોદરા **મે જોયું જાપાન** લે૦ પ્ર૦ વસંત હીંડોચા પાના ૧૨૦ પોંડિચેરી **ઉરના સૂર :** રવિ ઉપાધ્યાય પાના ૯૬ રૂ ૨/— પ્રકાશ ગ્રંથમાળા, વિલેપારલે **વહેતાં પાણી** નાનુભાઈ નાયક. પાના ૧૭૮ રૂ ૨/૫૦ **રંગ અને વ્યંગ :** નાનુભાઈ નાયક પાના ૧૫૦ રૂ ૨/૫૦ બન્નેના પ્ર૦ અરુણોદય કાર્યાલય, સુરત **અલ–કાઈદ** માળવીઆ પાના ૧૯૨ રૂ ૩/— શાહીન પબ્લિકેશન્સ, કરાંચી, ૨





મુદ્રક દીપક પ્રિન્ટરી અમદાવાદ

# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| સુખની ચાવી | ઈશ્વર પેટલીકર | ૧/૨૫ |
| ગૃહસંસાર | ,, | ૧/૫૦ |
| મન્જારની સુવાસ | ,, | ૧/૫૦ |
| પ્રેમસગાઈ | ,, | ૧/૫૦ |
| પાછલે બારણે | પન્નાલાલ પટેલ | ૩/૭૫ |
| નવુ લોહી | ,, | ૬/૭૫ |
| મળેલા જીવ | સુનીલાલ વ. શાહ | ૬/૫૦ |
| શ્રેયોમાર્ગ (નવી આ.) | ,, | ૩/— |
| ત્રણ દીકરાની મા | ,, | ૬/૨૫ |
| વિશ્રામનુ વાવેતર | પન્નાલાલ પટેલ | —/૭૫ |
| અજંપો | ગેબાદમ આણુવાલા | ૨/૨૫ |
| જીવનમધુ | જયન્ત પરમાર | ૪/— |
| ઠોકર | 'ઉમાકાન્ત' | ૬/૨૫ |
| અંકુર | ડાહ્યાભાઈ પટેલ | ૩/૫૦ |
| પુનર્મિલન | ,, | ૪/૭૫ |
| માથ વિનાના મગરથી | ભૂપત વડોદરિયા | ૫/૫૦ |
| કર્મજિજ્ઞાસ કેમ મટાડશો? | ડૉ. ભૂ. મો. દવે | ૪/— |
| આફ્રિકાની લોકકથાઓ | બળવન્ત નાયક | ૭/૭૫ |
| મહેરના સાથી | બળવન્ત નાયક | ૫/— |
| ભવની વાટે | 'સત્યમ્' | ૫/૭૫ |
| મીઠી વીરડી (ભાગ ૧-૨) | દેવશંકર મહેતા | ૧૩/૨૫ |
| ધરતીની આરતી | ,, | ૮/૭૫ |
| માનવતાનો સાદ | ઈશ્વરભાઈ પટેલ | ૩/૭૫ |
| વીર-પગલાં | પીતાંબર પટેલ | —/૭૫ |
| ધરમ તારો સંભાળ રે... | ,, | ૧/૫૦ |
| પીતાંબર પટેલની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૫/— |

| | | |
|---|---|---|
| મેળાના પંખી | ભાનુશંકર ઓ. વ્યાસ | ૪/૫૦ |
| મોતની ખીણમાં | નવનીત સેવક | ૨/૫૦ |
| ભૂતિયા પહાડમાં | ,, | ૨/૨૫ |
| ધરતીના અમી | મણિભાઈ પટેલ | ૪— |
| સાહિત્યનિકષ | અનંતરાય મ. રાવળ | ૪/૨૫ |
| ભારતયાત્રા | રામનારાયણ ના. પાઠક | ૭/— |
| ધર્મકથાઓ ૧ થી ૫ | રા. ના. પાઠક | ૭/— |
| પાનખર અને વસંત | માને ગુરુજી | ૫/૭૫ |
| શ્વાસ | ,, | ૬/૭૫ |
| જીવન-ઝંઝાવાત | રંભાબેન ગાંધી | ૨/— |
| લગ્નગીતો-લોકગીતોની ગૂંથણી | ,, | ૨/૫૦ |
| સાધના અને સિદ્ધિ | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૭/૫૦ |
| તૃષા અને તૃપ્તિ | ,, | ૭/૨૫ |
| માયા જીવતર | રાનાભાઈ પટેલ | ૩/૫૦ |
| છેલ્લી રાત | ટી. પી. સૂચક | ૩/૫૦ |
| હજી તો રાત બાકી છે | ,, | ૩/૭૫ |
| અમૃતપાત્ર | ચંદુલાલ સેલારકા | ૪/૫૦ |
| ખરતા તારા | જિતુભાઈ પ્ર. મહેતા | ૪/૫૦ |
| જીવીમા | વિજયકુમાર ત્રિવેદી | ૧/૨૫ |
| ચીંથરે વીંટ્યા રતન | ,, | ૧/૭૫ |
| અંતિમ દીપ | મોહનલાલ પટેલ | ૪/૫૦ |
| ધારાપુરીનો ખજાનો ૧-૨ | રામુ ઠક્કર | ૧૫/— |
| વતનની વાતો | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૨/૭૫ |
| છેલ્લા આંસુ | ,, | ૫/— |
| વંદના | સોમાભાઈ ભાવસાર | ૧/૫૦ |
| ચાદા ચાંદા પોળી | સં. વસંત નેંધાણી | —/૬૫ |
| સૂની પડી રે સીતાર | ઘનશ્યામ ઠાકર | ૦/૫૦ |



— ઉપરનાં નવાં પ્રકાશનો ઉપરાંત અમારાં બધાં પ્રકાશનોનું સૂચિપત્ર મંગાવો:—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ — ૬૪, ગાંધીરોડ ફર્નાન્ડીઝ બ્રિજ — અમદાવાદ, ૧


મનપસંદ મહેંકતી સુવાસ
કેશા


• વાળને ખરતા અટકાવી વધારે છે
• મસ્તકને શીતળતા
બક્ષે છે.
સોલ ડીસ્ટ્રીબ્યુટર:
એમ. એમ. ખંભાતવાળા.
રાયપુર, અમદાવાદ ૧


Kesha
B. SHAH.

અંક ૧૦ : જાન્યુ૦ '૬૨
સળંગ અંક ૩૯૨

'ઊર્મિ' : વર્ષ ૩૨
'નવરચના' : વર્ષ ૨૬

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

# ઊર્મિ નવરચના

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નયા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

' ઊર્મિ—નવરચના '
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૧૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૧૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



## વાર–તહેવાર

તહેવારો અને તિથિઓ, વારો-અને વહેવારો, ઉજવણીઓ અને આચરણો આપણી સાથે એવા મનમેળ કરી ગયા છે કે એમાં આપણે વધુ ને વધુ ખૂંચતા જઈએ છીએ. અને એ બધાંમાં કોઈપણ કોમ, જાત કે ભાત વિષે વિચાર કરવાનું આપણને મન જ ન થાય. જાન્યુઆરીની પહેલી જેમ ખ્રિસ્તીઓનું નવું વર્ષ તેમ એ દિવસને વિશ્વભરનાં માનવીઓ પણ નવા વર્ષ દિન તરીકે મનાવે છે—એક યા બીજી રીતે. અને છતાં એ દિવસને ખ્રિસ્તીઓના નવા વર્ષનો દિન માનવા પ્રેરાઈએ છીએ. મકર સંક્રાંતિ એ ભૌગોલિક ક્રમનો એક એવો દિવસ છે કે તેનેય તહેવાર ગણીને તેને આપણે ભારતમાં તો વિશિષ્ટ દિવસ ગણ્યો. જાન્યુઆરી માસની ચૌદમી તારીખે આવતું આ પર્વ ગુજરાતમાં દાન–ધર્મનું મહાપર્વ ઉપરાંત પતંગ ચગાવવાનું એક આનંદપર્વ પણ મનાય છે. મહારાષ્ટ્રમાં તલગોળ આપીને મીઠાશથી રહેવાનો ધર્મ સમજાવતો શુભદિન મનાય છે અને છેક દક્ષિણમાં જઈએ ત્યાં તો એ પ્રદેશનો એ નૂતન વર્ષ–દિન ગણાય છે.

આમ એક જ તહેવારને વિવિધરૂપે જોવાનો આપણો શિરસ્તો છે. જાન્યુઆરીની છવ્વીસમી તારીખને પ્રજાસત્તાક દિન તરીકે પાળીએ છીએ અને ત્રીસમી જાન્યુઆરી એ આપણા રાષ્ટ્રપિતાના અવસાનતિથિ માનવા આપણે કુદરતી રીતે જ પ્રેરાઈએ.

તહેવાર, તિથિ, વાર, ઉત્સવ, આચાર અને વહેવાર આવી રીતે આપણા જીવનમાં વણાયાં છે; એને આપણે જડની જેમ વળગી નહિ રહેતાં સમજીને એ બધાં આપણે સ્વીકારીએ તો તે દિવસ મનાવવાની આપણી દૃષ્ટિમાંથી કંઈક નવું સત્ત્વ આપણે પામીએ.



શેખાદમ આબુવાલા

## મુક્તકો

**જિંદગી**

કે ખુશી જેવી – કે વ્યથા જેવી
જિંદગી છે પરીકથા જેવી !

**જમાનો કેવો સુંદર છે**

જમાનો કેવો સુંદર છે, તમન્ના કેવી હસમુખ છે !
તમારો પ્રેમ પામ્યા બાદ અમને કાયમી સુખ છે.

**તને ચાહ્યા પછી**

તને ચાહ્યા પછી ચાહું છું હું ધરતી અને નભને,
પવનમાં છું : હસું છું, ગાઉં છું, ચૂમું છું સૌરભને.

**ખગોળશાસ્ત્રી**

ધરતી માટે તારી પાસે એક પણ દષ્ટિ નથી,
કેટલો છે તંગદિલ તું, કેટલો કંજૂસ છે !
જેલમાંથી નાસી છૂટેલા ગુનેગારો ન હો;
એ રીતે શોધે છે તારાઓ ખરા જાસૂસ છે !

**પ્રકૃતિ ને સંસ્કૃતિ**

પંખીઓ ઊડતાં હતાં
વિમાન પણ ઊડતું હતું !

**સુમેળ**

પીનાર સારો,
પાનાર સારો,
તો તો પછી આ
સંસાર સારો !

★

'મિત્ર'

## કલંક કોનું ?

ચન્દ્રમાં આ ડાઘ શાં ?
શાસ્ત્રોએ કહ્યું કે જ્વાળામુખી ત્યાં ઠર્યાં.
કલ્પનાએ કહ્યું 'તું
પ્રણયીને દીધેલ દગાના ડાઘ ત્યાં છે પડ્યા.
ત્યાં તો હૈયું મારું કહી ગયું કે
આપણી નજર તીખી રહી જે આવરણોને
તેના જે ડાઘ—કાં ન દેખી રહ્યા આપણે ?

★

'પતીલ'

## રસમાલણનો પ્રેમી

ચાહું છું હું ભલી રસમાલણને
જેણ ધીર્યો હતો રૂપિયો મુજને,
મારી આબરૂ ખાતર એક દિને—
શું હું જાણું, મને અથવા કમને ?

સહુ ભૂલકણા મહીં પહેલો ગણી
વરસાવી હતી એટલી લાગણી,
ખોઈ ખાનગી રાહત આપદીએ
ખરે મોકે, મહા વસમી ઘડીએ ?

છું હું કેવો તે તો જગજાહેર છે–,
નહીં કોઈની સાથે કશું વેર છે :
રસમાલણની ઓળખાણ કશી ?
સ્મિતે જેના રહ્યો પુર બાગ હસી !

રમતો બધી જૂની, નવી રમતો–
સહુમાં એનો આગવો હિસ્સો હતો;
હારજીતના કાનૂન જીભ પરે
જેની સાચા લવાદોયે ઈર્ષા કરે !

નહીં કોઈ પ્રતીતિ કરી શકતું
એને જે મળતું અથવા શોધતું,
કે શી ઇજ્જત હશે એહને હૃદયે
જેને સાચવી રાખી હતી સમયે !

નથી કોઈ પ્રશંસા વધુ પડતી
સાદા શબ્દો વડે જે હોય થતી
બુદ્ધિ હારી જતી સહુ ચારણની
ખુબી આગળ એ રસમાલણની.

રસમાલણ એવી હતી જ ખરે–
કોઈને કહેવાથી શો અર્થ સરે ?

લુણ ખાનદાનીનું કપોલ પરે,
વેણી માંહીં અપાર્થિવ પુષ્પ ધરે !

ગોપવૃન્દ વિષે ગુપ્ત થાતી કદી,
જલસા મહીં સભ્ય જણાતી કદી,
રસમાલણને કોણ ના ઓળખે ?
આવે આંગળીએ નિજ, જે નિરખે !



જ્યારે જ્યારે હતી નજરે ચઢતી
પ્રતિમા સમી યૌવનની દીસતી :——
જરા કેરી બાધા નવ જોઈ કદી,
નિજમગ્ન, પ્રસન્ન વિનોદ–નદી !
કોઈ ખાસ એનો હતો દોષ નહીં
ખુબી જેહની ખૂંચતી આંખ મહીં;
જન વંચિત જે અસૂયા કરતા
ઉરપે નિજ આમય નો'તરતા.
લોકવાયકામાં એક વાત વહે :–
"એનો ચાહક કો જીવતો ન રહે !"
કરૂં જાહેર જો હું મહારી કથા,
થયું શાપિત એહનું નામ વૃથા !
જેણે ધીર્યો હતો રૂપિયો મુજને
છું હું રોતો રહ્યો તેહના નિધને,
પો'લવે'લો બધામાં, ખરો પ્રણુયી
જીવતો હજીયે ઋણબોજ લઈ !

★

'સરોદ'

## લેહ

મારી સૂતી સુષુમણા જાગી રે
મને મુરલીવાળાની લેહ લાગી.
ભીતર બગિયાંમાં જાણે વાસંતી લ્હેર વાઈ,
ઉરની નિકુંજ ગૈ પરાગી;
એની સુગંધ મને અનહદ કંઈ મત્ત કરે,
વ્હાલપની વાંસળી વાગી રે.
મને મુરલીવાળાની લેહ લાગી.
આ રે સંસાર મને લાગે ઉદ્યાન સમો,
જેવો છે એનો છે મહા બાગી
ઝાંખી દેનાર મને સાંપડિયા સંત,
અહો કેવો, કેવો હું બડભાગી રે !
મને મુરલીવાળાની લેહ લાગી.
લાગે છે લેહ એથી અળગા રહો ન તમે
—————— જ્ઞાન કુંવર ભક્ત–અનુરાગી;
આવો આવો જી હો કરતા નહીં દેર,
કેમ જીવું કે દેહ શકું ત્યાગી રે ?
મને મુરલીવાળાની લેહ લાગી.

★

'મધુરમ'

## પાનખરના પ્રભાતે

રાત્રી ગઈ નૂતન ભોર શોભા
જણાય જાણે અવધૂત જેવી
તારા પડેલા નભમાં ગમે ત્યાં
યથા કુંવારા ઘરની જ ચીજો.

દેખાય ચાંદો નભમાંય જાણે
ન નૂર મોઢે વિધવાય નારી
નિસ્તેજ એવો, રસહીન એવો
યથા ચુસાયેલ જણાય કેરી.

કાસાર, ઝાડો, સરિતા, વનોયે
સરોવરો, આભ, ધરા, બગીચા
મેદાન એ તો: સઘળી જ શોભા
નિસર્ગની કંજૂસ આદમી શી.

પર્ણોવિહોણાં વનનાં જ વૃક્ષો
ન વાદળો આભ વિશે જણાયે
જાણે ય વસ્ત્રો સમ એ નિકાલી
યથા બજારે જન જેમ વર્તે.

ચાલી ગઈ ભોર બપોર આવી
ધખી રહી ભોમ સુતપ્ત લાગે
ક્રોધે ભરાયા મુનિ શી કરાળી
યથા તપોભંગ થયેલ જોગી.

સંધ્યા ! લઈ રંગ ગુલાલ આવી
દિશા દિશામાં ભભકો છવાઈ
અસ્તાચળે મોહકતાય દરસો
દિસે છ મુગ્ધા સમ સુંદરી એ.

★

શેખાદમ આબુવાલા

## મુક્તકો

**જિંદગી**

કે ખુશી જેવી – કે વ્યથા જેવી
જિંદગી છે પરીક્ષા જેવી !

**જમાનો કેવો સુંદર છે**

જમાનો કેવો સુંદર છે તમના કેવી હસમુખ છે !
તમારો પ્રેમ પામ્યા બાદ અમને કાયમી સુખ છે

**તને ચાહ્યા પછી**

તને ચાહ્યા પછી ચાહું છું હું ધરતી અને નભને,
પવનમાં છું હસું છું, ગાઉં છું, ચૂમું છું સૌરભને.

**અંગોળશાસ્ત્રી**

ધરતી માટે તારી પાસે એક પણ દૃષ્ટિ નથી,
કોનો છે તરફદાર તું, કોનો કન્સ્લ છે !
જેનામાંથી નાસી છૂટેલા ગુનેગારો ન હો
એ રીતે શોધે છે તારાઓ" ખરો જાસૂસ છે !

**પ્રકૃતિ ને સંસ્કૃતિ**

પંખીઓ ઊડતા હતા
વિમાન પણ ઊડતું હતું !

**સુમેળ**

પીનાર સારો,
પાનાર' સારો,
તો તો પછી આ
સંસાર સારો!

★

'મિત્રા

## કલંક કોનું ?

ચન્દ્રમાં આ ડાઘ શા ?
શાસ્ત્રોએ કહ્યું કે જ્વાળામુખી ત્યાં ઠર્યાં
કલ્પનાએ કહ્યું 'તું
પ્રણયીને દીધેલ દગાના ડાઘ ત્યાં છે પડ્યા
ત્યાં તો હૈયું મારું કહી ગયું કે
આપણી નજર લીધી રહી જે આવરણોને
તેના જે ડાઘ—કાં ન દેખી રહ્યા આપણે ?

★

'પતીલ

## રસમાલણનો પ્રેમી

ચાહું છું હું ભલી રસમાલણને
જેણે ધીર્યો હતો રૂપિયો મુજને,
મારી આબરૂ ખાતર એક દિને—
શું હું જાણું, મને અથવા કમને ?

સહુ ભૂલકણાં મહીં પહેલો ગણી
વરસાવી હતી એટલી લાગણી,
ખોઈ ખાનગી રાહત બાપડીએ
ખરે મોકે, મહા વસમી ઘડીએ ?

છું હું કેવો તે તો જગજાહેર છે–,
નહીં કોઈની સાથ કશું વેર છે
રસમાલણની ઓળખાણ કશી ?
સ્મિતે જેના રહ્યો પુર બાગ હસી !

રમતો બધી જૂની, નવી રમતો–
સહુમાં એનો આગવો હિસ્સો હતો,
હારજીતના કાનૂન જીભ પરે
જેની સાચા લવાદોયે ઈર્ષા કરે !

નહીં કોઈ પ્રતીતિ કરી શકતું
એને જે મળતું અથવા શોધતું,
કે શી ઈજા હશે એહને હૃદયે
જેને સાચવી રાખી હતી સમયે !

નથી કોઈ પ્રશંસા વધુ પડતી
સાદા શબ્દો વડે જે હોય થતી
બુદ્ધિ હારી જતી સહુ ચારણની
ખુબી આગળ એ રસમાલણની

રસમાલણ એવી હતી જ ખરે–
કોઈને કહેવાથી શો અર્થ સરે ?

લુણ ખાનદાનીનું કપોલ પરે,
વેણી માહીં અપાર્થિવ પુષ્પ ધરે !

ગોપવૃન્દ વિષે ગુપ્ત થાતી કદી,
જલસા મહીં મધ્ય જણાતી કદી,
રસમાલણને કોણ ના ઓળખે ?
આવે આગળીએ નિજ, જે નિરખે !



જ્યારે જ્યારે હતી નજરે ચઢતી
પ્રતિમા સમી. યૌવનની દીસતી :
જરા કેરી બાધા નવ જોઈ કદી,
નિજમગ્ન, પ્રસન્ન વિનોદ–નદી !
કોઈ ખાસ એનો હતો દોષ નહીં
ખુબી જેહની ખૂંચતી આંખ મહીં;
જન વંચિત જે અસૂયા કરતા
ઉરપે નિજ આમય નોંતરતા.
લોકવાયકામાં એક વાત વહે :–
'એનો ચાહક કો જીવતો ન રહે !'
કરૂં જાહેર ને હું મ્હારી કથા,
થયું શાપિત એહનું નામ વૃથા !
જેણે ધીર્યો હતો રૂપિયો સુજને
છું હું રોતો રહ્યો તેહના નિધને,
પે'લવે'લો બધામાં, ખરો પ્રાણથી
જીવતો હજીયે ઋણબોજ લઈ !

★

'સરોદ'

## લેહ

મારી સૂતી સુષુમણા જાગી રે
મને મુરલીવાળાની લેહ લાગી.
ભીતર બગિયાંમાં જાણે વાસંતી લ્હેર વાઈ,
ઉરની નિકુંજ ગૈ પરાગી;
એની સુગંધ મને અનહદ કંઈ મત્ત કરે,
વ્હાલપની વાંસળી વાગી રે.
મને મુરલીવાળાની લેહ લાગી.
આ રે સંસાર મને લાગે ઉદ્યાન સમો,
જેવો છે એનો છે મહા બાગી
ઝાંખી દેનાર મને સાંપડિયા સંત,
અહો કેવો, કેવો હું બડભાગી રે !
મને મુરલીવાળાની લેહ લાગી.
લાગે છે લેહ એથી અળગા રહો ન તમે
કાન કુંવર ભક્ત–અનુરાગી;
આવો આવો છો હો કરતા નહીં દેર,
કેમ જીવું કે દેહ શકું ત્યાગી રે ?
મને મુરલીવાળાની લેહ લાગી.

★

'મધુરમ'

## પાનખરના પ્રભાતે

રાત્રી ગઈ નૂતન ભોર શોભા
જણાય જાણે અવધૂત જેવી
તારા પડેલા નભમાં ગમે ત્યાં
યથા કુંવારા ઘરની જ ચીજો.

દેખાય ચાંદો નભમાંય જાણે
ન નૂર મોઢે વિધવાય નારી
નિસ્તેજ એવો, રસહીન એવો
યથા ચુસાયેલ જણાય કેરી.

કાસાર, ઝાડો, સરિતા, વનોયે
સરોવરો, આભ, ધરા, બગીચા
મેદાન એ તોઃ સઘળી જ શોભા
નિસર્ગની કંજૂસ આદમી શી.

પર્ણોવિહોણાં વનનાં જ વૃક્ષો
ન વાદળો આભ વિશે જણાયે
જાણે ય વસ્ત્રો સમ એ નિકાલી
યથા બફારે જન જેમ વર્તે.

ચાલી ગઈ ભોર બપોર આવી
ધખી રહી ભોમ સુતપ્ત લાગે
ક્રોધે ભરાયા મુનિ શી કરાળી
યથા તપોભંગ થયેલ જોગી.

સંધ્યા ! લઈ રંગ ગુલાલ આવી
દિશા દિશામાં ભભકો છવાઈ
અસ્તાચળે મોહકતાય ઠસ્સો
દિસે છ મુગ્ધા સમ સુંદરી એ.

★





# સમયનાં ઓર-તોર

### બુદ્ધં શરણં ગચ્છામિ

આ ગરટની આખરમાં બેચાર વ્યક્તિઓ નહિ પણ આખો બ્રહ્મદેશ બુદ્ધને શરણે ગયો. ઇતિહાસમાં આ પ્રસંગ ઘણો નોંધપાત્ર છે. દેશની તમામ પ્રજા બુદ્ધના નિયમોનું પાલન એકાએક તો શું કરી શકે, પણ એ તરફ પ્રજાની નજર વળે તોયે ખપનું છે.

એક કાળે રાજાઓ બુદ્ધને શરણે ગયેલા, ને એમના પ્રયાસોથી બૌદ્ધધર્મ વિકાસ પામેલો. આજે પ્રજાનું રાજ થયું છે એટલે જેનો રાજધર્મ તરીકે સ્વીકાર થયો તે પ્રજા આખીનો થયો. જે નિયમોનું પહેલાં પાલન થયું, તેમાં હવે ફેરફાર થાય એ શક્ય છે ને વાજબી પણ છે. એ નિયમોનું બહુમાન કરવું તે પ્રજાને શોભારૂપ છે.

બુદ્ધધર્મ એક કાળે ઘણો ફેલાયો હતો, તલવારના જોર વિના ફેલાયો હતો, જ્યાં ધર્મની સ્થિતિ પછાત હતી તેવા દેશોમાં ફેલાયો હતો. હિંદુ ધર્મમાંથી ફૂટેલી એ નવી શાખામાં ત્યારે તાજગી હતી, નવીનતા હતી, બળ હતું. પણ સૌથી વિશેષ તો બુદ્ધની જીવનકથાનો એ પ્રભાવ હતો. વિના શહીદીએ એક પુરુષની સાધના કેવો દિગ્વિજય કરી શકે એ બુદ્ધના જીવનથી સમજાય એમ છે. બુદ્ધે ઘણા સંસારીઓને શ્રમણો બનાવ્યા, લોકહિતાર્થે ફરતા કર્યા, આજીવન માનવસેવકોની ફોજ ઉપદેશ દેવા ફરતી કરી, જ્ઞાનની હેર હેર પરબો મંડાઈ તેથી લોકભૂખ સંતોષાઈ. વિના દંભે ચાલતી લોકહિતની આ વ્યવસ્થા ખૂબ આદર પામેલી. મેંકડો વર્ષ વીતે બ્રહ્મદેશે પણ સ્વાતંત્ર્ય મેળવી અધિકારી સાથે એનો આદર કર્યો, સ્વીકાર કર્યો ત્યારે એ પ્રથા તરફ દુનિયા આખીની નજર વળે એ સ્વાભાવિક છે.

બર્મીની પ્રજામાં એક પ્રચલિત રિવાજ એવો છે કે ત્રણ દિવસ, ત્રણ સપ્તાહ, ત્રણ મહિના કે ત્રણ વર્ષ —જેની જેવી ગુંજાશ—એ પ્રમાણે દરેક જણ બુદ્ધને શરણે જાય, સાધુ બને, મઠમાં રહે, ઉપાસના કરે, ભિક્ષા માગે, ને ભિક્ષુના નિયમો પાળે. એમના વડાપ્રધાન પણ આ રીતે ભિક્ષુ થયેલા. ને જાહેરમાં પ્રતિજ્ઞા કરેલી કે 'જવાબદારીઓ ઉપાડવામાં પાછો પડું તો રૌરવ નરકમાં મારો વાસ થજો.' એ પોતે પ્રધાન થતાં પહેલાં શિક્ષક હતા, ને હવે લોકશિક્ષક તરીકે રાજકાજ ચલાવી રહ્યા છે.

### ભારતનો રાષ્ટ્રીય ધર્મ.

શું રાજ્ય ધર્મને આગળ મૂકી શકે?

આપણું બિનસાંપ્રદાયિક રાજ્ય છે. અહીં મુસ્લિમો ધર્મને નામે લડીને છૂટા પડ્યા. તે પછીયે એમનાં આળાં થઈ ગયેલાં મન રુઝવવાની જરૂર હતી એમની વાત બાજુ પર રાખીને વિચારીએ તો પારસી કે ખ્રિસ્તીઓને નથી દ્વેષ કે નથી ફરિયાદ. માત્ર મુસ્લિમોની આળપંપાળ ખાતર જ આપણે બિનસાંપ્રદાયિક થવું પડ્યું છે. ને એ રીતે એમનો જુલમ આ દેશને હજુ વેઠવો પડે છે.

બાકી કોણ એવો છે આ દેશમાં કે ધર્મને કોરાણે રાખીને રાષ્ટ્રની પ્રગતિનો વિચાર પણ કરી શકે! અગર હિન્દુસ્તાનમાં કોઈ શક્તિ છે, કોઈ સાધના છે, કોઈ આદર્શ છે, કોઈ સિદ્ધિ છે તો તે એના ધર્મમાં છે. જગતભરનાં સુંદર તત્ત્વોને વણી લઈને આ ધર્મનું પોત તૈયાર થયું છે. જેમાં જ્ઞાન છે, શ્રદ્ધા છે,



જેમાં વ્યવહારનાં ઘણાં સૂત્રો છે, જેમાં રિવાજોની અર્થગંભીરતા છે, ઉદારતા છે, સહિષ્ણુતા છે, એ ધર્મની પ્રતિષ્ઠા કરતાં આપણું રાષ્ટ્ર આજે અચકાય એ ખેદની બિના છે.

પરદેશમાં ખ્રિસ્તી રાજ્યો છે, પડોશમાં ઇસ્લામી રાજ્ય છે. ત્યાં ધર્મને જે રીતે છાતી ઉપર મૂકવામાં આવ્યો છે તેમાં નથી વિવેક, નથી દીર્ઘદૃષ્ટિ, નથી ધ્યેય, ને નથી આદેશ. એ તો પ્રદર્શન છે, આડંબર છે, છીછરાપણું છે. આપણે એમની નિંદા નથી કરવી, પણ ધર્મનો પ્રભાવ રાખીને ચાલનારાં રાષ્ટ્રોના વ્યવહારની તુલના આપણે કેમ ના કરીએ? એમણે ધર્મની બેડી રાખી છે, ને એનો આભાસ પણ રાખ્યો છે. એની ધજાનું તત્ત્વ જાળવવા કે ખીલવવા પ્રયાસ થતો હોય એમ જણાતું નથી. એના પાખંડી ધર્મગુરુઓની સાંકડી મનોવૃત્તિ કે અજ્ઞાન જ જોર કરી ગયું છે.

એવાનો દાખલો ના હોય. કોઈ દૂષણનું ઉદાહરણ ના લેવાય. આપણો ધર્મ તત્ત્વરૂપે ભલે ઉદાર હોય છતાં વ્યવહારરૂપે તો એ પણ કૈંક પછાત છે એમ આપણે સ્વીકારવું જોઈએ. સિંદુરના તેલીયા ચાંલ્લાવાળા, કાળા દોરામાં પરોવેલાં માદાળિયાંવાળા, શ્રાવણ માસની વધેલી હજામતવાળા, ગાયને પૂંછડે હાથ અડકાડી પાવન થયાનું માનવાવાળા, વિશ્વશાંતિના યજ્ઞવાળા, એવા ઘણા છે. તે એમનો પક્ષ કરવા જેવો નથી જ.

ને તોયે રાજ્ય ઉપર ધર્મની ધુરા તો જોઈએ. કચેરીમાં સોગન ખાવા ઈશ્વર કરતાં કોઈ વધારે સારું પાત્ર શોધાયું નથી. એમ રાજકાજમાં પણ અવાર નવાર ઈશ્વરની સાક્ષી તો રાખવી જોઈએ. જે રાજ કરે છે એમને માથેય કોઈ રાજા પ્રજાએ જ બેસાડી આપવો જોઈએ, જેથી રાજ કરનારા બહેકી ના જાય. એમનેય પ્રેરણા તો જોઈશે. એ પ્રેરણા નિષ્ણાતો આપશે તે કરતાં ધર્મ–પુસ્તકો ને દેવની સાક્ષી વધારે આપશે. એ સહુને વ્યક્તિ તરીકે સાધુઓ કે ઉપનિષદોની સહાય ખાનગી રીતે જરૂરી જણાય તો પછી એવી ઉત્તમ વસ્તુઓનું સરકારી રીતે બહુમાન કરતાં આનાકાની ના હોવી જોઈએ.

ધર્મના તત્ત્વનું આપણે શરણ સ્વીકારીએ, એના પડછાયાનું નહિ. એ રીતે જ પડછાયાની પ્રીતિ રાષ્ટ્રમાંથી નિવારી શકાશે, પ્રજાને ઊંચી સંસ્કૃતિ તરફ વાળી શકીએ. આપણે હિંદુ રાષ્ટ્ર થઈ, આદર્શ રાજ્યવ્યવસ્થા લાવી શકીએ તો હિંદુ સંસ્કૃતિ ટાળવાનું કોઈ કારણ નથી. હિંદુપણાની જેને શરમ હોય તેણે બીજો દેશ ખોળી લેવો જોઈએ, કેમકે એ આ દેશનો પ્રધાન ધર્મ છે, સનાતન ધર્મ છે, જીવંત ધર્મ છે, ને ઊંડા મર્મવાળો ધર્મ પણ એ જ છે.

ધર્મને રાજકાજમાંથી બાકાત રાખીને આપણે વિશ્વમાં એકરૂપતા લાવી શકવાના નથી એવું શક્ય હોય તોયે ધર્મનું ગૌરવ ખંડિત કરવાનું લાભ્ય નથી. વ્યક્તિનું જીવન ધર્મના આશ્રય વિના અધૂરું છે એમ રાષ્ટ્રનું પણ અધૂરું જ રહે.

આ દેશનો રાષ્ટ્રીય ધર્મ હવે Nationlism નહિ, પણ Spiritualism થવો જોઈશે.

### ધર્મથી જીવન ઘડાય છે

પણ એવું તે ધર્મમાં શું છે?

ધર્મના ત્રણ વિભાગ: એક તો એનું તત્ત્વજ્ઞાન, બીજું એ જીવનમાં કેવી રીતે વણાયું છે તે જણાવતી પુરાણ-કથાઓ, ને ત્રીજું એમાંથી ઘડાઈ આવેલા રિવાજો –રૂઢિઓ.

આપણા ધર્મનું તત્ત્વજ્ઞાન હમેશાં વિકાસશીલ રહ્યું છે. પહેલાં અને હમણાં તાત્ત્વિક ફેરફારો કરી લેતાં આપણે અચકાયા નથી. ઊંચા ધ્યેય માટે પણ સાધનો ઊંચાં ને વિશુદ્ધ જોઈએ. અથવા દ્રવ્યયજ્ઞોને બદલે લોકસંગ્રહવાળો યજ્ઞ જોઈએ એ આધુનિક તાત્ત્વિક ફેરફારો છે. એવા બીજા પણ છે. ને હજી થતા રહેશે. ખુબી તો એ છે જૂનાં સનાતન સત્યોનો મર્મ એથી વિલોપાતો નથી, પણ વધે છે, એનો વિકાસ સદૈવ થઈ રહ્યો હોય એમ જણાય છે.

પણ આ વાત આપણા રિવાજો વિષે એટલી જ સાચી છે એમ આપણે નહિ કહી શકીએ. યંત્રયુગથી આવતી સમૃદ્ધિ આપણને ખેંચી રહી છે. નવા રિવાજો ખર્ચાળ ને આડંબરી થતા જાય છે એ દુ:ખદ છે. અને એના ઉપર સમાજ કે રાષ્ટ્રની ચોકી નહિ બેસે તો આપણું તત્ત્વજ્ઞાન એટલાં પગથિયાં નીચે ઊતરવાનું. બહુ દુઃખની વાત છે કે રાજકર્તાઓ ધર્મની અવજ્ઞા સાધીને રિવાજો ઉપર દુર્લક્ષ કરી રહ્યા છે, ધનિકોની હોડમાં રહ્યા છે.

ધર્મને અનુલક્ષીને રિવાજો કેવી સુંદર રીતે ઘડાય છે એ વિષે આપણા લેખકો લખે તો કેવું સારું. નની મોટી દરેક ક્રિયામાં જીવનનો આનંદ, પ્રકૃતિ સાથેનો ગાઢ સંબંધ, પ્રતીકોમાં સમાયેલા અર્થ, એમાં મુકાતી શ્રદ્ધા, દેવોનું પળે પળે ઇચ્છેલું સાન્નિધ્ય, પ્રાર્થનામાં વ્યક્ત કરેલી અભિલાષાઓ દેવોને રીઝવવાના પ્રયોગો પાછળ રહેલી દૃષ્ટિ આ વિષે અગર લખાઈ ચૂક્યું છે તો તેનું વિવિધરૂપે પુનરુચ્ચારણ જરૂરી છે. વિધિઓ સંસ્કૃતભાષામાં થતી હોવાથી એના અર્થ સમજાતા નથી, પછી મર્મ તો ક્યાંથી જણાય!

રાજ્ય પોતાના માથે ધર્મનો સ્વીકાર કરે ત્યારે ધર્મ વધારે પ્રકાશે, એ દ્વારા ઈશ્વરની શક્તિનો સતત ખ્યાલ રહેવા માંડે. માણસ જે કાંઈ કરી રહ્યો છે એની પાછળ ઈશ્વરપ્રીત્યર્થે કરવાની વૃત્તિ આવતી રહે. બર્માનો વડોપ્રધાન ત્રણ દિવસ માટેય સાધુનું જીવન અપનાવે તો એ રિવાજની અસર આખી પ્રજા ઉપર પડે એ સ્વાભાવિક છે. સાધુની જેમ રોજનું જીવન જીવવું એ સારી વાત છે, પણ સાધુની પ્રથાને પ્રતિષ્ઠિત કરવી, લોકપ્રિય બનાવવી ' એ પણ એટલી જ સરસ બિના છે. ગરીબો પ્રત્યે હમદર્દી રાખવી અને અર્થનીતિનું મંડાણ એમને ન્યાય આપનારું કરવું તે સારી બાબત છે, પણ એમના લગ્ન પ્રસંગો કે વ્રતોની ઉજવણીમાં રાજ્યે ભળવું એ પણ સારી વાત છે. નાના મોટા રિવાજો, પ્રસંગોની ઉજવણીમાં વ્રતો, એમ ઘણી રીતે ધર્મ જીવનમાં ભળે છે, વિચારોને આચારોને અને સમસ્ત જીવનને ઘડે છે. રાજકાજ ધર્મથી અળગું રહેશે તો એટનો ધર્મ જીવનથી પણ અળગો પડશે.

### લશ્કરના લેડ પાયા

ચૂંટણી જંગમાં લશ્કરે ગોવા ઉપર હલ્લો લઈ જઈ પોતાનો ફાળો આપ્યો, એ બદલ કોન્ગ્રેસ બને માન ખાટી જાય. પણ લોકો તો એમ જ માને છે કે હૈદરાબાદ પછી મુલતવી રહેલું ખૂબ જ જરૂરી પગલું ભરતાં આ સરકારને બીજાં બાર વર્ષ લાગ્યાં ને નાનકડા રાષ્ટ્રનાં નાનકડા સંસ્થાનને મુક્ત કરવા જો બાર વર્ષ લગી આપણે રાહ જોવી પડે તો પાકિસ્તાન કે ચીન સામે આપણે ક્યારે મગનું ભરવાની સ્થિતિએ પહોંચી શકીશું!

આપણું લશ્કર એશિયામાં બળવાન ગણાય એવું છે, જગતના લશ્કરોમાં એ ભાગ્યતાપાત્ર છે યુદ્ધથી એ પરિચિત છે. પણ જેવી એની છબી છે તેવી જ એની ઉણપો છે, આ લશ્કરના સાધનો ને સરંજામ બ્રિટન, રશિયા કે અમેરિકા પાસે હોઈ શકે એવાં આપણી પાસે નથી. એ સરંજામમાં નિત્ય નવી શોધ થવી જોઈએ તે આપણે માટે ઘણે દૂરની વાત છે. વાહનો અને માર્ગોની અછત છે. પણ સહુથી મોટી અછત તો જેટલું છે તેટલુંય વાપરી શકે તે સાહસિક નેતાગીરીની અછતની છે.

લશ્કર ઉપર રાજસત્તાની પકડ હોવી જોઈએ. એવી પકડ હિંદમાં સરસ રીતે જળવાઈ છે. આપણું લશ્કર લોકશાહીના વશમાં રહ્યું છે, છકી ગયું નથી. એ હકીકતથી લશ્કરની પ્રતિષ્ઠા સારી જળવાઈ છે. પણ એના ઉપર જ અંકુશ રહ્યો છે તે લશ્કરનું બળ વધારનારો છે કે ઘટાડનારો એ તપાસીએ ત્યારે નિરાશ થઈ જવાય છે

આપણા રાજપુરુષોમાં એકવાર જે પડકારશક્તિ હતી, જે થનગનાટ હતો, જે યાહોમ ઝંપલાવવાની 'મનોદશા હતી, તે હવે રહી નથી હવે એમના ઉપર ઘણી જવાબદારીઓ આવી પડી છે. હવે એમને ઘણી ગણતરીઓ કરવાનું સૂઝે છે. અને એની નિરાશીઓ



કે સરવાળા બાદ લશ્કરનો ઉપયોગ નહિ કરવાનાં કારણો મોટાભાગે જણાય છે.

જેમ પાન ફેરવવાં પડે, ઘોડો ફેરવવો પડે, એમ લશ્કરને પણ કાયદાના કામથી આગળ વધી જોખમાનું પડે. જોખમમાં ન જ મુકાય તે લશ્કર નકામું. એણે મૃત્યુનો પરિચય કેળવવો જ જોઈએ. એ જ મોત ના જાણે તો પ્રજા શું જાણવાની હતી! લશ્કરને જે માન ચાંદ ગણવેશ રહેઠાણ સાધન સરંજામ ભાવજત વગેરે મળે છે તેનો ઉપયોગ આંતરિક શાંતિ માટે, વ્યવસ્થા માટે હવે કરીએ તો? સીમા ઉપર એમની જરૂર પડશે ત્યારે મોકલી દેવાશે, પણ પરેડની શોભા સાથે દારૂબંધી કે સફાઈની તાલીમ માટે એને વાપરવાનું સૂઝે તો આપણાં છાપાંઓ કેવાં હરખથી વધાવી લે? આપણાં લશ્કરનો ઉપયોગ કરવો જ પડે એવા પ્રસંગો આવી પડયા તોયે આપણે કૂતરાને સાંકળથી બાંધી રાખે એમ એને જકડી રાખ્યું. ને ગોવાની મુક્તિ ગોવાની પ્રજાએ કરવી જોઈએ એવી વિચિત્ર ઘોષણા કરી ગોવાની પ્રજાને હિંદીજનોથી જુદી ગણનારને આપણે શી રીતે હિંદી કહી શકીએ? એવું કહેનાર દેશદ્રોહીમાં ખપવા જોઈએ. એવા લોકો તો મદ્રાસીઓ, મહારાષ્ટ્રીઓ કે શીખો કયારેય છમકલું કરી બેસે તો એ પ્રદેશની પ્રજાને યોગ્ય પગલાં ભરી શાંતિ કે વ્યવસ્થા લાવવાનું જ કહે ને! જે સલામત છે તેટલું જ હિન્દ એવી માન્યતા રાખનાર આ દેશના પ્રધાન શી રીતે રહી શકે?

ને ગોવાની વિદેશી સરકારને વિદાય કરનાર આપણું લશ્કર નથી એવું જ્યારે સંભળાય છે ત્યારે એવી ઝાંઝ ચઢે છે કે આવું બોલનાર હિંદી લશ્કરનો દુશ્મન જ છે. કાયદાની આવી આળપંપાળ ને આવી શબ્દજાળ શું આ ભારતીય નીતિ છે? શું આ શાણપણ છે? કોઈ એમની જબાન કેમ પકડતું નથી, કેમ કોઈ કહેતું નથી કે આ ડરના બોલ છે, આ ભીરુતાની ડંફાસ છે. શું જોઈને રાષ્ટ્રસંઘમાં આ રીતે ભારતનો અવાજ સંભળાવાય છે?

ગોવા એ ભારતથી અલગ નથી, આપણો જ પ્રદેશ છે. ત્યાંના લોક જુદા નથી, હિન્દીજનો છે. એની મુક્તિ બાર વર્ષ સુધી ના કરી શકયા એ આપણી ને આપણા લશ્કરની શરમ છે, આપણા રાજપુરુષોની કમજોરી છે, ઘડપણ છે અને હવે જ્યારે ફિરંગી ગયા ત્યારે પણ લશ્કર તો ત્યાં પાછળથી વરઘોડો કાઢીને ગયું એમ કહેવું એ એને વગોવવા જેવું છે. પોતાની નિર્બળતા લશ્કરમાં આરોપવાની આ રીત સામે દેશમાં પોકાર ઊઠવો જોઈએ.

લશ્કર કરતાંયે લશ્કરી દિમાગ હોવું જરૂરી છે. પ્રજાનું યૌવન એમાં છે. પણ સંતનો લેબાશ ને સાધુની વાણીમાં રાચતા રાજપુરુષો, જ્યારે એમના નખ ને દાંત કોતરી ગયા છે, જ્યારે કુડકપટ ને ચાલબાજીઓને શરણે રહ્યા છે, જ્યારે પ્રત્યેક પળે નમતું જોખવાની તૈયારીમાં રહે છે, ત્યારે લશ્કર બિચારું શું કરે? એના બળની પાછળ રહેલું રહસ્ય હવે ખુલ્લું થઈ ગયું છે. ને શાંતિનો જે ચેપ ફરજિયાત રીતે લશ્કરને પણ લગાડવામાં આવ્યો છે તે બીજા પંદર વર્ષે પણ કાઢી શકાશે નહિ. ગુણ કે અવગુણ હાડમાં ઊતરી જાય એવી માણસની પ્રકૃતિ છે.

**ગુજરાતના આગેવાનોનાં લક્ષણ**

હું 'એક માત્ર,' ને હું 'સર્વોચ્ચ,' ને હું 'લાડીલો' એમ માનવી મિથ્યા બકે છે. જે કોઈ એવું પ્રચારથી મનાવે છે તે પણ અહિત કરે છે ને પ્રજાનો વિકાસ રુંધે છે. આ લોકશાહીનો રસ્તો નથી. સુરુચિનો પણ નથી. જવાબદારીઓ સંભાળવા કાજે એવી કશી જરૂર નથી. એ માર્ગ તો હુંકારનો છે, છીછરાપણાનો છે.

આવી રીત સરદારે અપનાવી ત્યારે સંજોગો જુદા હતા, છતાં કેટલાક ચકિત થઈ ગયા કેટલાક મુંઝાયા. ઘર્ષણ વેઠીને કે દાબીને કેટલાક એમનાથી ને કોંગ્રેસથી વેગળા થયા, માનો કે થયું પડ્યું. એમાં ગુજરાતે ગુમાવ્યું.

સરદાર પછી બીજાઓને એ રીતમાં પ્રભાવ જડયો ને એમણે પણ અપનાવી. સરદાર તો લાગણીવાળા હતા, એટલે લોકો પણ એમના પ્રહાર સહી લેતા. પ્રજાની શક્તિ કેળવવાની સરદારની નેમ હતી. એમને સલામતી કરતાં જોખમોની કદર હતી. પણ એમના

પછી એ ગાદીના શંકરાચાર્યો પાસે છત નથી, નિષ્ઠા નથી. પારાવારનાં રાજકીય Corruptions ચાલુ રાખીને જ જે આગળ રહી શકે તેમનું સર્વો. ચ્ચપણું કેવું હોય! એમનું ચાલશે તો શ્રેષ્ઠ ને કાબેલ ગુજરાતીઓ જે બહાર હશે તે અંદર નહિ આવે, ને અંદર હશે તે ઓછા થશે, ને જના જે રહેશે તે પેટી બદલાની તકો ભરપટે વસાવી લેશાના.

નવી ચૂંટણીઓ પછી ગુજરાતમાં એ પાંચના બાર પ્રધાનો લાવી મૂકશે, પરસ્પરના હેતપ્રીત કે વિશ્વાસ ગુમાવી આપશે, નિર્ણયો મુલતવી રખાવી શક્તિઓ કુંઠિત કરશે, તંત્રનું જોર વધારશે, ગુમાર વધારશે, કાયદાની પાછળ રહેલો પોલીસ આગળ લાવશે.

### મહારાષ્ટ્રનું શહીદ સ્મારક

મુંબાઈમાં મહારાષ્ટ્રના પ્રધાને લોક લાગણી પારખી શિવાજીને બિરદાવ્યા, પ્રદેશનું નામ બદલ્યું, અને છેવટે શહીદોનું સ્મારક પણ રચ્યું. પ્રજાને એથી કશી ખોટી કેળવણી મળી નથી ત્યારે ગુજરાતે પહેલા જે છેદ કરી તે હજુયે ચાલુ છે સહુ ગુજરાતીઓ એની શરમ અનુભવી રહ્યા છે.

'ગુજરાત રાજ્યે કરેલી પ્રગતિ' એમ જ્યારે જ્યારે હોશભેર કહેવામાં આવે છે, જ્યારે કુદરતની કૃપા વડે ગુજરાતમા તેલ નીકળ્યું, એમ સંભારવામાં આવે છે, વરસાદની મહેરથી ગુજરાતમાં સારો પાક થયો એવો હર્ષ કરવામા આવે છે ત્યારે એ ગુજરાત રાજ્યની રચનામાં શહીદોએ આપેલા બલિદાન મોજુદ હોય છે; કૃતઘ્ન બનીને એમની અવગણના થઈ રહી છે.

શહીદો થનાર અગર ત્યારે પાગલ હતા તો એવી પાગલતાનો અત્યારે લાભ ઉઠાવનારના દિલમાં ડંખ લાગવા જોઈએ. જો લોકોએ પોલીસના હુકમ ના માન્યા, સરઘસો કાઢ્યાં, કદાચ એમણે જ પથ્થર નાખ્યો હોય, તોયે શું? કારણ તો અલગ રાજ્યની રચનાનું હતું. ભાવના તો ગુજરાતની અસ્મિતા પ્રગટ કરવાની હતી. એમનું સ્મારક તે ગુજરાતની અસ્મિતા મૂર્ત કરવા જતાં જે બલિદાન કરવું પડ્યું, તેનું સ્મારક શું કામ હજીયે એ થતું નથી, એમ ઘણા ગુજરાતીઓ પૂછે છે.

ને એનો જવાબ બધેથી એક જ મળે છે—જેમણે ગોળીબારો કરાવ્યા છે તેમની ભૂલોનું એ સ્મારક બની રહે એવો ભય છે. એ સ્મારક થાય તે પછીય સત્તા પર રહી શકાય તે અઘટિત છે એવું એ જાણે છે માટે એવું સ્મારક થતું નથી.

### સાહિત્ય પરિષદની એક જવાબદારી

ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન કલકત્તામાં મળે એ આનંદની વાત બંગાળી ભાષા એ પ્રાદેશિક ભાષાઓમાં રાણીનું પદ ભોગવી રહી છે, ત્યારે બંગાળના પાટનગરમાં ગુજરાતી લેખકો પરિષદ ભરે એ રૂડા સમાચાર છે. રવીન્દ્રનાથ ને શરદચંદ્ર જેવાની આ રીતે આરતી ઉતારી શક્યા તેનો હર્ષ કરવા જેવો છે.

ઘણા ગુજરાતીઓ હિંદના જુદા જુદા પ્રાંતોમાં વસ્યા છે. એમને ગુજરાતની ભાષા દાળભાત કે ઢોકળા કરતા વધારે પ્રિય છે. ગુજરાતી માસિકો-પુસ્તકો મંગાવી વાંચે છે જ્યાં જ્યાં વસે ગુજરાતી ત્યાં ગુજરાત પણ રહેવું જ છે ને ગુજરાતી એટલે ગુજરાતી ભાષાનો પ્રેમી.

પરપ્રાંતમાં કે પરદેશમાં ગયેલાએ ગુજરાતી સમાજ સ્થાપ્યાં છે. પરસ્પર હળવા મળવ નો હેતભાવ વધાર્યો છે. અહીં છે એથી એમના સમાજ વધારે ઉત્સાહી ને તેજસ્વી રહ્યા છે, ગુજરાતીપણું દાખવી રહ્યા છે, અહીંની સંસ્કાર પ્રવૃત્તિઓને ટેકો આપી રહ્યા છે એમની વચ્ચે પરિષદ મળે તેથી કોણ રાજી ના થાય!

પણ હવે પછીની કોઈ કોઈ પરિષદો આપણા સીમાડા ઉપર ભરી શકાશે ખરી? જ્યાં સાહિત્ય પરત્વે ખાસ અભિરુચિ નથી, જ્યા ભાષાને બળિષ્ઠ કરવાની જરૂર છે ત્યાં આપણે પરિષદને લઈ જઈએ તો એક નવી કામગીરી મળી રહેશે, ભાષાનું ખેડાણ જેમ શબ્દ કે અર્થમાં કે એની રચનાઓમા થયું છે તેમ એના વિસ્તારમાં પણ થાય તો કેવુ સારુ. ભાષાનું બળ કેવું કામ આપે છે તે તો પૂર્વપાકિસ્તાનમા બંગાળી ભાષાએ બતાવી આપ્યું છે એનો બોધ લઈ ગુજરાતી ભાષાને આપણા સીમાડાઓમાં વધારે સારી રીતે પ્રચલિત બનાવવાનું કામ આપણી સાહિત્ય પરિષદને માથે એક જવાબદારીરૂપે રહેવું જ છે.







'ધૂમકેતુ'

# ત્રણ દષ્ટાંતકથાઓ

આપણાં જાણીતા સાહિત્યકાર અહીં નાની નાની ત્રણ કથાઓ આપે છે જેમાં દષ્ટાંત અને સુંદર બોધ તેમજ વિવિધ દષ્ટિ મળે છે. આ બધું આપણી ઉછરતી પેઢીને માટે જેટલું જરૂરી છે તેટલું જ સામાન્ય જનસમાજને પણ છે. આવી સરસ દષ્ટાંતકથાઓ આપણી કેળવણીને પણ ઓપ આપે...

બાદશાહ જહાંગીરની વાત છે કે એણે તે વખતે ઇંગ્લંડથી વેપાર માટે આવેલા સર થોમસ રો પાસેથી એક વખત એના એક મિત્રની છબી માગી લીધી.

બાદશાહે માગી એટલે છબીની નાય પણ કેમ પડાય? પણ સર થોમસ રોના એક મૃત્યુ પામેલા મિત્રની એ છબી હતી. ને એવી બીજી હતી નહિ, તેથી થોમસ રોને દિલગીરી તો ઘણી થઈ. એને ઉદાસ રહેતો જોઈને બાદશાહે કારણ પૂછ્યું ત્યારે તેણે વાત કહી. બાદશાહે કહ્યું: 'તમારી એ છબી તમને પાછી મળી જશે. હવે એ વાતથી દિલગીર ન થતા.'

થોડા દિવસ પછી બાદશાહે એક સાથે સાત છબી સર થોમસ રોને બતાવી. બધી એક સરખી: એવી આબેહુબ કે એકથી બીજી જુદી પાડી શકાય નહિ. બાદશાહે કહ્યું: 'ફીરંગી-લોક! આમાંથી તમારી જે છબી હોય તે તમે લઈ લો.' થોમસ રોએ પોતાની છબી શોધી કાઢવા મહેનત કરી પણ પોતાની છબી કઈ છે ને પ્રતિકૃતિઓ કઈ છે એની ગતાગમ એને પડી નહિ.

જહાંગીર બાદશાહના વખતમાં આવી અદ્ભુત કલાકારીગરી આપણે ત્યાં હતી.

એટલે તે પહેલાં જૂના વખતમાં તો ખરેખર એ કારીગરીની ટોચ આપણે ત્યાં હોવી જોઈએ.

પરંતુ આંહી તો એવી એક કારીગરીની વાર્તા સાથે જોડાયેલી દષ્ટાંતકથા આપી છે.

એવું બન્યું કે તક્ષશિલાનો એક કલાકાર અદ્ભુત શક્તિ ધરાવતો હતો. પ્રતિકૃતિ તો એવી આબેહુબ એ કરી શકે કે જોનારા જોઈ જ રહે.

એક વખત એવું બન્યું કે કોઈએ એના મૃત્યુની આગાહી કરી અને કહ્યું કે 'યમરાજનો દૂત તને લેવા આવવાને હવે બહુ વાર નથી.'

એણે એને પૂછ્યું: 'એને શી રીતે ખબર પડશે કે મને જ લઈ જવાનો છે? આ હું જ છું, એમ એ શી રીતે જાણશે?'

'અરે ગાંડાભાઈ! યમરાજના દૂત પાસે તો બધાની આકૃતિઓના ચહેરામોરા રૂપરંગ અસલ રૂપના ભંડારમાં પડ્યા જ હોય. એમાંથી તને લેવા આવે છે માટે તારી આકૃતિ લઈને એ આવવાનો!'

'એમ? આમ વાત છે? ત્યારે તો હવે મારા આ ધરતી પર થોડા જ દિવસ બાકી છે કેમ?'

'હા. મને તો એવું લાગે છે!'

આ વાતચીત થઈ. પણ તક્ષશિલાના આ કલાકારને એમ થયું કે જો હું યમરાજને પણ મારી કારીગરી ન બતાવું તો હું કલાકાર શેનો?

તક્ષશિલાનો એ પૂતળાં બનાવનારો હતો અદ્ભુત. એણે પોતાનું જ પૂતળું કરવાનું નક્કી કર્યું. એનું બનાવેલું પૂતળું નિર્જીવ છે એમ તો કોઈ એના ઉપર હાથ મૂકે તો

પણ માની શકે નહિ એવી અદ્‌ભુત એની કારીગરી હતી.

એણે સાંભળ્યું હતું તે પ્રમાણે જમરાજનો દૂત જ્યારે માણસને લેવા આવે છે ત્યારે જમરાજાએ જે ચહેરોમોરો, કહ્યો હોય, એને જ ઉપાડી જાય, બીજાને નહિ.

તક્ષશિલાના આ કલાકોવિદને જમરાજના દૂતની પરીક્ષા કરવાનું મન થઈ આવ્યું. એટલે એણે પોતાનું પૂતળું બનાવ્યું. જોનારા એ જોઈ ને ઘડીભર ભ્રમમા પડી ગયા મિત્રો એને પોતાને બોલાવતાં પહેલાં પૂતળાને સંબોધન કરવા માંડયા! એટલુ બધું એ હુબહુ હતું.

પછી તો એણે પોતાનાં એક પછી એક સાત પૂતળાં તૈયાર કર્યાં. સાતે એવાં કે એક જુઓ ને બીજું ભૂલો!

એનો મૃત્યુદિવસ આવ્યો ત્યારે સાતે પૂતળાં એક સરખી શય્યામા એણે સૂવાડયાં. અને પોતે પણ પોતાની શય્યા ત્યાં જ કરી.

જે ઘડી અને પળે નક્ષત્રશાસ્ત્રીએ એનું મૃત્યુ ભાખ્યુ હતુ, બરાબર એ ઘડી અને એ પળ આવી ગયા!

પોતાના મૃત્યુની એ હર પળે પ્રતીક્ષા કરી રહ્યો હતો પણ કોણ જાણે કેમ એનો કોઈએ ભાવ જ પૂછ્યો નહિ!

વાત જમલોકમાં ચર્ચાવા માંડી તક્ષશિલાના એક અદ્‌ભુત કલાકોવિદે પોતાની કલાથી જમલોકના દૂતને પણ ભ્રમમા નાખ્યો છે. કોને લઈ જવાનો છે એ દૂતને ખબર જ પડતી નથી. એકસરખા આઠ માણસમાથી કોને હાજર કરવો, એ જ એને સૂઝતું નથી! એવા એકસરખા, નેણે; નાકે, ચહેરેમોરે, અરે તલેતલમાં, આઠ સરખા માણસો સૂતા છે!

જમને હંફાવનાર આ કલાકારની ચારે તરફ પ્રશંસા થઈ રહી તમામ દેવતાઓને પણ ઊંડો છાનો આનંદ થયો! એમને પણ ભલે યુગયુગને અંતે પણ એક સમયે તો, જમનું તેડું માનવાનું હતું ને? એટલે નિર્ણીત સમયમાં પળવિપળનો પણ ફેર સહન ન કરનાર, જમલોકની થતી આ અવહેલનાએ એમને સૌને કાબલી ફૂટતા કરી દીધા! 'લેતો જાય, ડોસો! એક વિપળ પણ વધારે એણે કોઈને ઠરવા દીધા ન હતા એને પણ હંફાવનાર આજે નીકળ્યો ને? એક સાવિત્રી નીકળી હતી. આજે એક આ બીજો મળી આવ્યો'

યમરાજનું મો સિવાઈ ગયું છે વિચાર કરી રહ્યા છે. પોતે સ્વય તેડવા જાય તો તો ચૌદ લોકમા હાહાકાર મચી જાય ને? સ્વયં તો કોઈ અવતારી પુરુષને સદેશો આપવાનો હોય ત્યારે જ જવાનો નિયમ હતો!

નિયમનો એક દોરાવા ફેર પણ જમલોકની પ્રતિષ્ઠાને ધૂળમા મેળવી દે. એ લોકની તો પ્રતિષ્ઠા જ અવિચળ નિયમ ઉપર!

અને એમણે બ્રહ્માની ઉપાસના આદરી. એ બ્રહ્મા .. જે સર્વને ધી આપે છે, જે શબ્દ ને વાણીમાં શક્તિ મૂકે છે, જે તમામ મુશ્કેલીમા માર્ગ દર્શાવે છે.

બ્રહ્માદેવે એમના અંતરમાં આવીને માર્ગ દર્શાવ્યો. યમરાજે દૂતને સૂચના આપી વળાવ્યો. તક્ષશિલાના એ કલાકારને જલદી હાજર

કરવા નિર્દેશ કર્યો.
દૂત એના પાશ ને શસ્ત્રાસ્ત્ર લઈને ચાલી નીકળ્યો.
જે ખંડમાં એક જ સ્વરૂપના આઠ માણસો મૃત્યુની રાહ જોઈને પડ્યા હતા, ત્યાં એ આવ્યો. ફરીફરીને એમને જોવા લાગ્યો. પણ એક રૂંવાડામાં તો ફેર હો! જિંદગી-ભરનો કલાકારનો શ્રમ એ જોઈજ રહ્યો: ભલભલાને મોંમાં આંગળાં નખાવે એવી અદ્ભુત એ કલા હતી. ભ્રમણામાં ને ભ્રમણામાં એ ત્યાં ઊભો રહ્યો. થોડીવાર એ પ્રમાણે ત્યાં ઊભો. પછી ધીમેથી, પણ કલાકારના કાન ઉપર અથડાય એવો એક નાનો સરખો શબ્દ કર્યો, 'હાં! છેવટે મળી આવી! મળી ગઈ....આ એક - ભૂલ રહી ગઈ છે!'
'ભૂલ? મારી? હોય નહિ!' કલાકારે તરત સો ટચના સોના જેવો આત્મશ્રદ્ધાથી ભરપૂર જવાબ વાળ્યો.
પણ એને ધ્યાન રહ્યું નહિ. આ પ્રત્યુત્તરે એને સૌથી જુદો કરી બતાવ્યો હતો. એનો અહમ્ જાગી ગયો ને એને પ્રગટ કરી દીધો. અને તરત જ દૂતનું કામ સહેલું થઈ પડ્યું.

※

એક વખત એવું બન્યું કે પંડિતોએ બધાએ ભેગા થઈને નિર્ણય કર્યો કે આપણે જ્ઞાનનાં પડીકાં વહેંચવાં.
એથી લોકોનું અજ્ઞાન જશે.
અને વળી સમાજશિક્ષકનું કામ કર્યું કહેવાશે.
પછી એ બધાં જ્ઞાનનાં પડીકાં વહેંચવા નીકળ્યા. 'જ્ઞાન લ્યો જ્ઞાન, ટકાના પડીકામાં ભારોભાર જ્ઞાન!' એમ બૂમ પાડતા એ શેરીએ શેરીએ ફરવા માંડ્યા.
એ જોઈને એક મશ્કરાએ એમને કહ્યું: 'આ તમે શું ધંધો આદર્યો છે? કોઈ જ્ઞાનને વેચાતું લે કે? એ તો હાથે કરીને પોતાની બધી બાજીની હરાજી કરવાનો ધંધો થયો. જ્ઞાનનું પડીકું લઈને ઘેર જાય તો બીજો તો ઠીક ઘરવાળાં પણ એને ઘરઆંગણે ઊભા ન રહેવા દે.
'એના કરતાં તમે મૂર્ખાઈના પડીકાં વેચો કે તમારે ત્યાં ઘરાકી સારી થાય.' પંડિતોએ જવાબ દીધો: 'પણ અમારી પાસે મૂર્ખાઈનાં પડીકાં નથી તેનું શું? અમારે મૂર્ખાઈ ક્યાં લેવા જવી?'
મશ્કરાએ જવાબ દીધો: 'ત્યારે તો તમે ભીંત ભૂલ્યા લાગો છો. તમારા જ્ઞાનના પડીકાની બીજી બાજુ મૂર્ખાઈ જ છે. મૂર્ખાઈ એ જ્ઞાનથી કોઈ જુદી વસ્તુ નથી. જ્ઞાનને અતિશે ખેંચો, એટલે મૂર્ખાઈ થઈ જાય, અતિ વધારે પડતું જ્ઞાન: એ જ મૂર્ખાઈ છે.—દોઢ ડહાપણ!'

※

એક વખત એક નવાઈની વાત બની. એક ધર્મશાળાના માલિક પાસે બે સ્ત્રીઓ હતી. એ ધર્મશાળાને સાચવતી અને આવતા જતા માણસોની રસોઈસારવાર વગેરે કરતી. એથી એમની આજીવિકા ચાલતી અને લોકોને સગવડતા મળતી.
પણ આમાં હતું એવું કે આ બેમાંથી એક બાઈ જરાક નમણી હતી તો બીજી કદરૂપી હતી. હવે જે નમણી હતી તેની જીભમાં ભાગ્યે જ નમ્રતા રહેતી. ને જે કદરૂપી હતી

તે ભાગ્યે જ અવિનયી બનતી. એટલે બનતું એવું કે જે ત્યાં આવતા તે પેલી કદરૂપી બાઈની સેવાભાવનાને વખાણુતા જતા.

આ વાત ધર્મશાળાના માલિકને રૂચતી ન હતી એના મનથી એ એમ માનતો કે પોતાને ત્યાં આ બાઈ છે તો લોકોને આંહીં આવવાનું મન થાય છેઅને એથી જીવનવ્યવહાર નભે છે. પણ આવું ને આવું હમેશાં ચાલે ને લોકો તો જે આવે તે એમ વિચારે કે ધર્મશાળામાં એમનો કોણે સત્કાર કર્યો, એમને કોની પાસેથી વિનયભર્યો જવાબ મળ્યો, કોણે એમને પ્રેમથી સરખી રીતે જમવાનું પીરસ્યું—અને પેલી કદરૂપી પણ વિનયશીલ બાઈના વખાણ કરતાં ચાલી નીકળે.

છેવટે તો ધર્મશાળાનો માલિક આ સાંભળી સાંભળીને કંટાળ્યો. ત્યારે એણે વિચાર્યું કે આ કદરૂપીને અહીંથી કાઢો તો પેલી બાઈની કાંઈક કદર થાય

એણે એમ વિચાર કર્યો ને તે વાત એમણે બન્નેને કહી ને પેલી કદરૂપી બાઈને રજા આપી દીધી.

પણ બન્યું એવું કે એવું થતાંની સાથે જ એની ઘરાકી તૂટવા માંડી.

એટલે એ પાછો પેલીને બોલાવવા ગયો. પણ પેલીએ હવે એમ કહીને એને ત્યાં આવવાની ના પાડી 'તને આટલી વાતની પણ ખબર નથી કે ભગવાન પોતે પણ આ બેને ભાગ્યે જ ભેગા રાખી શકે છે—રૂપને અને ગુણને!

'આટલી વાતની તને ખબર નથી, તો તારે ત્યાં આવીને હવે મારે શું કરવાનું હતું?'

ધર્મશાળાના માલિકને તો ઘણી ગરજ હતી એટલે એનો આ જવાબ એણે સાંભળ્યો કર્યો ને ઘેર આવ્યો.

ઘેર આવીને પોતાના એક વિચારવંત મિત્રને આ બાઈનો જવાબ સંભળાવ્યો.

પેલો માણસ વિચારવંત હતો. તેણે કહ્યું: 'પણ તમે કોઈ દિવસ વિચાર કર્યો છે ખરો કે માણસ જે રીતે વર્તન કરે છે એ એનું વર્તન ક્યાંથી આવે છે?'

'કેમ ક્યાંથી આવે છે? માણસ કોઈ આમ વર્તે કે કોઈ તેમ વર્તે એમાં શું?'

'ના. આંહી જ તમારી ભૂલ થાય છે માણસનું વર્તન એ એના મનનો પડઘો પાડે છે આ બન્ને બાઈઓને તમે કામ તો એક જ સોંપ્યું છે. એ કામ જે લોક આંહીં આવે, તેમની સગવડતા સાચવવાનું છે ને વિનયથી એમને જવાબ મળે એ જોવાનું છે. બન્ને એ સમજે પણ છે છતા આમ કેમ થાય છે એનો તમે વિચાર કર્યો નથી!'

'કેમ એમ થાય છે? એનું કાંઈ કારણ છે?'

'હા ત્યારે જે નમણી બાઈ છે તે પોતાના રૂપ વિષે એટલી બધી ભાનમાં છે કે એનું રૂપ એ રૂપ રહેતું નથી. અને તેથી એ ભાનમાં ને ભાનમા વારંવાર અવિવેક કરી નાખે છે જ્યારે જે કદરૂપી છે તે પોતાના કદરૂપ વિષે પણ એટલી જ ભાનમા છે એટલે એ સતત જાગ્રત રહે છે કે મારું રૂપ ઠેકાણા વિનાનું છે, એમા ક્યાક શબ્દો પણ ઠેકાણા વિનાના નીકળી ન પડે. એટલે એ વિનયને

ઈશ્વર પેટલીકર

# પુત્રવધૂની શોધમાં

લગ્નો દર વરસે એટલી વિશાળ સંખ્યામાં થતાં હોય છે કે તેમાંથી લગ્નોના પ્રકાર તારવવા મુશ્કેલ છે. આ વખતે પણ લગ્નની મોસમ શરૂ થઈ છે ત્યારે આપણાં લગ્નોમાં એક નવું જ દૂષણ પેસવા લાગ્યું છે તે આ લેખમાંથી મળે છે જેને તાત્કાલિક દૂર કરવાની જરૂર છે...

મારો પુત્ર એમ. એસસી. ફર્સ્ટ કલાસ છે. સુંદર અને સુદૃઢ બાંધો છે. ૨૫ વર્ષની ઉંમર છે. એને માટે સૌરાષ્ટ્રના જૈન દેરાવાસી કે સ્થાનકવાસી કુટુંબની જ કન્યા જોઈએ છે. કન્યા ઓછામાં ઓછી ગ્રેજ્યુએટ થયેલી, સુંદર-ચારિત્ર્યશીલ, દેખાવડી, સંસ્કારી, અને ૨૦થી ૨૨ વર્ષની હોય તો ચાલે.

મારા પુત્રને અમેરિકા પીએચ. ડી. કરવા માટે જવું છે એટલે જ પાર્ટી સારી અને ટેકો આપી શકે તેવી હોય તેમજ કન્યા પણ ઓછામાં ઓછી બી. એ. ભણેલી હોય એ જરૂરી છે.

આપના ધ્યાનમાં અમદાવાદ, ભાવનગર, રાજકોટ કે મુંબાઈ એવી કોઈ પાર્ટીઓ હોય કે જેઓ પણ સારા મૂરતિયાની શોધમાં હોય તો મને જરૂર લખીને આભારી કરશો. હું એ માટે આપને મળવા અને કન્યાઓને જોવા માટે અમદાવાદ આવવા પણ તૈયાર છું. તમે કહેશો તો મુંબાઈ પણ જઈ આવીશ.

આ પ્રશ્ન મને બહુ જ મુંઝવી રહ્યો હોવાથી આપને મેં લખ્યું છે.

આ પત્ર વાંચતાં મને નાનપણમાં, અંધ વણિકે પોતાની બુદ્ધિ કેવી દોડાવી તેની, જે દંતકથા સાંભળેલી તે યાદ આવી. ભગવાન એના ઉપર પ્રસન્ન થયા અને એક જ વસ્તુ માગવાનું એને કહ્યું. એણે એકમાં અનેક વસ્તુ આવી જાય તેમ માગ્યું કે 'હું મારા પ્રપૌત્રની વહુને સાતમે માળે સોનાની ગોળીમાં વલોણું કરતી જોઉં!' વણિક અંધ હતો એટલે એક તો એ દેખતો થાય તે માગ્યું, લાંબુ આયુષ્ય માગ્યું, પ્રપૌત્ર પરણેલો જોવાનું અને ધન માગ્યું. જે કુટુંબ સાત માળની હવેલીમાં રહેતું હોય અને સોનાની ગોળીમાં વલોણું કરતું હોય તે કેટલું ધનિક હોય!

આ પત્ર લખનાર પુત્ર-પિતા પણ વણિક છે. એટલે એમણે પણ એ દંતકથા પ્રમાણે માગ્યું છે—સૌરાષ્ટ્રના જૈન કુટુંબની જ કન્યા જોઈએ, સુંદર, સંસ્કારી અને ગ્રેજ્યુએટ જોઈએ અને જમાઈને અમેરિકા

---

જ સંભાળે છે. આ બન્ને બાઈઓના વર્તનનું આ કારણ છે. આટલી વાત એ બન્ને સમજી જાય તો બન્નેના વર્તનમાં પછી ફેર નહિ હોય!"

ધર્મશાળાના માલિકને પણ આ વાત સાચી લાગી. એણે એક જુક્તિ કરી. એણે પોતાના જ એક મસ્કરા નોકરને સાધ્યો. એને શીખવ્યું કે તારે હાલતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં, જમતાં, હાથ ધોતાં—આ નમણી બાઈનાં રૂપને જ વખાણ્યા કરવું!

હવે થયું એવું કે આ પ્રમાણે ચોવીસે કલાક આ સાંભળવા મળ્યું ત્યારે પેલી બાઈને એનો જ કંટાળો છૂટ્યો.

એમાંથી એ પોતે જ પોતાના વિષે વિચાર કરતી બંધ થઈ.

અને તરત જ એના સ્ત્રીસહજ સ્વભાવમાં જે કુદરતી મધુરતા હતી તે તેની વાણીમાં દેખાવા માંડી.

અને થોડા જ વખતમાં ધર્મશાળાના આગંતુકો જ કહેવા માંડ્યા કે એનો વિવેક વળી વધારે શોભે છે!

★

ભણવા મોકલી શકે તેવો સસરો ધનિક જોઈએ અને પ્રતિષ્ઠિત તો ખરો ! ફક્ત પેલી દંતકથામા સર્વ-શક્તિમાન ઈશ્વર પાસે એ માગવામા આવ્યું છે એટલે તે ઇચ્છા ફળી હશે તેમ આપણે માની લઈએ છીએ, ત્યારે અહીં એ માગનાર જેવો જ સામો પણ માણસ જ છે—નામે ભલે એ ઈશ્વર હોય પણ એની પાસે એવી શક્તિ નથી કે આ પત્રની માગણી વાંચીને ઉચ્ચારી શકે કે તથાસ્તુ !

આ પત્રનો બીજો પ્રત્યાઘાત મને ખેદનો થયો. યુવકનો પિતા પુત્ર માટે કન્યાના શિકારની શોધમા નીકળ્યો છે અને બધે ફાંફાં મારીને એ થાક્યો છે ત્યારે હુ એમને શિકાર શોધી આપુ તેવી એમણે માગણી કરી છે. એવી આશાએ કે એમને જે કુટુબોમાથી શિકાર જોઈએ છે, તેમા મારી ઓળખાણ હશે ! આવુ સીધું માણસ સામાને લખતા શરમાતો નથી એ આપણી કેવી કરુણતા છે ! ગુજરાતમા લેવડ દેવડના કુરિવાજ અમુક કોમ પૂરતા જ છે અને વણિક કોમ એમાથી બચી ગયેલી છે એટલુ જ નહિ, પણ એના અમુક સાદા રિવાજ બીજી કોમો પણ વખાણે છે ત્યારે આ પત્રમા યુવક-પિતા એ જ મનોવૃત્તિને વશ થઈ કન્યાની શોધ કરે છે

લગ્નના પ્રશ્નમાં હું મારાથી બનતી સહાય કરવાનું કામ કરું છું. આ કારણે મારી પાસે યુવક યુવતીઓની માહિતી આવે છે. અને એકબીજાને ઉપયોગી થાય એવી માહિતી હોય તો અરસપરસને પહોંચાડવામા આવે છે. આને હું એક સામાજિક કામ માનુ છું. તેમાં નાતજાત કે ગોળના બધન આડે આવ્યા વગર સમાજમાં લગ્નો થાય તે હેતુ રહેલો છે. લેવડદેવડની વૃત્તિ ન રખાય અને શહેરના વસવાટને લીધે એકબીજાને લાયક હોય પણ માહિતી ન હોય તેથી તે પહોંચાડીને અંકોડારૂપ બનવાનો હેતુ છે.

આ દૃષ્ટિએ જોતા આ પત્રનુ માનસ સામાજિક સુધારાની દૃષ્ટિએ મદદરૂપ થવાને યોગ્ય નથી. જૈન વણિક કુટુંબની બહાર દીકરાને પરણાવવો નથી અને તે કુટુંબ સૌરાષ્ટ્રનુ હોવું જોઈએ, ભલે પછી તે ગુજરાતના શહેરમા વસતુ હોય ! માણસ જ્ઞાતિ ન છોડે તો પણ એ પેટા જ્ઞાતિ કે પ્રદેશ છોડવા તૈયાર હોય તો એમાં અમુક અંશે સામાજિક સુધારો છે તેમ માની શકાય પરંતુ એક બાજુ દીકરાને અમેરિકા પીએચ. ડી. માટે મોકલવો છે અને લગ્નના ક્ષેત્રમા અમેરિકાની પ્રગતિને પેસવા દેવી નથી. આ લગ્નમા એ એવું કયું સુધારક પગલું ભરવા માગે છે કે એ સામાજિક કામ કરતા વર્ગની મદદ માગવાને હકદાર બને છે ? એમને જ્ઞાતિ છોડવી નથી, અને ઉપરથી એ જ્ઞાતિમાં જે દૂષણ નથી તે ધનની લાલસા એ લગ્ન દ્વારા પોષવી છે ! સાથે સાથે કન્યા સુદર, સંસ્કારી અને ગ્રેજ્યુએટ જોઈએ છે.

આવું માનસ કેવળ આ યુવક-પિતા રાખે છે એમ નહિ, બીજાઓ પણ એવું રાખતા જોવા મળે છે. પરંતુ એ શિકારની શોધમાં નીકળેલાઓને સામાજિક દૃષ્ટિથી લગ્નના પ્રશ્નમાં કામ કરતા મારા જેવા શું કામ મદદરૂપ થાય ? અને થાય તો એમણે એમા સમાજનું શુ હિત કર્યું ? એક માઠી મનોવૃત્તિને પોષીને દૂષણને ટેકો આપ્યો તેમજ કહી શકાય. સમાજમા આવી મનોવૃત્તિ ચાલે છે તેને નાબૂદ કરવાની જરૂર છે ત્યારે એને રોકાય તે માટે પ્રયત્ન કરનાર પાસે જ એની વિરુદ્ધની મદદ માગવામાં આવે તે દાઝીને ઘેર ગાડું છોડવા જેવું જ કહેવાય.

આ યુવકના પિતાએ જૂની માંદલી મનોવૃત્તિમાથી નીકળીને પોતાના તેજસ્વી પુત્ર માટે કારકિર્દી ઘડવાની યોજના ઘડવી જોઈએ. એ યુવક જો નજીકમાં અમેરિકા ભણવા જવાનો હોય તો એણે પરણવાનો પ્રશ્ન હાલ ઊભો ન કરવો જોઈએ. ભણીને આવીને એ અંગે વિચાર કરવો જોઈએ. બીજું, અમેરિકામાં તેજસ્વી યુવકો ભણવા જાય છે તે પોતાનું ખર્ચ નીકળે તેવી નોકરી શોધી લે છે. એવા યુવકોને હું

ઓળખું પણ છું અને બચત કરીને રકમ ઘેર મોકલી આપ્યાના દાખલા પણ જોવા મળે છે. અહીંથી જવા માટે નિદાન દસ હજાર રૂપિયા જેટલી રકમ કરવા વિદ્યાર્થીની તેજસ્વિતા અને સંસ્કારનું જમાપાસું રજૂ કરીને પ્રયત્ન કરવો જોઈએ એ શક્ય ન હોય તો થોડા વરસ અહીં નોકરી કરીને બચત કર્યા પછી જવાનું વિચારવું જોઈએ. એવી યોજના ઘડવી પડે તો કોઈ યોગ્ય કન્યા સાથે લગ્ન કરી બંનેએ કમાઈને ભાવિ કારકિર્દી માટે ઝડપી બચતમાં પડવું જોઈએ. એ સંજોગોમાં કન્યા–પિતા સુખી હોય અને પોતે સ્વેચ્છાએ જમાઈને મદદ કરવા તૈયાર થાય તો તે લેવામાં હરકત નથી. પરંતુ પહેલેથી એના પૈસા તરફ લાલચ રાખવી તે હિણપતભર્યું ગણાવું જોઈએ. સાચા સંસ્કાર અને વિદ્યા એ કહેવાય કે પોતે જે પરિસ્થિતિમાં હોય તેમાંથી તે સાચવીને માર્ગ કાઢે, તે માટે જે કંઈ વેઠવું પડે તે વેઠવા તૈયાર થાય જે અમેરિકામાં આ પત્રલેખક પુત્રને મોકલવા માગે છે, તે દેશમાં યુવક પોતાના પિતાના પૈસાથી ભણવું તેમાં પણ નાનમ માને છે. અમેરિકા ધનાઢ્ય દેશ છે તે આપણે જાણીએ છીએ, યુવકો માબાપના પૈસાથી ભણી શકે તેવા સુખી હોય છે, પરંતુ બાપના પૈસાથી ભણવામાં યુવકને પોતાની યુવાની લાજતી હોય તેમ લાગે છે. માબાપ ગરીબ છે એ કારણે જ ત્યાંના યુવકો ભણતાં કમાતા નથી, પણ યુવકનું એ ભૂષણ છે કે એણે કમાઈને ભણવું જોઈએ. ત્યારે આપણે એ દેશમાં જઈને એ ખુમારી શીખવા માગીએ છીએ કે સસરાના પૈસા તરફ દૃષ્ટિભરી નજરે જોવાનું ચાલુ રાખવા માગીએ છીએ?

માબાપ જૂની ઘરેડમાં ઊછર્યાં હોય છે અને નવા જમાનાને સમજવાની વાત કરવા છતાં જો એ જૂનું માનસ છોડી ન શકતાં હોય તો ૨૫ વર્ષના તેજસ્વી યુવકની ફરજ નથી થઈ પડતી કે પિતાને રોકડું જવાનું કહી દે— 'હું એ અપમાનભરી રીતે અમેરિકા જવા નથી માગતો !' પરંતુ એમાં આપણો વડીલ વર્ગ રીતરિવાજની રીતે અપમાનને બદલે આબરૂ સમજે છે અને તેમાં યુવકો પણ મૂંગી સંમતિ આપતા હોય છે. મધ્યસ્થ સરકારે પરઠણ—લગ્નની લેવડદેવડ અંગે—દાયજા પ્રતિબંધક બીલ પસાર કર્યું છે અને રાષ્ટ્રપતિની સહી થતાં એ કાયદા તરીકે અમલમાં પણ આવ્યું છે. અને પ્રજા કેટલું પાળશે તે જુદો સવાલ છે, પણ સરકાર દ્વારા સમાજની એ ઉપર મહોર તો વાગી જ ગઈ છે કે એ પગલું શોભાભર્યું નથી. છતાં યુવક અને યુવક-પિતા એ લાલચ જતી કરવા તૈયાર હોતા નથી અને યુવક તેજસ્વી અને બીજી રીતે લાયક હોય છે ત્યારે એ ભૂખ અગ્નિમાં ઘી હોમાય તેમ પ્રદીપ્ત થાય છે.

કન્યાપિતા પણ આ જ સમાજમાંથી આવે છે અને તે પણ દીકરાના બાપ તરીકે આવું જ વર્તન કરતા હોય છે એટલે જ્યારે કન્યા–પિતા તરીકે એને પરઠણરૂપે રકમ આપવાની થાય છે ત્યારે એ પણ વેપારી ગણિત ગણતા હોય છે. એ એમ માનતા હોય છે કે જો મારે કન્યા પાછળ રૂપિયા જ ખર્ચવાના છે તો પછી ધનિક ઘર હું શું કામ ન શોધું ? એક વેપારી કન્યા–પિતાએ મને રકમની ગણતરી જણાવી હતી : 'પચ્ચીસ હજાર રૂપિયા કન્યા પાછળ લગ્નમાં ખર્ચતાં મને રૂ. ૧૦ લાખની આસામીવાળું કુટુંબ મળતું હોય તો હું રૂ. ૩૫ હજાર ખર્ચવાનું પસંદ કરું. મારે તો દસ હજાર રૂપિયા જ વધારે ખર્ચ થાય છે, પણ દીકરીને બદલામાં ૧૦ લાખ રૂપિયાની વધુ મિલકતવાળું કુટુંબ મળે છે. બે કે ત્રણ દીકરા હોય તો પણ ત્રીજા ભાગમાં એને ત્રણ કે પાંચ લાખ રૂપિયા તેના બદલામાં મિલકત તરીકે મળે છે. મતલબ કે મેં એ રૂપિયા ખર્ચી નાખ્યા નથી પણ દીકરી માટે સારું કહી શકાય તેવું રોકાણ કર્યું ગણાય ! વેદિયો થઈને હું ગરીબ તેજસ્વી યુવકને કન્યા આપું અને એટલી રકમ કન્યાને તમારા સુધારા પ્રમાણે વારસામાં આપું તેથી મેં ખોટનો

સોદો કર્યો ગણાય !' જૈન કોમ ધનિક છે, સૌરાષ્ટ્રની એ અગ્ર બહાર પણ સારા પ્રમાણમાં છે, એમની કન્યાઓ ગ્રેજ્યુએટ સુધી ભણેલી દેખાવડી હોવાનો પણ પૂરો સંભવ છે. તો પછી એવું કુટુંબ ઉપરના વેપારી ગણિત પ્રમાણે વિચારતું હોય કે આપણી પાસે શું નથી કે કન્યાને ભણેલા અને ધનિક મૂરતિયો ન મળે, તો એ સંભવિતતા આ મનોવૃત્તિમાં કાઢી નાખવા જેવી નથી. બાકી આવા મૂરતિયાને એવું કુટુંબ ઝડપી લેવા તૈયાર ન થયું હોય ? આમ લેવડદેવડ અને લાભાલાભનું લગ્નક્ષેત્રે આપણે ત્યા વિષયક ચાલે છે. એ તોડવું જોઈએ તેમ સૌ કહે છે પણ બિલાડીની કોટે ઘંટ કોણ બાંધે તે સ્થિતિ છે.

એક યુવક-પિતા આ વિષયક તૂટવું જોઈએ તેમ સમજે છે, પણ એમનો દીકરો પરણાવતી વખતે એ દલીલ કરે છે કે મારે દીકરીઓ પરણાવવાની છે. એ વખતે સામો પક્ષ પરઠણ છોડી દેવાનો નથી, એટલે હું દીકરા વખતે તે જતી કરું તે કેમ પોષાય ? આ વૃત્તિ સેવનાર કાયર છે અને તેની સમજણ વાંઝણી છે તેમ કહી શકાય.

બીજા એક યુવક-પિતાનો મને આ વર્ષે ઘણો સુખદ અનુભવ થયેલો છે. એમણે બે દીકરાઓ પરણાવ્યા તેમાં પરઠણ ન લીધી એટલું જ નહિ, પણ કન્યા-પક્ષે રિવાજ પ્રમાણે બીજી ભેટ સોગાદ રાજીખુશીથી આપવા માંડી તે પણ સવિનય નકારી. લગ્નમાં ખુશીની કે શરત તરીકેની કોઈ લેવડ દેવડ ન હોવી જોઈએ તેવી સ્પષ્ટ માન્યતા એમની હતી. એમને પૂછ્યું કે આટલી હદ સુધીના સુધારક વિચાર તમારા ક્યાંથી ઘડાયા ? એમણે કહ્યું કે દીકરીના બાપ તરીકે એ પરિસ્થિતિમા મુકાતા દરેકને એ કેટલું નાપસંદ હોય છે તે જો માણસ વિચારવા તૈયાર હોય તો યુવકના પિતા તરીકે તે એમાથી સામા પક્ષને ધારે તો ઉગારી શકે છે કન્યા-પિતા તરીકે નાતમાં એ રિવાજ ચાલતા હોય છે એટલે પોતાના ઇચ્છિત યુવક સાથે કન્યા પરણાવવી હોય તો એ સુધારો આચરી ન શકે પણ યુવક-પિતા તરીકે એ જરૂર આચરી શકે છે. આમ વર્તનારને ડાહ્યો માણસ કહી શકાય.

ત્રીજો પણ વર્ગ છે જે કન્યાપક્ષ તરીકે પણ પોતાની માન્યતા પ્રમાણે વર્તવાનો આગ્રહ રાખે છે, જે વરપક્ષ એવી માન્યતા ધરાવતા હોય તેને જ એ કન્યા આપવાની તૈયારી રાખે છે. એથી રુઢિ તોડી ચાલ્યું આવતું લગ્નવ્યવહારનું વર્તુલ 'તોડવું' પડે, તોડવાની એની તૈયારી હોય છે. પોતાની માન્યતામા એ બાંધછોડ કરવા માગતો નથી. એથી વેઠવું પડે તો વેઠવા-તૈયાર હોય છે. એ વર્ગને વીર કહી શકાય. ક્રાન્તિ આ વર્ગ કરી શકે છે એ વર્ગ નાનો હોય છે પણ એને પગલે ચાલીને વહેલે મોડે સમાજ નવી રુઢિ સ્થાપે છે

આ પત્રલેખક આ ત્રણ વર્ગમાં પણ આવતા નથી. એમના સમાજમાં કન્યાપક્ષ તરફથી કોઈ લાલચ વર-પક્ષની સંતોષાય તેવો રિવાજ નથી છતાં એમણે બીજા સમાજના કુરિવાજ જોઈને નજર બગાડી છે. એવા વર્ગને ત્રીજાથી પણ ઊતરતી કોટિમાં મૂકી શકાય એ સ્થિતિમાં આજનો યુવક તેજસ્વી યુવક ફર્સ્ટ ક્લાસમાં પાસ થયેલો યુવક મુકાવા તૈયાર હોય તો આજની કેળવણી ઉપર જે આળ છે કે તે વિદ્યાર્થીનું સમગ્ર ઘડતર કરતી નથી, પણ તેને કોઈ એક વિષયમાં નિષ્ણાત કરે છે અને પરિણામે જાગ્રત નાગરિક તરીકે સમાજની ફરજો બજાવવામાં નિષ્ફળ જાય છે. આવા યુવકોને એક પશ્ચિમી વિચારકે તાલીમ પામેલા કૂતરા તરીકે સરખાવ્યા છે. કૂતરાઓને જે જાતની તાલીમ આપી હોય છે તે કામગીરી તે અદ્દભુત બજાવે છે. શિકારની, ગુના-શોધની, ચોકીની વગેરે. આજની તાલીમ પામેલા યુવકો પણ એ જેમાં નિષ્ણાત થયા હોય તેમાં સફળતાપૂર્વક કામગીરી બજાવે તેથી એમનું કામ પૂરું થયું છે તેમ ન માની શકાય એ કેવળ તાલીમ પામેલા કૂતરા નથી, પણ નાગરિકો છે. એમની ફરજ કેવળ એમના ધંધાકીય કાર્યક્ષેત્રથી સમાપ્ત થતી નથી, પરંતુ સમાજના વિવિધ ક્ષેત્રે નાનીમોટી ફરજો બજાવવાની હોય છે તે

નાનુભાઈ દવે

# પ્રાર્થનાનું મૂલ્યાંકન

જાણીતા વિચારક અને ઊર્મિનાં વાચકોને પ્રિય એવા મૌલિક વિચાર-સરણી ધરાવતા આ લેખકનું આ લેખનું કથન એટલું બધું સર્વપ્રિય થશે કે તેમની વિચારણા ઉપર વાચકો મુસ્તાક બનશે. આપણાં ગણ્યા ગાંઠ્યાં મૌલિક વિચારકોમાં આ લેખકનું સ્થાન ચોક્કસ થઈ ચૂક્યું છે...

તમે પ્રાર્થના શાથી કરો છો ?
વળી આ તે સવાલ છે ! ઘરનાં વડીલોએ આગ્રહપૂર્વક પ્રાર્થનાઓ શીખવી છે, મંદિરોમાં વારતહેવારે લઈ ગયા છે, વ્રતનિયમો સમજાવ્યાં છે. સાધુસંતો બારણે આવે ત્યારે એમને આદર દીધો છે અને કથાપ્રવચનો, યજ્ઞ, કે સંકીર્તનોમાં ફેરવ્યા છે. એમણે ધર્મ-પુસ્તકો વાંચવા આપ્યાં છે. એમાંથી દૃષ્ટાંતો કહ્યાં છે. આમે કુટુંબમાં, પાડોશમાં, જ્ઞાતિમાં પ્રાર્થનાનો મહિમા હમેશાં સાંભળ્યો છે, જોયો છે.

અને સંઘપ્રાર્થનાઓ પણ હવે ક્યાં અજાણી છે ? ખુલ્લા આકાશ નીચે થયેલી ગાંધીજીની પ્રાર્થનાઓ અને તે પછી વિનોબાએ ચાલુ રાખેલો ક્રમ હૃદય ઉપર કેવી અસર કરી જાય છે ! બીજા સાધુસંતો આવે છે ને ઉપદેશ કરે છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ, શ્રી અરવિંદ, શ્રી માતાજી, શ્રી રમણ મહર્ષિ, શ્રી સ્વામી-નારાયણ, શ્રી સાંઈબાબા—એવા નામોચ્ચાર પ્રાર્થનાથી છલકાઈ ઊઠે છે. શિવશંભુ. અંબામા, જે રણછોડ—એવાં દેવદેવીઓનાં નામથી જ પ્રાર્થના પ્રગટ થઈ જાય છે. અને એ સહુની ટોચ જેવું એકાક્ષરી ૐ તો રોમરોમમાં પ્રાર્થનાનો સૂર ફેલાવે છે.

જેનું બાળપણથી શિક્ષણ મળ્યું છે, જેનો ચોમેર મહિમા ફેલાયેલો છે, જેને લોકોત્તર માણસોએ અનિ-વાર્ય ગણી છે – એ પ્રાર્થના કરીએ છીએ, કરતા રહીએ છીએ. એથી મનને સારું લાગે છે. બીજાની નજરમાં ઊંચે અવાય છે. એથી અમુક લાભ થવાના છે એવી આસ્થા જામે છે, ને એ ના કરીએ તો નુકશાન થશે એવો ડર પણ લાગે છે.

કેટલીક વાર એનો વધારે વિચાર કરતાં લાગે છે કે એ ગૂઢ વિષય છે અને એમાં તર્ક ચલાવવો કે શંકા ઉઠાવવી એ નર્યું જોખમ છે. સૈકાઓથી આ દેશમાં પ્રાર્થનાઓ થાય છે, બીજા દેશોમાંયે થાય છે, વિવિધ જાતિઓમાં થાય છે, આદિવાસીઓ અને આધુનિક પ્રજામાં પણ પ્રાર્થના થાય છે. એની નવાઈ ક્યાં છે ? અને જ્યાં એ રૂઢ થઈ છે ત્યાંયે લોકમનમાંથી એ ખસતી નથી.

અને જ્યાં પ્રાર્થનાનાં વિવિધ સ્વરૂપો તરફ આપણે જોઈએ છીએ ત્યારે વિચારમાં પડી જવાય છે. શંકાઓ ઉપજે છે. એની કેટલીક ધમાલમાં આપણે ઠાઠભભકાનું પ્રદર્શન જોઈએ છીએ ને એ બધું ગળે ઊતરતું નથી. કેટલીક વાર નર્યો એકાંતવાસ અને ધ્યાનમાં જીવનનો ખાસ્સો ભાગ વપરાતો જોઈ નવાઈ લાગે છે. ત્યારે સવાલ ઉપજે છે કે શું જિંદગીનું એ જ મુખ્ય કાર્ય હોઈ શકે ?

કેટલીક વાર પ્રાર્થનામાં ઈશ્વરનું સ્વરૂપ કલ્પીને એનું વર્ણન કરવામાં આવે છે. એનાં વિશાળ નેત્ર અને ચાર ભૂજાઓ કલ્પીએ છીએ, કદીક તીણી દાઢો ને મોટા દાંત પણ નિરખીએ છીએ તો કદીક વળી એનું નયનમનોહર રૂપ પણ વર્ણવીએ છીએ. એને બાળ-સ્વરૂપે જોવા માગીએ છીએ અને નારી રૂપે પણ કલ્પના કરીએ છીએ.

એના શરીરનાં વર્ણનો ઉપર આભૂષણો મૂકવામાંયે આપણે કચાશ રાખી નથી. ભસ્મ નાગ અને ચર્મથી

---

તરફ એ ઉપેક્ષા કરી શકે નહિ.
આ પત્ર ઉપરથી જોવા મળે છે કે પિતા ઉપેક્ષા કરી રહ્યા છે અને પુત્રનો તેમાં સાથ છે. આશા છે કે આ રીતે વિચારવામાંથી બંને ઉગરી જાય.



માંડીને મોરમુગટ ને વૈજયંતીમાલા એને આરોપીએ છીએ. એના રૌદ્ર કે સૌમ્યરૂપના કાલાઘેલાં વર્ણનો કરી આપણે એ વડે હૃદયમાં ભક્તિ ઉપજાવીએ છીએ, તલ્લીન થવા મથીએ છીએ, એનો અતિરેક કરી ગાંડો પણ કાઢીએ છીએ.

ઈશ્વરી શક્તિઓનાં વર્ણનો કરતાં આપણે થાક્યા નથી. આપણી ઘણી પ્રાર્થનાઓમાં એના સરવાળા ગુણાકાર થયા છે અને અપાર અસંખ્ય અનંત જેવું ગણિત વપરાતું આવે છે. કેટલાંય વર્ણનો ખુદ ઈશ્વરના મોંમાં મૂકી આપણે એને પ્રમાણ ગણ્યાં છે. અને જે કોઈ એ શક્તિઓમાં ઉમેરો કરી બતાવે અથવા ખુબીઓ જણાવે તેના તરફ ચકિત થઈને પૂજ્યભાવે જોયું છે. કારણ કે પ્રાર્થનાનું ક્ષેત્ર એથી વધારે મોટું બને છે.

આ બધું સંભારી શું આપણે ઈશ્વરને રીઝવવા મથીએ છીએ? સ્તુતિ એટલે વખાણ, એ સહુને ગમે એમ દેવને પણ ગમે એવું માની લેવું છે? ખુદાને પણ ખુશામદ ગમે, એમ? એ રીતે ઈશ્વર તરફ આપણું ધ્યાન એકાગ્ર કરવા મથતા હોઈએ તો જુદી વાત છે, પણ એનાં સ્વરૂપ કે શક્તિનાં વર્ણનો એક વાર આપણે ભૂલવવાં જોઈએ છે. એ વર્ણનોથી કેટલોક અર્થ સરે છે તેય જોવું જોઈએ.

પછી આપણે પ્રાર્થનામાં એના કોટિકોટિ ઉપકારો માટે આભાર માનતા આવ્યા છીએ. કોઈનાય ગુણની કદર કરવી એ માનવીનો સારો સંસ્કાર છે, સારી જીવનપદ્ધતિ પણ છે. તો પછી ઈશ્વરના ગુણ કેમ ના સંભારીએ! એના ઉપકારો ભૂલ્યા ભુલાય એમ નથી. પણ એણે જે જલ તેજ વાયુ અગ્નિ વગેરેની ભેટ આપણને કરી છે તે એની રચના છે, સૌને કાજે સરખી છે. આપણે એ સ્વીકારીએ કે નહિ તોયે આપણી આસપાસ આવેલી છે. ગુણજ્ઞ રહીને પણ એ બધું એને જ કહી બતાવ્યાથી પુણ્ય નીપજે છે એમ માનવું શું વાજબી છે? ઈશ્વરને મનની કે શરીરની આંખ આગળ લાવી એના ગુણો વારંવાર કબૂલ કરવા અને ઉપકારનું ઋણ એ રીતે અદા કરવું એથી માનવીનો ધર્મ પૂરો થયો માનવો?

પ્રાર્થનામાં જે સંભારી સંભારી માનવી ઉમેરે છે તેટલેથી શું હોડી તરી જશે? એના ગુણો અને ઉપકારો પ્રાર્થનામાં ઉમેરીને આપણે, જો એને રીઝવતા હોઈશું તો એ ભૂલ વહેલીમોડી કબૂલવી પડશે. ઢોલ તો ઘંટ વગાડીને ગુણ ગાઈએ કે ઢોલ પીટીને કૃતજ્ઞભાવ જાહેર કરીએ, એકલા એકલા મનમાં કહીએ કે મોટા સમૂહમાં કહીએ—એને તો સરખું જ છે. એમ કહી બતાવ્યે એ રીઝે તો એ ઈશ્વર ખરેખર નાનો સમજવો.

પણ ઈશ્વર નાનો નથી, મહાન છે. એટલે આપણી પદ્ધતિઓનો હેતુ કાંઈક બીજો હોવો જોઈએ, વખાણ કરી કરી એને રીઝવવાનો ના હોઈ શકે. ઈશ્વરને પ્રસન્ન રાખવા એની સ્તુતિથી વિશેષ કૈંક હોવું જોઈએ. એ અધૂરું છે એમ જ નહિ, પણ માનવીને ભરમાવે એવું પણ છે, ખોટે ભરોસે વળગાડી રાખે એવું છે.

ઈશ્વરને મહાન ગણી માણસે પોતાને પામર ગણ્યો છે. અનેક અપરાધો, જાણીબૂઝીને કરેલા કે અજાણતાં થયેલા દોષોની એણે લળી લળીને માફી માગી છે. ઈશ્વરને દયાળુ અને કરુણાસાગર માની એની ક્ષમા યાચવામાં માનવી પાછો પડ્યો નથી. એની દયાની ગંગામાં સહુ ગુનાઓ ધોવાયા છે એમ પણ માણસે માન્યું છે.

એમ તો-માણસ પોતે ક્ષમાશીલ રહ્યો છે, એણેય ભૂલો ને ગુનાઓ દરગુજર કર્યાં છે. ક્ષમા આપીને એણે પોતાની જાતને ધન્ય ગણી છે. એ સદ્ગુણે બીજામાંયે ગુણ નીપજાવ્યા છે. ભૂલ કબૂલ કરતો માનવી આપણને વિશ્વાસ કરવા જેવો લાગ્યો છે, એના તરફ સહાનુભૂતિ અને માન ઉપજ્યાં છે. પણ, વારંવાર પોતાને જે કોઈ પામર અને ક્ષુદ્ર અને અપરાધી હોવાનું કાઈ માને તેના તરફ માન કે સહાનુભૂતિ થતાં નથી. એ લઘુગ્રંથિ ઉપજાવે છે, એટલું જ નહિ





પણ માણસને દરિદ્ર અને પંગુ રાખે છે. ઈશ્વરની પ્રાર્થનાઓ, જેમાં આવા પામર ભાવનો અતિરેક થતો હોય, તે શું ઇચ્છવાજોગ ગણવી?

આપણી ત્રુટિઓ સંભારી ઈશ્વરની દયા યાચીએ ત્યારે પ્રાર્થનાનો હેતુ એવો તો ના હોઈ શકે કે માણસ કાં તો અપરાધોમાંથી છટકતો રહે અને કાં તો એના ભાર નીચે કચડાઈ રહે. અને ઈશ્વરની સામે એવાં રોદણાંની પરંપરા ચાલે તેને કેમ સારી માનવી? ઈશ્વરનું સર્વોપરિપણું માનવાની સાથે માનવીનું દૈન્ય રેલાવી દેવાની શી જરૂર છે?

આ રીતની પ્રાર્થના માણસને નમ્ર બનાવે તેમ એને દંભી ને હાથતાળી આપનારો પણ બનાવે. અથવા તો એ ભીરુ અને શીતલ બની નિરુત્સાહી રહે, થોડામાં સંતોષ માની પ્રમાદી પણ બને, એમ કેમ નહિ?

અને ઈશ્વર પાસે માણસે પ્રાર્થનામાં માગણીઓ કરી છે. એમાંયે ઘણીઘણી વિવિધતા છે. નમ્રભાવે એણે એક જ ચિનગારી માગી છે. 'એટલું મેળવી એ ઘણું મેળવ્યું માને છે. એણે એની માત્ર કૃપા યાચી છે અને એમાં બધું સમાઈ ગયેલું ગણ્યું છે. એણે એની ઝાંખી કરવાની ઇચ્છા કરી છે. એનું દર્શન માગ્યું છે. એનામાં લીન થવાની લગની લગાડી છે, મુક્તિ વાંછી છે. એણે ઈશ્વરને વિનવ્યું છે કે અમારો પંથ સુરક્ષિત રાખજે, અમારી આફતો ટાળજે. પ્રલોભનોમાં ફસી જતા અમને બચાવજે. એણે અંતરને વિકસિત કરવા, એમાં સદ્વિચારો રેલવવા, જીવનને આનંદથી ભરી દેવા એણે વિનતિ કરી છે. એણે સાહસ અને પુરુષાર્થ કાજે શક્તિ માગી છે. જીવનની મધુરતા કાજે ભાવના માગી છે, એણે શ્રદ્ધાનું અખૂટ ભાથું માગ્યું છે જેથી મૂળમાંથી ઝરણું વહે છે તે ભુલાય નહિ.

પણ પ્રાર્થનાઓની વાણી પાછળ અનેક સાંસારિક લોલુપતાઓના છૂપા ગંજ ખડકાયેલા છે. નચિકેતાને યમે ત્રણ વરદાન દીધાં. પણ એણે ત્રીજો વર માગ્યો ત્યારે યમે એને વાર્યો. એક વર નહિ માગતાં બીજું શું શું માગવું તે યમે કહી બતાવ્યું. હાથી ઘોડા સોનુ રૂપું પુત્ર પરિવાર માગવા કહ્યું. પૃથ્વી ઉપરનું રાજ્ય માગવા કહ્યું. સુંદર સ્ત્રીઓ ને નોકર ચાકર માગવા કહ્યું. યમ જાણતો હતો કે માનવીની માગણીઓ એવી જ હોય છે.

કોર્ટના દાવામાં પોતાના હકમાં ફેંસલો મળે એ માટે માણસ માનતા રાખે છે. પરીક્ષામાં સારું પરિણામ આવે એ માટે વિદ્યાર્થીઓ હનુમાનના મંદિરે આંટા મારે છે. દીકરો અવતરે એ માટે પુરુષ કે સ્ત્રી મંત્રેલો દોરો બાંધે છે. એવી જાતજાતની અને વારંવાર પલટો લેતી માગણીઓ કરતાં માનવી ધરાતો નથી, શરમાતો નથી.

માનવીને ખરેખર આ જીવનમાં શેની જરૂર છે? અન્નવસ્ત્ર અને રહેઠાણ, આરોગ્ય અને શિક્ષણ, વાહન અને પાણી, રોજી અને વળતર—આવી યાદી આપણી સામે ઘણીવાર આવે છે. એ જરૂરીઆતો પણ સાધનરૂપ છે. એને જોઈએ છે તે જુદું જ છે. એને નીરોગી સશક્ત અને સુંદર દેહ જોઈએ, એને ચપળ અને આગળ પાછળનું પારખી શકનારી બુદ્ધિ જોઈએ, એને સત્ય શિવ સુંદરને પંથે રાખે એવી ભાવના જોઈએ, કૈંક અવનવું શોધખોળે નીપજાવે એવી સર્જનશક્તિ એનામાં હોવી જોઈએ અને છેલ્લે પરમેશ્વરની વરસતી કૃપા ઝીલવાનું એ યોગ્ય પાત્ર બનવો જોઈએ.

આવી જરૂરીઆતો એને મળવી સહજ થઈ હોય તો એનું જીવન ધન્ય બને એમાં શંકા નથી. પરન્તુ એ વાતો ઘણે દૂરની હોય એમ આપણે વિસારે પાડીએ છીએ. આપણી પેઢીનું તો શું સુધારી શકાય, પણ આવતી પેઢીઓ માટે એ પગદંડીઓ ખુલ્લી કરતાં ખચકાઈએ છીએ. આપણી પ્રાર્થનામાં આવતી માગણીઓ હવે એ માર્ગે વાળવી જોઈશે.

માનવીના સંસ્કારની ટોચ એની પ્રાર્થનામાં રહેલી માગણીઓમાં વ્યક્ત થઈ છે. જે કાળે જેવી માગણીઓ —ઇચ્છાઓ સમાજે કરી તે એનું માપ. ઈશ્વરે બધી છૂટ આપી રાખી છે—ફાવે તે માગો. પહેલા માણસ



કલ્પના કરે, ઝાંખી કરે, પછી એની ઇચ્છા કરે, એ મેળવવા કાજે પ્રયત્ન કરે, એકાગ્ર બને, તલસે, શોધે અને મેળવે. જેવા એણે મનોરથ કર્યાં છે તેવું એને મળ્યું છે.

પણ જેની પાસેથી મેળવવાનું છે તેણે લગામ હાથમાં રાખી છે, અથવા અમુક પાળ બાંધી છે. એણે અમુક શરતો મૂકી છે ને નિયમો બાંધ્યા છે. એ નિયમોનો પાર પામવા પણ માનવીએ સારો પ્રયાસ કર્યો છે એ નિયમોને સહુ ધર્મોએ સત્કાર્યા છે, પ્રતિષ્ઠિત કર્યા છે. મંત્રો અને શ્લોકોમા એ જળવાયા છે તેમ દુહા ચોપાઈઓમાં પણ લોકકંઠે જળવાય છે. એ નિયમોનું ઘણીવાર રટણ થાય છે, જેથી જીવનમાં એ ઊંડા ઊતરે

પ્રાર્થનાનો આ છેલ્લો વિભાગ. આપણી વર્તણુક અને આપણી જીવનવ્યવસ્થા જાળવવાના ધોરી માર્ગની એમાં વાત છે. સત્ય આચરવું, લોભ ના કરવો, નિંદા ન કરવી, દયા રાખવી, ઉદાર થવું, સુખ-દુઃખ સરખાં ગણવાં, વૃત્તિઓને અંકુશમાં રાખવી, એવા સરળ નિયમોને સહેલી ભાષામાં મૂક્યા છે. એમાં કશું સંદિગ્ધ નથી, શંકા ઊપજે એવું નથી.

આપણી ઇચ્છાઓ અને આપણી વર્તણુક જાળવવા જે કેડીઓ આપણે નાખી છે તે પ્રાર્થનાનાં ઉત્તમ અંગો છે, પણ એટલાં જ ભુંસાતાં જતા, ઝાંખા પડતાં હોય તો પણ તે જ છે.

આ દુનિયા ઘણી બદલાઈ છે, બદલાતી જાય છે. પરિવર્તનની ઝડપ હવે વધી છે ને ખૂબ જ વધવાની છે. સમુદ્રના તળિયેથી આવેલા જીવ કેમ કરીને પૃથ્વી ઉપર આવ્યા ને ઉછર્યા એની આપણે તો કલ્પના જ કરવાની. સૂર્યનો તાપ એણે કેમ વેઠ્યો હશે અને વાયુના ઝપાટા કેમ સહ્યા હશે! માનવીને હવે એની નવાઈ રહી નથી.

જળને ભેદીને એ વાયુમા આવ્યો અને વાયુને ભેદીને હવે એ અવકાશમા પગલાં માંડવા તત્પર બન્યો છે. એ પ્રયાસમાં એ ઘણું સહન કરશે, પણ વિજય મેળવીને જંપશે.

આવી મહાન યાત્રાના પ્રસ્થાન કાળે આપણે પ્રાર્થનાને ફરી મૂલવી જોઈએ.

મનનાં ચક્ષુઓ આગળ ઈશ્વરને નિમંત્રણ દઈ બેસાડીએ ત્યારે એને શું શું કહીશું? તમે આવા છો ને તેવા છો એમ ગોખવા બેસવું વાજબી નથી. કોઈ સારા માણસને ખુશામદ પસંદ નથી, તો ઈશ્વરને તો કેમ જ હોય! એક વાર દેવને બિહામણા ગણ્યા હતા, પછી વેરાગી માન્યા ને સોહામણા પણ બનાવ્યા એ વખતે એવી જરૂર હશે, પણ હવે નથી માનવીની વૃત્તિઓ ઉપર એનો કાબૂ ભલે હજુ ના આવ્યો હોય, પણ અનેક નવા સંસ્કારો વડે એનું મન તો એનું એ નથી રહ્યું. એ બદલાયું છે. અને એ મનને વધારે ખીલવે એવી રીતે પ્રાર્થનાઓનું સ્વરૂપ પણ સમજ-પૂર્વક બદલાવું જોઈશે. અને પ્રાર્થનાની સાથે દેવદર્શન; પૂજાવિધિ વગેરે પણ કેમ ના બદલાય?

આપણે જતન કરીને કલા ખીલવી છે અને એને જીવનમાં સ્થાન આપ્યું છે. એની મદદથી સુરુચિ તરફ વળ્યા છીએ, સુઘડ અને શિષ્ટ બન્યા છીએ, નવા અને ઊંચા આનંદોની અનુભૂતિ લઈ શકીએ છીએ ત્યારેય શું આપણે જૂની અણઘડ વ્યવસ્થાઓ તરફ ઢળેલા રહીશું? ને એનાં બંધનો વડે અસહાય બનીશું? ને એના વહેમોથી ગભરાયેલા રહીશું? ને એના ઠાઠભભકાથી અંજાયેલા રહીશું?

શું પ્રકૃતિનું સૌન્દર્ય, કલાનો આનંદ, વિચારોની સાત્ત્વિકતા, પ્રેરણા દેતાં જીવન, ઊજળાં ભાવિ—એવું જોયા જાણ્યા ને સ્વીકાર્યા પછીયે ઈશ્વરની આરાધનાનો માર્ગ આપણે નહિ ફેરવીએ? ક્યાં સુધી મંત્રોનું ગૂઢ આપણે રહસ્યમય રહેવા દઈશું? એની ભાવનાઓને સહજ બનાવી વર્તમાનમાંથી એમાં ઉમેરતા કેમ નહિ રહીએ? જે સનાતન છે, સુંદર છે, સાત્ત્વિક છે એનો આટલો અધૂરો સ્વીકાર શાને? એમાંથી છોડી દેવા જેવું બેધડક તજી દેતાં આપણે કેમ અચકાઈએ છીએ? અને સંઘરીને અમલમાં મૂકવા જેવું તપાસી લેતાં ક્ષોભ શાથી થાય છે? લાંબી પળોજણ અને જંજાળમાં જકડી રાખેલું જે કિંમતી હશે તેનેય





પન્નાલાલ પટેલ

# બૈરાંની સભા

ગામડા સુધી આપણી કેળવણી હજુ સુધી નથી પહોંચી. તેમાંય ગામડાંની બહેનો તો હજુ ય નિરક્ષર જ છે. આપણી કેળવણી પ્રચારની ઝુંબેશ કેવી પાંગળી નીવડી છે—ગામડા માટે તો ખાસ—તેનું આપણા જાણીતા વાર્તાકારે આ અરજી તરફથી અ લેખેલ પ્રહસનમાં હૂબહુ દશ્ય રજૂ કર્યું છે જે દરેકને રુચશે...

શિક્ષિકા : (બૂમ પાડતાં,) મુખીકાકા...? છો કે ઘેર ?

મુખી : કોણ છે ? .કેમ મે'તીજી ? ઓ ! આ બે'ન તો અમદાવાદથી તમારાં ઉપરી આવવાનાં હતાં એ જ કે ?

શિક્ષિકા : એ જ મુખીકાકા. એ પોતે વિકાસ મંડળનાં અધ્યક્ષ છે. એમનું નામ મંજુલાબહેન છે.

મુખી : (નમસ્કાર કરતા હોય તેમ,) ભલે પધાર્યાં બે'ન, બેસો ને ? અહીં ભૂંઈ પર. ઊભાં રો' હું જરા ટાટકું લાવું.

શિક્ષિકા : (હસતાં,) અમને તો આ ખાટલો પણ ચાલશે મુખીકાકા. અંદરથી એક ગોદડું...

મુખી : હા હા...ભૂલ્યો ! ઊભાં રો' જરા ઘરમાંથી ગોદડું...(બોલતાં બોલતાં જાય છે.)

શિક્ષિકા : અહીં બહેન, કોઈ સ્ત્રી, પુરુષોની નજર પડે એ રીતે ખાટલા ઉપર બેસી જ ન શકે.

મંજુલા : આ પણ એક નોંધ લેવા સરખી બાબત છે હોં કે.

શિક્ષિકા : આવી આવી અસમાનતાની વાતો તો ઘણી બધી નોંધવા જેવી છે બહેન.

મંજુલા : પશ્ચિમના દેશોથી બધું ઊલટું જ સમજો ને ? ત્યાં લેડીઝ ફર્સ્ટ—સ્ત્રી પ્રથમ. જ્યારે આપણે ત્યાં લેડીઝ લાસ્ટ.

(મુખી ગોદડા સાથે આવે છે.)

શિક્ષિકા : લાવો મુખીકાકા એ ગોદડું...

મુખી : હા લો હું ખાટલો આડો કરું. (ખાટલો ઢાળે છે) બેસો બે'ન.

મંજુલા : આવો શિક્ષિકા બહેન, આ બાજુ.

શિક્ષિકા : એકલી હોઉં ત્યારે તો નથી બેસતી પણ આપ છો એટલે બેસીશ.

મંજુલા : કેમ નથી બેસતાં ?

શિક્ષિકા : બીજી બહેનો ના બેસે એટલે સ્વાભાવિક રીતે જ મને અતડા સરખું લાગે છે.

મંજુલા : આ પણ એક નોંધવા સરખી બાબત છે ! (મુખીને) હાં તમે પોતે આ ગામના મુખી છો કે ?

મુખી : હાં બે'ન છું તો ખરો.

મંજુલા : જુઓ ભાઈ મુખી, તમારે ત્યાં બાળમંદિર માટે આ બહેનને મૂકવામાં આવ્યાં ત્યારે અમને કહેવામાં આવ્યું હતું કે આસપાસનાં બાર-પંદર ગામોમાં તમારું ગામ આગળ પડતું ને ઉત્સાહી છે ને એટલે અમે આ ગામમાં બાળમંદિર ઊઘાડ્યું. આ મંદિરની સાથે સાથે બહેનો માટે રાત્રિશાળા ચલાવવાનું પણ એ વખતે જ નક્કી કરવામાં આવ્યું હતું. કેમ ખરું ને ?

મુખી : હા વળી. આગેવાન તરીકે મેં જ એમાં કાંડું કાપી આપ્યું છે, બે'ન. પછી મારાથી કાંઈ ના કે'વાય એવું છે ?

મંજુલા : તો પછી બે માસ થવા છતાંય શા માટે

---

આપણે કથીર બનાવવા તો નથી માગતા ને ! પ્રાર્થના એ ઈશ્વરને પહોંચે તે કરતાં આપણને વધારે પહોંચે છે. મનની વિશુદ્ધિ અને વિકાસ સાથે એનો ગાઢ સંબંધ છે. અને માનવીની વર્તણુક ઘડવાની કે જીવનવ્યવસ્થા સ્થિર કરવાની એમાં તાકાત રહી છે. એટલું કબૂલ કરવાની સદ્બુદ્ધિ આપણને વહેલી સૂઝે તેવી પ્રાર્થના કરીશું તો કદીક એ ફળશે પણ ખરી, ને ઉગારશે પણ ખરી.



હજુ એક પણ બહેન—રાત્રિશાળામાં નથી આવતી મુખી ?

મુખી : એ તો હુંય કહું છું કે એકેય બૈરું નથી આવતું.

મંજુલા : પછી ?

મુખી : (જરાક બેચેન બનતાં) પછી તો બે'ન . હું હવે ઘણોય આગેવાન પણ—લોકોને કે'વાના શરીફ. પણ તો ય કોઈ ન માને તો કાંઈ ગાડામાં ઓછાં ઘલાય છે ?

મંજુલા : ગાડામાં ભલે ન ઘલાય મુખી, પણ કાયદામાં તો લેવાય ને ? તમે સહી કરી હશે તે વખતે આમને તો પૂછ્યું હશે ને ?

મુખી : કેમ નહીં વળી. ઘર દીઠ એકેકો આદમી બોલાવીને—બધાને પૂછીને ઘધો કર્યો 'તો.

મંજુલા : (હસીને) આ પણ એક નોંધવા સરખી બાબત છે. ભણવાનું હતું બહેનોને ને પૂછ્યું ત્યારે પુરુષોને ?

મુખી : એ તો પણ બે'ન થતું હોય એમ જ થાય ને ? કાંઈ બૈરાને ઓછું ઘેર ઘેર પૂછવા જવાય છે કે સભા ભરાય છે ?

મંજુલા : (ડઘાઈ જતાં) શું કહ્યું ? બૈરાંની સભા ન ભરાય ? કેમ ભલા ?

મુખી શહેરે માં ભરાતી હશે બુન. બાકી અમારે અહીં તો સભાના નામે હજુ લગી તો બૈરાંની કોઈ સભા નથી ભરાઈ.

મંજુલા પણ આપણે આજે મહુરત કરીએ. કંઈ વાંધો છે ?

મુખી : વાંધો તો અમો—તમેય બૈરું છો એટલે બૈરાં બૈસા'મને એમાં શું હોય પણ—પડાળીએ સાદ ને આવે તો—

મંજુલા : બસ અહીં જ વાંધો છે મુખી. મૂળમાં તમે મુખી જ—હું તમને સીધો સવાલ પૂછું. તમારા ઘરમાં તમારાં પત્ની ભણે ને કેળવાય એવું તમે પોતે ઇચ્છો છો ખરા ?

મુખી : (નીસાસો નાખતાં) અરે બે ...ન ! એવો કોણ અકરમી હશે તે આ ઝોડ જેવાં બૈરાં સુધરે એવું નહીં ઇચ્છતો હોય ! ?

મંજુલા (હસીને) માફ કરજો મુખી, પણ દુખ સાથે મારે કહેવુ પડે છે કે આ ગામમાં પહેલા નંબરના અકરમી તમે છો.

મુખી ના ભાઈસા'બ ના ! હું તો—પૂછો ને મે'તીજીને, ગામમા ફરી ફરીને આદમીઓને ને છેવટ બૈરાનેય સમજાવીને થાક્યો છું મે'રબાન ! પણ—

મંજુલા . (શિક્ષિકાને) ગામમાં હો કે, નોંધજો જરા.

શિક્ષિકા : પણ બહેન મુખીકાકાએ પ્રયત્ન તો બહુ કર્યો છે.

મંજુલા : એ વાતની તો હું પણ ક્યાં ના પાડું છું. પણ એમનો એ પ્રયત્ન જ એવો કે લોકોને જો પારકા છોકરા જતિ કરવા નીકળ્યા છે એમ લાગે તો એમાં દોષ કોનો એ પણ એક નોંધવા જેવો પ્રશ્ન છે.

મુખી : એવું નથી ભાઈસા'બ ! હુય ચાર ચોપડી ભણેલો છું ને. જેવું નહિ હોય તો થોડું બો'ત વાંચ્યુંય હશે કે ઘરમાં બૈરું જો કાચું બોબડુંય દેખનું હોય એનો—

મંજુલા : (જરાક તીખા અવાજે) પણ મારે તમને ના છૂટકે હવે કહેવું પડે છે કે તમારી આ માન્યતા જ મૂળમાં વાંઝણી છે. સમજ્યા ?

મુખી : થઈ રહ્યું ત્યારે !

મંજુલા : કેમ ? હજુય મારે વધારે ચોખવટ કરવી પડશે ?

મુખી . પણ તમને—અમેરિકા ને ઠેઠ વિલાયત લગી ભણે તમે ફરી આવ્યા હો પણ તમને મનેખની પરખ તો છે જ નહિ !

મંજુલા : (હસીને) પણ હું તમને પારખી દેખાડું ? હવે તમે જ કો' આવા કોઈ પણ કામની શરૂઆત પહેલી આપણાથી કરવી જોઈએ કે બીજાથી ?

મુખી . આપણાથી.

મંજુલા તો બતાવો હવે, બીજાને કહેતાં પહેલાં તમે



જ તમારાં પત્નીને શા માટે રાત્રિશાળામાં નથી મોકલતા ?

મુખી : એય હું જાણું છું હાં કે બે'ન. પણ મારા દુઃખની વાત તમે માનો તો ને ? બાકી ઘરમાં આ પીસ્તાલીશની ઉમ્મરે એકનો. એક દીકરો એટલે નથી તો એની માને કશું ભાર દઈને કે'વાતું કે નથી આ બાર મહિનાના છોકરાને રડવા દેવાતું.

મંજુલા : પણ શું કામ રડાવવો ? તમે રાખો...

નાથો : એમનેય નથી ગાંઠતો બેન ! જ્યાં બેટનો છે ત્યાં જ એ છોરો નશાલો છે.

મુખી : એ જ તો લા'વ છે ને ! રબ્બરની પેલી ટોટી આવે છે ને એટલા માટે તો હું દૂધ ચૂસવાની પેલી બાટલી લાવ્યો છું. પૂછો આ મે'તીજીને. પણ નથી તો, એ આ બાટલીથી છેતરાતો કે નથી એ ધાવતાં ધાવતાં ઊંઘવાની ટેવ છોડતો. આ આમાં જ સૂવા વખત થઈ જાય પછી ક્યાં એને ભણવાય મોકલું ?

મંજુલા : (મન ન માનતાં) એ બધુંય હશે મુખી. બાકી આપણા દેશમાં સ્ત્રીઓને વ્યક્તિ-સ્વાતંત્ર્ય છે જ નહિ ને તેમાંય આપણાં આ ગામડાંમાં તો સ્ત્રી, પોતે એક સ્વતંત્ર એકમ છે, એટલે કે પોતે પણ પુરુષના જેવું જ સ્વતંત્ર માણસ છે એટલુંય સમજતી નથી પછી સમાન હક્ક માગવાની કે એ રીતે જીવવાની તો વાત જ ક્યાં રહી.

મુખી : અરે જોજો બે'ન અમારાં આ ઢેડ જેવાં બૈરાં આગળ આ સમાનની ને હક્કની વાતો કરીને વાંદરાને નીસરણી આપવા જેવું કરતાં; હમણાં તો આપણે ભણાવવાની જ વાત રાખો ને.

મંજુલા : બહેનો એકવાર ભેગી થાય પછી વાત છે ને ?

મુખી : ભેગી તો એક પા ગામમાં હું સાદ પડાવું છું ને બીજી પા આ મે'તીજી મોટાં મોટાં ઘેર જરા ટહુકો કરી આવે.

મંજુલા : (હસીને) એ મોટાં ઘરમાં પહેલું તમારે આ મુખીનું પકડવાનું—સમજ્યાં ને, શિક્ષિકાબહેન. ચાલો ઊઠો.

મુખી : તમે તો અમારા ઉપર વે'માઈ ગયાં છો બે'ન. બાકી આજ જો મારા ઘેરથી સભામાં ન આવે તો મારું મૂઢું ને તમારું જૂતું !

મંજુલા : જૂતું મૂઢું તો ઠીક છે, પણ આજે હું બહેનોની સભા ભર્યા વગર છોડવાની નથી. હું જાતે છેવટ ઘેર ઘેર ફરીશ.

મુખી : મીં'ય મારાવાળી તો ઘણી કરી છે બે'ન; પણ હવે તમે આવ્યાં છો ને એમ કરતાંય અમારાં આ ઢોડ જેવાં બૈરાં જો કાંઈક સમજે તો સારી વાત છે.

મંજુલા : ઢોડ તો એ તમારી નજરે, બાકી અમારી બહેનો છે મુખી. ને એટલે એમની અજ્ઞાનતા માટે તમારા કરતાં અમારે વધારે શરમાવાનું છે. ઠીક તો મોકલજો તમારાં પત્નીને ચોરામાં.

મુખી : અરે એને ક્યાં વેગળું છે ? વચમાં ફક્ત આ તાર જ ઓળંગવાના.

શિક્ષિકા : ના...એમ નહિ ચાલે મુખીકાકા. સમજુ-કાકીના આવ્યા વગર તો ગામમાંથી એકેય બાઈ ચોરામાં પગ મૂકવાની નથી.

મુખી : તમે તમારે બેફિકર રે'. તમે ગામમાં આંટો મારીને આવશો એટલામાં તો છોરાંય ભલું હશે તો ઊંઘી જશે. જો નહીં ઊંઘે તો ય એ સારું થશે.

મંજુલા : (હસતાં હસતાં) નહિ તો હું પણ એક ઢોડ છું હોં કે મુખી. સમજુબહેનને હાથે ઝાલીને ખેંચી લઈ જઈશ. (હસતાં હસતાં જાય છે.)

(ગામના બીજા માણસો પણ જાય છે.)

મુખી : (નાથાને) નાથા, કોઈ છોરું દોડાવીને ઝાંપેથી પેલા રાવળને બોલાવી મંગાવ ને સાદ પડાવીએ...

નાથો : આ મોકલું (જાય છે.)

મુખી : (ઘરમાં જતાં જતાં) આજે તો ગમે તેમ કરીને તીતાની માને મોકલવાં પડશે, નકર આ બાઈ

મારી વા'લી લાગે છે જબરી ને-(બૂમ મારતો ઘરમા જાય છે) કયા ગયા ? ઢોરોને પાણુ પૂળણુ કરી રહ્યા કે નહિ ?

*

રાવળનો અવાજ  એ  ચોરામાં બધા ગામના બૈરાને સભામા ભેગુ થવાનુ છે બૈરાંને

ભનો  હાથમા ધાતુનુ પાની ટોપનુ ને ફળામા આવી સાદ સાભળે છે આ બૈરા ? બૈરા ? ને બૈરાંનુ શુ છે વળી ?

રાવળનો અવાજ  એ ચોરામા બધા ગામના બૈરાને સભામા ભેગુ થવાનુ છે બૈરાને

ભનો  આ વળી નવ ?  (રાવળ ફળમા પ્રવેશ કરે છે) શુ છે ભાઈ રાવળ શાનો આ સાદ પાડે છે ?

રાવળ  (હસતા હસતા) હા હા તમને તો કશી ખબર જ નથી કે ભનાભાઈ ?

ભનો  અલ્યા પણુ એકને પડે—ખેતરેથી તો આ હમણા હેડયો આવુ છુ પછી કયાથી ભનાભાઈને

રાવળ  તો સાભળો ત્યારે આ પેના બાળમંદિરવાળા મેતીજી છે ને એમને ત્યા એક ભણેલી બાઈ—તમે તો જોઈ હોય તો બાનેટણુનીય ચોટની પકડીને એક પા બેસાડી દે એવી ઉસ્તાદ—ઠેઠ અમદાવાદથી આવી છે ને એણે ચોરામા અત્યારે બૈરાની સભા બોલાવી છે સમજ્યા ?

ભનો  અલ્યા પણુ બૈરાની સભા ?

રાવળ  હા હા બૈરાની ભાઈસા'બ

ભનો  અલ્યા પણુ તનેય આગમાહા પચાસ વરસ તો થયા હશે પણુ—બાપગોતરમા કયાય વળી બૈરાની સભા ભરાયલી સાભળીય છે કો ને ?

રાવળ  તમારી વાત કેવી ખરી છે પણુ બાપના મારા, આ સમો કુણુ છે ? નકર વળી મર કેતામા મરી જવુ પડતુ એ રાજા મા'રાજા મહેને છાપરે મઝા કરે ને છોરા ભણાવી ખાતા 'તા એ રાજ ચલાવે એ જ માનવા જેવુ હતુ કો જોઉ ? અરે શેરામા તો કે' છે છોરાની સભાઓ ભરાય ! છોરાંની !

ભનો  એ છોરાની ભરાય પણુ બૈરાંની તો—કેવતમ કહ્યુ છે કે ચાર મળે ચોટલા તો ભાગે ઘરના ઓટલા એટલે બહુ બહુ તો ભેગા થઈને કુથલી કૂટે ને બીજુ એમને આવડેય શુ ?

રાવળ  એ તો એક જણુ કેતો તો કે ઘડી પેલા મુખીકાકાએય આ જ વાત કરી તી પણુ પેલી મગજની ફરેલી બાઈ કે છે, ખબર છે ? કે છે કશુ નથી આવડતુ એટલે જ અમારે તમારા બૈરાને ભગા કરીને શીખડવવુ છે કો હવે કેવુ છે કાઈ ?

ભનો  એમ ? આવી મારી વાલી માથાની ફરેલી કુણુ બાઈ છે ?

રાવળ  એ ત્યારે પેર્યા છે તો એણેય ઘાઘરો સાડલો પણુ—જઈને જરા જોઈ તો આવો

ભનો  જાવુ પડશે હા ત્યારે આપણે રહ્યા એકલપંડ એટલે આ ઢોર-ખેતીમાથી ગામની સીમ તો છોડી રહ્યા પણુ—

રાવળ  ઊભા ઊભા ચોરામા એક ડોકિયુ કરી આવે મારે તો મોડુ થાય. (ચાલવા માંડે છે) એ ચોરામા

ભનો . અલ્યા પણું વાત કહુ

રાવળ  મારે મોડુ

ભનો  પણ મારા જેવાને બૈરુ ન હોય એના ઘરનુ ?

રાવળ  એ તો ભાઈ કુણુ જાણે ! પ ણુ ગામમાં કાઈ કોઈનુ ઘર એછુ ટળાય છે એ'ને (જતા જતા) જાઓ તો ખરા ચોરામા સહુ થશે એ .ચારામાં બધા ગામના બૈરાંને (બોલતો બોલતો પાર નીકળી જાય છે)

ભનો  (નાથાને) આય ભાઈ ઠીક ન્યા ? કેનારે કહ્યુ છે કે ઘૂઘરિયાળીના ઘેર ઘેર નોતરા ને વાંઢ પાછળ મેને લોક કૂતરા ! જોરો ને નાથાભઈ આ આપણા ગામનો તાપ ?

નાથો  અરે તુય સમજ્યા વગર ભનો ! અહી કોઈ





ભાણું માંડવાની વાત ઓછી છે કે બૈરું નથી એટલે જમવામાંથી તારું ઘર ટળી જશે?

ભલો : ભાણું માંડવાનું નહીં તો ય—એવું તો સહુને ગમે હાં કે નાથાભાઈ.

નાથો : પણ તે જોવાની ને ભાષણ સાંભળવાનીય કોણ તને ના પાડે છે. પૂછે તો કે'વું કે મારા ઘરમાં કોઈ બૈરું નથી એટલે હું આવ્યો છું.

ભલો : ને પેલી બાઈ કે' છે મગજની ફરેલી છે ને ચોરામાંથી એ ઘડીએ એટલાં બધાં બૈરાનાં-દેખતાં બાર્યો કાઢે તો?

નાથો : તો કાંઈ નહીં, હેંડતાં થવું. એક ફેરા તું જ નો'તો કે'તો કે ગામ ગાળોય વહુના મુંઢાની કયાં છે નાથાભાઈ! તો વળી આ અપમાન અપમાનેય ઠેઠ વિલાયત લગીનું ભણતા ભણી આવેલી બાઈના મુંઢાનું કયાં છે ભલા'દમી!

ભલો : (નિશ્વાસ નાખતાં) કાંઈ નહિ નાથાભાઈ, આપણે તો ઘરના બળ્યા વગડે ગયા તો વગડેય લા'ય લાગી ઊઠી એના જેવું જ છે.

નાથો : આ તો તું-તારે બૈરું નથી એટલે એવું કે' છે, ભલા,—જાણે આ બાઈ ઠેઠ અમદાવાદથી આવીને તને બાળવા માટે જ બૈરાંની સભા ન ભરતી હોય!

ભલો : પણ એવું જ છે ને ત્યારે. લોકરાજ આવ્યું તો ય આપણે તો ટળતા ને ટળતા જ.

નાથો : કેમ એવું બોલ્યો ભલા! હમણાં જ તો તને બળદ માટે તગાવી..

ભલો : અલ્યા ભાઈ બળદ વગર તો તારા જેવાની મજૂરી કૂટીનેય પેટ ભરીએ, પણ સ્વરાજ આવ્યું તો ય કોઈ એમ કે' છે કે આ ખેડૂતને કોઈ રોટલા કૂટી આપનાર નથી, એટલે એકલે પંડે શું કળાય! માટે લાવો.

નાથો : કે'છે કે તારામાં અક્કલ નથી ભલા!

ભલો : પણ ત્યારે તું જ કે'ને જમીન વગરનાને જમીન, બળદ વગરનાને તગાવી, કૂવા વગરનાને ખોદાઈ ને છેવટ ઘર વગરનાનેય ઘર બાંધવા રાજ પૈસા આપે છે પણ કોઈને હજુ એવું ઉકલ્યું કે લાવો, ખેડૂતની પાછળ ખેતી કોણ અવેરશે. માટે બૈરાનોય કાંક બંદોબસ્ત કરીએ. આટ આટલાં ભાષણ થાય છે ને બધાય ઓટલાની ને રોટલાની એકની એક વાત કરે છે પણ કોઈએ કદી ચોટલો આપવાની વાત કરી નાથાભાઈ?

નાથો : પણ ગાંડા, પેલી બધી તો જીવતર માટે જરૂરની ચીજો છે. જ્યારે બૈરું એ તો—એના વગર કાંઈ મરી થોડું જવાય છે?

ભલો : એ મરી જવું સારું નાથાભાઈ, પણ આ દેખવું 'ને દાઝવું એ તો એવી રીબામણી છે કે એ તો હવે કોક બૈરા વગરનો હોય એ જ કાંક સમજી શકે.

નાથો : અરે ભાઈ અમેય કાંઈ નહિ સમજ્યા હોઈએ? પણ તું જ કે' આ બૈરું તારા માટે લાવવું કયાંથી?

ભલો : અરે લાવવું હોય તો બધુંય બને નાથાભાઈ. હા તારા મારા જેવાથી ન બને પણ કાંઈ આ લોક-રાજવાળા કે જેના ધણીએ અંગ્રેજોનેય હરાવી દીધા એમનાથી ના બને?

નાથો : તો તારું કે'વું એમ છે કે બૈરાં પેદા કરવાનું સરકાર કારખાનું કાઢે?

ભલો : તું મને બનાવે છે પણ હું બધુંય જાણું છું હાં કે. પણ એમ કે' કે અમારા જેવા બૈરા વગરના ઓછા, એટલે એમનું કશું આ રાજકાજમાં ચાલે નહિ. બાકી દરિયા પાર બૈરાંનો કાંઈ તોટો નથી નાથાભાઈ, પેલા માસ્તર કે'તા 'તા કે એણી પા બૈરાંનો એટલો બધો વધારો છે કે અકેકા આદમીને પાંચ-પાંચ બૈરાં ભાગમાં આવે.

નાથો : (હસતાં હસતાં) ત્યારે તો એ વધારાનાં બૈરાં તારા માટે અહીં ઉતારે એમ જ ને? તું તો કોઈ મનેખ છે કે...

ભલો : હં...ધાનનાં તો વા'ણનાં વા'ણ બધાં ઊતરે છે, ને આ બૈરાંની વાત આવી એટલે કેમ?

નાથો : તું હવે છાનો રહીશ ભાઈસા'બ આ વળી



બામોણુબાઈ ને મેં'તીજી ગામમાં ફરે છે ને ક્યાંક સાંભળી જશે તો..

ભલો : આ આમ ને આમ દબાવ દબાવ કરીને કોઈની આગળ તમે મને બોલવા નથી દેતા, પણ આજ તો આ મેં'નને જ મારે સમજાવી દેવું છે કે જે આવે એ રોટલાનું ને ઓટલાનું જ ફૂટ ફૂટ કરે છે પણ ચોટલો આસવાનું કેમ કોઈ નામ નથી લેતાં? કેમ કંઈ જીવતરમાં એ ઓછી જરૂરની વસ્તુ છે?

નાથો : જોજે આવી ક્યાંય મુરખવિદ્યા કરતો. નકર આ તો બૈરાંની જાત—ને એવા વકીલ છે કે તુ આ ઢોરની વાત કરે છે એમ બૈરાની વાત કરીશ ને તો તારી ને ભેગા અમારીય કિંમત કરી નાખશે ને છાપામાં છાપશે તો તો આ આપણો મલક આખોય થુ થુ થઈ જશે.

ભલો . એવી બાઈ છે એમ?

નાથો . જો ને ત્યારે આ મેં'તીજીએ ફરિયાદ કરી કે રાતરની શાળામાં અહીં કોઈ બાઈ નથી આવતી તો હેંડી આવી ને ઠેઠ અમદાવાદથી અહીં!

નાથાની પત્ની : (અવાજ) એ...ક્યાં ગયા?

નાથો : આ રહ્યો.

પત્ની : આ સાદ પડયો છે ને મેં'તીજીય આવીને કહી ગયાં છે પણ મારાથી તો, છોરાં હજુ ઝ પ્યાં નથી ને કાંઈ જવાય એવું નથી તો તમે જરા સાંભળી આવો ને પે'લાં સભામાં બહેન શી વાતો કરે છે?

નાથો : ના ભાઈ ના, આ તો બૈરાંની સભા છે. તું તારે જા. છોરાને તો હું...

પત્ની : પણ હજી તો વાસણ પુંજોય કરવાં છે ને.

નથિો : એ તો એય હું કરી લઈશ. જા તું તારે બધું પડતું મેલીને.

પત્ની : પણ મને એમની બોલીમાં અડધું પડધુંય સમજાય તો ને?

નાથો : સાંભળતાં પે'લાં પણ?

પત્ની . આ ઘડી પે'લાં મુખીને ઘેર વાતો કરતાં તે મેંથિ બેઠું ને ખાસ્સીવાર ઊભી રહી 'તી પણ કાંઈય સમજાયું હોય તો એના ગોગળાના સમ લો!

નાથો : પણ આ તો બાપડાં અસ્ત્રી કેળવણી ને સવમાનની ને એવી બધી બૈરાના સવારથની વાતો કે'વા ઠેઠ અમદાવાદથી આવ્યાં છે કે—એટલે તું જ જા. નહિ સમજાય તો કાંઈ નઈ પણ એય બૈરું છે ને તુંય બૈરું છે એટલું તો સમજાશે ને?

પત્ની : એ તો સમજી લીધું છે ક્યારનુંય. ને સવારથની વાતેય—અમારા સવારથની અમને પડી છે ને કેમ કાંઈ તમને નઈ પડી હોય તે—(છણકા સાથે પાછી ફરતી) આપણે તો આજલગી આવી કોઈ સભામા ગયા નથી ને જવુંય નથી, જાઓ જવું હોય તો.

(ચાલતી જાય છે) હું તો મારે આ પાછી ઘેર હેંડી

ભલો : ખરી વાત છે. એના કરતાં તો તું સાંભળી લાવીને એમને કહીશ તો ઊલટું ભાભીભાભીને વધારે સમજાશે. લે, હેંડ. સાંભળીએ ખરા બૈરું મનેખ કેવું ભાષણ કરે છે એ,

નાથો . (હસતાં) તને તો એના મૂઢામાંથી ફૂલ જ ઝરતાં દેખાશે ભલા..

ભલો : ફૂલનું તો ઠીક છે પણ અમદાવાદ તો હવે એકલે પંડે આ ઉમ્મરે જઈ રહ્યા પણ હેંડી ચાલીને ઠેઠ આપણા ગામમાં આવ્યું છે તો જઈએ તો ખરા આ ચઢેલું, બૈરું કેવુંક છે નાથાભાઈ, લે હેંડ.

નાથો : (એકાદ ડગ ભરી થંભી જાય છે) તો તો ભલા આ માટે જવાનું; તું માંડી જ વાળ.

ભલો : કેમ?

નાથો : કેમ તે આ તારા જેવા બૈરાંવાળાને તો આ ભણેલી બાઈ જોઈને મનમાં થાય છે કે ક્યારે મરીએ, ક્યારે ફેર જનમ ધરીએ, ક્યારે ભણીએ ને ક્યારે આ આવું ભણેલું બૈરું પૈણીએ! ત્યારે તું તો વળી વાંઢો છે ભલા'દમી!

ભલો : એવી બાઈ છે એમ નાથાભાઈ?

નાથો : અરે એવી તે કેવી! લોટની કણક જેવી એને





દેહ જોઈ હોય તો ચૂંટી ખણતાં લોહી પડે ને વાણી જોઈ હોય તો, પે'લાં મુખીને ત્યાં એ બાઈને અમે સાંભળી તો થોડીવાર, પણ ખુદ મુખીય હુંકારો ભરતા થઈ ગયા. એટલે જ તો આ હુંય—તારી ભાભી બી'કું કશું સમજશે નઈ ત્યારે લાવ આપણુ—આ પેલા કલ્યાણભાઈ ને એ બધા ચોરામાં જવા જ નીકળ્યા છે. હેંડ આપણેય ભેગાભેગે એમની સાથ જ.

(જાય છે)

(ચોરામાં મંજુલા તથા શિક્ષિકા પ્રવેશે છે)

મંજુલા : આ તો ! અહીં તો હજુ એકેય બહેન નથી આવી.

શિક્ષિકા : એ જ તો આ લોકનું દુઃખ છે બહેન. આ તો ગાડરિયા પ્રવાહ જેવું છે. જો એક બે બહેનો આવે તો—

મંજુલા : સાવ તો એવું નહીં હોય બહેન, પણ જે હશે તે આજે હવે દેખાઈ આવશે.

મંજુલા : બાકી આ લોકોને ને તેમાંય સ્ત્રીઓને તો ખાસ ઘણું કામ હોય છે.

શિક્ષિકા : ખાસ કરીને—આ દિવાળીના દિવસોમાં બહેન, વાવણું ખરું ને એટલે.

મંજુલા : એક રીતે મને લાગે છે કે મારે આ દિવાળી વેકેશનમાં નો'તું આવવું. પણ તો આ ખેડૂત-બહેનોના કામઢુ જીવનનો ખ્યાલ પણ આટલો ન આવત

શિક્ષિકા : ઘણું કામ બહેન એકલ દોકલ હશે તે તો હજુ અત્યારે પાણી ભરશે.

મંજુલા : પણ એક વાત છે શિક્ષિકાબહેન, આ લોકોને અક્ષરજ્ઞાન એ જીવનમાં જરૂરની વસ્તુ છે એ વાત જ નથી સમજાઈ નહિ તો જેમ દાતણ કર્યા વગર કે નાણા વગર નથી ચાલતું એ જ રીતે કલાક કલાક ભણવા વગેરે પણ ન જ ચાલે એવું એમને હસી ગયું હોત. પણ અહીંનો ખુદ આગેવાન જ મોળો છે પછી શું થાય ?

શિક્ષિકા : સમજુકાકી તો ઘરમાં કદાચ એકલાં છે બાકી જે ઘરમાં બબ્બે ત્રણ ત્રણ સ્ત્રીઓ હોય છે એ લોક પણ—

મંજુલા : (વચ્ચે) કહ્યું ને કે આમાં દાનતનો જ સવાલ છે. માણસોને કામનો કાંઈ સવાલ જ નથી. બાકી જે રીતે આ મુખી ભણાવવાનો ઉત્સાહ દેખાડતા હતા એ જો સાચો જ હોય તો—

(અહીં બહાર કોઈકનો ઉધરસ ખાવાનો અવાજ તથા ગુચપુચ સંભળાતા) કોણ છે ? આવો ને અંદર,

(નાથો ભલો કલ્યાણજી વગેરે પાંચેક પુરુષો પ્રવેશે છે)

કલ્યાણજી : (પ્રવેશીને) એ તો અમે છીએ બુન. આ સભામાં આવ્યા છીએ.

મંજુલા : હા પણ અમે તો ભાઈ, સ્ત્રીઓની સભા રાખી છે. તમારા ઘરમાંથી તમારાં પત્નીને જ મોકલો ને.

નાથો : પણ તેમના વતી—એ કામમાં છે એટલે એમણે જ અમને મોકલ્યા છે.

મંજુલા : (જરા હસીને) તમે પણ કોઈક ભલા માણસ લાગો છો ! પણ જેમ તમારાં પત્નીએ તમને અહીં—ને તે પણ આગ્રહ કરીને જ મોકલ્યા હશે. કારણ એ વગર તમે આ સ્ત્રીઓની સભામાં આવો જ નહિ, કેમ ખરું કે નહિ ?

કલ્યાણજી : ખરી વાત છે બે'ન. કે' છે અમારે હજી છોરાંનું ને ઢોરનું કામ છે તો તમે જ ભલા ભલા આ ભાષણ સાંભળી આવો ને ? એટલે—

મંજુલા : એમ ને ? તો જુઓ, અત્યારે જેવો તમારાં પત્નીએ તમને અહીં મોકલવાનો આગ્રહ રાખ્યો એવો તમે શા માટે એમને અહીં મોકલવાનો આગ્રહ ન રાખ્યો ?

નાથો : પણ એ માને તો ને મે'રબાન ? એ તો કે' છે અમારા સાટે તમે જ સાંભળી આવો.

મંજુલા : પણ ભલામાણસ દર્દ હોય તમારાં પત્નીને ને દવા પીઓ તમે; એવું તે બનતું હશે ?

કલ્યાણજી : પણ એ તો અમે—તમે કે'શો એ બધુંય એમને જઈને સંભળાવી દઈશું.

મંજુલા : ને ધારો કે તમારા તરફથી તમારાં પત્નીને કશો વાંધો હોય ને એની અમારે વાત કરવી હોય તો ?



નાથો : તો તો ઊલટી તમારે એ વાંધાની વાત અમને જ કરવી જોઈએ બૂન—

મંજુલા : તો આટલી જ વાત કો' ને? શા માટે તમારે ત્યાંથી તમારાં પત્ની રાતે રાતે એકાદ કલાક અહીં ભણવા માટે નથી આવતાં બોલો ?

કલ્યાણજી : એક તો કામ ને બીજું આ અમારા મુખીના વહુ સમજુકાકીની જ વાત કરો ને? મુખી બાપડા છોરું રાખવા સારૂં ઘણાય પેલી દૂધ પાવાની બાટલી વહોરી લાવ્યા પણ સમજુકાકી જ ન માન્યાં. કે' છે મારે ક્યાં ગનેખને ભણીને કરવું છે શું ?

મંજુલા : એનું નામ જ અણુસમજ ને અજ્ઞાનતા. બાઈ ભણેલી હોય તો પોતાના ઘરનો હિસાબ રાખે, નવરાશના સમયે ચોપડી વાંચે. છોકરાંને ભણવામાં દોરવણી આપે ને આ બધા કરતાં ખાસ લાભ તો એ છે કે એની સમજણ વધે. (હસીને) પછી એ એમ તો ન જ કહે કે ભણીને મારે શું કરવું છે ? તે તેમ તમેય ભાઈ, જો થોડું ઘણું ભણ્યા હોત તો સ્ત્રીઓની સભામાં પત્નીને મોકલવાને બદલે તમે તો ન જ આવ્યા હોત.

નાથો : (કંટાળા સાથે) અરે મે'રબાન, પણ ઘરમાંથી એ બા'ર નીકળે તો ને? લો ને અમે તો ઘેર જઈને જેમ તેમ કરીને હમણાં મોકલીએ પણ અહીં આવી. નેય હોહા કરશે ને ડોકુંય હલાવશે પણ તમારી વાત એ જો એક આનીય સમજે તો મારા ગોધળાના સમ બસ!

કલ્યાણજી . (ખુશ થતો) હા...ને અમે તો સાચેસાચ ને ઘેર જઈને પેલાંનેય સવાયું સમજાવત બુન.

મંજુલા . હા પણ આપણે હમણાં સવાયું રહેવા દઈએ (હસીને) એ તો તમે અત્યાર સુધી અમને ઘણુંય સમજાવ્યું છે પણ અહીં હું એક બીજી વાત પૂછું : તમેય કંઈ ભણ્યા ગણ્યા લાગતા નથી તો પછી તમે ક્યાંથી આ સાચેસાચ સમજતા થયા ?

કલ્યાણજી : કેમ ન થઈએ બુન, અમારે તો હેંડતે બા'ર જવાનું. પટવારીથી માંડીને તે પરધાનો આવે એમની સભામાંય જવું પડે એટલે પછી સાંભળતાં સાંભળતાં ગમ બધી-પડી ગઈ.

મંજુલા . તો બસ ત્યારે, મારેય તમને આ જ ગમ પાડવી છે કે તમારા બૈરાંનેય તમે હેંડતે નહીં તો છેવટ મોકો પડ્યે બહાર-જતાં આવતાં કરો કે નહિ! તમને એમ એમને પણ આમ કરતાં કરતાં ગમ પડતી થાય ને સમજવા લાગે. માટે જાઓ એમનું જે કંઈ કામ હોય એ તમે કરી લો ને મોકલો આ સભામાં વહેલી તકે. (આસપાસ જોઈ) વિચિત્ર કહેવાય શિક્ષિકાબહેન, એક પણ બહેન નથી આવી.

શિક્ષિકા . આ જ તો રામાયણ છે ને બહેન! ખાતા તરફથી અમને ઠપકો કરવામાં આવે પણ આ આવી સ્થિતિ છે.

મંજુલા : અરે પણ ગામનો આગેવાન જ દોંગલો હોય પછી (જરાક રૂક્ષ અવાજે) અહીં આવતી વખતે તમે પાછા મુખીને ત્યાં ગયા હતા કે—

શિક્ષિકા : હા બહેન.

મંજુલા : પછી ?

શિક્ષીકા . મુખીકાકા કે' છે આ છોરૂં લઈને સવે છે. ઊંઘે એટલે આવી તમારી પાછળ ને પાછળ. ભલું હશે તો ગામની કેટલીક સ્ત્રીઓ પણ એમને ત્યાં જ બેસી રહી હશે.

મંજુલા : મને જ જવા દો. મને તો આ મુખીનાં જ હાડ વાંકા લાગે છે. (જતાં જતા) જાઓ ભાઈઓ તમે શું કામ ઊભા છો હજી? મોકલો ઝટ. એટલામાં હું મુખી-પત્નીને બોલાવી લાવું.

નાથો : હા હા બુન બોલાવી લાવો અમેય આ હેંડ્યા...અલ્યા પણ તું ક્યાં હેંડ્યો ભલા એમની પાછળ.?

ભલો : મુખીનું ઘર ભાળી આવું.—

નાથો : (હસતાં હસતાં) અલ્યા શે'રનાં રે'નારને તું શું ઘર ભાળતો 'તો ને એ તો એમણે ભાળ્યું છે. હેંડ ઘેર. આ મે'તીજી એમની પાછળ હેંડ્યાં

ભલો (જતાં જતાં) પણ મારે એમને પૂછવું છે



→

કે જેના ઘરનું બૈરું ન હોય એ…
નાથો : એ…ના ત્યારે !
કલ્યાણજી : લો હેંડો આપણેય નાથા, ઘેર જઈને મોકલીએ નકર—આંવશે તો આપણી ધૂળ કાઢી નાખશે.

નાથો : હેંડો. પણ જોયું ને કલ્યાણભાઈ, કાન પકડાવી દીધા ને …મારી બેટી વાતેય ખરી છે. જેમ આપણે એમ બૈરાંય આમ સાંભળતાં સાંભળતાં સમજવા માંડશે.

કલ્યાણજી : સમજવા તો માંડશે નાથા, પણ મને તો લાગે છે આ બૈરાં હવે હાથમાં રે'વાનાં નથી.
નાથો : એવું કશું નથી કલ્યાણભાઈ. કારણ બૈરાંને આદમી વગર નથી ચાલવાનું ને આદમીને બૈરાં વગર નથી ચાલવાનું. પણ હા તમે કે અમે 'તારી માની રાંડ મારું' એમ કરીને ઊઠતા 'તા એ દન હવે નહીં રહે.
કલ્યાણજી : અલ્યા પણ બૈરાંય 'તારો ઓસલો ભાગું પીટયા' એમ કરીને ક્યાં નથી ઊઠતાં ? નાથા !

નાથો : પણ એય પછી તો ભણશે સુધરશે એટલે—આ આવ્યાં છે એ ભણ્યા બુનની જ વાત કરો ને ? એ ઓછાં કદી પીટયા કહીને એમના ધણીની સામે ઊઠવાનાં છે…
કલ્યાણજી : અરે રાંમરામ કર. આપણા આ અભણ બૈરાં મારેય એ'ન વગર તો વાત નથી કરતાં.
નાથો : બસ ત્યારે—(મુખીના ઘર તરફ નજર નાખીને) આ બુન સમજુકાકીને લેવા ગયાં તો છે પણ મને તો લાગે છે મુખીનીય તો સહી કરી નાખવાના !

કલ્યાણજી : કરેય. એ કાંઈ ઓછી જાણે છે કે મુખી બાપડો સમજુકાકીને રાત્રિશાળામાં મોકલવા આટ-આટલું તડફતો 'તો ?…અડધું ગામ ભેગું થયું લાગે છે, સંભળાય છે ને બોલાયો ?
નાથો : ફજેતા કરશે કાં તો બાપડો. આપણેય ઘેર જરા આંટો મારીને મુખીને ઘેર (ઉતાવળે પોતાના ઘર તરફ ચાલતો થાય છે, કલ્યાણજી પણ)
શિક્ષિકા : અરે સમજુકાકી…? આ અમારાં બહેન જાતે તમને લેવા આવ્યાં છે…એ ઘરમાં હજી શું કર્યાં કરો છો ? જરા ચોપાડમાં તો આવો ?
અવાજ : (કોઈ પુરુષનો હોય તેવો દબાયો ને ગુસપુસ કરતો) લે…આ બાટલી…હળવેકથી ઊતરી પડ, એ તો હં…આઘી રે' ! જા બા'ર જા હવે પે'લાં…

મંજુલા : તમે કામમાં હો તો તમે રહ્યાં. મુખીને જરા ઘરમાં હોય તો, બહાર મોકલો.
અવાજ : (ગુસપુસ) કે કૈયે નથી…ગામમાં…
સમજુકાકી : (અંદરથી અવાજ) એ તો ગામમાં… કાં તો પટવારી આવેલ છે તે ત્યાં હશે.
મંજુલા : એ…મા ? ત્યારે અંદર કોણ બોલે છે ?

અવાજ : (ચોપાડમાં લોકોની ગુસપુસ) મુખીકાકા જ છે…એમનો જ સાદ…અરે મેં પારખ્યો છે…
અંદરનો અવાજ : કે કૈયે…મારી નણંદ……તું બા'ર જ જા.
સમજુકાકી : (બારણામાં આવે) અલે ભાઈબંધો બોલ્યા વગર છોરો મથીને જપવા આવ્યો છે તે—

મંજુલા : પણ તે તમે જપાડો ને ? અમારે તો મુખીનું કામ છે, મોકલો ને એમને—
સમજુકાકી : પણ એ તો નથી બુન—ઘરમાં તો મારાં નણંદ છે—છોરાને જરા જપાડી રહ્યાં છે. લો હેંડો હું જરા વાડાનું કમાડ વાસતી આવું…હેંડતાં થાઓ બધાં–(હાંફળી ફાંફળી ઘરમાં જાય છે) હેંડો તો આ આવી.
મંજુલા : સમજ્યાં ને શિક્ષિકા-બહેન, આ લોક કેટલી બધી બનાવટ કરી રહ્યા છે ? મુખી સમજી ગયા કે હું જો છતો થઈશ તો આ બહેન આજે મારી ફજેતી કરવાનાં છે. પણ આજ હું એમને છોડવાની નથી. ગામની આ કેટલી બધી સ્ત્રી-બહેનો એમને ત્યાં આવી…ને કેમ બહેનો, તમે બધાં અહીં આવીને બેઠાં છો ? સભા તો ચોરામાં છે ને—
એક બહેન : કહ્યું સમજુકાકી છોરો જપાડે એટલે બધાં સાથે સાથે—

મંજુલા પણ એમના વગર તમને આવતાં શું—

બીજી બહેન અમેય આવીએ સુન, આવી સભામાં કદી ગયેલા નથ એટલે કહ્યું મુખીઆણી જેવાં આગળ થાય તો બધાં ભેગા ભેગી ..

મંજુલા (સ્વગત) એનો અર્થ એ કે મુખી આ છોકરાનું બહાનું મટાડવાનાં નથી, મુખીઆણી છૂટાં થતાં નથી અને તમે બધાં એમના વગર સભામાં કે શાળામા જવાનાં નથી (કંઈક ગર્વભર્યાં ગુમાનભર્યા હાસ્યનો ઠપકો કરતાં) પણ એમને હજુ ખબર નથી કે જે ગામની સ્ત્રીઓને ઘેર ભણાવવા નથી માગતા, જે સદાય એમને ગુલામ રાખવા ઇચ્છે છે એ વાત હુ ક્યારનીય સમજી ગઈ છું. સાથે સાથે હું એક સ્ત્રી હોવા છતાંય શું શું કરી શકું એમ છું એનો પણ એમને ખ્યાલ નથી લાગતો (અંદર સંભળાવતો હોય તેમ) પણ યાદ રાખો મુખી કે તમે બધા જો આ રીતે વર્તશો તો હું આ પ્રદેશમાં સ્ત્રીઓને ભણાવવા ને એમને એમના હક સમજાતી કરવા જરૂર પડ્યે ઝુબેશ ઉપાડીશ. એટલું જ નહીં આ વિભાગમાં એક વિકાસમંદિર ખોલીને ધણીપણાનો આવી ગુંડાગીરી સામે સરકારના રક્ષણ સાથે મદદ માગનાર બહેનોને પૂરેપૂરું રક્ષણ આપીશ.

સમજુ : (ગભરાયેલાં બારણામાં આવી) લો હેંડો આ હું સભામાં આવુ પછી તો બસ ભાઈસા'બ.

મંજુલા . એમ નહિ બહેન. માફ કરજો પણ તમે ને તમારા પતિ, બધાયને બનાવી શકશો પણ મને નહિ. મારે તો એક વાર હવે મુખીને જ મળવું છે. પછી આ સભા વગેરેની વાત.

સમજુ : પણ મુખી તો સુન, નથી ઘરમાં. ને મળીને તમારે હવે કરવું છે શું ? આ હું આગળ ..

મંજુલા : ના એમને મળીને મારે ચોખવટ કરી લેવી છે. (સ્વગત) એક બાજુ અમે અને સરકાર આટઆટલો પૈસો અને શક્તિ વેડફીએ ને બીજી બાજુ આવા માણસો મંદી અને મેશી રમતો રમ્યા કરે એનો અર્થ શો ? એટલે એકવાર તો—તમે મહેરબાની કરીને મુખીને બહાર મોકલો. નહિ તો ના છૂટકે મારે ઘરમાં પેસી એમને રામરામ કરવા પડશે.

સમજુ : પણ સુન ખરું કહું છું એ તો બા'ર ગયા છે.

મંજુલા : જૂઠું ન બોલો બહેન, તમે વાત કરતા હતાં ને...

સમજુ . પણ એ તો મારાં નણંદ છે.

મંજુના : કોણ કે' છે, પૂછો આ બધાને એ અવાજ તો કોઈ પુરુષનો હતો કે ..

ભનો : અરે મુખીકાકાનો હતો. આ રહ્યો હું કાનોકાન સાંભળનાર.

સમજુ : હેડ હેંડ હવે કાનોકાન કે'વાવાળા.

ભનો : પણ આ રહ્યાં બીજાં, કેમ 'લ્યો તમે બૈરાંમાંથી કાઈ બોલતાં નથી ?

સ્ત્રીઓના અવાજ : હવે સમજુકાકી આગળ અમે શું બોલીએ ? પણ હોય તો મોકલો ને કાકી, શું પોલીસવાળો આવ્યો છે તે...

બીજો અવાજ : અરે પોલીસવાળાય મુખીકાકા આગળ તો બીએ છે બાપડા.

મંજુલા . (કંઈક છેડાઈ પડી હોય તેમ) હા પણ એમને ખબર નથી કે એક સમાજસેવકમાં પોલીસ કરતાં અનેકગણું નૈતિક બળ હોય છે. (પગ ઉપાડતાં) ના હવે તો હું શિષ્ટાચારને કોરે મૂકીને ઘરમાં પ્રવેશી મુખીનું કાંડું પકડી આ બધા ગામલોક આગળ ઉઘાડા પાડીશ ત્યારે જ...

સમજુ : પણ તો હવે બારણા આગળ ઊભાં રહીને જ જોઈ લ્યો ને ? આ પેલો છોરો કાં તો જાગી જશે.

મંજુલા : (અંદરથી પ્રસન્ન વદને) એ...મ !

સમજુ : (હળવા હૈયે) જોયું ને સુન, આ ખાટલા વગર આમાં ક્યાંય સંતાવા જેવુંય છે કશું ?

મંજુલા . એક ખાટલા સિવાય...

સમજુ : તે આટલામાં તો.. (ધીમેથી) સમજી જાઓને સુન.. (ઉતાવળે) કહ્યુ ને મારાં નણંદ છોકરાંને...

ભલો : તમારાં એ નણંદનું નામ જરા કે'શો કે સમજુકાકી ? મુખીકાકાને ઘુન તો નામે નથી ત્યારે આભલામાંથી કે શું...

સમજુ : અલ્યા તું આજ ભુરાયો થયો છે ભલા પણ... ..

મંજુલા : ભલે બોલે, બાકી મારાથી હવે તમારાં આ નણંદનાં દર્શન કર્યા વગર—

સમજુ : ( કરગરતી ) ઘુન ઘુન ! અમથાં શું કામ આદમી જેવા આદમીની લાજ...

ભલો : લઈ લ્યો ઘુન ઉપરતું ઓઢણું, મુખીકાકા જ છે.

મંજુલા : એ...આ લો !

( આ સાથે જ હસવાનો તો વળી મશ્કરી કરવાનો લોકોમાંથી અવાજ આવે છે. હો...હો...મુખીકાકાએ સાલ્લો પે'ર્યો...બૈરાંનો વેશ કર્યો...હો...હો.. )

મુખી : ( હસતાં હસતાં ) ભાઈ બૈરું ભણાવવું હોય તો સહુ કરવું...

સમજુ : ( કંટાળા સાથે ) હોવે હોવે પણ હવે આ વીંટેલો સાડલો કાઢી તો નાખો ? ફૂટો હવે કપાળ. ફલાણા મુખીએ બૈરાંના લૂગડાં પે'ર્યાં 'તાં એવી આઠેય પરગણે વાત ન થાય તો —

મંજુલા : પણ શું કામ પે'ર્યાં 'તાં એ વાતેય થશે ને ભેગી.

સમજુ : હારતો. બૈરું પાછું ભણ્યા વગર રહી જતું 'તું તે !

મુખી : ( આગળ આવી ) તે ખરૂં'સ્તો. આ દૈ'ના ઘરમાં ઝોડ જરા વાંચતાં લખતાં થાય ને સમજણ આવે તો અમનેય એટલું અમારા અવતારમાં—

મંજુલા : પણ હવે તો તમારો આ આટલી હદનો પ્રયત્ન જોઈને મને ખાત્રી થઈ છે કે બધું જ થશે મુખી. લો આવો બધાં સભામાં હવે. ( પગ ઉપાડતાં ) ફિકર કર્યા વગર તમેય ચાલજો હવે પાછાં સમજુકાકી.

સ્ત્રીઓ : હેંડો ઘુન...હેંડો બધાં જઈએ દૈ આગળ, —હેંડ અલી માની—( બધાં જાય છે )

ભલો : ( વિચારમાંથી જાગતાં ઘાંટો પાડીને ) ઘુન, બૈરાં એકલાં કે આદમીય ખરા ભેગા ?

મંજુલા : પુરુષો પણ ભલે આવે.

ભલો : વાહ વાહ તો તો ! ( દોડી જાય છે )

સમજુ : ( બેપાંચ ક્ષણ પછી ) જોયું ને ? સાંભળ્યું ને આ ?

મુખી : ( વિચારમાં પડી જતાં ) શું ?

સમજુ : શું તે આ બૈરાં એકલાંની સભા હતી એમાં હવે આદમીઓનેય આવવાનું થયું ને ?

મુખી : હાં તે સારું થયું ને ?

સમજુ : શું સારું તમારું કપાળ ? આમ તો આખું રાજ ચલાવો છો ને આટલુંય ન સમજ્યા ?

મુખી : ના ભાઈ.

સમજુ : ના ભાઈ તો નહિ ને આ શહેરની બાઈ— હું ના કે'તી 'તી તો ય ન માન્યા ને બૈરું થતાંક ને છોકરાંને વળી વળ્યા પણ જોયું ને હવે—પે'લાં આદમીને સભામાં આવવાની ના હતી ને હવે કેમ હા થઈ ગઈ ?

મુખી : પણ એમાં બગડી શું ગયું ?

સમજુ : અરે બગડી તો એ ગયું કે જે શહેરની બાઈએ ગણી લીધું કે અહીંના આદમીય બૈરાં જેવા જ છે માટે...

( એ સાથે જ મુખી ખડખડાટ હસી પડે છે )

મુખી : અરે વાહ તારી શોધ ને વાહ તારી સમજણ ! ...એ કમાડ વાસ હેંડ. એમ ગણશે તો ય બધું સરખું જ છે ને ? વાસ કમાડ હેંડ, જઈએ ઝટ. સભા શરૂ થઈ લાગે છે.

( બારણાં બંધ થવાનો અવાજ )

✱

મોસ્કો યુનિવર્સીટીના વૈજ્ઞાનિક અધ્યાપકોએ સિરિંજ વગર રસી મૂકવાનાં નવાં અને વિલક્ષણ સાધનો શોધી કાઢ્યાં છે. તેમણે તબીબી અંગઠીઓ, વીંટીઓ અને એરીંગો બનાવ્યા છે. આ ઘરેણાંની અંદરનો ભાગ-જ્યાં એ ચામડીને સ્પર્શતો હોય ત્યાં સામાન્ય રબર જરેકું હોય છે. ઘરેણું પહેરતાં પહેલાં આ રબરને રસીમાં બોળી સુકવવામાં આવે છે.

આવું તબીબી ઘરેણું એકાદ પખવાડિયું પહેરવાનું હોય છે. એ દરમિયાન રસી ધીરે ધીરે ચામડીમાં પ્રવેશે છે. આ રીતે રસી આપતાં કોઈ દર્દ થતું નથી અને કોઈ વિપરિત લક્ષણો દેખાતાં નથી

જયન્ત પરમાર

# સૌંદર્યભોમ માયસોર

દક્ષિણભારતની રસાળ ભૂમિ કે જ્યાં કુદરત માઝા મૂકીને રાચી છે એ પ્રદેશ ખરેખર સાચી સમૃદ્ધિનો પ્રદેશ છે માયસોર રાજ્યની ભૂમિ પણ એટલી જ ફળદ્રુપ છે. ત્યાં પણ બેંગલોર, માયસોર વગેરે ઉત્કૃષ્ટ શહેરો અને જોવાલાયક સ્થળોનો આછો પ્રવાસ–પરિચય આ લેખમાં છે.

ભાઈબીજને દિવસે અમે મદ્રાસથી બેંગલોર જવા માટે બેંગલોર મેઈલમાં રાત્રે સાડાનવે ઊપડયા. દક્ષિણ ભારતની રેલગાડીઓ જરાય જુદી પાડી ન શકાય કે ન ત્યાંના સ્ટેશનોને જુદાં તારવી શકાય પણ રેલવેના કર્મચારીઓ અને ઉતારુઓને તો જરૂર જુદા તારવી શકાય સુજનતા, ઉદારતા, *નમ્રતા અને માનવતાથી સભર એ પ્રદેશનો સાચો* પરિચય આપણને રેલગાડીમાં થાય. સુખરૂપથી મદ્રાસ સુધીનો રેલગાડીનો સુખદ પ્રવાસ અનુભવ્યો હતો એટલે મદ્રાસથી બેંગલોરનો તો એક રાતનો પ્રવાસ હોવા છતાં આટલો સુખદ નીવડશે એવું તો કલ્પેલું જ નહિ.

અમે જવાનાં હતાં તે દિવસે બેંગલોર મેઈલમાં 'સ્લીપર કોચ' નહોતો—અઠવાડિયામાં ત્રણ દિવસ જ હોય છે—એટલે અમે ત્રીજા વર્ગનું બેઠકનું જ રીઝર્વેશન મેળવી શકયાં હતાં પણ સાડાનવે મેઈલે મદ્રાસ છોડયું તેની સાથે અમારી બેઠકની બન્ને સામસામી પાટલીઓ અમને સૂવા માટે મળી ગઈ. બીજા ઉતારુઓ નીચે, ઉપર એમ બધી જગ્યાઓએ ગોઠવાઈ ગયાં કે અમને બિછાનું પાથરવામા જરાય અગવડ ન પડી. અમે તો એવી નિશ્ચિંતતાથી ઊંઘ કાઢી કે વહેલી સવારે પાંચ વાગ્યે જ્યારે આંખ ઊઘડી ત્યારે અમારે ઊતરવાનું સ્ટેશન બેંગલોર કેન્ટોન્ટમેન્ટ આવવાને બહુ વાર નહોતી એટલે અમે પથારી સમેટવા લાગી ગયાં.

મદ્રાસથી ગાડી ઊપડ્યા પછી તો ઓઢીને સૂઈ ગયેલાં એટલે બેંગલોરની સરહદમાં પ્રવેશ્યાં ત્યારે બદલાયેલા હવામાનની જરાય ખબર ન પડી પણ જેવું બેંગલોરનું કેન્ટોન્ટમેન્ટ સ્ટેશન આવ્યું કે તરત અમને સ્ટેશને લેવા આવનાર અમારા સબંધીને શોધવા ગાડીની બારી ઉઘાડી ત્યાં હવામાં ટાઢક અનુભવી. પણ એ ઠંડીનો ચમકારો પૂરેપૂરો અનુભવવાનો મળે તે પહેલ તો અમે ગાડીમાંથી ઊતરીને અમારા સંબધીની મોટરમાં ગોઠવાઈ ગયા. અમે તો સાદાં સુતરા[illegible] કપડાંમાં હતાં અને અમને લેવા આવનાર સંબધ[illegible] માથાથી તે પગ સુધી ગરમ કપડાંમાં સજ્જ થયે[illegible] —તેમાંય મોટરના કાચ પણ ચડાવેલા. એ[illegible] કાનો[illegible] અમને તેમણે વાત કરી ત્યારે જ [illegible] બેંગલોરમાં તો અત્યારે ઠંડી પડે છે[illegible]પાળા. ઉપર આવેલા તેમના મકાન સુધીન[illegible] તમે [illegible] વટાવતાં તો અમે ગગન પાર્ક, ભારે [illegible] માયસોર રાજ્યનું બહુ ગવાયેલું સાગ[illegible] અમે શું વિશાળ રસ્તાઓ નિહાળ્યા. [illegible] શું પોલીસ-

સવારના ૭ વાગ્યા હતા. હવામાં તાજ[illegible]કા આગળ આવીને તરત જ અમને વહેલી સવારનું [illegible] મારેનું ઈજન મળ્યું અને અમે આવ[illegible] બહારની ઠંડીથી બચવા અમને ગરમ કપડા આગ્રહથી પહેરાવ્યા. અમે બહાર નીકળીને કેટલાય દિવસે જાણે પગ છૂટો કર્યો. મદ્રાસમાં દસેક દિવસમાં તો પગે ચાલીને ક્યાંય જવાનું મળ્યું નહોતું ફરવા જઈએ કે દરિયા કિનારે જઈએ તો ય મોટરમાં. અહીં પણ મોટર તો અમારો કેડો છોડે એમ નહોતી. પણ Morning-walk લેવાનું હતું એટલે જ પગે ચાલવા મળેલું. એટલે લોમે ગાળે ચાલવાનું મળવાથી આનંદ થયો. મુસાફરીનો થાક, આગલા દિવસનો પોંડિચેરીનો થાક–ઉજાગરો બધુ જાણે એ ખુશનુમા વાતાવરણમાં વીસરાઈ ગયું અને જાણે ડિસેંબર કે જાન્યુઆરીની વહેલી સવારે અમદાવાદમાં જ ફરવા નીકળ્યા હોઈએ એવું તાજગીભર્યું ચાલીસ–પિસ્તાલીસ મિનિટનું લાંબુ ચક્કર લીધું. કેન્ટોન્ટમેન્ટનો બહુ ગીચ નહિ એવો વિસ્તાર વહેલી સવારે એવી ઠંડીમાં

તો જાણે હજુ ઊંઘતો જ હોય એમ સાવ નિર્જન રસ્તાઓ હતા.

આઠમી નવેંબરે દિવાળીનો દિવસ હતો. દક્ષિણમાં એ એક જ દિવસનું દિવાળીમાં મહત્ત્વ હોય છે. મદ્રાસમાં ટુરીસ્ટ બ્યૂરોની ઑફિસે અમે દિવાળીને દિવસે ગયાં. સરકારી રજાનો એ દિવસ હતો છતાં અમે ગયાં એટલે ઑફિસનું બારણું ખૂલ્યું. જવાબદાર માણસ આવવાની થોડી વાર હતી એટલે અમે રાહ જોતાં બેઠાં. અમારે અમારો પ્રવાસ-કાર્યક્રમ નક્કી કરવાનો હતો અને ટુરીસ્ટ બ્યૂરોમાંથી જરૂરી માહિતી મેળવવી

જરતી થોડીવારે જવાબદાર માણસ પાસેથી અમે
મંજુલા : માયસોર-શ્રવણબેલગોલા વગેરે વિષે ઘણી
( આ સાથે જ તી મેળવી. રજાનો દિવસ હતો છતાં
લોકોમાંથી અવા સ્યતાથી એ ભાઈએ જે વાત કરી એ
સાલ્લો પેગી... ણા અમલદારોએ અને સરકારી કર્મચારી-
સુખી : ( હસ વવા જેવી હકીકત ગણાય.
તો સહુ કરવું, દિવસ અમે મદ્રાસમાં બેસી રહ્યાં એના
સમજુ : ( કંથી ટુરીસ્ટ બ્યૂરોમાં તપાસ કરી હોત તો
વીંટલો સાઉ બધાં જોવાલાયક સ્થળો ફરી શક્યાં હોત.
ફલાણા સુખો માયસોરનાં જોવાલાયક સ્થળો એ ફેરવતી
પરગણે વાબસ અઠવાડિયામાં એક જ વાર જાય છે એમ

અમને મળેલી માહિતીને ભરોસે અમે બીજે રવિવાર માયસોર માટે રાખીને પાંચેક દિવસ મદ્રાસમાં ગાળવા વિચારેલું. પણ ટુરીસ્ટ બ્યૂરો તરફથી જાણવા મળ્યું ત્યારે જ ખબર પડી કે બુધ, શનિ અને રવિ— અઠવાડિયાના આ ત્રણ દિવસે માયસોર ટુરીસ્ટ બસ જાય છે. બુધવારે આ ખબર પડી હોવાથી, અને માયસોર માટેની અમે રવિવારની બસની ટિકિટ મદ્રાસથી જ રીઝર્વ કરાવી હોવાથી શુક્રવારે જ બેંગલોર જવા માટે નીકળવાનું ઠરાવ્યું હતું. શનિવાર બેંગલોર માટે રાખેલો. અને રવિવારે સવારે માયસોર જવાનું નક્કી જ હતું.

પણ બેંગલોર આવીને અમે તપાસ કરી તો ખબર પડી કે જે ભાઈને અમારાં સંબંધીએ માયસોરની ટુરીસ્ટ બસ માટેની ટિકિટો લઈ લેવા લખેલું તેમને એવો કોઈ પત્ર જ નહોતો મળ્યો !

અમારે નિરાશ થવા જેવું થયું અમે બેંગલોરમાં જેમને ત્યાં ઊતરવાનાં હતાં એમને ત્યાં અમારી માયસોરની ટિકિટ આગલા દિવસ સુધી પહોંચી નહોતી—અમે એવી ગોઠવણ કરવા સૂચવેલું—એની અમને આગલે દિવસે મદ્રાસમાં જ ખબર પડેલી. એટલે આવીને તરત અમે તો માયસોર જવા માટેની જ તપાસ આદરી દીધી. અઠવાડિયામાં એક જ દિવસ ટુરીસ્ટ બસ જતી હોવાથી તેમાં ભાગ્યે જ આગલે દિવસે તો ટિકિટ મળે એવું અમે સાંભળેલું. અને એ સાચું પણ માની શકાય. એટલે અમે આવતી કાલે હવે ટુરીસ્ટ બસમાં તો માયસોર જઈ જ નહિ શકીએ એવી પરિસ્થિતિમાં મુકાયાં. છતાં ટુરીસ્ટ બસ ઉપાડતી કંપનીમાં પ્રયત્ન કરવાનું અમારા સંબંધીએ વિચાર્યું. દક્ષિણ ભારતમાં હજુ બધે ઠેકાણે વાહનવ્યવહાર રાજ્યને હસ્તક નથી. પણ ધીમે ધીમે થવા લાગ્યો છે. ખાનગી કંપનીઓ જ વાહનવ્યવહાર ચલાવે છે. એટલે એ ત્રણ ઠેકાણે ફોન કરીને અંતે માયસોરની ટુરીસ્ટ બસ ચલાવતી 'જનતા ટ્રાવેલર્સ'માં ફોન કરી જોયો તો રવિવારની બે ટિકિટો મળે તેમ હતું. બે ટિકિટ માટે ફોનથી કહી દીધું અને એ ટિકિટો મંગાવી લેવા માટે પેલા ભાઈને જ સોંપ્યું. એ ભાઈએ પણ, એવો કોઈ પત્ર મદ્રાસથી નહોતો મળ્યો એટલે તરત ટિકિટો મેળવી લીધી અને અમે નાહી-ધોઈને નાસ્તો કરીને સીધાં ઊપડ્યાં બેંગલોરની બજારમાં. માયસોરની ટિકિટો એ ભાઈ પાસેથી મેળવવાનું પહેલું કામ પતાવ્યું એટલે અમારા પગમાં જોર આવ્યું. એ જોરમાં ને જોરમાં બેંગલોરનું વખણાતું રેશમ અને હાથવણાટનું કાપડ ખરીદવા અમે ચીકપેટ કાપડ બજારમાં પેઠાં.

ત્યાંથી ઘેર પાછા ફરતી વખતે મહાત્મા ગાંધી રોડ ઉપર આવેલું રાજ્યનું એમ્પોરિયમ પણ જોયું. માયસોર રાજ્યની હાથીદાંત, સુખડ અને ધાતુની

કારીગરીની વસ્તુઓ અને બીજા કેટલાય હસ્તઉદ્યોગની ચીજો ત્યાં જોવા મળી. થોડીક ખરીદી કરીને અમે ઘેર પહોંચ્યાં.

બપોરે જમ્યા પછી આરામ કરીને બેંગલોરની સાંજ મહાલવા માટે અમે ઊપડયાં. ખાદીભંડાર અને આ શહેરની વિશાળતાનો ખ્યાલ આવે એટલું મોટું ચક્કર લગાવીને અમે સાંજે ઘેર આવ્યા. રાત પડતાંની સાથે ઠંડીનો ચમકારો પણ ઠીક ઠીક વધેલો લાગ્યો એટલે રાત્રે કયાંય બહાર જવાને બદલે બીજે *દિવસે સવારે માયસોર જવા માટેની તૈયારી કરીને* પથારીમાં લંબાવ્યું.

ત્રણસો એકરના વિશાળ વિસ્તાર પર ફેલાયેલી ભારતની જાણીતી વિજ્ઞાન સંસ્થા ઇન્ડિયન ઇન્સ્ટી ટયુટ ઓફ સાયન્સ, તેની બાજુમાં જ સાબુ અને ચીનાઈ માટીના વાસણોનું કારખાનું, રસેલ માર્કેટ, કોમર્શિયલ સ્ટ્રીટ, લાલબાગ, ટીપુ સુલતાનનો મહેલ અને કિલ્લો, નંદી મંદિર, મ્યુઝિયમ, ટેલિફોન બનાવવાનું કારખાનું, હવાઈ જહાજના ભાગોનું કારખાનું, હિંદુસ્તાન મશીન ટૂલ્સ ફેકટરી, રામન રીસર્ચ ઇન્સ્ટીટયુટ, માનસિક સ્વાસ્થ્ય સુધારતી હિંદભરની મુખ્ય સંસ્થા વગેરે બેંગલોરને માયસોર રાજ્યના પાટનગર ઉપરાંત વિશેષ મહત્ત્વવાળું બનાવે છે.

રવિવારે સવારે માયસોરની ટુરીસ્ટ બસ માટે અમે ઘેરથી નીકળ્યા ત્યારે બેંગલોરની ગુલાબી ઊંઘ ઊડી નહોતી. એકસો આડત્રીસ કિલોમીટર દૂર આવેલું માયસોર અને તેની આસપાસનાં પ્રેક્ષણીય સ્થળો જોવા માટે ઊપડની બસમાં અમે અમારા નંબરવાળી જગ્યા પર ગોઠવાયાં અને સાડા સાત વાગ્યે બસ ઊપડી. બસ-વ્યવહાર ધીમે ધીમે રાજ્ય હસ્તક થવા લાગ્યો છે છતાં શહેર બહારની બસો થોડીક ખાનગી કંપનીઓ હસ્તક છે. જનતા ટ્રાવેલર્સ પણ તેવી જ એક ખાનગી કંપની છે છતાં રાજ્ય હસ્તક ચાલતી બસ જેટલું જ, તેથીય વ્યવસ્થિત તેનું સંચાલન જોઈને ખુશી ઉપજી. માયસોરથી આ જ બસમાં અમારે પાછું નહોતું ફરવું એટલે થોડાંક કપડાં વગેરે માટેની એક નાની એટેચી અને કેમેરા સિવાય સાથે કાંઈ નહોતું લીધું. માયસોરમાં રાત ગાળવા પૂરતાં કપડાં અને પરચુરણ ચીજ-વસ્તુઓ વાળી એ એટેચી અમે બસમાં મૂકીને બેએક કલાક વૃંદાવનગાર્ડન, બપોરના ભોજન માટેનો કલાક, આર્ટગેલેરી, ઝુ વગેરે સ્થળે વધારે સમય બસની બહાર ગયાં ત્યારે પણ એટેચીમાંથી નાનો હાથરૂમાલ પણ અમે ગુમાવ્યો નથી. આપણી બાજુ તો આવી નાની એટેચી *સલામત રહે જ નહિ, આખી ને આખી જ અલોપ* થઈ જાય!

બેએક વરસ પહેલાં મેં સાને ગુરુજીની ગુજરાતીમાં ઉતારેલી નવલકથા ' પાનખર અને વસંત ' માયસોર જતાં બસમાંથી રસ્તે દેખાતાં દશ્યોથી સાદશ થઈ દક્ષિણ પ્રદેશ, કાવેરી નદી, વૃક્ષો અને એ નિર્દોષ માનવના આખી તાજી થઈ. કુદરત ભરપેટ્ટે દક્ષિણમાં રેલાઈ છે એ નજરે જોયું. 'પાનખર અને વસંત'માં ઉતારેલું એ કુદરતનું અસીમ વર્ણન આંખે અનુભવતાં આનંદ વધ્યો.

ત્રણેક કલાકની એકધારી બસ-મુસાફરી [illegible] દક્ષિણ ભારતની વિખ્યાત કાવેરી નદી ઓળ[illegible] અમે માયસોરની નજીક જ આવી ગયાં. [illegible] સોળ કિલોમીટરને અંતરે અને અમારા [illegible] પહેલું પ્રેક્ષણીય સ્થળ શ્રીરંગપટ્ટણ આવ્યું. [illegible] ઇતિહાસ તાજો થયો. ટીપુ સુલતાનનું [illegible] પાટનગર. ૧૭૯૯ની માયસોરની છેલ્લી લડાઈ [illegible] નગરે તારાજી અનુભવી. અને આ નગરના [illegible] વચ્ચે રહીને ટીપુનાં કુટુંબી લડાઈ સામે ઝઝૂમ્યાં ટીપુનો ઓષ્મ મહેલ જોવા અમે બસમાંથી ઊતર્યા ત્યારે દોઢ સદી પછી પણ એ મહેલની ભવ્યતા આંખમાં વસી ગઈ.

કાવેરી નદીને તીરે આવેલ વિશાળ દરિયા દોલતબાગ વચ્ચે આ ઓષ્મમહેલ આવેલ છે. રંગનાથ સ્વામીનું ૧૩મી સદીનું મંદિર, ટીપુંના પિતા હૈદરઅલીની





અને ટીપુની કબર પણ અહીં જ છે. આ ગ્રીષ્મ મહેલનો ઉપયોગ અત્યારે એમાં મૂકવામાં આવેલાં ઐતિહાસિક પ્રસંગો અને ટીપુની લડાઈઓ આલેખતાં ચિત્રો અને ટીપુના સમયની ચિત્રકળાને સંઘરી રાખનારું મ્યુઝિયમ જ છે. પ્રવેશ ફી રાખી હોવા છતાં એ ઐતિહાસિક ઈમારતમાં કોઈ જાતનું આકર્ષણ ન લાગ્યું કે ન એનું મહત્ત્વ દાખવનાર રાજ્ય તરફથી કોઈ વ્યવસ્થા થયેલી દેખાઈ.

શ્રીરંગપટ્ટણથી બસ ઊપડ્યા પછી માયસોર નગરની હદમાં પ્રવેશતાં જ પહેલો લલિતા મહેલ આવ્યો—અમારી બસ ત્યાં પહોંચી. અદ્યતન ઢબે બંધાયેલ આ મહેલનો અત્યારે રાજ્યના ખાસ મહેમાનો માટે ઉપયોગ થાય છે. ઊંચાઈ ઉપર આવેલ આ મહેલની અગાસીમાંથી માયસોરનું વિહંગ દૃશ્ય નજરે ચડે છે.

આ જગ્યાથી પણ ઊંચી જગ્યા અમારે જોવાની હતી એ ચામુંડા હીલ. લલિતામહેલ જોઈને અમારી બસ ઊપડી અને આબુ–મહાબળેશ્વર જેવા ચઢાણવાળા રસ્તા ઉપરથી પસાર થવા લાગી ત્યારે બાજુમાં જ તળેટી અને ઊંડી ખીણ નજરે ચડી. દરિયાની સપાટીથી સાતસો સિત્તેર મીટરની ઊંચાઈએ આવેલું માયસોર તેની ફળદ્રુપતા, આબોહવા અને સુંદરતાને કારણે Garden-city—ઉદ્યાનનગરનું વિશેષણ પામ્યું છે. ચામુંડાહીલ ઉપરથી આ નગરની ભવ્યતા—વિશાળતાનો ખ્યાલ આવે છે. રાજ્યની ફળદ્રુપ ભૂમિ પણ અહીંથી સુંદર રીતે દૃષ્ટિગોચર થાય છે. ઉપર જતાં ત્રીજા ભાગનો માર્ગ કાપ્યા બાદ વિશાળકાય નંદી નજરે પડે છે. સાવ ખુલ્લામાં બેઠેલો હોવાથી આ નંદી પહાડના ફલક ઉપર ખૂબ આકર્ષક લાગે છે. નંદીની એક જ પથ્થરમાંથી કોરી કાઢેલી એ ભવ્ય મગરૂબીભરી મૂર્તિ જોઈને તેના કળાકારના હૃદયની વિશાળતાનો ખ્યાલ આવે છે. દક્ષિણમાં શિવ અને શક્તિની પૂજા થતી હોવાથી નટરાજ, નંદી, અને પાર્વતી–શક્તિને રૂપે દરેક ઠેકાણે પુજાય છે.

ચામુંડી માતાના મંદિર પાસે પહોંચતાં જ પહેલી એક બિહામણી વિશાળકાય મૂર્તિ ઉઘાડા આકાશ નીચે ઊભેલી નજરે ચડે છે તે રાક્ષસ મહિષાસૂરની. આ રાક્ષસના નામ ઉપરથી જ આ નગરનું અને રાજ્યનું નામ મહૈસુર–માયસોર પડ્યું છે. આપણી કલ્પનાનો રાક્ષસ આ મૂર્તિ જોતાં મૂર્તિમંત થાય છે.

ચામુંડી મંદિર નાનું હોવા છતાં ભારે મહત્ત્વવાળું છે. રાજવંશની આ કુળદેવી છે. તેના શણગારથી રાજવૈભવનો ખ્યાલ આવે છે. આ દેવીનું મહાત્મ્ય ખૂબ છે. બાજુમાં જ ભવ્ય રથ છે. દશેરા એ સમગ્ર દક્ષિણનો તેમજ માયસોર રાજ્યનો મોટો ઉત્સવદિન છે. તે દિવસે આ રથમાં ચામુંડી માતાને બેસાડીને આખા નગરમાં ફેરવવામાં આવે છે. આ વિશાળ રથ પણ માણસો જ ખેંચે—કેવી વ્યાપક ધર્મભાવના!

નાની એવી આ ટેકરી ઉપરથી ચોમેર પ્રસરેલી પ્રકૃતિ રમણીય લાગે છે. દિવસે જેમ ટેકરી ઉપરથી માયસોર નગર અને કૃષ્ણરાજસાગર આંખોને ગમે છે તેમ રાતને વખતે નગરમાંથી આ ટેકરીનો રસ્તો દીપમાળથી શોભીતો સરસ દૃશ્ય પૂરું પાડે છે.

ટેકરીનો ઢોળાવ ઊતરીને અમે માયસોરમાં દાખલ થયાં. એક વાગી ગયો હતો. એટલે બધાં ઉતારુઓ જમવા જઈ શકે એવા મધ્યસ્થળે બસ ઊભી રહી અને અમે જમવા માટે સારી હોટેલની શોધમાં ઊપડી ગયાં. બેંગલોરથી અમારા યજમાને ગુજરાત લૉજની ભલામણ કરેલી એટલે અમે પૂછપરછ કરીને ત્યાં જ પહોંચી ગયાં. એ લૉજના ઉત્સાહી સંચાલક સાથે ગુજરાતીમાં વાત કરવાની ઘણે સમયે તક મળી. એ ઉત્સાહી ગુજરાતી જુવાન, તેમનાં એટલાં જ મદદરૂપ થતાં પત્ની, તેમનાં બા, સાસુ, સાળા વગેરે મોટું કુટુંબ જ આખી લૉજનું નાનું–મોટું કામ કરે છે. તેમનાં પત્નીએ ગ્રેજ્યુએટ થયા પછી થોડા સમય શિક્ષિકા તરીકે કામગીરી કર્યા પછી માયસોર પતિ સાથે જઈને આ નવી કામગીરી ઉપાડી તેનાં સાથી બન્યાં. રોટલી વણવાથી માંડીને પીરસવાનું



કામ પણુ આ પતિ–પત્ની જાતે જ કરે છે. આ લૉજમાં ગુજરાતી કરતાં દક્ષિણીઓ જ વધારે જમે છે—આપણે ત્યાં મદ્રાસી હૉટેલોમાં ક્યાં એકલા ગુજરાતીઓ નથી જમતાં ?

એક ટંકનો સવા રૂપિયો આપીને ઘણે વખતે અમે ગુજરાતી પદ્ધતિની રસોઈ ચાખી. ઘી-કેળાં, કચુંબર વગેરે તો વધારાનું. પેટને અને આંખને સંતોષ આપતાં એ યુવાન દંપતીનો આભાર માની રાતવાસો એમને ત્યાં જ કરવાનું નિમંત્રણ લઈ અમે અમારી બસ ઉપર પહોંચ્યાં ત્યારે બસ ઊપડવાની તૈયારીમાં હતી. ત્યાંથી અમે ઝૂ—પ્રાણી-સંગ્રહસ્થાન જોવા જવાનાં હતાં.

પહેલાં તો થયું કે આમાં શું જોવાનું હશે ? મુંબઈ, વડોદરા, અમદાવાદ વગેરે જગ્યાએ છે તેવું જ અહીં હશે. પણ પચીસ પૈસાની દાખલ ફી આપીને દાખલ થતાં જ અમે લટકતા કૅમેરા માટેની એક રૂપિયો ફી માગી ત્યારે કાંઈક આનંદ થયો. અને કલાકથીય ઓછો વખત આ સંગ્રહાલય માટે બસવાળાએ રાખ્યો છે તે ખરેખર ઓછો પડ્યો. આફ્રિકાનો હાથી આપણા હાથી કરતાં જુદો તરી આવે, ગેંડો, હીપોપૉટેમસ અને બીજાં કેટલાંય એવાં પ્રાણીઓ જીવતાં જાગતાં પહેલીવાર જોવા મળ્યાં. જ્યારે મસાલો ભરી રાખેલાં મૃત પ્રાણીઓ તો ફરી ક્યાંય જોવા મળશે કે કેમ એ જ મોટો પ્રશ્ન હતો.

એ જોઈને અમે રાજ્યની આર્ટ ગૅલેરી—ચિત્રશાળામાં પહોંચ્યાં. અહીં તો ખરેખર અમને સમય ખૂબ ઓછો પડ્યો. ચિત્રશાળા સાચા અર્થમાં ચિત્રશાળા છે. અનેક ખંડો અને ત્રણ મજલામાં વિસ્તરેલી આ ચિત્રશાળામાં કેટલાંય ચિત્રો છપાયેલાં જોયેલાં તેનાં મૂળ ચિત્રો જોવા મળ્યાં. સુધનાર્ઠ, નંદમાણુ, વગેરે બીજા પોતાના ચિત્રકારો ઉપરાંત આપણા ગુજરાતી ચિત્રકારોનાં ચિત્રોનું પ્રમાણ ખૂબ સંખ્યામાં જોવા મળ્યું ત્યારે કેટલાક મિત્ર–ચિત્રકારોનાં મૂળ ચિત્રો જોવામાં વધુ આનંદ પડ્યો. સુધતાઈ જેવા ચિત્રકારોનાં ચિત્રો માટે તો એક એક અલાયદો ખંડ જ રોકવામાં આવ્યો છે. આ બધાં ચિત્રો જોવામાં એટલાં બધાં લીન થઈ ગયેલાં કે અમારી બસના એકે ઉતારુઓ ચિત્રશાળામા ન દેખાયાં એટલે એકાએક અમારી નજર ઘડિયાળ તરફ ગઈ. બસ ઊપડવાનો સમય થવાને થોડીક જ સેકંડો બાકી હતી એટલે અમે સડસડાટ ત્રીજે મજલેથી દાદર ઊતરી ગયાં અને બધાં ઉતારુઓથી ભરાઈ ગયેલી બસ પાસે પહોંચ્યાં. અમે બસમાં બેઠાં એટલે બારણું બંધ થયું અને બસ ઊપડી.

આ આર્ટ ગૅલેરીમાં હસ્તકૌશલ્યના પણ એવા અદ્વિતીય નમૂના નજરે ચડેલા જેમાંથી ચોખાના દાણામાંથી કોરી કાઢેલો હાથી કે ભગવાનની મૂર્તિ તો આંખથી તરત પરખાય નહિ છતાંય યાદ રહી ગયાં છે.

અમે બસમાં બેઠાં કે તરત જ બસમાં અમારી સાથે શ્રીરંગપટ્ટણથી ચડેલા એનાઉન્સર-બોમિયાએ અમારી સફરનું છેલ્લું અને સૌથી મહત્ત્વનું સ્થળ ગણાવ્યું વૃંદાવન ગાર્ડનને. એટલું ખરું કે અત્યાર સુધી જે જે ઠેકાણે બસ રોકાઈ હતી તે બધાં સ્થળ કરતાં અહીં વધુ રોકાવાની હતી. પણ રાત્રે જ જે બાગની શોભા જોવાની હોય છે ત્યાં પાંચ વાગ્યામાં લાવીને ઉતારી દીધાં એના કરતાં આર્ટ ગૅલેરી અને ઝૂ ઉપર વધુ સમય આપ્યો હોત તો સારું હતું એવું લાગ્યું.

વૃંદાવન બાગ આવતાં પહેલાં એક મહત્ત્વનું સ્થળ જોયેલું તે સેંટ ફીલોમેનાનું દેવળ. ગગનચુંબી મીનારાથી શોભતું આ ખ્રિસ્તી દેવળ જેટલું બહારથી આકર્ષણ જમાવે છે તેટલું જ અંદરથી એની રચના આકર્ષે છે. દક્ષિણ ભારતનાં ખ્રિસ્તી દેવળોમાં માયસોરનું આ દેવળ સૌથી મોટું અને મહત્ત્વવાળું છે. દેવળમાંનાં રંગીન ચિત્રો અને આરસની મૂર્તિઓ તેમ જ ભોંયરામાંથી અંદર જવાનો સુંદર માર્ગ અને સંત ફીલોમેનાની મૂર્તિ પણ જોયા વિના વસવસો રહી જાય એટલી પવિત્ર વાતાવરણની સર્જક છે.

માયસોરથી ઉત્તરે ઓગણીસ કિલોમીટરને અંતરે આવેલો વિશ્વવિખ્યાત વૃંદાવન બાગ કુદરતની નહિ પણ માણસની કરામત છે. કાવેરી નદી ઉપર બંધ બાંધીને





લગભગ એંસી કિલોમીટરના વિશાળ વિસ્તારમાં ફેલાયેલો કૃષ્ણરાજસાગરનો જળરાશિ સરોવર કરતાં નામ પ્રમાણે સાગરનો જ ખ્યાલ વધુ આપે છે. કૃષ્ણની વિહારભૂમિ સમી આ જગ્યાનું નામ પણ વૃંદાવન બાગ એટલે જ આપવામાં આવ્યું લાગે છે. આપણા જેવા ગરીબ દેશને, તેમાંય દક્ષિણની ભૂમિ તો ગરીબાઈનું પ્રતીક છે એવા પ્રદેશને આવો વૈભવ શી રીતે પોષાય? આટલો જ પૈસો દેશના કેટલાંય જરૂરી કાર્યો પાછળ ખરચાયો હોત તો દીપી ઊઠત.

વિશ્વખ્યાત આર્કિટેક્ટ એમ. વિશ્વેશ્વરૈયાએ પંદરેક વરસ પહેલાં બાંધેલો આ કૃષ્ણરાજસાગર બંધ ૪૦ મીટર ઊંચો અને લગભગ બે કિલોમીટરની લંબાઈનો છે. આ બંધમાંથી પાણીને વૃંદાવન બાગના ફુવારાઓ અને પાણીના બનાવટી ધોધના ઉપયોગમાં લેવાય છે. પણ માનવરચિત આ ફુવારા અને ધોધ ઉપર રાત્રે જ્યારે વીજળીનો રંગબેરંગી પ્રકાશ ફેંકવામાં આવે છે ત્યારે એની શોભા અનેકગણી વધી જાય છે. અઠવાડિયામાં બુધ, શનિ અને રવિ એ ત્રણ જ દિવસો આ બાગમાં વીજળીક રોશની ફેંકવામાં આવે છે એટલે આ બાગની રમણીયતા જોવા જનારે આ દિવસ શોધીને જવું પડે છે—ફક્ત નવરાત્રિના દિવસોમાં રોજ ચાલુ હોય છે. આ બાગનું સૌંદર્ય નિહાળવા માટે પ્રવેશ ફી પણ રાખવામાં આવી છે.

સાંજે સાડા છ વાગ્યે વૃંદાવન બાગમાં વીજળી-બત્તીઓ શરૂ થાય છે એમ અમને જણાવવામાં આવેલું. પણ છેક સાત વાગ્યે ખૂબ જ અંધારું થયું ત્યારે જ બત્તીઓ શરૂ થઈ અને બાગમાં ફરતો માનવ પ્રવાહ પણ એ વીજળીક રોશનીના પ્રકાશમાં ખળખળાટ વહેતા ધોધ અને ફુવારા માફક વહેવા લાગ્યો. આ બાગની મઝા એ જ વખતે શરૂ થાય છે. બે કલાક સુધી બાગમાં ફરવા માટે બીજી કોઈ રાહ જોવાની જ નથી હોતી— ફક્ત બત્તીઓ થવાની. બત્તીઓ થાય એટલે માનવ ટોળાં એ જોઈને પોતાની જાતને ધન્ય માને અને બહાર જવાની તૈયારી કરે.

અમારે અમારી બસમાં પાછું બેંગલોર નહોતું જવું છતાં માયસોર વૃંદાવન બાગથી દૂર હતું એટલે વાહનની તો જરૂર હતી જ. માયસોર જવા માટેની બસની બહુ સારી સગવડ ન કહેવાય. અંતે અમારે ટેક્સીનો જ આશરો લેવો પડ્યો અને છેક રાત્રે સાડાનવે અમે માયસોરમાં ગુજરાત લૉજ ઉપર પહોંચ્યાં. એટલું મોડું થયેલું એટલે જમવાની બહુ ઇચ્છા નહોતી તો ય જમી લીધું અને સવારના પહોરમાં શ્રવણબેલગોલા જવા માટેની બસ પકડવી હતી એટલે પથારીમાં લંબાવી દીધું.

બેંગલોરથી માયસોરની ટુરીસ્ટ બસ દશ રૂપિયામાં આટલું વિશાળ ક્ષેત્ર આવરી લે છે તે ખરેખર પ્રવાસીઓ માટે આશીર્વાદ સમું લાગ્યું. સવારના આઠથી રાતના સાડા અગિયારે બેંગલોર પાછી ફરે ત્યાં સુધીમાં જે વિવિધ સ્થળો બતાવે છે તેમાં પૈસા—અને જેને સમય ઓછો હોય તેનો સમય પણ વસૂલ થયેલો લાગે. અમારે માયસોરથી વિશ્વખ્યાત ગોમટેશ્વરની મૂર્તિવાળું સ્થળ શ્રવણબેલગોલા જોવા જવું હતું એટલે બેંગલોર પાછા જવા માટે ટુરીસ્ટ બસનો લાભ જતો કર્યો અને રાત માયસોરમાં ગાળવાનું નક્કી કર્યું.

ગુજરાત લૉજમાં જમવાની જ સગવડ છે, રહેવા માટે કોઈ વ્યવસ્થા નથી થતી. પણ બપોરે અમે જમેલાં ત્યારે અમને રાત ગાળવા એ લૉજના ઉત્સાહી માલિકે ઇજન આપેલું. લૉજની બાજુમાં જ આવેલા એમના ઘરની એક અલાયદી ઓરડી અમને સૂવા માટે મળી. આખા દિવસની દોડાદોડીને લીધે અમે તરત ઊંઘી ગયાં અને સવારે વહેલાં ઊઠીને તૈયાર થઈને સાત વાગ્યે તો અમે બસના મથક ઉપર પહોંચી ગયાં.

ત્યાં જઈને ખબર પડી કે શ્રવણબેલગોલા સીધી બસ તો છેક સાડા આઠ વાગ્યે ઊપડે છે અને તે બસ એટલે બધે ઠેકાણે ઊભી રહેતી જાય છે કે બાર સાડાબાર પહેલાં તો શ્રવણબેલગોલા ન જ પહોંચાડે. માયસોરથી એંસી કિલોમીટર જ દૂર આવેલું આ પ્રેક્ષણીય સ્થળ અમારે જોવું જ હતું અને સાંજે તો અમારે

કોઈપણ હિસાબે બેંગલોર પહોંચવું હતું. કારણ કે તે જ દિવસે રાત્રે બેંગલોરથી મદ્રાસ જવાની ટિકિટ અમે રીઝર્વ કરાવી રાખી હતી. એટલે શ્રવણબેલગોલા વહેલા પહોંચાય તેવી તપાસમાં અમને ખબર મળી કે રાજ્ય હસ્તક ચાલતી બસ ચન્નાપટ્ટણ સુધી જાય છે. ત્યાંથી દસેક કિલોમીટર જ દૂર શ્રવણબેલગોલા છે. અને ચન્નાપટ્ટણથી તો તરત બસ મળે છે.

અમે ચન્નાપટ્ટણની બસમાં બેઠાં. દોઢેક કલાકમાં તો શ્રવણબેલગોલાની ટેકરી અમારી બસમાંથી દેખાઈ. પણ એ જગ્યાએથી શ્રવણબેલગોલા જવાનો ગાડારસ્તો જ હતો. એટલે અમે એ અમારા લક્ષ્ય સ્થળની બાજુમાંથી પસાર થયાં છતાં ત્યાં જઈ ન શક્યાં. અને ચન્નાપટ્ટણ જ જવું પડ્યું.

પણ અમારો ઉત્સાહ તોડી પાડે એવું તો હવે બનવાનું હતું. જે સ્થળ જોવા માટે ગઈ કાલે રાત્રે સીધી બેંગલોર જતી બસ જતી કરી, એમ બેંગલોર સુધી જવાનો અમારો હક જતો કર્યો, માયસોરમાં જેમતેમ અગવડ-સગવડ વેઠીને રાત વીતાવી અને હવે એ જ જોવા નહિ મળે એવું નક્કી કરવું પડશે ત્યારે જરા મનમાં અકળામણ અનુભવવી પડી. અમે ચન્નાપટ્ટણ પહોંચ્યાં ત્યાં જ ખબર પડી કે શ્રવણબેલગોલાની બસ ઊપડી ગઈ છે. પણ એ ઊપડેલી બસ ગામમાં પોસ્ટઑફિસે ટપાલ લેવા ગઈ છે, ટપાલ લઈને અહીં સ્ટેન્ડ ઉપર આવીને પછી જશે એવી ત્યાંના બસ કંપનીના મથક-સંચાલકે અમને બાતમી આપી. સાડાદસ તો થઈ ગયા હતા. સાડા અગિયાર થવા આવ્યા ત્યાં સુધી બસ ન જ આવી એટલે અમે તપાસ કરી તો જાણવા મળ્યું કે બસ ટપાલ લઈને સીધી જ ગઈ લાગે છે!

રાજ્યહસ્તક ચાલતી બસમાં પણ આવી અવ્યવસ્થા? અંતે અમે બેંગલોર જતી બસની રાહ જોતાં બેઠાં. અહીં સુધી જે સ્થળ જોવા માટે આવવાની દોડાદોડ કરી એ જ સ્થળ જોયા વિના જ ચાલ્યા જવું પડશે એ વિચાર આવી જ શકતો નહોતો. બાર વાગવા આવ્યા ત્યારે એક બસ આવી તે શ્રવણબેલગોલા થઈને જતી હતી એવી ગંધ આવતાં જ અમે તરત પાછા આવી શકીશું એવી મળેલી ખાત્રીથી જોખમ ખેડીને તેમાં બેઠાં. પચીસ ત્રીસ મિનિટ નહિ થઈ હોય ને અમે એ ભવ્ય મૂર્તિવાળી ટેકરીની તળેટીમાં દાખલ થઈ ગયાં. એક પ્રકારની તૃપ્તિ અનુભવી અને ૧૭ મીટર ઊંચાઈએ ચડવા માટે ટેકરીના પથ્થરમાંથી જ કોરેલા પાંચસો મોટાં પગથિયાં ચડવા લગભગ દોડાદોડી જ આદરી. કારણ કે અડધા કલાકમાં જ અમારે ચન્નાપટ્ટણ પાછાં ફરવા માટે બસ પકડવાની હતી. જે બસમાં ત્યાં ગયાં હતાં તે જ બસ વળતી વેળા અમને લઈ જવાની હતી.

કહેવાય છે કે અશોકના દાદા ચંદ્રગુપ્ત મૌર્યે વૃદ્ધાવસ્થામાં જૈન ધર્મ સ્વીકારેલો અને ૧૦૨૧ મીટર સમુદ્ર સપાટીથી ઊંચાઈએ આવેલ ઈંદ્રગિરિની ટેકરીઓમાં વાસ કરેલો. આ જ ટેકરીઓમાં ઈ. સ ૯૮૩ માં એક અખંડ પહાડમાંથી અઢાર મીટર જેટલી ઊંચાઈની આ ભવ્ય મૂર્તિ કંડારવામાં આવી છે. હજારેક વરસથી અડીખમ ઊભેલી આ મૂર્તિ ઉપર બહારની વાતાવરણીય કોઈ અસર થઈ નથી એવો સમૃદ્ધ એ પથ્થર છે. આટલી મહાન મૂર્તિની કલ્પના પણ ન કરી શકાય એટલે જ નજરે જોવાની એટલી ધગશ જાગેલી. નજરે જોયા પછી એની ભવ્યતા ખરેખર આંખને ઠારી ગઈ.

ગોમટેશ્વરની આ મૂર્તિ જૈનોનું—ખાસ કરીને દિગંબર જૈનોનું તો યાત્રાધામ છે. છતાં જૈનો કરતાંય વિશેષ અન્યધર્મીઓ પણ આ મૂર્તિને વધુ ભક્તિભાવથી પૂજે છે એ પણ એટલું જ સત્ય છે. અમે પણ ગોમટેશ્વરની મૂર્તિને વંદન કરતી વખતે તેમના દર્શન કરવાની અમારી ઉત્કટ ઇચ્છાને ફળવતી બનાવવાનો બધો યશ એ સર્વશક્તિમાનને આપ્યો અને થોડીવાર થાક ખાઈને એ મૂર્તિને ધરાઈને નીરખી અમે નીચે ઊતરી ગયાં.

દોડતાં જઈને આવ્યાં પણ અમારી બસનું તો કોઈ





પુષ્કર ચંદરવાકર

# ઝેલમ વહી જાય છે !

ઝેલમનો અર્થ અમૃત થાય છે. અમૃતરૂા આપણા જનાનો ગામડાંઓ છોડીને શહેરમાં એ ચાયે જાય છે ઝેલમનાં નીર વુલરમાં જઈને થંભે છે. બહાર વહી હોત તો ખેડૂતને તેનાં નીર ખપમાં લાગ્યા હોત— નામને સાર્થક કરતી આ વાર્તા લેખકને કાશ્મીરમાંથી જડી છે...

વર્ષોથી ઝેલમના નિરંતર વહેતા પાણીમાંથી જે મર્મર ધ્વનિ જન્મે છે તેને તો તેના સામા કાંઠા પરના બીજા ને ત્રીજા પૂલ વચ્ચેના કશ્મીર મ્યૂઝિયમ સામે આસન જમાવી બેઠેલ જગજૂના ને તોતીંગ ચિનાર વૃક્ષ નીચે બેસનાર જ સમજી શકે છે, અને જાણી પણ શકે છે.

આ જ ઝેલમ ગગરીબલ વાટે દલ સરોવરને જાત સમર્પી જળના સૌંદર્યને પ્રગટાવે છે, પણ છતાંય ઓકટોબરના ત્રીજા અઠવાડિયાની અધવચ્ચે પેલા નાનકડા પૂલ પાસેની તેની ઝળબના—Catchment canal—પ્રારંભનાં પાણી સુકાઈ ગયાં છે અને બેચાર શિકારાઓ કાદવમાં ખૂંચીને પડ્યા છે. સાતેક ફર્લાંગના ગગરીબલનો અને ત્રીજો ઘાટ ભરપૂર પાણીએ ભરેલો છે, ને તેના પાણીમાં પથરાયેલ હીલની વેલ પાણીના ઝાંખા વાદળી રંગને નીલરંગી બનાવે છે.

ત્રીજા ઘાટના પગથિયે નાનકડા શિકારા ને રંગબેરંગી કપડાંથી શણગારેલા મોટા શિકારાને અડકાડીને નવરા પડેલ જુવાનિયાઓ ઇશ્ક અને મુહબ્બતનાં રંગીલાં કાશ્મીરી લોકગીતો હુક્કો પીતાં પીતાં માથાં ડોલાવતાં ડોલાવતાં લલકારે છે. કથાના સંવાદો અને ઊર્મિઓ તેમના ચિત્ત તંત્રમાં રોમાંચ જન્માવે છે અને તે અનુભવીને અફીણીની જેમ રંગમાં આવી તેઓ પણ માથાં ડોલાવવા લાગે છે, સંધ્યા નમી હોય છે ત્યારે પેલા દીવાઓના તેજનાં પ્રતિબિંબ દલમાં અને ગગરીબલમાં રમત આદરે છે ત્યારે આ બેલા વધુ રંગીલી બને છે.

ગુલામનબી શિકારા હંકારનારામાંનો એક છે. તે પણ ગગરીબલના ત્રીજા ઘાટ પર નાનો શિકારો કદીક; તો કદીક શણગારેલો મોટો શિકારો ચલાવે છે પણ ગુલામનબી શ્રીનગરી નથી. તેનો જન્મ 'બોટહાઉસ'માં

---

ચિહ્ન જ નહોતું. સારું થયું કે અમે બસની રીટર્ન ટિકિટ નહોતી લીધી. નહિતર અમે કલાકેક સુધી રાહ જોયા પછી પણ એને બદલે બીજી ચન્નાપટ્ટણ જતી બસમાં બેસતા પહેલાં જરા વિચાર કરત. અંતે બીજી બસમાં બેસીને અમે ચન્નાપટ્ટણ પહોંચ્યાં ત્યારે ખબર પડી કે બેંગલોર જતી એક્સપ્રેસ બસ તો ગઈ અને બીજી મેંગલોરથી બેંગલોર જતી એક્સપ્રેસ બસમાં તો જગ્યા જ નથી હોતી એટલે વચ્ચેનાં ગામોનાં ઉતારુઓ માટે તેમાં બહુ આશા ન અપાય. બેંગલોર જતી એક લોકલ બસ ઊભેલી તે તો દરેક નાના નાના ગામે ઊભી રહેતી બસ હતી. બેંગલોર છેક સાડા આઠ નવે પહોંચાડે. જ્યારે સાડાનવે તો અમારે મદ્રાસ જતી રેલગાડીમાં બેંગલોરથી ઊપડવાનું હતું. અને લોકલ બસનો સમય પણ ધાર્યો ન સાચવી શકાય એવી વાત એ બસના ડ્રાયવરે જ કહી. એટલે અમે મેંગલોરથી આવતી એક્સપ્રેસ બસની રાહ જોવા વિચાર્યું ત્યાં જ એ બસ દેખાઈ. અમારા સદ્ભાગ્યે એ બસમાં દસ-બાર જગ્યા હતી એટલે અમને બેસવાનું સહેલાઈથી મળી ગયું.

ચન્નાપટ્ટણથી બેંગલોરનો એકસો સાઈઠ કિલોમીટરનો એ લાંબો માર્ગ અમે સાડા ત્રણ કલાકમાં વટાવ્યો એટલે છ વાગ્યા પહેલાં તો અમે રેસીડેન્સી હાઉસના અમારા નિવાસસ્થાને બેંગલોર કેન્ટોન્ટમેન્ટમાં પહોંચી ગયાં. ઘેર પહોંચ્યા પછી જ વરસાદ શરૂ થયો હવામાં પણ ઠંડક વધી. અમે મદ્રાસ જવા માટે સ્ટેશને પહોંચ્યાં ત્યારે મનમાં સફળ પ્રવાસનો એવો સંતોષ હતો કે ગાડીમાં સૂતાં પછી છેક બીજે દિવસે સવારે મદ્રાસ સ્ટેશન આવ્યું ત્યારે જ આંખ ઊઘડી.



પણ નથી થયો, આથી તે પૂરો શ્રીનગરી તો ન જ કહેવાય છતાંય આ નવજુવાને જિંદગીનાં અઢાર વર્ષ તો શિકારા ચલાવવામા, સંતુરની મોજ લૂંટવામાં અને કાશ્મીરી લોકગીતો ગાવામાં ગાળ્યાં છે. અને જ્યારે 'ચેરી બ્લોસમ' નામના બોટ હાઉસમાં ઑક્ટોબરની મધ્યમાં પૂજાના તહેવારોમાં શ્રીનગરમાં બંગાળી બાબુઓ ઊભરાય છે ત્યારે તનતોડ તે કામે લાગે છે. પણ આ વર્ષે પૂજાના તહેવારો શરૂ થયા છતાંય હજુ બંગાળી બાબુઓ શ્રીનગરમાં થોડા દેખાયા, અને 'ચેરી બ્લોસમ' હજુ નવરી અને ખાલી પડી રહી, ત્યારે ગુલામનબી માસીની રજા લઈ તેનાં માબાપને મળવા બારામુલ્લા ગયો.

ગુલામનો બાપ અહમદનબી ધંધે ખેડુ હતો પણ સુખી ખેડુ. વળી ખેડુમાંય તે સારા ઘરનો અને ઉચ્ચ કુળનો મનાતો. તેનું વર્તન પણ તેના કુળની આબરુને છાજે તેવું હતું. બારામુલ્લાથી ચારેક માઈલના અંતરે ટેકરીના ઢોળાવમાં તેનું ગામડું હતુ અને તેના ગામડાને ઘસીને એ જ ટેકરીમાંથી જન્મેલ ઝરણું જતું. આ ઝરણાના કાંઠે અહમદની વારસાગત ચાળીશ વીઘા જમીન હતી, જેમાંનાં બે ખેતરો માત્ર ચોખા માટે હતાં. બાકીનાં ત્રણ ખેતરોમાં તે મકાઈ, રાઈ અને પરચુરણ ફળોનો બગીચો કરતો સરગમ, લાલરંગી મૂળા ને પાલખની શાકભાજી પણ તે આ ખેતરોમાં પકવતો. આમાંથી તેના નાનકડા કુટુંબનો ખૂબ સુખેથી ગુજારો થતો. વળી આ ઉપરાંત અહમદનબીએ સાઠ ઘેટાં પાળ્યાં હતાં, જેમાંથી કુટુંબના મોજશોખની ચીજ જણસો તે ખરીદી શકતો, કેમકે તેમનું ઊન રેશમ જેટલું મુલાયમ હતું અને તેનાં ઘેટાં તેને એ વખત ઊન આપતાં.

જ્યારે અહમદને જાણ પડી કે ગુલામ શ્રીનગરથી ઘરે આવ્યો છે. ત્યારે તેની સામે નજર કરીને મનમાં તેણે વિચાર્યું: 'લડકો જવાનીમાં આવી ગયો છે.' તે પોતે ઓરડામાં ગયો અને તેની પત્નીને કહ્યું: 'બીબીજી, તારા પુત્રને કહી દેજે કે હવે શ્રીનગર જવાનું ન હોય, હવે આપણી સાથે જ રહે!'

'ભલે, કહીશ!'

અને અહમદનબીએ ખાટલો ઢાળ્યો. તે ખાટલા પર બેઠો અને હાથમાં હુક્કો લેતાં બોલ્યો:

'શાદી કરવાની તેની ઇચ્છા કયારે છે, તે પણ પૂછી જોજે. કેમ કે હવે તે જવાન થઈ ગયો છે!'

'અલ્લામિંયાની રહેમ ઊતરી છે!'

'તે તો ઠીક, પણ તેનું બદન પણ આપણી આ ટેકરી જેવું મજબૂત-બન્યું છે.'

'અલ્લામિંયા...'

'બરાબર છે, અને તું એ પણ જાણ છ કે તે આપણું એકનું એક ફરઝંદ છે.'

બીબીજીએ નિસાસો નાખીને ઉત્તર વાળ્યો: 'તેના જનમ કેડે અલ્લાએ મારા પર કદીય રહમ ન કરી'

તે તો ઠીક...પણ તું જાણ છ!' બોલી તેણે હુક્કાની નળી મોં બહાર કાઢી અને ધુમાડાને ઉપર ફેંક્યો. તે ખાટલા પર સ્વસ્થ થયો: 'તું જાણુ છ કે આપણ બને હવે ઉમ્મરમાં આગળ વધી રહ્યાં છીએ. તારા ડાબા લમણાની બેત્રણ લટો ધોળી થવા લાગી છે. ખરેખર શ્રીનગરના પડખામાં ઊભેલ સુનેમાનની ચોટી જાન્યુઆરીમાં બરફે છવાઈ જાય છે ને લાગે છે તેવી જ!'

'અલ્લામિંયાની મારા પર નાખુશી ઊતરી છે ત્યારે જ તો!'

'એમાં અલ્લામિંયાને વચમાં લાવવાની કશીયે જરૂર નથી, પણ તે આપણુ બંનેની કમનસીબી છે!'

આ સાંભળી તે જરાક મરકી.

હવે અહમદનબી જરાક ઘેલછાભરી વાણીમાં બોલ્યો: 'મેરી પ્યારી બીબીજી, સફેદ લમણાનાં કારણે તારા હુસ્નમાં કાંઈ ફેર પડ્યો હોય, તેવું મને લાગતું નથી. મારા દિલમાં તો તું આકાશના ચાંદની જેમ બેઠી છો.' બોલી તેણે પેલી કાશ્મીરી ગીતપંક્તિ જરા હલકથી લલકારી:

'આ જા...આ જા...હુરી..., હુ...ઉ...રી!'

તેણે ફરી હુક્કાની નળી મોંમાં લીધી, હુક્કાનો તેણે દમ લીધો, ને ત્યારે પેલા કોલસા સહેજ વધુ લાલી મારવા લાગ્યા. તેના માથા પરની તાલટોપીને તેણે સમીનમી કરી અને તેણે ખીણીને પ્રશ્ન કર્યો : 'આપણા પાડોશી રસુલને ત્યાં ફાતમા નામની લડકી છે!'

'હા...છે...છે! હું તો તેને હુરી કહું છું. તે બરફની પરી જેવી રૂપાળી છે. તેની આંખમાંની કીકીઓ આકાશના નીલ રંગના સિતારા જેવી છે. તેનું લાંબુ નાક છેડેથી દેવું વળાંકવાળું...તેનું જડબું નીચેથી જરાક પહોળું ને ઉપર જતાં જરાક લંબગોળ આકાર લેતું...અને તેના ગાલ ગુલાબી! તમે માનવા તૈયાર થશો? હું જ્યારે તેના ભણી તાકી રહું છું ત્યારે મારા મનમાં શી ગડમથલ ચાલતી હોય છે! મારા હોઠમાં સળવળાટ શરૂ થાય છે કે હું એને ક્યારે ચૂમું! બેપાંચ ચૂંબનોથી મને ધરવ ન થાય, પણ અનેક...'

'ખરેખર? તો આપણો શાહજાદો જમીન ખેડશે કે આ ફતુના ગાલ ને હોઠે ચૂંબનો ચૂંબ્યા કરશે?'

આ સાંભળી તે જરાક છોભીલી પડી, તેનાં મોં પર શરમના શેરડા આવ્યા ને તે પાછી મૂંગી બની.

પણ ત્યાં અવાજ આવ્યો : 'અહમદચાચા, એ અહમદચાચા.'

'કોણ?'

'એ તો હું—સુલેમાન શેખ!'

'સુલેમાન શેખ!'

અહમદ ખાટલા પરથી ઊભો થયો, ડીલ ફરતો કાશ્મીરી ઊનનો ધાબળો વીંટયો અને તેના ઘરના બારણા આગળ આવવા લાગ્યો ત્યાં સામેથી જ સુલેમાનને તેણે આવતો જોયો.

'ગુલામનબી, સલામ માલેકુમ!'

'શેખ, માલેકુમ સલામ!' અને ગુલામે વિવેકમાં માથાને સહેજ નમાવ્યું.

'અહમદચાચા, મારા મનનાં સંતોષ અને સુખ વ્યક્ત કરવા આવ્યો છું!' શેખ બોલ્યો. અને બને સાથે ચાલતાં ચાલતાં ઓરડામાં ખાટલા પાસે આવ્યા, ને તે પર ગોઠવાયા.

'શેનાં વળી સુખ ને સંતોષ?'

'કે આપણો લડકો શ્રીનગર પાછો આવ્યો!'

આ સાંભળી અહમદે તેનાં બંને ભ્રમરોને એકબીજાની નજીક લાવવાનો પ્રયત્ન કર્યો. અને આશ્ચર્ય વ્યક્ત કર્યું; 'કોણ?'

'આપણો લડકો ગુલામ!'

'ગુલામ તો પાછો ફરવાનો જ હતો. તે આ ટેકરીના ગામડામાં જન્મ્યો છે. જ્યારે તે તેની અમ્માના પેટમાં ઉછરી રહ્યો હતો ત્યારે તેણે આપણા ઝરણાંનાં મીઠાં મીઠાં મર્મર ધ્વનિવાળાં મૂંગાં ગીતો સાંભળ્યા હશે ને! અને તેય પાછાં ઘનઘોર અને મેઘલી રાતે, જ્યારે કોઈ જાગતુંય ન હોય! તું તો જાણતો હોઈશ કે આપણી...આપણી જમાનવાળા માને છે કે જેણે આપણાં આ ઝરણાંનાં ગીતો સાંભળ્યાં હોય, તે ભલે આખી દુનિયા ઘૂમવા નીકળે, પણ તેને ઘરનો નેડો આજબનો. આ તોને ડેરે તો અહીં જ, કદાચ આપણા જ કબ્રસ્તાનમાં.'

'તે ખરું પણ શ્રીનગર તો રૂપકડું ને જાદુભર્યું શહેર છે! જેવી ત્યાંની નારીઓ, તેવી તે નગરી! તમે કદાચ પેલું કાશ્મીરી લોકગીત સાંભળ્યું છે : નખરાખોર... મતવાળી...'

'મારે તે આ ઉંમરે તે સાંભળીને શું કામ છે? મારે તો મજાની મતવાળી ઘરવાળી છે. હેયે ચાંપીને ...તેને સાચવીને...' તે જરાક મરક્યો. સુલેમાન શાંત રહ્યો ને તે વધુ ગંભીર પણ બન્યો.

'સુલેમાન...'

'બોલો ચ.ચા!'

'આજે ખૂબ ઠંડી છે...'

'તે તો છે જ! પણ ચાચા, જૂના આચાર ને વિચાર હવે જવા લાગ્યા છે. તમારી નજરમાં આ સત્ય હવે તરવરવા માંડ્યું હશે.'

'શેખ, વાત શી છે?'

'ચાચા, વાત ખરું કે જે લોક હવે શ્રીનગરમાં જાય છે તેમને તેમના ગામડે પાછા આવી ધરતી ખેડવાનું દિલ થતું નથી '

'સુલેમાન, હુય ક્યા શ્રીનગરમા નહોતો ગયો ? ત્યા જ તારી ચાચીની સાથે મે શાદી કરી તે ક્યા શ્રીનગરની નથી ? '

'તમને ત્યારે હજુય ભૂતકાળીન વિચારમા, સમાજમા અને માનવમા વિશ્વાસ અને શ્રદ્ધા છે '

'પણ આટલી લાંબી ચર્ચા શાને કાજ ? '

'મને ગુનામ માટે ઇત બાર ના, ના ! આપણી સાથે કદાચ તે પણ ન રહે ! '

'ના ના ! ' નમી માથુ ધૂણાવીને બોલ્યો 'શા માટે તે નહી રહે ? પ્રથમ તો તે મારા ખૂનનો છે વળી તને પૂરેપૂરુ ભાન છે કે મારુ એકનુ એક ફરજંદ છે તેને એ પણ ખ્યાલ છે કે ચાળીશ વીઘા જમીન અને સાઠ ઘેટામા કોઈ ભાગીદાર નથી પથ્થરનુ નાનકડુ પણ રૂપાળુ ઘર પણ તેના જ ભાગમા '

સુલેમાને તેની આંખો મીંચી અને નબીની આ બડાશભરી ગણતરીમા તેને કાંઈ સમજણ જ ન પડી !

'સુલેમાન, તને મારી ઓલાદમા ઇતબાર નથી જ ? '

'આ કાંઈ ઇતબાર કે ખૂનનો પ્રશ્ન નથી '

'તો પછી ? '

'પલટો લેતા જમાનાનો, આદર્શોનો, ભાવનાઓનો, મહત્ત્વાકાંક્ષાઓ અને માન્યતાઓનો સવાલ છે '

'હં ? ' અહમદે બગાસુ ખાધુ અને ફરમાયેશ કરી

'બે ગ્લાસ ભરી કાવો મોકલો ! '

બને પાછા મૂગા બન્યા, પળવિપળ માટે અને પછી અહમદે હુકમ છોડ્યો 'તમાકુ ફિક્કી છે ! શા માટે તે પીવી ? આપણને તો હુક્કો દિલ જેટલો પ્યારો છે બીબીજી '

અહમદ સુલેમાન સામે તાકી રહ્યો પણ સુલેમાનના ચિત્તમા ચાલતી ગડમથલને તે ન પામી શક્યો કે ન તેનુ માપ કાઢી શક્યો છતાય તે એટલુ સમજી શક્યો કે આજે સુલેમાન કાંઈક શોકભર્યો, દુખી ને હતાશ છે

'શેખ, તુ જાણે છે ને કે હુ કોઈ પણ કલંદર ને પીર જેટલો પાક છુ ? '

'બરાબર જાણુ છુ '

'તુ તે પણ બરાબર જાણે છે કે હુ માત્ર બે ઓરતોને નહી પણ ચારને '

'તમારી વાત બરાબર છે ! '

'તો મે કેમ બીજી ઓરત પણ કરી નથી ! ' નમી સુલેમાન સામે આંખનુ મટકુ માર્યા વગર તાકી રહ્યો

'કેમ કે જમાતના બંધનો અકબંધ રહેવા જોઈએ ' ના ના ! હુ પાકદિલ આદમી છુ અને હુ તેવા તરીકે મરવા ચાહુ છુ તેમ કરુ તો જ મારો આ પાક લડકો પાકદિલ રહે ! '

'એ વળી જુદી વાત કહી ! '

'ના, ના ! એમા કશુય જુદુ નથી ' નમીએ શ્રદ્ધાપૂર્વક માથુ ધૂણાવ્યુ

'આ તો માન્યતા ને અભિપ્રાયનો સવાલ છે '

નબીનો નોકર ખાટલા પાસે આવ્યો, હુક્કાને લઈ ગયો અને બંનેને હાથમા કાવાભર્યો ગ્લાસ આપ્યા. સુલેમાનની નજર ગ્લાસમાથી અદ્ધર ઊડતી વરાળ પર ગઈ, તે તેની સામે ઘડીવાર તાકી રહ્યો ને બોલ્યો, 'નબી તમે આ વરાળ પામી ગયા છો ? '

'હા ! '

'તે કેટલી જલદ છે ? '

'ખૂબ ! '

'તો તે જેમ તેના પેદા કરનારને છોડીને અદ્ધર-ક્યાંક ચાલી જાય છે તેમ આપણા ફરઝંદો ! '

'હં ! પણ આ વાત મારા ગળે ઊતરતી નથી '

હવે નબીએ બૂમ પાડી 'બીબીજી બીબીજી ! શેખ, મે ગુનામની શાદી માટે નક્કી કર્યુ છે આ નવેમ્બરમા થઈ જશે '

બીબીજી ખાટલાની સામે હાથમા હુક્કો લઈને હાજર થયા નબીની બીબીજી પર નજર પડી કે તરત જ બીબીજીના હાથમાથી હુક્કો લઈ લીધો અને ચલમમા





બળતા અંગારા સામે નજર કરતાં કરતાં હુક્કાની નળી તે મોંમાં મૂકીને નાક વાટે ધુમાડા કાઢવા લાગ્યો ને તેણે બીબીજીને પ્રશ્ન કર્યો : 'ગુલામ ક્યાં છે ?'

'આટલામાં જ હશે !'

'તેં પેલી વાતની પૂછા કરી લીધી કે ?'

'કઈ ?'

'એની શાદી અંગેની !'

'હા, પણ મારા લબ્જ તેના કાન પર પડયા હોય તેવું મને ન લાગ્યું !'

'ભલે !' બોલી તેણે હુક્કાની નાળ મોંમાંથી કાઢીને ધુમાડો મોંથી કાઢવા લાગ્યો. તેનામાં થોડી ગરમી પ્રગટી. તેણે ધાબળો શરીર પરથી બાજુમાં મૂક્યો.

'ભલે, જાવ !'

બીબીજી ઓરડામાંથી ચાલ્યાં ગયાં.

નબીએ મનમાં વિચાર્યું કે કદાચ છોકરાને કાને તેની માનાં વેણુ ન પણ પડયાં હોય ! તેથી તેણે પોતે જ અવાજ દીધો : 'ગુલામ...ગુમામ...ગુ...લા...આ...મ !'

'આ...આ...વ્યો, અબ્બા !'

'નબી, હું એને કેટલાક સવાલો પૂછીશ, તમે અમને સાંભળ્યા જ કરજો, અને પછી તેના પર આપણે ચર્ચાવિચારણા કરીશું !'

નબીએ માથું ધૂણાવ્યું, જે સંમતિસૂચક હતું, અને બોલ્યો : 'શેખે, હું રસૂલની છોકરી ફત્તુ જોડે જ ગુલામની શાદી ગોઠવવાની વેતરણમાં છું !'

શેખે ફરી માથું ધૂણાવ્યું અને નબીના હાથમાંથી તેના પોતાના હાથમાં હુક્કો લઈને સટ લેવા લાગ્યો. ત્યારે ગુલામ મુરબ્બીઓની સામે આવી ઊભો રહ્યો, માથું નમાવીને આંખના પડળ ઢાળીને.

ત્યારે શેખે પણ આંખો મીંચી, અને બોલ્યો : 'ખુદાતાલાની તારા પર રહમ રહેજો. ખુદાતાલા તને તંદુરસ્તી બક્ષો, માલમિલકત બક્ષો અને સાથોસાથ અક્કલ !'

ગુલામે ધરતી તરફ નજર કરીને કહ્યું : 'શુક્રિયા ચાચાજી !'

શેખે માનસિક નોંધ લીધી કે છોકરો ઉપરથી ઘણો સંસ્કારી બની ગયો છે અને તેની જીભ તો કાશ્મીરી મધ જેટલી મીઠી બની છે !

'શ્રીનગર કેવું લાગ્યું ?' તેણે આ જ પ્રશ્ન સૌ પહેલો પૂછ્યો.

'ખૂબ મજાનું !' ગુલામે શેખ તરફ નજર નાખીને ઉત્તર આપ્યો.

'ત્યાંનું જીવન કેવું લાગ્યું ?'

'જીવન ?' ગુલામે પ્રશ્નના આશયને સમજવાનો પ્રયત્ન કર્યો.

'હા, જીવન !' શેખે ફરીને તે જ પ્રશ્ન પૂછ્યો.

'જીવન સસ્તું ! આઠ રૂપિયે મણ ચાવલ ! અને મજૂરી કરનારને ખૂબ કામ મળી રહે છે. તેમની ગરીબાઈ હવે જવા લાગી છે. હવે તો સરકાર આપણી છે. સરકાર આપણાં સુખ અને સાહ્યબીની ખેવના લઈ રહી છે, પણ...'

'પણ... !' શેખે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'લાકડું ખૂબ મોંઘું છે !'

'પણ ગુલામનબી, તને શ્રીનગર કેવું લાગ્યું ?'

'મજાનું શહેર ! ત્યાં પ્રીમીઅર, ઓડીઓન, બાદશાહ જેવી મજેની હોટેલો...ખાવાપીવાની સિજ્જત છે.'

'હું !' શેખે આંખો ઝીણી કરી માથું ધૂણાવ્યું.

'આથી તને શ્રીનગર મજાનું શહેર લાગે છે !'

'આ સિવાય પણ અનેક કારણો છે.' ગુલામ નિખાલસ બનીને હવે વાતોએ વળગ્યો હતો, અને અજાણપણે તે બોલી ગયો : 'શ્રીનગર સ્વર્ગસમું છે. જહાંગીર બાદશાહે તેને સ્વર્ગ માન્યું હતું, અને ચાચાજી, તે સ્વર્ગ જેવું લાગ્યું છે ! દુનિયાભરના લોકો વસંતઋતુમાં ત્યાં આવે છે, કેમ આવે છે, તે જાણો છો ?'

'ના, મને શી ખબર પડે !'

'તેઓ ખાવા પીવા નાચવા અને...અને મોજ કરવા...કાશ્મીરની મોજ લૂંટવા અને પૈસા વાપરવા...'

' તો શિકારાવાળાનુ જીવન પણ . '
' ખૂબ ખૂબ સુખી ! ' ગુનામ વચ્ચે જ બોલ્યો, અને આ લહેરીમાં બાર મહિનાનો રોટલો રળી લઈએ છીએ '
' અને વાપરો છો પણ તેટલા જ ' શેખે તક દઈને ઉત્તર આપ્યો ' અને તે પણ વગર ગણતરીએ અનેક મોજશોખની ચીજોમા ! '
સામે ગુનામ અનુત્તર રહ્યો
' અને પીવામા, ખાવામા '
' પણ હુ તેમાનુ કાઈ નથી જાણતો '
હવે શેખ ઊભો થયો ઊભા થતા થતા તેણે કહ્યુ ' ચાચા આપણુ નસીબ કે છોકરો શ્રીનગરમાથી ઘરે પાછો આવ્યો છે ના, ના ! ન આવે ! ' તેણે હવે ચાલવા માડ્યુ તે ઘર બહાર ગયો એની પાછળ પાછળ ગુનામ પણ
પણ અહમદનબી શેખના છેલ્લા વાકયની વ્યજનાને ન પામી શકયો તેમ ન'તો સમજી શકયો તેના મર્મને હવે અહમદ એકનો પડયો, આથી તેણે અવાજ દીધો ' બીબીજી ! બીબીજી ! '
બીબીજી આવ્યા
' બીબીજી, આપણો ગુનામ ભારે હુશિયાર લડકો શેખ જેવો દુનિયાદાર્રો આદમી શુ તેને એણે પટપટ જવાબ આપ્યા છે !
' ખુદાની મહેરબાની સમજો ! '
' એમ જ ! હવે રસૂલની બીબીને થોડી પટાવી લે ! રેશ્તુનો શાદી ગુનામ જોડે ગોઠવી '
' ગુનામ જોડે શાદી ને ! '
' હા હા, તેજ સ્તો ! '
' નક્કી થઈ ગયુ ! આપણા કરતાંય તેઓ વધારે ઉતાવળા થયા છે, સમજ્યા કે ! '
' તો આપણે વેવિશાળ જાહેર કરીએ કાલે જ વળી ! કાઝીજીને કહી આવ સગાવહાલાઓને દાવત દઈ આવ અને આપણો ગુનામ તો તૈયાર તેનીય રજા લેવી
' મને બરાબર યાદ છે આપણે પરણ્યા ત્યારે આપણી રજા કોણે લીધી હતી ? મારી તો કોઈએ નહી તમારી ખરી કે ? '
' વખત બદલાયો છે ! ' —
' વખત તો તેનો તે જ છે, પણ ઇન્સાન બદલાયો છે પણ તમને ગુનામની મજૂરી લેવી તે મુનાસબ લાગતુ હોય તો એમ '
' તે જ સચ ! '
કાઝીસાહેબને પૂછવામા આવ્યુ કે ગુલામનુ વેવિશાળ કયારે ગોઠવવુ ? કાઝીસાહેબે તે માટે દિવસ નક્કી કરી આપ્યો સગાવહાલા, હિતેચ્છુઓ મિત્રો કલાકારો, રગનો, બહુરૂપી અને જાનને પણ નોતરવામા આવ્યા. સતુરનો બજૈનો તુરુ ખાસ દાવતથી શ્રીનગરથી સતુર બજાવવા આ યો વળી બે ખાસ ખાનસામા શ્રીનગરથી બોલાવ મા આવ્યા, કેમકે મહેફીનમા મુગલાઈ ખાણા બનાવવાના હના તે માટે ખાસ મુરઘીઓ ખરીદવામાં આવી કબાબ બિરિયાની ને ખીમો બનાવાયા જાન નાચી, નરુએ સતુરની જમાવટ કરી, પણ પીણાની વાત અહમદે કાન પર ન ધરી તે ન જ ધરી, કેમકે તે મહમદસાહેબનો પાકો શાગીર્દ હતો આ દિવસ ગામના સૌ કોઈ માટે મહેમાનો માટે યાદગાર મનો હતો, પણ માત્ર ગુલામને જ આમા કશો રસ ન પડયો તેણે મૂગ જેમ—યત્રવત્ બનીને આ બધુ જોયા કર્યુ
બીજા દિવસે અતર્દેશીય પત્ર હાથમા લઈને તે અહમ. પાસે આવ્યો અને બોલ્યો ' અબ્બા મારા ખાલાનો કાગળ આ નો છે ! '
' શુ લખે છે ? '
ગુનામે પત્ર વાચવો શરૂ કર્યો
અહમદ વચ્ચે જ બોલ્યો ' આખો કાગળ વાંચવાની કાઈ જરૂર નથી સાર મ્હી દે ને ! '
' અને શ્રીનગરમાં મોલાવ્યો છે ! '
અહમદે તેના ભ્રમરને જરાક ઉનાળી, ગુનામ સામે તાકી રહ્યો અને ગુનામને પ્રશ્ન કર્યો ' શુ કામ છે ! '
' અલ્લા જાણતા હશે મને શી ખબર ! '

'ઠીક, કેટલા દિવસ માટે?'

'તે પણ અલ્લા જાણે!'

જરાક ઊંચા અવાજે અહમદ બોલ્યો: 'ગુલામ, હું તારી શાદી નવેમ્બરમાં ગોઠવવા ચાહું છું. તું હવે જવાન બની ગયો છે. આપણી જમાત આવી ભૂલ દરગુજર કરતી નથી. તેમ છતાંય, હજું સુધી દરગુજર કરી લીધી. જમાત અલ્લામિંયા જેટલી દિલદરિયાવ છે, તેથી હવે વધારે મારાથી રોકાવાય તેમ નથી.'

ગુલામે ધરતી પર નજર નાખી, મૂંગો રહ્યો, અને પગનાં આંગળાં ધરતી સાથે દબાવ્યાં.

'હું કહું છું તે તું સાંભળે છે?'

'અબ્બા, જરૂર!'

'તો હવે મારો નિર્ણય જાણ્યો, આ છેલ્લો નિર્ણય!' મોગલ શહેનશાહના ફરમાન જેમ તેને તેનો નિર્ણય સંભળાવ્યો.

ગુલામે પહેલી જ વાર તેના બાપનો આવો રૂક્ષ અવાજ સાંભળ્યો. આથી તે જરાક ધ્રૂજી ઊઠ્યો—જાણે તેને વીજળીનો આંચકો લાગ્યો.

'હા...આ... !'

જેમ ખેતર પાક આપે છે, તેમ બાળકોએ પાક...પાક ...માબાપ બનીને...સમજ્યો કે!'

ગુલામે માથું ધૂણાવ્યું.

'ગુલામ, તું શ્રીનગર જા. તારી ખાલાને અરજ ગુજાર કે તે શાદીમાં આવે! હું સોચતો હતો કે હું શ્રીનગરમાં જઈ આંટો મારી આવું! આપણાં સગાં-વહાલાંઓ, શુભેચ્છકો, અને દોસ્તોને દાવત આપવા... તારી શાદી માટેની! પણ હવે તું તે પતાવી આવ. મારી જિંદગાનીનો આ છેલ્લો અવસર અચ્છી તરહથી પતવો જોઈએ.'

ગુલામ અવાક્ બની બાપની સામે ઊભો.

'તારી અમ્મા શ્રીનગરમાં શી શી જણસો ખરીદવાની છે, તેની નોંધ આપશે. એ બધી જ શ્રીનગરમાંથી ખરીદી લાવજે.'

ગુલામે માત્ર માથું ધૂણાવ્યું.

'તું પાછો ક્યારે આવી જઈશ?'

'કામ પતશે કે તરત!'

'સમજ્યો!'

બીજા દિવસે ગુલામ પગે ચાલતો બારામુલ્લા ગયો અને ત્યાંથી મોટરમાં બેસી શ્રીનગરમાં, ખાલા–માસીના ઘેર ગયો, ગગરીબલમાં તરતાં હાઉસ–બોટમાં.

આ ક્ષણે તેને શ્રીનગર અતિ રૂપકડું નગર ભાસ્યું, ઘણું આકર્ષક અને મીઠું ય સાથે સાથે. પણ તેના મનમાં ઊગી નીકળ્યું કે તેને તો શ્રીનગર હવે કાયમને માટે ગુમાવવાનું રહેશે તેથી કંજૂસ બાળકના હાથ-માંથી રમકડું ખેંચવા મથીએ ત્યારે તેના મનની સ્થિતિ હોય તેવી ગુલામની મનની સ્થિતિ થવા લાગી. બેએક દહાડા સુધી તો શ્રીનગરમાં તે વિચારમગ્ન બનીને ઘૂમ્યો. તેને એમ પણ લાગ્યું કે હવે તેના જીવનમાં અનિશ્ચિતતા આવી રહી છે. વળી ગગરીબલનો આ ત્રીજો ઘાટ તેના જીવનમાં સ્વપ્ન જેમ જ હવે ગોઠવાઈ જશે.

ચેરી બ્લોસમ! ત્રીજો ઘાટ! સંતુરના મીઠા સરોદો! શિકારામાં નીકળતાં વરઘોડાઓ! સઘળુંય બસ સ્વપ્નવત્?—ગુલામના મનમાં પ્રશ્ન થયો.

તેનાં મનોચક્ષુમાંથીય આ સઘળું સરકી જતું હોય તેવું તેને લાગ્યું. તેનું તેણે દુઃખ અનુભવ્યું.

તેના બાપે તેને જે કામ સોંપ્યું હતું તે તો તેણે પતાવી દીધું. તે દરેક સગાંને, ઓળખીતાને અને શુભેચ્છકને મળ્યો અને કહ્યું: 'અબ્બાજાન; હું ગામડે રહું છું તે હેતુથી મારી શાદી ગોઠવી છે!'

પણ ચોથા જ દિવસે તેડાગર શો અહમદનો તેને પાછો બોલાવવા કાગળ ગુલામ પર આવ્યો. આથી ગુલામને આઘાત લાગ્યો. તેને મનમાં થયું: 'દિલોજાન મિત્ર શો આ ત્રીજો ઘાટ, જૂના પ્યારા દોસ્તો, ચેરી બ્લોસમ, અને ...અને...આ બધું જ ત્યજીને... પેલી ટેકરી પરનાં ખેતરોમાં...'

તેની બધી જ ચીજ જણસો બાંધતો તે ટુરિસ્ટ બ્યુરોમાં આવીને ક્યૂમાં ઊભો રહ્યો અને ટિકિટ માગી: 'પહેલ-



કોટ!' અને ત્યારે તેની નજરમાં પેલા શેઠ આવ્યા. ગઈ લહેરીમાં મુંબઈથી આવ્યા હતા અને કહ્યું હતું: 'મુંબઈમાં પણ ખૂબ પાણી છે.' અને શિકારામાં બેસાડી તેમને શાલીમાર લઈ ગયો હતો ત્યારે કહ્યું હતું: 'તને ગમે ત્યાં સારી નોકરી અપાવીશ. તારું દિલ ચાહે ત્યારે મુંબઈ આવતો રહેજે!'

ત્યાં ટિકિટ આપનારે બૂમ પાડી. 'લે લો! એકસો દો! કૌન હૈ!'

'જી હાં, મૈં ગુલામનબી.'

'સરકારી બસમાં પહેલી સીટમાં દુસરા નંબર! ઔર બસ નં. ૨૦૬ અ પઠાણકોટ!'

ગુલામે તેનું માથું ધુણાવ્યું. તેણે સુલેમાનની ગિરિમાળા પર નજર નાખી, ત્યારે ડ્રાયવરે હોર્ન વગાડ્યું.

ગુલામ મોટરમાં દાખલ થયો, મોટરમાં તેની જગામાં તે ગોઠવાયો, અને બારી વાટે રૂપકડાં ને આકર્ષક શ્રીનગર પર છેલ્લી નજર નાખી લીધી, સાથોસાથ નિસાસો! ત્યારે મોટરે ઝેલમનો પહેલો પૂલ ઓળંગી નાખ્યો હતો.

તેણે ઝેલમને વહેતી જોઈ, તેનાં નિરંતર વહેતાં પાણી તરફ વળી વળીને નજરે નાખી લીધી. વેરીનાગના ગ્રામ પ્રદેશમાંથી જન્મીને શ્રીનગર તરફ દોટ મૂકતી ઝેલમ તેની નજરે ચડી પહેલાં, ને પછી મનોચક્ષુમાં!

ઝેલમ નિરંતર વહ્યા કરે છે જેનો પ્રવાહ ઘણાના માટે અગમ્ય રહ્યો છે, તેનો મર્મર ધ્વનિ હજુય ઘણાને ગૂઢ લાગ્યો છે.

અને છતાંય તેનું વહેણ સનાતન ને નિરંતર વહ્યા જ કર્યું છે.*

* આ જ લેખકની વાર્તા An Eternal Flow પરથી લેખકે પોતે જ કરેલો ગુજરાતી અનુવાદ.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ખંડિત સમણાં**: સાલિક પોપટિયા. પાનાં ૧૩૬. રૂ.૩/—. પાકિસ્તાન ગુજરાતી પબ્લિશિંગ હાઉસ, કરાચી, ૩. **દક્ષિણ ભારતની વિકાસયાત્રા**: કપિલરાય મ. મહેતા. પાનાં ૧૫૨. રૂ. ૨/–. અનડા બુક ડીપો, અમદાવાદ. **લીલાવતી જીવનકલા**: ગો. મા. ત્રિપાઠી. પાનાં ૧૭૮. રૂ. ૩/–. **નંદશંકર જીવન-ચરિત્ર**: વિનાયક નંદશંકર મહેતા. સં. ભૂપેન્દ્ર ત્રિવેદી. પાનાં ૨૮૮. રૂ. ૪/૫૦. **વિનાશને પંથે**: ધીરુબહેન પટેલ. પાનાં ૧૧૫. રૂ. ૨/–. —ત્રણેના પ્રકા. એન. એમ. ત્રિપાઠી, મુંબઈ, ૨. **અનંત ચાવડો** ગુણવંતરાય આચાર્ય. પાના ૨૯૨. રૂ. ૫/–. **ગુર્જરપતિ મૂલરાજદેવ** (ઉતરાર્ધ): ધૂમકેતુ. પાનાં ૩૦૬. રૂ. ૫/–. **સંશોધનની કેડીએ**: ભોગીલાલ સાંડેસરા. પાનાં ૩૪૧. રૂ. ૬/–. **ડહાપણની વાતો**: રમણલાલ સોની. પાનાં ૧૪૬. રૂ. ૨/–. **નહેરુ ચાચા ઝિંદાબાદ**: કેશવલાલ સો. શાહ. પાનાં ૮૦. રૂ. ૧/૨૫. **દીવો એ મારા દેશનો**: ઇન્દ્ર વસાવડા. પાનાં ૪૬. ન. પૈ. –/૭૫–છયેના પ્રકા. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **ગાંધીજીના જીવનપ્રસંગો** (૧થી૪): સં. છોટાલાલ મા. કામદાર. દરેકના પાનાં ૩૨. દરેકનું મૂલ્ય ન. પૈ. –/૫૦. —હરિહર પુસ્તકાલય, સુરત. **શાંતિનિકેતનની યાત્રા**: પ્યારેલાલ. પાનાં ૨૮. ન. પૈ. –/૩૦ **એકસાંજની મુલાકાત**: ચંદ્રકાન્ત બક્ષી. પાના. ૨૩૨. રૂ. ૪/૫૦. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૪. **ફૂલકણી**. લે. પ્ર. પ્રીતમલાલ મજમુદાર. પાનાં ૫૬ રૂ. ૧/– ગોપીપરું સુરત. **વિમાન કેવી રીત ઊડે છે?**: મનુભાઈ મહેતા. પાનાં ૩૨. ન.પૈ. –/૪૦. **નક્ષત્ર–પરિચય**: છોટુભાઈ સુથાર. પાનાં ૩૨. ન. પૈ. –/૪૦. —બન્નેના પ્રકા. પરિચય ટ્રસ્ટ. મુંબઈ, ૧.





'સેવકરામ'

# સરપંચોની શિબિર ફરજિયાત બનાવો

ગામડાંઓનું તંત્ર અને ગામડાંઓ વ્યવસ્થિત કરવા પંચાયતીરાજ આવી રહ્યું છે ત્યારે આ ઉપયોગી સૂચનોવાળો લેખ વધુ મહત્ત્વનો બની રહેશે...

'સેવકરામ ! તમારી શિખામણ માની પણ ભારે પડી ગયું.' એક ભાઈએ આવી ફરીઆદ કરી.

'શું થયું ?'

'તમે નહોતું કહ્યું કે ગમે તેવું દબાણ હોય તો પણ બારમું ન કરવું. મેં તમારી શિખામણ માથે ચડાવી. મને પણ લાગે છે કે મરણ પાછળ બારમું કરી ખર્ચો કરવો એ ખોટો છે. એ ચાલુ ચીલે ચાલ્યા જવાનો કંઈ અર્થ નથી. તમારી આ વાત મારા ગળે ઊતરી ને મેં મારી માની પાછળ બારમું ન કર્યું.'

'સારું કર્યું.'

'પણ હવે થાય છે કે સારું કર્યું કે ખોટું કર્યું. જુઓ ને બારમું ન કરવાનો મેં વિચાર જાહેર કર્યો એટલે સગાં-સંબંધીઓ અને વાસવાળાં તીડની પેઠે તૂટી પડયાં. જે મળે તે કહે: બારમું કર્યા વગર તો ચાલતું ! હશે તમારી ડોશી આખો જનમારો લોકોનો શીરો ખાઈને ગયાં. હવે એની પાછળ શીરો ન કરો તો તેને કેમ પહોંચે ! છતાં મેં ન માન્યું. બૈરાં ટાણાં મહેણાં મારતાં હતાં. કેટલાંક તો મારા નામનાં છાજિયાં લેતાં હતાં. મોટા પંચાતિયા તો મોટી સુધારાવાળી થઈ ગઈ છે કહી નિંદતા હતા. પણ મેં મચક ન આપી અને બારમું ન કર્યું તે ન જ કર્યું.'

હું આ ભાઈની વાત રેંટિયો કાંતતાં કાંતતાં શાંતચિત્તે સાંભળી રહ્યો હતો. એ આવેશભરી વાણીમાં કહે જતા હતા: 'પણ પાછળથી ભારે પડી ગયું. એ લોકોએ ગામ ભેગું કર્યું. ગામ વચ્ચે ચર્ચા થઈ. એ બારમું કેમ ન કરે ? ખાઈને ખવરાવે એમાં શેનો ખ્યાલ કરે છે. મોટાનું પણ માન ન સાચવે ? એ એના મગજમાં સમજે છે શું ? જો ગામ દાખલો નહિ બેસાડે તો આ લોક કોઈને ગણશે નહિ ને ગામલોકોએ જાહેર કર્યું કે એનું છાશ પાણી બંધ કરો. અને એ વાતને પાંચ દિવસ થયા. વાસમાંથી નથી કોઈ અમારી સાથે બોલતું. નથી કોઈ ભારો કે બેડું ઉપડાવતું. નથી ઘરમાં કોઈ પગ મૂકતું કે નથી વાતે કરતું. જાણે અમે અસ્પૃશ્ય હોઈએ એમ અમારાથી દૂર ભાગે છે. કોઈ દેવતાયે આપતું નથી. અમે તો ઠીક, ગમે તેમ કરી સહન કરી લઈએ. પણ બૈરાં તો તોબા પોકારી ગયાં છે. બૂમાબૂમ કરી મૂકી છે. તમે જ કહો, અમારે શું કરવું ? ગામ આગળ નાક લીટી ઘસવી અને ગામ જે શિક્ષા કરે તે સહી લેવી કે આમ ને આમ હેરાનપરેશાન થવું કે પછી પોલીસમાં ફરીઆદ કરવી ?'

વાત આટલી વણસી ગઈ છે એ જાણી મને પણ દુઃખ થયું. જુનવાણી માનસની કેવી ભારે પકડ કહેવાય ? કોઈ સુધારાનું આચરણ પણ ન કરી શકે ? તેમનું મન જાણવા મેં તેમને સવાલ કર્યો:

'તમે શું વિચાર્યું છે ?'

'મને તો લાગે છે કે આ લોકની આંખ ઊઘાડવી જોઈએ. ભાઈબાપા કરે કંઈ નહિ વળે. પરચો દેખાડ્યા વિના એ સીધા નહિ થાય.'

'તો શું કરશો ?'

'જ્ઞાતિ ત્રાસ નિવારણ કાયદા તળે એમની સામે પોલીસ-કેસ કરવો છે. વોરંટ નીકળશે એટલે તુરત સીધા થશે.'

'એથી તમારા પરનો ત્રાસ ઓછો થશે ખરો ? કાયદો એવી તો ફરજ નહિ પાડી શકે કે તમારે એમની સાથે બોલવું, તમારે છાશ આપવી કે દેવતા આપવો ? ઊલટું તમારી વચ્ચેનું અંતર વધતું

જશે તમારે માટે તેમને વેર બંધાશે.'

'તો કરવું શું?'

'સામાજિક સુધારામાં સમજાવટથી કામ લેવું જોઈએ. અત્યત તમારી બાબતમાં લોકો સમજ્યા વગર તમારા પર ખોટો ત્રાસ ગુજારે છે. એ સારું નથી. પણ તેનો ઉકેલ તેમની સામે કેસ કરવો એ નથી તેમને સુધારાની વાત સતત સમજાવ્યા કરવી એ જ સાચો રાજમાર્ગ છે. હું તમારી સાથે આવું છું. બધાને મળી સમજાવીશ અને રસ્તો કાઢીશ'

હું એ ભાઈની સાથે ગામડે ગયો પણ ખરો પણ ગામડાંની આ જડતા, આ અજ્ઞાનતા અને જોહુકમી ક્યારે દૂર થશે? ગામે ગામ વિકાસઘટકો આવ્યા છે. *એના વિકાસ માટેનો પ્રયત્નો ચાલી રહ્યા છે.* ગામડાં આર્થિક રીતે સદ્ધર થતાં પણ જાય છે. પણ આર્થિક વિકાસ જેટલું લોકશિક્ષણ પરતું લક્ષ અપાતું નથી. લોકોને જીવન જીવવાની સાચી સમજ પડે, તેમનામાં નવી દૃષ્ટિ ખીલે, કુરિવાજો અને ખોટા ખર્ચો બંધ કરી તેઓ સારી રીતે રહેતા થાય એવી સમજ આપવાની ખાસ જરૂર છે. એને જ હું સામાજિક સુધારણા કહું છું. આને જ હું લોક શિક્ષણ કહું છું. આ કામ કોણ કરશે? ગામે ગામના આ સવાલ છે. સેવકરામ એક છે અને સવાલ અનેક છે. આ કાર્યને જેટલી અગત્ય અપાય તેટલી ઓછી છે.

*

એક ઉત્સાહી વિકાસઘટક અધિકારીનો પત્ર આવ્યો. તેમણે લખ્યું હતું.

*'અમારા તાલુકાની સરપંચ શિબિર છે. તમે હાજર* રહો એમ ઇચ્છું છું. ખાસ તો પચાયતી રાજ આવી રહેલું છે. ત્યારે તમારા જેવા લોકસેવક જો સરપંચોને તેમની ફરજો વિશે ખ્યાલ આપી શકે તો ગામડાંના પ્રયત્નો પણ સરળ બને.'

આમે હું તો લોકો વચ્ચે બેઠેલો જ છું. ગ્રામવિકાસ વગર કે લોકશક્તિ વગર રાષ્ટ્રનું નવનિર્માણ થવાનું નથી. એ કામ આપણે સૌએ કરવું જ પડશે. ગામડાંને પચાયતો મળી. હવે પંચાયતોને વિશિષ્ટ હક્ક અને સત્તા મળે છે. પણ સત્તાનો ઉપયોગ જો ગામડાં નવનિર્માણ માટે ન કરે તો ..તો ગામડાંમાં ઝઘડા વધે અને વિકાસનું કશુંયે કામ ન થાય. કેટલાંક ગામડાંમાં પંચાયતના ઝઘડાને કારણે વિકાસનાં કામ ન થતા હોય એવી મને છાપ પડી છે. એટલે વિકાસઘટક અધિકારીએ સરપંચોની શિબિરમાં હાજર રહેવાનું નિમંત્રણ પાઠવ્યું એટલે સહર્ષ સ્વીકારી લીધું.

સરપંચ શિબિરનો અનુભવ મારે માટે નવો નથી. અગાઉ પણ એક બીજા તાલુકાની શિબિરમાં ગયેલો. ત્યારથી જ એમ લાગેલું કે સરપંચોને શિબિરમાં હાજર રહેવામાં રસ નથી. સરપંચની શું ફરજો છે એ જાણવાની પણ એ તકલીફ લેતા નથી. તો પછી પંચાયતનું કામ કેમ સરળ બને, લોકોના પ્રશ્નો કઈ રીતે ઉકલી શકે, વ્યવહારુ મુશ્કેલીઓનો તોડ કેમ કાઢી શકાય એ વિશે જાણવાની તો દરકાર શાના રાખે?

અહીં પણ હરેક શિબિરમાં બને છે એમ જ બન્યું. ઉદ્‌ઘાટનસમારંભ સમયે લગભગ પંચોતેર ટકા જેટલા સરપંચો હાજર રહ્યા. આવી શિબિરોમાં હાજર રહેવા માટેનું ખર્ચ તે પંચાયતમાં પાડી શકે છે. શિબિરમાં ત્રણ દિવસ રહેવા જમવાની સગવડ કરવામાં આવે છે. ભિન્ન ભિન્ન વિષયોની સમજ આપવામાં આવે છે તેમની જાણકારીમાં વધારો થાય છે નવા પરિચયો થાય છે. છતાં ઉદ્‌ઘાટન પછી ભોજન લઈ સરપંચો ટપોટપ ભાગવા માંડે છે. આજુબાજુના સરપંચો રાતના વિખરાઈ જાય છે. અને બીજા દિવસે તે પૂર્ણાહુતિ સમયે તો નામના પાંચ દસ સરપંચો અને વિકાસઘટકના કર્મચારીઓ રહે છે. આ માનસ પંચાયતીરાજ માટે પણ ખતરનાક છે. સરપંચોને હવે વિશિષ્ટ પ્રકારની કામગીરી બજાવવાની આવશે. તેઓ જો આ નવી

રચના વિશે ન જાણે, તેમના કાર્યપ્રદેશ વિશે ન જાણે તો તેઓ કઈ રીતે કામ કરવાના હતા ?

આ શિબિરમાં રાતના મનોરંજન કાર્યક્રમ હતો. તે છેક ત્રીજા દિવસે સવારની બેઠકમાં તો શ્રોતાવર્ગ જ ન મળે. ઉદ્ઘાટનસમારંભમાં આમજનો, ખેડૂતો આવ્યા હતા. તે સૌને શિબિરનાં પ્રવચનો, વાર્તાલાપો સાંભળવાની છૂટ હતી. છતાં તેમાંના પણ કોઈ દેખાયા નહોતા. ને જ્યારે મારે લોકશિક્ષણની અગત્ય વિશે બોલવાનું આવ્યું ત્યારે જેમને સંબોધીને કહેવાનું હતું તે સરપંચો જ દેખાતા નહોતા. એમની ગેરહાજરી સાલે તેવી હતી.

સમજાતું નથી કે સરપંચો શિબિરમાં કેમ હાજર રહેતા નથી ? ઉદ્ઘાટને સમયે સૌ હાજર રહેવાની પડાપડી કરે છે. ત્યારે પણ તેમને પંચાયતો વિશે કે તેના કાર્યપ્રદેશ વિશે જાણવાની જિજ્ઞાસા દેખાતી નથી. ત્યારે તેમને કેવળ દેખાવો કરવામાં જ રસ દેખાય છે. પ્રધાનશ્રી પધારે કે જિલ્લાના કાર્યકર પધારે ત્યારે સૌ આવીને ગોઠવાઈ જાય છે. એ જાય ત્યારે સૌ ચકલાંની પેઠે ઉડુ...કરતાં વિખરાઈ જાય છે. આ દેખાવો કરવાની વૃત્તિને જો પોષણ મળતું રહેશે તો તે જ લોકજીવનની આડે આવશે અને ક્યારેયે લોકશક્તિ નહિ પ્રગટે.

મને તો આમાં પ્રધાનોની અને જિલ્લાના અગ્રણી કાર્યકરોની પણ ક્ષતિ દેખાય છે. તેઓ પણ જાણે અજાણે આ દેખાવો કરવાની વૃત્તિને પોષે છે. ઉદ્ઘાટનમાં તે સરપંચોને તેમની ફરજો વિશે અને દેશની નવરચનાની વાત કરે. ભલે બીજાનાં પણ પ્રવચનો થાય. સાંજના સરપંચો પોતાની મુશ્કેલીઓ રજૂ કરે. વહીવટી તંત્રની શિથિલતા કે બીજી મુશ્કેલીઓ વિશે પણ વાત કરે. તો પ્રધાનશ્રીને પણ લોકોની હાડમારીઓ ને, ગામડાના પ્રશ્નોનો ખ્યાલ આવે. તેના ઉકેલમાં પણ સહાયભૂત થાય. તેમનો લોકસંપર્ક વધે. સરપંચો હાજર હોય એટલે આખા તાલુકાનું તે દર્શન કરી શકે. તે દ્વારા જિલ્લાની પણ મુલાકાતે જઈ શકે. ઉદ્ઘાટન સમારંભમાં તે ભલે જ લોકોની નજીક આવી શકે. આ પ્રશ્નોત્તરીમાં તે લોકમાનસ પણ જાણી શકે. તેમ નિષ્ક્રિય પંચાયતોને ટકોર પણ કરી શકે પણ આ માટે નથી પ્રધાનશ્રીને સમય કે નથી જિલ્લા કલેક્ટર કે આગેવાનો પાસે સમય. તેમને જો પ્રમુખસ્થાન કે ઉદ્ઘાટનનું કામ ન સુપ્રત થયું હોય તો તેઓ પાછળ જ હાજર રહે છે. તેઓ આને જ કામ ગણે છે. લોકોએ પણ આ વૃત્તિને પોષી છે. પરિણામે નેતાગીરી પ્રાણવાન બન્યે જાય છે અને લોકો પણ નિષ્ક્રિય બન્યે જાય છે. એથી જ ગામડાંની લોકશક્તિ પ્રગટતી નથી.

જવા દો એ વાત, આખા દેશમાં આ દેખાવો કરવાની ચાલ ચાલી છે ત્યાં કોઈએ શું કહેવું ? પણ આ શિબિરમાં સરપંચોને મળતાં, તેમની સાથે વાત કરતાં જે માનસ જોવા મળ્યું તે વ્યક્ત કરવા જેવું છે.

(૧) કેટલાંક ગામોએ ગામડાંની જમીન બાબતમાં અરજીઓ કરી છે. ચારપાંચ વર્ષ થઈ ગયાં છતાં તેનો ઉકેલ આવ્યો નથી. વહીવટના શિથિલ તંત્રની ઘણી ફરિયાદો સાંભળવા મળી.

(૨) ક્યાંક પંચાયતોમાં ખેંચતાણ થાય છે. બે પક્ષો હોઈ કોઈ નિર્ણય લઈ શકાતો નથી. એટલે સરપંચ જ કહે : 'પંચાયત તો આ બાબતમાં જ નિર્ણય નહિ કરી શકે. જો ઉપરથી હુકમ આવે તો અમારું કામ સરળ થાય.'

'કેમ ઉપરના હુકમની રાહ જુઓ છો. તમે સૌ મળીને રસ્તો કાઢો. છેવટે પંચાયત ઠરાવ કરે.'

'એમાં ઠરાવ થાય એવું છે. અમારે તો ઉપરથી હુકમ આવે તો ભયો ભયો...'

એક સરપંચે કહ્યું. 'પંચાયતની આવક વધારવા અમારાથી તો ઘરવેરો વધારી શકાય એમ નથી. ઉપરથી હુકમ આવે તો અમારી અર્ધીએ મુશ્કેલી ટળી જાય.'

આ કેવી વિચિત્રતા છે !

ઉપરવાળા નીચલા સ્તરને, ગામડાના એકમને સત્તા

આપવા માગે છે. સત્તાનું વિકેન્દ્રિકરણ થઈ રહ્યુ છે. ત્યારે તેમને સત્તા મળે છે એ ગામડાં જ સત્તા લેવાની ના પાડે છે. સત્તાનો ઉપયોગ ગામડાંના વિકાસાર્થે કરવાની પણ તેમની તૈયારી નથી ઉપરથી હુકમ આવે તો ઘરવેરો વસૂલ કરે, પણ પંચાયતની આવક વધારવા પોતે થઈને વેરો નહિ આપે. આવા માનસવાળી પંચાયતો વિકેન્દ્રિકરણ પછી પણ ગામડાનું શું ભલુ કરવાની હતી!

(૩) ક્યાક સરપચો સત્તાનો ઉપયોગ કરે છે. પંચાયતને જાણ કર્યા વગર પોતે જ નોટીસ આપે છે. કિન્નાખોરી કરે છે કેટલાકને હેરાન કરે છે. એવાના હાથમા વધુ સત્તા આપવામાં આવે તો શું વલે થાય? એનો ભય દેખાડતા એક હરિજન ભાઈએ મને કહ્યું. 'સેવકરામ! અમારે તો મરો છે. હું મારો જ દાખલો આપુ પંચાયતની ચૂંટણીમા સરપંચ સાથે અંટસ પડી ત્યારે પણ તેમણે કહેલું કે જોઈ લઈશ. ને તેમણે મને 'જોઈ' પણ લીધો. તેમણે મારા પર નોટીસ મોકલી કે તમે વગર પરવાનગીએ છાપરું બાધ્યું છે તો છત્રીસ કલાકમા તોડી નાખવું. નહિ તોડી નાખો તો પંચાયત તોડી નાખશે અને તેનું ખર્ચ તમારી પાસેથી વસૂલ લેશે કેટલાય વખતથી હું છાપરામા રહું છું એકાએક નોટીસ ક્યાંથી આવી? ને તેમણે આવી છાપરુ તોડીયે નાખ્યું. મારે કોર્ટમાં ન્યાય માગવા જવુ પડ્યું કલેક્ટરસાહેબને અરજી કરી, તેની તપાસ ચાલે છે. હજી તેનો નિકાલ આવ્યો નથી એ તો એવા ટુંકારીઆ કરે છે કે જો માથે સરકાર ન હોય તો કચરી જ નાખે.' ને ભયભીત અવાજે એ ભાઈએ કહ્યું: 'હેં સેવકરામ! કહે છે પંચાયતી રાજમાં સરપંચને બધી સત્તા આપવામાં આવે છે. અને ન્યાય કરવાનુયે તેને સોંપાય છે. તો ...તો અમારો ગરીબ ગરબાંનો મરો જ થઈ જશે. ભઈશાબ સરકાર માબાપને કહોને કે અમારી સામે જુએ.'

પંચાયની રાજ સામેની આ લાક્ષણિક્તી લઘુમતી લોકોના રક્ષણ માટે આજના તબક્કે તો ધરવા જેવી છે. કેટલાક માથા ફરેલ સરપંચો અને ગામ આગેવાનો તેને લક્ષમાં લે છે તેનાં આવી જ વલે કરે છે.

ખરું જોતા તો પંચાયતને પૂછીને જ નોટીસ કઢાય. જે કંઈ પગલું ભરવાનું હોય તે પંચાયતને પૂછીને ભરાય, સરપંચ મનસ્વી વર્તન ન કરી શકે. એ પંચાયતને આધીન છે આ- ખ્યાલ વગર સરપંચ જાણે ગામનો ધણી હોય એમ વર્તે છે તે બરાબર નથી.

એટલા માટે મને તો ક્યારનુયે લાગ્યું છે કે પંચાયત રાજ આવે તે પહેલાં સરપચોને તો તેનો સાચો ખ્યાલ આપવો જોઈએ તે માટે સરપચોની શિબિર ફરજિયાત બનાવવી જોઈએ. જેણે આવી શિબિર કે તાલીમવર્ગ ભર્યો હોય તે જ પંચાયતની ચૂંટણીમાં ઊભો રહી શકે એવું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. આશા રાખીએ કે પ્રજાકીય સરકાર આ બાબતમાં વિચારશે.



ઘુમટા, ખાણ તથા થાંભલાના ટેકાવાળી છતનાં ચણતરોમાં ખાસ પ્લાસ્ટરની જરૂર પડે છે. આ કામ ઘણું મુશ્કેલ છે અને તેમા સમય અને નાણાની ખૂબ જરૂર પડે છે.

'ઓર્જેનગ્રેસ્ત્રોઇ' સંશોધન સંસ્થાના વૈજ્ઞાનિકોએ ઝડપથી સખત બની જાય તેવાં કોંક્રીટ પ્લાસ્ટર બનાવવાની નવી પદ્ધતિ શોધી કાઢી છે. આ કોંક્રીટ સ્પ્રેપપ દ્વારા છાટવામા આવે છે. આ માટે બોકસાઈટ, ચાક અને સોડાનું મિશ્રણ સામાન્ય કોંક્રીટ મિશ્રણમા ઉમેરવામા આવે છે.

આ મિશ્રણ ૨ થી ૧૦ મિનિટમાં એટલું સખત થઈ જાય છે કે તેના એક ચોરસ સેન્ટીમીટર પર ચાર કિલોગ્રામનું દબાણ સહન કરી શકે છે. એની છેવટની મજબૂતાઈ ૪૦૦ થી ૪૫૦ કિલોગ્રામ જેટલી છે.



પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# જળાશયો ઉપર ઊડતાં વિહગો

ગુજરાતમાં પક્ષીઓ અને પ્રાણીઓ વિશેના નિષ્ણાત અને વિશારદ—લેખક ઊર્મિનાં વાચકો માટે જે અભ્યાસુ લેખો લખે છે તે ગુજરાતી સાહિત્યમાં અજોડ છે—એ જ ઊર્મિનું ગૌરવ પણ ગણાય...

### થોભાળી ધોમડી

કબૂતરના કદની પણ દેહમાં વધારે પાતળી આ થોભાળી ધોમડી હવે પછી આવતી કાળા પેટવાળી ધોમડી જેવી જ જણાય છે. આથી બન્નેને ઓળખવામાં ગુંચવણ ઊભી થઈ જવા સંભવ ખરો. પોતાના લગનના વાઘા સજ્યા હોય ત્યારે તેના માથા ઉપર મખમલીઆ કાળા રંગનું તાલકું અને ગાલે સફેદ ડાઘા આવે છે. પીઠના ભાગનો તથા પાંખનો રંગ રાખોડીઓ અને પેટાળ ધુમાડીઆ કાળા રંગનું થાય છે. ચાંચ અને પગનો રંગ રાતો રહે છે અને શિયાળામાં તે કાળો થઈ જાય છે. આ પંખી કાળા પેટવાળી ધોમડીથી તેના ઘેરા રાતા રંગના પગ અને રાખોડીઆ રંગની પીઠ તથા તેના દડીબંધ દેહ અને શેડઉતાર ઘાટથી તરત જ જુદાં તારવી શકાય છે. આ થોભાળી ધોમડીની પુંછડી અણીદાર નથી તેમ જ બહુ ફાટેલી પણ નથી પણ તેનો છેડો લગભગ ચોરસ દેખાય છે. શિયાળામાં આ ધોમડી પોતાના વાઘા બદલે છે ત્યારે તેનો રંગ ઘણો ઝાંખો પડી જાય છે. અને પેટાળનો રંગ ધોળો બની જાય છે. તાલકું જે મખમલી કાળા રંગનું હોય છે તે તાલકાનો રંગ પણ નીકળી જાય છે અને ચાંચનો રંગ ધુળીઓ થઈ જાય છે. નાની ઉમ્મરની આ ધોમડીનો રંગ પીઠ ઉપર ઝાંખો રાખોડી ધોળો રહે છે.

સ્વભાવે આ ધોમડી સમૂહચારી છે અને પાણીની સપાટીથી બહુ ઊંચે ઊડતી નથી. એ ઊડતી હોય ત્યારે 'ક્રેક ક્રેક' અવાજ કર્યા કરે છે. અને પોતાની ચાંચ અને માથું પાણીની સપાટીને ઓળીંભે રાખે છે. આ રીતે ચાંચ રાખી તે પોતાના આહારની શોધમાં કાંઠે ઊડ્યા કરે છે. અને પોતાની ઊડવાની હદ પૂરી થતાં ત્યાંથી પાછી ફરીને એ જ રસ્તે પાછી ઊડતી આવે છે. આ રીતે તે પોતાનો આહાર જે નાની માછલી, જીવાત, કીડા અને એવાં બીજાં પાણીમાં થતા જીવ જોઈ જાય તો તે શિકારને પાણીની સપાટી ઉપરથી ઊઠાવી લેવા નીચે ત્રાટકે છે અથવા ચોટ પણ મારે છે. પોતાની ઉતાવળી ઊડાન હોવા ઉપરાંત તેની અણીઆળી પાંખોને ધીરી પણ સુંદર રીતે ધમે છે. તે જોવાનો આનંદ આવે છે. અને હવામાં બહુ સહેલાઈથી સરતી જાય છે. અને સમૂહમાં હોય તો એક સામટાં પંખી ગોળ મંડળમાં ઊડ્યા કરે છે. શિયાળામાં તો ઘણે ભાગે એકાકી જ જોવામાં આવે છે: છતાં તેનાં બીજાં સગાંનો સંગાથ છોડતી નથી. આ થોભાળી ધોમડી સૌરાષ્ટ્રમાં સામાન્ય છે અને વસંતની વળતી મુસાફરીમાં ઘણી વખત લગ્નના વાઘાની સજાવટ કરી લે છે. સામાન્ય રીતે તેનો વસવાટ ખારા તેમજ મીઠા પાણી ઉપર રહે છે.

પ્રજનન માટે આ પંખી કાશ્મીર તેમજ ભારતના બીજા ભાગોમાં ચાલી જાય છે. પણ અહીં તે પ્રજનન કરતાં હજુ સુધી જોવામાં આવી નથી. કારણ કે સૌરાષ્ટ્રમાં તેઓ સ્થાનિક પ્રવાસી તરીકે આવતાં હોય એવું જોવામાં આવે છે.

અંગ્રેજીમાં થોભાળી ધોમડીને The Indian Whiskered Tern કહેવાય છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવી હોય તો Chlidonias hybrida indica (Stephens) એમ કહેવું જોઈએ.

### સફેદ પાંખવાળી કાળી ધોમડી

કદમાં, આ ધોમડી આગળ જોઈ ગયા તે ધોમડીને મળતી આવે છે. આ ધોમડીની પાંખમાં ધોળું ઘાણું રહે છે. અને બાકીનો ભાગ કાળો હોય છે. પણ

શિયાળામાં તે આ રંગની રહેતી નથી, એટલે ધોળાળી ધોમડી જેવી જ જણાય છે. બાકી તો તેનું માથું પેટાળ અને પીઠ પાસે આવતાં પીછાં અને પાંખ નીચે તથા પીઠ કાળા રંગનાં હોય છે. ચાંચ અને પગ રાતા રંગના રહે છે. પણ શિયાળામાં આ રંગ બદલાઈને કાળો થઈ જાય છે.

આ ધોમડી પણ ખારા તથા મીઠા પાણીકાંઠે જોવામાં આવે છે. જો કે જેટલી મનાય છે એટલી તો દુર્લભ તો નહિ હોય પણ સામાન્ય રીતે ખાસ જોવામાં આવતી નથી આહારમાં તે બધી ચીજો આગળ જોઈ ગયા તે ધોમડી જેવી જ લે છે.

અંગ્રેજીમાં સફેદ પાંખવાળી કાળી ધોમડીને The white-winged Black Tern કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Chlidonias Leucoptera (Temminck) એમ કહેવું જોઈએ.

### ધોમડા ધોમડી

કાગડાના કદની આ ધોમડા ધોમડી આછા રાખોડી રંગની આવે છે. જેની ચાંચ, પગ અને આંખો કાળા રંગની હોય છે. શિયાળામાં તેના માથા ઉપર કોઈ વખત ઘેરા રંગની લીટીઓ જોવામાં આવે છે અને આંખ પાછળ સામાન્ય રીતે કાળો ડાઘો રહે છે. પણ પ્રજનન સમયના વાઘા સજે છે ત્યારે તેનું તાળવું કાળા રંગનું થાય છે અને પીઠ ઉપરનો રંગ ઘેરો બને છે. તેની પાંખોનો ઘાટ પાતળો હોય છે અને પૂંછડી થોડી ફાટેલી રહે છે. આપણા સમુદ્ર કિનારે આ પંખી સૌથી સામાન્ય છે.

ધોમડા ધોમડી દરિયાકાંઠાથી ઘણે લાંબે સુધી અંદર ઘૂસી આવે છે. અને સ્વભાવે સમૂહચારી છે. અને પોતાનો આહાર દેખાઈ જતા આખું ટોળું તૂટી પડે છે માછલી, લેપટી અને પાણીની જીવાત તથા ભોંય ઉપર થતી જીવાતનો તે આહાર કરે છે. સમુદ્રના ઢૂંણકીઆ કાંઠે નીચે બેસીને પણ આહાર શોધતાં હોય છે. જે વખતે પોતાનો કર્કશ અવાજ ચાલુ રાખે છે. ખેતરાઉ જીવાતનો નાશ કરીને આ ધોમડા ધોમડી ખેતીને ફાયદો કરી દેતી હોય એમ જણાય છે. તે ઊડવાંમાં ઘણી ચપળ જણાય છે અને આહારની વિપુલતા હોય ત્યા તેનો ઘેરો અવશ્ય પડાપડી કરતો જોવામાં આવે છે. આ પંખી શિયાળામાં આવીને લગભગ આખું વરસ આપણી વચ્ચે રહે છે પણ પ્રજનન કરતા હોય એવું જણાયું નથી. બીજા તેનાં સગા કરતાં વધારે કકળાટ કરે છે—પણ તે આહારની શોધમાં હોય ત્યારે.

આ પંખી પ્રજનન માટે ઉત્તરમાં કાશ્મીર અને દક્ષિણમાં સિલોન અને પશ્ચિમમાં મકરાણ કિનારે ચાલ્યાં જાય છે. એ ફરજમાંથી મુક્ત થઈ તે ભારતના સમુદ્રકાંઠાને સભર બનાવી દે છે. આમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના દરિયાકાંઠાનો સમાવેશ થઈ જાય છે.

અંગ્રેજીમાં ધોમડા ધોમડીને The Gull-Billed Tern કહેવાય છે. અને Gelo chelidon Nilotica Nilotica (Gmelin) એ એનું વિજ્ઞાનિક નામ છે

### દરિયાઈ ધોમડી

સમળી જેટલા કદની આ દરિયાઈ ધોમડી બધી ધોમડીમાં મોટા કદની છે. તેનું તાળવું અને ચોટી કાળા રંગના હોય છે ચાંચ પરવાળાના જેવા રાતા રંગની અને પગનો રંગ કાળો રહે છે. પીઠના ભાગ રાખોડી અને પેટાળ સફેદ હોય છે. કેટલીક દરીઆઈ ધોમડાની પાંખના છેડા કાળાશ પડતા જણાય છે. શિયાળામાં તેના કાળા રંગના તાળવામાં લીટીઓ દેખાય છે.

દરીઆઈ ધોમડી આપણા સમુદ્રકાંઠાનું બહુ આકર્ષક પંખી ગણાય છે પાંખના ધીમા પણ ચોક્કસ ધબકારાથી તે હવામા સહેલાઈથી સરતી હોય એવું દેખાય છે. અલબત્ત તે જ્યારે સામે પવને ઊડતી હોય ત્યારે તેને પોતાની પાંખો વધારે ધમવી પડે છે પણ સહેલાઈથી આગળ વધતી જાય છે. તેના કદથી તે ધોમડો

છે એમ ઘણી વખત ભૂલ થઈ જવા સંભવ છે. પણ તેના દેહનો ઘાટ અને માથું તથા અણીઆળી પાંખોથી તે ધોમડી છે એમ તરત ખબર પડી જાય છે. તેની ખાસીયત સમૂહચારી નહિ હોવાથી તે એકાકી સમુદ્રકાંઠે કે નદીના મુખ ઉપરના કિનારાને માથે ઘણે લાંબે સુધી ચાલી જાય છે. જો કે દરીઆની ભરતીના સમયે તેઓને આરામ તો સમુદ્રમાં જ કરવાનું ગમે છે. સમુદ્રથી દૂર આવેલાં જળાશયોની આ ધોમડી મુલાકાત લેવાનું ચૂકતી નથી. સામાન્ય રીતે લગભગ તમામ ધોમડીની ખાસીયત આહારની શોધમાં ઊડયા કરવાની છે. એમ આ ધોમડી તેમાં અપવાદ નથી. જ્યારે આ ધોમડી પોતાના આહારના શિકાર માટે એક જ ઠેકાણે થરકી તે શિકાર પાણીની સપાટી ઉપર આવે એટલે વીજળી માફક તેના ઉપર માથાભર ત્રાટકે છે ત્યારે તેનું નિરીક્ષણ કરવાનો અનેરો આનંદ થાય છે. આમ શિકાર પકડવામાં તે નિષ્ફળ જાય તો કલકલીઆની માફક પાણીમાંથી નીકળે છે અને ઝંઝેડી મારી પીંછાં ઉપરથી પાણી ઉડાડી દઈ ફરી ઊડવા લાગે છે. પાણીમાં કે પાણી ઉપર વસવાટ કરવાવાળાં પંખીનાં પીંછાંમાં એક પ્રકારની ચીકાશ રહેતી હોવાથી પાણી તેના ઉપરથી તરત જ ખરી જાય છે. આ દરીઆઈ ધોમડી પોતાની જાતનાને પોતાની હરવા ફરવા કે ચરવાની જગ્યામાં આવવા દેતી નથી. વળી તે ચપળ અને શક્તિશાળી છે. આથી આગંતુકને પોતાનો 'કેક' જેવો અવાજ કરીને પોતાનો અણગમો બતાવે છે અને તેની પાછળ પડી ત્યાંથી તેને કાઢી મૂકે છે.

ઉનાળાના ગરમ હવામાનમાં તે મીઠા પાણીનાં જળાશયો ઉપર માછલીનો ચારો શોધવા આવી પહોંચે છે. જો કે તેને આવી રીતે મીઠાં જળાશયો ઉપર જોવાં દુર્લભ છે. પણ નદીના મુખ ઉપરથી થોડા માઈલો સુધી ઊડતાં અંદર ચાલી આવે છે. પાણી ઉપર વસતાં દરેક પંખીનો આહાર માછલી, લેપટી, કરચલા અને એવી બીજી જાતનો હોય છે. સામે પવને આ ધોમડી પાંખો ધમી થોડો વખત થરકે છે અને પોતાનો શિકાર પાણીની સપાટી ઉપર આવે તેની રાહ જુવે છે અને સમતોલ રહી શકે છે. શિકારને પકડી તેને હવામાં અદ્ધર ઉછાળી અને નીચે આવતાં પહેલાં માથું પેટમાં જાય એ રીતે પકડીને ગળી જાય છે. આ સર્વ ક્રિયા તે ઊડતાં ઊડતાં કરે છે. જો કે એ પણ કહેવું જરૂરી જણાય છે કે ધોમડી કુટુંબની આવી જ ખાસીયત છે.

દરીઆઈ ધોમડી પ્રજનન માટે ઈરાનના અખાત, ઉત્તર આફ્રિકા, એશિયા અને યુરોપમાં ચાલી જાય છે. પણ શિયાળાની શરૂઆત થાય ત્યારે આપણા સમુદ્રકાંઠે તે સામાન્ય પંખી છે.

અંગ્રેજીમાં દરીઆઈ ધોમડીને The Caspian Tern કહે છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Hydropro-gne Caspica Caspica ( Pallas ) કહેવું જોઈએ.

### ચોટીલી દરિયાઈ ધોમડી

આગળ જોઈ ગયા તે દરીઆઈ ધોમડી કરતાં કદમાં કંઈક નાની આ ધોમડીની ઓળખાણ તેના માથા ઉપર રહેતી લાંબી ચોટી, પીળી ચાંચ, નાનું કદ, ધોળું ભાલ અને રંગમાં તે સામાન્ય રીતે આછી હોવાથી તરત પડે છે.

તેની ખાસ ખાસીયતમાં તે ચોખ્ખા સમુદ્રકાંઠા વધારે પસંદ કરે છે. બાકીની તમામ બીજી ખાસીયત અને આહાર દરીઆઈ ધોમડીને મળતાં આવે છે

આ ધોમડી ઉનાળામાં પ્રજનન માટે આફ્રિકાના ટાપુઓ, મકરાણ કિનારો, લાલ સમુદ્ર, ઈરાનના અખાત તરફ ચાલી જાય છે. અને શિયાળાની શરૂઆતમાં તો આપણા જોવામાં તે ખુલ્લા સમુદ્રકાંઠે દેખાય છે. કારણ કે તેને ખાડીનાં ગંદા પાણી કદાચ નહિ ગમતાં હોય.

અંગ્રેજીમાં આ ચોટીલી દરીઆઈ ધોમડીને The Red Sea Tern કહેવામાં આવે છે અને Sterna Bergi ( Lichtenstein ) એ એનું વિજ્ઞાનિક નામ છે.



# રંગભેદની રામાયણ

માણસ માણસ વચ્ચે જે કાળા-ગોરાના ભેદ છે એ તો દુનિયાના દરેક સુધરેલા કહેવાતા દેશોમાંય એટલા જ પ્રબળ છે. એ ભેદની એક સચોટ કહાણી આ લેખકને અમેરિકાના પ્રવાસમાંથી સાંપડે છે તે અહીં ઊર્મિનાં વાચકો માટે રજૂ કરેલ છે...

યુ. એસ. ના દક્ષિણ મિસીસીપી રાજ્યના ત્રણ પરગણામાં બંધારણાનુસાર પ્રાપ્ત થયેલા મતાધિકારના ઉપયોગ અર્થે રાજ્યનિવાસી હબસી જનસમાજ મતદાર યાદીમાં પોતાનાં નામ સામેલ કરાવવા પ્રયત્ન કરે છે તે સામે ત્યાંના ગોરા નિવાસીઓનો પુણ્યપ્રકોપ ફાટી નીકળ્યો છે અને પરિસ્થિતિ કફણુ બની છે. હબસી સમાજની આ હક્ક ચળવળમાં વિદ્યાર્થીઓ પણ જોડાયા છે અને એમણે મહાત્મા ગાંધીજીની પ્રથા—શાંત વિરોધ અપનાવી છે. મિસીસીપીની આ સ્ફોટક સ્થિતિ પરના અગ્રલેખમાં સમીક્ષા કરતાં ન્યૂ યોર્કનું સુપ્રસિદ્ધ અખબાર 'ન્યૂ યોર્ક ટાઈમ્સ' પોતાના તા. ૧૨-૧૦-૬૧ના અંકમાં 'મિસીસીપીમાં અશાંતિ' એ શીર્ષક હેઠળ નોંધ કરે છે કે 'દક્ષિણ મિસીસીપીના તાજેતરના બનાવો એ રાજ્યમાં ફોજદારી કાયદાના અમલ અને જાતિજાતિ વચ્ચેના સંબંધો અંગે ક્ષુબ્ધતાપ્રેરક પ્રશ્નો પેદા કરે છે.'

આ ત્રણ પરગણાંના હબસીઓના મતદાર તરીકે જાતને નોંધાવવાના પ્રયત્નો અને હોટેલ-રેસ્ટોરાંમાં અજમાવાતા રંગભેદ સામેના વિદ્યાર્થીઓના વિરોધોમાંથી બનાવોની એક પરંપરા જન્મી છે. મતદાર નોંધણીની આ જેહાદના એક અગ્રણીને ગોરા નોંધણી અધિકારીએ શિરના પાછલા ભાગમાં બંદૂકના ખૂંદા મારી ઘાયલ કર્યો. રાજ્ય ધારાસભાના એક ચૂંટાયેલા પ્રતિનિધિએ એક ભાવિ હબસી મતદારને ગોળી મારી ખતમ કર્યો અને સત્તાધારીઓએ ચુકાદો આપ્યો કે આ તો આત્મરક્ષણ અર્થે અજમાવાયેલો ગોળીબાર હતો! એક વિરોધ કૂચમાં ભાગ લેવા બદલ બારતેર વરસનાં સૌથી વધુ અબુ બાળ-વિદ્યાર્થીઓની ધરપકડ કરવામાં આવી. એક હબસી શાળામાંથી સાઠ જેટલા વિદ્યાર્થીઓની બરતરફીના હુકમ છૂટયા—સિવાય કે આવી ચળવળમાં ભવિષ્યમાં નહીં જોડાવાની એ લેખિત બાંહેધરી આપે. એક શાંત વિરોધ-સૂચક આસન ચળવળમાં ભાગ લેવા બદલ પંદર વરસની એક હબસી બાળાને સજા ફરમાવી, બાળ ગુના સુધારક જેલમાં એને મોકલી આપવામાં આવી.

સવિશેષ ક્ષુબ્ધતાપ્રેરક સમાચાર તો એ છે કે આ ચળવળમાં પકડાયેલા કોડીબંધ હબસીજનોને પોતાના કાયદેસરના બચાવ માટે જરૂરી વકીલો મેળવવામાં પાકી મુશ્કેલી અનુભવવી પડે છે. મિસીસીપીમાં હબસી વકીલોની સંખ્યા આંગળીને વેઢે ગણાય તેવી છે અને એવા અહેવાલ મળે છે કે ગોરા વકીલોએ રંગભેદની હિલચાલમાં સંડોવાયેલા હબસીઓની વકીલાત કરવાની ના પાડી દીધી છે. બુદ્ધિયુક્ત કાયદાની સલાહના અભાવે એવો ભય સેવાઈ રહ્યો છે કે ત્યારે જમીનગીરી અને કોર્ટકચેરીની વિલંબ ભરપૂર કામગીરીમાં મતદાન અધિકાર પ્રાપ્ત કરવાના આ સૌ પ્રયત્નો ટૂંપાઈ જશે. આ અસીલોના કેસ ચલાવવાની વકીલોની અનિચ્છાવાળી વાત જો સાચી હોય તો સર્વ સ્થળે નાં વ્યવસ્થિત રચાયેલાં વકીલમંડળોને માટે એ ઊંડી ચિંતાનો વિષય લેખાય. ખાસ કરીને એ કારણે કે અમેરિકન વકીલ મંડળના પ્રમુખ જોન સેટરફીલ્ડ મિસીસીપીના નિવાસી છે.

મિસીસીપીની આ ચળવળમાં જન્મેલું એક નવું તત્ત્વ ખાસ નોંધપ્રેરક છે. એ છે લાંબા સમયથી પોતાનો અવાજ ઊઠાવવામાં ભીતિ અનુભવતા હબસીઓમાં જન્મેલી જાગૃતિ. દક્ષિણ મિસીસીપીનાં શાળાએ જતાં બાળકો રંગભેદ વા ભેદભાવયુક્ત વર્તાવ સામે શાંત પડકાર ફેંકવાની હિંમત પ્રાપ્ત કરે એ ભારે ઉત્તેજક અને ઉત્સાહપ્રેરક ઘટના છે. એક વખત આ તાકાત—આ ભાવના—આ બળ જન્મશે એટલે પંદર પંદર વરસની છોકરીઓને જેલમાં મોકલવાથી એને દાબી શકાશે નહીં.



રંગભેદની આ પ્રકારની કરુણ કહાણીનો જીવનભર ભોગ બનનાર હબસી-ગોરાના લગ્નથી જન્મેલ એક સુશિક્ષિત આંગ્લ-હબસી યુવતી અને સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાઓના એક આફ્રિકન પ્રતિનિધિ મંડળનાં મંત્રી પોતાની વીતકકથા રજૂ કરે છે તે એના શબ્દોમાં આ રહી:—

'હું એક વર્ણમિશ્રિત લગ્નનું ફરજંદ છું અને એ વાત કદાપી વિસરીશ નહીં. કદાચ હું એને ભૂલવા મથું તો ય દુનિયાના લોકો—હબસી અને ગોરા—મને એમ કરવા દેશે નહીં. મારા પિતા દક્ષિણ અમેરિકાના ફ્રેન્ચ ગિયાનાના હળવા કાળા વર્ણના હબસી છે. મારી માતા ફ્રાન્સની ભૂરી આંખોવાળી એક સુંદર યુવતી છે. મારા ચહેરાની રચના અને ઓલિવ રંગની મારી ચામડી બોલી ઊઠે છે કે હું હબસી છું અને મિશ્ર જાતીય લગ્નનું બાળક છું. હું ભાગ્યે જ એક એવો દિવસ પસાર કરું છું જ્યારે મને કોઈક ને કોઈક એમ પૂછતું હોય કે આ અર્ધ-ગોરા અને અર્ધ-હબસી જન્મવાનું કેવું છે? ચોખ્ખી અને ચટ વાત કરું તો એમાં કંઈ મજા નથી.

'પારીસમાં બાળક તરીકે હું ઉછરતી હતી ત્યારે મારા પિતાનો પાકો રંગ અને મારી માતાની ભૂરી ચમકતી આંખો, મને સૂર્ય ચંદ્ર જેવાં સ્વાભાવિક લાગતાં હતાં, અને જે ગગનચુંબી ઈફેલટાવર પાસે હું રમતી, અને જે ચમ્પ દ માર્સ બાગમાં મારી માતા સાથે ઘૂમતી, તે ઉભય જેવાં બાળ દુનિયાનાં એ અવિસ્મરણીય સીમાચિહ્ન છે.

'ત્યારે તો મને કદી કલ્પનાય નહીં જન્મેલી કે અમારું કુટુંબ એ વિચિત્ર પ્રકારનું છે. મને એટલું ભાન થયેલું કે મારો દેહવર્ણ માતા કરતાં ઘેરો, પિતા કરતાં હળવો અને અમારા નિવાસસ્થાનનાં અન્ય બાળકો કરતાં અલગ છે. મને એમ પણ વસેલું કે હું સૌ કરતાં વિભિન્ન છું પણ પિતા હબસી હોય, માતા ગોરી હોય અને ઉંમર ત્રણચાર વરસની હોય તો એ વિભિન્નતાય આપણને સાવ સ્વાભાવિક લાગે. ત્યારે તો આપણે એમ ક્યાંથી કહી શકીએ કે આ ભેદ જ ભારે પીડાકારક નીવડશે.

'જર્મનીએ પારીસનો કબજો લીધો તે પછી ૭ માસે એટલે કે સને ૧૯૪૦ના ડિસેમ્બરની આઠમી તારીખે મારો જન્મ થયેલો પણ પારીસમાં આવેલું અમારું ઘર હુંફાળું અને સહીસલામત હતું, મારા પિતાની કાયદા સલાહની કચેરી અમારા સાત ખંડના મકાનમાં જ હતી એટલે મારાં માતા-પિતા આખોય સમય ઘેર જ રહેતાં અને એમની હાજરી મને હંમેશ જરૂરી રક્ષણ પૂરું પાડતી. મારા પિતાના અસીલો કાળા કે ગોરા, યહુદી કે ખ્રિસ્તી સૌ કોઈ મારે ઘેર આવતા અને મને કદી એમના વચ્ચેનો ભેદ વરતાયો નહોતો. એક દિવસ મારા પિતાનો એક યહુદી અસીલ પોસ પોસ આંસુ સારતો મારે ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે એના આખા કુટુંબની નાઝીઓએ કતલ કરી નાખી છે. આ દુઃખદ ઘટના મેં સાંભળી ત્યારે જ મને પહેલવારના કંઈક સમજાયું કે જુદા હોવું તેય દુઃખનું કારણ બની શકે છે. આમ છતાં રંગભેદના અંગારાએ હજુ મને દઝાડી નહોતી.

અમે પારીસથી પચાસ માઈલ દૂર આવેલા અમારા ગ્રામવિસ્તારના ઘરમાં રજા ગાળતાં ત્યાંના સૌ નિવાસીઓ ગોરા હતા પણ અમને કદી તકલીફ પડી નહોતી અને મને લાગતું હતું કે દુનિયા આખી સુખી સુખી છે. બે વરસ પછી, એટલે હું ૭ વરસની થઈ ત્યારે મને ભાન થયું કે મારી એ કલ્પના અવાસ્તવિક હતી. શાળાગમનના મારા પ્રારંભના દિવસોમાં જ આ બન્યું. મારી આજુબાજુ ટોળે વીંટાઈ છોકરાં બૂમ પાડવા લાગ્યાં, 'કાળી, કાળી,' ત્યાં વળી બીજાં કેટલાંક બૂમ પાડી 'શારિયું, શારિયું.'

'મને એમાંથી એકેય શબ્દના અર્થની ગતાગમ નહોતી પણ મને એટલી વાત સમજાઈ કે મારા વિશે કશું એમાંથી બોલાઈ રહ્યું છે. મારો પિત્તો ઉછળ્યો અને મને પજવનાર સાથે હું મારામારીએ ચાલી ગઈ. જ્યારે એમને સમજાયું કે આ બીજથી હું ચીઢાઉ છું એટલે એ વધારે જોરથી ને વારેવારે એ કહેવા



લાગ્યા. મારા પિતાને મેં આ વાત જણાવી. એ શબ્દોનો અર્થ ને ઘટનાનું રહસ્ય કહેવા જણાવ્યું ત્યારે એમણે બને તેટલી સ્પષ્ટ રીતે પરિસ્થિતિ સમજાવી, જીવનની આ કર્કશ બાજુથી મને ઉગારી લેવા પ્રયત્ન આદર્યો. એમણે ઉમેર્યું, 'આપણાથી લડાય નહીં. આપણે તો ગર્વ લેવો જોઈએ કે આપણે કાળાં છીએ.'

'પણ મા તો કાળી નથી, એ તો ગોરી છે, તો એણે પણ ગર્વ અનુભવવો જોઈએ ?' મેં વળતો સવાલ કર્યો.

'હા, આપણે કાળાં છીએ તેનું આપણે અને માતા ગોરી છે તેનું એણે ગૌરવ અનુભવવું જોઈએ. સર્વ-શક્તિમાન પ્રભુએ આપણને એ રીતે સર્જ્યાં છે, કેટ-લાંક ગુલાબ રાતાં હોય છે અને કેટલાંક સફેદ છતાં આખરે તો એ બધાં ગુલાબ જ છે અને સૌ સુવાસ પ્રસરાવે છે, એ જ વાત માનવીને લાગુ પડે છે. માણ-સની ચામડીના રંગને એના હૃદય, મન અને આત્માના ગુણ સાથે કશી લેવાદેવા નથી.'

'ત્યારે એમ થયું કે હું કાળી હતી ! અને હું એવી દુનિયામાં હતી જ્યાં ત્વચારંગ મહત્ત્વાની દૃષ્ટિએ અગત્યનું નથી પણ જેમાં માણસોએ એને અગત્ય બક્ષ્યું છે. મિશ્રવર્ણીય માબાપત્વનો આ પહેલો આઘાત મેં અનુભવ્યો. મને થયું કે હું અર્ધ-કાળી ને અર્ધ-ગોરી હોઉં તો ય હું ગોરીમાં તો ખપું જ નહીં. કેટલાંક આવાં બાળકો પોતાનો સીદીવારસો સંતાડી ગોરામાં ખપી જતાં હોય છે પણ એમ કરવાનું મારાથી બને તેમ નહોતું. મને મારા વર્ણની શરમ નહોતી અને મારા પિતાની સાક્ષીએ મેં તે જ બાળ ઉંમરે નક્કી કર્યું કે મારે એને કદી સંતાડવો નહીં. હવે મારા સહપાઠીઓ મારી ખીજ પાડે ત્યારે મેં એમની ઉપેક્ષા કરવા માંડી અને એક વખત એમને ખબર પડી કે આ નામથી હું ખીજાતી નથી એટલે એમણે ખીજ-વવાનું છોડી દીધું.

'આમ બાહ્ય રીતે તો આ સવાલથી હું મુક્ત હોઉં એવું બન્યું પણ મારો અંતરાત્મા આ જાતિભેદના સવાલ પર ગૂંગળાયેલ રહ્યો અને થયું કે મારાં માત-પિતાના લગ્ન વિશેની વિગતો મારે જાણવી જોઈએ. મારી માતાએ વિસ્તારથી એ વાતો કરી એ. પરથી ખબર પડી-કે મારા પિતા કાયદાના અભ્યાસાર્થે પારીસ આવ્યા ત્યારે મારાં માતા પણ ત્યાં જ અભ્યાસ કરતાં હતાં. બન્ને વચ્ચે પ્રેમ જાગતાં એમણે પરણ-વાનું નક્કી કર્યું, બન્નેનાં કુટુંબોની ઇચ્છા હતી કે એ પોતપોતાની જાતિમાં જ પરણે એમણે ચેતવણી-પણ આપેલી કે આ આંતરવર્ણીય લગ્નથી એમનું કુટુંબ ઉભય સમાજથી અલગ થઈ જશે, છતાં બન્નેએ પ્રભુ-તામાં પગલાં માંડ્યાં.- કારણ મારી માતાના શબ્દોમાં જણાવું તો 'પ્રેમ કંઈ નાતજાતના વાડાને પહેચાન-તો નથી. અને બીજાના પૂર્વગ્રહોને કારણે જીવનના મીઠાં મીઠાં અનુભવોને લાત મારવા હું તૈયાર નહોતી.'

'પારીસમાં બીજા સીદીઓય રહેતા હતા પણ તે સૌને માટે એ સ્વાભાવિક ચીજ હતી. મને લાગતું-હતું કે મારા પર સીદીપણું લદાયેલું-છે કારણ મારી માતા તો ગોરી હતી. શાળામાં ને વર્ગમાં મને -ચેન પડવા લાગ્યું નહીં. મારો જીવ ખાટો થઈ ગયો અને એક દિવસ હું વર્ગમાં બૂમ પાડી ઊઠી કે અહીં તો નર્યો ગંદવાડ છે. મારે ઘેર જવું છે. મને આચાર્ય પાસે મોકલવામાં આવી અને મારું નામ કમી થયું.

'મારા પિતાએ એ દિવસ બેચેનીમાં ગાળ્યો. એ જ સમયે એમની નિમણૂંક ફ્રેન્ચ સરકાર તરફથી મધ્ય આફ્રિકાના ફ્રેન્ચ સંસ્થાન-ઉબનગુઈ-શારીમાં ઉચ્ચ હોદ્દા પર થઈ હતી. ભારે ધીરજપૂર્વક વાત કરતાં એમણે મને જણાવ્યું, 'સીદી હોવું એનો અંશતઃ અર્થ એવો પણ છે કે એનાથી ગેરવર્તણૂંક દાખવી શકાય નહીં. લોકો તો એમ આશા રાખતા જ હોય છે એટલે એમ કહીએ તો આપણી હલકાઈ આપણે પૂરવાર કરી બેસીએ.'

'આ બનાવ પછી મને આગળ અભ્યાસાર્થે ઇંગ્લૅન્ડની માઇકેલ હૉલ સ્કૂલમાં મૂકી ને ત્યાં મારું ગાડું ઠીક ગબડ્યું ને મારો અભ્યાસ સુધર્યો. નાતાલની રજાઓમાં





હું મારા પિતાના સ્થાને મધ્ય આફ્રિકામાં ગઈ ત્યારે શાક વેચતી ઉંમરલાયક સીદી સ્ત્રીઓનું યુરોપિયનોને હાથે થતું અપમાન અને એમની સાથેનો તોછડાઈભર્યો વર્તાવ મારા મનમાં હાડોહાડ ઘૃણા જન્માવી ગયો.

'શાળાજીવનનાં છેલ્લાં બે વરસ મેં પારીસની એક ખાનગી શાળામાં પૂરાં કર્યાં, અહીં કોઈ ખાસ બનાવ બન્યો નહીં. એટલું જ નહીં ગોરા છોકરાઓ સાથે હું મિલનો યોજતી અને એમને સ્પષ્ટ કહેતી કે હું ફ્રેન્ચજન કરતાં રંગે ગાઢ છું. સત્તરમે વરસે સ્પેનીશ કુટુંબના એક ગોરા છોકરા સાથે હું પરણી. લગ્ન પશ્ચાત એના શેઠ એને જમવા કે ચા-પાણી માટે બોલાવતા પણ મને અળગી રાખતા. એ મને ખૂંચવા લાગ્યું. ઘણો મોટો મેળાવડો હોય તો જ મને આમંત્રણ મળતું. આ ભેદભાવ મારી આંખે ચઢતો.

'નવેક માસમાં અમારું લગ્નજીવન નિષ્ફળ નીવડ્યું પણ એમાં વર્ણભેદ કારણભૂત નહોતો. આ સમયે ફ્રાન્સમાં ગોઠવાયેલા અમેરિકન સૈન્યોની કચેરીમાં હું કામ કરતી હતી અને એમના એક અમલદારના દીકરા સાથે મારે મૈત્રી થયેલી. એને પણ જ્યારે મેં જણાવ્યું કે હું સીદી છું ત્યારે ગમેલું નહીં. પણ મને તો હવે સીદી હોવાનો પોરો ચઢેલો. હું આફ્રિકા જઈ આવી અને ત્યાંના લોકો માટે કામ કરવામાં મને આનંદ આવવા લાગ્યો. એમને સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે મારી છાતીય ગજગજ ફૂલેલી છતાં એમની સાથેય મેં કદી તાદાત્મ્ય અનુભવ્યું નથી. મને કાયમ લાગ્યા કર્યું છે કે મારી ને એમની વચ્ચેય કાંઈક અંતર તો છે જ.

'૧૯૬૦ના ઉનાળામાં મારાં માત-પિતા સાથે એમના વતન ફ્રેન્ચ ગિયાનામાં અમે ગયાં ત્યારે મને નવી વાત જડી. મારી જાત પ્રત્યે-વર્ણભેદ હોવાને કારણે-ત્યાંના લોકો શંકાની નજરે જોતા મને માલૂમ પડ્યા ને મને સમજાયું કે વર્ણભેદની તલવારને બેવડી ધાર હોય છે! એણે મને વધુ ખટાશ અને ખિનકાળા માટે વધુ ઘૃણામાંથી બચાવી લીધી. મારા પિતા પારીસ પાછા ફર્યા અને અમે બે—મા-દીકરી અમેરિકા ગયાં. યુ. એસ. એ.ના ફ્લોરિડામાં તો અમને મુશ્કેલી ન પડી પણ ન્યૂઑર્લિયન્સ પહોંચ્યાં. ત્યાં તો પાછી એની એ રંગભેદની વાત રેસ્ટોરાંમાંથી આડે આવી. ત્યાંથી બસમાં હું ન્યૂ યોર્ક આવતી હતી ત્યારે મેં જોયું કે બસ-ડ્રાઈવર ટીકી ટીકીને મને જોયા કરતો હતો. આખરે એનાથી ન રહેવાયું એટલે મને પૂછ્યું, 'તમે ગોરાં છો કે કાળાં?'

મેં જણાવ્યું, 'હું ફ્રેન્ચજન છું. પણ હું નીગ્રો છું.'

'નીગ્રો શબ્દ એને કાને પડ્યો ત્યારથી બસના ગવર્નર પરનો હાથ અસ્થિર બની ગયો અને આખો રસ્તો એણે મૂંઝવણ અનુભવી!

'ન્યૂ યોર્કમાં મેં અલગતાવાદનો અનુભવ કર્યો પણ એક નવી વાતેય જડી. અમેરિકન નીગ્રો સાથે મારે પરિચય થયો. પોતાના હક્ક માટે એમણે અજમાવેલ શાંત પ્રતિકારની રિલયાલથી હું ગૌરવ અનુભવવા લાગી અને મને લાગ્યું કે આ જ મારા ખરા લોકો છે, મન, હેતુ ને કર્મથી મેં એમની સાથે તાદાત્મ્ય અનુભવ્યું અને માતા પારીસ પાછી ગઈ ત્યારે યુનોના એક આફ્રિકન પ્રતિનિધિ-મંડળનાં મંત્રી તરીકે હું ન્યૂ યોર્કમાં સ્થિર થઈ. હવે તો હું મોટી થઈ છું અને નીગ્રો કે અમેરિકન મને તરછોડે એવી બીતિ મને રહી નથી, મારો માર્ગ હું જાતે કરી શકું એવી શ્રદ્ધા મારામાં પેદા થઈ છે. અહીં ઘણાં મિશ્ર ફરજંદના પરિચયમાં હું આવી છું અને મેં જાણ્યું છું કે એમના અનુભવ પણ મીઠા નથી.

'મને કોઈ સવાલ પૂછે છે કે તું કોઈ ગોરાને પરણે ખરી? તો હું જવાબ આપું કે પ્રેમ થાય તો અવશ્ય પરણું પણ પછી અમેરિકામાં રહું નહીં. આનું કારણ એ નહીં કે વર્ણભેદ મને કઠે પણ મારા બાળકને જિંદગીભર એ કફોડી સ્થિતિમાં મૂકે છે એ છે. દિનપ્રતિદિન અમેરિકામાં વર્ણભેદના સવાલ પર

ડૉ૦ નરસિંહ મૂ૦ શાહ

# પરમાણુ અને તેની રચના

વૈજ્ઞાનિક સમજણની ભૂમિકાવાળા વાચકો માટે એક અતિ ઉપયોગી લેખ અહીં રજૂ કરેલ છે. ઊર્મિનાં વાચકોને જાણીતા વિજ્ઞાની લેખકનો આ લેખ પરમાણુની રચનાનાં છેલ્લાં પચાસ વર્ષના સંશોધન વિષેનો છે..

પુરાતન કાળથી માનવી પોતાની આસપાસના પદાર્થોની રચના અંગે અનેક તર્કવિતર્ક કરતો આવ્યો છે. પદાર્થ-રચનામાં અંતિમ શું છે એ શોધી કાઢવા માટે અનેક પ્રયત્નો કરવામાં આવ્યા છે. સંસ્કૃતિના ઉષઃકાળથી આ બાબતમાં આપણા દેશના વિચારક દાર્શનિકોએ જમીન, જળ, અગ્નિ, આકાશ અને પવન—આ પાંચ મૂળતત્ત્વોમાંથી પદાર્થની રચના થયેલ છે એમ પુરવાર કરવા પ્રયત્ન કર્યો. ઈ. સ. પૂર્વે પાંચસો વર્ષો પહેલાં ગ્રીસના વિદ્વાનોએ એવું પ્રતિપાદન કર્યું કે પદાર્થ માત્રના મૂળમાં અગ્નિ, જળ, જમીન અને વાયુ આવેલાં છે. આ પંચતત્ત્વોનો સિદ્ધાંત એ જમાનામાં સારી રીતે પ્રચલિત હતો. દ્રવ્યનું બંધારણ આ સિદ્ધાંત અનુસાર સમજાવવામાં આવતું. એ સ્પષ્ટ કરવાની જરૂર છે કે એ સમયના અભ્યાસીઓ જળ, જમીન, અગ્નિ, આકાશ અને પવનને મૂળ તત્ત્વો તરીકે લેખતા. આ સિદ્ધાંત એટલો પ્રચલિત હતો કે રાસાયણિક પ્રક્રિયાઓ પણ તેના વડે સમજાવવામાં આવતી. દાખલા તરીકે, લાકડાની રચના પૃથ્વી અને અગ્નિ—બે તત્ત્વોમાંથી થયેલ છે. ઇજીપ્ત, ભારત, ચીન, ગ્રીસ અને બેબીલોનિયા વગેરે દેશોના વિજ્ઞાનના પ્રાચીન ઇતિહાસમાંથી આવી જાતની વિધવિધ માનવ-મગજ-ઉદ્ભુત કલ્પનાઓના અનેક દૃષ્ટાંતો મળી આવે છે. મધ્ય યુગમાં 'ફ્લોજીસ્ટન' સિદ્ધાંતના આધારે બાળવાની ક્રિયાની સમજુતી આપવામાં આવતી. ફ્લોજીસ્ટન શું છે એ અંગે અનેક કલ્પનાઓ કરવામાં આવતી. પરંતુ આપણે અત્યારે એની લાંબી ચર્ચામાં નહીં ઊતરીએ. એટલું સમજી લેવું પર્યાપ્ત થશે કે આપણી પૃથ્વી પરની સમસ્ત વસ્તુઓ જ નહી પણ સારા બ્રહ્માંડની રચના મૂળતત્ત્વમાંથી થયેલ છે.

આધુનિક રસાયણવિજ્ઞાનના અભ્યાસ વડે એ સ્પષ્ટ થયું છે કે પ્રાચીન દર્શનની પંચતત્ત્વો અંગેની માન્યતાઓ ત્રુટીઓથી ભરેલી હતી. પંચમહાતત્ત્વનો સિદ્ધાંત બરાબર ન હતો એમ પુરવાર થયું છે. જો આપણે જમીન, જળ અને પવનને પદાર્થની ત્રણ—ઘન, પ્રવાહી અને વાયુસ્થિતિ—માની લઈએ; આકાશને દિશા;

---

હબસીઓની જીત થતી જાય છે અને આફ્રિકાનાં સૌ રાષ્ટ્રમાં એમને સ્વાતંત્ર્ય મળતું જાય છે એ હિસાબે એમનાં સૌના પગ મજબૂત થતા જાય છે છતાં મને એમ લાગે છે કે એ કે અમેરિકન ગોરાઓ આંતરવર્ણીય લગ્નને આવકારવા જેટલા તૈયાર નથી થયા.

'ન્યૂ યોર્કમા સાપ્તાહિક મિલન પર્યટન-ડેટીંગ-માટે હું ગોરા કાળા ઉભય સાથે જાઉં છું. હું એમના પ્રત્યે કોઈ વર્ણ તરીકે નહિ પણ વ્યક્તિ તરીકેની દૃષ્ટિ રાખું છું. છતાં જ્યારે જ્યારે મારા મનમાં લગ્નનો સવાલ જન્મે છે ત્યારે ત્યારે બાળકોનો સવાલ મારા મનનો કબજો લે છે અને મને લાગે છે કે એમનાં બાળકો ગમે ત્યાં રહેતાં હશે તો ય આંતરવર્ણીય લગ્નનાં બાળકોને કઠિનતાનો સામનો કરવો જ પડશે.

આમ છતાં સમયનો પ્રવાહ એવો ચાલે છે કે આંતરવર્ણીય લગ્નો ચાલુ રહેવાના છે એટલું જ નહીં એ વધતાં જવાનાં છે. એ બાબતમાં તો મારી માતાના શબ્દો જ સાચા છે કે પ્રેમ કોઈ કૃત્રિમ વાડાબંધીને વશ થતો નથી, અને એમ પણ લાગે છે કે આવાં જ થોડાં બહાદૂર પ્રેમીજનોના ઐક્યમાંથી એક એવી નવી પેઢી જન્મશે જે આપણા યુગને લાંછન લગાડનાર જાતિવર્ણનાં ભેદદુ ખોને કાયમ માટે આ દુનિયા પરથી ટાળશે.'

★





અને અગ્નિને શક્તિના પર્યાય રૂપ માની લઈએ તો, પદાર્થ યા બ્રહ્માંડ રચનાનું રહસ્ય કદાચ આપણે સમજી શકીએ. પરંતુ આધુનિક રસાયણવિજ્ઞાનના અભ્યાસથી સ્પષ્ટ થાય છે કે એ 'પંચતત્ત્વો' મૂળતત્ત્વો નથી. આધુનિક વિજ્ઞાનમાં મૂળતત્ત્વોની વ્યાખ્યા જુદી છે. હવા એ જુદા જુદા વાયુઓનું મિશ્રણ છે. પાણી હાઈડ્રોજન અને ઑક્સિજનના રાસાયણિક સંયોજનથી બનેલો પદાર્થ છે. અગ્નિ એ શક્તિનું રૂપાંતર છે. મૂળતત્ત્વ એને કહેવાય છે જેમાં ફક્ત એક જ પ્રકારના દ્રવ્યનાં રજકણો હોય. તેનું વિભાજન કરતાં બીજો કોઈ પદાર્થ તેમાંથી ન નીકળે. આ એક પ્રકારના રજકણોને પરમાણુઓ (એટમ) કહેવામાં આવે છે. એટલે પદાર્થની રચનામાં પરમાણુઓ આવેલા છે. દાખલા તરીકે, સોનાનો એક ટુકડો લો. તેને કાપીને તેના ત્રણ ઝીણા બારીક ટુકડા કરો. તેને છોલીને તેનો અતિ સૂક્ષ્મ બારીક ભૂકો બનાવો : અગ્નિમાં તેને તપાવી પાણી માફક પ્રવાહી કરી શકાય અને એથી પણ વિશેષ ગરમી આપી તેને બાષ્પરૂપ બનાવી શકાય એટલે તેને વાયુરૂપ કરી શકાય. પરંતુ તેના પ્રત્યેક સૂક્ષ્મમાં સૂક્ષ્મ રજકણમાં, તેના પ્રવાહીના પ્રત્યેક ટીપામાં, તેની બાષ્પના પ્રત્યેક પરપોટામાં સોનાના પરમાણુઓ સિવાય બીજું કાંઈ હોતું નથી અને સૂક્ષ્મ તપાસ વડે પણ બીજું કાંઈ માલમ પડતું નથી. આ પરમાણુઓ ગમે તે મૂળ તત્ત્વના હોય પણ તેની અંતરગત રચના એકસરખી રહે છે.

પવનને આ રીતે તપાસતાં માલૂમ પડે છે કે એ ચાલતી હવા છે અને હવા ઑક્સિજન અને નાઈટ્રોજન અને કાર્બન ડાયોક્સાઈડનું મિશ્રણ છે. પાણીનું વિદ્યુતવિભાજન કરતાં બે વાયુઓ હાઈડ્રોજન અને ઑક્સિજન છૂટા પડે છે અને તેમનું સંયોજન કરતાં પાણી બને છે.

કોઈપણ મૂળતત્ત્વના પરમાણુઓ અરસપરસ સંયોજાય તો તેનું અણુ (મોલેક્યુલ) બને છે. જેમ કે, બે ઑક્સિજન અણુ બને છે. જુદા જુદા મૂળ તત્ત્વોના પરમાણુઓનું જોડાણ થાય તો સંયોજન (કમ્પાઉન્ડ) બને છે, જેમકે પાણી, કાર્બન ડાયોક્સાઈડ. રાસાયણિક ક્રિયાના પરિણામે બનતા આ સંયોજનની ખૂબી એ છે કે તેમાં ભાગ લેતું પરમાણુ પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેસે છે. દાખલા તરીકે, ઝેરી ક્લોરીન વાયુ અને એટલા જ ઝેરી સોડિયમ ધાતુના પરમાણુના સંયોજનથી આપણા આહારમાં સર્વપ્રિય વસ્તુ મીઠું (સોડિયમ ક્લોરાઈડ) બને છે. કેટલું મનોરંજક ! મીઠું (સોડિયમ ક્લોરાઈડ)ના એક અણુમાં એક સોડિયમ પરમાણુ અને એક ક્લોરીન પરમાણુ હોય છે. સોડિયમની રાસાયણિક સંજ્ઞા Na અને ક્લોરીનની રાસાયણિક સંજ્ઞા Cl એટલે રાસાયણિક સંજ્ઞામાં મીઠા માટે Nacl લખવામાં આવે છે. રસાયણવિજ્ઞાનમાં દરેક મૂળતત્ત્વને તેની સંજ્ઞા આપવામાં આવી છે. સંયોજનમાં અસ્તિત્વ ધરાવતાં મૂળ તત્ત્વોની સંજ્ઞાઓ અને તેમાં આવેલ પરમાણુઓની સંખ્યા લખવાથી એનું રાસાયણિક સૂત્ર બને છે. આપણા રોજિંદા જીવનમાં વપરાતી ખાંડનું રાસાયણિક સૂત્ર $C_{૧૨} H_{૨૨} O_{૧૧}$ છે, એટલે ૧૨ પરમાણુઓ કાર્બનના, ૨૨ હાઈડ્રોજનના અને ૧૧ ઑક્સિજનના પરમાણુઓના સંયોજનથી ખાંડનું અણુ બનેલું છે. ચૂનાપથ્થરનું સૂત્ર $Ca\ Co_3$ લખાય છે. જેમાં એક કેલ્શીયમ (Ca) એક કાર્બન (c) અને ત્રણ ઑક્સિજનના (o) પરમાણુઓ આવેલાં છે. તેને ગરમ કરવાથી તેમાંથી કાર્બન ડાયોક્સાઈડ વાયુ છૂટો પડે છે, જેનું સૂત્ર $Co_2$ છે, અને અવશેષ તરીકે કેલ્શીઅમ ઑક્સાઈડ (ચૂનો) રહે છે, જે સૂત્ર Ca O છે આ રાસાયણિક ક્રિયા સમીકરણ વડે નીચે પ્રમાણે ટૂંકામાં દર્શાવાય છે.




આથી સ્પષ્ટ થાય છે કે રાસાયણિક ફેરફારનું એકમ પરમાણુ છે. ખરેખર, પરમાણુઓનું અસ્તિત્વ, તેઓની આન્તરરચનાનો અભ્યાસ પદાર્થની અંતિમ રચનાના અભ્યાસના પ્રતીક સમ છે. જેટલા પ્રકારનાં મૂળતત્ત્વો

છે તેટલા પ્રકારનાં પરમાણુઓ હોય છે. એટલે પદાર્થ માત્રની રચનાનું રહસ્ય મૂળતત્ત્વોની શોધમાં અને તે શેનાં બનેલાં છે એ સમજવામાં સમાઈ જાય છે.

પદાર્થ માત્રનું નિર્માણ મૂળતત્ત્વો નામની ઇંટો વડે થયેલું છે આવી મૂળતત્ત્વોરૂપી ઈંટો અત્યાર સુધી ૧૦૨ છે, જેનાંથી ૮૮ કુદરતમાં સ્થાયીરૂપમાં મળી આવે છે મૂળતત્ત્વ તેના પરમાણુઓ વડે ઓળખાય છે. પ્રત્યેક મૂળતત્ત્વના પરમાણુને પોતાનું પરમાણુ વજન હોય છે. રાસાયણિક ક્રિયામાં એકથી ઓછો પરમાણુ ભાગ લેતો નથી. પરમાણુ વજનના માપદંડથી હાઈડ્રોજન પ્રથમ આવે છે – પ્રથમ મૂળતત્ત્વ છે. તેનું પરમાણુ વજન એક છે– એ સૌથી હલકું મૂળતત્ત્વ છે. ૯૨મું મૂળતત્ત્વ યુરેનિયમ સૌથી ભારે છે તેનું પરમાણુ વજન ૨૩૮ છે. યુરેનિયમ પછી વધારે વજનવાળાં મૂળતત્ત્વો શોધાયાં છે, જેવાં કે ટેકિનશિયમ, પ્રોમિશિયમ, ફ્રાન્સિયમ વગેરે. પરંતુ આ અસ્થાયી છે, એટલે તેઓનું પૃથ્વીના પડ ઉપર અસ્તિત્વ હોતું નથી. લગભગ પાંચ અબજ વર્ષો પૂર્વે જ્યારે આપણી પૃથ્વી સર્જાઈ હશે ત્યારે આ મૂળતત્ત્વો કદાચ પ્રાપ્ય હશે. પરંતુ તેઓ રેડિયો-એકટીવ હોવાથી ત્યારથી– અત્યાર સુધીના ગાળામાં તેમનો ક્ષય થઈ ગયો હશે. આ ઉપરાંત કેટલાંક મૂળતત્ત્વો એવાં છે કે તેઓ એકદમ અસ્થિર છે, એટલે કુદરતમાંથી તેઓ મળી આવતાં નથી. આવાં મૂળતત્ત્વો પ્રયોગો વડે વિજ્ઞાનીઓ બનાવે છે એટલે તેઓ માનવ–નિર્મિત છે અત્યાર સુધીમાં આવા દશ મૂળતત્ત્વો બનાવી શકાયાં છે. મુશ્કેલી એ છે કે તેઓ પ્રબળ રેડિયો–એકટીવ હોવાથી તેમના પરમાણુનું પરિવર્તન જલદીથી થઈ જાય છે. વસ્તુતઃ સીસું અને બિસ્મથથી વધારે ભારે મૂળતત્ત્વો —પેલોનિયમ, રેડોન, રેડિયમ, થોરિયમ, યુરેનિયમ રેડિયો–એકટીવ છે. તેઓનું વિઘટન ચાલુ છે એટલે ભવિષ્યમાં આ મૂળતત્ત્વો આપણી ધરતી પરથી લુપ્ત થઈ જશે.

જાણીતાં બધાં મૂળતત્ત્વોને તેઓના પરમાણુવજનના ચડતા વજનના અનુક્રમે ગોઠવવામાં આવે તો સમાન ગુણધર્મોવાળા મૂળતત્ત્વો એક હારમાં આવે છે. તો પ્રશ્ન એ થાય છે કે એક મૂળતત્ત્વ બીજા મૂળતત્ત્વથી ભિન્ન કેમ છે? આનો જવાબ આધુનિક રસાયણવિજ્ઞાને આપ્યો છે. પ્રત્યેક મૂળતત્ત્વ એક પ્રકારના મૂળભૂત (Fundamental) રજકણોનું (Particles) બનેલું છે. એ રજકણોની સંખ્યા અને વ્યવસ્થા જુદા જુદા મૂળતત્ત્વોમાં નિરનિરાળી હોય છે. આ ઉપરથી નક્કી થાય છે કે દ્રવ્યમાત્રની રચનામાં આવેલા મૂળતત્ત્વોનાં પરમાણુઓ એકસરખા પ્રકારના રજકણોનાં બનેલાં છે.

ઓગણીસમી સદીના ત્રીજા ચરણમાં પ્લુકર, હિટોર્ફ, સર વિલ્યમ ક્રુકસ આદિ વૈજ્ઞાનિકોએ પ્રાયોગિક રીતે બતાવી આપ્યું કે જો કોઈ વાયુમાં ઓછા દબાણે વીજળીનો પ્રવાહ પસાર કરવામાં આવે તો કેથોડ (નેગેટીવ ઇલેકટ્રોડ)માંથી એક પ્રકારનાં કિરણો નીકળતાં દેખાય છે. એ કિરણો કેથોડમાંથી પોઝિટીવ ઇલેકટ્રોડ (એનોડ) તરફ જાય છે એટલે તેઓને કેથોડકિરણો તરીકે ઓળખવામાં આવે છે વસ્તુત. આ કિરણો પર નેગેટીવ વીજળીનો ચાર્જ હોય છે. એ ઉપરથી તેઓને ઇલેકટ્રોન કહેવામાં આવ્યા. સર જે. જે. થોમસને પુરવાર કર્યું કે ગમે તે વાયુ લો અને કોઈ પણ મૂળતત્ત્વમાંથી કેથોડ યા એનોડ બનાવો તો પણ ઇલકટ્રોન નીકળે છે. આ ઉપરથી એવો નિર્ણય લેવામાં આવ્યો કે ઇલેકટ્રોન બધાં પરમાણુ ઓનું આવશ્યક અંગ છે. કોઈપણ મૂળ તત્ત્વ લઈએ. તેને અડકવાથી કોઈ અસર થતી નથી એટલે પરમાણુઓ ઇલેકટ્રોન્યૂટ્રલ હોવા Electroneutral હોવાં જોઈએ. એટલે કે તેમાં પોઝિટીવ અને નેગેટીવ વીજળીના ચાર્જ સરખાં હોવા જોઈએ. આથી ફલિત થાય છે કે ઇલેકટ્રોનથી ઉલટા ચાર્જવાળા કોઈ રજકણો પરમાણુમાં અસ્તિત્વ ધરાવતા હોવા જોઈએ. આ દિશામાં પ્રયોગો વડે જાણી શકાયું કે દરેક મૂળતત્ત્વના પરમાણુઓની રચનામાં મુખ્યતઃ ત્રણ પ્રા-



રનાં મૂળભૂત રજકણો આવેલાં છે :

(૧) ઈલેકટ્રોન—એક નેગેટીવ ચાર્જ ધરાવે છે. તેનું વજન હાઈડ્રોજનના વજન કરતાં ૧/૧૮૪૦ ગણું ઓછું છે એટલે કે તદ્દન નજીવું છે.

(૨) પ્રોટોન—પોઝિટીવ ચાર્જ ધરાવે છે. ચાર્જની માત્રા ઇલેકટ્રોનના ચાર્જની બરાબર હોય છે. તેનું વજન હાઈડ્રોજનના વજન બરાબર છે.

(૩) ન્યુટ્રોન—કોઈ પણ જાતના ચાર્જરહિત છે. એટલે તેનું નામ ન્યૂટ્રોન પાડવામાં આવ્યું (Neutral=તટસ્થ). આનું વજન બરાબર છે.

રેડિયો-એકટીવ મૂળતત્ત્વોનાં પરમાણુઓમાંથી પણ અમુક પ્રકારનાં કિરણો નીકળે છે. એ સ્પષ્ટ છે કે આ કિરણોનો સંબંધ એ પદાર્થોની આંતરરચનાની સાથે છે. મેડમ ક્યુરી અને બીજા વૈજ્ઞાનિકોએ સંશોધન દ્વારા પુરવાર કરી બતાવ્યું કે રેડિયો એકટીવ મૂળતત્ત્વોનાં પરમાણુઓમાંથી ત્રણ પ્રકારનાં કિરણો વછૂટે છે :

(૧) આલ્ફા કિરણો – હાઈડ્રોજનના કરતાં ચાર ગણાં ભારે એટલે તેનું વજન ચાર અને તેના પર વિદ્યુત ચાર્જ પ્રોટોન કરતાં બેવડો અને તેના પર ચાર્જની સંખ્યા પોઝિટવ બે.

(૨) બિટા કિરણો—ચાર્જસંખ્યા અને વજનમાં ઇલેકટ્રોનને મળતાં.

(૩) ગામા કિરણો—ક્ષ-કિરણોને મળતાં.

ઈ. સ. ૧૯૧૧માં લોર્ડ રૂથરફોર્ડે પ્રયોગ કરી જોયું કે સોનાના એક અત્યંત પાતળા વરખ પર જો આલ્ફા કિરણો અથડાય તો કેટલાંક કિરણો તેમાંથી આરપાર નીકળી જાય છે અને કેટલાક પાછાં ફરે છે. આ ઉપરથી અનુમાન કર્યું કે પરમાણુની અંદરના ભાગમાં પોઝિટીવ વિદ્યુતચાર્જવાળા કણો (જેને પ્રોટોન કહેવામાં આવે છે). જેની સાથે અથડાઈ પ્રત્યાકર્ષણને લીધે આલ્ફા કિરણ પાછું ફરે છે. જે કિરણો પરમાણુના અંદરના ભાગથી જરા દૂર હોય તેઓ અંદરના પોઝિટીવ ચાર્જ અસર વડે અપ્રભાવિત રહેવાથી સીધા નીકળી જાય છે. પરમાણુનો અંદરનો ભાગ એટલે ન્યૂકલીઅસ. પરમાણુનું એ ભાગ એટલે કેન્દ્ર ભારે અને બાકીનો ભાગ પોલો. પરિણામે કોઈ પણ પરમાણુનું ચિત્ર આ પ્રમાણે કરી શકાય. ન્યૂકલીઅસ જેમાં પ્રોટોન અને ન્યૂટ્રોન આવેલા છે તેને પરમાણુનું વજન આભારી છે. તેની ફરતાં ઇલેકટ્રોનનાં વર્તુળો આવેલાં છે. ઇલેકટ્રોનનું બાહ્ય વર્તુળ રાસાયણિક ક્રિયામાં ભાગ લે છે. ન્યૂકલીઅસ એમાં જરાય ભાગ લેતું નથી. પણ પરમાણુનું વજન તેને આભારી છે. જો ન્યૂકલીઅસમાં ફેરફાર કરવામાં આવે એટલે પ્રોટોનની સંખ્યા વધતી ઓછી કરી કરી શકાય તો નવું પરમાણુ પેદા થાય છે.

૧૯૧૩માં નીલ્સ બ્હોરે પરમાણુ રચનાનો વિદ્યુતીય સિદ્ધાંત જાહેર કર્યો. સહેલાઈથી એ સમજાય એવું છે કે પ્રત્યેક પરમાણુની મધ્યમાં એક ન્યૂકલીઅસ છે, જેના પર પોઝિટીવ ચાર્જ છે અને એ કેન્દ્રની આજુબાજુ ઇલેકટ્રોનો ગોળ ફરે છે (જેમ સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે.) આ રીતે હાઈડ્રોજન પરમાણુમાં (પરમાણુ સંખ્યા ૧) એક પ્રોટોન કેન્દ્રમાં અને તેની આસપાસ એક ઇલેકટ્રોન આવેલો છે. હેલિયમ પરમાણુમાં બે પ્રોટોન કેન્દ્રમાં અને તેની આસપાસ બે ઇલેકટ્રોનો છે. પણ હેલિયમ પરમાણુનું વજન ચાર છે. તેના બે પ્રોટોનનું વજન બે થાય. તેનું વજન ચાર બરાબર તો જ થાય જો તેના કેન્દ્રના બીજા બે ભારે રજકણો હોય. એટલે હેલિયમ ન્યૂકલીઅસમાં બીજા બે ભારે રજકણો હોય. તેનો વિદ્યુતચાર્જ શૂન્ય જોઈએ, એટલે સંભવિત છે કે ચાર્જ વિનાના ન્યૂટ્રોન હોવા જોઈએ. બહારના ઇલેકટ્રોનની વ્યવસ્થાની ખૂબી એ છે કે ઇલેકટ્રોન અમુક વર્તુલમાં એક ચોક્કસ સંખ્યામાં હોય છે : પ્રથમમાં બે, દ્વિતીયમાં આઠ, તૃતીયમાં ૧૮ અને ચોથામાં ૩૨.

લિથિયમ પરમાણુમાં- (પરમાણુ સંખ્યા ૩) ત્રણ પ્રોટોન કેન્દ્રમાં છે : એટલે તેની આસપાસ પ્રથમ વર્તુલમાં બે અને બીજામાં એક એમ ત્રણ ઇલેકટ્રોનો આવેલા છે. લિથિયમનું પરમાણુ વજન ૭ છે એટલે ન્યૂકલીઅસમાં ૪ (ચાર) ન્યૂટ્રોન હોવા જોઈએ.

## દારૂની બદી

'બે'ન, મારે છ બાળકો છે. મારા ઘરમાંથી મીલમા નોકરી કરે છે પણ મને ઘરખર્ચ માટે એક પાઈ પણ નથી આપતા. હું પણ શાકભાજી વેચવા જઉં છું અને થોડું'ઘણું કમાઈ લાવું છું તેના ઉપર જ ઘરનું ગાડું ચલાવું છું.'

'શા માટે તમારા ઘરમાથી ઘરખર્ચના પૈસા નથી આપતા ? એનું કંઈ કારણ તો હશે ને !'

'તે પૈમા બધા જ ગાંજો, ચડસ, દારૂ વગેરેમાં વેડફી નાખે છે. બે'ન, ખૂબ પીએ છે. રોજ રાત્રે પીને આવે છે અને એટલાં તો દેવાં કરે છે. પગાર હાથમાં આવે છે તે જ દિવસે બધો ખલાસ કરે છે. કેટલીકવાર તો મારી પાસે પણ પૈસા માગે છે.'

'ઘરમાં જો તે પૈસો નથી આપતા તો શું કામ તેને પેસવા દે છે ? ખાવા શું કામ આપે છે ?'

'બે'ન, હુ સવારથી બહાર વેચવા જવા નીકળી જઉં છું. મારો દીકરો ખાવાનું બનાવે છે. તેમાથી લઈને પોતાની મેળે જમી લે છે.'

આ બહેનનો પ્રશ્ન સમજાવટથી ઉપાડવા જેવો છે. છ બાળકો, તેમાં મોટો છોકરો સોળેક વર્ષનો છે તે ભણે છે અને ઘરનું કામ કરે છે. પતિને ખાવા મળી રહે છે. રાત્રે મોડા પીધેલી હાલતમાં આવે એટલે તેની સામે થવાની કોઈની હિંમત ચાલે નહિ આ રીતે ઘરની બરબાદી નહિ તો બીજું શું ? એનાં બાળકો ઉપર પડતી માઠી અસરનો તેણે સ્વપ્નેય ખ્યાલ નથી કર્યો. એ બહેન તો માત્ર કમાવા જાય છે અને જે થોડું ઘણું લાવે છે તેમાથી સૌનાં પેટ ભરે છે.

આ બાઈની મુંઝવણ વધી ગઇ છે. તેને ઘરખર્ચ માટે પૈસા જોઈએ છે. તેના પતિની આદત છૂટતી નથી. જેલ, આબરૂ કશાની તેને પડી નથી માત્ર પીવાની સાથે તેને સંબધ છે. હવે કરવું શું ?

આવો આ એક બહેનનો પ્રશ્ન નથી પણ બીજી કેટલીય બહેનો છે. સરકારે મૂકેલા ફરજિયાત બંધનની એમના ઉપર અસર થતી નથી અને ઉલટાનું કયાથી છાની રીતે મેળવી શકાય છે તે તપાસ કરી કાયમના ઘરાક બની રહ્યા છે. એના ઉકેલ માટે સરકાર વિચારશે ખરી ?

## સાચું માતૃત્વ

અમિતાના લગ્ન થયે છએક વર્ષ થયાં. શરૂઆતનાં વર્ષો આનંદથી હરવા ફરવામાં નીકળી ગયાં. પણ હવે અમિતા અને તેના પતિ હેમુને કંઈક એકલવાયું લાગવા માંડયું. બાળકની ઉણપ ધીરે ધીરે લાગવા માંડી.

અમિતા ધનાઢ્ય કુટુંબમાં ઉછરી હતી અને સાસરું પણ પૈમાપાત્ર હતું. હેમુનો વેપાર ધમધોકાર ચાલતો હતો. બન્ને ભણેલાં હતાં, મિત્રો અને સગાંઓ પણ ખૂબ હતાં. હેમુ અમિતાને ખૂબ સાચવતો. ઘેર, રસોયો, નોકર, મોટર બધું જ હતું. એટલે સાંજે આવીને તેઓ બન્ને અચૂક ફરવા જતાં. અમિતાને વાંચનનો શોખ ખૂબ હતો. તે ખૂબ વાંચતી પણ ખરી છતાં ઘરમાં એને ઓછું આવી જતુ. ઘરમાં ત્રીજી વ્યક્તિ કોઈ જ નહિ. બપોરે બીજું કરવું પણ શું ?

'આમેય એનું માતૃવાત્સલ્ય જાગૃત ખૂબ થયું હતું એટલે બાળકની ઉણપ વધુ લાગતી હતી. 'પોતાનું બાળક હોય તો....! ધીમે ધીમે કરતાં તેણે બાળઉછેર માટેની પુષ્કળ ચોપડીઓ વાંચી નાખી અને એ ઘડી આવી. હેમુને જ્યારે ખબર પડી કે અમિતા માતા બનવાની છે ત્યારે તેની ખુશીનો પાર રહ્યો નહિ. તે અમિતાની ખૂબ દરકાર રાખવા લાગ્યો. તેને માટે ઉપયોગી ચોપડીઓ લાવ્યો. અને બન્નેએ રસપૂર્વક વાંચવા માંડી. સમજીને, ક્યારેક ડૉક્ટરની મદદ લઈને તે વર્તનમાં મૂકવા માંડ્યું. આવનાર બાળક માટે ઘણી તૈયારીઓ કરી રાખી.

અમિતાએ પુત્રને જન્મ આપ્યો. પ્રસૂતિ નૉરમલ હતી અને બાળક પણ સુંદર હતું. અમિતાએ આયા રાખી પણ પોતાના બાળકને ઉછેરવાનો ભાર તો બધો પોતે જ રાખ્યો. આયા પાસે તે બીજું બધું જ કરાવતી પણ બાબાને નવરાવવાથી માંડીને ખવડાવવા પીવડાવવાનું—બાબાનું બધું જ કામ તે જાતે જ કરતી. રાત્રે પોતાની પાસે જ સુવડાવતી. ઉજાગરા પણ થતા. ક્યારેક ખૂબ થાકી જતી પણ બાબા અંગેના કામ કરવામાં તે કંઈક અનેરો જ આનંદ અનુભવતી. તે રોજ જાતે બાબાને ફરવા લઈ જતી.

બાબાને મૂકીને જવું પડે તેવી જગ્યાએ જવાનું તે ખાસ બંધ રાખતી. હેમુને કોઈકવાર આમ તે ના પાડતી તેનું ઓછું આવતું પણ પોતાના જ બાળક માટે તેની દરકાર લેતી, જોઈ તેની ગજગજ છાતી ઉછળતી. ધીમે ધીમે તેણે હેમુને પણ બાબામાં રસ લેતો કરી દીધો.

પછી તો બાબો મોટો થવા માંડ્યો. તેના હાથપગ હલાવીને હસતો એટલે પરાણે વહાલો લાગતો. હેમુ બહારથી આવે ત્યારે તેને જોઈને તે ખુશખુશ થઈ જતો. અને હેમુ પણ તેની સાથે અચૂક રમતો.

ધનાઢ્ય કુટુંબોમાં ન કલ્પી શકાય તેવું અમિતાનું વર્તન હતું. એમની દુનિયામાં આયાઓએ કરવાનાં કામો જાતે કરવામાં નાનમ ગણાતી.

અમિતાને બીજા બધાંની પડી નહોતી. તેણે તો તેના અમિતને એક સુંદર નાગરિક બનાવવો હતો અને તેમાં તેને મળતી સફળતા એ જ એનો અનેરો આનંદ હતો. હેમુને તે સમજાવી શકતી અને તેના મંતવ્યને તે માન આપતો.

## લદાયેલું માતૃત્વ

નીતા અને બીજાં બાળકો બપોરની રીસેસમાં ક્યારેક વાતોએ ચઢી જતાં. બાળમંદિરનાં નાનાં બાળકો પણ ક્યારેક વડીલોને બોધપાઠ લેવા જેવી પરિસ્થિતિમાં મૂકી દેતાં. આજે પણ તેઓ વાતોમાં મશગૂલ હતાં.

'મારી મમ્મી જ મને તો નવડાવે, જમાડે અને હું નિશાળે આવું ત્યારે મને બહાર સુધી બરોબર મૂકવા પણ આવે.'

નીતાની બીજી બેનપણીએ પણ એમાં ટાપશી પૂરી. બાકી હતું તે કહ્યું: 'હું તો મમ્મી પાસે જ સૂઈ પણ જાઉં અને મમ્મી એવી સરસ રીતે ઉઠાડે કે મમ્મીને વળગી પડવાનું મન થાય.'

નીતાએ કહ્યું કે 'મારી મમ્મીને તો એટલા બધાં કામ હોય છે કે તેને મને નવરાવવાનો કે બીજો વખત જ મળતો નથી. તે તો બહાર જાય અને મારુ તો આયા જ બધું કરે. જમું અને સૂઈ રહું પણ આયા પાસે.'

નીતાએ કંઈક ગર્વથી કહ્યુ કે એની મમ્મીને કામ બીજાં કરતાં વધુ હોય છે.

ત્યાં જ નયન વચ્ચે બોલ્યો : 'નીતા, તને તારી મમ્મી તેની પાસે પણ સુવાડતી નથી, તારું કંઈજ કરતી નથી તે તારી પોતાની મા છે?'

નીતાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ એવો પ્રશ્ન સાંભળી તે વિચારમાં પડી ગઈ. છતાં કંઈક ઓશિયાળા ચહેરે બોલી : 'મારી જ મમ્મી છે. બીજી મમ્મી વળી કેવીક હોય!'

'મારા ઘરની બાજુમાં લત્તાની ઓરમાન મમ્મી છે તે લત્તાનું કંઈજ કરતી નથી. તેને ધમકાવે પણ ખરી અને તેની આયા જ બધું કરે.' નયને કહ્યું.

રીસેસ પૂરી થઈ અને સૌ બાળકો વર્ગમાં ગયાં. નીતાને આજે વર્ગમાં કંઈજ દિલ ચોંટ્યું નહિ. તેનું મગજ જાતજાતના વિચારોથી ઘેરાઈ ગયું. ક્યારે ઘેર જઉં અને મમ્મીને પૂછું.

નીતા ઘેર આવી ત્યારે આયાએ તેને માટે નાસ્તો તૈયાર રાખ્યો હતો. તે કરતાં પહેલાં તેણે મમ્મી પાસે જવા આગ્રહ સેવ્યો. આયા કહે : 'નીતાબહેન, પહેલાં નાસ્તો કરી લ્યો, તમને ભૂખ લાગી છે ને? મમ્મી બહાર કામે ગયાં છે હમણાં આવશે.'

નીતાને ભૂખ તો લાગી હતી પણ તે ખાસ કંઈ ખાઈ શકી નહિ. આયાને થયું કે આજે બેનને કંઈ થયું છે તેને ફરવા લઈ ગઈ. કંઈક પ્રશ્નો કર્યા પણ તેને તો મનમાં હતું, કે ક્યારે મમ્મી આવે ને વાત કરું.

બહારથી ફરીને નીતા આવી તે જ સમયે મમ્મી પણ ઘેર આવી હતી તે દોડીને મમ્મી પાસે ગઈ ત્યાં મમ્મીએ કહ્યું : 'જોજે હોં મારાં કપડાં બગાડીશ નહિ.' મમ્મીએ કપડાં, બદલ્યાં અને નીતાને લીધી.

નીતાનો પહેલો જ પ્રશ્ન: 'મારી સાચી મમ્મી કોણ છે? તું મારી મમ્મી નથી?'

માતાને ધ્રાસ્કો પડ્યો. આવું એને કહ્યું કોણે?

નીતાએ જવાબમા કહ્યુ : 'મમ્મી, બધાંની મમ્મી જ ખવરાવે, સુવરાવે અને તું તો મારું કંઈજ કરતી નથી.'

'હું તારી જ મમ્મી છું. આપણે ત્યાં આયા છે અને આયાને ખાસ તારે માટે જ રાખી છે એટલે તને એ સંભાળે છે. પણ તને આવું કોણે કહ્યુ?'

નીતાએ નિશાળમાં બનેલી બધી વાત કહી. બીજા કહે એ સાંભળવાની માતાએ તેને ના પાડી, અને સમજાવ્યું કે, 'મમ્મીને બહાર જવાનું હોય એટલે વખત ન મળે.' એ બાળકો ઉપર પણ ગુસ્સે થઈ ગઈ પણ પોતાની ભૂલ સમજાઈ નહિ. કારણ એમને તો અક્કડ થઈને ફરવું હતું. બાળક અદ્ધર ને અદ્ધરથી જ મોટું થઈ જાય તો કેવું! એવું વાત્સલ્યવિહોણું એમનું માનસ હોય છે.

★





ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવેનાં નિસર્ગોપચારનાં સાત પુસ્તકો

## કબજિયાત કેમ મટાડશો?

રૂ. ૪/— (રજિ. પો. —/૯૦)

કબજિયાત દરેક રોગનું મૂળ છે. તે માટે કેટલીય બજારુ દવાઓ પાછળ ધૂમ પૈસા વેડફાય છે. આ નવું પુસ્તક કુદરતી ઉપચારોથી કબજિયાત મટાડવા માટેનું સાચું માર્ગદર્શન આપે છે.

## તંદુરસ્ત રહો

રૂ. ૩/૭૫ (રજિ. પો. —/૯૦)

દવાઓથી ધરાઇ ગયેલાં અને કંટાળી ગયેલાં માટેનું આ નવું પુસ્તક દરેકને ખૂબ ઉપયોગી થઈ પડે તેવું છે. કુદરતી ઉપચારો તરફ આજે લોકોની વળેલી દૃષ્ટિને પણ સંતોષશે.

## રોગ અને આસન

રૂ. ૩/૨૫ (રજિ. પો —/૮૫)

આસનોથી શરીર નીરોગી કેમ રાખી શકાય તે આ પુસ્તકમાં આસનોની છબીઓ સાથે સમજાવ્યું છે. આવૃત્તિ ઉપર આવૃત્તિ પામતું આ સચિત્ર પુસ્તક સાચા સાથીની ગરજ સારશે.

## આરોગ્ય કેમ સાચવશો?

(રૂ. ૩/— રજિ. પો. —/૮૦)

આ પુસ્તકમાં આપેલા લેખો, દર્દીઓની સત્ય પ્રયોગકથાઓ, ફળો, શાકો, આપણી આદતો અને જે જે માહિતી આપવામાં આવી છે તે વાંચીને આપણે જીવનમાં ઉતારવા પ્રેરાઇએ.

## ક્ષય-દમમાં નૈસર્ગિક ઉપચાર

રૂ. ૩/— (રજિ. પો. —/૮૦)

ક્ષય અને દમ એવા જીવલેણ રોગો છે કે કાળજી-પૂર્વકની સારવાર તે માટે ન લેવાય તો દર્દી અને તેનું કુટુંબ દરેક રીતે ઘસાય છે. આ પુસ્તક એવા રોગીઓને ઉપયોગી થઈ પડે તેવું છે.

## હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર

રૂ. ૨/— (રજિ. પો. —/૭૫)

શાસ્ત્રીય કસરત અને કુદરતી ઉપચારો દ્વારા નવજીવન મેળવી શકાય છે એ વાત જો ગળે ઊતરે અને અસાધ્ય દર્દોની દવાઓથી કંટાળી ગયા હોય તે માટેનું કાયમી ઉપયોગી નીવડે તેવું મહત્ત્વનું આ પુસ્તક છે.

## દવાનો છેલ્લો ઘૂંટડો અને કુદરતી સારવાર

મૂલ્ય રૂ. ૨/૫૦ (રજિ. પો. —/૭૫)

આ પુસ્તકમાં જે પ્રશ્નો ચર્ચાયા છે, એના લેખોમાં જે છણાવટ થઈ છે તે કેવળ લખવા માટે નથી લખાયા. પણ દર્દીઓની શંકાઓનું, એમની મૂંઝવણો પૂછાવતા જે પત્રો આવેલા તેના ઉત્તરો રૂપે આમાં મૂક્યું છે.

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ૬૪, ગાંધીરોડ કર્નાન્ડીઝ બ્રિજ અમદાવાદ, ૧

OORMI NAVRACHNA (January '62) Regd. No. G. 68
છૂટક નં૰ પૈ૰ —/૭૫ વિદેશમાં રૂ૰ ૧/—

સ્વાતંત્ર્યની ભાવના રેલાવતો સાત રેખા ચિત્રોનો સમૃદ્ધ સંપૂટ

# ચિત્રકાર : ચંદ્ર : ત્રિવેદી

મૂલ્ય રૂ. ૨/૨૫ [ રજિ. પો. ન. પૈ. —/૭૫ ]

સાત દ્વિરંગી રેખાંકનોનો આ સમૃદ્ધ સંપૂટ વૈવિધ્યવંતી ચિત્રમાળા રજૂ કરે છે. આપણા સ્વાતંત્ર્યનો ઇતિહાસ આ સાત ચિત્રોમાં ગુજરાતના જાણીતા ચિત્રકારે એવી સાદી છતાં ભાવવાહી ચિત્રશૈલીમા આલેખ્યો છે તે ખરેખર પ્રશંસનીય છે.

દરેક ઘરમા વસાવવા જેવો આ સાત ચિત્રોનો સંપૂટ છે. રાષ્ટ્રસ્વાતંત્ર્ય પાછળ યાહોમ કરી ગયેલા સમવયસ્કોની વચ્ચે રહી કલાકારે તેમના મંથન અને સ્વાર્પણનુ અનુકંપન અનુભવ્યુ છે અને એથી જ આ ચિત્રોમાં વ્યથા સ્પષ્ટ ઊઠી છે.

ભારતી સાહિત્ય સઘ (પ્રાયવેટ) લિમિટેડ
૬૪, ગાંધી રોડ : ફ્નોન્ડીઞ બ્રિજ : અમદાવાદ, ૧

મુદ્રક દીપક પ્રિન્ટરી અમદાવાદ

# ઊર્મિ

વર્ષ ૩૨ . અંક ૧૧ . ફેબ્રુઆરી, ૧૯૬૨



# નવરચના

સળંગ અંક ૩૮૩

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે · · સંપાદક: જયન્ત પરમાર

અંક ૧૧ : ફેબ્રુ૦ '૬૨
સળંગ અંક ૩૮૩



'ઊર્મિ' : વર્ષ ૩૨
'નવરચના' : વર્ષ ૨૬

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૧૪, ગાંધીરોડ : ફ્રેન્ચાઈઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક ઈશ્વરલાલ મો દવેએ અને મુદ્રક કાંતિલાલ છગનલાલ પટેલે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ૧૪, ગાંધીરોડ, ફ્રેન્ચાઈઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર



## . . . . . . દિવાલની બે બાજુ

માણસના મનનો પડઘો જ્યારે તેના રોજિંદા જીવનમાં નથી પડતો ત્યારે એ બનાવટ કરવા પ્રેરાય છે. પોતાની જાતની જ બનાવટ કરવી જેટલી સહેલી છે, પોતાની જાતને જેટલી સહેલાઈથી છેતરી શકાય છે, પોતે હોય એથી વિરુદ્ધ દેખાવા જ્યારે પ્રયત્નો આદરે છે ત્યારે તેની સાચામાં સાચી અવનતિ શરૂ થાય છે. ઉન્નતિ અને અવનતિ આમ તો જોડાજોડ જ હોય છે. અને છતાં બન્ને વચ્ચે અમાપ અંતર પણ હોય છે—तद्दूरे तद्अन्तिके જેટલું.

મનની આ છેતરપીંડીથી માણસ હંમેશ ફાવે જ છે કે હંમેશ છેતરાય જ એવુંય નથી હોતું. એટલે જ એ સહેલો માર્ગ જલદી ગ્રહણ કરી લે છે. પણ સહેલું જે હોય છે એ જ ખૂબ અઘરું પણ હોવા સંભવ છે એવો વિચાર કોઈ જ નથી કરતું એટલે તો સારા કરતાં માઠા સંસ્કારની છાપ જલદી બધાં પર પડી જાય છે, સદ્ગુણ કરતાં અવગુણ જલદી જીવનને ઝડપી લે છે.

આ સદ્-અસદ્નો વિવેક કરવાની શક્તિ આપણામાં એટલી બધી ભરી પડી છે છતાં એ શક્તિનો ઉપયોગ આપણે નથી કરતા. અને એટલે જ આપણાં દુઃખો, દારિદ્ર્યો અને દીનતા આપણને હેરાન કરે છે—બલકે આપણે એનાથી હેરાન થઈએ છીએ. વિચારવાની, સમજવાની, તે પછી જ આચરણ કરવાની માનવશક્તિ આમ વેડફાય છે ત્યારે અવનતિ અને ઉન્નતિ વચ્ચે કોઈક દિવાલ સરજાય છે. એ દિવાલ નથી ભેદી શકાતી, ત્યારે ઉન્નતિ અને અવનતિ વચ્ચે અંતર ન હોવા છતાં મોટું અંતર પડી જાય છે. ઉન્નતિ અવનતિથી દૂર ને દૂર ભાગે છે, માણસે અવનતિ આડે આવી દિવાલ રચવી રહી : ઉન્નતિ આડેની આવી દિવાલ તોડવી રહી.



તંત્રી : ઈશ્વરલાલ મો. દવે : સંપાદક : જયંત પરમાર.

દેવજી રા૦ મોઢા

## કાળો રંગ

ગમનો મને રૂગમાં કાળો રંગ,
કેમ કે આની વસતો અને
હસતો મારા સાવરિયાને અગ!
જેટલી કાળી ધરતી ગમે, જેટલુ નીલું વ્યોમ,
તેટલો મને પૂનમનોયે ગમનો નહી સોમ.
ચાદનીતણી પૃથિવી–પાટે રેનની છોને ગગ—
ગમતો મને રગમા કાળો રગ!

ડુગર–શિરે કેશ ગમે ને વાદળી–ચખે મેશ,
કેમે ન પેલું મેઘધનુ મારા મનમા વસે લેશ.
સપ્તકમાહી કયાય ન મારો મનમાનીતો રંગ—
ગમતો મને રગમા કાળો રગ!

હંસ મને ના ઊજળા ગમે, બગ ગમે ના શ્વેત;
કાળી કાળી કોયલ માથે ઢોળાય મારા હેત.
પ્રીતતણાયે આમ તો લાગે અજબ જેવા ઢગ—
ગમતો મને રગમાં કાળો રગ!

દિવસે સૂરજતાપને મારાં સહી શકે ના નેણ,
તારલોયે ના ટમકે એવી ગમતી મને રેણ:
રાત ઢળે ને સાંભરે મને સાવરા! તારો સગ—
ગમનો મને રંગમા કાળો રંગ!

★

'મિત્રા'

## રાત હટતી દીઠી

કહી ગયું 'તું કોક મને કે
સૂરજ તો ઊગશે કાલે,
તો ગભરાય રાતથી શાને?
ને હુંયે આંસુ લૂછી
બેઠી હતી ધીરજ ધરતી
ત્યાં ધીરેથી રાત હટતી દીઠી.

★

પ્રો. ગોવિન્દભાઈ પરેલ

## શ્યામ રંગ વ્હાલો

શ્યામ રંગ વ્હાલો,
સાદો તોયે વરણાગીના રંગતાનથી કાલો.
શ્યામ રંગ વ્હાલો.

તારાઓથી અંકિત ઊંડું
શ્યામ ગગન હું ચાહું,
શ્યામ સમંદરના મસ્તાના
ભરતી ઓટે નાહું;
શ્યામ ધરાના નંદનવનમાં આતમ આ મતવાલો
શ્યામ રંગ વ્હાલો.

કેસૂડલાનાં કામણ કૂણાં,
જૂઈની રસધવલાઈ,
ગુલમહોરની લાલપ ન્યારી,
મેંદીની અરુણાઈ;
અખિલાઈનાં વસ્ત્ર એવાં—ભજને જયમ કરતાલો,
શ્યામ રંગ વ્હાલો.

શ્યામલતાની રૂપસલાકા
અંજન આંજે મીઠું,
સાત સાત પાતાળો ભેદી
હેત વહે અણદીઠું;
ભાવ ભરે હૈયે એવા કે લહું બધે ગોપાલો.
શ્યામ રંગ વ્હાલો.

★

રતિલાલ 'અનિલ'

## લોકદષ્ટિ

વૈભવ ગયાથી લોકની દ્રષ્ટિ ગઈ નહિ,
બરબાદી મારી એક તમાશો બની ગઈ!

★



'સાલિક' પોપટિયા

## મુક્તકો

### નિશાની

મને આપી ભલે ના જિંદગાની,
મને ભરપૂર ના આપી જવાની;
મિટાવી ના શકે દુનિયામાં કોઈ,
મને તું આપજે એવી નિશાની.

### અકારણ છે

હસે છે હોઠ તારા તો હું સમજું છું કે ફાગણ છે,
નયન જો થાય છે ભીનાં તો લાગે છે કે શ્રાવણ છે;
વસંતો છે મિલન તારું, વિરહ છે પાનખર જાણે,
મને તારા વિના સહુ મોસમો જાણે અકારણ છે.

### વધુ સારું

કળીની ફોરમોને માણનારો જો ન હો ભમરો,
કળીને પૂર્ણ ખીલ્યા વિણ ખરી જાવું વધુ સારું;
બળી મરનાર ના જો હોય કો' અલગારી પરવાનો,
શમા માટે પ્રગટવાથી ઠરી જાવું વધુ સારું.

### જીવન લૂટ્યું

વસંતોમાં તમે આવી સુમન લૂટ્યાં, ચમન લટ્યું,
હજી જ્યાં ગણગણ્યો 'તો ત્યાં તમે મારું કવન લટ્યું;
ઉપેક્ષા આટલી મારાથી તમને થઈ ગઈ શાને ?
જવાની પાંગરી 'તી ત્યાં તમે મારું જીવન લટ્યું.

### નરગિસની પાંપણ

રમું છું તારલો થઈને કદી હું નભના આંગણામાં,
કદી હું વાદળું થઈ નિર્ઝરું છું રેતના રણમાં;
કવિ છું, રાતરાણીમાં વસું કો' દી પરિમલ થઈ
સમાઈ જાઉં છું ક્યારેક હું નરગિસની પાંપણમાં.

### વાદળ બનીને—

વાદળ બનીને આભના આરે ફરી શકું,
ઝાકળ બનીને ફૂલના ગાલે સરી શકું;
નહીંતર બનીને અશ્રુ પ્રણય-વેદના તણું,
કો' વિરહિણીના નેણ સજળમાં ઠરી શકું.

### વ્યવહાર દુનિયાનો

જુદી વાતો અને એથી જુદો આચાર દુનિયાનો,
અદાવતથી ભર્યો આવો અરે આ પ્યાર દુનિયાનો;
જિગરને જખ્મ આપીને ઉપર ભભરાવશે મીઠું,
ખબર નહોતી મને આવો હશે વ્યવહાર દુનિયાનો.

### વાત ન કરજે !

કફસમાં બંધ છે બુલબુલ, સુમનની વાત ના કરજે,
એ બંદીવાનની પાસે ચમનની વાત ના કરજે;
હૃદય ચિરાઈ જાશે, યાદ જો આવી જશે ગુલની,
ભલો થઈને મધુના આગમનની વાત ના કરજે.

કર્તાના તાજેતરમાં પ્રગટ થયેલ કાવ્ય-સંગ્રહ **'ખંડિત સમણાં'**માંથી

★

'મોહિનીચંદ્ર'

## શ્વાન ભસતાં ?

પાછલી રાતના શ્વાન ભસતા ?
નહિ નહિ :
અવગતિ પામતા અવધૂતો કણસતા.

★

જેઠાલાલ ત્રિવેદી

## કાવ્ય

નિંદાય છે કૃપણતા, પણ મ્હાડ પાણી
સંચે યથા કૃપણ પ્રાવૃષ કેરી લ્હાણી;
પીએ ન બુંદ, પણ ભોમની ભૂખ ભાંગે,
થૈ સ્રોત; એ કૃપણતા તવ કાવ્ય લાગે.

★





'રાજહંસ'

# સમયનાં ત્રોર-તોર

**આંતરરાષ્ટ્રીય ચાંચિયાગીરી અને લોકમત**

લિસ્બને વિમાનમાંથી ભારતીય પ્રવાસીઓને ઉતારી પકડી લીધા, ને રશિયાએ બેલ્જીયમનું વિમાન રોકી લીધું. કોંગો કટંગામાં બ્રિટન સહુ જાણે એ રીતે ગોરી પ્રજાએને શસ્ત્રો પૂરાં પાડવામાં સહાયભૂત થાય છે. ને હેમરશીલ્ડ જેવા પુરુષને મુસાફરી કરતાં જાન ગુમાવવો પડ્યો. દુનિયાભરમાં ચાંચિયાગીરી ચાલે છે. ભરદરિયે ને ઊભી વાટે ધાડ પાડી કોઈ એની શરમ અનુભવે છે, કોઈ નફ્ટ રહે છે. ને જગત નિ:સહાય બની આવા આઘાતો સહન કરી લે છે.

મોટાં રાષ્ટ્રોએ આંતરરાષ્ટ્રીય જાસુસી માટે ઘણો બંદોબસ્ત રાખ્યો હોય છે. અને એ બહાને પેરીસમાં મળનારી પરિષદમાંથી રશિયા ખસી ગયું ત્યારે જાસુસી વગોવાઈ. હિંદમાં તો ઉત્તર સરહદે એનો પાર નથી. કાશ્મીર ને નેપાળ, કાલિમપોંગ ને સિક્કિમ બધે જ એમની જાળો પથરાઈ છે. પણ જાસુસી કરતાં ચઢે એવી ચાંચિયાગીરી ખુલ્લી રીતે ચાલતી હોય, ને લાઈલાજ બની સાંખી લેવી પડતી હોય ત્યાં કોને પૂછવું? એ કોણ મિટાવે?

પહેલાં પણ આવું બનતું, ને ત્યારે જગતને એવી નોંધ લેવાની પણ ફુરસદ કે ગતાગમ નહોતાં. હવે તો રશિયા કે અમેરિકા કે ઈરાક કે પોર્ચુગલ—નાનું મોટું કોઈ રાષ્ટ્ર હોય પણ મન ફાવે એમ નથી કરી શકતું. કરે છે તો ગમ ખાવી પડે છે, નીચું જોવું પડે છે. જગતમાં લોકમતનું બળ વધ્યું છે; અગર એ સત્તાજુથો વચ્ચે સમતુલા લાવી આપે કે એમને લગામમાં રાખે એવું કોઈ હોય તો તે જગતભરમાં જાગેલો લોકમત છે.

રાષ્ટ્રસંઘ જીવે છે કે પછી અને જીવતો રહેવા દીધો છે? એમાં બળ વધ્યું હોય તો તે લોકમતનું છે. એકસો ચાર દેશોના પ્રતિનિધિઓ ભેગા મળે, જગતનું પંચ એકઠું મળે, ત્યારે ન્યાય સૂઝે પણ ખરો. એના અવાજમાં અણુબોંબ રોકવાની તાકાત પણ કદાચ આવે. સંભવ હોય તો ત્યાં જ છે. એ આજે કમજોર જણાય પણ એના વિના બીજો ઉકેલ પણ શો છે? રાષ્ટ્રસંઘના બોલની કિંમત ક્યારે અંકાય? બળ વધારીને પ્રભાવ પાડવાના દિવસો હવે રહ્યા નથી, તેમ સત્તાજુથનો વિસ્તાર કરતા રહેવાથી પણ ઝાઝું વળતું નથી. છેવટે તો લોકમતનો સ્વીકાર કરવો પડે છે. અમેરિકા બ્રિટન ફ્રાંસ કે હોલેન્ડ ને છેલ્લે છેલ્લે બેલ્જીયમ ને પોર્ટુગલે આ પાઠ અનુભવ કરી શીખી લીધો છે. ને હવે રશિયા કે ચીન નહીં જ શીખે એમ કેમ કહી શકાય?

આતરરાષ્ટ્રીય ચાંચિયાગીરી અગર મુંઝવે એવી રીતે પ્રગટ થાય છે તો એ ભભૂકા છેવટના લેખવા જેવા છે. એવાં દુષ્કૃત્યોની નિંદા હમણાં થાય છે એથી વધારે થતી જશે ને તેમ એ કાબૂમાં આવશે.

**ગોવા પછી ચીન નથી**

આવી રાજ્યાશ્રયથી ચાલતી ચાંચિયાગીરીનું મૂળ તો સંસ્થાન ઉપરની પકડમાં છે. એ પકડ છૂટી જાય, સંસ્થાનો સ્વતંત્ર થાય તો દુનિયાની ઘણી સમસ્યાઓ ઉકલી જાય.

રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય એક બળ તરીકે દેખાયું, તે પછી ઘણા દેશોએ રાજ્યવ્યવસ્થા બદલી નાખી, ને ઘણા દેશો સંસ્થાન મટી સ્વતંત્ર બનવા લાગ્યા. એક વાર





હિન્દુસ્તાનની આઝાદીએ બીજાં દેશોને પ્રેરણા દીધી, હવે ગોવાની આઝાદીએ બીજા સંસ્થાનોને આપી છે.

એક વાર લાલ કિલ્લાના કાંગરેથી નેહરુએ ગોવામાં જતા સત્યાગ્રહીઓને રોકયા હતા, એમના ઉપર ગોળી છોડવાની વાત પણ એમણે જાહેર કરી હતી. એક જ વ્યક્તિએ ઇતિહાસનો સ્વાભાવિક વિકાસ વિના કારણ રોકી રાખ્યો હતો. ને બાર વર્ષ પછી એમણે જ લશ્કર મોકલ્યું. કોણ પૂછે ને કોણ જવાબ લે !

ગોવાની મુક્તિ ત્યાંના વતનીઓએ કરી એમ હજી બોલ્યા કરવું એ કેવું બાલિશ છે ? એ વતનીઓ શું હિંદીઓ નહોતા ? હિંદી લશ્કરે હુમલો કરી પોતાનો મુલક છોડાવ્યો એવી સાદી વાતને કોન્ગ્રેસની સરકાર ખોટી રીતે મચડી રહી એ કેવી નવાઈ છે ?

ને વિલંબમાં નાખેલી જરા જેટલી લડતને અંતે એનો જશ ખાટવા કેવીક પડાપડી ! ' આ બગલું કોણે માર્યું ? ' એમ જૂના જમાનાના બાપુઓ ભેગે પડેલા કાળિયાને ઉદ્દેશી નશામાં બોલતા. હજુય શું એમ જ ચાલવાનું ! ગોવા પછી ચીન કે પાકિસ્તાનના આક્રમણનો અંત લાવવા કેવી જોશીલી ઘોષણાઓ શરૂ થઈ છે ? 'એક ઇંચ પણ નહિ' જવા દઈએ કે નહિ રહેવા દઈએ એમ હવે વારંવાર કહેવાય છે ખરું પણ એ માની લેવાય ખરું ? ના, દિલ્હી દૂર છે— દિલ્હીના પ્રધાનોથીયે દૂર છે.

કેટલાક એમ માને છે કે ચીનના આક્રમણમાં એને રશિયાનો પાઠિંબો નથી એ નેહરુની મુત્સદ્દીગીરી ગણાય. રશિયાનું જોર આપણને કાશ્મીરમાં મળ્યું, ચીનમાં નથી મળ્યું. આપણાથી દોરવાઈને નહિ પણ ચીન આગળ ના વધી જાય એથી રશિયા ચેતીને ચાલે છે.

### સિદ્ધાંત ઘસાયા ને નીતિ નિર્બળની થઈ

ફોર્મોસાના ટાપુ ઉપર લાલચીનનો હક છે એમ નેહરુએ ઘણો પ્રચાર કર્યો. હવે એમની આંખ ઊઘડી. એમણે તિબેટની ગાય હલાલ કરવા ચીનને સોંપી દીધી. હવે કોને કહે ? તુર્કીની સરકારે એમને માનથી ફેરવ્યા, એ પછી ચોથે દહાડે એ સત્તા વિલીન થઈ. કેવો અનુભવ ! એ પશ્ચિમ જર્મનીને સલાહ દેવા ગયા કે બીજું જર્મની કબૂલ કરી લો. કોને ખબર કે એ જર્મની જ રશિયાનું મિત્ર થઈ ના બેસે. નેહરુના રાજકારણની પહોંચ કેટલી લાંબી ગણવી ?

ચ્યાંગ વર્ષો સુધી જાપાન સામે લડ્યો, પોતાના દેશની સામંતશાહી સામે લડ્યો. આ દેશની મુક્તિ-નીચે એણે હિમાયત કરી. પણ રશિયાના દબાણ નીચે એને ફોર્મોસા જવું પડ્યું. હજી એ ટકી રહ્યો છે, મથે છે. એ અનુભવથી કહે છે કે ત્રીજું યુદ્ધ એશિયામાં આવવાનું, ને એ આફ્રિકામાં ધકેલાવાનું. ગોરી પ્રજાઓની રમતને એ પામી ગયો છે. પણ નેહરુને જર્મનીનું યુદ્ધ હારવા દોડાદોડી કરવી છે. ત્યાંની આગ હોલવી એ હિમાલયને સળગાવશે તો નહિ ?

એશિયા ને આફ્રિકામાંથી સંસ્થાનોની મુક્તિ કાજે લડાઈ ચાલે, એમ જે દેશો સામ્યવાદી સામ્રાજ્યશાહીમાં ઝડપાયા છે તેમનીયે મુક્તિનું વિચારવું જોઈશે. તિબેટ, મંગોલિયા, કોરીઆ, વિયેટનામ, હંગેરી, પોલાન્ડ, ચેકોસ્લોવાકિયા—આ દેશોમાં મુક્તિ સ્થાપવાનું કામ એ જ રાષ્ટ્રસંઘનું ને દુનિયાના શાણા રાજપુરુષોનું કામ છે.

નેહરુને આ કમનસીબ દેશો માટે લાગણી તો થાય છે. જ્યારે એ અમેરિકાના પ્રવાસે હોય ત્યારે એવી વાણી નીકળે છે પણ ખરી. પણ એવી વાણીનો આવરદા ટૂંકો હોય છે; શાથી એમ ? એ વાણી જોરદાર હોય છે, પણ ફળદાયી ખરી ? એમનું વાસ્તવદર્શન સ્પષ્ટ, પણ ઉકેલ એવા સચોટ ખરા ? સિદ્ધાંતોનો આગ્રહ કરનાર તરીકે એમનું માન કાયમ થઈ શક્યું નથી, ને નીતિનો કુશળ અમલ કરી જાણનાર તરીકે એમને ઇતિહાસે ઓળખ્યા નથી.

### ચૂંટણીપ્રચારમાં મૂલ્યો નથી

દેશમાં ફેલાઈ રહેલો ચૂંટણીજ્વર એ નેહરુની મોટી તક છે. પોતાનું વ્યક્તિત્વ દેશ ઉપર જોરશોરથી લાદવાની એ તકનો નેહરુ પૂરેપૂરો ઉપયોગ કરી લેશે. ને એક વ્યક્તિના પ્રભાવ હેઠળ દેશનો ઉદ્ધાર એટલો વધુ ઝાળશે.

નેહરુએ મેનનની તરફદારી કરીને ઘણાં મૂલ્યો હલકાં

બનાવ્યાં છે વળી કયાય એમણે એકરાર નથી કર્યો કે રાજ્યકારોબારમા બદીઓ પેસી ગઈ છે, ને તે બદલ પોતે લાચાર છે કયાય એમણે મુસીબતો આવશે એમ જણાવ્યુ નથી એમણે તો દેશ સમક્ષ આવતી સમૃદ્ધિની વાતો કરી છે, અને આડકતરી રીતે કાળા બજાર, નફાખોરી, લાચરુશ્વત, ઘણા અકુશો, ઉડાઉગીરી, એવી ઘણી બાબતોનુ સમર્થન કરી આપ્યુ છે દેશને કોઈ નવી હાકલ કરી નથી, નવી પ્રેરણા આપી નથી, કોઈ રાહત બતાવી નથી જે સ્થિતિ આવી પડી છે તેને ઓળખી લેવાનુ શિક્ષણ નેહરુ આપી રહ્યા છે આ ક્રાતિરસીયાની રીત નથી, પકાપકી, સત્તાને પચાવી ગયેલાની રીત છે ને નેહરુમા જે ના જડયુ તે બીજે શુ જડે ?

કોન્ગ્રેસે બહુ સનામતી જોઈ છે, એટને એની વાણી પડકાર કરનારી રહી છે જેને ના ગમે તે 'જાય જહન્નમા'! સત્તા સાચવી શકે એવો બીજો કોઈ પક્ષ જ નથી—એ એની મોટી લાયકાત ! સામે જે કોઈ છે એ લાયક જ નથી, એ કેવી બેહુદી વાત છે ? એમને મન વ્યક્તિઓનુ મૂલ્ય રહ્યુ નથી, પક્ષની શિસ્તનુ મૂલ્ય સર્વોપરિ બન્યુ છે એમનુ તત્ર મજબૂત બન્યુ હશે, પણ એનો પ્રાણ તો રૂંધાયો જ છે પોતાના પક્ષમા ભને ના સમાવે, પણ નિર્દાતાળા બાહોશ લોકકામ કરનારાઓ સામે એમણે હત યોજવાની જરૂર નહોતી

ને ભાવનગરથી પટણા જે રીતે કોન્ગ્રેસ ગઈ છે—અસંખ્ય ટોળા ને ઘણા સાધનો ને ચોમેર બધુ ભગ્યક—એ રીતે એનુ પુણ્ય હવે ટકવુ ના જોઈએ પણ એય શુ કરે, વિનાશકાળે આવી મદાધતા આવી પડે છે

### મુડદાલ માંસ અને ગીધની જ્યાફત

સ્વતત્ર પક્ષ સ્થપાયો ત્યારે દેશમા એક ઉમેદ હતી કે દક્ષિણપંથનો પક્ષ મજબૂત ખરો જોત જોતામા એ ઉમેદની વરાળ થઈ ગઈ કોઈ પણ ભોગે કોન્ગ્રેસની જડ ઉખેડી—એ ધૂનમા એમણે અણછાજતા સમાધાનો શોધ્યા, પોતાની નીતિરીતિ પ્રાતે પ્રાતે બદલે, તકવાદીઓની ભરતી કરી અને છેવટે જનતા ટેકો નથી આપતી, ફંડ મળતા નથી એના રોદણા કર્યા

આ દેશમા કોન્ગ્રેસની કોઈ હરીફ સસ્થાના પગરણ આ રીતે નહી થઈ શકે સ્વતત્ર પક્ષે નવા કોઈ સગીન વિરોધ પક્ષની ભૂમિકા નબળી કરી આપી મોટુ નુકશાન પહોચાડયુ છે એ પક્ષમાયે સરસ વ્યક્તિઓ તો છે જ પણ જીતવા માટે ઝૂકી જઈને એમણે પોતાની તેમ જ દેશની પછાડ લાવી મૂકી છે આવી કમજોરીના મુડદાલ માસ ઉપર કોન્ગ્રેસના ગીધ એમની જ્યાફતો ઉડાવી રહ્યા છે

લોકોને તો બીજુ વહાણ જોઈએ છે એ વહાણ નાનુ હોય તો પણ ચાલે, ને ધીરુ હોય તો પણ નભે પરન્તુ વહાણનો આકાર દીધાથી તો કોઈ એનો વિશ્વાસ નહી કરે એનુ સુકાન ને તળિયુ તો સાબુત જોઈશે

આ ચૂટણી તો કોન્ગ્રેસની છે જ કદાચ હવે પછીની પણ છે એ સ્થિતિનો સ્વીકાર કરી લઈ નૂતન પક્ષે અધીરાઈ છોડવી જોઈએ લોકોની નજરમા બરોબર વસવુ જોઈએ સ્વતત્ર પક્ષે જો એટલુ જ કહ્યુ હોત કે લાયક ઉમેદવારો નહી જડે ત્યાં કોઈને નહી ઊભા રાખીએ તો પણ એની શોભા રહેત બીજી રીત એ હતી કે કોન્ગ્રેસનાય નામ પુરતા ઉમેદવારોને પ્રજાએ મત જ ના આપવા એટલુ સમજાવવુ હતુ, પછી ભલે એ ધારાસભામા જાય ને ભલે કોન્ગ્રેસ પોતાની જીત માને લડાઈ વગરની જીત કોઈને ભાવતી નથી, પચતી પણ નથી—એટલી વાત સ્વતત્ર પક્ષને કેમ નહી સમજાઈ હોય ! કેમકે કોંગ્રેસનુ તકદીર હજી જોર કરે છે

### ચૂટણીજગની આગળ પાછળ

આ ચૂટણીના બોધપાઠ અત્યારથી શીખી લેવા જેવા છે.

લોક મત આપશે કારણ કે મત 'પવિત્ર' છે એમ મનાયુ છે, જાણે એ આપવો જ જોઈએ એમ માનીને આપશે પણ એ ઉમળકાથી તો નહિ આપે, એમનુ વલણ 'હશે હવે !' કહેવાનુ ફરજનુ નહિ

આ ચૂટણીમાં અઢળક નાણા ખરચ થવાનાં કોન્ગ્રેસના પક્ષમા તો છોગ ઊડે જ છે પણ એના જુથ-માટે અનગળ નાણા વેડફાશે જે સભાઓ ભરાશે એમા લોકરંજની નામની થવાની, લોક-ઉશ્કેરણી ને હૂંકાર





વધારે જણાવાનાં, નાતશાહીનો વળી એક વાર આધાર લેવાનો ને પાછી એને નિંદવાની. અંદરનાં જુથોમાં રસાકસીઓ જામવાની, દખલગીરીઓ થવાની, ને પક્ષમાંયે પીંછાં દેખાવાનાં. ને 'જેને ના ફાવે તે જાય જહન્નમમાં' એવા તુચ્છકાર થવાના, પીંછાં ખરવાનાં.

આ રીતે મેળવેલી સત્તાનો દુરૂપયોગ કોણ નહિ કરે? છેવટે આ ઉડાઉગીરી ને આ નશાબાજીનો ભોગ તો રૈયતને થવાનું છે, બોજ તો એને જ ઉઠાવવાનો છે. ફાવી જનાર તો પેલા પરમીટીયા ને લાયસંસીયા છે. જે પરિસ્થિતિનો કયાસ રાખે છે તેમ જ વાસ્તવિકતાને વટાવી શકે છે.

લોકોને માથે નવા કરવેરા પડવાના—ચૂંટણીઓ પતી જાય એટલી જ રાહ જોવાય છે. દિલ્હીના કર પડશે. ને અમદાવાદ મુંબઈના પડશે. સુધરાઈના કર વધશે ત્યારે ગ્રામ પંચાયત શીદને આળસ કરે! જે ગામે કોન્ગ્રેસને પરેશાન કરી હશે તેનાં ઘાસલેટ કે ખાંડ આગ્રાપાછાં થઈ જશે, જેમણે સામાં છાવણીઓમાં કામ કર્યાં હશે તેમના એક યા બીજા કારણે જવાબો લેવાશે ને આંટાફેરા શરૂ થઈ જશે.

ને ફરીથી ભવ્ય ખાદી ભવનોમાંથી બહુ ઉજળી એવી ખાદીનાં કડકડતાં કપડાં પહેરી અમુક લોકો મહાલશે, રિસેપ્શનોમાં હાજરી આપી ઘણાં જણને રાજી કરશે, વિશ્વશાંતિના યજ્ઞોમાં પધારી યજ્ઞને પાવન કરી જશે. પરદેશની મુસાફરીઓ કરશે ને ત્યાં જઈ ગાંધીજીના નામકામ ઉપર કૂચડા ફેરવી આવશે.

### જ્યોતિષ વિદાય લે છે

આ કાંઈ આગાહી નથી કરી. આગાહીઓ તો આઠ ગ્રહોના સંયોગ ઉપર એટલી થઈ છે કે, બીજી કોઈ માટે હવે ગુંજાશ રહી નથી.

જ્યોતિષ એક રીતે ખપનું છે કે લોકોના ઉત્સાહને એ ટકાવી રાખે. હજુ એક સારી તક આવશે એવો વિશ્વાસ આપી સમાજ ઉપર જોષીએ ઉપકાર કર્યો છે. પણ અષ્ટગ્રહોએ ભેગા મળી આખી દુનિયાના જોષીઓને ખૂબ ખીલવ્યા છે, ને એમ એ સહુને જાકારો પણ દીધો છે. માર્ચ મહિના પછીયે વર્તારા કાઢનારાઓને કેવું વસમું લાગશે?

રેલ, ટ્રેનના અકસ્માત, હોડીની હોનારત, આગ—આવી આફતો ઘણી વાર આવતી હોય છે. પહેલાં એની જાહેરાતો થતી એથી હવે વિશેષ થાય છે. એટલે એનું પ્રમાણ હોય તે કરતાં વધારે જણાય છે. લોકો હમદર્દ પણ બન્યા છે. વડોદરાની આગથી અમદાવાદના લોક ફિકર કરે, ને લેવી જોઈએ એવી અગમચેતીઓ લેવા માંડે. એમ આફતોની નોંધ વધવા માંડે. ને એનું પ્રમાણ વધારે જણાતું રહે. જોષીઓ અગર આવી આફતોમાંથી પોતાની કદર શોધતા હોય તો એમાં એમની કબર પણ આવી મળે!

### સાહિત્ય પરિષદનું સામર્થ્ય

ને આપણા સાહિત્યરસીયાંઓ! એમણે કલકત્તાની ખેપ કરી ત્યારે જાણે એટલે દૂર જઈ સાહિત્યનો ઉદ્ધાર કરતા હોય એમ જણાયું. પછી તો ખબર પડી કે આ પરિષદ નહીં, પર્યટન હતું!

આવાં પર્યટનો કાજે સ્વાગત સમિતિ હોવી જોઈએ? કહે છે કે કલકત્તાના ગુજરાતી સમાજ ઉપર પંચોતેર હજારનો બોજ પડ્યો. બીજા ઉઠાવે તો ચાલે, પણ જ્યાં કાકા કાલેલકર બેસવાના હોય ત્યાં પણ આવું થાય! કે પછી કાકા પહેલાંનાં રહ્યા નથી!

પરિષદના પ્રમુખો મહેનત કરીને ભાષણ તૈયાર કરે, એ શિરસ્તો હવે બદલાવો જોઈએ. એમની વિદ્વત્તાની કસોટી આપવાની કશી જરૂર નથી. અગર એમને કોઈ ખાસ નવી સૂચના કરવા જેવી જણાય તો તે રજૂ કરે નહીં તો શિષ્ટાચારથી ચાલવું જોઈએ. પર પ્રાંતમાં જઈ ગુજરાત વિષે મમતા વધે એટલું કરે તો પણ પૂરતું છે. પણ એવી છાપ આપણા બંધુઓએ પાડી હોય એમ જણાતું નથી.

સાહિત્યમાં નામ કાઢનારાઓ એટલું યાદ રાખે કે રાજકારણનાયે ગુરુ થવાનું સામર્થ્ય એમનામાં આવવું જોઈએ. કારણ કે વિચારના અભ્યાસના ને શૈલીના એ સ્વામી છે. લોક એમની પાસે વધારે દોરવણીની આશા જરૂર રાખે. એમનું નેતૃત્વ અણદીઠું ને સત્તાવિહોણું ભલે હોય, પણ લોકઘડતર કરનારું તો રહેવું જ જોઈએ, આ પરિષદ વિષે એવું પદ જળવાયું ખરું?



વધારે જણાવાનાં, નાતશાહીનો વળી એક વાર આધાર લેવાનો ને પાછી એને નિંદવાની. અંદરનાં જુથોમાં રસાકસીઓ જામવાની, દખલગીરીઓ થવાની, તે પક્ષમાંયે પીંછાં દેખાવાનાં. ને 'જેને ના ફાવે તે જાય જહન્નમમાં' એવા તુચ્છકાર થવાના, પીંછાં ખરવાનાં.

આ રીતે મેળવેલી સત્તાનો દુરુપયોગ કોણ નહિ કરે? છેવટે આ ઉડાઉગીરી ને આ નશાબાજીનો ભોગ તો રૈયતને થવાનું છે, બોજ તો એને જ ઉઠાવવાનો છે. ફાવી જનાર તો પેલા પરમીટીયા ને લાયસંસીયા છે. જે પરિસ્થિતિનો ક્યાસ રાખે છે તેમ જ વાસ્તવિકતાને વટાવી શકે છે.

લોકોને માથે નવા કરવેરા પડવાના—ચૂંટણીઓ પતી જાય એટલી જ રાહ જોવાય છે. દિલ્હીના કર પડશે. ને અમદાવાદ મુંબઈના પડશે. સુધરાઈના કર વધશે ત્યારે ગ્રામ પંચાયત શીદને આળસ કરે! જે ગામે કોન્ગ્રેસને પરેશાન કરી હશે તેનાં ઘાસલેટ કે ખાંડ આઘાપાછાં થઈ જશે, જેમણે સામી છાવણીઓમાં કામ કર્યાં હશે તેમના એક યા બીજા કારણે જવાબો લેવાશે ને આંટાફેરા શરૂ થઈ જશે.

ને ફરીથી ભવ્ય ખાદી ભવનોમાંથી બહુ ઉજળી એવી ખાદીનાં કડકડતાં કપડાં પહેરી અમુક લોકો મહાલશે, રિસેપ્શનોમાં હાજરી આપી ઘણાં જણને રાજી કરશે, વિશ્વશાંતિના યજ્ઞોમાં પધારી યજ્ઞને પાવન કરી જશે. પરદેશની મુસાફરીઓ કરશે ને ત્યાં જઈ ગાંધીજીના નામકામ ઉપર કૂચડા ફેરવી આવશે.

### જ્યોતિષ વિદાય લે છે

આ કાંઈ આગાહી નથી કરી. આગાહીઓ તો આઠ ગ્રહોના સંયોગ ઉપર એટલી થઈ છે કે બીજી કોઈ માટે હવે ગુંજાશ રહી નથી.

જ્યોતિષ એક રીતે ખપનું છે કે લોકોના ઉત્સાહને એ ટકાવી રાખે. હજુ એક સારી તક આવશે એવો વિશ્વાસ આપી સમાજ ઉપર જોષીએ ઉપકાર કર્યા છે. પણ અષ્ટગ્રહોએ ભેગા મળી આખી દુનિયાના જોષીઓને ખૂબ ખીલવ્યા છે, ને એમ એ સહુને જાકારો પણ દીધો છે. માર્ચ મહિના પછીયે વર્તારા કાઢનારાઓને કેવું વસમું લાગશે?

રેલ, ટ્રેનના અકસ્માત, હોડીની હોનારત, આગ—આવી આફતો ઘણી વાર આવતી હોય છે. પહેલાં એની જાહેરાતો થતી એથી હવે વિશેષ થાય છે. એટલે એનું પ્રમાણ હોય તે કરતાં વધારે જણાય છે. લોકો હમદર્દ પણ બન્યા છે. વડોદરાની આગથી અમદાવાદના લોક ફિકર કરે, ને લેવી જોઈએ એવી અગમચેતીઓ લેવા માંડે. એમ આફતોની નોંધ વધવા માંડે ને એનું પ્રમાણ વધારે જણાતું રહે. જોષીઓ અગર આવી આફતોમાંથી પોતાની કદર શોધતા હોય તો એમાં એમની કબર પણ આવી મળે!

### સાહિત્ય પરિષદનું સામર્થ્ય

ને આપણા સાહિત્યરસીયાંઓ! એમણે કલકત્તાની ખેપ કરી ત્યારે જાણે એટલે દૂર જઈ સાહિત્યનો ઉદ્ધાર કરતા હોય એમ જણાયું. પછી તો ખબર પડી કે આ પરિષદ નહીં, પર્યટન હતું!

આવાં પર્યટનો કાજે સ્વાગત સમિતિ હોવી જોઈએ? કહે છે કે કલકત્તાના ગુજરાતી સમાજ ઉપર પંચોતેર હજારનો બોજ પડ્યો. બીજા ઉઠાવે તો ચાલે, પણ જ્યાં કાકા કાલેલકર બેસવાના હોય ત્યાં પણ આવું થાય! કે પછી કાકા પહેલાંના રહ્યા નથી!

પરિષદના પ્રમુખો મહેનત કરીને ભાષણ તૈયાર કરે, એ શિરસ્તો હવે બદલાવો જાઈએ. એમની વિદ્વત્તાની કસોટી આપવાની કશી જરૂર નથી. અગર એમને કોઈ ખાસ નવી સૂચના કરવા જેવી જણાય તો તે રજૂ કરે નહીં તો શિષ્ટાચારથી ચાલવું જોઈએ. પર પ્રાંતમાં જઈ ગુજરાત વિષે મમતા વધે એટલું કરે તો પણ પૂરતું છે. પણ એવી છાપ આપણા બંધુઓએ પાડી હોય એમ જણાતું નથી.

સાહિત્યમાં નામ કાઢનારાઓ એટલું યાદ રાખે કે રાજકારણનાયે ગુરુ થવાનું સામર્થ્ય એમનામાં આવવું જોઈએ. કારણ કે વિચારના અભ્યાસના ને શૈલીના એ સ્વામી છે. લોક એમની પાસે વધારે દોરવણીની આશા જરૂર રાખે. એમનું નેતૃત્વ અણદીઠું ને સત્તાવિહોણું ભલે હોય, પણ લોકઘડતર કરનારું તો રહેવું જ જોઈએ, આ પરિષદ વિષે એવું પદ જળવાયું ખરું?

'ધૂમકેતુ'

# અગનપંખીનાં ગાન

માનવજીવનની વાતો જ્યારે જ્યારે માણસ સમજવા પ્રયત્ન ન કરે ત્યારે એવી વાતો માનવેતર પણ કરે છે. એવું જ આ ગદ્યપ્રતીક અગનપંખી મારફત આપણા પીઢ કલમનવેશ આપણને આપે છે_જે આપણને જીવનના સાચા અને અચળ ખ્યાલો પણ આપી જાય છે......

અગનપંખીને એક અચલ શ્રદ્ધા છે—જ્યારે એનું ગાન વિરમી જશે, જ્યારે એની સ્વરહેલી ડુંગરમાળાની ખીણોમા શાંત નિદ્રામાં સૂઈ જશે, જ્યારે એના નાનકડાં દેહનું સુરીલું ગળું, વધુ સુંદર સ્વરોની શોધમાં ઊંચે ઊંચે ગગનમાં ઊડી જશે, ત્યારે પણ એનું ગાન દુનિયામાં ચાલતું રહેશે. એના સ્વરોની હેલી વરસતી રહેશે! પોતે જશે—પણ પોતાનું ગાન રહેશે! મસ્તીમાં પોતે પોતે નથી, પોતાનું ગાન પોતે છે, એ જાણીને અગનપખી મસ્તીમાં રાચે છે!

અગનપખીને ખબર છે કે ઊંચા ઊંચા પર્વતશૃંગોની ટોચે બિરાજતા કંઈક ગરૂડરાજો એ જરા સા નાનકડા ગળાની થોડીક સુરીલી તાનો માટે, પોતાની તમામ રિયાસત ન્યોછાવર કરી દેવા તૈયાર છે. પણ અગનપંખી જાણે છે કે, એ ગગનચુંબી નિવાસોમાં એના સુરીલા ગાનની એક તાન જેટલું પણ મૂલ્ય નથી!

અગનપંખીએ પોતાની વેદનાને પહેલવહેલાં જ્યારે ગાનની પાંખ આપી, અને એ ગાન જ્યારે ઊંચા ઊંચા ગગનમાંથી પૃથ્વી ઉપર ઢળી પડ્યું, ત્યારે જ દુનિયાને જાણ થઈ કે અરે! આ તો આપણી વેદના, આપણી પોતાની વેદના કોઈક ઉપાડી ગયું છે અને એને સ્વરોમાં નવરાવી રહ્યું છે!

દુનિયાને ત્યારે જાણ થઈ કે દુનિયાની સમૃદ્ધિ ન તો મોટીમોટી સોનાની ખાણોમાં છે, ન તો હીરા-માણેકના ઢગલામાં છે. ન તો ગગનચુંબી મહાલયોમાં છે. જરાક જેટલી વેદના પાસે દુનિયાની સારી સમૃદ્ધિ પાણી ભરે છે!

અગનપંખી જાણે છે કે વેદનાભરેલું હૈયું, એ કાંઈ સોનારૂપાને બદલે આપી શકાય તેવું હૈયું નથી! યુગ યુગ થયાં અગનપંખી પોતાની વેદનાને સ્વરોમાં વહેવડાવતું આવ્યું છે, અને દુનિયા ડોલી ઊઠે છે એવું ગાન એમાંથી જન્મતું રહ્યું છે!

અગનપંખીને એક વાતની ગૌરવગાથા સ્પર્શી જાય છે, અને એના વેદનાસ્વરોમાંથી આનંદની હેલી વરસે છે! દુનિયા ચકિત થઈને બોલી

---

આ સંસ્થામાં જૂથબંધી આવતી હોય તો તે અટકી જાય. એમાં સમિતિઓ કે પરદેશયાત્રાઓની સગવડ કાજે પડાપડી થતી હોય તો તે મર્યાદામાં આવે. એમાં પાઠ્યપુસ્તક પસંદ કરાવવા હરીફાઈઓ થતી હોય તો બંધ થાય. આવી ઈચ્છાઓ સાહિત્ય પરિષદ માટે રાખવી શું વધારે પડતી છે! લોકોમાં સાહિત્યનો રસ કઈ રીતે વધે, કઈ રીતે જ્યાં સાહિત્યનો આદર નથી તે થાય, સીમાડાઓમાં સારું ગુજરાતી કેમ પ્રચલિત બને એટલું કામ આ પરિષદ પોતાનું મુખ્ય કામ ગણી લે તો કેવું સારું.



ઊઠે છે કે અરે ! આ તો શોક-માં આનંદનો સાગર વહે છે, અને આનંદમાં શોકની સરિતા ઢળી છે !

પણ અગનપંખી જાણે છે કે એ આનંદ નથી. એ શોક પણ નથી. એ તો માત્ર એની એવી વેદના છે, કે જેનું કાં ગાન થાય અને નહિતર જીવનનું વેરાન થાય !

*

અગનપંખીનાં હજારો ગાન દુનિયા ઉપર રેલાયાં છે. પણ એમાંથી કોઈ કોઈ હરિયાળી વનકુંજમાં બેઠાં છે, તો બીજાં ખળખળ વહેતાં ઝરણાંમાં છૂપાયાં છે. કોઈ વખત સાગરનાં મોજાં એને પ્રગટાવે છે, તો કોઈ વખત કોઈ ઘેલા કવિના ગળામાં એ આવી ચડે છે. કોઈ વખત મધરાતે પ્રીતમને છાની મળવા દોડતી અભિસારિકાના ઉતાવળાં અવાજહીન પગલાંમાંથી એ જાગે છે તો કોઈ વખત કોઈ દિવાના આદમીની બધી જ દોલત અગનપંખીના એકાદ ગાનમાં સમાઈ જતી હોય છે ! અગનપંખીનાં પ્રેમનાં ગાન છે. આંસુનાં ગાન છે. અને ગાનનાં પણ ગાન છે !

અગનપંખી જાણે છે કે તે જ જીવે છે, જેના ગળામાં સુરીલું ગાન બેઠું છે. અગનપંખી જાણે છે કે ગાનમાં સૂર નથી, પણ સૂર પોતાનામાં છે. આ ધરતી બારેમાસ ગાન કરે છે. ત્રણસો ને પાંસઠે દિવસ એનું ગાન ચાલી રહે છે. એકત્રીસ કરોડ પળ એના ગાનને સાંભળે છે. ધરતી જીવે છે. કારણ કે એ ગાન કરે છે. આકાશ ગાન કરે છે. ને જીવે છે, પવન, ગાન વિના ક્યાં રહેવાનો હતો ? રજની ગાન વિના રહી શકતી નથી. તારાઓ મૂંગા મૂંગા આખી રાત ગાન કરે છે ! પંખી ગાન કરે છે. વૃક્ષો, પાંદડાં ખરે છે ને ગાન કરે છે. ફૂલનાં ગાન તો કવિઓ હમેશાં સાંભળે છે. માત્ર માણસ જ એક એવો છે કે જે જરાક વેદના આવતાં મૂંગો બની જાય છે. જરાક શોક પડતાં ગાંડો થઈ જાય છે. જરાક આશાભંગ થતાં ગાનવિહોણો મૂહાત્મા બની જાયછે. અગનપંખી કહે છે કે રે માનવ ! તું તારા શોકમાંથી તારું ગાન શોધી લે. તારી નિરાશાને ગાનમાં પલટાવી દે. તારી વેદનાને સુરીલા કંઠમાંથી પ્રગટ થવા દે. અને એક જીવન આશ્ચર્ય તને જોવા મળશે. ત્યારે જ તને ખબર પડશે કે આંહી તો બધે આનંદ રેલી રહ્યો છે. કેવળ મેં એકલાએ મારા એકલાનો વિચાર કર્યો અને શોકને બોલાવ્યો !

ધરતીની સાથે જીવો અને ગાન આવશે. ધરતી વિના જીવો અને શોક આવશે !

અગનપંખી જાણે છે કે આંહી ક્યાંય એવું કાંઈ નથી જેનામાં ગાન ન હોય !

*

અગનપંખીએ એક પ્રેમનું ગાન ગાયું છે ને એ ગાન જેણે જેણે સાંભળ્યું છે તેણે તેણે પછી પ્રેમ વિના દુનિયામાં બીજું કાંઈ જોયું જ નથી. અગનપંખીનું એ ગાન નીચે પ્રમાણે છે :

એક વખત હું ડુંગરની ટોચે પ્રેમને શોધવા નીકળ્યો અને ગિરિરાજના શૃંગે કહ્યું કે પ્રેમ તો ખીણમાં રહે છે !

હું ખીણમાં એને શોધવા ગયો અને ખીણની વૃક્ષકુંજો હસી પડી. એમણે કહ્યું પ્રેમ

'ધૂમકેતુ'

# અગનપંખીનાં ગાન

માનવજીવનની વાતો જ્યારે જ્યારે માણસ સમજવા પ્રયત્ન ન કરે ત્યારે એવી વાતો માનવેતર પણ કરે છે. એવું જ આ ગદ્યપ્રતીક અગનપંખી મારફત આપણા પીઢ કલમનવેશ આપણને આપે છે જે આપણને જીવનના સાચા અને અચળ ખ્યાલો પણ આપી જાય છે......

અગનપંખીને એક અચલ શ્રદ્ધા છે—જ્યારે એનું ગાન વિરમી જશે, જ્યારે એની સ્વરહેલી ડુંગરમાળાની ખીણોમા શાંત નિદ્રામાં સૂઈ જશે, જ્યારે એના નાનકડાં દેહનું સુરીલું ગળું, વધુ સુંદર સ્વરોની શોધમાં ઊંચે ઊંચે ગગનમાં ઊડી જશે, ત્યારે પણ એનું ગાન દુનિયામાં ચાલતું રહેશે. એના સ્વરોની હેલી વરસતી રહેશે! પોતે જશે—પણ પોતાનું ગાન રહેશે! મસ્તીમાં પોતે પોતે નથી, પોતાનું ગાન પોતે છે, એ જાણીને અગનપખી મસ્તીમાં રાચે છે!

અગનપંખીને ખબર છે કે ઊંચા ઊંચા પર્વતશૃંગોની ટોચે બિરાજતા કંઈક ગરૂડરાજો એ જરા સા નાનકડા ગળાની થોડીક સુરીલી તાનો માગે, પોતાની તમામ રિયાસત ન્યોછાવર કરી દેવા તૈયાર છે. પણ અગનપંખી જાણે છે કે, એ ગગનચુંબી નિવાસોમાં એના સુરીલા ગાનની એક તાન જેટલું પણ મૂલ્ય નથી!

અગનપંખીએ પોતાની વેદનાને પહેલવહેલાં જ્યારે ગાનની પાંખ આપી, અને એ ગાન જ્યારે ઊંચા ઊંચા ગગનમાથી પૃથ્વી ઉપર ઢળી પડ્યું, ત્યારે જ દુનિયાને જાણ થઈ કે અરે! આ તો આપણી વેદના, આપણી પોતાની વેદના કોઈક ઉપાડી ગયું છે અને એને સ્વરોમાં નવરાવી રહ્યું છે!

દુનિયાને ત્યારે જાણ થઈ કે દુનિયાની સમૃદ્ધિ ન તો મોટીમોટી સોનાની ખાણોમાં છે, ન તો હીરા-માણેકના ઢગલામાં છે. ન તો ગગનચુંબી મહાલયોમાં છે. જરાક જેટલી વેદના પાસે દુનિયાની સારી સમૃદ્ધિ પાણી ભરે છે!

અગનપંખી જાણે છે કે વેદના ભરેલું હૈયું, એ કાંઈ સોનારૂપાને બદલે આપી શકાય તેવું હૈયું નથી! યુગ યુગ થયાં અગનપંખી પોતાની વેદનાને સ્વરોમાં વહેવડાવતું આવ્યું છે, અને દુનિયા ડોલી ઊઠે છે એવું ગાન એમાંથી જન્મતું રહ્યું છે!

અગનપંખીને એક વાતની ગૌરવગાથા સ્પર્શી જાય છે, અને એના વેદનાસ્વરોમાંથી આનંદની હેલી વરસે છે! દુનિયા ચકિત થઈને બોલી

---

આ સંસ્થામાં જુથબંધી આવતી હોય તો તે અટકી જાય. એમાં સમિતિઓ કે પરદેશયાત્રાઓની સગવડ કાજે પડાપડી થતી હોય તો તે મર્યાદામાં આવે. એમાં પાઠ્યપુસ્તક પસંદ કરાવવા હરીફાઈઓ થતી હોય તો બંધ થાય આવી ઈચ્છાઓ સાહિત્ય પરિષદ માટે રાખવી શું વધારે પડતી છે!

લોકોમાં સાહિત્યનો રસ કઈ રીતે વધે, કઈ રીતે જ્યાં સાહિત્યનો આદર નથી તે થાય, શીમાડાઓમાં સારું ગુજરાતી કેમ પ્રચલિત બને એટલું કામ આ પરિષદ પોતાનું મુખ્ય કામ ગણી લે તો કેવું સારું.







ઊઠે છે કે અરે ! આ તો શોક-માં આનંદનો સાગર વહે છે, અને આનંદમાં શોકની સરિતા ઢળી છે !

પણ અગનપંખી જાણે છે કે એ આનંદ નથી. એ શોક પણ નથી. એ તો માત્ર એની એવી વેદના છે, કે જેનું કાં ગાન થાય અને નહિતર જીવનનું વેરાન થાય !

*

અગનપંખીનાં હજારો ગાન દુનિયા ઉપર રેલાયાં છે. પણ એમાંથી કોઈ કોઈ હરિયાળી વનકુંજમાં બેઠાં છે, તો બીજાં ખળખળ વહેતાં ઝરણાંમાં છૂપાયાં છે. કોઈ વખત સાગ-રનાં મોજાં એને પ્રગટાવે છે, તો કોઈ વખત કોઈ ઘેલા કવિના ગળામાં એ આવી ચડે છે. કોઈ વખત મધરાતે પ્રીત-મને છાની મળવા દોડતી અભિસારિકાના ઉતાવળાં અવાજહીન પગલાંમાંથી એ જાગે છે તો કોઈ વખત કોઈ દિવાના આદમીની બધી જ દોલત અગનપંખીના એકાદ ગાનમાં સમાઈ જતી હોય છે ! અગનપંખીનાં પ્રેમનાં ગાન છે. આંસુનાં ગાન છે. અને ગાનનાં પણ ગાન છે !

અગનપંખી જાણે છે કે તે જ જીવે છે, જેના ગળામાં સુરીલું ગાન બેઠું છે. અગન-પંખી જાણે છે કે ગાનમાં સૂર નથી, પણ સૂર પોતા-નામાં છે. આ ધરતી બારે-માસ ગાન કરે છે. ત્રણસો ને પાંસઠે દિવસ એનું ગાન ચાલી રહે છે. એકત્રીસ કરોડ પળ એના ગાનને સાંભળે છે. ધરતી જીવે છે. કારણ કે એ ગાન કરે છે. આકાશ ગાન કરે છે. ને જીવે છે, પવન, ગાન વિના ક્યાં રહેવાનો હતો ? રજની ગાન વિના રહી શકતી નથી. તારાઓ મૂંગા મૂંગા આખી રાત ગાન કરે છે ! પંખી ગાન કરે છે. વૃક્ષો, પાંદડાં ખરે છે ને ગાન કરે છે. ફૂલનાં ગાન તો કવિઓ હમેશાં સાંભળે છે. માત્ર માણસ જ એક એવો છે કે જે જરાક વેદના આવતાં મૂંગો બની જાય છે. જરાક શોક પડતાં ગાંડો થઈ જાય છે. જરાક આશાભંગ થતાં ગાન-વિહોણો મૂહાત્મા બની જાયછે. અગનપંખી કહે છે કે રે માનવ ! તું તારા શોકમાંથી તારું ગાન શોધી લે. તારી નિરાશાને ગાનમાં પલટાવી દે. તારી વેદનાને સુરીલા કંઠમાંથી પ્રગટ થવા દે. અને એક જીવન આશ્ચર્ય તને જોવા મળશે. ત્યારે જ તને ખબર પડશે કે આંહી તો બધે આનંદ રેલી રહ્યો છે. કેવળ મેં એકલાએ મારા એકલાનો વિચાર કર્યો અને શોકને બોલાવ્યો !

ધરતીની સાથે જીવો અને ગાન આવશે. ધરતી વિના જીવો અને શોક આવશે !

અગનપંખી જાણે છે કે આંહી ક્યાંય એવું કાંઈ નથી જેનામાં ગાન ન હોય !

*

અગનપંખીએ એક પ્રેમનું ગાન ગાયું છે ને એ ગાન જેણે જેણે સાંભળ્યું છે તેણે તેણે પછી પ્રેમ વિના દુનિ-યામાં બીજું કાંઈ જોયું જ નથી. અગનપંખીનું એ ગાન નીચે પ્રમાણે છે :

એક વખત હું ડુંગરની ટોચે પ્રેમને શોધવા નીકળ્યો અને ગિરિરાજના શૃંગે કહ્યું કે પ્રેમ તો ખીણમાં રહે છે !

હું ખીણમાં એને શોધવા ગયો અને ખીણની વૃક્ષકુંજો હસી પડી. એમણે કહ્યું પ્રેમ



તો ઝરણામાં વહે છે. ખીણમાં એને શોધવાવાળો તું સો વરસે પણ એને નહિ પામે !
હું ઝરણા પાસે ગયો અને એણે કહ્યું કે પ્રેમ તો સરિતામાં વસે છે, આંહી નહિ !

સરિતા પાસે ગયો ને એણે કહ્યું કે પ્રેમ તો સમુદ્રમાં વસે છે, મારી પાસે નહી !
હું સમુદ્ર પાસે ગયો અને એણે કહ્યું કે પ્રેમ તો ચંદ્રલોકનો રહેવાસી છે, અમારા દેશનો એ નથી !
હું ચંદ્રલોકમાં ગયો અને ચદ્રે કહ્યું કે હું તો પ્રેમને તમારી ધરતીના દિલમાં દેખું છુ ને તું એને આંહી જોવા આવે છે એ જ નવી નવાઈની વાત છે.
હું ધરતીની પાસે ગયો અને એણે કહ્યું કે મારી પાસે તો પ્રેમની રાખ સાચવનારું હૈયું છે. પ્રેમને સાચવનારું હૈયું તો માણસ પાસે છે ! માટે તું માણસ પાસે જા !
બીજે દિવસે મેં મારા પાડોશીનું બારણું ખખડાવ્યું. અને તે બારણું ઉઘાડનાર મારો પાડોશી નહીં પણ પ્રેમ પોતે જ હતો

*

અગનપંખી ગાય છે કે જે માણસ પાસે પ્રેમ છે ને તમને પ્રેમ આપવા આવે છે તે માણસ દુનિયાનો ડાહ્યામાં ડાહ્યો માણસ છે. પણ ઘણી વખત તો જેમની પાસે દ્વેષ હોય છે, તે તમને પ્રેમનાં પડીકાં આપવા આવે છે, અને એ પ્રેમ છે એમ ધારીને, તેને બદલામાં, તમારા જીવનની અમૂલ્ય પળો તમે આપો છો.

પ્રેમનાં પડીકાંમાંથી જ્યારે દ્વેષ નીકળે છે ત્યારે તમે ગુસ્સો કરો છો એ જોઈને નવાઈ લાગે છે !
આળસુ તમને આળસ જ આપી શકે. ક્રોધી ક્રોધ જ આપી શકે. દગાખોર દગો આપી શકે, દ્વેષ જેમની પાસે છે એ તમને દ્વેષ જ આપે છે કારણ કે બીજી કોઈ વસ્તુ એની પાસે છે નહિ ! એ જ રીત બધાની છે. પણ આમ જ્યારે તમે જાણો છો ત્યારે અગનપંખી કહે છે કે તમે તમારું સુરીલું ગાન જાણો છો ! સુરીલા ગાનની આ ખરી તાન છે ! ગાન વિનાનું આંહી કોઈ નથી !
તમને પ્રેમમાંથી પ્રેમગાન મળે, એમાં તમારી કોઈ ગાન ગાવાની વિશિષ્ટ શક્તિનાં દર્શન નથી. પણ જ્યારે બીજાના દ્વેષને પણ તમે તમારા ગાનના તાનમાં ગોઠવી શકો ત્યારે ચોક્કસ જાણજો કે તમને અગનપંખીના ગાનની એક અદ્‌ભુત રહસ્યવાણી સંભળાઈ છે !
લંગડો માણસ, નૃત્યને, કેટલાક દિવાનાની ઘેલછા સમજે છે, અંધ માણસે, કોઈ દિવસ ફૂલની સુગંધ વિષે પ્રશ્ન કર્યો ન હતો. પણ જ્યારે કોઈએ તેને ફૂલના અદ્‌ભુત રંગોની વાત કરી ત્યારે તે હસી પડ્યો અને અંધારાને ફરિયાદ કરી કે માણસજાત ગપ્પામાં રાચે છે એ એણે આજે જાણ્યું !

માણસ તે આપી શકે છે જે એની પાસે છે. માણસ તે વાત જ સમજી શકે છે, જે એની છે.
આંધળાની આંખો થનારો મૂરખ હતો. ને દ્વેષના પડીકામાં પ્રેમ શોધનારો પણ મૂરખ હતો

*





દ૦ બા૦ કાલેલકર

# આપણું ગોવા

પોર્ટુગીઝ શાસનમાંથી તાજેતરમાં જ મુક્ત થઈને ભારતનો આ અંશ ભારતમાં ભળ્યો છે જેને વિષે આપણે બહુ જ ઓછું જાણીએ છીએ. એ જ ગોવા વિષે આપણને કાકાસાહેબ સુંદર પરિચય આપે છે. 'મંગલ પ્રભાત'-માંથી અનુવાદ કરીને આ લેખ અહીં મૂક્યો છે...

આપણે બધાં આજે ગોવા વિષે વાતો ખૂબ કરીએ છીએ, ગોવા મળ્યું તેના ઉત્સવ ઉજવીએ છીએ પણ ગોવા વિષે જાણીએ છીએ ખૂબ ઓછું.

એટલી તો બધાંને ખબર છે કે ભારતના પશ્ચિમ કિનારે મુંબઈની દક્ષિણે અને મેંગલોરની ઉત્તરે નાનકડો પ્રદેશ આવેલ છે તેનું નામ છે ગોવા. એનું બીજું નામ ગોમંતક પણ છે. એ પ્રદેશમાં નાની નાની નદીઓ અને દરિયાની ખાડીઓ જ્યાં ત્યાં આવેલી છે એટલે એને ગોવા કહે છે. ખૂબ સુંદર પ્રદેશ છે. એક તરફ સહ્યાદ્રિ પર્વત અને બીજી બાજુ પશ્ચિમ સમુદ્ર—એ બન્નેની વચ્ચે ઉત્તર-દક્ષિણ સપાટ જમીન લાંબે સુધી ફેલાયેલી છે એને કોંકણપટ્ટી કહેવાય છે. મુંબઈથી છેક કોચીન સુધી આ કોંકણની સાંકડી સપાટ ભૂમિ ફેલાયલી છે એની વચ્ચેનો એક નાનકડો પ્રદેશ ગોવા તરીકે ઓળખાય છે. કોંકણની વચ્ચેનો એક ભાગ હોવાથી કોંકણના જેવું જ ગોવાનું જીવન છે. એ આખા કોંકણમાં જે ભાષા બોલાય છે તેને કોંકણી કહેવાય છે.

કોઈ વળી કહે છે કે કોંકણી મરાઠીમાંથી જ ઊતરી આવી છે. એમની વાત સાચી છે. પણ કોંકણીના અભિમાની કહે છે કે કોંકણી અને મરાઠી એક કુટુંબનાં સંતાન છે. કોંકણી મરાઠીથી જૂની છે. આ ઝઘડા આપણા માટે કશા મહત્ત્વના નથી. મરાઠી જાણનાર કોંકણી સહેલાઈથી નથી સમજી શકતાં. અને કોંકણી બોલતા લોકોને ખાસ મરાઠી શીખવી પડે છે એટલો બન્નેમાં ફરક છે

ગોવાની ઉત્તરે જે કોંકણી બોલાય છે એમાં મરાઠીનો અંશ વધારે છે. એ કોંકણી જાણનાર જરૂર કહી શકે કે કોંકણી મરાઠીમાંથી ઊતરી આવી છે. ગોવાની દક્ષિણે જે કોંકણી બોલાય છે એની શૈલી થોડી જુદી છે અને એમાં કન્નડનો અંશ વધારે છે. સામાન્ય રીતે ગોવા-કારવાર તરફની જ શુદ્ધ કોંકણી મનાય છે.

ગોવામાં જ્યારે પોર્ટુગીઝોનું રાજ્ય શરૂ થયું ત્યારે તેમણે બળજબરીથી કેટલાક લોકોને ખ્રિસ્તી બનાવ્યા. થોડાંક લોકો રાજીખુશીથી પણ ખ્રિસ્તી બન્યાં હશે. એ ઇતિહાસ આપણે નથી-ઉકેલવો.

આજે ગોવામાં અડધાથી થોડા વધારે લોકો હિન્દુ છે. અડધાથી થોડા ઓછા રોમન કેથોલિક ખ્રિસ્તી છે. ખ્રિસ્તી લોકો અડધાથી થોડા ઓછા છે પણ એ સંપીલા અને પ્રભાવશાળી છે. પોર્ટુગીઝ રાજ્ય ધર્માભિમાની હોવાને લીધે ખ્રિસ્તીઓને વધારે મહત્ત્વ મળ્યું. એમના ધર્મગુરુઓએ એમનું ઠીક સંગઠન કર્યું. ભણીને નોકરી મેળવવાની પ્રવૃત્તિ એમનામાં વધારે છે. આ ખ્રિસ્તી લોકો મુંબઈ, કરાચી, કલકત્તા, મદ્રાસ, બેંગલોર વગેરે શહેરોમાં પણ ફેલાયાં છે. બ્રિટિશ પૂર્વ આફ્રિકામાં પણ ગયાં છે. અંગોલા, મોઝાંબિક વગેરે પોર્ટુગીઝ આફ્રિકામાં પણ પહોંચ્યાં છે. જ્યાં સુધી ભારત સ્વતંત્ર નહોતું થયું ત્યાં સુધી ભારતવાસીઓની પરદેશમાં શાખ નહોતી, ઊલટાની મુશ્કેલી ભોગવવી પડતી ત્યારે ગોવાના ખ્રિસ્તીઓ પરદેશમાં પોતાને પોર્ટુગીઝ તરીકે ઓળખાવતાં. આ બધું સ્વાભાવિક હતું. જ્યારે ભારત સ્વતંત્ર થયું અને એની શાખ વધી અને ભારતી હોવાને લીધે સગવડો મળવા લાગી ત્યારે ગોવાના ખ્રિસ્તીઓમાં પોતાને ભારતી કહેવડાવવાનો સંકોચ ન રહ્યો.

ગોવાના હિન્દુ, ખ્રિસ્તી, મુસલમાન (ની સંખ્યા ખૂબ થોડી છે.) અને બીજા બધાં અંદરો અંદર કોંકણી ભાષા જ બોલે છે. ગુજરાતી, મરાઠી, જે લોકો બહારથી ત્યાં જઈ ને વસે છે એ બધાંને ગોવામાં કોંકણીમાં જ બોલવું પડે છે.

આ કોંકણીની ત્રણ લિપિ છે. ગોવાના બધા હિંદુ દેવનાગરી, ખ્રિસ્તીઓ રોમન અને ગોવાની દક્ષિણે મેંગલોર તરફ બધા કન્નડ લિપિ વાપરે છે.

ગોવાના ખ્રિસ્તીઓ તેમનું છાપું રોમન લિપિમાં જ પ્રસિદ્ધ કરે છે. એમની કોંકણીમાં પોર્ટુગીઝ અને અંગ્રેજી શબ્દો વધારે રહેતા. વાક્યરચના પણ ક્યારેક ક્યારેક અંગ્રેજી પ્રમાણે કરતા. જ્યારે હિન્દુઓ દેવનાગરી લિપિને કારણે અને ગોવાની આસપાસ બેલગામ, સતારા, પૂના, મુંબઈ, રત્નાગિરિ વગેરે બધે ઠેકાણે મરાઠી જ ચાલે છે એટલે મરાઠી શીખવાનો આગ્રહ રાખે છે. ગોવામા ખાનગી રીતે ચાલતી મરાઠી શાળાઓ ઘણી છે.

આથી ગોવામાં હિંદુઓમાં બે પક્ષો છે. એક પક્ષ કહે છે કે ગોવાનાં બધાં લોકોની બોલી કોંકણી છે. કોંકણી મારફત જ ગોવાની એકતા સિદ્ધ થઈ શકે છે. એને જ અમે ચલાવીશું અને એને જ ધીરે ધીરે મરાઠી પાસે ખેંચી જઈશું. કોંકણી ભાષા સ્વતંત્ર હોય કે મરાઠી ઉપરથી આવેલી હોય પણ એનો વિકાસ મરાઠીના સહકારથી જ થશે. ગોવાની આસપાસ મહારાષ્ટ્ર ફેલાયેલ છે. ગોવાના લોકોના લગ્નવ્યવહારનો સંબંધ મહારાષ્ટ્ર અને મોટે ભાગે મુંબઈ સાથે વધારે છે. અને ગોવાની ઉત્તરે જે કોંકણી બોલાય છે એમા મરાઠીનો અંશ વધારે છે. એ બધાં કારણોને લીધે કોંકણીનો વિકાસ મરાઠીના સહકારથી જ કરવો સારો છે. કોંકણી મારફત જ ગોવાના ખ્રિસ્તી સમાજને ધીરે ધીરે આપણે મરાઠી તરફ ખેંચી શકીશું. જો આવું આપણે નહિ કરીએ તો ગોવાના ખ્રિસ્તીઓ પોર્ટુગીઝ અને અંગ્રેજી મારફત શિક્ષણ મેળવે જ છે. ઘેર અને વ્યવહારમાં જ કોંકણી બોલે છે. એ લોકો મરાઠી નથી શીખતા. હવે હિંદી શીખવા લાગ્યા છે. એમના પર જો મરાઠી લાદવામાં આવે તો એનો વિરોધ થાય. હવે તેઓ હિન્દી શીખવા લાગ્યા છે તે કહેશે (આજે કહે છે પણ ખરા) કે ગોવા જુદું રહીને કેન્દ્રથી શાસિત થાય એથી તેમને સંતોષ થશે. કરાચીમાં ગોવાના જે ખ્રિસ્તીઓ રહે છે એમના પર પોતાનો પ્રભાવ પાડવાની પેરવી પાકિસ્તાન તરફથી થઈ રહી છે.

ગોવાના હિન્દુઓમાં એક પક્ષ છે જે કહે છે કે આખા ગોવાની બોલી કોંકણી છે એની તો કોઈ ના પાડી શકે તેમ નથી. પ્રાથમિક શાળામાં કોંકણીથી ભણવાની શરૂઆત ભલે થાય, પણ ગોવાની ભાષા તો મરાઠી જ જોઈએ. હિન્દુઓની બહુમતી છે. ગોવાના ખ્રિસ્તીઓને વધારે મહત્ત્વ ન અપાય તો બહુમતી સામે નમતું જોખીને મરાઠી શીખશે. મહારાષ્ટ્રમાં ખ્રિસ્તીઓ મરાઠી ભણે જ છે ખ્રિસ્તીઓને વધુ મહત્ત્વ આપવાથી એ વધારે તકલીફરૂપ થશે.

આ બન્ને પક્ષોની એક વાત તો ચોખ્ખી છે. બન્ને ઉપર મરાઠીનો પ્રભાવ છે. પહેલો કોંકણીવાળો પક્ષ ખ્રિસ્તીઓને સાથે રાખીને એમને સમજાવીને કોંકણીનાં વહેણોને ધીમે ધીમે મરાઠી તરફ લાવવા માગે છે. આમાં ખ્રિસ્તીઓનો વિરોધ નહિ હોય, કારણ કે એ સ્વાભાવિક અને ક્રમશઃ વિકાસ થશે. બીજો પક્ષ સંખ્યાની બહુમતીના જોરથી ખ્રિસ્તીઓની ઉપેક્ષા કરવા માગે છે. એ કહે છે કે જેવી રીતે તમે મુસલમાનોનું મહત્ત્વ વધારીને દુખી થયા તેવી જ રીતે ખ્રિસ્તીઓનું મહત્ત્વ વધારીને પસ્તાશો. પરધર્મી લોકો એમ સીધી રીતે નથી માનતા વગેરે.

કોંકણી અને મરાઠી સાથે ચલાવનાર પક્ષ કહે છે કે ધર્મને વચ્ચે લાવીને જ આપણે કુસંપ પેદા કરીએ છીએ કે ધારીએ છીએ. ભારતમાં મુસ્લીમ અને ખ્રિસ્તીધર્મ મજબૂત થયેલ છે. હવે એ ધર્મ પારકા નથી રહ્યા. ભારતમાં હિન્દુ, ખ્રિસ્તી, મુસ્લીમ, યહૂદી, બૌદ્ધ વગેરે બધા ધર્મોનું એક કુટુંબ બની ગયું છે. એમાં ફાટફૂટ પેદા કરીને કોઈપણ ધર્મનો નાશ કે બહિષ્કાર આપણે ન કરી શકીએ. બધા ધર્મો અહીં રહેશે. અંદરો અંદર ઝઘડા કરીશું તો દેશ કમજોર બનશે. ધર્મની વાત જ આપણે ન છેડીએ. જેને જે ધર્મ ગમશે તે પાળશે. ધર્મભેદ હોવા છતાં આપણું





એક રાષ્ટ્ર છે. એક સમાજ બની શકે છે. ભારતને માટે આ અઘરું નથી. વૈષ્ણવ, શૈવ–શાક્ત, લિંગાયત, જૈન, શિખ, બ્રાહ્મણ, આર્યસમાજી વગેરે જુદાં જુદાં પંથ, ભાષા અને વંશના લોકો જો હિંદુના નામથી એક સમાજ થઈ શકે છે તો ખ્રિસ્તી, યહૂદી, મુસલમાન, આસ્તિક, નાસ્તિક વગેરે બધા ભારતીય હોવાથી એક દેશ તો શું, એક સમાજ પણ બની શકે છે.

પરસ્પર ઉદારતા, આત્મીયતા, ક્ષમા, સેવા અને સ્વાર્થત્યાગથી જ ભારતની એકતા સિદ્ધ થઈ શકે છે એ ગાંધીજીએ કરી બતાવ્યું. એટલે બહુમતીના સંખ્યાબળથી કોઈ ને દબાવવાની કોશિશ આપણે ન કરીએ. બધાંને સાથે લઈને ચાલવામાં જ આપણું કલ્યાણ છે.

કદાચ બહુ ઓછા લોકો એ જાણતા હશે કે લગભગ દોઢસો વરસ પહેલાં પોર્તુગલના રાજાએ મુંબઈ ટાપુ અંગ્રેજોને આપી દીધો અને અહીં અંગ્રેજ સરકારનું રાજ્ય શરૂ થયું ત્યારે પહેલાં ત્રણ ચાર વરસ મુંબઈનો બધો વ્યવહાર પોર્તુગીઝ ભાષામાં ચાલતો હતો. પછી ધીમે ધીમે અંગ્રેજી આવી. એ જ પ્રમાણે જો સ્વતંત્ર ગોવામાં થોડાં વરસ માટે પોર્તુગીઝ ભાષા અને કાયદાઓ રાજ્યવહીવટ માટે પ્રજા પસંદ કરે તો તે મંજૂર રાખવામાં આવે. હું જાણું છું કે ગોવાના લોકો ત્રણ વરસ માટે પણ આવી સગવડ નહિ માગે. ગોવાના હિંદુઓ અને ખ્રિસ્તીઓના લગ્નવ્યવહારના સંબંધો બાકીના ભારત સાથે છે. એમના માટે ભારતમાં ચાલતા કાયદાઓ જ વધુ અનુકૂળ થશે.

ગોવામાં રાજ્યવ્યવહાર જો પોર્તુગીઝ ભાષામાં ચાલશે તો ત્યાંના સરકારી નોકરો ગોવાની બહાર જઈ નહિ શકે. નોકરીમાં એ આગળ નહિ વધે. ગોવાના હિંદુ અને ખ્રિસ્તી બન્ને સરકારી નોકરો કહેશે કે અમે બધા અંગ્રેજી પહેલેથી જ ભણતા આવ્યા છીએ. અમારું રાજ્ય શરૂથી અંગ્રેજીમાં ચાલે તો અમને મુશ્કેલી નહિ પડે એટલે રાજ્યનો વહીવટ પોર્તુગીઝને બદલે અંગ્રેજીમાં ફેરવતાં આઠ મહિનાથી વધુ સમય ન લાગવો જોઈએ.

છેવટે ગોવાનો પ્રદેશ છે પણ કેવડો ? અને ત્યાંની વસ્તી પણ કેટલી છે ? એ પ્રદેશ કુલ ૨૦૯૩ ચોરસ કિલોમીટરનો છે અને ત્યાંની વસ્તી છે ૭ લાખ. બધા લોકો નોકરી અને લગ્નવ્યવહારને માટે, ભણવા અને ઉદ્યોગ શીખવા માટે મુંબઈ આવજા કરે છે. મેંગલોર તરફ પણ જાય છે. આજે પણ ગોવાના લગભગ બે લાખ માણસો મુંબઈમાં વસ્યા છે. ગોવાના સંગીતકારો, ચિત્રકારો, સાહિત્યકારો, અને પત્રકારો સમસ્ત ભારતમાં ફેલાઈ ને પોતાની પ્રગતિ કરી રહ્યા છે. ગોવાની જુદી સંસ્કૃતિ નથી. જે ધર્મભેદ ગોવામાં છે એ જ મેંગલોર, બેલગામ, પૂના અને મુંબઈમાં છે. એ જ દિલ્હી ને કલકત્તામાં છે.

ગોવામાં પોર્તુગીઝ સંગીત અને નૃત્ય કાંઈક વધારે ફેલાયેલું હશે. પણ ભારતીય સંગીતની ઉપાસના જેટલી શ્રદ્ધાથી અને નિષ્ઠાથી ગોવામાં થઈ રહી છે એથી વધુ બીજે ક્યાંય નહિ દેખાય. યુરોપીય સંગીત અને નૃત્યની જે હાલત ભારતમાં છે એ જ ગોવામાં રહેશે.

ખાવા–પીવાની દેશી અને વિદેશી વાનગીઓ બનાવવામાં ગોવા અને કોંકણના લોકો ખૂબ હોશિયાર હોય છે. (એટલે સુધી કે બહારના ઘણા લોકોના ખ્યાલમાં તો ગોવા બબરચીઓનો પ્રદેશ જ છે.)

ગોવાની સંસ્કૃતિનો આ હિસ્સો તો છે જ. ગોવાના પિન્ટો, ડિસોઝા, ફર્નાન્ડીઝ, ડિસિલ્વા આખા ભારતમાં ફેલાયેલા છે. ભારતની લગભગ બધી હોટેલોમાં એમની કદર છે જ, એમનું સંગઠન પણ સારું છે.

ગોવાના લોકો કોઈ પણ નવી ભાષા સહેલાઈથી શીખે છે. ગોવાના સાહિત્યકારોએ સંસ્કૃત, અંગ્રેજી, પોર્તુગીઝ, લેટિન, ફ્રેન્ચ, મરાઠી, કાનડી વગેરે અનેક ભાષાઓમાં પુસ્તકો તૈયાર કર્યાં છે. જો આ લોકો બહારના ઝઘડાઓને ગોવામાં દાખલ ન કરે તો ગોવાની સંગઠિત પ્રજા ભારતની ઉત્તમ સેવા કરતાં

ઈશ્વર પેટલીકર

# સુખી હોવાનું દુઃખ!

સુખડના લાકડા ઉપર તો જેમ જેમ કુહાડાના ઘા પડે તેમ તેમ તેની સુગધ વ્યાપક બને છે. માણસ પણ તેની સુગધ ચોગરદમ વેરતો જ રહે તો એ સુખી જ છે અમે તેવા સુખમા મહાલવા છતા માણસ દુખને યાદ કરે જ શા માટે?—એ આ લેખનો ધ્વનિ છે

એક આધેડ ઉમરના ભાઈ મને મળવા આવ્યા હતા શરીરે તદુરસ્ત અને પહેરવેશે પૈસે સુખી હોય તેવી છાપ પહેલી નજરે પડે તેવા એ હતા એમણે સીધી શરૂઆત કરતા કહ્યુ 'મને મારા ધધા સિવાય બીજામા રસ નહિ એટલે આમ તો હુ કઈ વાંચતો કરતો નથી પરતુ મહા ગુજરાતના આંદોલન વખતે અમદાવાદનુ વાતાવરણ તમારાથી અજાણ્યુ નથી એ ટાણે તમારા એ લેખોમા સૌ કોઈને રસ પડે મે એ વાચેલા અને તે પછી તો છાપામા તમારુ કઈ લખાણ જોઉ એટલે વાચુ મને થયુ કે ઘણા તમને મળે છે પત્ર લખે છે તો હુ પણ મળીને માર્ગદર્શન મેળવુ

મે ખુલાસો કરતા કહ્યુ 'દરેક વખત મારુ માર્ગ-દર્શન ઉપયોગી થતુ હશે તેમ તો હુ નથી માનતો પરતુ મન હળવુ કરવાનો એ સૌ મને વિસામો સમજે છે, તેને હુ મારુ સદ્‌ભાગ્ય માનુ છુ '

એ ભાઈએ આગળ ચાલતા કહ્યુ 'આમ તો મારે કઈ જ દુખ નથી ધધો સારો ચાલે છે મે પણ કલ્પ્યુ નહોતુ તેટલુ કમાયો છુ ધધામા પણ પ્રતિષ્ઠા છે માનની અછા રહે છે એટલે ઘરાકીની તો ચિતા જ રહી નથી મે દીકરાઓ ભણીને ધધે બેસી ગયા છે એટલે રોજના ચાલુ વ્યવહારનો ભાર એમણે ઉપાડી લીધો છે, બહારથી માલ મગાવવાનો હોય કે એવુ કઈ અગત્યનુ કામ હોય ત્યારે મારે જાતે જોવાનુ હોય જો કે એ ના જોઉ તો પણ દીકરાઓ પહોચી વળે અને એમા કઈ ભૂલ કરી બેસે તો એમાથી શીખે એમ સમજુ છુ એટલે હુ એનોય ભાર લઈને ફરતો નથી બન્ને પરણાવેલા છે અને વહુઓ પણ સારી છે એટલે એ વાતનુય કઈ દુખ નથી મોટી દીકરી પરણાવેલી છે અને સાસરે સુખી છે નાનો દીકરો કૉલેજમા ભણે છે અને હોશિયાર છે એટલે અમેરિકા એની જવાની ઈચ્છા છે બન્ને મોટા દીકરા ઈચ્છાય છે કે ઘરમાથી એક જણ તો પરદેશ જઈ ભણી આવશે નાની દીકરી હાયરસ્કૂલમા ભણે છે તેને ભાઈઓ પ્રોત્સાહન આપે છે કે તારે પણ પરદેશ જવુ હોય તો જજે મારા ઘરમાથી છે તે પણ સુપાત્ર છે '

એ ભાઈ અટક્યા પણ હુ કઈ વચ્ચે બોલ્યો નહિ એટલે એમણે છેવટે ઉમેર્યુ 'તમને થશે કે આમ બધીય રીતે સુખી છો, તો પછી તમારે માર્ગદર્શન શુ લેવાનુ છે? શરીરે તદુરસ્ત છુ એ તો તમે જોઈ શકો છો પરતુ છેલ્લા બે વરસથી કોણ જાણે શાથી પણ મન બેચેન રહે છે માણસ આમ સાજોમાજો હોય પણ રાતે ઊઘ ન આવે, અનિદ્રાના રોગનુ દુખ જે ભોગવતો હોય તે જ જાણે, બીજાને એ દુખની ખબર ન પડે, તેમ મારા દુખનો બીજાને ખ્યાલ આવવો મુશ્કેલ છે હુ જોઉ છુ કે એ દુખ ઘટવાને બદલે દિવસે દિવસે વધે છે આમ બહારથી

કરતા પોતાની પ્રગતિ સહેલાઈથી સાધી શકશે આજે પણ ગોવાના એક જ કુટુબના કેટલાક લોકો ખ્રિસ્તી અને કેટલાક હિદુ મળી આવે છે લગ્નપ્રસગે એકમેકને નિમત્રે છે, ઘેર બોલાવે છે, ભેટની આપલે કરે છે એકમેકના મદિરોમાય જાય છે આજની હાલત આવી છે આમાંથી ભારતના સાપ્રદાયિક ઝઘડા અને સકુચિતતા લઈને ગોવા નકામુ હેરાન ન થાય ગોવા ભારતનો જ એક અવિભાજ્ય ભાગ છે સરોવરનુ ટીપુ જુદુ હતુ ફરી સરોવરમા આવીને એકરૂપ બની ગયુ

★

બધો વ્યવહાર નિયમિત કરતા લાગીએ, પણ પહેલાં એમાં જે આનંદ આવતો તે રહ્યો નથી અને કંટાળો આવે છે. એ ન કરીએ તો ય એવો જ કંટાળો.'

હું : 'એનો કંઈ ઉપાય કર્યો ?'

'દીકરાઓ કહે છે : તમે આરામ કર્યા વગર સતત બહુ વરસ વધારે પડતું કામ કર્યું તેનું એ કારણ છે. તમે આરામ કરો. ઉનાળામાં કોઈ હીલ સ્ટેશને જઈ આવો. તેય કરી જોયું પણ ઊલટો ત્યાં વધુ કંટાળો આવ્યો. આખી જિંદગી કામ વગરનો રહેલો નહિ એટલે ત્યાં બેસી રહેવાનું ગમ્યું જ નહિ.'

'પછી ?'

'દીકરાઓ મારી વાતનો હવે એવો અર્થ કરે કે તમને સાયકોલૉજીકલ દર્દ છે. મંછા ભૂત અને શંકા ડાકણ, એ જૂની કહેવત પ્રમાણે મન ન હોય ત્યાંથી દુઃખ ઊભું ન કરે તો એને ચેન પડતું નથી. તમારું દુઃખ-કંટાળો પણ મનનું કારણ છે. હું ના કહેતો રહ્યો પણ એ આગ્રહ કરીને માનસિક દર્દના નિષ્ણાત પાસે લઈ ગયા અને એ જે કહેતા હતા તે એણે પણ કહ્યું. મનનું નો કંઈ કારણ નથી તે સમજવા મેં પણ વિચાર કર્યો, પણ મને એવું નથી લાગતું. સાચે જ મને-કંટાળો આવે છે અને રાત્રે ઊંઘ ન આવતાં માણસને જે પીડા થાય તેવું હું દુઃખ ભોગવું છું. છોકરાઓને હું હવે કહેતો નથી, એ બિચારા મારે લીધે દુઃખી થાય તેય શું કરવા બનવું જોઈએ ? નાના દીકરાએ મને કહ્યું કે આમ તમે બધી રીતે સુખી છો તેમ ભલે તમને લાગતું હોય, પણ તમારા અજાગ્રત મનમાં પણ કંઈ સુખ મેળવવાનું બાકી રહી ગયું હોવું જોઈએ. જેની તમને ખબર ન હોય અને એની પીડા તમે ભોગવી રહ્યા હો. એમાં કંઈ હું છોકરાઓ જેટલું ઝાઝું સમજતો નથી. પરંતુ મેં એય વિચારી જોયું. પણ જિંદગીમાં આટલા સુખની જ ઈચ્છા કરી ન હતી, ત્યાં વળી એવું તે કયું સુખ બાકી રહ્યું હોય તે પીડા કરે ? એવું કોઈ સુખ મારે બાકી રહ્યું નથી તેની હું ખાત્રી આપું તેમ છું.'

આ ભાઈ વાત કરી રહ્યા હતા ત્યારે મારી સન્મુખ બીજી બે મૂર્તિઓ એમની જોડાજોડ આવીને બેસી ગઈ હતી. એક મારા શિક્ષક મુરબ્બી છે એમની પાસે એક વર્ષ ભણવાનું બન્યું હતું તેથી પરિચય થયો હતો અને તેમની સજ્જનતા-સંસ્કારે મને આકર્ષ્યો હતો એટલે તે પછી છેલ્લાં ૨૨ વર્ષથી એનો ઓછો-વત્તો સત્સંગ ચાલુ રહ્યો છે. અમે બંને જુદી જુદી જગાએ રહીએ છીએ એટલે મળવાનું અવારનવાર જ થાય છે, પરંતુ એમનો મેળાપ એ મારે મન લ્હાવો રહ્યો છે.

એમનો વસવાટ શહેરમાં રહ્યો છે અને પાંચ સંતાનના એ પિતા તેમાંય ચાર દીકરીઓ અને સૌથી નાનો દીકરો. પગાર તો મેં એમનો ક્યારેય પૂછ્યો ન હતો, પરંતુ હું ભણતો ત્યારે રૂ. ૬૦-૭૦નો ગ્રેડ હશે તેમ માનું છું. આજે એ નિવૃત્ત થયા છે ત્યારે રૂ. ૨૫૦ સુધી માંડ પહોંચ્યા છે તેમ અનુમાન કરું છું. આ ગાળા દરમિયાન એમણે દીકરીઓને ગ્રેજ્યુએટ બનાવી અને એ દરેકને વારા ફરતી પરણાવી દીધી છે. છેલ્લી દીકરી ગઈ સાલ પરણી ગઈ. દીકરાનો અભ્યાસ હજુ ચાલુ છે. આ વર્ષે કૉલેજની એની કેળવણી પૂરી થઈ હોય તો ખ્યાલ નથી.

આ મોંઘવારીનાં છેલ્લાં ૧૫-૨૦ વર્ષ એમણે શી તંગી ભોગવી હશે તેની મારે તો કલ્પના જ કરવી રહી. બાકી એમણે કોઈ તંગી ભોગવી હોય તેમ એમની વાતચીતમાં કે એમની રહેણીકરણીમાં જોવા મળ્યું નથી. ઉચ્ચ વિચાર અને સાદું જીવન કેવું સુગંધિત હોઈ શકે તેનો જ મને કાયમ અનુભવ થયો છે. એ પોતે આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીના વિદ્યાર્થી, તે પછી ગુજરાત વિદ્યાપીઠ અને શાંતિનિકેતનના, છેલ્લે શિક્ષણનો ડિપ્લોમા ભાવનગર દક્ષિણામૂર્તિનો લીધેલો. આથી એમની વાતમાં આ સંસ્થાઓ અને એમના સંચાલકો-અધ્યાપકોનાં મીઠાં સ્મરણો હોય. મોતીભાઈ અમીન, રામનારાયણ પાઠક, નાનાભાઈ ભટ્ટ, ગિજુભાઈના ઉલ્લેખો હોય. ટાગોર યાદ

ન આવે તેમ બને જ શી રીતે? સાહિત્યની ચર્ચા કરે, કેળવણીની કરે અને સમાજ જીવનમાં પણ એવો જ રસ દરેક મુલાકાતમાં એમની પાસેથી કંઈ ને કંઈ સુગંધ મળે જ

'૪૮ની શરૂઆતમાં મારું એકે પુસ્તક બહાર પડ્યું ન હતું અને સાહિત્યક્ષેત્રે હું સાવ નવો વિદ્યાર્થી હતો ત્યારે 'આત્મચિત્રો' પુસ્તક લખીને હું પ્રગટ કરવાની પેરવીમાં હતો ત્યારે વાતવાતમાં મેં કહ્યું કે અમુકની પાસે હું પુસ્તકની પ્રસ્તાવના લખાવવાનો છું એમણે એ પુસ્તકના થોડા પૃષ્ઠ વાંચ્યા હતા એટલે કહ્યું 'પાઠકસાહેબ પાસે પ્રસ્તાવના લખાવો તમારા સાહિત્યક્ષેત્રના પ્રવેશ માટે એ કિંમતી સર્ટિફીકેટ ગણાશે અને તે પ્રાપ્ત થવા જેવું આ લખાણ પણ છે'

હું 'એ મળે તો મારા અહોભાગ્ય માનું પરંતુ હું એમને ઓળખતો નથી જો તમે મને ચિઠ્ઠી લખી આપો તો એ લઈને એમને મળું'

મુરબ્બી સ્નેહી 'પાઠકસાહેબ અધ્યાપક છે—ગુરુ છે કોઈ શિષ્ય આવીને ઊભો રહે અને તેનો જો અધિકાર હોય તો એ ના શી રીતે કહેવાના છે? જો એમની સમક્ષ જવાય ચિઠ્ઠીની જરૂર હોય તો આજ સુધી એમનાં હું તમારી સમક્ષ વખાણ કરતો રહ્યો છું તે ફોગટ જાય તમે મારી ચિઠ્ઠી કે મારું નામ લીધા વિના જ મળજો અને તે ના નહિ પાડે'

અને બન્યું પણ તેમ જ

આ મુરબ્બીએ કયારેય એમની મુલાકાતમાં મોંઘવારી વિષે બળાપો કાઢ્યો નથી, શિક્ષકના ટૂંકા પગાર વિષે રોદણાં રડ્યા નથી, કે કન્યાઓ પરણાવવાના વધી ગયેલા વ્યવહારની કડવાશ ઓકી નથી એનો અર્થ એવો નથી કે આ પ્રશ્નો ઉપેક્ષા કરવા જેવા છે કે એમને સ્પર્શતા ન હતા પરંતુ એમને એ સ્પર્શતા હતા છતાં એમને એ નિરાશ–દુઃખી નહોતા કરી શકયા એ હકીકત હતી માણસ ભડભડ સળગતા દેવતા ઉપર ચાલી શકે તો આપણે આશ્ચર્ય પામી જઈએ છીએ એ બેન અમુક મણકો કરતા હોય છે છતાં અમુક ક્ષણ પૂરતો, જ્યારે આવા સંસારી માણસો જીવનની હાડમારીઓના ધગધગતા દેવતા ઉપર વર્ષો સુધી ચાલતા હોય છે એટલું નહિ પણ એને સુખનું સિંહાસન બનાવતા હોય છે તેનું આશ્ચર્ય આપણને થતું નથી! હસતે મોઢે આવું કેમ એ સહી શકતા હશે? કારણ કે, જીવનમાં આ બધા વ્યવહારને ગૌણ સ્થાન હોય છે અને મુખ્ય રસ શિક્ષણ હોય છે એ શિક્ષણ આપતા જ હોય છે એટલું નહિ પણ એ શિક્ષણ લેતા પણ હોય છે અને સાચો શિક્ષક જે વિદ્યાર્થીઓ શિક્ષણ નથી લેતા એનાથી દુઃખ થાય છે તે કરતા જે વિદ્યાર્થીઓ શિક્ષણ સારી રીતે લેતા હોય છે તેથી વધુ હર્ષ પામતા હોય છે પોતાના દીકરા–દીકરીઓ ભણે તેથી એ હરખાય તેમ બીજાના ભણે તેથી પણ હરખાતા હોય છે છોકરીઓ આજે કેવા મોટા પ્રમાણમાં પરણવા કરતા કેળવણી લઈ રહી છે તે સમાજનું ચિત્ર એમને એટલો બધો આનંદ આપતું હોય છે કે પૈસા વ્યવહારની વાત કરવાની કે એનાથી દુઃખી થવાની એને ફુરસદ હોતી નથી એના બીજ વાવનાર મોતીભાઈ કે ગિજુભાઈના સ્મરણો અધિકતર સુખ ને સુખ એમને આપતા રહે છે

બીજા મારા મુરબ્બીની કથા વિરલ છે એ મેટ્રિક જેટલું ભણીને સરકારી ખાતામાં કારકુન તરીકે જોડાયા હતા આજે તો એ પણ નિવૃત્ત થયેલા છે એમનો મોટો દીકરો લાગલાગટ એન્જિનિયરીંગ કોલેજમાં ત્રણ વર્ષ નપાસ થયો અને એ પોતે એવો નાસીપાસ થયો કે એણે ફરી પરીક્ષામાં બેસવાની જ ના પાડી હૈરટ થી એસથી ... એ શિક્ષક થયો છે એ મોટી દીકરીઓ પરણાવી તેમાથી એક વિધવા થઈ અને બીજી દીકરીનો વર ધંધામાં એટલું બધું ખમાયો હતો કે ૧૧ રૂમના માલિકીના બંગલામાં રહેતો હતો તે ખોટ આવતા મકાન સુદ્ધા વેચાઈ ગયું અને માથે દેવું એટલું રહ્યું કે એક રૂમની ભાડાની ઓરડીમાં



રહેવા જવું પડયું અને સાંજે શું ખાવું તેના સાંસા થઈ પડયાં. જમાઈ એ સ્થિતિમાં કમાણીની શોધમાં બીજે ચાલ્યો ગયો અને તે કમાઈ શક્યો નહિ એટલે પોતાની અને બાળકોની જવાબદારી એ દીકરી ઉપર આવી પડી. અને ટૂંકા પગારની નોકરી કરી એણે ઘર જેમ તેમ ચલાવ્યું.

ઉંમરલાયક થતાં બીજી બે દીકરીઓને પરણાવી તેમાંથી એક બીજે જ વર્ષે વિધવા થઈ. અને બીજી એના પતિથી સંતુષ્ટ નહિ હોવાથી પરિચયને લીધે બીજા યુવકના પ્રેમમાં પડી. બીજો બાપ હોય તો આ સાંભળીને જ ઊકળી ઊઠે અને દીકરીને જાકારો આપે કે મારા ઘરમાં પગ ના મૂકીશ હવેથી. પરંતુ એવા કોઈ ઉદ્વેગને વશ થયા વગર કે છૂટાછેડા થશે તો નાતમાં સમાજમાં પોતાની પ્રતિષ્ઠા શું રહેશે તેવા ભયને વશ થયા વગર દીકરીના પ્રશ્નમાં એક સમાજ ચિકિત્સક તરીકે એમણે રસ લેવા માંડ્યો. દીકરીને, જમાઈને અને પેલા પ્રેમીને એ સમજવા પ્રયત્ન કરવા લાગ્યા અને એમની લાગણીઓની કદર કરીને દીકરીના છૂટાછેડાના નિર્ણયમાં એમણે પણ સંમતિ આપી અને તે પ્રશ્ન પાર ઉતારવામાં એક સહૃદયી પિતા તરીકે એમણે ભાગ ભજવ્યો. છૂટાછેડા થઈ ગયા. એ દીકરી પેલા પ્રેમી સાથે પરણી ગઈ. નાતમાં હું માનું છું ત્યાં સુધી આ પહેલો જ પ્રસંગ છે કે પરણેલી, એક સંતાનની માતા, માબાપની સંમતિ સાથે છૂટાછેડા લઈ બીજા સાથે પરણી હોય!

આપણાં આખ્યાનોમાં જોવા મળે છે કે ભક્તાની ભગવાન ઉત્તરોત્તર વધુ ને વધુ તાવણી કરતો હોય છે. આ મુરબ્બીની જીવનીમાં પણ હું એ જોતો આવ્યો છું. નાના બે દીકરાઓમાં એક ભણવામાં તેજસ્વી હતો, તો બીજો મેટ્રિક સુધી પણ ન જઈ શક્યો. આપણે સિદ્ધાંત તરીકે સ્વીકારતા હોઈએ છીએ કે બૌદ્ધિક કાર્ય અને શારીરિક કાર્યનું સરખું સન્માન કરવું જોઈએ. પરંતુ મજૂરી કરવાનું ક્ષેત્ર પોતાને કે પોતાના દીકરાને માટે પસંદ કરતા નથી. જ્યારે સ્નેહીએ જોયું કે દીકરો ભણે તેમ નથી. તો એને ઈલેક્ટ્રીશિયનના મજૂરી કાર્યમાં દાખલ કરી દીધો. એમાં નાનમ ન માની. પરંતુ એમાં એ અકસ્માતનો ભોગ થઈ પડ્યો, ઈલેક્ટ્રીકના શૉકથી એ મરતાં બચ્યા એ એનું સદ્ભાગ્ય માનીએ તો એનો એક હાથ કાંડામાંથી કાપી નાખવો પડ્યો તે એનું કમભાગ્ય ગણાય. મધ્યમ વર્ગના કુટુંબમાં દીકરો ભણેલો ન હોય અને તેમાંય અપંગ બને તે કેવું મોટું દુઃખ ગણાય?

પરંતુ આ દુઃખમાં નિરાશ થાય તેવા સ્નેહી નથી. બીજી દીકરી વિધવા થતાં એમણે એને ભણવા મૂકી દીધી હતી. અને વધુ અભ્યાસ માટે એને વિલાયત જવા દીધી હતી એ દીકરીએ ભાઈના અકસ્માતના સમાચાર જાણતાં આશ્વાસન મોકલ્યું હતું કે, બન્યું ન બન્યું થનાર નથી. પરંતુ આ યુગમાં હાથની ખોડ એવી નથી કે જીવન હારી બેઠા હોઈએ તેવી લાચારીમાં ડૂબી જવું. અહીં તો એવી ખોડવાળાઓ માટે જુદી જુદી તાલીમની એવી સગવડો છે કે એ પ્રાપ્ત કર્યા પછી જીવનમાં પડેલા માણસોને ક્યારેય વસવસો રહેતો નથી કે એ ખોડને લીધે મારે જીવન-સંઘર્ષમાં પાછળ રહેવું પડ્યું હોય. ભાઈને માટે તમે એ રીતે વિચારજો અને સૌ હિંમત રાખજો.

બાપ તો હિંમત રાખે તેવા છે જ, પણ વિધવા દીકરી પોતાના જીવનમાં તો હિંમત રાખે છે, પણ એવી જ હિંમત ભાઈને કુટુંબને આપે તેથી કોઈ પણ બાપ સવિશેષ હરખાય તે સ્વાભાવિક છે. એ દીકરી તાજેતરમાં પરદેશનો એનો અભ્યાસ પૂરો કરીને આવી ગઈ છે, અને ભાઈને વિલાયત મોકલવાની યોજના લેતી આવી છે!

એ દીકરી વિધવા હોવા છતાં એની ઇચ્છા પ્રમાણે સ્વતંત્ર રીતે પરણી શકશે તેમ મુરબ્બી માને છે અને તે માટે એ સ્વતંત્ર છે તેમ દીકરી પણ જાણે છે. પરંતુ હજુ એમને એક દીકરો અને સૌથી નાની દીકરી પરણાવવાનાં છે. તેમણે ઇચ્છા વ્યક્ત કરી હતી કે, મારાં સંતાનમાંથી એકાદ જો હરિજનના

સહજ પરિચયમા આવી યોગ્યતાને વશ થઈ પ્રેમભાવથી પરણે તો કેવુ સારૂ !

ભનભના સુધારકોને માટે પણ પોતાના સતાનો જો આ રીતે પરણે તો અતરનો ઉમળકો જાગવો મુશ્કેલ છે, ત્યા આ સ્નેહી એવી અતરમા ઇચ્છા સેવે છે ! એમને હુ જે રીતે ઓળખુ છુ તે રીતે આ ઔપચારિક શબ્દો નથી જેમ પોતાની દીકરીના છૂટાછેડામા એમણે રસ લીધો હતો તેમ આમા પણ એ રસ લે અને આનદ દે કૌટુબિક જીવનમા એમને માથે જે ભાર પડ્યો છે તે જો બીજા કોઈ ઉપર પડ્યો હોય તો કચરાઈ મરે જો કે કુદરતે પ્રાણી માત્રમા જિજીવિષા મૂકી છે એટલે આથી પણ વધુ વિકટ સ્થિતિમા મનુષ્યોને આપણે જીવતા જોઈએ છીએ એટલે આ મુરબ્બી આટલો ભાર વેઠી શક્યા છે તેમા કોઈને—ઘણાને આશ્ચર્ય ન થાય તેમ પણ બને પરતુ બીજાઓ આથી વિકટ સ્થિતિમા જીવતા હોવા છતા એમનામા અને આમા જે મુખ્ય ફેર છે તે એટલો જ કે બીજાને જ્યારે જીવન બોજારૂપ બની જાય છે અને નિસાસા નાખતા ભાર વહેતા હોય તેવુ લાગે ત્યારે આ સ્નેહીની સ્થિતિ ચદનવૃક્ષ જેવી છે જેમ એના ઉપર ઘા પડે તેમ એમાથી વધુ ને વધુ સુગધ નીકળતી જાય આવો સુગધિત માણસ દુખી શી રીતે હોઈ શકે ?

આ સુખ એમને ઈશ્વર ઉપરની અટલ શ્રદ્ધા અને ભક્તિમાથી મળે છે ગીતા એ એમનો આરાધ્ય ગ્રથ છે ઈશ્વર ઉપરની અટલ શ્રદ્ધાની મારી સમજ એવી છે કે પ્રભુ પાસે એવો શ્રદ્ધાળુ પોતાની મનવાન્છિત ઇચ્છાનુ સુખ માગતો નથી અને તેની કોઈ દુન્યવી વસ્તુની પ્રાપ્તિ માટે એ ઈશ્વરને ભજતો નથી, પરંતુ એ જે સ્થિતિમા રાખે તેમા રાચે છે

આમ આ બને મુરબ્બી સ્નેહીઓ દુનિયાના ભૌતિક સુખોની દૃષ્ટિએ બહારથી જોનારને સુખી ન લાગે, છતા એ બને સુખી છે. જ્યારે જે ભાઈએ પોતાની સ્થિતિ અનિદ્રાના દર્દી જેવી ગણાવી છે તે બાહ્ય રીતે સપૂર્ણ સુખી હોવા છતા દુખી છે એનુ કારણ મારી દૃષ્ટિએ એ પોતાને જ કેન્દ્રમા રાખીને આજ સુધી જીવ્યા છે અને જે પ્રાપ્ત કરવાની એમની નેમ હતી તે પ્રાપ્ત થતા એમને જીવનમા ખાલીપણુ શરૂ થયુ છે મોટે ભાગે મનુષ્યો આ રીતે જીવતા હોય છે, પણ બાળક એક રમકડાથી કટાળતા બીજુ રમકડુ પકડે છે તેમ પોતાની જાતને કેન્દ્રમા રાખી ધધો, પ્રતિષ્ઠા, વ્યવહાર, એમા ઠેઠ સુધી રમમાણ રહે છે આ ભાઈનુ મન તેમા રમમાણ રહ્યુ નથી તેનાથી એમના મને તૃપ્તિ મેળવી લીધી છે અને સમાજ કે આત્મામા શક્તિ ખર્ચવાની નવી ટેવ–તાલીમ મળી નથી એટલે એ ખાલીપણુ અનુભવે છે

આ ભાઈ બીજા માણસોની જેમ ધધામા સુખી થતા પોતાના જ્ઞાતિ મડળો, વેપારી મડળો, બીજા કોઈ મડળોમા કીર્તિ પ્રાપ્ત કરવાનો નવો હુન્નર-ધધો શોધી લેશે, તો ધધા–વ્યવહારની અદર જેમ અહમ્ પોષાય છે તેમ એમા પોષી તે ઠેઠ સુધી દોડની હરીફાઈમા રોકાઈ રહી ખાલીપણાને એના જ પોકળપણાથી ભરી ભૌતિક સુખના ઘેનમા જીવન વીતાવી શકશે અગર ઉપર જે બે મુરબ્બીનો ઉલ્લેખ કર્યો છે તેમ જો એ, શક્તિ હોય અને નવી સાધના કરી શકે તેમ હોય તો સમાજમા કે આત્મામાં રત રહી ઉચ્ચ પ્રકારનું સુખ પ્રાપ્ત કરી શકશે.



આજના કોર્ટની છાપાના વીલને હું પસદ કરતો નથી આનુ સૌથી પહેલુ કારણ એ છે કે આપણા દેશની પરપરામા બાપનો બોલ—મોટો કે વચેટ દીકરો ઉથાપે નહિ એવુ મે જોયુ છે મારા પોતાના જ વશમા ઉપલી ચાર પાચ પેઢીઓમા તો કોઈએ કોર્ટની છાપનુ વીલ કર્યું હોય એવુ મે જાણ્યુ નથી અમે કાલિદાસ ભટ્ટના પુત્રોએ જ્યારે અમારી મિલકતને વહેચી ત્યારે અમારી સમજણ અમે માત્ર એક સાદા કાગળ ઉપર ટપકાવી લીધી હતી આપણા દેશનો સામાજિક વ્યવહાર આટલી સાદાઈથી પરસ્પરના વિશ્વાસ ઉપર ચાલતો હતો. તેને તે રતા મને કપરી થાય છે. [ નાનાભાઈ ભટ્ટના વસિયતનામામાથી ]





જિતુભાઈ પ્ર૦ મહેતા

# જીવનની ગંગા

વાર્તામાં પ્રસંગોને ઘેરા બનાવાય છે તેવા પ્રસંગો આ વાર્તાથી વેગળા મૂકી દેવાયા છે અને શબ્દના આપણા જાણીતા શિલ્પીએ એક અનેરી ટોળકથા અહીં આપી છે. ત્રણ મિત્રોના જીવનનાં વહેણોને હળવી રીતે વહેવડાવતી આ વાર્તા ગંભીર કિનારાને પણ આંબી જાય છે...

'તું મને સતુ કહીશ નહિ. હવે હું સેવકના નામે જ ઓળખાવા માગું છું. મોં પરથી માખી ઉડાડવાનીય પ્રાપ્તિ ના હોય એવો ભાવ મુખ પર જડવાની હું કોશિષ કરું છું...આરસી ઘરમાં છે.'

'તો, માખી હું પૂરી પાડીશ.' કનુએ મિત્રને જવાબ દીધો.

સતુના કપાળમાં કરચલી પડી, 'કનુ: સાદી માખી નહિ પણ મધમાખી પૂરી પાડજે! જેની પાસે આજે એક મધમાખી હોય એય આજે ગ્રામોદ્યોગનો મધુર સેવક બની શકે છે.'

કનુએ ગંભીર અવાજે કહ્યું: 'ના એકલી મધમાખીથી નહિ ચાલે, તો શબ્બાલય ઊભું કરવું પડશે. ઢોરને મરવું પડશે ને મરેલાં ઢોરે શબ્બાલયમાં આવવું પડશે. એમાંથી અહિંસક ચંપલ ઉત્પન્ન કરી શકાશે. અહિંસક ચંપલ કોઈના પગમાં છવતો થશે. એ ચંપલ ધારણ કરનારો ગમે તેટલા ક્રોધમાં આવે તોય એ કોઈની સામે ચંપલ ઉગામશે નહિ.'

સતુ અને કનુની દોસ્તી આમ એક સાંજે શબ્દો વીંટતી હતી. ત્યાં ત્રીજો દોસ્ત ચિંતુ આવ્યો, ચિંતુ આવીને બેસી ગયો. એણે નિશ્વાસ નાખ્યો. કનુથી રહેવાયું નહિ. 'નાભિમાંથી નિશ્વાસ નીકળે છે તો પૂછું છું કે એવું કાંઈ બન્યું છે? મારી જિંદગીની એક મોટામાં મોટી હોંશ છે. મારે ખરેખર કોઈ પ્રેમી જાણવો છે. તેનો નિશ્વાસ સાંભળવો છે. પ્રેમીઓ દેખાય છે ઘણા પણ મેં એમનો પ્રણય જાણ્યો નથી. તારું જિગર ક્યાંય ઠરે તો હું એ ઘડી ઊજવું જ. તારા કાળજાને કૂદકા મારવામાં જ મઝા આવે છે. દોસ્ત, તારી ઉમીદની કુંપળ હાજર કર...હું હિમ નહિ બનું: ઉર્દૂ શબ્દો વાપરીનેય તું મને તારા જીગરનો ખ્યાલ આપી શકીશ. તારે મીજાજમાં આવવું હોય તો નીરો પીવા જઈએ. ને જો રાજેસની સોડાવતી જ ઉરને ઉભરાવવું હોય તો, એ સગવડ કરીએ. એ સિવાયના ગ્લાસની વાત કરીશ નહિ. અય મેરે દોસ્ત ચિંતુ! બતા દે તેરા દર્દ?'

ચિંતુએ બયાન શરૂ કર્યું: 'મારા જિગરમાં શૂળ ભોંકાયાં છે. સતુ...કનુ...એક ભયાનક વાત બની છે. દિવસ રાત હું એના જ વિચારમાં ડૂબું છું. હું બેચેન છું. શું થશે આપણા મુલકનું? શું થશે મહાગુજરાતનું? શું થશે સૌરાષ્ટ્રનું?'

સતુએ અવાજ કર્યો: 'એલા ચિંતુ. મુલકની ચિંતા મેલી દે, તારું શું થવાનું છે એટલું જ જણાવી દે...'

ચિંતુએ જણાવવા માંડ્યું: 'વાત એવી સરળ નથી. તું અને હું એ મામલા પાસે જઈ શકશું નહિ જ. પણ આપણો દેશ એ વસ્તુને કારણે, એ સત્યને લઈને જગતમાં ગર્જના કરી શક્યો છે.'

ફરી ચિંતુએ નિશ્વાસ ઢોળ્યો: 'મારી ચિંતા, મારો અફસોસ, મારો સંતાપ.'

કનુ કડક્યો: 'વાત કાપ. ચાગલો થા મા...દીકરા, સંતાપ અને તારે લાગે વળગે નહિ.'

ચિંતુએ એનો અફસોસ જાહેર કર્યો: 'ચિંતા મારે માટે નથી પણ ગીરનાં સિંહો માટે છે. ગીરના સિંહોના સમાચાર વાંચ્યા?'

કનુએ પહેલાં તો ચિંતુને ઉથલાવી નાખવાની અદા કરી પણ તેમની દોસ્તી વચ્ચે આ પ્રકારની ટોળની પ્યાલી ફર્યા જ કરતી એટલે ચિંતુની ચિંતા આગળ વધી.

કનુ મૂંગો રહ્યો.

ચિંતુનો કંઠ જ રણકી રહ્યો: 'ચારસો સિંહોથી જ વાત પતતી નથી, મારી વેદના, મારી ફિકર બીજી



ઢાલન માટે છે. આ સિંહસંસાર ઉપર કરુણતા છવાઈ છે. સિંહોની સંખ્યા સાવ પાતળી પડી ગઈ છે, ને સિંહણોની સંખ્યા વધી પડી છે. આનો કાંઈ ઈલાજ? સિંહ એક પત્નીવ્રતમાં માનનારો છે...સિંહણો હવે ગર્જના કરવાને બદલે રૂદનની ડણક સંભળાવી રહી છે. આ અવસ્થાથી મારે કાળજે કાટો વાગ્યો છે.'

સતુ, કનુ અને ચિંતુએ કૉલેજનો અભ્યાસ તાજેતરમા જ આટોપ્યો હતો. ત્રણે જુવાનો વ્યવસાયની તલાશ કરતા...પણ એમની વચ્ચે આવો ટોળ ચચ્યા કરતો. તેમને સમજ હતી કે, ગંભીર થવામાં તેમને માટે એક જોખમ હતું. એમાંથી ટોળ જ વધુ જમાવટ કરી જતો. અને તો ય મેદાનનો ત્યાગ કરે તેવા એ નહોતા. આ ત્રિપુટી જ્યાં જતી ત્યાં જાતજાતના તાસીરા ઝબકી જતા.

*

આ ત્રણ મિત્રો રેશમી ઝભ્ભીઓ પહેરીને આજે લગ્નની મોસમમા ગૂંથાઈ ગયા. કોઈ ને કોઈ પરણતું જ હતું. કંકોતરીઓ વહ્યા જ કરતી. એ તમામ રેશમી ચળકતી કંકોતરીઓ મિત્રો સંઘરતા. આ ત્રણે જુવાનોએ આજલગી બીજાઓના માંડવા જ શોભાવ્યા હતા. એમનાં આંગણાં પર આવો શુભ અવસર આવ્યો નહોતો

ચિંતુએ એક શરત રજૂ કરી. 'હું લગ્ન કરું, જો મારી કંકોતરી પર કનુ દેસાઈનું ચિત્ર દોરાયું હોય તો.'

સતુ સળવળ્યો: કનુ દેસાઈનું ચિત્ર આપણને સહુને રાધાકૃષ્ણ જ બનાવે. એનો મરોડ...એની સુંવાળપ—પાતળી રેખામાં લપસી જ જઈએ. પણ મારી શરત એવી નથી. હું તો મારી કંકોતરી પર ચાનો પાલો બગાભર ચીતર્યો હોય તો જ આ અવસરે ખીલું. ને ચિંતુ, તારે તો સિંહનું જ ચિત્ર જોઈએ...'

ચિંતુએ સુધારો કર્યો. 'સિંહનું નહિ સિંહણનું...'

લગ્નના માંડવા પર અત્યારે રેકોર્ડ ગાજતી હતી. આકાશમાં અચાનક તોફાન થાય તેવે એ તોફાનનો ગડગડાટ આ રેકર્ડવાદનની પાછળ જ રહે. આ રેકોર્ડોના મજબૂત ધ્વનિએ હવાનાં કણેકણમાં એનો ઘોઘરો અવાજ રેડ્યો.

સતુ, કનુ અને ચિંતુ ત્રણે મિત્રોએ છએ કાનોમાં આંગળીઓ નાખીને જ આજના લગ્ન પ્રસંગના માંડવામાં હાજરી આપી. એમને આવકારવા ઊભા રહેલા સજ્જનોએ હાથ જોડીને કહ્યુ: 'પધારો, પધારો...' તો ય આ ત્રણ દોસ્તોએ એમની આંગળીઓને કાનમાં જ રાખી. આવકાર આપનારાઓ છેવટાઈ જ ગયા. પણ મૂંગા રહ્યા. અવિવેક આજે થાય નહિ.

ત્રણ મિત્રોએ ત્રણ ખુરસીઓ ગોતી સાથે બિરાજવાનો વિચાર કર્યો...પણ એક સાથે ત્રણ ખુરસીઓ ખાલી થઈ જ નહિ. 'મ્યુઝીકલ ચેર'ની રમત નવી રીતે અહીં જમાવટ કરી ગઈ. ફેર એટલો જ હતો કે, એ રમતમાં સંગીત અટકતું ને ભાગ લેનારાઓ તુરત જ બેઠક લઈ લેતા. અહીં સંગીત અટકતું જ નહોતું પણ બેઠકો એ અદાથી જ દબાવવામાં આવતી હતી.

ત્રિપુટીએ એમની આંગળીઓને કાનથી અલગ કરી એક પાછલા બાંકડા પર તેમને માંડ માંડ જગ્યા મળી. અને લગ્ન પ્રસંગની ખાસ વાનગી આવી. આઈસક્રીમ આવ્યું.

ત્રણે જણે આઈસક્રીમના પ્યાલા ઉપાડ્યા. જેને 'બાઉલ' કહેવાય છે એ.

સતુએ જાહેર કર્યું: 'આઈસક્રીમ ઠીક ઠીક હુંફાળું થઈ ગયું છે હો!'

કનુએ એનો અનુભવ કહ્યો: 'કઢી બનીને. બદામે પણ આઈસક્રીમમાં સારી જમાવટ કરી છે, હોં!'

ચિંતુ બોલ્યો: 'આ શું? અરે દોસ્ત! આ કઢેલું દૂધ છે...ના, ના. કઢેલું તો નથી જ...અને હવે લાગે છે કે દૂધ પણ નથી નવશેકા પાણી જેવું કાંઈક છે, ખરું.'

અને પાનની પટીઓ પસાર થઈ...પાન પીરસનારા એક ભાઈ આ ત્રણ મિત્રોને ઓળખતા હતા. પાનની અડાળી હાથમાં રાખી, એ ભાઈએ મિત્રોને આછો અવાજે કાનમા કહ્યું: 'આ પાન હાથમાં રાખજો

પણ ખાશો નહિ... ખાશો તો છઠ્ઠીનું ધાવણ પેટમાંથી નીકળી પડશે. અત્યાર સુધીમાં સાત જણા આ પાન ખાઈને ઊથલી પડ્યા છે.'

મિત્રોએ આભાર માન્યો: 'વાહ, લગ્ન બહુ ધામધુમથી કર્યાં હોં!'

માંડવામાં જ આ મિત્રોને એક ધનવાન ભેટી ગયા. એમણે ચિંતુ, સતુ ને કનુને પાસે બોલાવ્યા. ધનવાને દાસ્તાન શરૂ કર્યું: 'જુઓને! હું હવે ચીનમાં રસ લઉં છું.'

ચિંતુથી રહેવાયું નહિ. 'ચીન...ઓ ચીન!'

રેશમી ડગલામાં સજ્જ થયેલા એ શ્રીમંત બોલ્યા: 'ચીનયુટાંકનાં પુસ્તકો ખરીદ્યાં છે..' સતુએ સુધારો કર્યો: 'ચીનયુટાંક નહિ, લિન યુ ટાંગ.'

એમણે એમનો ચીનનો શોખ ઉજવે રાખ્યો: 'એલા ભાઈ આપણે સુન યાટ સેનને મળવું હોય તો બને ખરું? પૈસા હું ખર્ચવાને તૈયાર છું.'

ચિંતુ બોલ્યો: 'બને ખરું પણ ખાસ વિમાન મંગાવવું જોઈએ..'

એ ધનવાન હસ્યા: 'હવે એમાં શું? મંગાવીએ!'

ચિંતુએ શાંતિથી શબ્દો છાંટ્યા: 'એ વિમાન ધરતી પર પછી ઊતરે નહિ...સીધું વૈકુંઠમાં જ...સુનયાટસેન વરસો પહેલાં આ દુનિયા છોડી ગયા છે.'

ધનવાનને એમના અજ્ઞાનથી કાંઈ આંચકો લાગ્યો નહિ. તરત જ એમણે ફૂદકો માર્યો: 'ફોર્મોસામાં એલ્યુમીનીઅમ માટે કાંઈ ચાન્સ ખરો કે? આપણે એ ધંધો ત્યાં જમાવીએ.'

સતુએ એક અતિ સસ્તી રમૂજ પછાડી: 'શ્રીમાન, આપ પ્રથમ પીંગપોંગ શીખો. પછી ચીન સહેલાઈથી તમારા હાથમાં રમશે.'

એ ગૃહસ્થને પડતા મૂકીને આ ત્રિપુટી બહાર નીકળી ગઈ.

*

અને આજે સતુ, કનુ ને ચિંતુ લેખકોના એક મંડળમાં પેઠા. પહેલાં અંદર અંદર તેઓ તેમની લાયકાતની ચર્ચા કરી રહ્યા. સતુએ સવાલ કર્યો: 'કનુ તેં કાંઈ લખ્યું છે?'

સતુએ જવાબ વાળ્યો: 'એક યુવતી પર એક પત્ર લખ્યો હતો. કૉલેજમાં એ સાથે ભણતી. એ પત્રમાં મેં માગણી કરી—પ્રેમની નહિ પણ પેનની. મારી પેન એ ઓચિંતી એકવાર માગી ગઈ ને મારા ગજવાની એ પેન માલિકણ હતી, એ સત્ય એ યુવતી સાવ વિસરી ગઈ. મેં એનું સ્મરણ કરાવ્યું. એમાં મેં જે ભાષા વાપરી તેમાં અવશ્ય સાહિત્ય હતું.'

ચિંતુએ એની લાયકાત સંભળાવી: 'હું નાનપણથી લખતો આવ્યો છું. કાગળને મેં વામન ગણ્યો છે. ભીંતને મેં વિરાટ માની છે. નિશાળમાં એક માસ્તરે કારણ વગર મને સોટી મારી. સોટી ભાંગી ગઈ. મેં તે સાંજે કોલસા વતી એ માસ્તરને નવાજ્યા. એક ચિત્ર દોર્યું... જગતમાં એક જાણીતા જાનવરનું..ને ભાષા ચમકાવી...પણ સતુ તારો ગુણ તો રજૂ કર.'

સતુએ રજૂઆત કરી: 'અમારા એક પાડોશી ઉપરના મજલામાં રહે છે. એમના ઘરમાં બળવાન શ્રીમતીજી વસે છે. સવારના પાંચ વાગ્યે એ ઘરનારને પાપડ ખાંડવાની આદત. આવા રોજના ધરતીકંપથી હું ત્રાસી ગયો. મેં કાગળ લખ્યો. પુત્રને ખાંડણીઆમાં ખાંડ્યાની વાત વાંચી છે પણ મારા પિતાનું નામ સગાળશા નથી ને મને રોજ સવારે ખાંડણીઆમાં તમો ખાંડો છો એ હું સાંખવાનો નથી. બંધ કરજો તમારા પાપડ માટેના આ અવાજો. નહિતર તમારા સૂકવેલા તમામ પાપડો ગાયબ થઈ જશે.'

અને નક્કી થયું—અંદર અંદર જ તેઓએ નક્કી કરી લીધું કે—લેખક મંડળની સભામાં બેસવાની તેમનામાં વધુ પડતી લાયકાત હતી.

આ સભામાં કયો વિષય ઉજવાવાનો હતો, એમનો તેઓને જાણ નહોતી. પણ અહીં વિષયને બદલે વ્યક્તિની જ વાતો થઈ. સાક્ષરનાં ચરણે બેસનાર મોટામાં મોટો સાહિત્યકાર હતો, એવો અર્ક બહાર આવ્યો.

હાલત મારે છે. આ સિંહસંસાર ઉપર કરુણતા છવાઈ છે. સિંહોની સંખ્યા સાવ પાતળી પડી ગઈ છે, ને સિંહણોની સંખ્યા વધી પડી છે. આનો કાંઈ ઈલાજ! સિંહ એક પત્નીવ્રતમાં માનનારો છે...સિંહણો હવે ગર્જના કરવાને બદલે રૂદનની ડ્યુક સંભળાવી રહી છે, આ અવસ્થાથી મારે કાળજે કારો વાગ્યો છે.'

સતુ, કનુ અને ચિંતુએ કૉલેજનો અભ્યાસ તાજેતરમા જ આટોપ્યો હતો. ત્રણે જુવાનો વ્યવસાયની તલાશ કરતા...પણ એમની વચ્ચે આવો ટોળ ચગ્યા કરતો. તેમને સમજ હતી કે, ગંભીર થવામાં તેમને માટે એક જોખમ હતું. એમાંથી ટોળ જ વધુ જમાવટ કરી જતો. અને તો ય મેદાનનો ત્યાગ કરે તેવા એ નહોતા. આ ત્રિપુટી જ્યાં જતી ત્યાં જાતજાતના તામીરા ઝબકી જતા.

*

આ ત્રણ મિત્રો રેશમી કફનીઓ પહેરીને આજે લગ્નની મોસમમાં ગૂંથાઈ ગયા. કોઈ ને કોઈ પરણતું જ હતું. કંકોતરીઓ વહ્યા જ કરતી. એ તમામ રેશમી ચળકતી કંકોતરીઓ મિત્રો સંઘરતા. આ ત્રણે જુવાનોએ આજલગી બીજાઓના માંડવા જ શોભાવ્યા હતા. એમનાં આંગણાં પર આવો શુભ અવસર આવ્યો નહોતો

ચિંતુએ એક શરત રજૂ કરી: 'હું લગ્ન કરું, જો મારી કંકોતરી પર કનુ દેસાઈનું ચિત્ર દોરાયું હોય તો.'

સતુ સળવળ્યો· કનુ દેસાઈનું ચિત્ર આપણને સહુને રાધાકૃષ્ણ જ બનાવે. એનો મરોડ...એની સુંવાળપ—પાતળી રેખામાં લપસી જ જઈએ. પણ મારી શરત એવી નથી. હું તો મારી કંકોતરી પર ગાનો પાયો બરાબર ચીતર્યો હોય તો જ આ અવસરે ખીલું. ને ચિંતુ, તારે તો સિંહનું જ ચિત્ર જોઈએ...'

ચિંતુએ સુધારો કર્યો. 'સિંહનું નહિ સિંહણનું...'

લગ્નના માંડવા પર અત્યારે રેકર્ડ ગાજતી હતી. આકાશમાં અચાનક તોફાન થાય તેવું એ તોફાનનો ગડગડાટ આ રેકર્ડવાદનની પાછળ જ રહે. આ રેકર્ડોના મજબૂત ધ્વનિએ હવાનાં કણેકણમાં એનો ઘોઘરો અવાજ ફેંક્યો

સતુ, કનુ અને ચિંતુ ત્રણે મિત્રોએ છએ કાનોમાં આંગળીઓ નાખીને જ આજના લગ્ન પ્રસંગના માંડવામાં હાજરી આપી. એમને આવકારવા ઊભા રહેલા સજ્જનોએ હાથ જોડીને કહ્યુ: 'પધારો, પધારો...' તો ય આ ત્રણ દોસ્તોએ એમની આંગળીઓને કાનમાં જ રાખી. આવકાર આપનારાઓ હેબતાઈ જ ગયા. પણ મૂંગા રહ્યા. અવિવેક આજે થાય નહિ.

ત્રણ મિત્રોએ ત્રણ ખુરસીઓ ગોતી સાથે બિરાજવાનો વિચાર કર્યો...પણ એક સાથે ત્રણ ખુરસીઓ ખાલી થઈ જ નહિ. 'મ્યુઝીકલ ચેર'ની રમત નવી રીતે અહીં જમાવટ કરી ગઈ. ફેર એટલો જ હતો કે, એ રમતમાં સંગીત અટકતું ને ભાગ લેનારાઓ તુરત જ બેઠક લઈ લેતા. અહીં સંગીત અટકતું જ નહોતું પણ બેઠકો એ અદાથી જ દબાવવામાં આવતી હતી.

ત્રિપુટીએ એમની આંગળીઓને કાનથી અલગ કરી એક પાછલા બાંકડા પર તેમને માંડ માંડ જગ્યા મળી. અને લગ્ન પ્રસંગની ખાસ વાનગી આવી. આઈસક્રીમ આવ્યું.

ત્રણે જણે ,આઈસક્રીમના પ્યાલા ઉપાડ્યા. જેને 'બાઉલ' કહેવાય છે એ.

સતુએ જાહેર કર્યું : 'આઈસક્રીમ ઠીક ઠીક હુંફાળું થઈ ગયું છે હો!'

કનુએ એનો અનુભવ કહ્યો: 'કઢી બનીને, બદામે પણ આઈસક્રીમમાં સારી જમાવટ કરી છે, હો!'

ચિંતુ બોલ્યો: 'આ શું? અરે દોસ્ત! આ કઢેલું દૂધ છે...ના, ના. કઢેલું તો નથી જ...અને હવે લાગે છે કે દૂધ પણ નથી નવશેકા પાણી જેવું કાંઈક છે, ખરૂં.'

અને પાનની પડીઓ પસાર થઈ...પાન પીરસનારા એક ભાઈ આ ત્રણ મિત્રોને ઓળખતા હતા. પાનની અડાળી હાથમાં રાખી, એ ભાઈએ મિત્રોને આછા અવાજે કાનમાં કહ્યું: 'આ પાન હાથમાં રાખજો

પણ ખાશો નહિ... ખાશો તો છટ્ઠીનું ધાવણુ પેટ-માંથી નીકળી પડશે. અત્યાર સુધીમાં સાત જણા આ પાન ખાઈને ઊથલી પડ્યા છે.'

મિત્રોએ આભાર માન્યો. 'વાહ, લગ્ન બહુ ધામધુમથી કર્યાં હોં!'

માંડવામાં જ આ મિત્રોને એક ધનવાન ભેટી ગયા. એમણે ચિંતુ, સતુ ને કનુને પાસે બોલાવ્યા. ધનવાને દાસ્તાન શરૂ કર્યું: 'જુઓને! હું હવે ચીનમાં રસ લઉં છું.'

ચિંતુથી રહેવાયું નહિ. 'ચીન...ઓ ચીન!'

રેશમી ડગલામાં સજ્જ થયેલા એ શ્રીમંત બોલ્યા: 'ચીનપુટાંકનાં પુસ્તકો ખરીદ્યાં છે..' સતુએ સુધારો કર્યો: 'ચીનપુટાંક નહિ, લિન યુ ટાંગ.'

એમણે એમનો ચીનનો શોખ ઉજવે રાખ્યો: 'એસા ભાઈ આપણે સુન યાટ સેનને મળવું હોય તો બને ખરું? પૈસા હું ખર્ચવાને તૈયાર છું.'

ચિંતુ બોલ્યો: 'બને ખરું પણ ખાસ વિમાન મંગાવવું જોઈએ.'

એ ધનવાન હસ્યા: 'હવે એમાં શું? મંગાવીએ!'

ચિંતુએ શાંતિથી શબ્દો છાંટ્યા: 'એ વિમાન ધરતી પર પછી ઊતરે નહિ...સીધું વૈકુંઠમાં જ...સુનયાટસેન વરસો પહેલાં આ દુનિયા છોડી ગયા છે.'

ધનવાનને એમના અજ્ઞાનથી કોઈ આંચકો લાગ્યો નહિ. તરત જ એમણે ફૂદકો માર્યો: 'ફૉર્મોસામાં એલ્યુમીનીઅમ માટે કાંઈ ચાન્સ ખરો કે? આપણે એ ધંધો ત્યાં જમાવીએ.'

સતુએ એક અતિ સસ્તી રમૂજ પછાડી: 'શ્રીમાન, આપ પ્રથમ પીંગપોંગ શીખો. પછી ચીન સહેલાઈથી તમારા હાથમાં રમશે.'

એ ગૃહસ્થને પડતા મૂકીને આ ત્રિપુટી બહાર નીકળી ગઈ.

*

અને આજે સતુ, કનુ ને ચિંતુ લેખકોના એક મંડળમાં પેઠા. પહેલાં અંદર અંદર તેઓ તેમની લાયકાતની ચર્ચા કરી રહ્યા. સતુએ સવાલ કર્યો: 'કનુ તેં કાંઈ લખ્યું છે?'

સતુએ જવાબ વાળ્યો: 'એક યુવતી પર એક પત્ર લખ્યો હતો. કૉલેજમાં એ સાથે ભણતી. એ પત્રમાં મેં માગણી કરી—પ્રેમની નહિ પણ પેનની. મારી પેન એ ઓચિંતી એકવાર માગી ગઈ ને મારા ગજવાની એ પેન માલિકણ હતી, એ સત્ય એ યુવતી સાવ વિસરી ગઈ. મેં એનું સ્મરણ કરાવ્યું. એમાં મેં જે ભાષા વાપરી તેમાં અવશ્ય સાહિત્ય હતું.'

ચિંતુએ એની લાયકાત સંભળાવી: 'હું નાનપણથી લખતો આવ્યો છું. કાગળને મેં વામન ગણ્યો છે. ભીંતને મેં વિરાટ માની છે. નિશાળમાં એક માસ્તરે કારણ વગર મને સોટી મારી. સોટી ભાંગી ગઈ. મેં તે સાંજે કોલસા વતી એ માસ્તરને નવાજ્યા. એક ચિત્ર દોર્યું... જગતમાં એક જાણીતા જાનવરનું..તે ભાષા ચમકાવી...પણ સતુ તારો ગુણ તો રજૂ કર.'

સતુએ રજૂઆત કરી: 'અમારા એક પાડોશી ઉપરના મજલામા રહે છે. એમના ઘરમાં બળવાન શ્રીમતીજી વસે છે. સવારના પાંચ વાગ્યે એ ઘરનારને પાપડ ખાંડવાની આદત. આવા રોજના ધરતીકંપથી હું ત્રાસી ગયો. મેં કાગળ લખ્યો. પુત્રને ખાંડણીઆમાં ખાંડ્યાની વાત વાંચી છે પણ મારા પિતાનું નામ સગાળશા નથી ને મને રોજ સવારે ખાંડણીઆમાં તમો ખાંડો છો એ હું સાંખવાનો નથી. બંધ કરજો તમારા પાપડ માટેના આ અવાજો. નહિતર તમારા સૂકવેલા તમામ પાપડો ગાયબ થઈ જશે.'

અને નક્કી થયું—અંદર અંદર જ તેઓએ નક્કી કરી લીધું કે—લેખક મંડળની સભામાં બેસવાની તેમનામાં વધુ પડતી લાયકાત હતી.

આ સભામાં કયો વિષય ઉકેળવાનો હતો, એમની તેઓને જાણ નહોતી. પણ અહીં વિષયને બદલે વ્યક્તિની જ વાતો થઈ. સાક્ષરનાં ચરણે બેસનાર મોટામાં મોટો સાહિત્યકાર હતો, એવો અર્ક બહાર આવ્યો.

એક લેખક બોલ્યા: 'આ સાક્ષરતું જ્ઞાન ગહન છે. એમનું સંશોધન સમજવા માટે અનેક જન્મો લેવા પડે એમ છે.'

અને સતુ, ચિંતુ ને કનુ ઊભા થઈ ગયા. સતુએ ભરસભામાં કહ્યું: 'અમને તો અમારા આ જન્મ સાથે જ દિલ્લગી છે. નમસ્તે.'

*

અને આ ત્રિપુટીની સામે વાસ્તવિકતાએ દાંતિયાં કર્યાં. પણ કોઈ ડર્યું નહિ. ત્રણે મિત્રોએ પદવીને મેળવી લીધી હતી.

સતુને નોકરી મળી, આગના વીમા ઉતારતી એક સંસ્થામા. કનુને નોકરી મળી, સરકારી ખાતામાં. ચિંતુને નોકરી મળી રેડિયોની એક દુકાનમા.

આ ત્રિપુટી ઘણા લોકોની અણમાનીતી હતી. તેમનો ટોળ તેઓને ગમતો નહિ. એટલે તેમની ટીકાઓ થતી. એમ કહેવાતું કે, ત્રિપુટી જીવનમા રખડી પડશે. કોઈને નોકરી નહિ મળે.

એટલે, જ્યારે આ ત્રિપુટીને વ્યવસાય મળ્યો ત્યારે આ ત્રણે જણા આસપાસ અને એમના હિતેચ્છુઓને ઘેર ગયા પગે લાગવા.

'આપના આશીર્વાદથી નોકરી મળી છે.'

દિવસો ગયા, મહિનાઓ સરકી ગયા. વરસો ઊતરી અને ઊડી ગયાં. સતુ, કનુ અને ચિંતુ એમના વ્યવસાયની સરહદ ચમકાવી ગયા. ત્રણે જણાએ પ્રગતિ કરી પગારના વધારાઓ મેળવ્યા પણ તેઓએ ટોળની વૃત્તિને રોળવાવી નહિ જ. કામમાં ગંભીર અને ગામમા ટીખળી જ.

તેમનું વલણ બીજાઓથી સમજાયું નહિ. એટલું જ નહિ પણ તેમની સફળતાને કારણે, કેટલાકોએ આજની દુનિયાના ઢંગને ગાળો દીધી.

*

અને પછી સતુ, કનુ અને ચિંતુ પરણ્યા પણ ખરા. એવું કદી બનવાતું નહોતું એમ પાડોશીઓએ જાહેર કરેલું. એવા પાડોશીઓને તેઓ જાતે જઈને કંકોતરી આપી આવ્યા., જુદા જુદા સમયે તેઓનાં લગ્ન લેવાયાં. અને તો ય તેમનો ટોળ કરમાયો નહિ.

એક સાંજે આ ત્રિપુટી ફરવા નીકળી. નારીઓ સાથે નહોતી.

સતુ બોલ્યો: 'આપણામાં રમૂજવૃત્તિ ન હોત તો......'

કનુએ કહ્યું: 'તો આપણે મોંઢા બની જીવન ગાળતા હોત.'

ચિંતુએ સમજાવ્યું: 'આપણે વાસ્તવિક જીવનની સારવાર ગંભીરપણે કરી, રમૂજવૃત્તિને એ આભારી છે.'

વાતો ચગી, શબ્દો સર્યાં.

'થોડી ચુગલીમાંય મજા છે.'

'ક્યારેક કોઈને વાઢવામાંય સ્વાદ છે.'

'જીવનમાં જેઓ આવી વાતો કરતા નથી તેઓ જખ મારે છે.'

ત્યાં તો ચિંતુ ગંભીર બની ગયો: 'એ બધું તો ઠીક પણ મારે એક હકીકત કહેવી છે. હું કલકત્તા જાઉં છું. મારી બદલી કરી છે.'

કનુ ને સતુ એક સાથે બોલ્યા: 'કલકત્તા? બહુ આઘું.'

ચિંતુએ મનમાં હતું એ કહી દીધું: 'તો પછી નોકરી છોડી દઉં. બદલી માટે તેઓ આગ્રહ રાખે છે!' સતુ અને કનુએ ગંભીર બનીને સમજાવ્યું: 'ચિંતુ, એ બને નહિ. તારે કલકત્તા જવું જ જોઈએ. વ્યવસાય એ જ આપણું સાચું ઘર. વ્યવસાયને ઠેશ મરાય નહિ.'

થોડી ક્ષણો પછી ફરી ત્રિપુટી ટોળે ચડી.

અને એક દિવસ ચિંતુ કલકત્તા ઊપડી ગયો.

અને સતુના માથા પર પણ બદલીની વાદળી વરસી. એનેય જવું પડ્યું. ત્રિપુટી અલગ થઈ ગઈ.

જુદા જુદા ખૂણામાં જઈ પડેલા આ મિત્રોએ શરૂઆતમાં પત્રો લખ્યા...પછી એ પત્રોની ટપાલ પણ પાતળી પડી...અને કાગળની એ પરનાળ પણ

અટકી ગઈ. સહુ સહુના સંસારમાં ઘેરાઈ ગયા.

*

વરસો પછી બંગાળના એક લેખકના પુસ્તકે પ્રજાનું ધ્યાન ખેંચ્યું. એ કિતાબને વિવેચકોએ શબ્દોના મોતીથી વધાવી. પણ એ બંગાળી લેખકે એમના 'બે બોલ'માં લખ્યું હતું: 'આ પુસ્તકમાં જે ચમકારા છે, જીવનનો જે અભ્યાસ છે......જે દૃષ્ટિ છે એનાં કિરણો મને સાંપડ્યાં છે મારા એક મિત્ર પાસેથી. મારા મિત્ર ચિંતુ પાસેથી. એ લખતા નથી પણ અમ જેવાને લખતા કરે છે.'

આ પુસ્તક ઠેરઠેર પહોંચ્યું. દૂર પડેલા સતુ અને કતુએ આ પુસ્તક વાંચ્યું. 'બે બોલ'માંથી ચિંતુનું નામ ઊકલ્યું...ને એમને ભારે રાજીપો થયો.

*

આસામ પર કુદરત રૂઠી, જળના અજગરો ગામોનાં ગામોને હજમ કરી ગયા ત્યારે અનેકની બહાદુરી બહાર આવી. એવા બહાદુરોની છબીઓ અખબારોમાં પ્રસિદ્ધ થઈ નહિ. પણ આસામ રાહત માટે કામ કરી રહેલા એક સાહસિકે એમના મિત્ર પર એક કાગળ લખ્યો. એ કાગળમાં એણે લખ્યું હતું: 'તમને એક આદમીની ઓળખાણ આપું. એમનું નામ છે, કતુભાઈ. કોઈ પણ જાતની ગજવીજ વિના, પ્રસિદ્ધિના ઉજાસમાં આવ્યા વિના કતુભાઈ ગજબનાક કાર્ય કરી રહ્યા છે. આસામનાં આ સંકટે જેમને ડંખ્યા છે એમને જ તમે પૂછજો. કતુભાઈએ એવા ડંખ પર ગુલાબી ફૂંક મારી છે.'

ઊડતી ઊડતી સતુના કાને પર આ વાત આવી. કતુ દૂર પડી ગયો હતો પણ એ નામના ભણકારા સતુનાં સ્મરણમાં વાગી ગયા.

સતુ બહારની દુનિયામાં એનું નામ જોડી શક્યો નહિ. પણ એની વિધવા બહેનનાં ત્રણ બાળકોનો ઉછેર એણે પાર પાડ્યો. બનેવી તો દેવું મૂકીને દુનિયા છોડી ગયા. પોતાનું ઘર અને ભાણેજરાંની જવાબદારીને સતુએ પોતાનાં કરી જાણ્યાં.

સતુને સાંભરી આવ્યા, એના મિત્રો.

અને કાગળો સામસામા આવવા જવા માંડ્યા.

વરસો પછી સતુ, કતુ ને ચિંતુ મળ્યા. એ જ ટોળ, એ જ વિનોદ અને આનંદ.

ચિંતુએ પૂછ્યું: 'સતુ, તારે તો મધમાખી ઉછેરવી હતી. ગ્રામોદ્યોગના સેવક બનવું હતું......તારું મધ ચખાડ તો ખરો!'

કતુએ હવે સવાલ કર્યો: 'ને ચિંતુ, તને ગીરના સિંહોની ચિંતા હતી..........ઓછા સિંહ અને વધુ સિંહણો...શો નિકાલ આવ્યો?'

ત્રિપુટીએ એમના ટોળની જયંતિ ઉજવવાનું નક્કી કર્યું.

'આપણે ત્રણ જણા જ આ જયંતિમાં ભાગ લઈએ, અરે આપણી પત્નીઓની પણ એમાં હાજરી ન જોઈએ.'

તેઓએ એક કાર્યક્રમ ઘડી કાઢ્યો. મુંબઈની તમામ સારી હોટેલોની મુલાકાત લેવી...ને ચા પીવી.

પણ આ કાર્યક્રમને આંટી દે એવો કાર્યક્રમ એકાએક ચમક્યો.

લગ્નની મોસમ ઊતરી પડી હતી. એટલે કોઈ પણ ઉમદા માંડવા પર હુમલો કરવાનો નિર્ણય લેવાયો.

ત્રિપુટી માંડવે પહોંચી......પણ તેઓ જરા વહેલા થયા. વરરાજા જ પધાર્યા નહોતા. સતુએ સમજાવી દીધું, 'બેસો, બેસો......આ તો આપણું ઘર છે. વરરાજાના મિત્રો છીએ ને...'

અને વેવાઈએ ત્રિપુટીને સોફા પર બિરાજમાન થવાનો વિવેક કર્યો. ત્રિપુટીને વેવાઈ ઓળખતા નહોતા ને ત્રિપુટી પણ એ બાબતમાં નિર્દોષ જ હતી. એમનેય આ ઘરની કોઈ જાણ નહોતી.

વરરાજા આવ્યા...મહેમાનો આવ્યા. સાજન માજન આવ્યું અને આઈસક્રીમ ઊડી રહ્યું:

ચિંતુએ અચંબો ઉછાળ્યો: 'જોઈ આ ઊડતી રકાબી? મારાં રેશમી વસ્ત્રને જ દૂધ પીવડાવી ગઈ.'

કનુએ આસ્તેથી કહ્યું 'એમ, પણ આઈસક્રીમમાં જાને છે, હો ! કાંકથી ઠીક લઈ આવ્યા છે '

આ તાન પછી કનુ સતુને આગ્રહ કરી વધુ ને વધુ રકાબી ધરે ગયો સતુએ એ આગ્રહનો સ્વીકાર કરી, કનુને મેદાનમા આણ્યો ત્રિપુટીએ સામસામો આગ્રહ કરી રકાબીઓનો ઘાણ કાઢી નાખ્યો

વેવાઈની નજર આ આગ્રહ પર પડી એમના મુખ પર મલકાટ આવ્યો 'મને આ સ્વભાવ બહુ ગમે ઘર માનીને જ આપ મારી આ સેવાને માન આપો છો બહુ રાજી થાઉં છું '

ચિતુએ કાનમા કહ્યું નારાજ થાવ તોય અહી કોને પડી છે ? જમાઈની હારે આવ્યા છીએ

એમ ચિતુ આ જમાઈ કોણ છે ? જરા જાણીએ તો સારું '

સતુએ સમજાવ્યુ 'દીકરીના બાપેય એ પૂરેપૂરુ જાણ્યુ નહિ હોય આણે ક્યા આપણી દીકરી દીધી છે ? બાકી આ વેવાઈ સારા છે આવુ આઈસક્રીમ પીરસ્યુ એમા ખાનદાની છે '

ત્રિપુટી આઈસક્રીમને ન્યાય આપવામા ડૂબી ગઈ હતી એકાએક વરના બાપ ઉપસ્યા, ત્રિપુટીના મ્હોંમા મ્હોં વેરી

કનુના એક જમાનાના પાડોશી આમ મોટી કરીને એમણે પૂછ્યુ 'એમ, તમે અહી ક્યાંથી ? વરસો પછીય સાથે ને સાથે કેમ આવ્યા છો ? '

સતુએ જવાબ દીધો 'કન્યાના બાપે પગે પડીને બોલાવ્યા છે અમસ્તા નથી આવ્યા હો ! '

અને ત્યા તો કન્યાના પિતા હાથ જોડીને હાજર થયા 'આપના આ સ્નેહીઓ ઘર જાણીને જ વહેલા અહી આવ્યા બહુ રાજી થયો વરરાજા તરફથી આવે એ અમારા આંખ–માથા પર '

વરના બાપની આંખો ફાટી ગઈ

એ ને ચિતુએ એમના હાથમા આઈસક્રીમની રકાબી આપી 'ઘરના છીએ . આપ ન્યાય આપો '

એ શ્રીમાન વધુ અવાજ કરે તે પહેલા ત્રિપુટી માંડવામાંથી સરકી ગઈ

તેમના રોજની જ્યતિ ત્રિપુટીએ બરાબર ઉજવી વિનોદવૃત્તિને તેઓએ વહેતી જ રાખી ત્રિપુટી મોની 'જીવનની ગંગા આનુ નામ '







ઓરિસ્સામા પોષક ખોરાક વધારવાનો વ્યાપક કાર્યક્રમ ચાલી રહ્યો છે એને લીધે મરઘાં ઉછેર, શાકભાજી અને ફળોની વાડીઓ વગેરે સારી એવી પ્રગતિ પામી રહ્યા છે સ્ત્રીઓ અને નાના બાળકોની ત્રિમાસિક દાક્તરી તપાસને લીધે તેમા સુધારા વધારા કરી શકાય છે બાજુના ચિત્રમાં આ યોજના મુજબ દાક્તરી તપાસ ચાલી રહી છે



નાનાભાઈ ભટ્ટ

# ધર્માર્થ કામ મોક્ષાય

હાલેતરમાં જ ગુજરાતનો વયોવૃદ્ધ કેળવણીકાર શ્રી નાનાભાઈ ભટ્ટનું અવસાન થયું. જીવનની પળેપળનો ઉપયોગ કરનાર એ કર્મવીરનું આ આખરી લખાણ છે જે આપણને પ્રેરક, અને દિશાસૂચક આપનારું નીવડે તેવું છે...

માનવીના વ્યક્તિગત જીવનનો હિંદુ ધર્મશાસ્ત્રોએ ઘણો બારીકાઈથી અભ્યાસ કર્યો છે એમ લાગ્યા વિના રહેતું નથી.

સૌથી પ્રથમ તો માનવજીવનનું પ્રયોજન શું છે તે સૌ ધર્મશાસ્ત્રોએ નક્કી કર્યું. એ પ્રયોજન મોક્ષ જ છે. આ પ્રયોજન નક્કી કરવામાં ધર્મશાસ્ત્રો માત્ર લાગણીથી કે ભાવનાથી પ્રેરાયાં નથી પરંતુ એ વસ્તુ તેમણે લાંબા વખતના અનુભવથી નર્યા સત્ય (fact) તરીકે સ્વીકારી છે અને વસ્તુતઃ છે પણ એમ જ.

જેમ કોઈપણ છોડ ગમે ત્યાં ઊગી નીકળે તો પણ તે બનતા બધા પ્રયત્ને સૂર્યના પ્રકાશ તરફ જ વળે છે. તે પ્રમાણે માનવી ગમે તે સ્થાને હોય તો પણ તે સીધી રીતે કે આડકતરી રીતે મોક્ષના માર્ગ તરફ વળ્યા સિવાય રહી શકતો નથી. દુષ્ટમાં દુષ્ટ માણસ પણ પોતાની દુષ્ટતાને રસ્તે મોક્ષને જ શોધે છે. મોક્ષ એ જ માનવી જીવનનો સૌથી મોટો પુરુષાર્થ છે.

આપણા હિંદુ ધર્મશાસ્ત્રકારોએ મોક્ષ તરફ લઈ જનારા બીજા ત્રણ પુરુષાર્થ ગણ્યા છે, જેવાં કે ધર્મ, અર્થ અને કામ.

કામ એ માનવીના ઐહિક જીવનમાં મુખ્ય પુરુષાર્થ દેખાય છે. માનવી જન્મે છે તે કાંઈ એકાએક કોઈ અગમ્ય પ્રદેશમાંથી ટપકી પડતો નથી. પરંતુ તે પોતાની સાથે અનેક જન્મજન્માંતરોની અતૃપ્ત વાસનાઓના અતૃપ્ત મનોરથોને તૃપ્ત કરવા માટે આ જન્મમાં પ્રયત્ન કરે છે. માનવી આજ પહેલાંના અનેક મન્વંતરોથી ઘડાતો ઘડાતો આજે આવીને ઊભો છે. તેનું મન કોરીધાકોર પાટી જેવું નથી. પરંતુ અનેક સારા–માઠા સંસ્કારોથી ચિતરાયલું છે. આ અનેક સારા માઠા પ્રસંગો આજે તેના જીવનમાં કામ કરતા હોય છે. આ સંસ્કારોને બળે તે આજ પણ અનેક સારાં–માઠાં કર્મો કરતો હોય છે. તેને પહોંચવું છે તો મોક્ષ સુધી પરંતુ મોક્ષ સુધી પહોંચવાનો સીધો માર્ગ તેના હાથમાં લાગે ત્યાં સુધી તે આડોઅવળો કુટાય છે, ગમે તે તરફ ઘસડાય છે અને આના પરિણામે તે જીવનના મુખ્ય પ્રયોજનને સિદ્ધ કરી શકતો નથી.

આ શુભ–અશુભ, તૃપ્ત–અતૃપ્ત વાસનાઓનાં બીજ તેના અંતરમાં સૂક્ષ્મ રીતે પડેલાં હોય છે. અને આ રીતે સુપ્ત પડેલા દેખાતા વાસનાઓના સંસ્કારો અવારનવાર ડોકિયાં કરે છે. આ ક્રિયા માનવીના વ્યક્તિજીવનમાં નિરંતર ચાલતી જ હોય છે. આ બધાં જ એકબીજા સાથે અફળાયા કરે છે, અને માનવીના જીવનમાં અનેક સંઘર્ષ ઊભા કરે છે. આ સંઘર્ષોને પરિણામે માનવી હેરાન હેરાન થઈ જાય છે. કામ એટલે સ્થૂળ અર્થમાં જેને આપણે કામવાસના કહીએ છીએ તે નહી પણ કોઈ પણ જાતની એષણા પરિએષણા એ જ કામ. એ સ્થૂળ પણ હોય, સૂક્ષ્મ પણ હોય. આ કામ માનવીના મનમાં અંદર રહ્યો રહ્યો ધક્કો મારતો હોય છે. આ ધક્કાના બળે માનવી જીવનમાં પ્રવૃત્તિ કર્યા કરે છે.

પરંતુ આ પુરુષાર્થની વાત કેવળ માનવીને જ લાગુ પડે છે. પશુપંખીઓને લાગુ નથી પડતી. ઈશ્વરની આ સૃષ્ટિમાં આ કરવું કે આ ન કરવું એની વિવેક-બુદ્ધિ માત્ર માણસને જ મળી છે. ઊંદરને દેખીને આ ઊંદરને મારવો કે ન મારવો એવો વિચાર કરવાપણું બિલાડીને હોતું નથી. એ તો ઊંદરને દેખીને જ તેને મારવા દોડે છે. પરંતુ ઊંદરને મારવો ન મારવો એ વિચાર કરવાની શક્તિ ઈશ્વરે તેને આપી નથી. આથી તે ઊંદરને મારે તેથી તે હિંસક થઈ જતી નથી, પરંતુ માર્યા વિના તેનાથી રહેવાતું નથી. માટે ઊંદરને મારવો તે ધર્મ છે કે નહીં તે વિચારવાની આશા



તેની પાસેથી ન રાખી શકાય. પરંતુ હિટલર યહુદીઓની એકસામટી કતલ કરે તે માનવી તરીકે તેણે મોટો અધર્મ કર્યો એમ ગણવું જોઈએ. કારણ કે યહુદીઓને મારવાની કોઈ પણ સ્વાભાવિક પ્રેરણા તેને કુદરતે આપી નથી. આ રીતે માણસનો જીવન-વ્યવહાર તેના ચિત્તમાં પડેલા જન્મ જન્માંતરના સંસ્કારોને ધક્કો મારે છે. પરંતુ તેમાથી કયા સંસ્કારને આગળ આવવા દેવો અને કયા સંસ્કારને કામ કરતો રોકવો એવી વિવેકશક્તિ ઈશ્વરે મનુષ્યને આપી છે. માટે જ મનુષ્ય પાસેથી સારી પ્રવૃત્તિઓની આશા રાખી શકાય.

આ પ્રકારના 'કામ' વિના માનવી જીવન જ સંભવતું નથી માનવીને જન્મ્યા પછી તરત જ અંદર પડેલાં કામનાં બીજ ધક્કા માર્યા કરે છે.

ઉપર પ્રમાણે કામ એ જીવનનું પ્રધાન પ્રેરણાબળ છે. પરંતુ આ પ્રેરણાબળને કાર્ય કરવાને માટે કેટલીએક બાહ્ય સામગ્રીની જરૂર પડે છે. આને આપણે અર્થ એવું નામ આપીએ છીએ અર્થ એ પ્રધાન પુરુષાર્થ નથી. પરંતુ કામની સાથે સંકળાયેલો અવાંતર પુરુષાર્થ છે. અર્થ વિના કામની સિદ્ધિ થવી શક્ય નથી, માટે એ માનવીએ અર્થનો સદંતર ત્યાગ કરવો એ જીવનના સામંજસ્ય માટે હિતાવહ પણ નથી.

પરંતુ કામ અને અર્થ બન્નેએ એક મર્યાદા સ્વીકારીને જ ચાલવું જોઈએ. માણસ કામને એટલે કે કામનાને, મહેચ્છાઓને દાબીને કચડીને તેનાં બીજ બાળી શકતો નથી પરંતુ કામને ધર્મબુદ્ધિથી ભોગવીને તેને નિર્મળ કરી શકે છે. અને તેના અમર્યાદિત ભોગથી તે વધારે ને વધારે ઊંડા ખાડામાં પડતો જાય છે. એટલે કામને ધર્મની મર્યાદા તેના ઊર્ધ્વીકરણ માટે જરૂરી છે. તેમ જ અર્થ પણ કોઈપણ કામની તૃપ્તિ માટે ન હોય તો, જીવનનો પુરુષાર્થ ગણાવાને લાયક નથી, જે બાવાવૈરાગીઓ વિવેક વિના અર્થનો સદંતર ત્યાગ કરે છે તેઓ માનવી જીવનને વેડફી નાખે છે એમ જ કહી શકાય. એટલા માટે કામની માફક અર્થની ઉપાસના પણ ધર્મની મર્યાદામાં રહીને માણસ માત્રે કરવી જ જોઈએ. ઉપનિષદના ઋષિએ કહ્યું છે,

> सत्यान् न प्रमदितव्यम्
> धर्मान् न प्रमदितव्यम्
> कुशलान् न प्रमदितव्यम्

એટલા માટે માણસ માત્રે દેહના ધારણ પોષણ અર્થે જરૂરી એટલો અર્થ પ્રાપ્ત કરવો જ જોઈએ.*

---

* 'સ્વરાજધર્મ'માંથી સાભાર



સોવિયેત ઇજનેરોએ ''ચીમળું' મગજ 'વાળું' ચાની પત્તી ચૂંટતું' યંત્ર બનાવ્યું છે.

આ યંત્ર ચાના બગીચામાં અંતે ફરીને ચાના છોડ પરની પત્તી ચૂંટે છે, યંત્રની સાથેના વીજળુ મગજને લીધે તે ફક્ત પરિપક્વ થયેલી પત્તીઓ ચૂંટે છે, બાકીના છોડને જરા પણ ઇજા પહોંચતી નથી. યંત્રમાંનો એક ખાસ દીવો છોડ પર પ્રકાશ પાથરે છે અને એ પ્રકાશમાં તૈયાર પત્તીઓ અને બિનતૈયાર પત્તીઓનો જુદો જુદો રંગ યંત્રને તૈયાર પત્તીઓ ચૂંટવા જ પ્રેરે છે

આ યંત્રને બે હાથ નહિ પણ સંખ્યાબંધ 'હાથ' છે અને તેની 'આંગળીઓ' વડે પત્તી કપાતાં તે હવાની સાથે શોષાઈ એક પેટીમાં દાખલ થઈ જાય છે.

માનવી બગીચાના ખૂણામાં આવેલી એક ઓરડીના મેજ પરની નિયમન તકતી દ્વારા આ યંત્રોને આખા બગીચામાં ફેરવી કામ કરાવી શકે છે.





ડૉ૦ શિવપ્રસાદ ત્રિવેદી

# સ્તન

જ્ઞાનની દૃષ્ટિએ થોડીક સુરુચિભંગ નભાવી લેવા પડે તેવા, અધિકારી લેખકે ઊર્મિનાં વાચકો માટે ખાસ લખેલો આ લેખ છે. આપણે આપણા શરીર વિષે બહુ જ ઓછું જાણીને તેને વધારેમાં વધારે હેરાન કરીએ છીએ તેની આવા અભ્યાસુ લેખોથી આપણને જાણ થાય છે. દરેકને આ લેખમાંથી જ્ઞાન અને સૂઝ મળશે...

દર્શન અને સ્પર્શથી પુરુષોને કામુકભાવ જગાડનાર સ્તન એ તો બાળકની ગર્ભની અને પૃથ્વી પરની, માતાથી નોખી જિંદગી જીવવાના સમય વચ્ચેના, કાળની જિંદગી ટકાવવા માટે આહારની કટોકટીની જરૂરિયાતોને પૂરી પાડનાર અદ્ભુત રસગ્રંથિ છે. સ્તન એ જો કે સ્ત્રીત્વની આગળ પડતી સંજ્ઞા છે પણ કવિજનો ચિત્રકારો અને શિલ્પીઓ, એમાંથી પ્રેરણા પામી એનાં સ્તવન અને ચિત્રાંકનો કરતાં થાકયા નથી.

વૈદકીય વિજ્ઞાનની દૃષ્ટિએ સ્તન એ આંચળવાળા પ્રાણીઓનાં બચ્ચાંને જન્મબાદ જીવન ટકાવવા સર્વ સંપૂર્ણ ખાદ્ય આપનારી આશ્ચર્યભૂત, વિસ્મયાવહ ગ્રંથિ છે. બાહ્યકે જો કે સ્તનને માંસનું ફૂલ કહી કવિબાનીમાં વર્ણવ્યું છે પણ વસ્તુતઃ તે રૂપાંતર પામેલી અતિજટિલ અને યથાર્થ રીતે ના સમજાયેલી સ્વેદગ્રંથિ જ છે. જન્મથી તે યૌવનકાળની શરૂઆત પર્યંત તે સુષુપ્ત રહે છે. આ પછી માતૃત્વની પૂર્વ તૈયારીરૂપે બાલિકાના શરીરમાં અદ્ભુત અને અવનવા ફેરફારો યોજાય છે. આના પરિણામે દસથી બાર વર્ષની ઉંમરે કન્યાના વક્ષસ્થળ ઉપર ફૂલની કળી શાં સ્તનદ્વયો ઉગમ પામે છે. તેના વિશિષ્ટ કામ માટે તૈયાર થવામાં કેટલાંક વરસો વીતે છે. ગ્રંથિની પેશીનો વિકાસ થતાં તેની ઉપર રક્ષણાત્મક ચરબીનું પડ આવે છે. રફતે રફતે દીંટડી ઘાટ ધારણ કરી તેની આસપાસ શ્યામરંગી વલય પેદા થાય છે. વલય મેદસ્વી ગ્રંથિઓથી સમૃદ્ધ હોઈ બાળક ધાવે ત્યારે દીંટડી સુકાઈને ચીરાતી નથી.

સ્તનનો બંધારણમાં ચરબી, સંયોજક ને ગ્રંથિ પેશીઓ અને તંતુબંધનો છે. દરેક સ્તનમાં ૧૫ થી ૨૦ દુગ્ધોત્પાદક પિંડો છે. દરેક પિંડ જાણે કે દીંટડી આગળ થડ આવે તેમ ઊંધાં વળેલાં મૂળવાળું ઝાડ ના હોય એવો દેખાય છે. દીંટડી આગળ થડ વિસ્તૃત બની દૂધની ટાંકી જેવું બને છે. દૂધના સંગ્રહ અને વહન માટેની નલિકાઓ વૃક્ષની શાખાઓ છે તો પાંદડાં એ કોષો છે જેમાં દૂધ પેદા થાય છે. દીંટડીમાં દુગ્ધનલિકાઓનાં સૂક્ષ્મ છિદ્રો ખૂલે છે.

યુવાવસ્થા પર્યંત દુગ્ધોત્પાદક પિંડો ઠીંગરાયેલાં ને કરમાયેલાં વૃક્ષો ના હોય એવાં રહે છે પણ યૌવન પ્રવેશ અગાઉ બીજગ્રંથિઓની કામગીરી શરૂ થતાં તેના બે સ્રાવોની અસર નીચે સ્તનોના વિકાસનું નવનિર્માણ શરૂ થાય છે. ઇસ્ટ્રોજન સ્રાવથી સ્તનમાં આવેલી દુગ્ધનલિકાઓની વૃદ્ધિ ને વિકાસ થાય છે તો પ્રોજેસ્ટેરોન સ્રાવ દ્વારા દુગ્ધોત્પાદક કોષોનો વિકાસ ને ફેલાવો થાય છે. આમ સ્તનોના વિકાસની વિલક્ષણ ઘટના સંપૂર્ણ થતાં ફૂલની કળી શાં સ્તન; સ્ત્રીત્વના શણગારરૂપ જલકુંભવત્ સુડોળ, પુષ્ટ અને પીન બને છે.

સગર્ભાવસ્થા વખતે વળી સ્તનમાં નવી ઢબના ફેરફારો યોજાય છે. ભવિષ્યમાં ઊપાડવાના કામ માટે સગર્ભાવસ્થાના બીજા માસથી સ્તન વૃદ્ધિવંત થવા માંડે છે. સ્તનમાં આવેલાં દૂધનાં 'વૃક્ષો' ફાલીફૂલી ઘેઘુર બને છે વલયની શ્યામતા ગાઢી બને છે; જે સગર્ભાવસ્થાનાં દર્શક અને સૂચક બાહ્ય ચિહ્નો છે. જેમાં દૂધ પેદા થાય છે તે કોષો કદમાં મોટા બને છે. પ્રસવ સમયની બધી તૈયારીઓથી સ્તનો સુસજ્જ બને છે. બીજી રીતે કહીએ તો તે પયોધર બને છે.

પ્રસૂતિ પછી બે ચાર દિવસ સુધી પીળું ચીકણું અને અપોષણદાયી પ્રવાહી નીકળે છે. આનું નામ કોલોસ્ટ્રમ. આ મંદ સારક ગુણવાળું હોવાથી નવજાત શિશુના અન્નમાર્ગમાંથી ચીકાશ અને બીજા વ્યયદ્રવ્યોનો નિકાલ થાય છે વળી તેમાં પ્રતિકણો (અં. એન્ટી

બોડીઝ) છે, જે શિશુને પ્રાણઘાતક રોગોના હુમલામાંથી રક્ષે છે.

કોલેસ્ટ્રમનો સ્રાવ પૂરો થયા બાદ સ્ત્રીના મગજમાં આવેલી પિટ્યુટરી ગ્રંથિમાંથી પ્રોલેક્ટીનનો સ્રાવ શરૂ થાય છે તેની અસર નીચે સ્તનોમાં દૂધના ઉત્પાદનને વેગ મળે છે. પ્રોલેક્ટીન સ્રાવથી કામવાસના દબાવા સાથે ઋતુસ્રાવ પણ અંકુશમાં રહે છે. એમ માનવામાં આવે છે કે જ્યાં સુધી પ્રોલેક્ટીન સ્રવે છે ને સ્તનપાન ચાલુ રહે છે ત્યાં સુધી ગર્ભધારણની શક્યતા ઓછી રહે છે. ગર્ભાધાનને નિરોધમાં રાખનારી આ એક કુદરતી યોજના છે.

પિટ્યુટરીમાંથી પ્રોલેક્ટીનનો સ્રાવ થવાનો સમય વિસ્મયાવહ છે. ધારવામાં આવે છે કે ઓરનો રસસ્રાવ પ્રોલેક્ટીન સ્રાવ ઉપર અંકુશ ધરાવે છે. આ એક ધારણા માત્ર છે બાળકના જન્મ કે ઓર નીકળ્યા બાદ એનો સ્રાવ ના રહેવાથી પ્રોલેક્ટીનના સ્રાવની અસર નીચે સ્તનોમાં દૂધનો સ્રાવ શરૂ થાય છે.

ધાવણ એ અદ્વિતીય અને અપ્રતીમ દ્રવ્ય છે. નવજાત શિશુની જરૂરિયાતોને પહોંચી વળે એવા અનુપમ ધાવણની લેબોરેટરીમાં પ્રકૃતિનાં દ્રવ્યોને કૃત્રિમ રીતે પેદા કરવામાં પાવરધો રસાયણશાસ્ત્રી અદ્યપિ નકલ કરી શક્યો નથી. બચ્ચાની ઝડપી વૃદ્ધિ કરે એવાં આહાર–મૂલ્યો ધાવણમાં હોવા જરૂરી છે દરેક પ્રાણીમાં આ જરૂરિયાતને પહોંચી વળે એવી દૂધની રચના હોય છે. ગાયના દૂધમાં સાડા ચાર ટકા ચરબી છે. એનું વધારે પ્રમાણ હાથીમાં ૧૯.૬ ટકા છે. કૂતરીના દૂધમાં ૯.૬ ટકા, ઘેટીના દૂધમાં ૮.૬ ટકા ને ભેંસના દૂધમાં ૭.૫ ટકા ચરબી છે માતાના દૂધ ઉપર નભતા બચ્ચાં નીચેના ગાળામાં જન્મ કરતા વજનમાં બેવડાં થાય છે. સસલાં ૬ દિવસ, ઘેટાં ૧૫ દિવસ, ગાય ૫૦ દિવસ, ઘોડા ૬૦ દિવસ ને માનવ બાળક ૭ મહિના.

લોહીમાંથી દૂધ બને છે. સ્તનની દૂધ બનાવવાની ક્રિયા એ અદ્યપિ વણઉકેલાયેલું રહસ્ય છે લોહી અને ધાવણના ઘટકો તદ્દન જુદા છે. સ્તનનાં દૂધકોષોના આયવરણ લોહીના ગ્લુકોઝનું લેક્ટોઝમાં, એમાઈનો એસિડોનું પ્રોટીનમાં અને ફેટી એસિડોનું ચરબીમાં રૂપાંતર કરે છે લોહીમાંથી દૂધનું રૂપાંતર એ અલૌકિક રાસાયણિક સિદ્ધિ છે. ગણતરી છે કે એક ઔંસ (અધોળ) દૂધ બનવા માટે સ્તનમાં પચ્ચીસ મણ દૂધનું ભ્રમણ થવું જોઈએ. આટલો બધો 'કાચો માલ' પૂરો પાડવા માટે સગર્ભાવસ્થા દરમિયાન સ્તનોમાં લોહીની નળીઓનો પુષ્કળ વધારો થાય છે જે કોઈ સ્ત્રીઓમાં સ્તનની ચામડી ઉપર લીલી શીરાઓ રૂપે નજરે પણ પડે છે.

લોહીમાંથી પરિણમેલું દૂધ દૂધનલિકાઓમાં સંઘરાય છે એક વાર નલિકાઓમાં દૂધ ભરાય અને તે લોહીના દબાણની સપાટીએ પહોંચે એટલે લોહીમાંથી દૂધ બનવાનું અટકે છે. ધાત્રીને ધાવણું ખાલી થયા બાદ પાછું દૂધ પેદા થઈ ધાવણું ભરાવા માંડે છે.

બાળકની જરૂરિયાત પ્રમાણે દૂધનું ઉત્પાદન વધારવાની શક્તિ સ્તનોમાં ભરી પડેલી છે. જન્મ બાદ સાત રતલના શિશુ માટે રોજનું ૧૦થી ૧૬ ઔંસ ધાવણ પેદા થવાથી માંડી ૭થી નવમા મહિના સુધીમાં તો તેનું પ્રમાણ વધીને ૩૦થી ૪૦ ઔંસ (અઢી શેર) જેટલું થાય છે દૂધના ઉત્પાદનમાં માતાના આહાર આરોગ્ય અને માનસિક સ્થિતિ આ ત્રણ બાબતોની ગાઢી અસરો પડે છે.

કુદરતે સ્ત્રીઓમાં સ્તનપાનનું અતીવ આનંદજનક અનુભવની ક્રિયાનું સુભાગ્ય આપ્યું છે. બાળકના ધાવવાથી સ્તનમાં પેદા થતી ઉત્તેજના જ્ઞાનતંતુ દ્વારા મગજમાં પહોંચે છે પરિણામે પિટ્યુટરી ગ્રંથિમાંથી સ્રવેલા ઓક્સીટોસીન સ્રાવની અસર નીચે સ્તનની દુગ્ધનલિકાઓના સૂક્ષ્મકોષો સંકોચાય છે. સાથે સાથે ગર્ભાધાન દરમિયાન કદમાં વધેલું ગર્ભાશય સંકોચાઈ દોઢ મહિનાના ગાળામાં મૂળ જેવડું મૂળ કદનું બને છે.

નવજાત શિશુના આહારના ધારક તરીકે સ્તનનું



જેટલું મહત્ત્વ છે એટલી જ એની મહત્તા સ્ત્રી દેહને સૌંદર્ય, લાક્ષણિક માતૃત્વની સંજ્ઞા અને સુડોળતા આપવાની છે. કવિ નાનાલાલના કથનની જેમ પપૈયા શાં ઢળેલાં પુષ્ટ સ્તનોને આપણે આદર્શ તરીકે સ્વીકારીએ તો તેનાથી મોટાં કે નાનાં સ્તન, ધારણ કરનારને ચિંતાની બાબત બન્યા વિના નથી રહેતી. કેટલાક પુરુષોને જેમ લિંગના નાના કદની ફરિયાદ કરવાની રહે છે તેમ કો'ક બહેનોને સ્તનના નાના કદ અને સુડાલપણા માટે કહેવાપણું રહે છે. આ બાબતમાં આટલું યાદ રાખવા જેવું છે કે બીજગ્રંથિના સ્રાવોની અસર પ્રમાણે સ્તનનું કદ રહે છે. એમાં આપણી ઇચ્છા કે વિચાર કામ લાગતાં નથી. હા આ સ્રાવના મલમના માલિસથી સ્તન ભરાવદાર બને છે ખરાં પણ આમ કરવા જતાં કદાચ દુઃખ વહોરવાપણું આવી પડવા સંભવ છે.

સ્ત્રીનો પ્રજનનકાળ પૂરો થતાં તે ઋતુનિવૃત્તિ કાળ પસાર થતાં સ્તનોની ગ્રંથીય પેશીઓ ક્ષીણ બને છે ને સ્તનનું કદ ઘટે છે. પણ પૂરતી ચરબી ને પેશીઓ કાયમ રહેતાં સ્તનનો ઘાટ જળવાઈ રહે છે.







કાપડની જરૂરિયાતના ૩૦ ટકા હાથવણાટ કાપડ પૂરા પાડે છે એટલે તે ઉદ્યોગ આપણા દેશમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ત્રીજી પંચવર્ષીય યોજનાનું ૯,૬૦૦ લાખ વારનું લક્ષ્યાંક છે જે અત્યારના ૨,૮૦૦ લાખ વારમાંથી વધારવાનું છે. આ ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે ૩૪ કરોડ રૂપિયા ત્રીજી યોજનામાં મંજૂર થયેલ છે. બાજુના ચિત્રમાં સુધારેલી શાળ ઉપર કામ કરતો કામદાર દેખાય છે.

★

વોલ્તેરે કહ્યું છે કે, એ તદ્દન સાચું છે કે, એક રાષ્ટ્રનું ભાવિ ઘણી વાર એના વડા પ્રધાનની સારી કે ખરાબ પાચનક્રિયા પર આધાર રાખે છે.

કેટલીક વાર રાજદ્વારી પુરુષોના માનમાં ગોઠવાએલા ભોજન સમારંભોમાં ભારે ગોટાળા થઈ જાય છે.

મોસ્કો ખાતેના અમેરિકન એલચીખાતાના પહેલા મંત્રી મિ. એડવર્ડ પેઈનનાં પત્નીએ જ્યારે મોસ્કોમાં પહેલું 'ડિપ્લોમેટિક ડિનર' આપ્યું ત્યારે બાફેલા બટાકા સાથે માંસાહારની વાનગીઓ પીરસતાં પહેલાં બધું બરાબર સમસુતર ઊતર્યું પણ જ્યારે આ વાનગીઓ પીરસાઈ અને મહેમાનોએ બાફેલા બટાકા કાંટા પર લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો ત્યારે આ 'બટાકા' પ્લેટમાંથી છટકી છટકીને જમીન પર ઉછળવાં માંડ્યાં ! બિચારી શ્રીમતી પેઈનને પાછળથી ખબર પડી કે, પોતાની ચાકરડીએ બે એક સરખા ડબ્બાઓમાંથી જે ડબ્બામાં ટેબલ ટેનિસના બોલ હતા એ જ બાફી નાખેલા !

'ચંદ્ર'

# ભૂખી

આપણા સમાજમાં પુત્રીનો જન્મ પુત્ર જેટલો આવકાર્ય નથી ગણાતો. આજે તો વાર્તા-સાહિત્યમાં પણ પુત્ર જેટલું જ પુત્રીને મહત્વ મળ્યું છે ત્યારે પણ એ આપણા માનસને હજુ જચતું નથી. એવા જ એક વાર્તા-પ્રસંગને ગૂંથી લેતી હકીકત અહીં રજૂ થાય છે જે આપણામાં છોકરા-છોકરીના જડ ઘાલી બેઠેલા ભેદને નિવારે...

સાંજે ઘેર આવીને સરલાનો કાગળ વાંચ્યો ત્યારે જ મને ધ્રાસ્કો પડ્યો કે આજ કાંઈમાં જરૂર કાંઈ નવા જૂની થશે. એણે લખ્યું હતું 'આ કદાચ મારો છેલ્લો કાગળ હશે, જો જીવતી રહીશ તો મળીશું અને નહિ તો રામ રામ. મારી કાંઈ કસૂર થઈ હોય અને મારાથી કાંઈ ન બોલવાનું બોલાઈ ગયું હોય તો મને માફ કરશો.'

કાગળ હાથમાં પકડીને હું કેટલી વાર ઊભો રહ્યો હોઈશ એનો મને ખ્યાલ નથી પણ રમેશે જ્યારે આવીને કહ્યું કે થાળી પીરસી છે ત્યારે જ મને યાદ આવ્યું કે હજી મેં ઑફિસનાં કપડાં ઉતાર્યાં નથી, મારે હાથ પગ ધોવાના છે અને જમવા માટે રમેશ અને રમા મારી રાહ જોઈ રહ્યાં છે.

કપડાં બદલી હાથ પગ મોં ધોઈ હું રસોડામાં ગયો. રોજ અલક મલકની વાતો કરનાર રમાનું મોઢું આજે જાણે સીવાઈ ગયું હતું. જે કાંઈ થોડું બોલી હતી તેના ઉપરથી લાગતું હતું કે સરલાએ એને પણ કાગળ લખ્યો હશે. પણ એમાં એણે શું લખ્યું હતું એ રમાએ કહ્યું નહિ. કદાચ રમેશને કહ્યું હશે. રમેશે કદાચ એ કાગળ વાંચ્યો પણ હશે. પણ મને કોઈએ કાંઈ કહ્યું નહિ. મારા કાગળમાં સરલાએ શું લખ્યું હતું એ હું એમને કહું એવી અપેક્ષા તો એમણે કોઈએ રાખી નહિ જ હોય એમ હું માનું છું. આજે જમવાનું બહુ ગંભીર વાતાવરણમાં ચાલ્યું અને પૂરું થયું. જમતી વખતે મને લાગ્યું કે રમા આજે મારા તરફ બહુ ધારી ધારીને જોતી હતી, રોજ મારા જમવાની કાળજી રાખતી હતી એના કરતાં આજે કાંઈક વિશેષ રાખતી હતી. અને છતાં કેટલીક વખતે બહુ ઊંડા વિચારમાં ઊતરી ગઈ હોય એમ એના વર્તન પરથી લાગતું હતું. રમેશની તો જાણે જીભ જ તાળવે ચોંટી ગઈ હતી.

જમીને હું મારા ઓરડામાં ગયો અને સાંજનાં છાપાં વાંચવા હીંચકા ઉપર બેઠો. પણ કશામાં ચિત્ત ચોંટ્યું નહિ. હીંચકા ઉપર બેઠો હતો પણ હીંચકો ચલાવનારા પગ થંભી જતા અને ટેબલની બાજુમાં લટકાવેલી સરલાની અને મારી છબી તરફ નજર વળતી અને હું એ તરફ જોઈ રહેતો.

થોડી વાર પછી છાપા લેવાના બહાને રમેશ મારા ઓરડામાં આવ્યો ત્યારે મને યાદ આવ્યું કે મારા હાથમાં જે છાપું હતું તેના પહેલા પાનાના પહેલા મથાળાથી આગળ મેં તે વાંચ્યું નહોતું અને બીજું છાપું તો ખોલ્યું પણ નહોતું.

એ પણ ત્યાં વાંચવા બેઠો. એના મનમાં હશે, મોટાભાઈની જોડે બેસું તો એમને ગમશે. પણ આજે મને એનું આવવું અને બેસવું ગમ્યું નહિ. મને એકલા બેસવાની ટેવ નથી, ખાસ કરીને સરલા આ ઘરમાં આવી ત્યારથી તો મને એકલા બેસવાનું ગમતું જ નથી. પણ રમા પરણીને આવી પછી જેઠાણી દેરાણીની ગુફતગો એમની હાજરીમાં મારા કાને ન પડવી જોઈએ એવી સરલાએ ચેતવણી આપી દીધી હતી એટલે ત્યાર પછી ન છૂટકે વિનય ખાતર મારે એકલા બેસવું પડતું. પણ પછી તો રમા પણ કાંઈક બહાનું કાઢી ખસી જતી. એ અને રમેશ બહાર ફરવા જાય એટલે મારા વગર માગ્યે મને મોકળાશ મળી જતી.

રમેશે છાપાં વાંચવાં માંડ્યાં એટલે મેં પણ છાપાંમાં મોં ઘાલ્યું અને છાપું એવી રીતે મારી સમક્ષ ધર્યું કે જેથી રમેશની નજર મારા મોઢા ઉપર પડે નહિ.

પણ આજે મને એકલો ન પડવા દેવાનું આ બન્નેએ જાણે કાવતરું કર્યું હોય એમ થોડી વારમાં દૂધનો પ્યાલો લઈને રમા પણ આવી સાધારણ રીતે મારી

હાજરીમાં એ મારા ઓરડામાં આવતી નહિ. સરલા સુવાવડે ગઈ પછી મારા ઓરડાની સાફસૂફી રમા જ કરતી પણ એ હું ઑફિસે જઉં પછી. મારા ખાવાપીવાની અને બીજી સગવડો તરફ એ ધ્યાન આપતી પણ દૂધનો પ્યાલો લઈને તો હંમેશ રમેશ જ આવતો, અને પ્યાલો ટેબલ પર મૂકી થોડી આડી અવળી વાતો કરી 'અમે બહાર જઈએ છીએ' એમ કહી ચાલી જતો. એને બદલે આજે એ પ્યાલો લીધા વિના આવ્યો, છાપાં લઈ જવાને બદલે વાંચવા બેઠો અને દૂધનો પ્યાલો લઈને રમા આવી!

આવી તો આવી પણ પાછી છાપાંમાંથી એક પાનું અમારી પાસેથી લઈ ગઈ, બરાબર મારી સામે જ એક બારી હતી એ તરફ એક ખુરસી ખેંચી ગઈ, અને એના ઉપર બેસીને વાંચવા માંડી. રમેશની માફક એ પણ મારી સામે થોડી થોડી વારે જોતી. એકલો રમેશ હતો ત્યારે તો એ મારું મોઢું જોઈ શકે નહિ એમ મેં છાપું રાખ્યું હતું. પણ હવે તો એ જણ થયાં. એ બન્નેની નજર મારા મોઢા ઉપર ન પડે એ પ્રમાણે મારું છાપું મારી સામું રાખવું મુશ્કેલ હતું; મારા માટેની રમાની કાળજી આજે પહેલી વખત મને અકળાવનારી લાગી. મને લાગ્યું બન્ને જણાં જાણે મારી ચોકી કરે છે.

બહાર કોઈની સાયકલની ઘંટડી વાગે તો રમા તુરત છાપું નીચે નાખી દે અને બારી બહાર ડોકું લંબાવે. સાયકલવાળો અમારા ઘરની નજીક આવે ત્યાં સુધી ઘર વટાવી એ આગળ જાય તો યે એની પાછળ જોઈ રહે. ખૂણો વટાવી આગળ જાય અને અદ્રશ્ય થાય ત્યારે જ એની પૂંઠ છોડે, ડોકું બારીમાંથી અંદર ખેંચે, નીચે પડેલું છાપું હાથમાં લે અને વાંચવા માંડે—વાંચવાનો ઢોંગ માંડે.

આડી અવળી વાતો કરી એ લોકો એમનાં ઓરડામાં ગયા ત્યારે મેં છુટકારો અનુભવ્યો. સરલાની અને મારી છબી તરફ વિના સંકોચે જોઈ રહેવાનો મને મોકો મળ્યો. છેલ્લા દોઢ કલાકમાં દોઢસો વખત મેં એ તરફ નજર ફેરવવા ઇચ્છા કરી હશે અને દરેક વખતે એ લોકોની બાજ નજરે ચુકવવાનું શક્ય નહિ લાગેલું એટલે ઘણું ખરું તો મારે મનને રોકવું જ પડેલું. પણ હવે કોઈ રોકનાર નહોતું—

એકી ટસે હું છબી તરફ જોઈ રહ્યો. છેવટે ઊઠીને મેં મારા ઓરડાનું બારણું બંધ કર્યું, છબી ખીંટી પરથી ઉતારી બત્તી બંધ કરી અને મારા હાથમાં રાખી હું હીંચકા ઉપર બેઠો. છબી ત્રણ વર્ષથી ત્યાં હતી. સરલાની હાજરીમાં છબીના અસ્તિત્વની મહત્તા મને જરાયે લાગતી નહિ. જ્યારે પણ સરલાને જોવાનું મન થાય, ત્યારે એ હાજરા હજૂર હતી. રમેશના પરણ્યા પહેલાં રમેશ ઘરમાં બહુ ઓછો રહેતો એટલે હું અને સરલા ઇચ્છીએ એટલી વખત મળી શકતાં, અને રમેશના પરણ્યાં પછી એ ઘરમાં વધુ રહેતો છતાં એ અને રમા એમનામાંથી જ ઊંચાં ન આવે એટલે ત્યારે પણ અમે ઇચ્છીએ એટલી વખત મળી શકતાં.

એટલે સરલા સુવાવડે ગઈ ત્યાં સુધી મને આ છબીનું કાંઈ ખાસ મહત્ત્વ લાગ્યું નહોતું. એના ગયા પછી છબીનું મહત્ત્વ વધ્યું હતું ખરું છતાં આજે જાણે છબી વિના ચાલે જ નહિ એવું મને થઈ આવ્યું. છબી મારા હાથમાં રાખી હું કેટલી વાર બેઠો હોઈશ એની મને ખબર નથી પણ હું ઝબકીને જાગી ગયો. મેં રમેશના ઓરડાનું બારણું ખૂલતાં સાંભળ્યું અને એ અને રમા ઝટપટ નીચે ઊતરતાં હતાં એનો અવાજ આવ્યો.

મેં સાચવીને છબી ખીંટીએ ભરવી દીધી અને બારી બહાર જોયું. એક સાયકલવાળા પાસેથી રમેશ તાર લેતો હતો. એની પહોંચમાં એ સહી કરે એ પહેલાં તો રમાએ તાર લઈ લીધો, ફોડ્યો અને વાંચ્યો.

'ચાલો હું જીતી, લાવો દસ રૂપિયા.' એ બોલી.

'બેબી આવી?' રમેશ બોલ્યો.

'ત્યારે તો હું કેહું છું હું જીતી.'

"ભાભીની તબિયત કેમ છે એ કહે ને?" રમેશ બોલ્યો.



'સરસ. બન્નેની સરસ છે.'

એ લોકો નિસરણી ચઢી ઉપર આવતાં હતાં ત્યાં મેં બત્તી કરી અને મારા ઓરડાનું બારણું ખોલ્યું. રમેશે મારા હાથમાં તાર મૂક્યો.

'સવારે જન્મ થયો અને છેક અત્યારે ખબર આવી.' મેં કહ્યું.

'નાના ગામમાં તાર ઑફિસ હોય નહિ એટલે જ્યાં તાર ઑફિસ હોય ત્યાં કોઈ જાય અને તાર મૂકે એમાં વાર તો લાગે ને?' રમેશ બોલ્યો.

'હવે આ ઘરમાં અમારી બહુમતી' બોલતી બોલતી રમા એના ઓરડા તરફ ગઈ.

'જોઈએ હવે બહુમતી કેટલા દિવસ ટકે છે.' એની પાછળ જતાં જતાં રમેશ બોલ્યો.

રમાએ ઊંચું ફેરવ્યું અને રમેશ તરફ આંખો કાઢી. પણ હું ઊભો છું એનો ખ્યાલ આવતાં બન્ને એકદમ એમના ઓરડામાં જતાં રહ્યાં.

મેં મારા ઓરડાનું બારણું બંધ કર્યું. અને પથારીમાં લંબાવ્યું. તાર આવવાથી મને કાંઈક નિરાંત લાગવા માંડી. છેલ્લા ચાર કલાકથી જીવ અદ્ધર હતો એ જરા હેઠે બેઠો. ધીરે ધીરે સમગ્ર પરિસ્થિતિ મારી નજર આગળ ખડી થતી ગઈ.

પુત્રી આવી એટલે સ્ત્રીઓની બહુમતી થઈ! રમાને ઠીક ગોઠવતાં આવડે છે!. પણ બહુમતી બહુ દિવસ ન પણ ટકે એવો અણસાર રમેશે કેમ કર્યો?

છોકરો જન્મ્યો હોત તો અમારી—પુરુષોની—બહુમતી થાત. મને લાગે છે કે રમાએ અને રમેશે હોડ બકી હશે. પુત્રી અવતરે તો રમા જીતે અને પુત્ર અવતરે તો રમેશ જીતે. જે હારે તે બીજાને દસ રૂપિયા આપે. સરલા કાંઈક કહેતી હતી ખરી કે આ બે જણે શરત બકી છે. પણ શું શરત હતી એની મને કાંઈ ચોખવટ કરી નહોતી અગર કરી હશે તો અત્યારે મને યાદ નથી. અગર તો હું સમજ્યો નહિ હોઉં.

હા. અમે બન્નેએ આ વિશે વિચાર કર્યો હતો ખરો. છોકરો આવે તો શું નામ પાડવું; અને છોકરી આવે તો શું નામ પાડવું; એના વિચાર અમે કર્યા હતા ખરા. પણ શું આવશે એના વિષે શરત બકી નહોતી.

સરલા કહેતી હતી કે છોકરી આવશે. અને બન્યું પણ એમ જ. કોણ જાણે કેવી રીતે બૈરાંઓને ખબર પડતી હશે! કે પછી પોતાની જાતી વધે એમ જ એ લોકો ઇચ્છતાં હશે?

મને એમ હતું કે છોકરો જ આવશે. કેમ એમ હતું એની મને ખબર નથી.

પણ છેવટે છોકરી આવી. તારમાં બેબી લખ્યુ હતું.

બેબી એટલે શું? અંગ્રેજીમાં એ તો નાન્યતર જાતી છે. પુત્ર કે પુત્રી બન્ને બેબી કહેવાય. તો પછી તારમાંથી શું અર્થ તારવવો? છોકરો તો નહિ આવ્યો હોય? ગુજરાતીમાં છોકરીને બેબી કહીએ અને છોકરાને બાબો કહીએ. તાર કરનારાના મનમાં શું હશે! બેબી એટલે છોકરી સમજવી કે છોકરું સમજવું?

હવે આની ચોખવટ કેવી રીતે મેળવવી? સરલા કાંઈ હમણાં કાગળ તો લખી જ નહિ શકે.

ત્યાં જઈને તપાસ કરું તો? આવતા શનિવારે બપોરની ગાડીમાં જઉં તો રાત્રે પહોંચાય. રવિવારે રહું. જરૂર હોય તો સોમવારની રજા પણ લઈ લેવાય.

પણ જઈને કરવું શું? એ લોકો મને આવકારે તો ખરા પણ મારા વિષે શું ધારે?- એઓ એટલા જૂના જમાનાના છે કે સરલાને અને બેબીને (કે પછી બાબો, જે હોય તેને) જોવા તો શું પણ એનો ખાટલો જ્યાં હોય તે તરફ મને જવા પણ દે નહિ., અરે, ખાટલો ક્યાં છે એની ખબર પણ પડવા ન દે.

'હું ખાતરી કરવા આવ્યો છું કે તારમાં તમારી કાંઈ ભૂલ તો થઈ નથી ને,' એમ કહું તો તો એ લોકો મને બેવકૂફમાં જ ખપાવે. બેબી કે બાબો જે હોય તે પણ સરખાને મળાય એ એક મોટો લાભ ખરો. પણ એ લાભ મળે કેવી રીતે?

સરલાનો ભાઈ પણ અત્યારે ત્યાં નથી. નહિ તો એ જરૂર કાંઈક રસ્તો કાઢે

*





ચાર માસ બાદ સરલા આવી. સુવાવડ થયા પછી ત્રીજા દિવસે મારા સસરા તરફથી આવેલા કાગળ પરથી એ વાત તો સ્પષ્ટ થઈ ગઈ હતી કે પુત્રી જ જન્મી છે. સારું થયું બેબીના આગમન અર્થે મારા મનમાં ઉપજાવેલી વિચારસરણી મેં મારા મનમાં જ રાખી હતી. નહિ તો મારી તો ફજેતી જ થાત. સરલા સાથે ત્યાર પછી થએલા પત્રવ્યવહારમાં પણ મેં આ વાત ઉખેળી નહોતી. નહિ તો એણે મને ત્યાં બેઠાં બેઠાં ઊધડો જ લઈ નાખ્યો હોત. અંગ્રેજી બહુ ભણ્યા એટલે આવા અર્થો-અનર્થો કરતા થઈ ગયા. કાંઈક લખ્યા બોલ્યા હોત તો આબરૂના કાંકરા થાત અને મારે તો ભોંય ભારે થઈ પડત વગેરે વગેરે. સારું થયું મેં આવું કાંઈ લખ્યું જ નહોતું

પણ બિલાડીના પેટમાં ખીર ટકે તો સરલાથી ખાનગી કોઈ વાત મારા મનમાં ટકે. એ આવી પછી મેં એને આ વાત કહી, એક ઘડી તો એ મારા સામું જોઈ રહી. મને લાગ્યું હમણાં જાણે તમાચો ચોડી દેશે.

'તમારામાં તે કાંઈ શું......' બોલતાં બોલતાં એ અટકી ગઈ.

હું કાંઈ બોલ્યો નહિ.

'અસામાન્ય બુદ્ધિ છે પણ સામાન્યના વખા.' એણે મારી બુદ્ધિ વિષે અભિપ્રાય આપ્યો.

'શું કરું ! સામાન્ય બધીનો ઈજારો તેં રાખ્યો છે એટલે એમ જ થાય ને ?'

'એમ જ છે. છોકરી આવી એમાં તમારું બગડી શું ગયું ?'

'બગડી ગયું એમ મેં ક્યાં કહ્યું ! મને તો એ બહુ ગમે છે.' કહી છોકરીને મેં ચૂમી લીધી.

'બાળક હોવું એ આનન્દની વાત છે.' હું બોલ્યો.

'અને છોકરો હોત તો વધુ આનન્દ આવત ખરું ?'

'એવું ખાસ કાંઈ નહિ.'

'ખરું જ. મને ખબર છે ને ?'

'ના, ના. તારી ભૂલ થાય છે.'

'ભૂલ થતી નથી. પણ, તમે એમ તો વિચારો કે છોકરી મોટી થાય ત્યારે માને કેટલી મદદકર્તા થઈ પડે ?'

'એ તો છોકરા માટે પણ કહેવાય. એ પણ બાપને કેટલો મદદકર્તા થઈ પડે ?'

'જરાયે નહિ. મોટો થાય એટલે લડે. હક્ક માગતો આવે.'

'તારે શું દુનિયામાં બધી છોકરીઓ જ પેદા થવી જોઈએ !'

'એમ નહિ. પણ છોકરી આવી એથી ઓછું શા માટે લગાડવું ?'

'તારી ભૂલ થાય છે. મને જરાયે ઓછું લાગ્યું નથી.'

'છોકરી ન હોત તો આ તમારો સંસાર જ કેવી રીતે ચાલત ?'

'અને છોકરા ન હોત તો તમારો ચાલત એમ ?' મેં સામો ટોણો માર્યો.

'મેં એવું કહ્યું નથી. હું જાણું છું કે સંસાર ચલાવવા-ટકાવવા માટે બન્નેની જરૂર છે.' જરા નરમ પડતાં સરલા બોલી.

'હવે સાચી વાત કહી.'

'પણ પહેલાં તો છોકરી જ હોવી જોઈએ. અને હજી આપણે ક્યાં ઘરડાં થઈ ગયાં છીએ ?' પડખું ફેરવતાં એ બોલી.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો આ. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

ડૉ૰ નરસિંહ મૂ૰ શાહ

# બબલ ચેમ્બર

૧૯૬૧ના જુલાઈ માસમાં 'બબલ ચેમ્બર'ના નોબેલ પારિતોષિકવિજેતા ડૉ. ગ્લેઈઝર અને તેમનાં પત્ની અમદાવાદ આવ્યાં ત્યારે તેમણે આ વિષય પર આપેલાં ભાષણોના સારરૂપ તૈયાર કરેલા આ લેખમાં અધિકારી એવા લેખકે કેટલીક આબતો ઉમેરી તેમના જીવનની વિગતોથી લોકભોગ્ય બનાવ્યો છે....

દશકા પહેલાંની વાત: મિશિગન યુનિવર્સિટીના સુંદર હરિયાળીવાળા આંગણામાં કેટલાક ભૌતિક વિજ્ઞાનના વિદ્યાર્થીઓ ગપ્પાં મારતાં આનંદ કરી રહ્યા હતા. સામે સોડા, જીંજર એવા મૃદુ પીણાંની બાટલીઓ પડી હતી. મધુર પીણાંનો આસ્વાદ તેઓ માણી રહ્યા હતા. એક બાટલી ફોડી : સુરરર્ર્ કરતો, વાયુનો ઊભરો આવ્યો અને પરપોટા નીકળવા માંડ્યા. એક વિદ્યાર્થીએ મજાકમાં કહ્યું : 'ન્યૂકલીઅર ભૌતિક વિજ્ઞાન સહેલું હોવું જોઈએ. પ્રત્યેક વસ્તુમાં રજકણોના ચીલા ( Track ) જોઈ શકો છો.' ભૌતિક વિજ્ઞાનનો મદદનીશ પ્રોફેસર ડૉ. ડોનાલ્ડ એલાન ગ્લેઈઝર મંડળીમાં મોજ કરી રહ્યો હતો. ઉપરના રમુજી વાક્ય પર તેનું ધ્યાન ખેંચાયું: તે વિચારતરંગે ચડ્યો: 'સોડા વૉટરની બાટલી ફોડતાં ઊઠતાં વાયુના પરપોટા પર વિશ્વકિરણોની શી અસર થાય?' બીજે દિવસે જીંજર અને સોડાની બાટલીઓ તેણે મંગાવી : પ્રયોગશાળામાં ગામા કિરણ-ઉત્પાદક યંત્ર નજીક ગોઠવી. પછી તેણે તેમનાં બૂચ ખોલી નાખ્યાં. પરિણામ? બધી રીતે અવલોકનો કર્યા બાદ ડૉ. ગ્લેઈઝરે નિર્ણય બાંધ્યો : 'કાંઈ ખાસ અસર થતી નથી.'...વિચાર મનમાંથી ખસે નહીં. વધારે પ્રયોગો કરવા તેણે હિંમત કરી.

પરમાણુભંજનથી પેદા થતાં ન્યૂકલીઅસથી પણ સૂક્ષ્મતર રજકણોની પ્રક્રિયાના પ્રશ્ન પર ડૉ. ગ્લેઈઝર વિચાર કરી રહ્યા હતા. ૧૯૫૨ના મે માસમાં આ પ્રશ્ન નવી રીતે હલ કરવાનો પ્રયાસ તેમણે આદર્યો. તેમાં તેમને અદ્‌ભુત સફળતા સાંપડી. 'બબલ ચેમ્બર' તરીકે ઓળખાતી શોધની પ્રિયંત્રણા તેઓ કરી શક્યાં. આ અદ્વિતીય શોધ માટે તેમને ૧૯૬૦ના ડિસેમ્બરમાં નોબેલ પારિતોષિક એનાયત કરવામાં આવ્યું હતું. યુવાવસ્થામાં આવું મહા માન મેળવનાર ડૉ. ગ્લેઈઝર કદાચ એક જ છે.

ડૉ. ગ્લેઈઝરની 'બબલ ચેમ્બર'ની શોધ પૂર્વે ભૌતિક વિજ્ઞાનીઓ પરમાણુના કેન્દ્ર(ન્યૂકલીઅસ)ની ભીતરમાં શું છે તે જોવાનો અને તેનું માપ કાઢવાનો અભ્યાસ કરવા માટે બે રીતો વાપરતા : (૧) ક્લાઉડ ચેમ્બરની રીત અને (૨) ફોટોગ્રાફિક ઇમલ્સનની રીત. પહેલી રીતના શોધક પ્રોફેસર સી. ટી આર. વિલ્સનને ૧૯૨૭માં અને બીજી રીતના શોધક સી. એફ. પોવેલને ૧૯૫૦માં નોબેલ પારિતોષિક એનાયત થયું હતું.

ક્લાઉડ ચેમ્બરમાં સામાન્યતઃ આલ્કોહોલ(દારૂ)ની અધિસંતૃપ્ત બાષ્પવાળી હવા ભરવામાં આવે છે. ખૂબ શક્તિવાળો રજકણ તેમાં પ્રવેશ કરે તો, જે પરમાણુઓની સાથે તે અથડાય તેમાંથી ઇલેક્ટ્રોનો છૂટાં પાડી તેનાં આયનો પેદા કરે છે. આ આયનો પર પ્રવાહીનાં ટીપાંનું ઘનીકરણ થાય છે. આથી ટીપાંનો દૃશ્યમાર્ગ રજકણ ક્યાં હતો તે દર્શાવે છે. આકાશમાં ખૂબ ઊંચે ઊડતા અદૃશ્ય વિમાનનો માર્ગ તેના એન્જિનમાંથી નીકળતા ધૂમાડાની સેરથી દેખાય છે તેમ. રજકણનો પથ તપાસીને અને તેના પર ચુંબકીય ક્ષેત્રની અસર થાય છે એનો અભ્યાસ કરીને ભૌતિક વિજ્ઞાનીઓ એ રજકણની ગતિ, તેના પરનો વિદ્યુતચાર્જ અને તેમનું વેગમાન કાઢી શકે. કેટલીક વાર રજકણ તેના રસ્તામાં આવતા પરમાણુના ન્યૂકલીઅર સાથે અથડાય યા તે રજકણ નાના નાના રજકણોમાં લય પામે. આ સૂક્ષ્મ રજકણો અનેક દિશાઓમાં ઝડપી ગતિથી દોડ્યા જાય. આવા રસપ્રદ બનાવો વિરલ હોય છે. વાયુનાં બહુ વિસ્તરેલા પરમાણુઓ સાથે અથડાવાનું ભાગ્યે જ બને છે અને દરેક આવા બનાવ પછી ક્લાઉડ ચેમ્બરને બીજા પ્રયોગ માટે તૈયાર કરતાં પાંચ મિનીટ લાગે છે.





ઓછી શક્તિવાળાં રજકણો અટકાવવા ચેમ્બરમાં સીસાના પતરાં મૂકીને અથવા વાયુ પર દબાણ વધારીને અથડામણના પ્રસંગો વધારી શકાય (દબાણ વધારવાથી પરમાણુઓ વચ્ચેનું અંતર ઓછું થાય છે) પરંતુ સીસાના પતરાં જે બનાવ માટે મદદરૂપ થાય છે તે બનાવને જોવા માટે અંતરાયરૂપ બને છે. અને દબાણમાં વધારો કરવામાં આવતાં બીજા પ્રયોગ માટે ચેમ્બરને સાફ કરવા માટે સમયનો ગાળો વધે છે. ફોટોગ્રાફિક ઇમલ્સન રીતમાં ન્યૂક્લીઅર રજકણોને પકડવા વાયુને બદલે ઘન પદાર્થ વપરાય છે. જાડા ઇમલ્સનમાંથી રજકણો ગતિ કરી નીકળવા મથે એટલે તેમનું 'એક્સપોઝર' થાય છે. જેમ કેમેરામાં સામાન્ય ફિલ્મ યા પ્લેઇટ પ્રકાશમાં એક્સપોઝ થાય છે તેમ. મોટા અંતર સુધી રજકણોનો પથ દશ્યમાન કરવા ખાસ ખૂબ જાડા ઇમલ્સનો વાપરવામાં આવે છે.

નાના, હલકા અને સાદા જાડા ઇમલ્સનો આવા રસપ્રદ બનાવો જોવા માટે સરસ સાધન છે. પરંતુ ધાર્યું પરિણામ મળતું નથી. રજકણોની અથડામણો એટલી બધી વારંવાર થાય છે અને રજકણોના પથ એટલા બધા વાંકાચૂકા હોય છે કે અભ્યાસીઓ ચુંબકીય ક્ષેત્રની અસર બરાબર માપી શકતા નથી.

બીજી મુશ્કેલી એ છે કે આ રીતમાં વપરાતું ફોટોગ્રાફિક ઇમલ્સન તૈયાર કરવામાં આવે કે તરત તેના પર વિશ્વકિરણો અને પૃથ્વીની રેડિયો એક્ટીવિટીમાંથી વછૂટતા રજકણો અસર કરવા લાગે છે: એટલે ખાસ બનાવો શોધી કાઢવાનું મુશ્કેલ થાય છે. ખાસ અગત્યનું એ છે કે ભૌતિક વિજ્ઞાનીઓને રજકણ-પથ જોવા પ્રબળ સૂક્ષ્મદર્શક વાપરવા પડે છે. પરિણામે આ રીત વડે રજકણ-પથનો અભ્યાસ વધારે કઠિન થાય છે. એટલે ક્લાઉડ ચેમ્બરની અનુનેયતા (flexibility) અને દર્શકતા અને ઇમલ્સન રીતની ચોક્કસ પથ દેખાડવાની શક્તિ બંને સાથે હોય એવું નવું પ્રયોગ સાધન યોજવાની આવશ્યકતા હતી. ડૉ. ગ્લેઇઝરે આવું ઉપયોગી સાધન બનાવવા માટે કોઈ પણ પ્રવાહી વાપરવાની શક્યતા અંગે સંશોધન હાથ ધર્યું. પરિણામ : બબલ ચેમ્બર.

'પ્રવાહીમાં એવી કયા પ્રકારની ક્ષિગામી ક્રિયા છે કે જેનો ઉપયોગ કરીને ઝડપી રજકણોનો પથ દર્શાવી શકાય અને એ પસાર થઈ ગયા પછી ઝડપથી એ પથ ભૂંસાઈ જઈ શકે?' ડૉ. ગ્લેઇઝર સમક્ષ આ પ્રશ્ન ખડો થયો.

વિલ્સનના ક્લાઉડ ચેમ્બરમાં આયન પર ઘનીભૂત થતાં બિંદુઓ રજકણની વાસ્તવિક અસરને દશ્યમાન કરે છે. ડૉ. ગ્લેઇઝરે વિચાર કર્યો: 'કદાચ અધિતપ્ત પ્રવાહી અસ્થાયી માધ્યમ તરીકે કામ આપી શકે; જેમાં ન્યૂક્લીઅર સૂક્ષ્મ રજકણ ઉમેરતાં તે બંદૂકના ઘોડા માફક કામ આપે'

પ્રવાહીને અધિતપ્ત બનાવવા કેવી રીતે? એ સુવિદિત છે કે અતિ શુદ્ધ પ્રવાહીને તેના ઉકળબિંદુથી ઉપરે ગરમ કરીએ તો પણ ઊકળતાં નથી. જો તેને અતિ સ્વચ્છ, લીસા વાસણમાં રાખીને ગરમ કરવામાં આવે તો આ અધિતપ્ત પ્રવાહી જ્યારે ઊકળે છે ત્યારે એટલા જોરપૂર્વક એ ક્રિયા થાય છે કે કેટલીક વાર તેના વાસણના ભુક્કા ઊડી જાય છે. અધિતપ્તતા અટકાવવા નિસ્યંદનની ક્રિયા વખતે પ્રવાહીવાળા વાસણમાં એકાદ ભાંગેલ કાચનો ટુકડો યા છિદ્રાળુ ચીની માટીનો ટુકડો નાખવામાં આવે છે એથી કોઈ વિજ્ઞાનનો વિદ્યાર્થી અજ્ઞાન નથી.

ડૉ. ગ્લેઇઝરે કલ્પના કરી કે અનુકૂળ પરિસ્થિતિમાં ન્યૂક્લીઅર રજકણ ઊકળવાની ક્રિયાની શરૂઆત કરનાર સૂક્ષ્મ પરપોટા પર બંદૂકના ઘોડા માફક કામ આપે? જો એમ થાય તો રજકણ અધિતપ્ત પ્રવાહીમાં નાના નાના પરપોટાનો દશ્યમાન ચીલો મૂકતો જાય.

અનેક વિચારણાઓ કર્યા પછી તેમણે ઉપરની કલ્પનાને પ્રયોગ વડે ચકાસવાનો નિર્ણય કર્યો. આ પ્રયોગમાં પ્રવાહી તરીકે સામાન્ય ઇથર (દાક્તરો નિશ્ચેતક તરીકે વાપરે છે તે) વાપરવાનું તેમણે નક્કી કર્યું.





૬

ઉત્તરે એમને માલુમ પડ્યું કે જો ઈથરને ૨૮૫ ડિગ્રી ફેરનહાઈટ (૧૪૦.૫° સેન્ટીગ્રેઇડ) અધિતપ્ત કરવામાં આવે તો તે અનુકૂળ પ્રવાહી થાય કાચના બે નાના ગોળા લઈ તેમણે એક પ્રયોગ સાધન ગોઠવ્યું દરેક ગોળો ઇંચના દશમા ભાગના વ્યાસનો હતો બંનેને પાતળી કેશનળી વડે જોડ્યા અને ઇથરની બાષ્પ સમાઈ શકે એટલા માટે થોડી ખાલી જગ્યા રાખી બંને ગોળામાં શુદ્ધ ઇથર ભર્યો એક ગોળાને ૩૨૦° ફેરનહાઈટ અને બીજાને ૨૮૫° એફ એ ગરમ બાથમાં ગોઠવ્યા આથી ઓછા ગરમ ગોળામાં પ્રવાહી જોસપૂર્વક ધૂસ્યો અને તે ભરાઈ ગયો પછી ડૉ ગ્લેઈઝરે ૩૨૦° એફવાળો બાથ દૂર કર્યો ઇથરની બાષ્પ ઠંડી થઈ એટલે દબાણ ઓછું થયું આમ ૨૮૫° એફવાળા ગોળામાંનો પ્રવાહી અધિતપ્ત થયો અને કેટલીક મિનીટો સુધી સ્થાયી રહ્યો ઊકળવાની ક્રિયા થઈ નહીં હવે ડૉ ગ્લેઈઝર તેની નજીક રેડિયો એક્ટીવ કોબાલ્ટ લાવ્યા પ્રવાહી એકદમ ઊકળવા લાગ્યો આવા અનેક પ્રયોગોના પરિણામે નક્કી થયું કે આયન ઉત્પાદક વિકિરણ અધિતપ્ત પ્રવાહીમાં ઊકળવાની ક્રિયા ઉશ્કેરે છે હવે ડૉ ગ્લેઈઝરે બીજા પગલાનો વિચાર કર્યો 'પરપોટાનો પથ બનાવી શકાય એવી રીતે દિપાવું સ્થાનીકરણ થઈ શકે?'

હવે તેમણે બીજું વધારે મોટું 'બબલ ચેમ્બર' બનાવ્યું અડધા ઇંચના વ્યાસવાળો ગોળો લીધો અને જલદી દબાણ ઓછું કરી શકાય એટલા માટે હાથે ચલાવી શકાય એવો હવા ખેંચી લેવાનો પંપ જોડ્યો અને એક સેકન્ડમાં ૩૦૦ ચિત્રો લઈ શકે એવો ઝડપી ચલચિત્ર કેમેરા ગોઠવ્યો—દબાણ ઓછું કરતા શું થાય છે તે જોવા અધિતપ્ત ઈથરમાંથી રજકણ પસાર થતાં જે રસ્તે તે આગળ વધે તેનો ચીલો ચિત્રોમાં દેખાયો સાથો સાથ એક બીજી બાબત પણ નક્કી થઈ કે જેટલો ગોળો મોટો તેટલા પ્રમાણમાં અધિતપ્ત પ્રવાહી ઓછો સ્થાયી રહી શકે છે મોટા ભાગ ગોળા પર કોઈ પણ છૂટું છવાયું વિકિરણ પણ અસર કરવાનો સંભવ છે બબલ ચેમ્બર અતિ વિશ્વ માટે તાત્કાલિક પ્રયોગ સાધન પુરવાર થયું ડૉ ગ્લેઈઝરે બે ઇંચનો બબલ ચેમ્બર અને પછી ન્યૂ યૉર્કની બ્રુકહેવન નેશનલ લેબોરેટરીમાં કૉસ્મોટ્રોન સાથે વાપરવા માટે ૭ ઇંચનો બબલ ચેમ્બર તૈયાર કર્યો તેમાં ઈથરને બદલે પ્રવાહી પેન્ટેઈન (પેટ્રોલિયમમાંનો એક હાઈડ્રોકાર્બન) વાપર્યો કલાઉડ ચેમ્બર કે વિલ્સન રીત વડે લાખેના ફોટામાં ભાગ્યે જ દેખાયેલ રસ્તાઓ ઘણાઓ આથી જોવા મળી આમ કલાઉડ ચેમ્બર કે વિલ્સન રીત કરતા બબલ ચેમ્બર વધારે ઉપયોગી સાધન પુરવાર થયું વિશ્વકિરણોના અભ્યાસ માટે ઘડીના છઠ્ઠા ભાગમાં શું થાય છે તે તેનાથી દર્શાવી શકાય છે ૧૯૫૬માં પ્રવાહી ઝિનોન વાપરીને બનાવેલ બબલ ચેમ્બરની મદદ વડે ચાર્જવિહીન રજકણોના ચીલા અવલોકવાનું શક્ય બન્યું છે પ્રવાહી હાઈડ્રોજન વાપરીને બનાવેલ બબલ ચેમ્બર વડે એકના પ્રોટોન સાથે બીજા રજકણો અથડાવાથી શું બને છે—કયા નવા રજકણો પેદા થાય છે તે અવલોકવાનું શક્ય બન્યું છે આમ પરમાણુના ન્યૂકલીઅસની ભીતરમાં શું રહેલું છે તેના અભ્યાસ માટે બબલ ચેમ્બર ઉપયોગી સાધન પુરવાર થયું છે આજે દરેક મોટી ભૌતિક સંશોધન પ્રયોગશાળા એક બબલ ચેમ્બર ધરાવે છે પરમાણુના ન્યૂકલીઅસના અને વિશ્વકિરણોના અભ્યાસની પ્રગતિમાં બબલ ચેમ્બર એક સીમાચિહ્નરૂપ છે

આ લેખ પૂરો કરતા પહેલાં ડૉ ગ્લેઈઝરની જીવન ઝરમર આપી દઈએ ડૉ ગ્લેઈઝરનો જન્મ ૧૯૨૬ના સપ્ટેમ્બરની ૨૧મી તારીખે ક્લેવલેન્ડ ઓહિયોમાં થયો હતો ૧૫ વર્ષે માધ્યમિક કેળવણી પૂરી કરી મિકેનિકલ એન્જિનિયર થવા માટે કાર્નેગી ઈન્સ્ટીટ્યૂટ ઑફ ટેકનોલોજીમાં તે દાખલ થયા પણ ૭ અઠવાડિયાં પછી તેમનો વિચાર ફર્યો અને ભૌતિક વિજ્ઞાનનો અભ્યાસ પસંદ કર્યો

૧૯૪૬માં પહેલી ડિગ્રી પછી ફેલો અને શિક્ષક તરીકે





એક વર્ષ. ત્યાર બાદ કેલિફોર્નિયામાં આગળ અભ્યાસ માટે જોડાયા. ખૂબ શક્તિવાળાં વિશ્વકિરણોનો અભ્યાસ કરી ડૉક્ટરની પદવી પ્રાપ્ત કરી. ૧૯૪૯માં મિશિગન યુનિવર્સિટીમાં શિક્ષક તરીકે, પછી મદદનીશ પ્રોફેસર તરીકે અને છેવટે ૧૯૫૭માં પ્રોફેસર તરીકે નીમાયા.

૧૯૬૦ના ઉનાળામાં લોરેન્સ રેડિયેશન લેબોરેટરીમાં કામ શરૂ કર્યું. આ લેબોરેટરી દુનિયાનું મોટામાં મોટું બબલ ચેમ્બર ધરાવે છે—૭૨ ઇંચ લાંબું પ્રવાહી હાઈડ્રોજન વાપરતું મોડેલ.

ભૌતિક વિજ્ઞાની ગ્લેઇઝર એક અચ્છા સંગીતજ્ઞ છે. વાયોલીન અને પીઆનો સુંદર વગાડે છે: ટેનીસ રમે છે: બરફ પર સ્કેઈટીંગ કરે છે. જ્યારે જ્યારે સમય મળે છે ત્યારે પર્વતારોહણ કરવા ઊપડે છે.

ડૉ. ગ્લેઇઝરની મહેચ્છા 'રાજકણના ભૌતિક વિજ્ઞાન અંગે કાંઈક કરવાની હતી.' એ તેમણે સિદ્ધ કરી છે. એટલે હવે એ ક્ષેત્રમાં તેમને મુશ્કેલીઓ લાગતી નથી. ગયા ડિસેમ્બર માસમાં નોબેલ પારિતોષિક સ્વીકારવા સ્વીડનમાં તેઓ ગયા, ત્યારે તેમણે જાહેર કર્યું હતું કે 'હું ફરી પાછો નિશાળમાં દાખલ થવાનો છું— બાયોલોજીનો અભ્યાસ કરવા.' અને ખરેખર કોઈ એક કૉલેજના વિદ્યાર્થી માફક તેઓ કોપનહેગન યુનિવર્સિટીમાં માઈક્રોબાયોલોજીના એક સામાન્ય વિદ્યાર્થી તરીકે એક સત્ર હાજરી આપી આવ્યા.

ડૉ. ગ્લેઇઝરને વહીવટી કામ અને તે અંગેની જવાબદારી પ્રત્યે નફરત છે. તેમાંથી 'બચવા' તેઓ પ્રયત્નશીલ રહે છે.

જો ડૉ. ગ્લેઇઝર પોતાનો બાયોલોજીનો અભ્યાસ ચાલુ રાખશે તો જીવ વિજ્ઞાનના પ્રશ્નોનું નિરાકરણ કરવા ભૌતિક વિજ્ઞાનના સિદ્ધાંતોનો ઉપયોગ કરી શકશે. આથી એક મહત્ત્વપૂર્ણ સંશોધનનું ક્ષેત્ર ખૂલશે.



ગત વિશ્વયુદ્ધ દરમિયાન લંડનના એક નાના રેસ્ટોરામાં એક જુવાન અફસર હાથમાં પોતાનું 'રેસ્પિરેટર' અને ખભા પર લોખંડી ટોપ લટકાવીને દાખલ થયો. લોખંડી ટોપ પર 'બેજ' ચિતરેલો નહિ.

બીજા એક ટેબલ પર સુંદર દાઢીવાળો એક વૃદ્ધ પુરુષ બેઠો હતો.

'એ કોણ છે?' ચિત્રકાર છે? અફસરે પૂછ્યું.

'હા, ચિત્રકાર છે અને ઘણો સરસ ચિત્રકાર' વેઈટરે જવાબ વાળ્યો.

જુવાન અફસર જ્યાં પેલા વૃદ્ધ ગૃહસ્થ બેઠા હતા ત્યાં ગયો અને કહ્યું 'માફ કરજો. પણ મેં સાંભળ્યું છે કે તમે સારું ચિતરો છો. મને મારી આ લોખંડી ટોપ પર 'બેજ' ચિતરી આપશો?'

'જરૂર' ચિત્રકારે કહ્યું.

આ જવાબ આપનાર હતો બ્રિટનનો મહાન કલાકાર ઑગસ્ટ જહોન.

*

બ્રિટનના રાજા આઠમા એડવર્ડ (હવે ડયુક ઑફ વિન્ડસર) જ્યારે પ્રિન્સ ઑફ વેલ્સ હતા ત્યારે એક દિવસ ગામડામાં એકલા એકાંતમાં ફરવા નીકળી ગયેલા. રસ્તામાં સામે એમને એક 'ટોમી' (લશ્કરી સૈનિક) મળ્યો. ટોમી સાથે વાત કરવામાં ગમ્મત આવશે એમ માનીને તેઓ એની પાસે ગયા. થોડીક વાતચીત બાદ પ્રિન્સે પોતાના હાથમાંના છાપામાંની એક પોતાને મળતી આવતી તસવીર બતાવીને કહ્યું: 'આ મારું ચિત્ર છે.'

પોતાની મશ્કરી કરવામાં આવે છે એમ માનીને સૈનિકે ચિત્ર જોઈ કહ્યું 'એમ! તમારું ચિત્ર છે! - હું પણ તમને મારો એક ફોટોગ્રાફ બતાવું.' આમ કહી એણે ખિસ્સામાંથી પાંચમા જ્યોર્જની છાપવાળી ટપાલની એક ટિકિટ કાઢી કહ્યું. 'આ મારું ચિત્ર છે.'

બીજા દિવસે શાહી ફોજની કવાયત હતી અને પ્રિન્સ ઑફ વેલ્સને સલામી લેવાની હતી. આ ફોજમાં પેલો સૈનિક પણ હતો. જ્યારે એણે સલામી ઝીલતા પ્રિન્સને જોયા ત્યારે એને ખબર પડી કે ગઈકાલે મશ્કરી કરનાર પ્રિન્સ પોતે હતા. પ્રિન્સ પેલા સૈનિકની છાતી પરની રીબનનું અવલોકન કરવાના બહાને એની ખૂબ નજીક આવ્યા અને ધીમેથી કહ્યું—'કેમ છો બાપાજી?'



શેખાદમ આબુવાલા

# પં૦ જર્મનીનો ચૂંટણીજંગ!

ભારત સ્વતંત્ર થયા પછી ત્રીજી ચૂંટણીના વાતાવરણથી આજે ધમધમી રહ્યુ છે, પશ્ચિમ જર્મનીના વીતેલા ચૂંટણી-જંગનો ખ્યાલ થોડાંક શબ્દચિત્રોથી ત્યાં પાટનગર બોનમાં વસતા આ લેખક આપે છે જે રસપ્રદ પણ ગણાશે...

વાર : રવિ, તારીખ : સત્તરમી. મહિનો સપ્ટેમ્બર. વર્ષ . ઓગણીસસો એકસઠ. એટલે પશ્ચિમ જર્મનીની નવી સરકાર ચૂંટવાનો ઐતિહાસિક દિવસ!

કોનરાડ આડેનાઉઅર, લુડવિગ એરહાર્ટ, સ્ટ્રાઉસ, શ્રોડર, ફોન બ્રેટાનો, વિલી બ્રાંટ, પેટર નેલન, ફ્રાંક સાઈબોથ, હેર્બર્ટ સ્નાઈડર, રેનાટે રીમેક, એરિખ મેન્ડે. જર્મનીના રાજકારણમા અગત્યનો ભાગ ભજવતી આ જાહેર વ્યક્તિઓના ગંભીર અથવા હસમુખ ચહેરાનુ પ્રદર્શન કરતાં રંગબેરંગી પોસ્ટરો પશ્ચિમ જર્મનીના પાટનગર બોનના લગભગ તમામ વૃક્ષોનાં થડો, મકાનોની દીવાલો તેમ જ પૂલોના થાભલા પર ચોઢાઈ ગયાં હતાં.

ચૂંટણી આવી રહી હતી.

દરેક પક્ષ પાસે પોતાનાં સોનેરી ઝગમગતાં સૂત્રો હતાં, રૂપેરી ખણખણતાં વાક્યો હતાં. 'આવતી કાલે પણ શાંતિનું જીવન' 'આવતી કાલે પણ સલામતીનું જીવન', 'આવતી કાલે પણ મુક્તિનું જીવન', 'જર્મનીને નવી સરકારની જરૂર છે'; 'જર્મનીને મજબૂત સરકારની આવશ્યકતા છે', 'તટસ્થતા અને નિઃશસ્ત્રીકરણ;' સૂત્રો, સૂત્રો અને સૂત્રો!

પશ્ચિમ, જર્મનીમાં આગામી ચૂંટણીની પૂરજોશ તૈયારીઓ ચાલી રહી હતી ત્યારે પૂર્વ બર્લિનમાં રશિયન ટેંકો ગોઠવાઈ ગઈ હતી: સામ્યવાદી સૈનિકો પોતાની બેયોનેટો પશ્ચિમ બર્લિનની સામે માંડીને ખડે પગે ઊભા થઈ ગયા હતા. પચ્ચીસ જેટલા કલાકની અંતરિક્ષની સફરેથી પાછા ફરેલા તીતોવે હજી તો પૂરો શ્વાસ લીધો નહોતો ત્યાં તો રશિયાએ એક પછી એક અણુબોમ્બના અખતરાઓ કરી વિશ્વરાજકારણનું હવામાન વણસાડી દીધું હતું. અમેરિકન, અંગ્રેજ અને ફ્રેંચ ફોજોએ પશ્ચિમ બર્લિનમાં ગોઠવાઈ ગઈ હતી. વાતાવરણમાં યુદ્ધના ભણકારા વાગી રહ્યા હતા. બર્લિનની કટોકટીએ આખા જગતની ઊંઘ બગાડી દીધી હતી.

...પણ ચૂંટણીના જંગમાં પરોવાયેલા જર્મન રાજકર્તાઓ આ કટોકટીના ઉકેલ માટે પૂરતો સમય આપી શકે તેવી સ્થિતિ ભોગવતા હોય તેવો ભાસ થઈ શકતો નહોતો. ચૂંટણીસભાઓ ઠાઠમાઠ સાથે ભરાતી હતી. જોરદાર ભાષણો કરવામા આવતાં હતા. 'બર્લિન ખતરે મે હૈ'ની રાગિની આલાપવામાં આવતી હતી. દરેક ઉમેદવારને એકમાત્ર ચિંતા: સત્તરમીએ ખુરશી મળશે કે કેમ? આવા કટોકટીના સમયે ભિન્ન ભિન્ન મત ધરાવતા રાજકીય પક્ષોને એકતા સાધી સામ્યવાદનાં લશ્કરી પગલાંનો યોગ્ય જવાબ આપવાનું સૂઝ્યું નહિ તે અંગે જર્મન છાપાંઓએ પણ કડક ટીકા કરી. પણ...પ્રથમ ચૂંટણી, પછી જોઈ લેવાશે: તેવો કંઈક ભાવ!

બર્લિનની કટોકટીએ આડેનાઉઅરના હરીફ વિલી બ્રાન્ટના ભાવ ઊંચા લાવી દીધા હતા. સમાજવાદી પક્ષના આ નેતાનો જાણે બર્લિનની કટોકટી જ પ્રચાર કરી રહી હતી!

જર્મનીનું રાજકારણ કાંટાળા માર્ગ ઉપર ચાલી રહ્યું હતું અને ચૂંટણીસભાઓમાં રાજકર્તાઓ પર પુષ્પવર્ષા થતી હતી!

*

બોનના મુખ્ય સ્ટેશનથી સો બસો કદમ દૂર આવેલ નગર [illegible] ભવનના એક આલીશાન ખંડમાં G. D. P. (ગેઝામ્ટ ડોઈચે પાર્ટાઈ)ની ચૂંટણીસભા. પક્ષના પ્રમુખ હેર્બર્ટ સ્નાઇડર અને ઉમેદવાર ફ્રાંક સાઈબોથનાં પ્રવચનો. જાણે કોઈ આલીશાન હોટેલમાં બેઠા હોઈએ તેવો ખ્યાલ આપે તે રીતે ટેબલ-ખુરશીઓ ગોઠવવામાં આવ્યા હતાં. ભાષણ દરમિયાન

સોડાલેમન અને બીઅર જેવાં પીણાંઓ પણ વેચાતાં હતાં. બુલગાનિનની યાદ આપે તેવી દાઢી અને મુખમુદ્રા ધરાવતા કોંક સાઈબોથે ભાષણ કર્યું. અવાજ ઘૂંટાયેલો. વક્તૃત્વ પાણીદાર. શબ્દો એટલે અંગારા. વિચારોની રજૂઆત અસરકારક અને સ્પષ્ટ. ભાષણ ચાલતું હતું. સિગરેટ ફુંકાતી હતી. પીણાં પીવાતાં હતાં. તાળીઓ પડાતી હતી. આ જર્મન શ્રોતાવર્ગની આ ટેવ સમજાય તેવી નહોતી ! વક્તા કલાક ભાષણ કરે તો શ્રોતાવર્ગ દોઢ કલાક તાળીઓ પાડે ! જ્યાં એકાદ અસરકારક વિચાર રજૂ થયો કે તાળી પડી ! જ્યાં સામા પક્ષની ચોટદાર ટીકા થઈ કે તાળી પડી !

સાઈબોથ બોલતો હતો. પોતાના દેશના આર્થિક, સામાજિક અને શૈક્ષણિક પ્રશ્નોની છણાવટ કરતો હતો : 'પરદેશી મુલકોને આર્થિક મદદ આપવી એ આપણો નૈતિક ધર્મ છે, પણ આપણે સૌ પ્રથમ આપણા દેશનો ખ્યાલ કરવો જોઈએ. આપણા પોતાના દેશમાં એવા ઘણા પ્રશ્નો છે—દાખલા તરીકે પડી ભાંગતી ખેતી : કિસાનોની અવદશા—જે અણઉકલ્યા છે તેમનો પ્રથમ નિકાલ લાવવો જોઈએ. ખેડૂતોની હાલત સુધારવી જોઈએ. ખેડૂતોની હાલત સુધરશે એટલે સરકારની આવકમાંયે વધારો થશે. સરકારની આવકમાં વધારો થાય એટલે પછી ભલે આપણે પરદેશી દેશોને આર્થિક મદદ આપીએ...'

ભાષણને અંતે બે વિનંતિઓ : સત્તરમી સપ્ટેમ્બરે મારો મત અમારા પક્ષને આપજો અને અમારો ક્ષ બીજા પક્ષો જેવો શ્રીમંત નથી એટલે ફૂલ નહિ ા ફૂલની પાંખડી પ્લેટમાં (ઝોળીમાં) નાખજો !

ારસો પાંચસોની હાજરી ભોગવતી એ સભા ખેરાય ત્યાં તો શ્રોતાવર્ગમાંથી એક ચશ્માધારી ફ્લકડી બિરાદર ઊભા થયા અને સભાના પ્રમુખને નંતિ કરી : 'હું પણ બે શબ્દો બોલવા માગું '. ' સભા યોજનારાઓના મનમાં સહેજ ધ્રાસ્કો ાયો : આ વળી ક્યાંક ગરબડ ન કરી બેસે. સહેજ આનાકાની. એકબે મિનિટના વિચાર પછી સભાનાં યોજકોએ પેલા બિરાદરને માઈક સોંપ્યું. પોતાનાં ચશ્મા ઠીક કરતો એ માઈક ઉપર આવ્યો અને પોતાનું ગળું સહેજ ખંખેર્યું :

'સજ્જનો અને સન્નારીઓ !'

હું જર્મન છું. કેનેડામાં લાંબો સમય રહીને હાલમાં જ હું પાછો ફર્યો છું. પરદેશમાં આપણા જર્મની દેશની ઘણી ઇજ્જત છે. પણ આપણું રાજકારણ ઠીક નથી. આપણી સરકારની લગામ નવા પક્ષના હાથમાં આપવી જોઈએ.'

સભાના યોજકો શ્રોતાવર્ગની જેમ ઊંચાનીચા થવા લાગ્યા, કાર્યક્રમ બહારનું પેલું ભાષણ આગળ ચાલતું રહ્યું :

'આપણા દેશમાં ઘણા પક્ષો છે. પણ તે બધા નકામા. મેં ગઈ કાલે હેર્બર્ટ સ્નાઈડરનું બુન્ડસટાગ-(રાજસભા)માં ભાષણ સાંભળ્યું. આજે પણ મેં એમને તેમ જ કોંક બાઈબોથને સાંભળ્યા. એ બેઉ મહાપુરુષોનાં પ્રવચનો સાંભળ્યા પછી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે આજે આપણા દેશનો જો કોઈ ઉદ્ધાર કરી શકે તો તે આ 'ગેઝામ્ટ ડોઇચે પાર્ટાઈ !' હું મારું નામ આ પક્ષના સભ્ય તરીકે નોંધાવું છું.'

હેર્બર્ટ સ્નાઇડરનું વદન સ્મિતથી ઊઠ્યું.

પક્ષના માણસો પણ ખુશ થઈ ગયા.

પેલા ચશ્માધારી સુક્કલકડી બિરાદરના નિર્ણયનું અનુકરણ કરવાની વિનંતિ પણ કરવામાં આવી !

*

છેલ્લાં બાર વરસથી પશ્ચિમ જર્મનીના ચેન્સલરની પદવી ભોગવતા ડૉ. કોનરાડ આડેનાઉઅરનું બોનના 'બે૦ બુસહાલે'માં ભાષણ. ચાર પાંચ હજારની મેદનીને સમાવી શકે તેવો બોનમાં એકે હોલ નહિ હોવાથી શહેરમાં તેમ જ શહેરની આસપાસ દોડતી બસોના આ 'તબેલા' (બે૦ બુસહાલે)માં G. D. U. (ક્રિસ્ટલિખે ડેમોક્રાટિશે ઉનિઓન) પક્ષે પોતાની પ્રચારસભા યોજી હતી. ભાષણનો સમય સાંજના સાડા



સાતને પોણા સાત વાગે હું ઑ૦ બમહાનેમા પહોચી ગયો મે ની જમતી હતી સવા સાતે લેન ણીચોખીચ પણ અ ડેનાઉઅર આ યા સોગ મિનિટ લે

આ ૮૫-૮૬ વરસના ડોસાએ એમ૦ કલાક સુધી ભાષણ કર્યુ, પણ તે અક્કડ ઊભા રહીને અવાજ થરડે નહિ વાણી મરડે નહિ આખા ભાષણ દરમિયાન ૭ ની ઘડીએ પણીનો એક ઘૂટ પોતાના પ્રવચનમા S P D (સોટ્ટ્યા નિસ્ટિશે પાર્ટાઇ ડોઇચલાડસ)ની ઝાટકણી ત પક્ષના ગોવડી અને પશ્ચિમ બર્લિનના નગરપતિ વિલિ બ્રાન્ટની તીખી તમતમતી ટી। એસ પે ડે (S P D) ની સોનરી યોજના નો હાસી પોતે ફરી વાર જર્મનીનો ચા સનર થશે તે વાતનુ મુ સદ્દીગીરીભરી રીતે કરેલુ સમર્થન

'સારા હિલ્લેર!

આજે મો જર્મની ખાતેના રશિયન એલચી મળવા આવેલા બર્લિનના નશ્ન અ ગે વાટાઘાટો કરવા સારુ મે કહ્યુ આ પ્રશ્ન એવો વિકટ છે કે તે અગે વિચાર કરવા લામા સમયની જરૂર પડે એમને એ એલચીએ સસ્મિત કહ્યુ અચ્છા ત્યારે આપણે આપણી વાગધાગે ચૂટણી પછી આગળ ચલાવીશુ!'

તાળીઓનો ગ ગડાટ

આ એ કલા પછી પોતે પણ હસી પડયા

જર્મન સમાજવાદી પક્ષની ટીકા કરે કે વિલી બ્રાન્ટ વિરે કોઈ અણગમતો શબ્દ ઉચ્ચારે એટલે શ્રોતા વર્ગમાથી Pfui ! Pfui ! (ફૂઈ! ફૂઈ!) ! ના અવાજો સભળાય! આ Pfuiનો તરજુમો આપણે અગ્રેજીમા 'Shame! કરીશુ પણ તે અનુવાદ આ શબ્દનો પૂરતો ખ્યાલ આપી શકે તેમ નથી જર્મનીમા લોકોને કૂતરા રાખવાનો ભારે પાગલ શોખ હોય છે કૂતરુ સ્થળ કે સજોગ જોયા વિના મૂતરવા કે હગવા લાગુ રહી જાય એટલે તેને એ બદતમીઝી' કરતા અટકાવવા માટે ફૂઈ! શબ્દનો ઉદ્ગાર કરવામા આવે!

આપણે એશિયાવાસીઓ એશિયાની એકતા ઉપર જેમ જેમ ભાર મૂકીએ છીએ તે રીતે આ યુરોપના રજકર્તાઓ યુરોપની એકતા ઉપર ભાર મૂકી રહ્યા છે આડેનઉઅરે પણ પોતાના ભાષણમા આ યુરોપની એકતા ઉપર વધુ પડતો ભાર મૂકયો હતો

બર્લિનની કટોકટી ગભીર છે યુરોપે એક થઈ જોઈએ નાટો' મજબૂત બનવુ જોઈએ રશિયા કમજોર દેશો સાથે કયારેય વાગધાગમા ઊતરતુ નથી

'નાટો શક્તિશાળી બનશે એટલે રશિયા પણ આપણી સાથે સીધી રીતે વાત કરશે! આ જર્મની લડાઈ પછી ભગાર હતુ પાયમાલ હતુ જમીનદોસ્ત હતુ અમારા પક્ષે તેને ઊભુ કર્યું આબાદ કર્યુ, મજબૂત કર્યુ અમે! હા અમે! અમારા પક્ષે! અમારા પક્ષોએ! C D U અને C S U એટલા માટે મિત્રો! સત્તરમી સપ્ટેમ્બરે આપનો કીમતી મત અમારા પક્ષે આપજો! ભૂલજો નહિ સે ડે ઉ ક્રિસ્ટિશે ડેમોક્રાટિશે ઉનિઓન!

*

બોન યુનિવર્સિટીના મેન્ઝા હોલ મા એસ પે ડે [S P D જર્મન સમાજવાદી પક્ષ]ની પ્રચાર સભા સમાજવાદી પક્ષના નાણાકીય નિષ્ણાત અને આર્થિક પ્રશ્નો અગેના સલાહકાર ગેનેરાલ ડિરેક્ટર (જનરલ ડિરેક્ટર) ડૉ આલેક્સ મોલરનુ પ્રવચન વક્તાની વાણી છટાદાર આર્થિક ચમત્કારના દેશમાં દેખાય છે તેવુ બધુ ચમત્કારપૂર્ણ નથી આમ! આમ! આમ! એમના પ્રવચનનો મુખ્ય વિષય સમાજવાદી પક્ષના નિષ્ણાતોએ પોતાની નવી સરકાર માટે અત્યત ચીવટ અને જહેમતપૂર્વક તૈયાર કરેલ Der Goldene Plan (ડેર ગોલ્ડને પ્લાન સોનેરી યોજના) હતો છેલ્લા બાર વરસ સુધી રાજ કરતા પક્ષોએ જર્મનીની સ્થિતિ જોઈએ તેવી સુધારી નથી આપણા દેશમાં ઘણુ થઈ શકે તેમ છે ઘણુ કરી શકાય તેમ છે કામદારોના પગાર વીમાની યોજનાઓ માદગી વીમા મોટરના આવકવેરા શિક્ષણનો પ્રશ્ન આ બધા પ્રશ્નો નવેસરની વિચારણા માગી લે છે

પ્રવચન દરમિયાન શ્રોતાવર્ગ અને વક્તા વચ્ચે સવાલ જવાબો થતા. ધાંટાઓ પણ પાડવામાં આવતા. હાંસી ઉડાડવામાંયે આવતી. ખલેલ પાડવામાંયે આવતી. કોઈ પણ અંતરાયથી ડગ્યા વિના પ્રવચન આગળ ને આગળ ધપ્યે જતું. અન્ય પક્ષોના માણસો તોફાન કરતા એટલે પોતાના પક્ષના માણસો જોરશોરથી તાળીઓ પાડતા. છેવટે ડૉ. મ્યોલરે વિનંતિ કરી :

' ભાઈ ઓ !

આ ભાષણ દરમિયાન સવાલો કરવાનું રહેવા દો. મને શાંતિપૂર્વક સાંભળો. ભાષણ પૂરું થયા પછી જેમણે સવાલ કરવા હોય તે મારી પાસે આવે. હું તેમને જવાબો આપવા તૈયાર છું. પણ આ રીતે પ્રવચન દરમિયાન ગડબડ કરવાનો કશો અર્થ નથી. '

તાળીઓ.

ભાષણ પૂરું થયું ત્યાં સુધી શાંતિ.

અંતે એ જ :

' ભાઈ ઓ ! '

મેં રજૂ કરેલી વિગતો પુરવાર કરી આપે છે કે જર્મનીને નવી સરકારની જરૂર છે. એટલા માટે સત્તરમી સપ્ટેમ્બરે આપનો મત એસ. પે. ડે.ને આપજો.

*

થોડા દિવસ પછી ફરી સમાજવાદી પક્ષની 'મેન્ઝા હૉલ'માં પ્રચારસભા. વક્તાઓ પેટર નેલન અને ડૉ. આડોલ્ફ આર્ન્ટ. પેટર નેલન એટલે સે. ડે. ઉ. પક્ષમાં જોડાયેલા તે પક્ષના નવા ઉમેદવાર. એમણે ભાષણ કર્યું કે વાતો કરી, તે સમજાયું નહિ. પોતાના 'અંતરાત્મા ' એમને કહ્યું કે સે. ડે. ઉ. પક્ષની નીતિ યોગ્ય નથી; જર્મનીના નવઘડતર માટે એસ. પે. ડે. એ જ સાચો પક્ષ છે. આ ' અંતરાત્મા ' ના એમના અવાજે એમને એસ. પે. ડે.ની ટિકિટ અપાવી !

બોનમાં ચૂંટણીજંગ દરમિયાન ભરાયેલી અનેક પ્રચાર-સભાઓમાં સાંભળેલાં ભાષણોમાં બે ભાષણો યાદ રહી જાય તેવાં લાગ્યાં : એક તો ફ્રાંક સાઈબોથનું, બીજું ડૉ. આડોલ્ફ આર્ટનું. આર્ટ પાસે માત્ર રૂપાળી ભાષા જ નથી, સ્પષ્ટ અને ક્રાંતિકારી વિચારો પણ છે. વક્તૃત્વશક્તિ તર્ક અને નિખાલસ વિચારોનો સુમેળ પણ છે આ વ્યક્તિમાં. આડેનાઉઅરની કડક ટીકા કરી. એમની વિદેશનીતિની પૂરેપૂરી ઝાટકણી પણ કાઢી. આડેનાઉઅરે એસ. પે. ડે. પક્ષની કરેલી ટીકાઓના સણસણતા જવાબ આપ્યા.

' મિત્રો !

આડેનાઉઅરે કહ્યું છે કે એસ. પે. ડે. પક્ષ સર્પ જેવો છે. એ દર વરસ પોતાની કાંચળી બદલે છે. પણ એ ખ્રિસ્તી ધર્મના ઉપાસકને તેની જાણ હોય તેવું લાગતું નથી. કે બાઈબલમાં સર્પને ચાતુરીનું પ્રતીક લેખવામાં આવ્યો .છે '

તાળીઓ.

*

શીશમહાલની સ્મૃતિ કરાવે તેવા ઝગારા મારતા ' બેથોફન હૉલ 'માં સે. ડે. ઉ.ની બીજી પ્રચાર સભા હૉલની 'કૅપેસિટી' મર્યાદિત હોવાને કારણે પ્રવેશ–ટિકિટનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. હું સે. ડે. ઉ. પક્ષની ઑફિસમાં ગયો અને ટિકિટની માગણી કરી. કહેવામાં આવ્યું : તમામ ટિકિટો વહેંચાઈ ગઈ. સૉરી ! મેં મારો પાસપોર્ટ દેખાડ્યો. વ્યવસાયમાં ' પત્રકાર ' શબ્દ જોતાં જ બીજી ઘડીએ મારા હાથમાં પ્રેસ–કાર્ડ આવી પડ્યું !

સે. ડે. ઉ. પક્ષની એક આગેવાન વ્યક્તિ ડૉ. ક્રોનેનું પણ ભાષણ. એમણે અત્યંત છંછેડાયેલી રીતે પ્રવચન કર્યું. વિલિ બ્રાન્ટની વલે લઈ નાખી.

' સજ્જનો અને સન્નારીઓ !

આડેનાઉઅર કયી માટીમાંથી ઘડાયો છે તે આપણે જાણીએ છીએ. પણ વિલિ બ્રાન્ટ કયી માટીમાંથી ઘડાયો છે તેની આપણને ખબર નથી... '

તાળીઓ.

આડેનાઉઅરની સામે આડેનાઉઅરની ભારે પ્રશસ્તિ કરતાં અત્યંત નાટકીય રીતે એ બોલ્યા :

' ભાઈ ઓ !

બર્લિનના બ્રાન્ડનબુર્ગર ટોરની સામે રશિયન ટૅંકો ગોઠવાઈ ગઈ હતી. સામ્યવાદી ફોજો પણ ઊભી થઈ

ગઈ હતી, પરિસ્થિતિ નિરાશાજનક રીતે કથળી ગઈ હતી તેના સમો એવું કોણ હતું, જેણે આ રશિયન ટેંકો અને પ્રજાને પશ્ચિમ બર્લિનમા કૂચ કરતી અટકાવી હતી?'

ડૉ ક્રોને કહેવા માગતા હતા કે આડેનાઉઅર પણ પોતે પોતાના નાગરીક સન્માનનો નાટકીય રીતે ઉત્તર આપે તે પહેલા જ શ્રોતાવર્ગમાથી કોક ઊંચે ધાટે બોલી ઊઠ્યુ

'વિલી બ્રાન્ટ!'

ક્રોને ઉશ્કેરાઈ ગયા ઘાટો પાડનારને ક્રોધે ભરાઈ પૂછ્યુ

'કોણ?'

ફરી ઊંચે સ્વરે ઘાટો વાતાવરણમા લહેરાયો

'વિલી બ્રાન્ટ!'

ક્રોનેના ભાષણની મજા બગડી ગઈ!

આડેનાઉઅરના બોલ્યા પછી ક્રોને બોલવા ઊભા થયા હતા એમણે આરંભમા જ એક 'ગભીર હૃદયદ્રાવક' જાહેરાત કરી હતી.

'ભાઈઓ!

આપણા ચેન્સેલર ડૉ કોનરાડ આડેનાઉઅરનો જન્મ લેવાનો ફરી બનાવ બનવા પામ્યો છે કોક જુવાને આડેનાઉઅરને નામે એક પૅકેટ રવાના કર્યું હતુ તેમા બૉમ્બ હતો, આપણા આ વયોવૃદ્ધ ચૅન્સેલરને આ પુનર્જન્મ બદલ હાર્દિક અભિનદન પાઠવુ છુ

તાળીઓ સહેજ લાંબો સમય.

બહાર પોલીસનો આવો ધરખમ બદોબસ્ત શા માટે હતો તે હવે સમજાયુ

ભાષણને અંતે

'સત્તરમી સપ્ટેમ્બરે આપનો કીમતી મત સી ડી યુ ને આપી આપની યોગ્ય ફરજ બજાવજો'

સભા વિખેરાય તે પહેલા માઈક ઉપરથી વિનતિ કરવામા આવી

'સજ્જનો અને સન્નારીઓ!

ડૉ કોનરાડ આડેનાઉઅર હોલ છોડી જાય પછી જ ઊઠવાની મહેરબાની કરશો'

થયુ પણ તેમ જ

બહાર કેટલાક જુવાનિયાઓ આડેનાઉઅરને વીંટળાયા 'હવે તો ખુરસી છોડો!' તેવુ સભળાવવા લાગ્યા પણ આડેનાઉઅર સાભળે તો ને!

*

બાડ ગોડેસબર્ગના ટાઉનહૉલમા F D P (એફ ડી પી ફ્રી ડેમોક્રાટિક પાર્ટી)ના મોવડી ડૉ એરિખ મેન્ડેનુ ભાષણ જર્મનીના માજી પ્રેસિડેન્ટ પ્રોફેસર થિયોડોર હોઈસનો આ પક્ષ જર્મનીનો સયુક્ત સરકાર રચવામા આ પક્ષનો સહકાર ગણાય અનિવાર્ય પણ હવે આ પક્ષે પોતાની નીતિમા સહેજ ફેરફાર કર્યો છે સી ડી યુ સપૂર્ણ બહુમતી ન મેળવે તે માટે પોતાનો પક્ષ થો। ટકા વધુ મત મેળવે તેના પર વધુ ભાર

'બાડ ગોડેસબર્ગના નગરજનો,

સી ડી યુ ને સપૂર્ણ બહુમતી મળવી જોઈએ નહિ આપણે જાણીએ છીએ કે આપણા દેશમા કોઈ એક પક્ષ સપૂર્ણ બહુમતીએ આવે એને જર્મનીના શા હાલ થાય છે ઇતિહાસે આપણને તે શીખવ્યુ છે એટલા ખાતર અમારો પક્ષ—હોઈસનો પક્ષ એફ ડી પી મજબૂત થવો જોઈએ'

સરકારની નીતિની ટીકા કરતા બર્લિનના કરુણાએ આપણને ઘણુ શીખવ્યુ છે દુનિયાના તટસ્થ કહેવાતા દેશના મોવડીઓ ક્યારેક કઈ મને છે જર્મનીનુ એકીકરણ એ આપણો સૌથો મહત્ત્વનો પ્રશ્ન છે આ બાબતમા આપણી આર્થિક મદદ મેળવતા દેશોના મોવડીઓનો નૈતિક ટેકો મેળવવાનો આપણને અધિકાર છે ભારતના નેહરુ અહી આવી ગયા જર્મનીના એકીકરણ વિશે સાન્ત્વનાના બે શબ્દો બોલી લાખ માર્ક પોતાના દેશમાં લઈ ગયા તેવી રીતે સુકાર્નો પણ આવ્યા અને પૈસા લઈ ગયા ક્રુમોહ પણ આવ્યા અને જર્મન માર્ક લઈ ગયા આ આપણી આર્થિક સહાય લઈ જનારા મુત્સદ્દીઓ હવે જર્મનીના એકીકરણની હિમાયત ન કરે તે આપણાથી કેવી રીતે ચલાવી લેવાય? હુ તો કહુ છુ કે આપણે આવા દેશોને આર્થિક સહાય આપવાને બદલે દક્ષિણ અમેરિકાના પછાત દેશોને શા માટે મદદ નહિ આપવી?'

તાળીઓનો ગગડાટ.
અંતે :
'આપનો મત એફ. ડે. પે.ને !'

*

આ વખતની ચુંટણીમાં એક નવો પક્ષ D. F. U. (ડે. એફ. ઉ. : ડોઈચે ફ્રીડન્સ–ઉનિઓન) હયાતીમાં આવ્યો. લોકવાયકા એવી છે કે આ પક્ષની નીતિ સામ્યવાદી છે, એટલા માટે લોકોએ આ પક્ષને ચીઢવવા નામ આપ્યું હતું : Die Freude Ulbrichts (ડી ફ્રોઈડે ઉલબ્રિખ્ટસ : પૂર્વ–જર્મનીના સામ્યવાદી મોવડી 'ઉલબ્રિખ્ટનો આનંદ'). પક્ષની આગેવાન વ્યક્તિ પ્રોફેસર ડૉ. રેનાટ રીમેકે મતદારો ઉપર રવાના કરેલો એક છાપેલો પત્ર જોવામાં આવ્યો.

'સત્તરમી સપ્ટેમ્બરે ચૂંટણીઓ લેવાશે. આ દિવસ આપણા ભાવિના નિર્ણયનો દિવસ છે. આપણે શું જોઈએ છે: શાંતિ કે યુદ્ધ? સ. ડે. ઉ.ને મત આપવાનો કશો અર્થ નથી. આ પક્ષ સૈનિકો, બોમ્બ રોકેટ અને અણુશસ્ત્રો ઉપર વધુ ભાર મૂકે છે...એસ. પે. ડે.ને ચૂંટવાનો પણ કશો અર્થ નથી. વિલી બ્રાન્ટ પોતે પણ કહે છે કે એ પણ આડેનાઉઅરની જેમ 'શક્તિશાળીઓનું રાજકારણ' જ ઇચ્છે છે... એફ. ડે. પે.ની તો વાત જ શી કરવી? એ પક્ષ તો આડેનાઉઅરની ભેગો સંયુક્ત સરકાર રચવા માગે જ છે...અમારા કાર્યક્રમમાં અમારી પાસે બે શબ્દો છે? તટસ્થતા અને અણુશસ્ત્રરહિતપણું...આપનો મત ડે. એફ. ઉ.ને જ મળવો જોઈએ.

*

D. R. P. (ડે. એર. પે : ડોઈચે રાઈખ્સ પાર્ટાઇ) એ પક્ષ વળી સૌથી નોખો. 'સૌ પ્રથમ જર્મની'– એનું સૂત્ર. કહેવાય છે કે જે લોકો આ પક્ષને પોતાના મત આપે છે તે લોકો હિટલર ફરી આવે તો તેને પુનઃ મત આપે! આ પક્ષનો પ્રચાર ઢીલો હતો. નાનકડા પોસ્ટરો, આડેનાઉઅર નહિ જોઈએ. વિલી બ્રાન્ટ નહિ જોઈએ : જર્મનીનો ઉદ્ધાર અમારા પક્ષમાં છે!

*

જર્મનીની ચૂંટણીનો જંગ અહીં સમાપ્ત થતો નથી. કેથલિક અને એવેંજલિક વચ્ચેનો ભેદભાવ પણ રાજકારણમાં અગત્યનો ભાગ ભજવે છે એટલે ચૂંટણીના એક રવિ અગાઉ મેં બેઉ સંપ્રદાયનાં દેવળોની પ્રાર્થનાસભામાં હાજરી આપી, એવેંજલિક પાદરીએ પોતાની પ્રાર્થનામાં સત્તરમી સપ્ટેમ્બરનો ઉલ્લેખ કર્યો પણ માત્ર આટલું જ કહ્યું : શાંતિ અને સલામતીનું જીવન જીવી શકાય તેવી રીતે મતદાન કરવાની ભગવાન આપણને સન્મતિ દે. પણ કેથલિક દેવળનો ફેરવવામાં આવેલો સત્તાવાર પત્ર વાંચી સંભળાવ્યો. મુત્સદ્દીઓનેય શરમાવે તેવી ગોળ ગોળ ચકરડી ફરતી ભાષામાં ભક્તોને સૂચન તેમ જ સલાહ આપ્યાં : કોને મત આપવો? સામાન્ય બુદ્ધિને કસી શકાએ તો સહેજ માલૂમ પડે કે કેથલિક દેવળ આડકતરી રીતે સે. ડે. ઉ.–સે. એસ. ઉ. પક્ષોનો જ પ્રચાર કરતું હતું.

*

જર્મનીમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધુ હોઈ મતદારોમાં પણ સ્વાભાવિક રીતે સ્ત્રી મતદારો વધુ. દેવળોમાં સ્ત્રીઓની હાજરી પણ વધુ જ હોવાની.

*

સત્તરમી સપ્ટેમ્બર આવી. મતદાન થયું.

સોમવારે પરિણામો જાહેર થયાં :

સે. ડે. ઉ.–સે. એસ. ઉ.. આ સંયુક્ત પક્ષને સંપૂર્ણ બહુમતી પ્રાપ્ત થઈ શકી નહિ. સે. ડે. ઉ.–સે. એસ. ઉ.–એસ. પે. ડે. સાથે સંયુક્ત સરકાર રચે તેની શક્યતા ગળે ઊતરે તેવી નથી. એફ. ડે. પે.ની નવી નીતિએ પ્રશ્નને ગૂંચવી નાખ્યો છે. સંયુક્ત સરકાર એક જ શરતે : આડેનાઉઅરને બદલે ઉદ્યોગપ્રધાન પ્રોફેસર લુડવિગ એરહાર્ટ ચેન્સલરપદે આવે તો. આડેનાઉઅરની હઠ એવી હતી કે હું જ ચેન્સલર બનું. વાટાઘાટો ચાલી રહી છે.

એફ. ડે. પે. આ રાજકીય કટોકટીને કારણે સૌથી અગત્યનો પક્ષ બનવા પામ્યો છે. ડૉ. એરિખ મેંડે સૌથી અગત્યની વ્યક્તિ.

સમસ્ત જર્મની આ ચૂંટણી જંગ પછીના જંગના રંગઢંગ એકીટશે નિહાળી રહ્યું છે.

મનુભાઈ પંચોળી 'દર્શક'

# ગુરુણાં ગુરુ

ગુજરાતના સમર્થ પુરુષ અને મહાન કેળવણીકારનું તાજેતરનું અવસાન મોટી ખોટ ઊભી કરી ગયું છે તેમની સાથે વરસોથી સત્કાર્ય કરનાર જાણીતા લેખકની આ અવસરી અંજલિ સાથે આપણને પણ એ તર્પણમાં ભાગ આપવાનું મન થાય એટલી હૃદયસ્પર્શી છે

નાનાભાઈ જતા ગુજરાત રંક બન્યું છે કેળવણીને એમણે અમૃતસંજીવની માની હતી ને એ સંજીવનીની શોધમાં તેમણે પોતાના જીવતરની પળેપળ વિતાવી એ શોધની આડે આવતા ધન, માન, પદાધિકાર કશાય આડંબર કે ડખ વિના છોડ્યા હતા અરે વિદ્વત્તાને પણ તજવાની તેમની તૈયારી હતી

સંસ્કૃતના તેઓ પંડિત હતા ને સંસ્કૃત સાહિત્ય તેમને અત્યંત પ્રિય હતું ઇતિહાસ તેમનો વિષય હતો ને છેવટ લગી તેનો રસ રહ્યો હતો પણ જે ઘડીએ તેમને ખબર પડી કે વ્યક્તિ અને સમાજને સંજીવન અને પ્રફુલ્લિત રાખવા માટે નાના બાળકોની કેળવણી જ અગત્યની છે, એમને તરત જ બાપા કાગડો હા ભાઈ, કાગડો' જેવી વાર્તા શાકુંતલના જેટલા જ રસ ને લહેકાથી કહેવા માંડી એમને આ સંજીવનીની શોધમાં એક દહાડે દેખાયું કે સાચી કેળવણીમાં ઉત્પાદક પરિશ્રમ આ દેશમાં વિશેષે કરીને ખેતી ગોપાલન હોવાં જોઈએ ને બીજે જ પળથી તેમણે ખેતી વિજ્ઞાન શીખવા શિખવવા માંડ્યું જાતે નીંદામણ કર્યું લણ્યું, પાળા બાંધ્યા ગાયોને ખાણ આપ્યું—અરે ગાયો ચારવા ગયાનું પણ સ્મરણ છે

નાનાભાઈ આમ સહેજે કરી શક્યા કારણ કે એમને કેળવણી દ્વારા જ આ દુનિયાના ધા-ધારા છેવટ સુધારશે તેવી પ્રતીતિ હતી કેળવણી દ્વારા લોકારાધન એ તેમનો યજ્ઞ હતો લોકારાધન માટે જેમ રામચંદ્રજીએ સીતાને પણ બાજુ પર મૂકેલાં તેમ વિદ્વત્તાનો બોજો બાજુ પર મૂકતા નાનાભાઈને વાર ન લાગી અનેક વરસોના પ્રયત્ને મહારાની પાંગરેલી દક્ષિણામૂર્તિ સંસ્થાના નિયામક મટી ગામડાની નિશાળના મહેતાજી બન્યા નાના ભૂલકાંઓને નવરાવ્યાં તેમનાં

નાક આંખ સાફ કર્યાં તેમની પાસે બાળતરંગો કર્યા, તેમની સાથે જમીન બાગબગીચા અને ગાયોની માવજત કરી

આ બધું કરવા છતાંય તેમને લોકરંજન નહોતું કરવું એમને તો હરિજનોના પ્રશ્ને તેમણે લોકો સાથે કદી સમાધાન ન કર્યું અને એક વાર તો શાળાને બંધ થવા દીધી

રંજન લોકોનું પણ નહિ તેમ રાજ્યનું પણ નહિ ભાવનગર રાજ્યે શેરડીના ભાવ બાંધ્યા તે ખૂબ નીચા હતા ખેડૂતો નાનાભાઈ પાસે આવ્યા નાનાભાઈએ જોયું કે ભાવ ઓછા છે ને છતાં શેરડી તો કારખાનાને ફરજિયાત આપવાની છે એમણે આવી રીતે શેરડી આપી દેવા કરતાં જાતે જ વાડ સળગાવી દેવાની ને રાજ્યના આવા અન્યાયી હુકમને નહિ નમવાની દોરવણી આપી બીજી બાજુ રાજ્ય સાથે વાટાઘાટ ચલાવી ને ખેડૂતોને ન્યાય અપાવ્યો

એ વખતના દીવાન શ્રી અનંતરાયભાઈએ એક પ્રસંગે કહેલું કે 'નાનાભાઈ જે રાજ્ય તમને આટલી મદદ કરે છે તે જ રાજ્યની સામે થતાં તમે શીખવો તો પછી અમારે આ મદદ બંધ કરવી પડશે '

નાનાભાઈ કહે કે 'એ તો આપે વિચારવાનું છે '

'પણ પછી શું કરશો ?'

સાવ હળવું મોઢું રાખીને નાનાભાઈ કહે કે 'પછી એવા રાજ્યના મુખિયા ખોળવાનું કામ જ બાકી રહેશે '

આવા જ એક બીજા પ્રસંગે રાજ્યના એક વરિષ્ઠ અધિકારીને તેમણે કહેલું કે 'લોકોને દબાવવા શીખવવામાં શી મહત્તા છે ? તમને સૌને ઘેટાં ઉપર રાજ્ય કરતાં શરમ નથી આવતી ? રાજ્ય તો સિંહો ઉપર કરો તો તેમાં શોભા છે '





નાનાભાઈમાં આ આવેશમુક્ત, સહજ સ્વાભાવિક શૌર્ય હતું, કારણ કે લોકોનું, વિદ્યાર્થીઓનું, રાજ્યનું કે સાથી કાર્યકરોનું રંજન કરવાનું તેમણે વિચાર્યું જ નહોતું. પણ તેથીયે મોટું કારણ એ હતું કે તેઓ અનાસક્ત હતા. કાપેલી આંગળી જેમ ફરી વાર ઊગે નહિ તેમ તજેલો વિચાર તેમને ફરી આવતો નહિ. તેમની ભક્તિ એકાગ્ર ને અવ્યભિચારિણી રહી હતી. સતીને જેમ પતિનો સૂકો રોટલો પણ મીઠો લાગે તેમ આ સર્વોપયોગી, સર્વક્ષેમંકર, સર્વ સુલભ કેળવણીની શોધમાં મળતી નિષ્ફળતા પણ તેમને અન્ય માર્ગે મળનારી સફળતા કરતાં મીઠી લાગી હતી.

આ સર્વોપયોગી કેળવણીના વિસ્તરેલાં મૂળિયાં ખેતી, રાજકારણ, રચનાકાર્ય, ધર્મસંસ્થા, અર્થરચના–બધાંને સ્પર્શતાં તેમણે જોયાં, એટલે તેઓએ પ્રસંગોપાત એ બધાં ક્ષેત્રો જોડે પોતાની જાતને જોડી, ને ત્યાં ત્યાં પણ કેળવણીની દૃષ્ટિથી બધું તપાસવાની સૌને પ્રેરણા આપી. જાણે એ ક્ષેત્રમાં પડેલા સૌને તેમણે કહ્યું, 'દરિયાને સગવડ ખાતર ભલે આ અખાત કે તે અખાત એવું નામ આપીએ, પણ આખરે દરિયો એક જ છે. વિભાગીકરણ સત્ય નથી : સત્ય તો છે એક અવિચ્છિન્ન જીવન. સ્થળ અને કાળમાં વ્યાપ્ત થયેલું આ જીવન કેળવણીના સાચા વિજ્ઞાનને અભાવે ક્યાંક શોષાઈ રહ્યું છે, ક્યાંક ગંધાઈ રહ્યું છે; ક્યાંક ઠીંગરાઈ ગયું છે, ને ક્યાંક તો વિકૃત થઈ રહ્યું છે.'

જીવન એ ગર્ભાધાનથી માંડીને મૃત્યુ સુધી કેળવણી જ છે એમ સમજવું એ આનો ઉપાય છે. કેળવણીનો વિચાર કે આચાર માત્ર શાળાના સમય દરમ્યાન જ કરવાનો નથી; હરપળે, હરસ્થળે તે સતત કરવાનો છે. આ વ્યાપક, સર્વકાલીન, સતત ચાલનારી કેળવણીનું આદિથી અંત સુધીનું ધ્યાન ધરવું ને તેનું ચિત્ર આલેખવું તે તેમની ઝંખના હતી. ભગવાન તેમની નિષ્ઠા પર પ્રસન્ન થયા એટલે તેમને હાથે બાળમંદિરથી માંડીને તે મહાવિદ્યાલય સુધીની ઇમારત રચાઈ.

ને આપણને પણ એ ચમત્કાર જોવા મળ્યો કે એક અકિંચન ભિક્ષુક બ્રાહ્મણ જેણે રાજ્યાશ્રય ન લીધો, જેણે લક્ષ્મીવાનોનો આશ્રય પણ ન લીધો, યથાર્થ કહીએ તો લોકાશ્રિત થવાનું પણ ન સ્વીકાર્યું, જેની પોતાની પાસે ફૂટી બદામ પણ નહોતી—તેની યાત્રામાં જોઈએ ત્યારે કાર્યકર્તાઓ મળ્યા, દાનો મળ્યાં, યશ મળ્યો, જીવનની ચરિતાર્થતા મળી. મલૂકની વાણી જાણે સાચી પડી.

'જહાં જહાં બચ્છા ફિરે, તહાં તહાં ફિરે ગાય;
કહે મલૂક જહાં સંત ફિરે, તહાં રમૈયા જાય.'

વસ્તુતઃ નાનાભાઈની સંઘરની તે ગાંધીજીની સત્ય ને અહિંસાની શોધને શિક્ષણક્ષેત્રમાં કેમ લાગુ પાડવી તે શોધ હતી. સત્યાશ્રિત અને અહિંસક સમાજની કેળવણી કેવી હોય તેનાં તારણ તેઓ આપી ગયા છે કે,

'એ કેળવણી જીવન સાથે નાડી-સંબંધ ધરાવનારી હોય, છાત્રાલયયુક્ત હોય, ગ્રામસમાજ તરફ અભિમુખ હોય, તેમાં ઉત્પાદક પરિશ્રમ, જ્ઞાન–વિજ્ઞાન અને કાવ્ય સાહિત્યનો સમન્વય થયો હોય, તેમાં સહશિક્ષણ હોય, દંડને તેમાં સ્થાન ન હોય, તેમાં વિદ્યાર્થી અધ્યાપક વચ્ચે માત્ર સંપર્ક જ નહિ પણ કુટુંબભાવ હોય, વિદ્યાર્થીની રુચિ તથા વયની જરૂરિયાતોને લક્ષમાં રાખીને ચાલતી હોય, અભ્યાસની પ્રેરણા અંદરથી આવતી હોય, તે કોઈને આશરે ન હોય, તેમાં સૌથી નીચેની કક્ષાની કેળવણીમાં સૌથી ઉત્તમ માણસો ને ઉત્તમ સાધનો રોકાતાં હોય, સામાજિક કે અન્ય ઉચ્ચ નીચ ભેદભાવનો તેમાં પ્રવેશ જ ન હોય.'

આ બધાં તારણો એકી દિવસે તેમને નહોતાં સાંપડ્યાં, પરંતુ ૫૨ વર્ષની લાંબી કઠિન તપઃપૂત યાત્રામાં પડતાં, આખડતાં, લેતાં, છોડતાં મળ્યાં હતાં.

યુદ્ધનાખૂદી દુનિયા ઝંખી રહી છે. પણ યુદ્ધ કરે છે કોણ? તોપો આપમેળે ફૂટતી નથી, કે આંતરખંડીય શસ્ત્રો આપમેળે છૂટતાં નથી. માણસો જ તોપો ફોડે

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# સમુદ્ર ઉપર ઊડતાં પંખી

જળાશયો ઉપર ઊડતાં પંખીઓ પૈકીનાં થોડાંક ગયા અંકમાં વર્ણવાયાં અને એના જ અનુસંધાનમાં એ જ જાતનાં પંખીઓની વધુ જાત આ અંકમાં આપવામાં આવેલ છે. આ પંખીઓનો પરિચય વાચકો માટે જરૂરી અને નવો પણ છે...

## સામાન્ય ધોમડી

કબૂતરના કદની બરાબર જણાતી પણ જોવામાં પાતળી આ સામાન્ય ધોમડીની પીઠ રંગે રાખોડી અને પેટાળ રંગે સફેદ રહે છે. તાલકા ઉપરનાં પીંછાં લાંબાં અને કાળા રંગનાં રહેવાથી તે ચોટલી જેવાં દેખાય છે. ભોંય ઉપર બેસીને જ્યારે પાંખો સંકેલે છે ત્યારે તે પાતળી અણીદાર પાંખો તેની ફાટેલી પૂંછડી ઉપર પડે છે. પૂંછડી સામાન્ય લાંબી અને જ્યારે પહોળી ન કરી હોય ત્યારે તે પણ અણીદાર જણાય છે તેની ચાંચ નારંગી પીળા રંગની અને પગો રાતા રંગના રહે છે.

સામાન્ય ધોમડીને સાગરકાંઠો ખાસ પસંદ નથી. એની પસંદગી તો મીઠા પાણીનાં સરોવરો અને નદીઓ ઉપર ઊતરી છે. સ્વભાવે રમતીઆળ અને ચપળ હોવાથી એકબીજાં પોતાની જાતનાં પંખી પાછળ પડયા કરે છે. અને એક ટાપુ ઉપર માળા બાંધવા માટે સમૂહમાં એકઠાં થયેલાં પંખીઓ તો સંવનનમાં આ રમત રમતાં સહેજે જોવામાં આવે છે. તેની ઊડવાની શક્તિ જબરદ અને આકર્ષક છે. કારણ કે તેની હવામાં લોચી લેવાની આવડત ઉપર જોનાર મુગ્ધ થઈ જાય છે. જ્યારે હવામાં ઊડવાની સહેલ કરતી હોય છે ત્યારે તો પોતાની પાંખો ધીમી ગતિથી ધમે છે અને તેની સાથે વારેવારે હવામાં ચક્કર કાપી કંઈક નવી ભાત સર્જે છે.

રેતી કાંઠો અને સરોવર કે નદીમાં આવેલા નાના બેટડા તેના વસવાટ માટે ખાસ પસંદ કરે છે. આવી જ જગ્યામાં રાતનો બસેરો પણ કરે છે. અને બપોર વચાળ આરામ પણ આ જ જગ્યા ઉપર કરે છે. કેટલીક દરીઆઈ મોજાં માફક ઊંચી નીચી ઊડે છે. પણ એથી તેનો હવા ઉપરનો કાબૂ જરાય ઓછો જણાતો નથી 'ટીઈઈઈ કે ક્રીઈઈઈ' તે અવાજ કરે છે અને તેમાં શુષ્કતા છે. તેના માળા હોય તે બેટડા ઉપર મુલાકાત લીધી હોય તો 'ટીકઉક ટીકઉક ટીઈઈઈ–ટીઈઈઈ' જેવો અવાજ કરીને મુલાકાતીના કાન કાણા કરી નાખે છે.

ભારતમાં ઘણી જગ્યાએ આ સામાન્ય ધોમડી જોવામાં

---

છે ને સ્વયંસંચાલિત કહેવાતાં આંતરખંડીય શસ્ત્રો પણ માણસ જ છોડે છે.

આમ, યુદ્ધ મૂળે તો માણસના હૃદયમાંથી શરૂ થાય છે. મનુષ્યની અશુદ્ધ વૃત્તિઓ જ યુદ્ધ પ્રેરે છે. આ વૃત્તિઓનું ઊર્ધ્વીકરણ કરવું તેનું નામ છે કેળવણી. તેનું વિજ્ઞાન ને તેનો આલેખ એ નાનાભાઈએ સમાજને આપેલી અણમોલ ભેટ છે, એમની દેણ છે. ડાહ્યું ગુજરાત આ દાન સાચવે, સંશોધે અને તેને વધારે તેથી આશા વધારે પડતી નથી.

રાષ્ટ્રની સંપત્તિ તેની કોલસાની ખાણો કે તેલભંડારો નથી, પણ માણસો છે. જો નાગરિકો યોગ્ય ન હોય તો તે તેલભંડારો ને કોલસાની ખાણો સંપત્તિ નહિ પણ વિપત્તિ થાય છે. ઇતિહાસ તેવાં ઉદાહરણો આપી શકે છે. રાષ્ટ્રનો નાગરિક લોકોનો ઉદ્વેગ ન કરે, લોકોથી ઉદ્વેગ ન પામે, સૌને પ્રેમ આપે અને પ્રેમ પામે, તે માટેની સેવામય સર્જનાત્મક કેળવણી એ જ રાજમાર્ગ છે.

આવી કેળવણીને વ્યાપક કરવી એ જ નાનાભાઈનું તર્પણ છે.

આપણે સૌ એ પ્રયત્ન કરીએ.×

×'સ્વરાજધર્મ'માંથી સાભાર.

★





આવે છે. સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતમાં તે સામાન્ય પંખી છે. કદાચ સ્થાનિક પ્રવાસ કરતી હોય. ફેબ્રુઆરીથી એપ્રિલ માસમાં તેઓ ગૌરીશંકર સરોવર અને બોડીઆર તળાવમાં આવેલા નાના પથરાળ ટાપુ ઉપર સમૂહમાં માળા બાંધી બચ્ચાંનો ઉછેર કરે છે. એક બીજા પંખીની પાછળ પડવાની રમત બચ્ચાં ઊડતાં થઈ જાય ત્યાં સુધી રમતાં જોવામાં આવે છે. જ્યારે સંવનન ચાલતું હોય ત્યારે ભોંય ઉપર બેઠેલો નર પોતાના માથાનાં લાંબાં પીંછાં ઊભા કરે છે અને પૂંછડી પણ ઊંચી કરે છે તેની સાથે આમતેમ ઘૂમાવે છે. જોડીઓ બંધાઈ ગયા પછી આખા ટાપુનો કબજો સામાન્ય ધોમડીઓ લઈ લે છે. પણ તેની સાથે તેઓ મોટા ચક્વા ચક્વી કે કાળા પેટની ધોમડીને પોતાનાં કુટુંબ ઉછેરવામાં આનાકાની નથી કરતી. ભોંય ખોતરીને કે થોડી પાણીની વનસ્પતિઓ લાવી માળો બનાવી અંદર બે થી ચાર, રાખોડી જમીન ઉપર કથ્થાઈ લીટા અને ડાઘાવાળાં ઈંડાં મૂકે છે. આ માટે ફેબ્રુઆરીથી માર્ચ માસમાં નદી કે સરોવર ઉપર ફરવાથી તેના માળાવાળો ટાપુ તેનો ત્યાં આગળ સમૂહ ઊડતો હોવાથી તરત જ વરતાઈ જાય છે. નર અને માદા બન્ને સેવણની અને કુટુંબને મોટું કરવાની ફરજ બજાવે છે. પોતાનાં ઈંડાં તથા બચ્ચાંનું આખો સમૂહ ખૂબ રક્ષણ કરે છે છતાં કયારેક કાગડા તેનો નાશ કરે છે. જે ટાપુઓ ઉપર ઘાસ ઊગેલું હોય તેવા બેટ ઉપર માળા બાંધી કોઈ વખત બચ્ચાં ઉછેરતાં જોવામાં આવતાં નથી. તેને તો પથરાળ ટાપુ પસંદ છે. એક એવો ટાપુ પોતાના કુટુંબના ઉછેર માટે પસંદ કર્યો એટલે બનતાં સુધી હર સાલ ત્યાં જ બચ્ચાં ઉછેરે છે. એ તો સામાન્ય વાત છે કે સરોવર કે નદીમાં પાણીની સપાટી ઊંચી નીચી થાય અને જ્યારે ચારાની તાણ જણાય તો નક્કી કરી રાખેલા ટાપુનો માળા બાંધવા માટે ત્યાગ કરે છે. ઈંડાં સેવાઈને બચ્ચાં બહાર આવે છે ત્યારે માબાપ દૂર દૂરથી તે બચ્ચાં માટે આહાર લઈ આવતાં જોવામાં આવે છે. જ્યારે આ પ્રમાણે દૂરથી માછલી લઈ ઊડી આવતાં જોવામાં આવે છે ત્યારે એક જ ચાંચમાં બેચાર લાંબી પાતળી માછલી લટકતી રાખી ઊડી જતાં દેખાય છે ઈંડાંમાંથી નીકળેલાં બચ્ચાંની રુંવાટીનો રંગ ઝાંખો રતાશપડતો પીળો અને અંદર ઘેરા રંગનાં ટપકાં આવે છે. તેના પગ અને ચાંચ નારંગી રંગનાં હોય છે. મા-બાપ માછલીઓ લઈ લાંબેથી ઊડીને આવતાં હોય તે વખતે હવાથી માછલીની ચીકાશ સુકાઈ જાય છે અને ચીકાશ સુકાઈ જવાથી તે બચ્ચાના ગળામાં જલદી ન ઊતરે એટલે બચ્ચાંના ગળામાં મૂકતાં તે માછલીને પાણીમાં ડુબાડીને પાછી ચીકણી કરે છે. બચ્ચાં તેમની આસપાસની ભોંય સાથે આબાદ મળી જાય છે. સખત તડકાના સમયે સેવણ ઉપર બેસતાં પહેલાં માબાપ પોતાનાં પીંછાં ભીંજાવે છે, આ ધોમડીનો સામાન્ય ખોરાક નાની માછલીઓ અને બીજી જીવાતનો છે. પાણીકાંઠે સામાન્ય ઊંચાઈએ ઊડતાં સપાટી ઉપર આવેલી માછલીને સીધી ડુબકી મારી પકડી લે છે અને ક્રમિક ડુબકી મારતાં બે ત્રણ માછલી ચાંચમાં ભેળી કરી શકે છે.

ભારતમાં ઘણે ઠેકાણે આ સામાન્ય ધોમડીનો વસવાટ છે. સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતમાં તો આ પંખી જરૂર જોવામાં આવે છે. સ્થાનિક પ્રવાસ કદાચ કરી નાખતી હોય છે. અહીં ભાવનગરમાં ગૌરીશંકર સરોવરમાં આવેલા ટાપુઓ ઉપર તેના માળા જોવામાં આવે છે એ જ પ્રમાણે ઘણા સરોવર અને નદીના ટાપુઓ પર બીજે પણ જોવામાં આવે છે.

સામાન્ય ધોમડીને અંગ્રેજીમાં The Indian river tern કહેવામાં આવે છે. જ્યારે વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Sterna Aurantia (Gray) એમ કહેવું જોઈએ.

### પરદેશી ધોમડી

કાગડાના કદની આ પરદેશી ધોમડીની પીઠ ઝાંખી રાખોડી અને પેટાળ ધોળા રંગનું રહે છે. માથે તાલકું કાળા રંગનું તથા ચાંચ અને પગો પરવાળાના



રંગ જેવા રાતા હોય છે. ઉપર બતાવેલી બંને નિશાનીથી તેને દરીઆઈ ધોમડી અને ચોટીની દરીઆઈ ધોમડીથી જુદી પાડી છે. આ પરદેશી ધોમડી તે બન્ને ધોમડીઓ કરતા કદમાં સહેજ નાની રહે છે. તેની પૂછડી ઠીક પ્રમાણમાં લાંબી અને અણીદાર ધોળા રંગની હોય છે અને જ્યારે આ પંખી પોતાની પૂછડી બરાબર પહોળી કરે છે ત્યારે તેમાં બરાબર ખાંચો પડે છે. આ પરદેશી ધોમડી અહીં શિયાળામાં આવતી હોવાથી તેનું તલકું કાળા રંગને બદલે ધોળું હોય છે પણ તેમાં ઓડ ઉપર થોડીક ધેરી લીટીઓ દેખાય છે. એટલું કે જ્યારે તેઓ પ્રવાસ ખેડીને આપણા સાગરકાંઠે આવે છે ત્યારે અને માર્ચ માસમાં આપણો કાંઠો છોડી દેવાના સમયે તેને પાછો તાલકા ઉપર કાળો રંગ આવી જાય છે.

સાગરકાંઠે જ વસનારી આ પરદેશી ધોમડી આપણા જોવામાં તો એકાકી જ આવે છે. સાગરકાંઠે ઊડતી હોય છે ત્યારે બહુ સોહામણી જણાય છે. દરેક ધોમડીઓની એક ખાસીયત એ છે કે જ્યારે તેઓ ઊડતી હોય છે ત્યારે પોતાની ચાંચને લગભગ પાણીને ઓગીભે રાખીને ઊડે છે. તેમાં ખાસ કરીને ખોરાકની શોધમાં હોય છે ત્યારે પોતાની ચાંચ જરૂર એ પ્રમાણે જ રાખે છે. ઊડતા ઊડતા જ્યારે તે પોતાનો આહાર માછલી કરચલા ઝીંગા નાની કાગડા મરછી અને એવી બીજી સાગરકાંઠે થતી જીવાત જોઈ જાય છે ત્યારે સીધી જ ડુબકી મારે છે. એ ડુબકીમાં ઘણી વખત તે પાણીમાં અંદર ચાલી જાય છે પણ જરાય ગભરાયા વગર તરત જ પાણીમાંથી નીકળીને ઊડવા લાગે છે અને પાછી ચારો શોધવામાં તલ્લીન થઈ જાય છે. આ ધોમડી મીઠા પાણી ઉપર ઊડનારી ધોમડી કરતા વધારે ઊંચાઈએ ઊડે છે. આથી ચારો પકડવા માટે જ્યારે ત્રાટકે છે ત્યારે જોનારને અચંબો લાગે છે. અવાજમાં તે કર્કશ છે.

પરદેશી ધોમડી પોતાના પ્રજનન માટે યુરોપ ઉત્તર એશિયા અને ઉત્તર આફ્રિકા તરફ ચાલી જાય છે અને શિયાળાની શરૂઆતમાં દક્ષિણનો પ્રવાસ ખેડીને આપણા સાગરકાંઠે પણ કોઈ કોઈ વખત આવે છે. આ ધોમડી પાણી ઉપર કે રેતી ઉપર ભાગ્યે જ આરામ કરતા જોવામાં આવે છે. એને તેની ગણત્રી એક મોટા પ્રવાસ ખેડનાર પંખીમાં થાય છે.

પરદેશી ધોમડીને અંગ્રેજીમાં The Common tern કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Sterna hirundo (Linn) એમ કહેવું જોઈએ.

### કાળા પેટવાળી ધોમડી

કાબરના કદને લગભગ મળતા આવતા કદવાળી આ કાળા પેટવાળી ધોમડીનો રંગ માથા ઉપર કાળો, પીઠ રાખોડી અને પેટાળ કાળા રંગનું રહે છે. ચાંચનો રંગ નારંગી પીળો અને પગો નારંગી રાતા રંગના હોય છે. તેનો આ રંગ જ્યારે તે વરવાધા સજે છે ત્યારે થાય છે પણ શિયાળામાં માથા ઉપરનો અને પેટનો કાળો રંગ ચાલ્યો જાય છે અને રાખોડી અને ધોળો રંગ ધારણ કરે છે. પાંખો લાંબી પાતળી અને અણીદાર હોય છે એ જ પ્રમાણે પૂછડી પણ અણીદાર અને મોટી ખાંચવાળી રહે છે. નાની ઉમ્મરના પંખી ઝાંખા રાખોડી પીઠ ઉપર અને રાખોડી અને ધોળા પેટાળ ઉપર રંગ હોય છે. જ્યારે તેવા નાના પંખીનું તાલકું તદ્દન રાખોડી રંગનું જણાય છે.

આ ધોમડી સામાન્ય રીતે મોટા સમૂહમાં જોવામાં આવતી નથી પણ જો મોટું સરોવર કે નદી હોય તો કદાચ ચાર છ જોડી દેખામાં આવી જાય છે. ઊડાનમાં આ ધોમડી બીજી ધોમડી જેટલી જ આકર્ષક છે તે ઉપરાંત પોતાના કુટુંબનું બહુ હિંમતપૂર્વક જતન કરે છે પણ એનું ખરૂં કે આ કાળા પેટવાળી ધોમડી સામાન્ય ધોમડીઓના સમૂહની સાથે જ કુટુંબ ઉછેર કરે છે. જ્યાં સામાન્ય ધોમડીનો જે ટાપુ ઉપર સમૂહ હોય ત્યાં તેની સાથે એક અથવા તો બે જોડી આ ધોમડી પણ સાથો સાથ બચ્ચાનો ઉછેર કરે છે. જો કે આ ધોમડી અને ધોળી ધોમડી ઘણા મળતા આવતા હોવાથી ભૂલ થઈ જવા સંભવ ખરો. પણ ધોળી ધોમડી સમૂહચારી છે અને તેનો સમૂહ હમેશા





અવાજ આપ્યા કરે છે. જ્યારે કાળા પેટવાળી ધોમડી ક્યારેક જ અવાજ કરે છે અને તેની ગણત્રી હવાબાજમાં કરી શકાય એવી છે. આ ધોમડીનો ચારો નાની માછલી અને પાણીના જીવોનો છે. પોતાનો આહાર શોધતી વખતે તે બીજી ધોમડી માફક જ ઊડ્યા કરે છે. પણ ચારો શોધતી વખતે 'ટ્રેક ટ્રેક ટ્રેક' એવો અવાજ કર્યા કરે છે.

ભારતમાં તમામ જગ્યાએ તેની વસ્તી છે એટલે સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાત તેમાંથી વંચિત નથી. તે કાયમી છે પણ સ્થાનિક પ્રવાસ ખેડી નાખે છે એથી શિયાળામાં તો જરૂર દેખાય છે.

આ ધોમડી પોતાનું કુટુંબ સામાન્ય ધોમડીએ નક્કી કરી રાખેલા ટાપુ ઉપર સાથોસાથ જમીન ખોતરીને પોતાનો માળો બનાવે છે. આ માળા સામાન્ય રીતે એ જ આછા રેતીઆ પીળા રંગની ભોંય ઉપર રતાશ પડતા કથ્થાઈ રંગના ધાબાંવાળાં લાલ ઈંડાં મૂકે છે. આથી તો સમજાઈ જશે કે તેનો પ્રજનનકાળ સામાન્ય ધોમડી સાથે જ આવે છે. સંવનન ચાલતું હોય ત્યારે કેટલાંક પંખીઓમાં નરો માદાને ચારો ખવડાવે છે એમ આ ધોમડીના નર પણ માદાને પ્રેમકોળીઆ ભરાવે છે. પણ બીજાં પંખીની માફક અમુક જગ્યાએ બેસીને અહીં પણ ઊડતાં જ માદાની ચાંચમાં ચારો આપી દે છે. જ્યાં સામાન્ય ધોમડી અને કાળા પેટની ધોમડીએ બચ્ચાંનો ઉછેર કર્યો તે ટાપુની મુલાકાત લઈએ તો તમામ ધોમડીઓ કાળો કકળાટ કરી મૂકે છે અને મુલાકાતીને મારવા ચેષ્ટા પણ કરે છે. નરમાદા બન્ને સેવણ અને કુટુંબઉછેરની ફરજ બજાવે છે. ગરમીના સમયે ભેજ આપવા આ ધોમડી પણ પેટનાં પીંછાં ભીનાં કરી પછી જ સેવણે બેસે છે અને બચ્ચાંને તાપથી રક્ષણ આપવા પાંખો પહોળી કરી છાંયો કરે છે.

કાળા પેટની ધોમડીને અંગ્રેજીમાં The Black-Billid Tern કહેવામાં આવે છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Sterna Melanogaster (Temminck) એમ કહેવું જોઈએ.

**નાની ધોમડી**

આ ધોમડી પણ કાબર જેવડા જ કદની છે. તેનું કદ ધોળાળી ધોમડીને મળતું આવે છે. જ્યારે આ ધોમડી પ્રજનનના વાઘા સજે છે ત્યારે તેનું કપાળ ધોળું થાય છે અને બાકીનો માથાનો ભાગ કાળો રહે છે. ચાંચનો રંગ પીળો પ તેનો છેડો કાળા રંગનો રહે છે. પગો ઝાંખા નારંગી રંગના હોય છે અથવા તો રતાશ પડતા કથ્થાઈ રહે છે. પૂંછડીનો છેડો ચોરસ હોય છે તમામ ધોમડીના કુટુંબમાં આ ધોમડી સૌથી કદમાં નાની રહે છે. આ નાની ધોમડી પોતાના વસવાટ માટે તળાવો ગીલાઓ અને સાગર કાંઠો પસંદ કરે છે. શિયાળામાં તો આ પંખી સામાન્ય રીતે દેખાય છે. જે વખતે તેનો રંગ ધોળો અને ઝાંખો રાખોડી હોય છે. આંખ પાછળ કાળો ડાઘ રહે છે. ચાંચ કાળા રંગની થઈ જાય છે અને પગ ધુળીઆ રંગના બની જાય છે. સ્વભાવે સમુહચારી અને ક્યારેક એકાકી પણ બની જાય છે. તેનો ચારો પણ ઝીણી માછલી, ઝીંગા અને બીજી જીવાતનો છે. ચારો બહુ ઊંચે ઊડીને શોધતી નથી. પણ પાણીની સપાટીથી પાંચ આઠ કે દશ ફૂટ ઊંચે જ રહી હવામાં રહી સરતી સરતી શોધે છે.

આ નાની ધોમડી ભાવનગરના ગૌરીશંકર સરોવરના એક ટાપું ઉપર ઈંડા સેવતાં સૌથી પહેલા અમારા નામ૰ મહારાજ કુમાર શ્રી શિવભદ્રસિંહજી સાહેબે ફિલ્મમાં ઉતારી છે. એટલે તે બચ્ચાં અહીં ઉછેરે છે તે વાતને શંકાનું સ્થાન રહ્યું નથી. કેટલાંક પંખી સંવનનમાં માદાને ચારો આપવા અને આકર્ષવા માટે પોતાની પાંખો ઢીલી છોડી પૂંછડીને આમતેમ હલાવે છે એ પ્રમાણે આ ધોમડી પણ કરે છે.

યુરોપ, એશિયા અને આફ્રિકામાં પણ તેઓ દેખાય છે જ્યાંથી શિયાળામાં પ્રવાસ ખેડીને ઉત્તર ભારત અને ભારતના સાગરકાંઠે આવી જાય છે. સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છમાં તે સામાન્ય છે.

નાની ધોમડીને અંગ્રેજીમાં The Ternlet કહેવામાં

નટવરસિંહ પરમાર

# ‘હું જ રહું અવશેષે’

આ નાનકડી વાર્તાનું વિશાળ વસ્તુ આટલા ટૂંકમાં કવિતામય બાનીમાં રજૂ કરવાની લેખકની લેખિનીની વિશિષ્ટતા જ આ વાર્તાને ઊર્મિના વાચકોમાં પ્રિય કરશે લેખકની શૈલીમાં પણ જે રોહન છે તે પણ વાચકોને રુચશે

આખરે દીવાને બત્તી બુઝાવી પથારીમાં લંબાવ્યું. મોટો અંધાર એ ની ઓરડીમાં આવી બેસી ગયો ઓરડીની ચારે કોર વ્યાપીને ધીમે રહી એ અંધારનો ઓછાયો એના હૃદય-મનની કોરને બાઝીને હૈયાને દાબતો રહ્યો દિનને ફેરફુદરડીએ ચડાવનો રહ્યો પડખાં બદલતી સંધરાને નિરંજ સાંભર્યો એના સ્મરણો એક મોટી વસ્તીની જેમ અંતરમાં સળવળી ઊઠ્યાં નિરંજના સ્મરણોની સાથે બીજાં ત્રણ જણ એના મનમાં આવી ઊભાં

ત્રણ જણ !

ત્રણ ત્રણ છોકરાં !

દા—ભગીરથ, સંજય અને નીશ !

અને એ ત્રણ જણની યાદ સાથે જ પોતાની પથારીમાંથી, પોતાના દેહમાંથી અલગ થઈને એક આકૃતિ ધીમે રહીને ઊઠી સામે અંધારની આડી ઊભી રહી અને પૂછ્યું

‘કેમ, નિરંજ દિલમાંથી ખસી ગયો ?’

પ્રત્યુત્તર વાગતી હોય એમ એ બબડી

‘ખસી નથી ગયો મારા સમગ્ર અસ્તિત્વમાં એ એકાકાર થઈ ગયો છે ’

‘તો પછી એ બીજાં ત્રણ જણ વિના શા ઓરતા અધૂરા રહ્યા હતા, બાઈ ?’ સામી આકૃતિએ જરીક તીખાશથી પૂછી દીધું

‘ઓરતા ? ઓછપ ?—એ બધું નિરંજમાં જ શમી ગયેલું જિંદગીનું અમૃત એણે આકંઠ પીવડાવેલું !’

---

આવે છે જ્યારે તેને Sterna Albifrons (Pallas) એમ વિજ્ઞાનિક રીતે ઓળખવા કહેવું જોઈએ

જળહળ

જળહળ ભાગ ના મદને મળતું પખી છે અને ધોમડીના જેવું આ મોટું કાળું પખી તેની મજબૂત ચાચ અને બેડોળ દેખાવ ઉપરથી વરતાય છે આ જળહળની નીચેની ચાચ લાંબી અને ઉપરની ચાચ ટૂંકી રહે છે કપાળ માથાની બાજુ અને ગરદન ધોળા રંગના હોય છે પીઠ અને પાંખ કાળાશ પડતા કથ્થાઈ રંગના હોય છે પેટાળ અને લાંબી અણી આળી પૂછડીનો રંગ ધોળો રહે છે ચાચ નારંગી રાતા રંગની કે ચણોઠી જેવી રાતી રહે છે, અને પગો પણ એ જ રંગના રહે છે પાંખો લાંબી અને અણીયાળી હોય છે આ જળહળ પાણીની સપાટી ઉપર તેની ચાચ રાખીને ઊડવું જવું હોય ત્યારે પાણીમાં ચાસ પાડતો હોય એવું જણાય છે આથી તેનું નામ ‘જળહળ’ રાખ્યું છે આમ થોડા વખત ચાચથી પાણીમાં ચાસ નાખીને વળી તે પછી અદ્ધર ચાને ઊડવા લાગે છે અને પાછું તે પાણી ઉપર ચાસ પાડવા માટે ઊતરી આવે છે તેને આમ કરવાનું કારણ એ છે કે એમ કરતા તે પાણીની સપાટી ઉપર થતી જીવાત ચાચમાં લઈને પેટ ભરે છે ઊડાન ધોમડીને મળતી પણ કદાચ એના જેટલી ઉતાવળી નહિ હોય

મે કોઈ વખત આ પખીને જોયું નથી પણ અહીંના જસદણ યુવરાજ સાહેબ અને મ કુ શ્રી ધર્મકુમારસિંહજી સાહેબે આ પખીને જોયા છે સૌરાષ્ટ્રમાં તે દુર્લભ ગણાય છે પણ ભારતની મોટી નદીઓ ઉપર તે જરૂર દેખાય છે

જળહળને અંગ્રેજીમાં The Skimmer કહેવાય છે અને Rhyncops Albicollis (Swainson) એ એનું વિજ્ઞાનિક નામ છે







'તો વળી નવી નવી બાજી શીદને મારી બાઈ?'

'બાજી?—એવી બાજીગરની રમતની તો આદત જ નહીં, પણ' સગ્ધરા જાણે સ્પષ્ટતા કરતી હતી, 'ભગીરથ જિંદગીમાં ભટકાયો. મેં એને જોયો. નિષ્ફળતાથી ભાંગી પડેલો. સ્ત્રીઓની નિંદાથી એનું મોં ભરેલું રહેતું. એણે એવી સમજ કેળવી લીધેલી કે સ્ત્રીમાં નિષ્ઠા નહીં, પ્રેમનું ગાંભીર્ય નહીં, દૃષ્ટિનું ઊંડાણ નહીં. સ્ત્રી એટલે છીછરી, ખ્યાલ વિનાની ચંચળતા અને લગન, દાંપત્ય એ બધું જાતીય ભૂખ સંતોષવા સ્ત્રીપુરુષે સજાવેલી રૂપાળી, ભ્રામક વ્યવસ્થા. પ્રેમ, આદર્શ એ બધું નર્યું જૂઠાણું. આવું બધું જાતને મનાવતા ભગીરથને પોતાનામાંથી શ્રદ્ધા ઊડી ગયેલી. સુંદર, શક્તિશાળી જુવાનની ભ્રમણાએ મારામાં કરુણા જગાડી. ભ્રમણાને સત્ય માની જીવતા માણસને—શક્તિશાળી જુવાનને, એ છિન્નભિન્ન બની જાય તે પહેલાં મારી જાત-કરુણા ઉગારી શકતી હોય તો ભલે એનો એ રીતે ઉપયોગ થતો. અને એમ માની એને ભ્રામક ખ્યાલોમાંથી બહાર લાવવા હું એના તરફ ઢળી. જગતમાં અસંગતી, બુરાઈ અને ઢંગધડા વિનાની વ્યવસ્થા જોતા એ માણસને સંવાદિતા, સારપ અને માંગલ્ય જોવાનું શીખવાડવાને મને ઓછી કામયાબી પણ મળી નથી.

અને સંજય. થોડા પરિચયે, માણસ માણસની સાથે વર્તે એવી રીતે હું એની સાથે વર્તવા ગઈ અને એની ગેરસમજ એને પ્રેમ માની બેઠી. ભોળા દિલના ગરમ ને ડૉક્ટર બનવાની અભિલાષવાળા એ જુવાનને જિંદગીમાં ભાંગી પડે એવી રીતે નકારી શકવાની નિષ્ઠુરતા મારાથી ન આચરી શકાઈ. ભલે એ ભ્રમણામાં જીવનને કામયાબી તરફ દોરી જતો...

ને અવનીશ. મીઠી, ગુલાબી, મા, બહેન, પિતા—પોતાનું કોઈ જ નહીં એવા આ સંસારમાં જીવતા છોકરા તરફ હું વત્સલતાથી ઢળી. મારા ઢોળેલા વાત્સલ્યમાં ભલે એના જીવનની ઊણપો શમે.'

'દંભ!'

'જૂઠાણું!'

'સાડી બદલે એમ છોકરા બદલવાની ચંચળતા!'

એક પછી એક પથ્થર ગબડાવતી હોય એમ શબ્દો છોડતી આકૃતિ અંધારમાં શમી ગઈ. સગ્ધરાનેય જાણે અંધકારે ભીંસમાં લીધી હોય એમ એ બેવડ વળી ગઈ. એનું સમગ્ર અસ્તિત્વ જાણે ગોળ ગોળ ફરતું લાગ્યું ને એ અસહ્ય લાગતાં રજાઈ ખસેડી ઊભી થઈ જતાંક ને એણે બત્તી કરી. સામે જ યોગેશ્વર શ્રીકૃષ્ણની છબી પર એની નજર સ્થિર થઈ ગઈ ને એના હોઠ પરથી વાંચેલી—હૃદયમાં બેઠેલી કાવ્યપંક્તિ સરી પડી:

'હુ વિલસી સહુ સંગે
ને હું જ રહું અવશેષે.'



સેકેરાઈનની શોધનો યશ એક 'કેમિસ્ટ'ને અપાય છે. પણ ખરું જોતાં આ યશ કેમિસ્ટને નહિ પણ એની દુકાનમાં કામ કરતા એક નાના છોકરાને મળવો જોઈએ. આ છોકરો હમેશાં પોતાના હાથ ધોવામાં બેદરકાર રહેતો. એક દિવસ એ પોતાની ટેવ મુજબ હાથ ધોયા વગર જમવા બેઠો. કોઈ દિવસ નહિ અને આજે એને પોતાની સેન્ડવિચ ખૂબ મીઠી લાગી. છોકરો હતો ચબરાક અને જિજ્ઞાસુ. એણે સેન્ડવિચ ગળી લાગવાનું કારણ શોધવા માંડ્યું. ચોમેર પડેલાં ડબલાં એણે સૂંઘવા અને ચાખવા માંડયાં. આમ કરતાં કરતા એને એક ડબ્બામાંનો પદાર્થ ગળ્યો લાગ્યો.

એક દિવસ દુકાનના માલિક કેમિસ્ટે આ છોકરાને એક ડબ્બાને ચાટતો જોયો. કેમિસ્ટને તરત જ કારણ સમજાઈ ગયું. આનું પરિણામ એ આવ્યું કે કેમિસ્ટે નવા પ્રયોગો કરવા માંડયા અને આખરે સેકેરાઈન શોધાયું.



૮

ફ્રેડન ઓર્સલર

# બારણું બંધ હતું

આ લેખના જાણીતા લેખકની ટૂંકી ટૂંકી બોધવાર્તા અમેરિકાથી પ્રગટ થઈ છે દલાલ માનસિંગ કામદાર ઊર્મિના વાચકો માટે ગુજરાતીમાં ઉતારે છે તે હવે તો વાચકો જાણે જ છે તેની જ એક આ સુંદર બોધવાર્તા છે જે દરેક વાચકને વાચવા-વિચારવી ગમશે

આપણે બધા અવારનવાર ધીરજ ગુમાવી દઈએ છીએ આપણે એમ પણ માનીએ છીએ કે એકાદ વખત ઊભરો કાઢી નાખવાથી આપણને ફાયદો થાય છે પણ આપણે ચોક્કસ ખાતરી રાખવી જોઈએ કે, કોઈની લાગણી દુભવવાથી અથવા સાદા માયાળુ કાર્યની કોઈને ના પાડવાથી કોઈને લેશમાત્ર ફાયદો થતો નથી જ્યારે આપણે આપણી અધમ વૃત્તિઓ પર કાબૂ મેળવીએ અને રાગદ્વેષ અને ગુસ્સા વચ્ચે શુભેચ્છા અને શાંતિ પ્રાપ્ત કરીએ ત્યારે આત્મશાસનની ઝાંખી કરતા જીવનમા કોઈ આનંદ વધારે ઊંડો નથી

વિયેનાના લુપ્ત થયેલા ડૉક્ટરની લગભગ ન માની શકાય તેવી વાતમા એક સ્ત્રીને પોતાના દુર્ભાગ્ય માટે જે આકરી કીમત ચૂકવવી પડી હતી તે આપણે ચૂકવતા નથી તે વસ્તુ આપણા બધા માટે સારી છે

આ પ્રખ્યાત અને ભલો માણસ હતો જ્યારે બધા નિષ્ફળ ગયા હતા ત્યારે તેણે એક શ્રીમતની પુત્રીને સાજી કરી હતી શિકાગોની આ બાળાને મોટો વારસો મળવાનો હતો તે માદી પડી. દેખીતી રીતે તેના માટે કોઈ ઈલાજ નહોતો તેના કરોડપતિ માતાપિતાએ છેવટે તેને વિયેનામાં ડૉ એડોલ્ફ લોરેન્ઝને બતાવી તેણે નવી યોજના (જે પાછળથી રક્તહીન શસ્ત્રક્રિયા તરીકે પ્રસિદ્ધ છે)થી તેના પર શસ્ત્રક્રિયા કરી અને તેથી બાળા સાજી થઈ ગઈ આથી જગતમા તેની કીર્તિ પ્રસરી અને તેને અમેરિકાની લોકપ્રિય મુલાકાત લેવાનુ કહેવામા આવ્યુ ત્યા આ લેખક તેને મળ્યા અને બન્નેએ ન્યૂ યોર્કની વિચિત્ર અને ત્યાર પછી બંધ પડેલ મરે હિલ હોટેલમા ભોજન લીધુ ડૉ લોરેન્ઝે લેખકને કહ્યુ કે હુ તો અમેરિકાના સર્જનોને મારી વિશિષ્ટ રીત સમજાવવા માટે આવ્યો છુ પરંતુ જ્યા જ્યા હુ જઉ છુ ત્યા ત્યા ચિંતાતુર માબાપો તથા પતિઓ મને ઘેરી વળે છે અને પોતાના પ્રિય પાત્રો માટે અંગત મદદની યાચના કરે છે અલબત્ત બહુ જ થોડા માટે હુ સમય મેળવી શક્યો છુ અને તેથી જ તેનો આ વિચિત્ર અનુભવ મને ખૂબ અર્થ યુક્ત લાગ્યો મધ્ય પશ્ચિમના શહેરની તેની આ મુલાકાત અંધકારમય નીવડવાની હતી

એક દિવસ જ્યારે ડૉ લોરેન્ઝ મધ્ય-પશ્ચિમના શહેરમા હતા ત્યારે તેને બેચેની જણાવા લાગી તેના રક્ષણ માટે ચોકીદારો તેની પાછળ જ હતા અને તેને થોડા શાંતની ઇચ્છા થઈ તેથી બારીએ મોઢેથી તે છાનામાના ચાલી નીકળ્યા અને શહેરના વસવાટવાળી શેરીઓમા એકલા ફરવા લાગ્યા હજુ તે ફરતા હતા ત્યાં જ અચાનક પવનનુ સખત વાવાઝોડુ થયુ. વરસાદ ઝરમર પડવા લાગ્યો અને નજીકમાં કઈ આશ્રય ન હોવાથી તેણે નજીકના ઘરની ઘંટડી વગાડી જ્યારે સ્ત્રીએ બારણુ ખોલ્યુ ત્યારે પોતે અંદર દાખલ થઈ શકે કે કેમ તેમ તેણે પૂછ્યુ પરંતુ સ્ત્રી પહેરેગીરી વિહ્વળ હોઈ એકદમ ઉશ્કેરાઈ ગઈ તેણે કહ્યુ 'આજે ક્યાંક જાવ ઘરમા પૂરી તકલીફ છે' અને તેણે જોરથી બારણુ બંધ કર્યું વૃદ્ધ ડૉક્ટર લોરેન્ઝ બહાર વરસાદમા ઊભા રહ્યા એંગલામા રક્ષકો સાથે તેમને શોધવા નીકળેલ મોટર ત્યા આવી પહોંચી અને તેમને લઈને સડસડાટ હોટેલ તરફ ચાલી ગઈ

બીજે દિવસે આતિથ્યકારવિરોધી વૃત્તિવાળીએ વર્તમાનપત્ર વાચતા નિરાશાથી બૂમ પાડી કારણ કે પહેલા જ પાના પર ડૉક્ટર નો ફોટો આપવામા આવ્યો હતો ભયંકર વાત તો એ હતી કે આ સ્ત્રીની પુત્રીને કરોડપતિની વારસ જેવુ દર્દ હતુ તેણે હોટેલમા પત્ર લખી ડૉ લોરેન્ઝને પોતાને ઘેર આવવાની તથા




સાહેબને પણ ચૂંટણીરાયનાં પરાક્રમો સાંભળવાની મઝા પડી ગઈ હતી. સરકારની નોકરીમાં કામ કરતાં આરામ વધારે હોય છે એટલે સાહેબને પૂરતો સમય મળી રહેતો હતો.

(આ) રામ રાજમાં એવો રૂલ, કામ કરે તો મોટી ભૂલ;
તુમાર તણી ત્યાં મારામાર, સ્વર્ગે પહોંચે ઘણા બિમાર.
ખાતામાં પણ ખાતાં ઘણાં, એટલી નભતા કૈંક જણા;
યોજન - લાંબી યોજના ઘણી, પણ ના કોઈ રણીધણી.

સરકારી નોકરીમાં સાહેબને ઘણું સુખ હતું. ભીંત ઉપર 'આરામ હરામ હૈ'નું સૂત્ર લટકતું હતું એ વાંચતાં વાંચતાં સાહેબને ઝોકાં આવતાં હતાં. ઓફિસનો અર્ધો સમય ગપ્પાં મારવામાં અને બાકીનો અર્ધો સમય ટેબલ પર પગ લાંબા કરીને આરામ કરવામાં પસાર થતો હતો. સાહેબ પુરાતત્વ ખાતામાં કામ કરતા હતા પણ એમની ઓફિસનું ફરનિચર નવું અને અદ્યતન હતું. ટૂંકમાં કહું તો ચૂંટણીરાયની વાતો સાંભળવા માટે સાહેબ પાસે પૂરતો સમય હતો.

બીજે દિવસે સાહેબ સવારમાં પરવારીને બેઠા એટલે ચોકઠામાંના જીહ્વાજ્ઞાતા નામે દાંતે આ પ્રમાણે વાર્તા શરૂ કરી.

## [૯] મિનિસ્ટરની ડૉટરની વારતા

ચૂંટણીરાયને નીના નામની એક દીકરી હતી. આ દીકરી ચૂંટણીરાયને અત્યંત વહાલી હોવાને પરિણામે સહુ એને ખુરસીદેવીના હુલામણા નામે બોલાવતાં હતાં.

કાળક્રમે આ ખુરસીદેવી યુવાન થઈ અને ખાદીનાં વસ્ત્રોમાં પણ એનું રૂપ ખીલી ઊઠ્યું. એ રૂપનું વર્ણન તો કાલિદાસ પણ કરી શકે નહિ.

શ્વેતદંતની તો શી વાત,
જાણે પેસ્ટની જાહેરાત,
નેત્ર એહનાં એવાં દીસે,
ગાજ હોય જ્યમ ખમીસ-ખીસે,
કાળા ભમ્મર એના વાળ,
બોબ્ડ કીધા જ્યમ ઘોડાવાળ
ચાલ એહની ગજની ગતિ,
જાણે યોજનાની પ્રગતિ

ખુરસીદેવીનું આવું રૂપ ખીલ્યું, અને એની આસપાસ

---

પોતાના બાળકને સાજા કરવાની વિનતિ કરી હતી. પણ જ્યારે ઈશ્વર ડૉક્ટરને તેને ત્યાં લાવ્યા ત્યારે તેણે બારણું બંધ કરી દીધું હતું.

દરરોજ કોઈકને મદદ કરવાની આપણને નવી તક મળે છે. દરેક બારણાના પગથિયા પર આપણા જાતિભાઈની સેવા કરવાની તકરાર જુએ છે. અને આપણને કયામતના દિવસનું વચન છે કે આ પૈકી નાનામાં નાના પ્રત્યે તમે જે કર્યું છે તે મારા પ્રતિ જ કર્યું છે.





ઘણા શ્રમરો ગુંજારવ કરવા લાગ્યા એમાં એક મોટા કોન્ટ્રાક્ટરનો દીકરો હતો. એક દિવસ એણે ખુરસીદેવી પાસે પરણવાની માગણી મૂકી એ સાંભળીને ખુરસીદેવીએ પૂછ્યું તમારી આવક કેટલી ?

કોન્ટ્રાક્ટર-સુતે કહ્યું સામાન્ય રીતે અમારી આવક અમે કોઈને કહેતા નથી પણ તમને હું કહું છું તે સાંભળો

કોન્ટ્રાકટોની આવક ઘણી,
તે સૂણ તુ પરધાનની જણી,
ટ્યૂબવેલના પચ્ચીસ લાખ,
પણ તેનાં તુજ તાતનો ભાગ
સીમેન્ટમા ચૂનો છે મીકસ,
તેના સિત્તેર હજાર ફીકસ,
કરીએ એવું બોદુ કામ,
રીપેરીંગના લઈએ દામ.

અમારી આવકના પ્રવાહ એક બે દિશામાથી નહિ પણ અનેક દિશામાથી વહે છે

આ સાંભળીને ખુરસીદેવીએ કહ્યું તમારી આવકનો આંકડો વ્યસ્ત પ્રમાણમા દેખાય છે કેમ કે જે આવક છે એમાથી મોટા ભાગની રકમ પ્રધાનો અને અધિકારીઓમાં વહેચાઈ જાય છે જે રકમ બાકી રહે છે એ એટલી નાની દેખાય છે કે એના કરતા ઘણી મોટી રકમ મારા બાપુજી સરકારી સમારંભોમા ખરચે છે, માટે સોરી !

ખુરસીદેવીના હાથનો બીજો ઉમેદવાર એક ફિલ્મ અભિનેતા હતો એક મોટી રાત્રિકલબમા એને ખુરસી સાથે મુલાકાત થઈ હતી અને પ્રેમમા પડવાની આદતને લીધે જ એ ખુરસીના પ્રેમમા પડી ગયો હતો એણે ખુરસી પાસે લગ્નની માગણી મૂકતાં કહ્યું હું તારે ખાતર ગમે તે કરવા માટે તૈયાર છું મારી લોકપ્રિયતા એટલી બધી છે કે મારી છબીઓ કોલેજની છોકરીઓ એમની અર્થશાસ્ત્રની નોટબૂકમા રાખે છે મારા ઉપર રોજ સાતસો કાગળ આવે છે એમાથી સાડા છસો કાગળ તો મારા પ્રેમમા પડી ગયેલી છોકરીઓના જ હોય છે કોઈ પણ સમારંભમા હું જાઉં તો મારી સાથે શેકહેન્ડ કરવા માટે એટલી પડાપડી કરે છે કે હવે તો મારો હાથ આપોઆપ બધ-ખુલ્લો થયા કરે છે છાપામા મારી છબી એટલી બધી વખત છપાય છે કે તારા બાપ સિવાય બીજા કોઈની છબી એટલી વાર નથી છપાતી

ખુરસીદેવી કહે એ વાત બરાબર છે, પણ તમારી આવક કેવી છે ?

અભિનેતાએ કહ્યું હુ કરાર વીસ હજારનો કરુ છુ પણ બાકીના એક લાખ અને એસી હજાર બ્લેકમા લઉ છુ આવી રીતે મારી પાસે વરસમા સાત આઠ કરાર આવે છે મરીન ડ્રાઈવ ઉપર મારા પોતાના બે ફ્લેટ છે એમા એક મારી માના નામ ઉપર છે અને બીજો બાપના નામ ઉપર છે મારી ત્રણ ત્રણ તો કાર છે

ખુરસી કહે છ્ટ ! એટલી કાર તો અમારે ત્યાં મારા બાપુજી એકલા જ વાપરે છે એ ઉપરાંત મારી કાર જુદી, મમ્મીની જુદી અને મહેમાનો માટેનું સ્ટેશનવેગન પણ જુદુ ! આટલી આવક ચાલે નહિ

ખુરસીદેવીની વાત સાંભળીને તો

અભિનેતાનું ભાંગ્યું મન,
જાણે ભેટી ગયો વિલન
એક નિસાસો નાખ્યો દીન,
હોયે જાણે છેલ્લો સીન
ગાઈ નાખ્યું ગીત કરુણ,
('રોક-એન-રોલ'નો જેનો ધૂન)
ખુરસી કેરા પકડ્યા પાય,
(પણ) લાત ખાઈને થયા વિદાય

આમ અભિનેતા પણ નાપસંદ જાહેર થયા ખુરસીદેવીની વરમાળા પહેરવાનું કામ ઘણું અઘરું હોય છે

ઉઠી ન ખુરસી માગી મળે
કાયાની ના દાળ ગળે

ખુરસીને મેળવવામા ભલભલા હાથ ઘસતા રહી જાય છે પછી જેવાતેવાની તો શી વાત ?



ખુરસીદેવીના ઉમેદવારોમાં એક જાણીતો સટોડિયો પણ હતો. આ સટોડિયો કિલોગ્રામના જમાનામાં પણ શેરની વાત કરતો હતો એની દુનિયા માત્ર બે શબ્દોમાં જ સમાઈ જતી હતી. 'લાંધા' અને 'ઢાંધા' એ બે શબ્દો એના શબ્દકોશના મુખ્ય શબ્દો હતા. આવા સટોડિયાએ ખુરસીના હાથની માગણી મૂકી. ખુરસીએ પૂછ્યું : તમારી આવક કેટલી ?

સટોડિયો કહે : જો બજાર સીધું ઊતરે તો એક કલાકમાં કરોડ પણ કમાઈ જાઉં.

ખુરસીદેવી કહે : અને જો બજાર સીધું ના ઊતરે તો ?

સટોડિયો કહે : જો એમ થાય તો ઘરબાર બધું વેચવું પડે. જિંદગી પણ એક જુગાર જ છે ને ?

ખુરસીએ મોં મચકોડીને કહ્યું : આવી જાતની અસ્થિર જિંદગી મારાથી ના જીવાય—સોરી !

આ સાંભળીને સટોડિયાએ લાંબો–પહોળો નિસાસો નાખીને કહ્યું : અરે ખુરસીદેવી,

ના કર તું ઓર્ડિનરી વાત,
તારી છે ડીફ્રંટની જાત
ભલે લઈ લે પ્રેમની મૂડી,
(પણ) લગ્ન ડીવીડન્ડ આપ તું ભૂંડી
રૂપ દીસે તારું વેચવાલ,
હું છું જાણીતો લેવાલ,
ભલે ન હો હાજરમાં માલ,
વાયદા કેરી ચાલ તો ચાલ.

સટોડિયાની વાત ખુરસીદેવીએ જરાય સાંભળી નહિ. આમ ખુરસીને કોઈ મુરતિયો પસંદ ના પડ્યો તે ના જ પડ્યો.

એમ કરતાં ચૂંટણી આવી પહોંચી. ખુરસીદેવી પણ ચૂંટણીની ધમાલમાં પડી ગયાં.

એ વરસમાં ચૂંટણીરાયની સામે એમનો આસિસ્ટંટ પટાવાળો ઊભો રહ્યો હતો. એ તો સહેલી વાત છે કે સાહેબ કરતાં પટાવાળાનું મહત્વ વિશેષ હોય છે.

શિવજી પહલાં હોય પોઠિયો,
ગાડી પહેલા ઘોડો
સાહેબ પહેલાં હોય પટાવર,
મૂંગો, બૂચો કે ખોડો !

સાહેબનો પટાવાળો મૂંગો હોય, બૂચો હોય કે ખોડિયો હોય પણ સાહેબ પહેલાં એને પ્રસન્ન કરવો પડે છે. આમ ચૂંટણીરાયના પટાવાળાએ પ્રસન્ન થતાં થતાં સારી લાગવગ જમાવેલી હતી. ચૂંટણીરાય પણ આવા હરીફથી ગભરાયા.

ચૂંટણીમાં ચૂંટણીરાયે અને એમના દારપાળે ખૂબ પ્રચાર કર્યો. કોણ જીતશે એ નક્કી ના કહેવાય એવી વાત થઈ રહી. ચૂંટણી પૂરી થતાં જે પરિણામો આવ્યાં એમાં શરૂઆતથી જ પટાવાળાનું જબરું જોર દેખાઈ આવ્યું. સહુના મનમાં ખાત્રી થવા લાગી કે પટાવાળો જ જીતશે.

આ વખતે ખુરસીદેવી એકદમ એની કાર લઈને સીધી કોન્ટ્રાકટર–પ્રેમી પાસે પહોંચી અને બોલી : આપની પરણવાની દરખાસ્ત મને મંજૂર છે. આપણે ક્યારે લગ્ન કરીશું ?

કોન્ટ્રાકટરે કહ્યું : પહેલાં ચૂંટણીના પરિણામની વાત કરો. કોણ જીતમાં છે ? તમારા બાપુજી કે પટાવાળો ?

ઢીલા મોંએ ખુરસીદેવીએ કહ્યું : અત્યારે તો પટાવાળો જીતમાં દેખાય છે.

કોન્ટ્રાકટર કહે : તો તો સોરી ! હું પરણવાની મારી દરખાસ્ત પટાવાળાની દીકરી સામે જ મૂકીશ.

પછી તરત ખુરસીદેવી અભિનેતા ઉમેદવાર પાસે ગઈ અને પરણવાની વાત મૂકી. અભિનેતા કહે : એ વખત ગયો. હવે મને ચૂંટણીનું પરિણામ શું આવશે એની ખબર પડવા માંડી છે. સોરી, પણ તમારી સાથે તો હું એટલા માટે લગ્ન કરવા માગતો હતો કે મને વિદેશ જતાં પ્રતિનિધિ–મંડળોમાં સ્થાન મળે અથવા અમુક જાતની પરમીટો મળવામાં તકલીફ ન પડે. હવે તો હું મારું નસીબ પટાવાળાની દીકરી પાસે જ અજમાવીશ.

ચૂંટણીદેવી ત્યાંથી સટોડિયા પ્રેમી પાસે પહોંચી.



સાવિત્રીદેવી નિગમ

# સંસ્કૃતનું મહત્ત્વ અને મોહ

હિંદી સાહિત્યના જાણીતાં લેખિકાએ લખેલા આ મહત્ત્વનાં વિધાનવાળો લેખ શ્રી અનવર આગેવાન ગુજરાતી વાચકો માટે રજૂ કરે છે જે વિવાદાસ્પદ હોઈને રસિકોને રસ લેતા પણ કરશે એ નિર્વિવાદ છે .

ઉપયોગિતાની દ્દષ્ટિએ આજના જીવનમા સસ્કૃતનું શુ મૂલ્ય છે, તે પણ જરા સાભળી લો હમણા થો ા વખત પહેલા આદિવાસીઓના વિસ્તારમા એવી જાહેરાત કરવામા આવી હતી કે, મેટ્રિક, અડર-મેટ્રિક બધાને ચિતરજનની ટેકનિકલ શાળામા દાખલ કરવામા આવશે લગભગ બસો જેટલા વિદ્યાર્થીઓએ આ પરીક્ષા આપી, અને જેઓ ગણિત અને વિજ્ઞાનના વિદ્યાર્થીઓ હતા તેઓ બે-ત્રણ વર્ષમા ક્યાના ક્યા પહોચી ગયા અઢીસો-ત્રણસો રૂપિયા કમાતા ટેકનિશ્યનો બની ગયા પરતુ સસ્કૃત ભણનારા આજે પણ શેરીઓમા ભટકતા જોવામા આવે છે જેમના ગજવા ભરેલા હોય, ખાવાપીવાની ચિતા ન હોય ને આગળ પાછળ જોવાપણુ ન હોય, તેઓ જ સસ્કૃતનો અભ્યાસ કરે, અને જેઓ સસ્કૃતની પ્રશસાના ગીતો ગાઈ રહ્યા છે, તેઓ પોતે બધુ કામ છોડીને ભલે સસ્કૃત ભણે તેમને એમ કરતા કોણ અટકાવી શકે છે ?

એક વખત મને પણ સસ્કૃતનો ભારે શોખ હતો, જબર ચસકો હતો 'મેઘદૂત' વાચ્યુ, 'કુમાર સભવ' ને 'શાકુતલ' વગેરે નાટકો ભણી જેમ જેમ આગળ વાચતી ગઈ તેમ તેમ ઉત્સાહ ઓસરતા માડયો મને થયુ કે, આપણા જ્ઞાનના આ ભડારોમા એવુ તે શુ છે કે જેના પર આપણે અભિમાન લઈ શકીએ ? મને તો એમ જ લાગ્યુ કે, નાતજાતના બેબાક પાખડ આભડછેટ, અને આચાર-વિચારના કુચક્રોને છુપાવવા માટે જ કદાચ આ કહેવાતા જ્ઞાનને બ્રાહ્મણોએ પોતાના પૂરતુ મર્યાદિત રાખ્યુ સ્ત્રીઓ અને શૂદ્રો પ્રત્યે તેની અમાનુષી વ્યવસ્થા ચોકાવનારી છે મહાન ગણાતા કવિઓના શૃગારભરપૂર વર્ણનો એટલા જુગુપ્સાજનક અને અશ્લીલ છે કે કોઈ પણ સભ્ય રુચિનો માણસ તેને ભણવા-ભણાવવાનુ ન સ્વીકારે ક્યાક તો એમને સુધી લખ્યુ છે કે ગર્ભવતી સ્ત્રી જો વેદ ભણે તો તેનો વધ કરવો જોઈએ ! શુદ્ર વેદ સાભળે તો સીસુ ગરમ કરી, ધગધગતુ તેના કાનમા રેડવુ જોઈએ !

સસ્કૃતના આવા ગ્રથો કયા જ્ઞાન ને લાભની ઇચ્છાથી કોઈ ભણે ભલા ? જેનાથી સમાજમા ઘૃણા ને કટુતા ફેલાય એવા પુસ્તકોનુ અધ્યયન-અધ્યાપન કેટલે અશે ઉચિત છે અને કેટલે અશે લોકપ્રિય બની શકે ? કોઈ પણ વસ્તુનુ મૂલ્ય એની ઉપયોગિતા પર જ ટકી રહે છે સસ્કૃતમા વાસ્તવિક રીતે કેટલી ખૂબીઓ હોય અને લોકોના જીવન

---

સટોડિયાએ પણ એને ના પાડી અને કહ્યુ બજેટની વાતો જાણવાના આશયથી જ હુ તમારી સાથે લગ્ન કરવા માગતો હતો હવે મારા પ્રેમના ખીસ્સામા મદી આવી ગઈ છે માટે સોરી

આમ ત્રણેય જગાએથી નિરાશ થઈને ખુરસીદેવી પાછી ફરી, પણ એ ઘેર પહોચે એ પહેલા જ એને સમાચાર મળ્યા કે પાર્લામેન્ટના વોટ બધા ચૂટણીરાયની તરફેણમા પડયા હતા અને એટલે પગારબીલ હારી ગયો હતો

ખુરસી ઘેર પહોચી ત્યારે એના હાથના પેલા ત્રણેય ઉમેદવારો પરણવા માટે હા પાડવાની તૈયારી સાથે ઊભા રહેલા હતા, પણ એમની સામે નજર પણ કર્યા વિના ખુરસી સડસડાટ ઘરમાં ચાલી ગઈ

આ પ્રમાણે વાત પૂરી કરીને જીહજૂરીઆના દાતે ચોગઠામાથી વિદાય લીધી

[ ક્રમશ ]







માટે ઉપયોગી હોય તો તે પોતે જ લોકોનાં હૃદયમાં સ્થાન મેળવી લેશે. આમ જો નહીં હોય અને એ અપેક્ષાઓ કરતાં ઓછી હશે તો એક નિર્જીવ ભાષાને જબરજસ્તીથી લાદવાનું જરાય યોગ્ય નથી.

સંસ્કૃત સાહિત્યમાં ઠેકઠેકાણે સ્ત્રીઓ અને શૂદ્રો પર કરેલા આક્ષેપોને કારણે તેની દલીલોમાં કંઈક કટુતા, ક્ષુબ્ધતા, અને અતિશયોક્તિ જરૂર આવી છે, એમાં જરાય શંકા નથી. ખરી રીતે જોઈએ તો, જગતની તમામ વસ્તુઓ ગુણ ને દોષથી ભરેલી હોય છે. સંસ્કૃત ભાષા તો શું પણ બધી ભાષાઓનાં પ્રાચીન સાહિત્યોની આજે નિરર્થક, બિનઉપયોગી અને ત્યાજ્ય ગણાવી શકાય એવી કેટલીય વાતો જોવા મળે છે. પણ આટલી વાત પરથી સંસ્કૃત ભાષામાં લખાયેલા અને સંગ્રહિત થયેલા સમગ્ર જ્ઞાનભંડારને ઠોકરે મારવો એ બુદ્ધિયુક્ત કાર્ય નથી. હા, તેને પરિવર્તિત, સંશોધિત અને પરિવર્ધિત જરૂર કરીને આ અધિકાર પ્રાપ્ત થાય છે.

અને જે સમાજ પોતાની જડ મજબૂત અને જકડાયેલી રાખવા ઇચ્છે છે, તેનાથી આપણે આપણી સાંસ્કૃતિક સંપત્તિનું રક્ષણ કરવું જોઈએ. પણ એ સંપત્તિની સાથે કચરો ભેગો કરવાની સલાહ કોણ આપશે ? એ તો પોતાની જાતે જ ફેંકાઈ જશે ! પરંતુ સંસ્કૃત ભાષાને શિક્ષણના કાર્યક્રમમાં એવું મોટું સ્થાન આપવામાં આવ્યું છે કે, તેને અનિવાર્ય ગણી વિજ્ઞાન અને બીજી ભાષા શિખવાની ઇચ્છા ધરાવનારાઓ પર પણ તે પરાણે લાદવામાં આવે આ કંઈ બરાબર થતું હોય એમ નથી લાગતું. પ્રજાતંત્રના સ્વસ્થ વિકાસ માટે એ પણ જરૂરી છે કે, કાયદાનો આશ્રય ઓછામાં ઓછો લેવામાં આવે, તો પછી જ્ઞાન મેળવવાના ક્ષેત્રમાં પ્રતિબંધો મૂકવા એ તો બીજી ભાષા બોલનારાઓ અને બીજી ભાષાઓ પ્રત્યે પ્રેમ ધરાવનારાઓમાં ઈર્ષા અને દ્વેષ જ પેદા કરશે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**સીલેક્ટેડ સ્ટોરીઝ ફ્રોમ ગુજરાત :** ( અંગ્રેજી ) અનુ૦ સરલા જગમોહન પાનાં. ૨૧૨ રૂ. ૨/૫૦. **વીમેન બીહાઈન્ડ મહાત્મા ગાંધી :** ( અંગ્રેજી ) એલેનોર મોર્ટન. પાનાં ૩૧૧. રૂ. ૩/—. —બન્નેના પ્રકાશક : જૈકો પબ્લિશિંગ હાઉસ, મુંબઈ, ૧. **રવીન્દ્રદર્શન :** સં. ભોગીલાલ ગાંધી. પાનાં ૫૪૪. રૂ. ૮/—. **નવી શૈલીની નવલિકાઓ :** સં. સુરેશ જોષી. પાનાં ૨૨૮. રૂ. ૩/૫૦. **ધીરે વહે છે દોન :** (૧ થી ૩) માયકેલ શોલોખોવ. અનુ. સુરેશ જોષી, રમણલાલ પાઠક, જયન્ત પાઠક. પાનાં ૩૦૪ + ૨૨૪ + ૨૯૩. રૂ. ૧૬/—. **આપણા યુગનો ભસ્માસુર :** સુભદ્રા ગાંધી. પાનાં ૫૬. રૂ. ૧/—. **કરોળિયાનું જાળું :** ચંદ્રવદન મહેતા. પાનાં ૬૨. રૂ. ૧/—. —પાંચેયના પ્રકાશક : ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. **કાલેલકર અધ્યયન ગ્રંથ :** સં. ઉમાશંકર જોશી, અનંતરાય રાવળ, પાંડુરંગ દેશપાંડે. પાનાં ૫૨૦. રૂ ૧૦/—. વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. **વર્ષા :** બાબુભાઈ વ્યાસ. પાનાં ૨૧૬. રૂ. ૪/૫૦. વર્ષા પ્રકાશન, નવતાડની પોળ, ઘીકાંટા, અમદાવાદ. **મહેક :** ગની દહીંવાળા પાનાં ૧૧૨. રૂ. ૨/—. હરિહર પુસ્તકાલય, સૂરત, **માડી હે ! :** નટવર અંબાશંકર રાવળ. પાનાં ૩૨. ન. પૈ. —/૩૭. વસુબહેન અં. રાવળ, વીરનગર.





'**આ** નની માત્ર દોષને પાત્ર.' આ કહેવત યાદ આવે છે ત્યારે ખ્યાલ આવે છે કે માનવી સંપૂર્ણ નથી. એનામાં પણ—ગમે તેટલો સારો દેખાય પણ ક્યાંક એક ખૂણામાં પણ કોઈ એવો અવગુણ સંતાઈ રહેલો બહાર આવી ચઢે છે. પણ એટલા માટે તેને આપણે ખરાબ નથી કહેતા. એ માનવીના ગુણ અવગુણનો વિચાર કરીએ ત્યારે પણ એના નાનકડા દોષને એક બાજુ રહેવા દઈ તેનામાં કેટલા ગુણ છે અને તેનાથી લોકોને શું લાભ છે, કુટુંબની દૃષ્ટિએ તે કેવી વ્યક્તિ છે એ જ ધ્યાનમાં આવશે. પણ એવું પણ બને કે કોઈ વ્યક્તિને તે માનવીની એક જ બાજુ દેખાઈ હોય, અરે તેની અસર તેના ઉપર કાયમ થઈ જાય. કોઈ એકને સારી લાગતી વ્યક્તિ બીજાને ન પણ લાગે. અને તેનાં કારણો પણ ઘણાં હોય છે. અને એ વ્યક્તિ પેલી વ્યક્તિની બીજી બાજુ માનવા તૈયાર ન પણ થાય.

અનુભવનું ભાથું હંમેશાં મોટું હોય છે. અને તેથી જ ચેતતા રહેવાનું પણ માનવીને જ સૂઝે છે. પોતે ચેતે અને બીજાને ચેતવે એ જરૂરનું છે. પણ દરેક વ્યક્તિને એક જ માળખામાં બેસાડવી તે સલાહભર્યું નથી. વ્યક્તિના જુદાં જુદાં પાસાં હોય છે. તેને ખરાબ ચીતરવાથી તે સારી નથી મટી જવાની પણ તેનામાં રહેલા ગુણનું નિરીક્ષણ કરી તેને તેટલા પૂરતી આવકારીશું તો એ વ્યક્તિને આપણે અન્યાય નહિ કરી બેસીએ.

માનવીમાં ગુણ અને દોષ બન્ને વસ્તુ ચીતરનાર કોઈ અજબ શક્તિ છે. આપણે પામર મનુષ્યો તે વ્યક્તિના ગુણ દોષની પરખ કરીએ છીએ. પરંતુ હંમેશાં પોતાની જાતને ભૂલીને બીજાના અવગુણ તરફ દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યાં જ આપણી ભૂલ છે. આપણા પોતાના અને બીજાના અવગુણો ઓછા કરવાનો એક જ રસ્તો છે. અને તે એ કે પોતાના દોષ પોતે જોવા અને બીજાના દોષને વિસ્તૃત કરી ફેલાવવા નહિ આમ વ્યક્તિ પોતાની ભૂલને આપોઆપ સમજશે અને તેને દૂર કરવા પ્રયત્નશીલ રહેશે માનવી સંજોગોને વશ છે એ પણ આપણે ન ભૂલીએ એટલે જ બીજાના ગુણને બદલે દોષને જ જોવાની ટેવ અને પોતાના દોષને બદલે ગુણને જ જોવાની ટેવ ખરેખર ખતરનાક છે. એ ખતરનાકી નરી આંખે દેખાતી નથી એ વાત સાચી, પણ માલુમ લએ ગાળે એનો એવો તો સચોટ અનુભવ કરે છે કે એ ચોટની પછડાટમાંથી એને ઊભા થવાના હોશ પણ નથી રહેતા





## ગુણ અને દોષ

'તમે એનું મોઢું જોયું છે ? મોં ઉપર માખ પણ ઊડતી નથી. એ તો ઠીક પણ જે કાર્ય માટે નીમ્યાં છે તે કાર્યમાં ક્યારેય રસ લેતા મેં તેમને જોયાં નથી. તો પછી આપણે બધાં પરાણે એમની પાછળ પડી એમને મોટાં કરવા કેમ તૈયાર થયાં છીએ એ જ મને સમજાતું નથી.'

'હું એમને ઓળખું છું. કેમ, એમનું મોઢું કેવું છે ?' એટલું જ બોલી હું વાત આટોપવાના પ્રયત્નમાં હતી. કારણ નિર્મળાબહેનનાં વાક્યો પર આગળ ચર્ચા કરવાનો કંઈ અર્થ ન હતો. માત્ર એક જ વિચાર આવ્યો કે સત્તા દરેક વ્યક્તિને ગમે છે. એ સ્થાન એક વાર મળી જાય તો પછી છોડવું પણ ન ગમે. હા એમની એક વાત મને આવી લાગી કે જે કામ કરે છે, તેની કંઈ ગણના નથી થતી. અને જેની પાસે સમય નથી તેને વારંવાર બોલાવીને આગળ ઊભાં કરીએ છીએ, તેમના સ્થાનને આંચ ન આવે તે પ્રમાણે એવા પ્રયત્ન કરીએ છીએ એની પાછળ એવું કયું રહસ્ય સમાયેલું હશે !

નિર્મળાબહેનની ચર્ચાને મેં મહત્ત્વ ન આપ્યું પણ એમની ચર્ચાને સ્થાન તો મળી જ રહ્યું. આવે પ્રસંગે હાજીહા પૂરાવીને બાજુ પર રહેનાર વ્યક્તિ પણ હોય છે. હું જરા આઘીપાછી થઈ ત્યાં વાત શરૂ થઈ ગઈ અને કુલસુમબહેને એમાં સારો રસ લીધો.

કુલસુમબહેન સ્વભાવે ઉપરથી ખૂબ મીઠાં દેખાય. જેની ગાડીમાં બેસાય તેની ગાડીમાં બેસી જાય. નિર્મળાબહેન કામ તો કરતાં જ હતાં એટલે એમની બાબતમાં તેમણે પૂરેપૂરી હા પાડી અને કહ્યું પણ ખરૂં કે તમે આટલું બધું કામ કરો તોપણ તમારી કદર કેમ નથી ? અરે, આ વિજયાબહેન તો તમારે માટે આવું કહેતાં હતાં — 'નિર્મળાબહેનને સત્તા મળી નથી, હજુ તો સાધારણ વાત થઈ છે અને બધાંની પાસે પોતે જ સર્વસ્વ છે કહીને ફર્યા કરે છે' વગેરે જે તે વાતો તેમને કહેવા માંડી.

હું પાછી ફરી ત્યારે વાત તો બધી સમેટાઈ ગઈ. પણ મને ત્રીજી વ્યક્તિ પાસેથી જાણવા મળ્યું કે આ કુલસુમબહેન બફાટ કરે છે અને એકબીજાં વચ્ચે ઝેર રેડે છે. એકની વાત સાંભળી બીજાને કહેવી અને બધાંની પાસે સારાં દેખાવું તે જ જાણે તેમનું ધ્યેય હોય તેવું કરે છે. કોઈક વખત તે ભંડો ફૂટી જશે ત્યારે તેમની આબરૂ શી રહેશે !

મને તો થયું કે જે બની ગયું તે બની ગયું પણ નિર્મળાબહેન માટે કુલસુમબહેને સાંભળ્યું ત્યારે તેમને કહેવા ગયાં ને ! બધાંને એકબીજાના દોષ જોઈને તેને મોટા બનાવવા છે જેથી તે વ્યક્તિ બીજા પાસે હલકી પડે, પણ પોતાનો દોષ જોવો નથી. અને એ રીતે પોતાની ભૂલને ઢાંકવાનો આ મોટામાં મોટો પ્રયત્ન છે. માત્ર ઉપરથી ઉજળા દેખાવાથી, મીઠું બોલવાથી બીજા આપણા વિષે સારો જ અભિપ્રાય રાખે છે એ માનવું કેટલું ભૂલ ભરેલું છે તે આના ઉપરથી સમજાશે.

આવી અંદર અંદરની ફાટફૂટ એક નાની વ્યક્તિ પણ સમજી શકે છે અને ત્યારે કહે-





'મા નવી માત્ર દોષને પાત્ર.' આ કહેવત યદ આવે છે ત્યારે ખ્યાલ આવે છે કે માનવી સંપૂર્ણ નથી. એનામાં પણ—ગમે તેટલો સારો દેખાય પણ ક્યાંક એક ખૂણામાં પણ કોઈ એવો અવગુણ સંતાઈ રહેલો બહાર આવી ચઢે છે. પણ એટલા માટે તેને આપણે ખરાબ નથી કહેતા. એ માનવીના ગુણ અવગુણનો વિચાર કરીએ ત્યારે પણ એના નાનકડા દોષને એક બાજુ રહેવા દઈ તેનામા કેટલા ગુણ છે અને તેનાથી લોકોને શું લાભ છે, કુટુંબની દૃષ્ટિએ તે કેવી વ્યક્તિ છે એ જ ધ્યાનમાં આવશે પણ એવું પણ બને કે કોઈ વ્યક્તિને તે માનવીની એક જ બાજુ દેખાઈ હોય, અરે તેની અસર તેના ઉપર કાયમ થઈ જાય. કોઈ એકને સારી લાગતી વ્યક્તિ બીજાને ન પણ લાગે. અને તેનાં કારણો પણ ઘણાં હોય છે. અને એ વ્યક્તિ પેલી વ્યક્તિની બીજી બાજુ માનવા તૈયાર ન પણ થાય.

અનુભવનું ભાથું હમેશાં મોટું હોય છે. અને તેથી જ ચેતતા રહેવાનું પણ માનવીને જ સૂઝે છે. પોતે ચેતે અને બીજાને ચેતવે એ જરૂરનું છે. પણ દરેક વ્યક્તિને એક જ માળખામાં બેસાડવી તે સલાહભર્યું નથી. વ્યક્તિના જુદાં જુદાં પાસાં હોય છે. તેને ખરાબ ચીતરવાથી તે સારી નથી મટી જવાની પણ તેનામાં રહેલા ગુણનું નિરીક્ષણ કરી તેને તેટલા પૂરતી આવકારીશું તો એ વ્યક્તિને આપણે અન્યાય નહિ કરી બેસીએ.

માનવીમાં ગુણ અને દોષ બન્ને વસ્તુ ચીતરનાર કોઈ અજબ શક્તિ છે. આપણે પામર મનુષ્યો તે વ્યક્તિના ગુણ-દોષની પરખ કરીએ છીએ. પરંતુ હમેશાં પોતાની જાતને ભૂલીને બીજાના અવગુણ તરફ દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યાં જ આપણી ભૂલ છે. આપણા પોતાના અને બીજાના અવગુણો ઓછા કરવાનો એક જ રસ્તો છે. અને તે એ કે પોતાના દોષ પોતે જોવા અને બીજાના દોષને વિસ્તૃત કરી ફેલાવવા નહિ આમ વ્યક્તિ પોતાની ભૂલને આપોઆપ સમજશે અને તેને દૂર કરવા પ્રયત્નશીલ રહેશે. માનવી સંજોગોને વશ છે એ પણ આપણે ન ભૂલીએ. એટલે જ બીજાના ગુણને બદલે દોષને જ જોવાની ટેવ અને પોતાના દોષને બદલે ગુણને જ જોવાની ટેવ ખરેખર ખતરનાક છે. એ ખતરનાકી નરી આંખે દેખાતી નથી એ વાત સાચી, પણ માણસ લાગે ગાળે એનો એવો તો સચોટ અનુભવ કરે છે કે એ ચોટની પછડટમાંથી એને ઊભા થવાના હોશ પણ નથી રહેતા





## ગુણ અને દોષ

'તમે એનું મોઢું જોયું છે? મોં ઉપર માખ પણ ઊડતી નથી. એ તો ઠીક પણ જે કાર્ય માટે નીમ્યાં છે તે કાર્યમાં ક્યારેય રસ લેતા મેં તેમને જોયાં નથી. તો પછી આપણે બધાં પરાણે એમની પાછળ પડી એમને મોટાં કરવા કેમ તૈયાર થયાં છીએ એ જ મને સમજાતું નથી.'

'હું એમને ઓળખું છું. કેમ, એમનું મોઢું કેવું છે?' એટલું જ બોલી હું વાત આટોપવાના પ્રયત્નમાં હતી. કારણ નિર્મળાબહેનનાં વાક્યો પર આગળ ચર્ચા કરવાનો કંઈ અર્થ ન હતો. માત્ર એક જ વિચાર આવ્યો કે સત્તા દરેક વ્યક્તિને ગમે છે. એ સ્થાન એક વાર મળી જાય તો પછી છોડવું પણ ન ગમે. હા એમની એક વાત મને આવી લાગી કે જે કામ કરે છે, તેની કંઈ ગણના નથી થતી. અને જેની પાસે સમય નથી તેને વારંવાર બોલાવીને આગળ ઊભાં કરીએ છીએ, તેમના સ્થાનને આંચ ન આવે તે પ્રમાણે એવા પ્રયત્ન કરીએ છીએ એની પાછળ એવું કયું રહસ્ય સમાયેલું હશે!

નિર્મળાબહેનની ચર્ચાને મેં મહત્ત્વ ન આપ્યું પણ એમની ચર્ચાને સ્થાન તો મળી જ રહ્યું. આવે પ્રસંગે હાજીહા પૂરાવીને બાજુ પર રહેનાર વ્યક્તિ પણ હોય છે. હું જરા આઘીપાછી થઈ ત્યાં વાત શરૂ થઈ ગઈ અને કુલસુમબહેને એમાં સારો રસ લીધો.

કુલસુમબહેન સ્વભાવે ઉપરથી ખૂબ મીઠાં દેખાય. જેની ગાડીમાં બેસાય તેની ગાડીમાં બેસી જાય. નિર્મળાબહેન કામ તો કરતાં જ હતાં એટલે એમની બાબતમાં તેમણે પૂરેપૂરી હા પાડી અને કહ્યું પણ ખરું કે તમે આટલું બધું કામ કરો તોપણ તમારી કદર કેમ નથી? અરે, આ વિજયાબહેન તો તમારે માટે આવું કહેતાં હતાં — 'નિર્મળાબહેનને સત્તા મળી નથી, હજુ તો સાધારણ વાત થઈ છે અને બધાંની પાસે પોતે જ સર્વસ્વ છે કહીને ફર્યા કરે છે' વગેરે જે તે વાતો તેમને કહેવા માંડી.

હું પાછી ફરી ત્યારે વાત તો બધી સમેટાઈ ગઈ. પણ મને ત્રીજી વ્યક્તિ પાસેથી જાણવા મળ્યું કે આ કુલસુમબહેન બફાટ કરે છે અને એકબીજાં વચ્ચે ઝેર રેડે છે. એકની વાત સાંભળી બીજાને કહેવી અને બધાંની પાસે સારાં દેખાવું તે જ જાણે તેમનું ધ્યેય હોય તેવું કરે છે. કોઈક વખત તે ભંડો ફૂટી જશે ત્યારે તેમની આબરૂ શી રહેશે!

મને તો થયું કે જે બની ગયું તે બની ગયું પણ નિર્મળાબહેન માટે કુલસુમબહેને સાંભળ્યું ત્યારે તેમને કહેવા ગયાં ને! બધાંને એકબીજાના દોષ જોઈને તેને મોટા બનાવવા છે જેથી તે વ્યક્તિ બીજા પાસે હલકી પડે, પણ પોતાનો દોષ જોવો નથી. અને એ રીતે પોતાની ભૂલને ઢાંકવાનો આ મોટામાં મોટો પ્રયત્ન છે. માત્ર ઉપરથી ઉજળા દેખાવાથી, મીઠું બોલવાથી બીજા આપણા વિષે સારો જ અભિપ્રાય રાખે છે એ માનવું કેટલું ભૂલ ભરેલું છે તે આના ઉપરથી સમજાશે.

આવી અંદર અંદરની ફાટફૂટ એક નાની વ્યક્તિ પણ સમજી શકે છે અને ત્યારે કહે-



વાતાં વડીલોની કિંમત નાનાં બાળ કહેવાતાં પર કેટલી રહેવાની !

## અણસમજુ દેખાદેખી

કૌમુદિનીબહેન શરૂઆતથી શોખીન જીવડો. નાની વસ્તુ એમની નજરમાં આવે જ નહિ. છતાં પણ સંજોગવશાત પિતાને ઘેર બધું નભાવી લેતાં. મનમાં એક ઉમ્મીદ હતી કે લગ્ન પછી સ્વતંત્ર થઈશું પછી કોણ રોકવાનું છે ? તેમની બહેનપણી કંઈક નવો દાગીનો કે સાડી પહેરીને આવે એટલે મન લલચાઈ જાય. બહેનપણીની વસ્તુઓ પહેરીને તે આનંદ મેળવે પણ પોતાનો હક તેના ઉપર નહિ એ એમને મનમાં ખૂંચ્યા કરે.

લગ્નની ઉતાવળમાં અભ્યાસ પ્રત્યે તેઓ બેદરકાર રહ્યાં, અને ભણ્યાં નહિ. પિતાએ તેમને માટે જલદી જલદી કમાતો મુરતિયો શોધી કાઢ્યો અને લગ્ન પણ લીધાં. તેમના પતિ નલિનભાઈ કારકુનની જગ્યા પર હતા. તેમનો પગાર સવાસો રૂપિયા હતો. સંયુક્ત કુટુંબમાં રહેતા હતા પણ થોડીઘણી હાથખરચી હાથમાં રહેતી તેમાંથી પત્નીને ખુશી કરવા પ્રયત્ન કરતા.

બન્યું એવું કે તેમની જ પડોશમાં રહેતાં કૃષ્ણાબહેનને ઘેર સારો પૈસો હતો એટલે તેમને ઘેર નોકર, રસોયો, હરવા ફરવાનું વગેરે વિશેષ હતું. રજાનાં દિવસે તેઓ અચૂક સિનેમામાં કે પછી બહાર ફરવા જતાં અને બહાર જ જમી લેતાં. ખર્ચ પણ સારૂં એવું થતું. આ બધું કૃષ્ણાબહેનને પોસાય તેમ હતું. પરંતુ કૌમુદિનીબહેનને પણ તેમનું જોઈને પોતાને પણ કરવાનું મન થતું.

આ બધા શોખ જુદાં રહ્યા વગર પૂરા પડે તેમ નહોતા એટલે નલિનભાઈને સમજાવી જુદાં રહ્યાં. નલિનભાઈને મનમાં ડર હતો પણ જ્યાં સુધી એકલા બે જણ છે ત્યાં સુધી વાંધો નહિ આવે એમ માની જુદાં રહ્યાં.

કૌમુદિનીને પૂરેપૂરી સ્વતંત્રતા મળી ગઈ. તેણે થોડી નવી સાડીઓ ખરીદી અને દર રવિવારે ફરવા જવાનો પ્રોગ્રામ ગોઠવ્યો. ઘેર રજાને દિવસે સાંજે જમવાનું પણ નહિ અને તેમના કહેવા મુજબ દશથી પંદર રૂપિયાનો ખર્ચ બહાર કરીને આવતાં. આટલી નાની આવકમાં આટલો ઉડાઉ ખર્ચ પોસાય જ કેમ ! તેમાં વળી બાળકો દોઢ દોઢ વર્ષના ગાળે થયાં. એટલે કુટુંબનું પોષણ કઈ રીતે કરવું તે પ્રશ્ન નલિનને મુંઝવવા લાગ્યો. કૌમુદિનીના છુટા હાથને તે કચરેય રોકી શકતો નહિ. અને જ્યારે પૈસા ખલાસ થઈ જાય ત્યારે તેને ગમે ત્યાંથી લાવવા પડતા. આમ દેવું વધતું ગયું, નલિન મુંઝાતો રહ્યો, તકાદો—ઉઘરાણી ચાલુ રહેવા માંડી પણ કૌમુદિનીને તેનું ભાન રહ્યું નહિ. તેને તો એક જ વસ્તુ જોઈતી હતી અને તે મોજશોખ. આભ પાતાળ એક કરીને પણ નલિને એના શોખ પૂરા કરવા જ જોઈએ એવું તે માનતી હતી.

નલિન રાત દિવસ મહેનત કરીને વધુ મેળવવા પ્રયત્ન કરતો પણ કૌમુદિનીની એટલી મોટી માગને પહોંચી વળવું તેને માટે મુશ્કેલ હતું. ઘરમાં કંકાસ શરૂ થયો પણ પત્નીની આખ ઊઘડી નહીં. હજુ પણ કૌમુદિની તો ' ફલાણાએ ફલાણી વસ્તુ પહેરી છે તેવી મારે જોઈએ જ '





અને એ લઈ આવે, પહેરે ત્યારે જ તેનું મન સંતોષાતું અને પોતે પણ બીજી વ્યક્તિની બરોબરીમાં છે તેમ માનતી.

પરંતુ નલિનની પરિસ્થિતિનો, એની મહેનતનો અને એથી પણ વધુ ચઢી ગયેલ દેવું કઈ રીતે તે વાળશે તે વિચારવાનો પ્રયત્ન કરતી જ નહિ.

નલિનની મુશ્કેલીનો પાર નહોતો. પણ ઘરમાં રહેવું હતું એટલે જાણે છૂટકો ન હોય, તેના આશરા વગર જીવી ન શકે તેમ નાહિંમત બની પત્નીને બધું જ કરવા દેતો.

અને પછી તો એવું બન્યું કે ઘરમાં કેટલીક વસ્તુ વગર, ખાવામાં પણ અમુક વસ્તુથી ચલાવી લેવું પણ બહાર દેખાડવાનો પ્રોગ્રામ તો કાયમ જ રહેતો.

દેખાદેખી અને ઈર્ષાથી આપણે આપણા જીવનને હાથે કરીને દુ:ખી બનાવીએ છીએ! સાચું સુખ શેમાં છે, સ્નેહ, પ્રેમ શેમાં સમાયેલો છે એ બધું ભૂલી સ્થૂળ વસ્તુને મહત્ત્વ આપવાથી જીવનનો આંતરિક આનંદ ગુમાવી બેસીએ છીએ અને સંસાર ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય એવો પ્રસંગ ઊભો કરીએ છીએ તેનો કૌમુદિનીબહેન સચોટ પૂરાવો છે.

## ખામીભરી આવડત

નીલા ચાર વર્ષની થઈ એટલે કુંજુબહેનને થયું કે હવે એને બાળમંદિરમાં તો મોકલવી જ જોઈએ. પણ તે પહેલાં એ કંઈક શીખી હોય તો સારૂં, એમ માની ઘરમાં સ્લેટ અને પેન આપીને તેને બેસાડે. કુંજુબહેન તેને લખી આપે અને તે એક જગ્યાએ બેઠી બેઠી ઘૂંટ્યા કરે.

પડોશમાં કળાબહેન રહેતાં હતાં. તેમને પણ નાનો બાબો હતો. તેનું નામ કંદર્પ. તે અને નીલા લગભગ સરખી ઉંમરનાં. કંદર્પ બાળમંદિરમાં જાય અને કંઈક વધારે ચાલાક પણ હતો. કળાબહેનની ઇચ્છા હોય કે ન હોય તો પણ એમને ઘણીવાર એની સાથે બેસીને ભણાવવો પડતો. એમ કરતા કંદર્પ થોડા આંક લખતાં શીખી ગયો. સવારના છાપું આવે તો કંઈ જ ન આવડે પણ તે લઈને બેસે અને અક્ષર ઓળખવા પ્રયત્ન કરે એટલે કળાબહેનને અથવા એના પિતાને તેના તરફ ફરજિયાત ધ્યાન આપવું પડે.

કુંજુબહેને નીલાને પણ તે જ બાળમંદિરમાં મોકલવા માંડી. નીલા અને કંદર્પની દોસ્તી ગાઢી થવા માંડી. ઘેર આવીને પણ બન્ને મિત્રો રમ્યા કરે. કુંજુબહેનને એ મિત્રતા ગમતી પણ કંદર્પની માફક તે પણ જલદી જલદી આંક શીખી જાય અને તેમની દીકરીને હોંશિયારનું બિરુદ મળે તે જોવા તે તલપાપડ હતાં. સવારે નીલાનું મન જો રમતમાં હોય તો પણ પરાણે તેને ધમકાવીને તેના હાથમાં સ્લેટ પકડાવે. અને 'તારે શું ઠોયું રહેવું છે? જો કંદર્પને કેટલું બધું આવડે છે? તું નહિ ભણે તો ક્યાંથી આવડશે!' આમ એકાદ બે થપ્પડ મારીને, અને જો કંદર્પ હોય તો તેને ઘેર મોકલીને પણ નીલાને તે ભણવા બેસાડતાં.

કંદર્પ ઘેર જઈને કળાબહેનને વાત કરતો. એક વખત કળાબહેને સ્વાભાવિક વાત નીકળતાં કુંજુબહેનને સમજાવવા કોશિષ કરી: 'કંદર્પને આંક આવડે છે પણ તેના ઉત્સાહને

કારણે જ તે શીખ્યો છે. ઘરમાં બધાંને વાંચતા લખતાં જુએ એટલે એને મન થતું પણ તેનાં કરતાંય તેની યાદશક્તિ તીવ્ર છે એટલે તે જલદી શીખી જાય છે. નીલા પણ એમ એની મેળે જ શીખશે. તમે એને મારીને શીખવશો તો તેનું પરિણામ સારૂં નહિ આવે. કેટલીકવાર મારવાથી બાળક નઠોર થાય છે. હવે પહેલાનો જમાનો રહ્યો નથી. નીલાનું મન બીજી બાજુ વધુ વળેલું હશે. એને ગમતી વસ્તુઓ તરફ વધુ ધ્યાન આપશો તો તે કુદરતી રીતે જ હોશિયાર થશે.'

કુંજબહેનને ગળે આ વાત ઊતરી નહિ. 'ભણ્યા વગર કોઈનું ચાલ્યું છે ? એનો તો જીવ આખો દિવસ રમતમાં છે. એ ન ભુલાવું તો એ કંઈ જ ન શીખે જુઓ તમારો કંદર્પ કેવો ડાહ્યો છે. અત્યારથી ધ્યાન ન આપું તો પછી તે પાછળ રહી જાય. છોકરીની જાત કહેવાય, એટલે અત્યારથી જ ધ્યાન આપવું રહ્યું.'

કુંજબહેનને મનમાં હતું કે મારી નીલાના પણ બધાં વખાણ કરે. કંદર્પ કરતાં વધારે હોશિયાર તે કેવી રીતે બને તે તરફનું તેમનું લક્ષ્ય હતું અને એ કારણે જ તેના ઉપર ગુસ્સો કરતાં.





દર વરસે સેંકડો આમજનો—ખેડૂતો, ભરવાડો, માછીઓ—પ્રજાસત્તાક દિનના ઉત્સવમાં ભાગ લેવા દિલ્હી જાય છે દરેક રાજ્યોના જુદા જુદા લોકનૃત્યોનો પણ આમા સમાવેશ થાય છે આ રાષ્ટ્રિય ઉત્સવમા ભાગ લેવા ગયેલા મહારાષ્ટ્રના માછીઓ બાજુના ચિત્રમા લોકનૃત્યમાં તલ્લીન થયેલા દેખાય છે આ નૃત્યમા માછી-જીવનની ઝાખી અને તેમના જીવનની રીતિનીતિ દૃષ્ટિગોચર થાય છે



# સર્જનના રાહે

**અણુયુગના સમન્વયક નેહરુ :**

[ લે. ભોગીલાલ ગાંધી, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. રૂ. ૩/— ]

મને ક્રમને પણ એટલું તો કબૂલવું જ રહ્યું કે નેહરુના વ્યક્તિત્વને ઉઠાવ આપવામાં અને એનાં વિવિધ પાસાં સૂક્ષ્મરીતે તપાસવામાં પરદેશી લેખકો —માઇકલ બ્રેકર અને વીન્સેન્ટ શીન—જે સફળતા પામ્યા છે એ સફળતાને થોડે અંશે પણ મહાત કરી શકે એવી કૃતિ નેહરુ વિષે હજુ સુધી કોઈ હિંદી લેખકે આપી નથી. અંગ્રેજીમાં ફ્રેંક મોરેસે નેહરુનું સરસ જીવનચરિત્ર આપ્યું, પરંતુ એય બહુ સત્વશીલ નહીં. આ પુસ્તકના લેખકે નેહરુના જીવનની બહુ ઓછી ઝાંખી કરાવી છે, મુખ્યત્વે તો નેહરુના આદર્શો, સિદ્ધાંતો અને વિચારોએ સ્વાધીન ભારતની સિદ્ધિઓને કઈ રીતે આકાર આપ્યો છે એનું આમાં વર્ણન છે.

નેહરુનો સમાજવાદ ઘણાને ગુંચવણભર્યો લાગ્યો છે, પરંતુ એમાં 'મૌલિક સમન્વય' જાળવી શકતા હોય એવા ચિંતકો બહુ જ ઓછા છે. લેખક પોતે નેહરુના વ્યક્તિત્વથી પોતાની જાતને અળગી રાખીને એમને તપાસી શક્યા નથી, પરિણામે જે પુસ્તક વ્યક્તિત્વ છણાવટની દૃષ્ટિએ ગુજરાતી સાહિત્યમાં કાંઈક ભાત પાડી શકત એ માત્ર નેહરુની શક્તિઓને અંજલિ આપી કૃતકૃત્ય બને છે.

ભારતે અપનાવેલો લોકશાહી સમાજવાદનો રાહ બીજા કેટલા પછાત દેશોને પ્રેરણા કે માર્ગદર્શન આપી શકશે એ વિષે આગાહી કરવી આ તબક્કે મુશ્કેલ છે; આમછતાં જડ વિચારસરણી કે સિદ્ધાંતોથી મુક્ત એવો સમાજવાદ સ્થાપવાનો યત્ન પ્રામાણિકપણે નેહરુએ કર્યો છે ને એટલે અંશે એમની વિચારસરણી મૌલિક છે એમાં શંકા નહીં.

નેહરુ સ્વપ્નદ્રષ્ટા છે, જાહેર પ્રવચનોમાં ને લેખોમાં એમણે ભવ્ય આદર્શો રજૂ કર્યા છે, પરંતુ સ્વપ્નોને આકાર આપવામાં નેહરુ જેટલી ઉપેક્ષા ભાગ્યે જ કોઈ રાજકીય નેતાએ બતાવી હશે એવી નેહરુના ટીકાકારોની ફરિયાદ છે. આ ટીકાઓના તથ્યાતથ્યમાં લેખક ઊંડા ઊતરી શક્યા હોત તો આ પુસ્તકની ગુણવત્તામાં ઘણી વૃદ્ધિ થાત.

લોકશાહીને સ્થિર કરવામાં ને આર્થિક યોજનાઓને આકાર આપવામાં નેહરુનો ફાળો અનન્ય છે પરંતુ એ ક્ષેત્રે દેશે મેળવેલી સિદ્ધિ માત્ર નેહરુને આભારી છે એ પ્રતિપાદન અતિશયોક્તિભર્યું છે. વ્યવહારમાં નેહરુનું વર્તન આપખુદી છે એવો આક્ષેપ જવાબદાર વ્યક્તિઓએ પણ કરેલો છે. આ આક્ષેપનું તથ્યાતથ્ય પણ લેખક **ભારતીય લોકશાહી પ્રયોગ** નામના પ્રકરણમાં તપાસી શક્યા હોત.

ભલે ભૂલોથી ભરેલા હોય પણ નેહરુ પ્રજાના લાડકા છે. એ 'આત્મરથ–સ્વસ્થ–નિષ્કામ અને સ્થિતપ્રજ્ઞ' છે એ ભારતીય પ્રજાજનો સ્વીકારે છે. એમના જેવા પ્રગલ્ભ વ્યક્તિત્વવાળો, વિશાળ દૃષ્ટિવાળો, પ્રજાની નાડ પારખનારો ને સંકુચિતવાદ કે જૂથવાદથી મુક્ત બીજો કોઈ નેતા શોધ્યો જડે એમ નથી.

ગુજરાતમાં ચિંતનશીલ સાહિત્યની ખૂબ ખોટ છે. કાંઈક વિચાર કે શ્રમ કરીને લખનાર લેખકોની તો એથીય વધુ ખોટ છે એવી સ્થિતિમાં વાચકોને નેહરુની ને એમની આજુબાજુ વિંટળાઈ ગયેલી અનેક



સમસ્યાઓનુ આછુ પાતળુ દર્શન કરાવતી આ પુસ્તિકા સૌએ પ્રેમપૂર્વક વધાવવી જોઈએ દરેક નેહરુપ્રેમી ગુજરાતીએ એ વાચી જવી જોઈએ

### મોલિયેરનાં બે નાટકો :

[ અનુ હસા મહેતા, પ્ર સાહિત્ય એકાદમી નવી દિલ્હી રૂ ૩/૫૦ ]

વિખ્યાત ફ્રેંચ નાટ્યકાર મોલિયેરના બે વિશ્વવિખ્યાત નાટકો—તારત્યુફ્ અને આમના અમીર—ગુજરાતી ભાષામા રજૂ કરીને સાહિત્ય અકાદમીએ વિશ્વ સાહિત્યની ભારે સેવા કરી છે

મોલિયેર વિનોદશીલ અને વિલક્ષણ હતો માનવ સ્વભાવ સમજવાની અદ્‌ભુત આતરદૃષ્ટિ અગાધ માનવતા, સચ પર સહજ કાબૂ—આ મોલિયેરના નાટકોના લક્ષણ છે આ લક્ષણો એણે એના નાટકોમા સહજ રીતે વણી લીધા છે

દરેક યુગની અમુક વિચિત્રતાઓ સામે જેહાદ જગાડવામા કટાક્ષ બહુ અગત્યનો ભાગ ભજવે છે મોલિયેરનુ 'તારત્યુફ્ કદચ ફ્રેંચ સાહિત્યમા સૌથી વિખ્યાત અને સૌથી વિશેષ સફળ કટાક્ષયુક્ત પ્રહસન છે એ પ્રહસન એવુ તો સચોટ હતુ કે એની સામે ફ્રાન્સના પાદરીઓએ જેહાદ જગાવી અને મોલિયેરને ખૂબ ભાડચો પાર્લામેટે નાટક ઉપર પ્રતિબધ મૂકચો તે પાચ વર્ષે પાછો ખેચાયો.

મોલિયેર માનતો હતો કે પ્રહસનનુ કાર્ય લોકોના દુર્ગુણો સુધારવાનુ છે લોકમત કેળવવાના એક સાધન તરીકે રગભૂમિમા એને અજબ શ્રદ્ધા હતી લોકોને એમના દોષોનુ ચિત્રણ કરાવવાથી જેટલા સુધરી શકાય છે એટલા બીજા કશથી નહી માનવી ઠપકો સહેલાઈથી સહન કરી શકે પરતુ એનાથી ઉપહાસ સહન થઈ શકતો નથી

અનુવાદકનુ ફ્રેંચ ભાષાનુ જ્ઞાન મર્યાદિત છે એ એમણે એ બોલમા કબૂલ્યુ હોવાથી આ નાટકોનો કયાક કયાક કિલષ્ટ બની જતો અનુવાદ નિભાવી લેવો રહ્યો સાહિત્ય અકાદમી જેવી પ્રતિષ્ઠિત સસ્થા આવા અનુવાદની ભાષા માર્યા વિના સીધો પ્રસિદ્ધ કરે એ કેવુ નવાઈભર્યુ ? અનુવાદકે તારત્યુફ્ નાટકની પૂર્વ ભૂમિકા સમજાવવા માટે જે નિબધ લખ્યો છે એનુ જ એક વાકય (પા ૧૮) નમૂના તરીકે લઈએ—

'એની સફળતા એની વિનોદવૃત્તિના એની સામાન્ય બુદ્ધિમા છે, જે એના નૈતિક હેતુને એક નવુ આકર્ષણ અને વાતાવરણ આપે છે અને માનવપ્રયોજનની ચિતામા એ દુખી હતાય એ એની ચેતનાનો મુખ્ય ગુણ છે એની દૃષ્ટિએ એકદર જીવન પ્રફુલ્લ અને હસતુ છે એમા દભ કે ચોખ્ખાપણાનિ સ્થાન નથી એની એનમીર તારત્યુફ્ના નિવેદનથી એકદમ મિજાજ ખોતી નથી '

સાહિત્ય અકાદમીએ પ્રસિદ્ધ કરેલા પુસ્તકમા ગદ્ય આટલુ કિલષ્ટ હશે એમ કોઈ માને ખરુ ? છતા માનવુ જ પડે એમ છે ને ?

વિશ્વની વિવિધ સાહિત્ય કૃતિઓ ગુજરાતીમા ઉતારવાની ખ્વાહેશ ધરાવવા માટે સાહિત્ય અકાદમી અભિનદનને પાત્ર છે પરતુ અનુવાદકોના કાર્યને બરાબર ચકાસી જવાની જવાબદારી પણ એ અદા કરશે ?

### હિન્દુ વેદધર્મ

[ લે આનન્દશકર બા૦ ધ્રુવ પ્ર૦ પ્રાચ્ય વિદ્યામદિર, મ સ વિશ્વવિદ્યાલય, વડોદરા રૂ ૪/૭૫ ]

લગભગ ચાલીસ વરસે બીજી આવૃત્તિ પામતુ આ અભ્યાસુ પુસ્તક શિક્ષકોને લક્ષમા રાખીને લખાયેલુ હોઈ હિદુ ફિલસૂફી શીખવવામા અધ્યાપકોને ઠીક ઠીક મદદરૂપ થઈ પડે તેવુ વિગતપ્રચુર છે વિચારોનુ ઊંડાણ અને અભ્યાસુ રજૂઆત માટે આગ્રહી ગણી શકાય તેવા અધિકારી લેખકે આ પુસ્તક લખ્યુ છે એ જ એની મહત્તા માટે પૂરતુ છે

હિદુ વેદધર્મની વિચારણાના એમની મોજણી છે કે લેખકે એના ત્રણ વિભાગ યોજવા વિચારેલુ પણ એ ત્રણ વિભાગમાથી પહેલો વિભાગ બ્રાહ્મણ વેદધર્મ જ આ પુસ્તકમા ગૂથી શકયા છે જૈન અને બૌદ્ધ વિશે આ જ પુસ્તકના અનુસધાનમા અભ્યાસુ લેખક માટે આવી





સુંદર માંડણી ઉપર ગૂંથણી કરવાની તક ઊભી જ છે. ગુજરાતના દિવંગત વિદ્વાન શ્રી આનન્દશંકરભાઈની એ કેડીએ ડગલું માંડવાની ચાનક આ પુસ્તક ચડાવે તો આપણે ગુજરાતમાં વધુ વિદ્વાનો પ્રાપ્ત કરી શકીએ.

**સ્વાનુભવના જીવનપ્રસંગો :**

[ લે. ગોપાલદાસ પ્ર. મોદી. પ્ર. વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ પ્રા. લિ., મુંબઈ, ર. રૂ. ૨/– ]

પાંસઠ જેટલા પ્રસંગોને એકસો ને બાસઠ પાનાંમાં સમાવવામાં આ પુસ્તકના લેખકે જે પ્રસંગવૈવિધ્ય, વિષયવૈવિધ્ય અને સરળતા જાળવ્યાં છે તે અભિનંદનીય છે. આપણી આસપાસ આપણે રોજે રોજ એટલું બધું નીરખતાં હોઈએ છીએ કે એને બીજાની પાસે વ્યક્ત કરવાનું આપણે રોકી શકતા નથી. એ વ્યક્ત કરવાનો ભાવ જ ભાષા બની જાય છે. તેમાં આપણું હૃદય જ એટલું બધું ભરાઈ જાય છે કે એવા ભાવ વ્યક્ત કરનારે લેખક હોવું જ જોઈએ એવું નથી. એટલે જ આ પુસ્તકના લેખક પોતે લેખક નથી એવું એના પ્રકાશક ભલે કહે, પણ આ પાંસઠે પાંસઠ પ્રસંગો વાંચતા આપણને આપણી નજર સામે કોઈ પીઢ કલમ જ તરવરતી જણાય છે.

પ્રસંગો તો રોજ નજરે નિહાળીએ છીએ. પણ એને રજૂ કરવાની—લખીને કે બોલીને—આ આવડત બહુ ઓછામાં હોય છે. શ્રી ગોપાલદાસ મોદી આ ઓછાઓમાંના એક ગણી શકાય એવી સુંદર રજૂઆત કરવાની તેમની શૈલી અને શક્તિ છે. જીવનને પ્રેરક નીવડે તેવા આ પ્રસંગો વાંચવા પણ એટલે જ ગમે છે. આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવનામાં કાકાસાહેબ કાલેલકરે યોગ્ય જ કહ્યું છે કે :

'પ્રસ્તુત–લેખકે આ પ્રસંગો વીણવામાં ઘણો વિવેક વાપર્યો છે. સજ્જનતા, આત્મીયતા, રસિકતા અને આર્યતાને પોષણ મળે એવા સુંદર પ્રસંગો એમણે વીણ્યા છે અને સાચી કદરદાનીથી રજૂ કર્યા છે અને છતાં તેમાં એમણે ઉપદેશક થઈ ને બોધ આપવાની ભૂમિકા ધારણ નથી કરી અને સમાજના રૂઢિમાન્ય આદર્શોને જ ટેકો આપવાનો પ્રયત્ન એમનો નથી.'

સૌને વાંચવામાં રસ પડે તેવું આ નાનકડું પુસ્તક છે એ વાત નિઃશંક છે.

**પન્નમ પુષ્પમ્ :**

[ લે. પ્ર. કુસુમબહેન ઠાકોર, ફત્તેહગંજ, વડોદરા. રૂ. ૨/– ]

એકસો એકાણું ગદ્યખંડોનું આ નાનકડું પુસ્તક આત્માને ઉદ્દેશીને કાવ્યમય બાનીમાં નાનાં મોટાં ગદ્યકાવ્યોથી સમૃદ્ધ બન્યું છે. લેખિકાની કલમમાંથી કવિતા અને રસનો બેવડો પ્રવાહ વહે છે એટલે આ નાનકા પુસ્તકને પણ મહત્ત્વનું સ્થાન અપાવી જાય છે.

ઈશ્વર પ્રત્યે ભક્તિભાવથી પ્રેરાઈને રચેલા આ ગદ્યખંડો સીધી સાદી શૈલીમાં લખાયેલા હોઈને ભક્તિભાવ પણ એટલો જ ઉત્કૃષ્ટ દાખવે છે. ભક્ત પોતાના ભગવાન પાસે જેટલી શ્રદ્ધા વ્યક્ત કરે એટલો જ બલ્કે એથી પણ વધુ ભક્તિભાવ આ નાનાં નાનાં ગદ્યકાવ્યોમાં ભર્યો છે. સાહિત્યમાં ભક્તિભાવ પણ જે આગવું સ્થાન ધરાવે છે તેને કુસુમબહેને પૂરેપૂરું મહત્ત્વવંતુ આ પુસ્તકથી કર્યું છે. આપણા આધ્યાત્મિક અને ભક્તિ સાહિત્ય સાથે સાથે પ્રેમલક્ષણા સાહિત્યમાં પણ આ પુસ્તક પોતાનું અનોખું સ્થાન રાખશે જ એમાં શંકા નથી.

**માનવસૌરભ :**

[ લે. રમણલાલ વ. દેસાઈ. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ર. રૂ. ૫/૨૫. ]

શ્રી રમણલાલ દેસાઈનાં અવસાનેતર પ્રકાશનોમાં આ મહત્ત્વનું પુસ્તક પણ દોઢેક વરસ પહેલાં જ પ્રગટ થયું છે. આવું જ પુસ્તક 'તેજચિત્રો' નામથી લેખકે તૈયાર કરેલું તે પણ જાણીતું છે જ. 'તેજચિત્રો' પછીનો વિવિધ વ્યક્તિઓનું જીવન–નિરૂપણ કરતો આ નવો સંગ્રહ છે એમ લેખક–પુત્રે પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરેલો છે છતાં આ અગાઉ અલગ પુસ્તિકા રૂપે પ્રગટ થઈ ચૂકેલાં અને જાણીતાં થઈ ચૂકેલા 'નાના ફક-

બુત્રીસ' અને 'મહારાણા પ્રતાપ' પણ આમા મૂકવામા આવેલ છે તે પણ હકીકત છે

આપણા વિસ્તરતા જતા સાહિત્યમા ચરિત્રાત્મક સાહિત્યની સખ્યાની દૃષ્ટિએ ખૂબ ઊણપ છે તેમા વધારો કરતુ આ ઉપયોગી પુસ્તક 'માનવસૌરભ' બની શકે તેવુ સમૃદ્ધ છે એમા શકા નથી પણ આપણી ઉછરતી પેઢી માટે, વિદ્યાર્થીઓ માટે કે અભ્યાસુઓ માટે પ્રગટ થતા પુસ્તકોમા, તેમાય આવા સારા પુસ્તકોમા જોડણી પ્રત્યે આટલી બધી બેકાળજી કેમ રખાય છે એ સમજાતુ નથી પ્રકાશકની અને લેખકની સહેજ વધારે ચીવટ આ અરાજકતા જરૂર અટકાવી શકે કેટલેક ઠેકાણે તો એક લીટીમાં જ એક શબ્દ બે વાર આવ્યો હોય તો ય બન્ને ઠેકાણે જુદી જુદી જોડણીઓ આવે ત્યારે તરત આખને ખૂચે

આ પુસ્તકમા અપાયેલા સત્તર રેખાચિત્રોમા જ્ઞાત–અજ્ઞાત એવા કેટલાયના જીવનમાથી સૌરભ એકઠી કરીને આપણા આ ગત સાક્ષરવર્યે આ પુસ્તકમા ભરી છે જે નવી પેઢીને તો ખરેખર માર્ગદર્શક બનશે જ ઓમકારનાથ મણિભાઈ નાણાવટી, યશપાલ, માનસીભાઈ રમજુ પહેલવાન, રમણિક દેસાઈ, મરોજિની નાયડુ અને ગાધીજી વિષેના રેખાચિત્રો તો અવશ્ય વાચવા જેવા છે જીવનઘડતરમા અગત્યનો ફાળો આપે તેવુ આ પુસ્તક શાળા–મહાશાળાના વિદ્યાર્થીઓને વાચવા–વિચારવા પ્રેરશે એવુ સમૃદ્ધિ વતુ છે

**ભૂતાવળ :**

[ લે હેન્રિક ઈબ્સન અનુ ગુનાવતદાસ ઠાકર પ્ર સાહિત્ય અકાદમી વતી ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા ૩ ૨/૧૦ ]

પ્રખ્યાત નોર્વેજિયન નાટ્યકાર ઇબ્સનનુ નામ ગુજરાતીમા એટલુ બધુ જાણીતુ છે કે એ વિષે વધુ ન કહીએ તો ય ચાલે ઇબ્સનના કેટલાય નાટકો ગુજરાતી રગભૂમિ ઉપર સફળ રીતે ભજવાયા છે એ જ મહાન નાટ્યકારના Ghosts નામક ત્રિઅકી નાટકને જાણીતા ગુજરાતી વાર્તાકાર અને નાટિકાકારે ગુજરાતીમા 'ભૂતાવળ' નામથી ઉતાર્યું છે અને સાહિત્ય અકાદમીએ પ્રગટ કરાવ્યુ છે સાહિત્ય અકાદમીએ હિદની ભાષાઓમા અનુવાદ કરવા માટે ઇબ્સનના ત્રણ નાટકો પસદ કર્યા છે તેમાનુ અને ઇબ્સનના અગ્રગણ્ય નાટકોમાનુ એક આ 'ભૂતાવળ' છે

મિસ બ્રેડબ્રુક ઈબ્સન વિષે અને આ નાટક વિષે લખે છે કે, 'ઇબ્સનની ઉત્તરાવસ્થામા લખાયેલા આ ત્રિઅકી નાટકમા એકકેન્દ્રિય ચાતુર્યથી, સામાન્ય સ્વરૂપે પ્રવર્તતા માનવ સ્વભાવના ઊડાણો માપવાની રીત ચાલુ રાખી છે આ નાટકમા પુરુષો અને સ્ત્રીઓ વચ્ચેના સબધોને લગ્ને વધરે ધીટ પ્રમાણથી નિરૂપીને, અને રોગગ્રસ્ત પિતાદ્વારા જન્મ પામેલ પુત્રની ઉપર જાતીય ગુહ્ય રોગોથી થતી રહેતી અસર બતાવીને ઇબ્સને સમાજને આઘાત આપ્યો હતો કડક અને તડજોડ ન કરી શકે એવો નીતિવાદી, ગુના અને જવાબદારીના વિષયમા જેને સતત રસ રહેતો હતો એવો ઇબ્સન બહુમતીના મત ચેતો સામનો સફળતા પૂર્વક કરતો '

જ્યોર્જ બર્નાર્ડ શોએ તો જેને પોતાના ગુરુ તરીકે બિરદાવેલ એવા આ મહાન નાટ્યકાર શેક્સપિયર પછી યુરોપના સૌથી મહાન નાટ્યકાર છે એવા મહાન નાટ્યકારનુ આ મહત્ત્વનુ ત્રિઅકી નાટક ગુજરાતીમા ઉતારીને તેના અનુવાદક શ્રી ગુનાવતદાસ ઠાકરે એક મહત્ત્વનુ કામ કર્યું છે સમાજ માત્રને ઊડી અસર કરતી એક મૂળગામી સમસ્યાને આ નાટકમા જે સ્પષ્ટ અને વાસ્તવિક દૃષ્ટિબિંદુથી નિરૂપવામા આવી છે તે ખરેખર પ્રશંસા માગી લે છે

વાચવે અને ભજવવે ગુજરાતની રગભૂમિને પણ ઠીક ઠીક કસોટીએ ચડાવે તેવુ આ નાટક નાટ્યરસિક ગુજરાતીઓને સારો અને સાચો આવકાર અપાવે તો ના નહિ

★

મૂળરાજ સોલંકીના વીરત્વયુક્ત પૂર્વજીવનની ઐતિહાસિક નવલકથાની નવી આવૃત્તિ




## મૂળરાજ સોલંકી

લેખક :
શ્રી ચુનીલાલ વ. શાહ

મૂલ્ય : રૂ ૬/૫૦
[ રજિ. પો રૂ ૧/— ]

ગુજરાતમા સોલંકીવંશની રાજગાદી સ્થાપનાર મૂળ-રાજ સોલંકીના જીવનના બે વિભાગ છે. એક તેનું વીરત્વયુક્ત પૂર્વજીવન અને બીજું આતધર્મ-સત્કાર ઝીલનાર તથા ગુજરાત ભરમાં સત્કાર સિંચન કરનારું ઉત્તર જીવન તેના પૂર્વજીવનની આ નવલકથા છે.

મૂળરાજના જીવનના બે મહત્વના પ્રસંગો છે. એક તેના મામાના હાથમાંથી ઝૂંટવીને રાજ્ય ગ્રહણ કરે છે તે અને બીજો સોરઠના રા' ગ્રહરિપુ સાથેનો યુદ્ધ પ્રસંગ

હેમાચાર્ય મૂળરાજને સદ્‌ગુણી, જગત્પ્રતિપાળ તથા પરાક્રમી કહે છે. મેરુતુંગ તેને તેજસ્વી અને પ્રજાપ્રિય કહે છે. કીર્તિકૌમુદીકાર તેને અસાધારણ પરાક્રમી કહે છે.

તિરસ્કાર પામેલા ચાવડાઓના રાજ્યને પતિત અવસ્થામાંથી ઉદ્ધારનાર મૂળરાજનું નામ ઇતિહાસમાં સુવર્ણને અક્ષરે લખાયું છે તેમાં શંકા નથી.

આપની નકલ મેળવી લેજો

## ગૂર્જર સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

૬૪, ગાંધીરોડ • ફર્નાન્ડીઝ બ્રિજ • અમદાવાદ, ૧

અંક ૧૨ : માર્ચ '૬૨ — 'ઊર્મિ' : વર્ષ ૩૨
સળંગ અંક ૩૮૪ — 'નવરચના' : વર્ષ ૨૬



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ મ સથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા ન અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા ન લખવો ખાસ જરૂરી છે
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક ઈશ્વરલાલ મો૦ દવેએ અને મુદ્રક કાંતિલાલ ડાહ્યાભાઈ પરીખે માલિક ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક જયન્ત પરમાર



પ્રદર્શન કરવાની વૃત્તિ ગમે તેટલી દાબી રાખવામાં આવે છતાંય એ દરેક વખતે અજાણતાં જ એવી તો પ્રગટ થઈ જાય છે કે લાંબી, ઊંડી કે સાચી સમજણવાળાંને તો જલદી ખ્યાલ પણ ન આવે. આ વૃત્તિ આ યુગની, આ પેઢીની કે આજનાં નાગરિકોની નીપજ છે એમ કેમ ન કહી શકાય ? બલકે અત્યારની Generation(પેઢી)માં તો આ વૃત્તિ સભર ભરી છે.



કાંઈ ન હોય છતાં પોતાનામાં જ બધું ભર્યાનો દેખાવ કરવાનું આજે તો જાણે સહજ થઈ ગયું છે. અને એ સહજતામાં રાચતો આજનો આપણો કિશોર અને યુવાન વર્ગ મહત્તાની ટોચ સર કર્યાનો ગર્વ લે છે. આછકલાઈ અને દેખાવ કરવાની વૃત્તિએ આપણી હવે પછીની પેઢીને તો જાણે સમસ્યારૂપ જ બનાવી દીધી છે. કાંઈ પણ ઊંડાણથી વિચારવાનું, સમજપૂર્વકનું આચરણ કરવાનું કે દંભ અને દેખાવથી દૂર રહેવાનું ઊંડાણ આજે શોધ્યુંય જડતું નથી. અને ત્યારે માનવનો આશાવાદ એક એવી સજ્જડ પછડાટ ખાઈ બેસે છે કે તેમાંથી ઊભા થવાના હોશ તો ઠીક, કળ પણ માંડ માંડ વળે છે.



વિચારને નેવે ચડાવતી અને આચારનું મીંડું વધુ ને વધુ મોટું કરતી આજની પેઢી એક એવું આંધળું ભવિષ્ય સરજી રહી છે કે એ વિષે આજે તો વિચાર પણ ન થઈ શકે. ધ્યેય, આદર્શ, ઊંડાણ, સાદગી, સ્વમાન, શ્રમનું મહત્ત્વ, પ્રદર્શનનો અભાવ, ઊંચી નીતિમત્તા, ચારિત્ર્ય, પ્રેમ અને મમતાએ જાણે આ પેઢીને નવ ગજના નમસ્કાર કર્યા છે. અને છતાં આ બધાંથી સભર હોવાનો દાવો કરવાની એકેય તક ગુમાવવી તેમને પાલવતી નથી. આ આડંબર યુગનો અંત લાવવાનું કામ કયો અણુબોમ્બ કરશે ?



★

'प्रघात'

## નિતાંત રસે

તારી નિતાંત રસથી ભરપૂર સ્મૃતિ
આવી કરે સકળ પ્રેમથી પૂર્ણ ત્યારે
મારે હજુ સ્મરણુવું ભૂલવું ઘણુંયે
તે સર્વ એક બનતું તુજમાં અજોડ.

મારે રહી રસથી એ ઝરતી બધીયે
કલ્પનભોમ બહુયે ગભીરી હજીયે,
ક્યારેક એ સ્મરણ વિસ્મરણો બધાંમાં
વિલોપવાં જગતકીર્તિ તણાં પ્રલોભો.

આવ્યા હતા; ઉછળતા રસછોળ પ્રેર્યા,
કર્યાં હતા સદૈવ કારક કલ્પકોના
મારે બધા સ્મરણપંથ રહીં સભરવા
તારી સહે મૂક સ્મૃતિ મહીં મ્હાણવાનું.

હમેશ એક સજળી સદ્‌વૃત્તિઓમાં
હંમેશ કારમી વ્યથા સહુ ઠેલવાની
હંમેશ કૈંક કર્યાં રસ કલ્પનોની
ભોમે અજોડ જગવાટ નિહાળવી છે.

ક્યારેક એ ઊડી જતી જગની ક્રિયાઓ
સાથે અભૂલ જગની સહુયે સભરવા
એ એ જ કર્તૃક, એ જ ક્રિયા તણાયે
ભાર્યે જવાં સતત સંતૃપ્ત આત્મહૈયાં.

મારે હતા મનમહીં સઘળા અનેરા
મંથ્યાં મનોમન બધાં જગમંથનોને
ત્યારે બધા ત્યજી તને જગમાં વરીને
તારી જ એક રસલોલુપતા મહીં મેં
મારી ગણી જગતની હતી તે છતાંય.

આવી પળો સઘળી હું જતીયે કરું તો
આવેલ હું શીદ રોકત એકલી કે
આવેલ સાથ સહુ કલ્પનની જ વચ્ચે
મારે વસ્યા કરવા સહુ વાસનેયે.

આવ્યા હતા પરમ ભોમ રસાનંદોયે
આવ્યા હતા સકળને ભજવા ઘણુંય,
માણ્યા હતા મહત એકલ વા બધાય
ત્યારે ન ચિંતન કે કંઈ કામના ના.

મારે અભૂલ સ્મરણે તુજ એક જ્યોત
આવી ઝગી રહી જતી દૂર એ સુદૂર
ત્યારે બધી જળહળન્ત જગે ન જ્યોતો
એ એક મેં જીગરમાં તુજને ભરી 'તી.

☆

લીના

## આપણે માનવી!

શોભી રહ્યાં વૃક્ષ ઉપરે પાન લીલાં
કુમળાં ચમકંતા એ વળગી રહ્યાં
વૃક્ષનો અમીરસ પી તેઓ શોભતાં
કે શોભાવી રહ્યાં વૃક્ષને નિજ થકી.

વહી દિનો કૈં કૈં ગયા!
લીલાં પાન પીળાં બની ગયાં
નિસ્પૃહીની જેમ એ ખરી ગયાં
નવાં પર્ણો માટે જગા દઈ ગયાં.

'ને આપણે માનવી! મોહ કાં છૂટતો નથી?
બનીને પાન પીળું! ખરતાંય ન શું આવડ્યું?

★





'પતીલ'

## આ બેવડા હદપારને

કોઈ કરે શું એકલા દેખાવડા દેદારને?
દિવાલ દીસે કદની જે પોષતી આચારને:
સાર્થી કશી ના અર્થ તેને કામગીરી કો કહે?
ખપમાં શી આવી સાયબી, જાણ્યો ન જો વ્યવહારને?
પામે નહીં આશ્રય કળા એવો હશે કદી દેશ કો?
જાણ્યું ન નામે શ્રેયનું ખોળે વસ્તી સંસારને:
તક એક પણ આવી ન જો હકદાર કેરા હાથમાં,
મેદાન પર ખુલ્લા નતીજો શો રહ્યો રમનારને?
માલિક તણી દુનિયા મહીં છે કોણ કોના સાગરિત?
પોતાની મોજે આવતી લઈ પ્રેરણાઓ પ્યારને!
મેં તો બજારોની મહીં દીઠાં નહીં અસબાબ તે
આવી શકે ખપમાં કદી જે કોઈ સાચા યારને:
યોગી વસાવે જંગલો, માળા વસાવે શ્રેષ્ઠિઓ
ક્ષેત્રો વસાવે જાણીતા સર્જન તણા વ્યાપારને:
કામણ કરીને છતતા આકાર અલબેલા બધે,
લાયક નથી શું વિશ્વમાં માયાતણા ઘડનારને?
બાળે કલેજાં અન્યના તે દબદબા શા કામના?
નહીં આવકાર્યો જો કદી એહસાન પા ઉપકારને!
હરરોજ ગાંઠે કાયદા ફરતે જનારા પામરો,
ઉત્કર્ષ પઢાવ્યો નહીં યોગે ખરા હકદારને:
હંમેશ દેરી એક સરખી શીય બેઉની 'પતીલ'?
નહીં ગોઠડી સમકક્ષની આ બેવડા હદપારને!

★

'જ્ઞાનપિપાસી'

## હૃદયસ્થને

હૃદયસ્થ હે!....ચાહું તને,
તવ વદન પરનાં હાસ્યને,
લાવણ્યભર તવ લાસ્યને.
કિન્તુ નહીં તવ સ્પર્શને,
રાચું સદા દૂર દર્શને;
ના ચાહજે કદીયે મને,
પણ એટલું કહું છું તને,
કે તું સુભાગી હો ભલે,
કિન્તુ અભાગી કો પળે,
જો એકલું લાગે તને
તો યાદ કરજે એટલું.
કે વિશ્વમાં છે માનવી,
જે એ ક્ષણે,
સંભારતો સંભારતો ચાહે તને

★

'સુધાંશુ'

## પારસમણિ

પારાવાર વચ્ચે મારો પારસમણિ
જ્યાં મોજાં મંદિરિયાની લ્હેરી ચડી;
નવનવ ખંડથી આવે સાજન મારો
ચરણે ઢાળું એને રતનકળી;
પારાવાર વચ્ચે મારો પારસમણિ!

આવો હો નીરના નાથ નવજોબને,
તમે માલિક અને મહેરામણધણી;
મૂક્યાં એંધાણ અને તીરતીર વિચર્યા.
એવા વારાની ત્હારી જ્યોત ત્યાં પડી;
પારાવાર વચ્ચે મારો પારસમણિ!

કોઈ મોજું દીન ને કોઈ ધનિક.
તો કોઈ ફાટલને ખુમારી ઘણી;
પારસડેરી આ ત્હારી સમતા સમારતી.
અગ્રલા અભંગા એની શાના પડી:
પારાવાર વચ્ચે મારો પારસમણિ.

★



'રાજહંસ'

# સમયનાં [illegible]

**શસ્ત્રનાબૂદી પહેલા ઊંચા આદર્શ જોઈશે**

દુનિયાની શાંતિ ન તો ભૂગર્ભ ધડાકાઓથી તૂટી કે ન તો અષ્ટ-ગ્રહસંયોગથી જોખમાઈ વિશ્વશાંતિ હવે કાચ જેવી બરડ નથી રહી એમ આપણે સ્વીકારવુ જોઈએ અણુબોમ્બની ટક્કર ઝીલીને એ મજબૂત બની ચૂકી છે કોઈ દેશ વિશ્વયુદ્ધ ઈચ્છતો નથી, કોઈનુ એવુ ગજુ રહ્યુ નથી જે બળ છે તે કંજૂસના ધનની પેઠે અગર મંદિરના ઠાકોરજીના આભૂષણ પેઠે બીજાને દેખાડવાનુ છે, એમાંથી વાપરી શકાય એવો ભાગ તો થોડોક જ છે

એમ છતા વિશ્વશાંતિ જાળવવા પ્રયાસો કરવા જોઈએ પણ આવા પ્રયાસો શસ્ત્રનાબૂદીનો આગ્રહ કરવાથી નહી ફાવે એ માટે જેની જરૂર છે તે તો સિદ્ધાંતોનો આગ્રહ ઊંચા ધ્યેયની ભૂખ આ દુનિયાને જેવી લાગી છે એવી બીજી એકેય નથી લાગી ભય પણ એની તોલે વિસાતમા નથી ક્યૂબાકટોકટીની પળો આવીને ગઈ, પણ જ્યા વધારે ભયની શક્યતા હતી ત્યા લોકો સ્વસ્થ રહી શક્યા હતા, રાજ્યની સરકારો પણ ગભરામણમા પડી નહોતી લાગે છે કે ભયને બરદાસ્ત કરી શકાય પણ વિચાર—હેતુઓના ઉત્થાન—નો અભાવ હવે ચાલી શકતો નથી

હવે દુનિયાને જે જોઈએ છે તે સ્પષ્ટ ને નીડર વાણી ઊંચા આદર્શ, સત્તાજૂથોની આળપંપાળમાથી નીકળી જઈ એમની સુધબુધ ઠેકાણે લાવે એમને કર્તવ્ય સુઝાડે એવી પ્રગલ્ભ ને અર્થયુક્ત વાણી એ વિના રાષ્ટ્રસંઘ ટકી શકે નહિ એવી તાકાત વિના રાષ્ટ્રસંઘનો પ્રભાવ પડે નહિ ને રાષ્ટ્રસંઘ મરવા પડ્યો તો પછી એ વાણીને પ્રતિષ્ઠિત થવાનુ સ્થાન જ રહેતુ નથી આપણે નૂતન જગદ્ધર્મની વાણી પણ જોઈએ અને એ ઝીલી શકે કે વહી શકે એવુ મેદાન પણ જોઈએ વિશ્વશાંતિ માટે બંને અનિવાર્ય છે

યુદ્ધનાબૂદી એકલી ક્યાથી આવશે? જે સમસ્યાઓ જગત આગળ ઊભી છે એના ઉકેલ શસ્ત્ર વડે નથી, આટલુ સ્પષ્ટ થયા પછી શસ્ત્રોની ડાળખીઓ સુકાય ને ખરી પડે એ તો માત્ર વખતનુ વહેણ છે જ્યારે મોજૂદ સમસ્યાઓના ઉકેલ સૂઝશે ત્યારે શસ્ત્રોના ગંજ દટાઈ ગયેલા જણાશે

રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય એક સમસ્યા હતી તે હવે લગભગ ઉકલી છે પણ એના વિકૃત સ્વરૂપે સરમુખત્યારી આવી પડી તેને દુનિયાએ નભાવી લીધી, તપાસી લીધી પછી એ અનિવાર્ય દૂષણ મનાયુ, ને હવે એનો સંગ છૂટવો જોઈએ લશ્કરના જોરે જ્યા જ્યા રાજ્યો ટક્યા છે ત્યા પરાધીનતા છે એમ અવશ્ય મનાવુ જોઈએ એવી પરાધીનતા દૂર કરવા રાષ્ટ્રસંઘે પોતાનો ધર્મ બનાવવો જોઈએ

પણ એ ધર્મ છોડીને સહઅસ્તિત્વનો સગવડીઓ ધર્મ રાખવા જઈશુ તો ટૂંક સમય માટે ધર્ષણો ટાળી શકીશુ ખરા પણ આગળ જતા એ ઘર્ષણો ઘેરા ને જીવલેણ થવાના સહઅસ્તિત્વ સમાન ધોરણોનુ હોઈ શકે ઊંચી અભિલાષાઓ ને સભ્ય વર્તનનુ હોઈ શકે અન્યાય જુલમ કે પાગલ અવસ્થા સાથે સહજીવન શક્ય નથી

**લશ્કરની કામગીરીમા પલટો**

નેપાળની સરહદોને સુરક્ષિત ગણી ના શકાય એ પ્રકારના બનાવો ત્યા બનવા લાગ્યા છે એવે વખતે ભારતે એની પંચશીલનીતિનો ફરીથી વિચાર કરવો જોઈએ





એક વાર દિલ્હીની રાજધાનીથી બ્રિટિશઘાટથી ફાલઍ, ને કાલિમપોંગથી રંગૂન સુધી લાગવગ રાખવામાં આવતી, કારણ કે આ વિશાળ દેશની પોતાની સરહદોની પેલી પાર જોવું પડે એવી જરૂર છે જોવાનો સાવ સહેલો સવાલ નેહરુએ નાહક લંબાવ્યો ને ચર્ચાસ્પદ બનાવ્યો. પાકિસ્તાનને પણ વખત કવખત ઘણું પંપાળ્યું, 'પંચશીલ'નાં વચનો વર્ષો સુધી વાગોળ્યાં, ને કમજોરી માથે ચઢાવી. એમ લંકાને પણ વધુરીયાં ભરવા દીધાં. ઢીલી, દીર્ઘસૂત્રવાળી, સાહસ ને મહેચ્છા વિનાની પરદેશનીતિ આટલાં વર્ષ રહી શકી તેનું આપણે દુઃખ કરવું જોઈએ. તિબેટનું નાળિયેર ચીનની ભઠ્ઠીમાં વિણઅધિકારે હોમી દીધું એ ભૂલનો પશ્ચાત્તાપ કરવો જોઈએ. અને હવે નેપાળ–ભૂતાનની સરહદોને યોગ્ય રીતે સુરક્ષિત કરી લેવાં જોઈએ

આપણે મોટું લશ્કર રાખ્યું છે. એ લશ્કરે વીરત્વમાં નામના મેળવી છે. હવે એને શોભાનું કે ભારરૂપ બનાવી દઈએ તો એને સમેટવાનો વખત આવશે. આખા દેશનું લશ્કર સીમાડાઓ જાળવવા કામે લાગી જાય, ભય ના હોય ત્યાંયે માર્ગો તૈયાર કરે, વસવાટ જેવાં નવાં સ્થળો તૈયાર કરે, પડોશી રાજ્યોને નિર્ભય બનાવવા મથે, દેશની તાકાતમાં લોકોને વિશ્વાસ પ્રેરે, સાહસો ખેડે ને પોતાના સરંજામમાં સ્વાશ્રયી થતાં શીખે. મુલકી વહીવટમાં દેશના કરોડો એકારા જોડાય તે પહેલાં એમને આ લશ્કરે જોડે જંગલો ને પહાડોમાં ફેરવ્યા હોય તો? મેદાનોની પરેડ ને સલામીની શોભા શીખવ્યા પછી કંઈક નક્કર કામ બતાવી નહિ શકે તો લશ્કર ને વિદ્યાર્થીઓ વચ્ચે ક્યારેય મેળ ખાવાનો નથી. હમણાં જે રીતે તાલીમ અપાય છે એ ઠીક છે, પણ વધારે તો ગણવેશની ખુશામત જેવી છે. એથી લશ્કરી મિજાજ કેળવાતો નથી. પછી એમની મારફતે પ્રજામાં એ શિસ્ત કે ખુમારી ઉતારી શકાશે એવી આશા તો રાખી જ કેમ શકાશે?

આપણું લશ્કર સાધનસરંજામે અપંગ છે એમ કહી નેહરુએ એનું ખમીર તોડ્યું છે. હોય તો પણ એ હકીકતની જાહેરાત વાજબી નથી, લશ્કરનો જુસ્સો ઘટાડનારી છે. એને બદલે લડાખના પર્વતો, આસામનાં જંગલો, નિકોબારના ટાપુઓ, ભૂતાનનાં ચઢાણો, નેપાળની ખીણો—એના ભોમિયા થવા, એ સ્થળોએ ભારતના વિદ્યાર્થીઓને તાલીમ આપવા, નવા વસવાટયોગ્ય બનાવવા લશ્કરને નવી કામગીરી સોંપી છે એવી જાહેરાત ક્યારે થશે?

**પક્ષ કરતાં વ્યક્તિનો 'સ્વ'ધર્મ મોટો છે**

સંઘ વ્યવસ્થા લાવવા સદ્ગુણો કેવી રીતે વિસારવામાં આવે છે. ને જીવનમૂલ્યો કેવી રીતે ઘટાડવામાં આવે છે એનો અનુભવ આ ચૂંટણીઓમાં થયો. પક્ષને ટેકો આપતી વેળા વ્યક્તિના અવગુણ ના જોવાય એવું કહીને આપણા ઘણા આગેવાનોએ ધર્મનું ઝનૂન બતાવ્યું છે. બિનસાંપ્રદાયિક પદ્ધતિનું રાજ્ય ખીલવવાના પ્રયાસ કરવા છતાંયે એમણે સાંપ્રદાયિક વાડાબંધી પસંદ કરી એ ખેદજનક ગણાય. સ્વામીનારાયણના સંપ્રદાયમાં સત્સંગીઓની વાડાબંધી મોજૂદ છે, શું કૉંગ્રેસને પણ એવું જ ખપે છે?

સંસ્થામાં શિસ્ત જોઈએ, પણ એની મર્યાદા હોય. શિસ્ત એ વ્યવસ્થા છે, પણ એ ગુણ કે ધર્મ નથી. મોટા ધર્મ આગળ એ ગૌણપદે છે. એનો અતિ આગ્રહ ના થઈ શકે. સારી રીતે શિસ્તનું પાલન કરાવવું હોય તો પક્ષે નિર્ણયો લેતી વેળા જાગૃત રહેવું જોઈએ. અને ફરિયાદ ના આવવા દેવી જોઈએ. એ પછીયે પક્ષમાં સિદ્ધાંત સાથે સમાધાનો કર્યાં હોય તો એકરાર કરવો જોઈએ અને અનિવાર્યતા સમજાવવી જોઈએ. એમ કરવાને બદલે શિસ્તની લાકડી વારંવાર ઉગામે તો એથી કાર્ય સરતાં નથી, સંસ્થા પ્રત્યેની નિષ્ઠા જરૂર ભાંગી પડે છે.

ગાંધીજીની પદ્ધતિથી પ્રભાવિત થયેલા કેટલાક ભાઈઓને આવી મૂંઝવણ આ ચૂંટણીઓ પ્રસંગે થઈ. પક્ષની દેખીતી ભૂલ જોયા છતાં એને વળગી રહેવું એ અંતરને છેતરવા જેવું જણાયું. ત્યારે કાકાસાહેબે મૌનનો માર્ગ લીધો, પક્ષ છોડવો પણ નહિ ને ટેકો આપવો પણ નહિ. પણ પક્ષનો સંપ્રદાય કરવો હોય તેમને આવું કેમ રુચે? એટલે એમણે મતદાન જેવાં

નાગરિક ધર્મમાંથી આવું પલાયન નહિ કરવા જણાવ્યું. મત આપવાના કામને મોટું ગણી, કા તો શિસ્ત મુજબ પક્ષને મત દેવો અથવા પક્ષ છોડવો એવો આગ્રહ રાખ્યો ! પક્ષ છોડવાનું બિનજવાબદાર માણસો જ બોલી શકે. એમાં તુમાખો રહેલી છે. પોતાનો મત સંઘને શરણે સોપી દેવો એવું બુદ્ધે કહ્યું છે. પણ ક્યાં બુદ્ધનો સંઘ ને ક્યાં કોન્ગ્રેસનો મતલબી સંઘ ! એટલે ગુરુ કે સંઘને શરણે ઘણાને વાળવા હોય તો એમણે શક્તિ જાળવવાની કે સિદ્ધિ મેળવવાની પેરવી કરવી રહેવા દઈ સિદ્ધાંતોનો સંગ કાયમ કરવો રહ્યો.

માનવીના જીવનમાં એવી પળો આવે જ છે કે જ્યારે એને જીવનમૂલ્યોનો આગ્રહ કરવો કે નહિ તે વિચારવું પડે છે. એની સામે તુલના કરવા કેટલાંક હિત–અહિતની ગણતરીઓ આવી પડે ત્યારે એણે એ છોડી દઈ સિદ્ધાંતની—ઊંચા ધર્મની બાંય પકડવી જોઈએ. જેને મોટો ધર્મ સૂઝે તેણે નાના ગૌણ ધર્મ છોડવા રહ્યા. અને ત્યારે જ પોતાનો ઉત્તમ એવો 'સ્વ'નો ધર્મ એ આચરી શકે. નિયમ આ છે, ધર્મનો આદેશ આવો છે. કોન્ગ્રેસની બહુમતિ કે એકાદ સભ્યની જીતનું હિત જાળવવા એ નિયમને હળવો કરવાની જરૂર નથી.

આપણું લોકતંત્ર નવું છે અને એમાં શિસ્તનું શિક્ષણ હમણાં આગ્રહ દઈ આપ્યું હશે તો આગળ ઉપર સારા શિરસ્તા રહેશે એમ માની શકાય. પણ એ જ ઢાલની બીજી બાજુ કેવી છે ? આપણે ગુલામીમાં મેંઢા જેમ રહ્યા નથી, હવે આઝાદીમાં મેંઢાં જેવાં નહિ થઈએ. એક કાળે આંગળી ઊંચી કરનાર સૈનિકોની જરૂર હતી. હવે અબજો રૂપિયાનું આડંબર આયોજન આવી પડ્યું છે ત્યારે મેંઢા એકઠાં રાખવાનો આગ્રહ ખોટો છે.

હજુયે મોડું થયું નથી. કોન્ગ્રેસ એના હિતનો ખ્યાલ હળવો કરી હેતુઓનો ખ્યાલ આગળ રાખશે તો ઠીક છે; નહિ તો સ્થાપિત હિતોનો જે રકાસ થતો આવ્યો છે તે એનો પણ થવાનો. સંપ્રદાયનો આગ્રહ કરનારની દશા નીચલા ઢાળની દોટ જેવી છે, ભવતિ વિનિપાતઃ શતમુખ.

**નાત નહિ, સંખ્યાનું પછાતપણું નડે છે**

આ ચૂંટણીઓમા નાત આગળ આવી, એને પાછળ નથી હઠાવી શકાઈ. પણ એ દોષ નાતોનો નથી, પછાતપણાનો છે. બહુ મોટા સમુદાયને મતનો અધિકાર આપવો હોય તો એનાં લક્ષણો પછાત રહેવાનાં જ, કેમકે બહુજન વિભાગ આ દેશમાં ઘણો પછાત છે. શરૂઆતમાં એમનું રાજકીય ભાન ઓછું હતું, અગર કોન્ગ્રેસની હાકલ ઊંચા હેતુવાળી હતી એટલે લોકોનું સામુદાયિક પછાતપણું આગળ તરી આવતું નહોતું. હવે ચૂંટણીઓનો જંગ આયોજનના કરોડો રૂપીઆ ઉપર લાગવગ મેળવવા લડાય છે, એટલે કોન્ગ્રેસમાં જેમ હેતુઓની અછત વરતાઈ છે એમ બીજા પક્ષોમાં પણ એ હોવાની જ. અને હેતુઓની અછત હોય ત્યાં પછાતપણાનું જોર કેમ ના વધે ?

આ પછીની ચૂંટણીઓમાં પછાતપણું વધારે જોર દાખવશે, પછાત કોમો એમની સંખ્યાનો લાભ લેવા વધારે પ્રયાસ કરશે, ને ફાવશે પણ ખરી. લોકશાહીમાં બહુમતિને તક મળે, ને બહુમતિ જેવી હશે તેવી ધારાસભામા પણ દેખાતી થશે. ભણેલાઓ, ધનિકો, અને ઊંચા આદર્શો જેની પાસે છે એ પક્ષો અમુક વખત ફાવે પછી તો 'અમે કેમ નહિ ?' એવો નાદ ચાલે.

જે નાતો સુધરેલી છે, કેળવાયલી છે, પોતાની નાતને વ્યવસ્થિત કરનારી છે તેનું તોફાન નડવાનું નથી. જોર તો પછાતપણાનું – સંખ્યાવાદનું આવવાનું છે. નાતો વગોણાનો માર ખમી શકી છે, એથી નાબૂદ થવાની નથી ને જે પછાત નાતો છે એમનું જાતિ અભિમાન આવા ખોટા પ્રચારથી કેળવાયું છે. પણ નેહરુ નાતો, કોમ, ને ભાષા, વગેરેના ઝનૂન ઉપર એટલો ભાર મૂકે છે એમાથી એ વિષ પોષણ મેળવીને દેશમા પ્રસરે છે.





અણસમજમાં કરેલા આવા અપકાર વિષે નેહરુ ક્યારેક વિચાર કરશે ખરા ? કે એ પણ પછાતપણું ગણી નભાવવું રહ્યું !

### પ્રાદેશિક ભાષાની મર્યાદાઓ

૧૯૬૫ સુધીમાં ન્યાયાલયોની ભાષા પૂરેપૂરી ગુજરાતી હોય એવો આગ્રહ રાખવો બાલિશ છે.

આ દેશમાં ચૌદ પ્રાદેશિક ભાષાઓનો સ્વીકાર થયો છે. એમાંની બે કૈંક મળતી હોય, પણ ત્રીજીનો મેળ ખવડાવી શકાતો નથી. આ ભાષાઓ એવી વિવિધ છે, અણખેડાયલી પણ છે. ગુજરાતમાં એની ભાષા સીમાડા સુધી પહોંચી નથી, નાતું સરખું હેન્ડબીલ પણ ઉકેલી શકાતું નથી, બીજા પ્રદેશોમાં એથી કપરી પરિસ્થિતિ છે. પોતપોતાના પ્રદેશની ભાષા સમૃદ્ધ પણ નથી, ત્યાં એનો આગ્રહ કરવાથી નુકશાન જ છે, અર્થના અનર્થ વધારે થવાના સંભવ છે.

પણ એથી મોટી વિપદા હોય તો જુદા જુદા પ્રદેશો વચ્ચેના તંત્રની એકરૂપતા જોખમાય એની છે, દેશની એકતાને ધસારો લાગે એની છે. સહુ પ્રદેશોમાં પ્રદેશના કાનૂનો ઓછા કરવાની પણ એથી જ જરૂર છે, તે વ્યવસ્થાની એકરૂપતા નહિ લાવી શકાય તો આ દેશમાં એક પ્રદેશનો રહેવાસી બીજા પ્રદેશમાં અજાણ્યો દેખાવાનો.

પ્રદેશની ભાષાનો બધે આગ્રહ રાખનારાઓ રાષ્ટ્રીય ભાષાને અમુક સમયે પ્રચલિત કરવા નથી જ માગતા એમ માનવું ? પ્રાદેશિક ભાષાઓને એક વાર સ્થિર કર્યા પછી એમને ફરીથી ઉખેડવાનું કામ અશક્ય છે, કાયદાના જોરે પણ એવું નહિ કરી શકાય. રાષ્ટ્રભાષા જ્યારે પણ સ્થિર કરી શકાય એટલી સમૃદ્ધ ને વ્યાપક બની હોય ત્યારે એ અંગ્રેજીને સ્થાને આવી શકે, પ્રદેશની ભાષાના સ્થાને નહિ.

આપણે હમણાં તો કોઈ પ્રદેશમાં વહીવટીતંત્રમાં બીજા પ્રદેશના અધિકારીઓ રહે એવો આગ્રહ કરવો જોઈએ. એથી જ ગુણવત્તા વધારી શકાય. ત્રીસથી ચાળીશ ટકા જેટલું તંત્ર બીજા પ્રદેશના અધિકારીઓ માટે અનામત રહેવું જોઈએ. ને એમણે પણ પ્રદેશની ભાષાનું કાર્યક્ષમ જ્ઞાન મેળવી લેવું, એ શિરસ્તો ઠીક છે.

ગુજરાતમાં સર્વત્ર ગુજરાતી જ ચાલે એવો આગ્રહ રાખવા માટે વર્ષો જોઈશે. સામાન્ય વેપારી કે અધિકારીને ચાર વાક્યો લખવાં પડે ત્યારે એ મુંઝાય છે, ગુજરાતી પણ ગરબડીયું લખે છે. એ સ્થિતિમાં કાયદાની ચોક્કસ અર્થવાળી ભાષા લખનારા કેટલા ? કહેવું સહેલ છે, પણ એનો અમલ કરવામાં ઘણી મુશ્કેલી રહેલી છે.

જ્યારે પરદેશની ડીગ્રીવાળા શિક્ષિતો અને દેશમાં તૈયાર થયેલા શિક્ષિતો વચ્ચેનો ફરક મટી જશે ત્યારે ગુજરાતીને વ્યાપક કરવાની શરૂઆત થઈ ઘટે, તે પહેલાં નહિ. આમસમુદાયની ફિકર કરશો નહિ, એ ગુજરાતી પણ સેંજસાંજ બોલે-લખે છે. એનું વાંચન પણ ફૂટકળિયા છાપાં-ચોપાનિયાંનું રહ્યું છે. એવાની ગણતરીએ પ્રદેશ આખાની ભાષાનો નિર્ણય બહુ ઝડપી બનાવી શકાય નહિ.

હિંદુસ્તાન એક રાખીને પ્રદેશોને ખીલવવા હશે તો પ્રદેશની ભાષા ઉપર પણ અમુક મર્યાદાઓ મૂકવી પડશે. એમ એક પ્રદેશના વેપાર બીજા પ્રદેશો સાથે છૂટથી થતા રાખવા હોય તો પણ એવો વિચાર રાખવો જોઈશે. વેપારની ભાષા જુદી રહે એવું તો નથી માન્યું ને !

અંગ્રેજીની જેને સૂગ હોય તેમણે તપાસવું જોઈએ કે નવો રાજકર્તા વર્ગ ઊભો થયો છે તેમનાં સંતાનો શું ભણે છે ? એ જેમ કરે તેમ જનતાને આગ્રહ કરી શકાય. બીજો આગ્રહ કરવો એ નર્યો દંભ છે, અંધશ્રદ્ધા છે, અને ગુજરાત કે ગુજરાતીની કુસેવા છે.

ભાષાની સેવા તો ગુજરાતની હાયકોર્ટના ન્યાયાધીશોએ જે મહાનિબંધ લખી ચુકાદો આપ્યો તેમણે કરી છે. પણ કોંગ્રેસને એ સેવા જડવાની નથી કારણ કે એ એમની છાપવાળી નથી !



'ધૂમકેતુ'

# પાનગોષ્ઠિ

વર્તમાનયુગના પ્રાણપ્રશ્નોને હળવી શૈલીમાં આલેખતા આપણા પીઢ સાહિત્યકાર આ હળવા લેખમાં આમોદ છણાવટ કરી જાય છે ગંભીર પ્રશ્ન પણ આટલી અગંભીર રીતે રજૂ થાય ત્યારે એ સમજવામાં અને સ્વીકારવામાં સામાન્ય સમજના માણસોને પણ મુશ્કેલી ન પડે—આમજનતાને જ આજે તો સાચી સમજની જરૂર છે......

જેને જેને હું મોંઘવારીની વાત કરું છું તે બધા જ કહે છે કે આમાં તમે કાંઈ સમજો તેમ જ નથી. આમા સાધારણ માણસનું સમજવાનું ગજું જ નથી તમને હજી એટલી પણ ખબર નથી કે આ તો આપણું જીવનધોરણ ઊંચું થાય છે મોંઘવારી કયા આવી છે? જીવનધોરણ ઊંચું ગયું છે, એ ખરું.

પણ મેં કહ્યુ, 'જી જીવનધોરણ ઊંચું થયું એમાં કાંઈ મોંઘવારી વધતી જાય?'

', એમા પણ તમે નહિ સમજો અર્થવિશારદો કહે છે જીવનધોરણ ઊંચુ એટલે જીવનધોરણ ઊંચું અને એમા જીવનુ ધોરણેય ઊંચુ! હજી આપણે ત્યાં જીવન-ધોરણ ઘણુ ઘણુ નીચુ છે. જોડાના રૂપિયા સો સવાસો પડે ત્યારે જાણવુ કે આપણે હવે જીવનધોરણ તો ઊંચુ કરી શકયા છીએ ને એક વખત જીવનધોરણ ઊંચુ થયુ કે પ્રજા ઊંચી થઈ સમજો. પ્રજા ઊંચી થઈ કે ઉત્પાદન ઊંચું થયું સમજો. ઉત્પાદન ઊંચું થયું કે જીવનધોરણ વધારે ઊંચુ ગયું સમજો. આપણી નેમ તો એવું જીવનધોરણ સ્થાપવાની છે કે કોઈ ગગો, આંહી પાચ પંદર વરસથી વધારે જીવવાની હિંમત જ ન કરે હિમ્મત ન કરે શું, હાથ જોડીને હમેશાં ભગવાનને કહે છે કે આંહીથી એ બસ, પંદર વરસમાં જ આંહીથી ઉપાડી લે બાપલા! આ ઊંચાં જીવન-ધોરણના પ્રતાપે પોતે જ ખલાસ થઈ જાય. એટલે વસ્તીવધારાનો પ્રશ્ન પણ એની મેળે જ 'હલ' થઈ જાય. 'આંહી' તો બધા પ્રશ્નો હલ કરી નાખવાના છે. પછી એમા ભલે માણસો પણ હલાલ થઈ જાતા. એક વખત પ્રશ્ન 'હલ' થયા કે થઈ રહ્યું.

દાણો વધુ પાકે છે. યોજનાઓ પણ ફળવા માંડી છે. પણ માણસોનું જીવનધોરણ ઊંચુ થયું છે. એટલે એમા કોઈનો ગજ વાગે એમ નથી. પણ આ ઊંચું જીવનધોરણ થયું એટલે પાંચ રોટલી ખાવાવાળા શું દસ ઝાપટતા હશે? ને દસવાળા પચીસે પહોંચ્યા હશે?

એટલે આ મારી શંકાનું સમાધાન લેવા હું હોટેલ-વાળાને ત્યાં પહોંચ્યો. હોટેલવાળો અમસ્તો તો બેસવા દે નહિ એટલે 'પેશ્યલ'નો 'ઓર્ડર' કર્યો. મારા મનને એમ કે ચામાથી જ ખબર પડી જશે કે જીવન-ધોરણ કેટલું ઊંચું થયું છે.

પણ ચાનુ તો પાંચ વરસ પહેલાં પીધી હતી એવી જ લાલચોળ હતી. જે પાંચ વરસ પહેલાં ઉકળતી હતી એમ જ ઉકળતી હતી. ફક્ત પૈસા વધારે બેઠા એ, નફામાં. એટલે ખાત્રી થઈ કે આંહી તો જીવનધોરણ હતું તે જ લાગે છે. છોકરાઓ ચા લાવતા હતા પણ પાંચ વરસ પહેલાં જેટલા ચોખ્ખા રહેતા હતા એટલા જ ચોખ્ખા હતા. એટલે એમાં પણ જીવનધોરણ હતુ ત્યાં જ હતું. પછી મેં હોટલવાળાને ભાણાનું પૂછ્યુ. તો તરત જ ખાત્રી થઈ ગઈ કે હાં, આંહીં જીવનધોરણ ઊંચું ગયું છે પણ હોટેલવાળાએ તો મોંઘવારીની બૂમાબૂમ કરી મૂકી. મેં એને ઘણું સમજાવ્યો કે ભાઈ આપણા વી૦ કે૦ વી૦ રાવ જેવા અર્થશાસ્ત્રી પણ કહે છે કે તમે લોકો બોલો છો બહુ. એટલે તમને મોંઘવારી, જે ખરી રીતે નથી, તે મોંઘવારી લાગે છે. તમે પણ મોંઘવારીને બદલે જીવનધોરણ ઊંચું ગયું છે એમ બોલવા માંડશો તો તમને તરત જ આરામ મળશે અને વળી ભલે સમજ્યા વિના બોલો, તો પણ આ શબ્દના પ્રયોગથી તમારો પ્રવેશ મોટા મોટા નિષ્ણાતોમાં થઈ જશે.

હવે મને ધીમે ધીમે સમજાય છે કે આપણું જીવન-ધોરણ ઊંચું થયું છે. મોંઘવારી શબ્દ જુનવાણી છે. અપશબ્દ વાપરવો એ પણ જુનવાણી માનસ છે. ત્યારથી હું હવે હાલતાં ને ચાલતાં 'જીવનધોરણ

ઊંચું થયું છે ' એમ ગોખું છું અને સૌ મને વિદ્વાનનો વિદ્વાન માનીને હવે પછી આ આપણી કૂચ ક્યાં અટકશે એમ પૂછવા પણ આવે છે.

હું એમને કહું છું કે ભાઈ઼ઓ ! તમે અટકવાની વાત કરો માં. એ સાવ કલિયુગ જેવી વાત છે. હવે તો આંખ મીંચીને દોડવા જ માંડો. કાં તો બધે જ ખડકવાસલાના બંધ ખડકાય છે ને જીવનધોરણ જાતું આકાશને અડે છે. અને કાં પછી બધા જ એક સાથે —પેલા એક ઘેટાની પાછળ બધાં નહોતાં ખાબકયાં —એમ ખાબકે છે ! જે થાય તે પણ-અમદાવાદી બજારમાં પંદર રૂપિયે શેર ટમેટાં ન મળે ત્યાં સુધી આ જીવનધોરણ—હવે અટકયું અટકે એમ નથી. અને આ તો મોરા બાપલા ! ઊંડું પણ ન જાણતા હોય એવા નાણાશાસ્ત્રીઓની નાણાકીય વાતો ! આમાં હું ને તમે ને સામાન્ય માણસો અને બીજા શું સમજવાના હતા ? આ તો બાપલા ! ' વાતું છે જીણીયું', જેમ લોઢાં કાપે શીણીયું ! ' એટલે ઊંચા જીવનધોરણનાં કાવ્યો કરવા માટે હવે આપણું માહિતી ખાતું કાંઈક પ્રબંધ કરે તો એવાં કાવ્યોનો પણ ઢગલો થઈ જશે. પછી યોજે કવિ-સંમેલન ! માણસોને રોનક જોવા મળશે ને રોટલા-શાકનો ઓછો ખોરાક મળ્યો હોય તો આ ખોરાકથી પણ દેહ તો નભશે.

એટલે આ પ્રયોગ પણ કરવા જેવો છે.

પણ જોજો હો, આ તો મારી પાનગોષ્ઠિ છે. પાન એટલે પેલું ન સમજતાં, નહિતર મફતનો તમને ને મને બંનેને સંતાપ થશે. પણ ઊંચા જીવનધોરણના સંતાપમાંથી બે ઘડી જીવને આનંદ આપવા માટે આવી અ-ગંભીર વાતો ઠીક છે.

ચાલો, ત્યારે પાછા મળીશું, પણ હા મારે એક વાત કહેવાની રહી ગઈ. રહી રહીને ચૌદ વરસે આપણા પંડિતજીને લાગ્યું કે માળા લોકો હાર-તોરા મફતના લાવે છે. પોતાને તો એક ગુલાબનું ફૂલ બસ છે ! કોટમાં ખોસવા માટે, અને ફોટોગ્રાફરોના ફોટા માટે. અને છાપાવાળાનાં કાવ્યો માટે. તેમ મને પણ હવે ચૌદ વરસે રહી રહીને લાગવા માંડયું છે. આટલાં બધાં ભાષણો કર્યા પછી કે—આંઢી માળી મજા કાંઈ ન બોલવામાં છે ! બોલે તે બે ખાય—એની આંઢી વાત છે. એટલે મારે પણ હવે મૂગું થઈ જવું છે. અને તેથી હાલ તો મેં કયાંય ભાષણ કરવા ન જવું એવો નિયમ રાખ્યો છે. જોજો વળી કહેતા નહિ કે મારું ભાષણધોરણ ઊંચું થયું છે. બાકી જીવનધોરણની વાત એવી છે કે એમાં કોઈનો ગજ વાગે તેમ નથી. પેલા અમેરિકન ગાલબ્રેઈથ સાહેબ કહે છે કે જોજો બાપલા ! જોઈ વિચારીને નાણાં લેજો નહિતર તમારા ટાંટિયા તમારા ગળામાં રહી જશે. એમનું સાચું માનવું કે આપણા પ્રધાનો નાણાં મેળવી આવ્યાની ભારે ભારે સિદ્ધિ બતાવે છે એમનું સાચું માનવું ? કે સાચું કોનું ? આ હું કહું છું સાચું ગમે તેનું હોય, જીવન જીવવા માંડો. ને બધું માલસામાન હરાજ કરીને રોટલા ખાતા રહેજો. ચાલો ત્યારે, ફિર મિલેંગે. છેવટે એ જ સાચું છે.

*

એક નયા બે પૈસાના સિક્કાએ મારા ઉપર જે વિતાડી છે તેની વાત જો નહિ લખાય તો પછી મને લાગે છે કે છેવટે નહિ જ લખાય એટલે આજ એ સિક્કાને, પાસે રાખીને જ લખવા બેઠો છું.

વાત એવી છે કે હું એક દિવસ રસ્તે જતો હતો ત્યાં મેં બે પૈસાનો સિક્કો જોયો. નયો સિક્કો.

એને લેવો કે ન લેવો ? એની દ્વિધા થઈ પડી. પહેલાં તો થયું કે ન લેવો. ઈંગ્લેંડમાં કોઈ લેતા નથી તેથી, એના મૂળ માલિકને ખાત્રી જ હોય કે વસ્તુ પડી જ હશે—જ્યાં પડી હશે ત્યાં. પછી થયું કે આપણે નહિ લઈએ તો બીજો કોઈ લઈ જશે. માટે લેવો તો ખરો પણ વાપરવો નહિ.

એટલે એ બે પૈસાનો સિક્કો—નયો સિક્કો—મેં લઈ લીધો. ને એને જે ખિસ્સામાં વાપરવાના પૈસા હતા તે ખિસ્સામાં ન મૂકતાં જુદો મૂકયો, કે જેથી વપરાય નહિ.

પહેલાં તો હતું કે ભગત ભિખારીને આપી દેશું. પણ મેં બધે જોયું કે ભગત ભિખારીએ હવે એક આનો માગે છે. બે નયા પૈસા નહિ.

એટલે એમને આપવા જતાં વખતે આ બે નયા પૈસાની પાછળ ઘરના બીજા ચાર પૈસા જાય. એમ ધારીને એને રહેવા દીધો. પછી થયું કે કોઈક ઠેકાણે કોઈક છોકરાને આપી દેવો. પણ એમ કોઈકના છોકરાને બે પૈસા આપીને એને ઘરમાથી બીજા બે પૈસા લેવાની ટેવ પડશે એ તો ભારે અનર્થ કર્યો કહેવાય. શિક્ષકો અને વાલીએ મારા માથા ઉપરના વાળ જ પાડી નાખે નાં? માંડ માંડ છોકરા શિસ્ત શીખે છે ત્યાં આવી અશિસ્ત! પણ ત્યારે આ બે નયા પૈસા જે મને રસ્તામાથી જડયા છે એનું મારે કરવું શું? કાયદાની દૃષ્ટિએ તો હું ચોર છું કારણ કે એને ખિસ્સામાં અને મારા કબજામાં રાખેલ છે.

છેવટે વિચાર આવ્યો કે બે પૈસા તો બે પૈસા પણ પોલીસ ચોકીએ આપી દઈને પ્રમાણિકતાનો અનોખો નમૂનો રજૂ કરવો. પણ કોઈકે સલાહ આપી કે જો અમલદારે કોર્ટનો તિરસ્કાર એમાં જોયો ના, એટલે એ વિચાર પણ બંધ રાખવો પડયો.

હવે આ બે નયા પૈસાનું મારે કરવું શું? જો ખિસ્સામાં બીજા પૈસા ભેગા રાખું તો એ બીજા સાથે વપરાઈ જાય છે. ને હું ચોર ઠરું છું. જો નથી રાખતો તો એ એકલો બિચારો કયાંય સુધી આમ રખડયા કરે એનો વિચાર થાય છે.

ત્યારે આ બે નયા પૈસા મને જડયા છે એનું મારે હવે કરવું શું? આ બે નયા પૈસાએ તો મને હેરાન હેરાન કરી મૂકયો છે!

સર્વોદયની દૃષ્ટિએ જોઉં તો હું ચોર ઠરું છું. સત્યાગ્રહની દૃષ્ટિએ જોઉં તો સંગ્રહખોર ઠરું છું. સમાજવાદની નજરે હું માલેતુજારના મનોદશાવાળો બનું છું. ને આપણી ડીમોક્રસી—બહુમતવાદની—દૃષ્ટિએ નીતિહીન ગણાઉં છું. ઇન્કમટેક્ષની દૃષ્ટિમાં આ બે પૈસા—ગુપ્ત આવક છે અને ખરી રીતે પ્રગટ કરવા જેવી છે. આમ આટલા બધા દૃષ્ટિબિંદુએ વચ્ચે હું એવો સપડાયો છું કે આજ ત્રણ ત્રણ દિવસ થયાં મને તો ખબર પડતી નથી કે હું તે ભણેલો છું ને ગણેલો નથી. કે ગણેલો છું ને ભણેલો નથી! આમાં મારે સમજવું શું?

ભાષણ કરવાવાળા કહે છે કે એક પૈ માટે ત્રણ ત્રણ વરસ કોર્ટમાં લડનારા ન્યાયનો ધજાગરો ઊંચો રાખે છે એટલે બે નયા પૈસા એ સવાલ નથી. સાચ્ચ તો આ છે. એ મને જડયા છે તે!

આ બે નયા પૈસાનું ત્યારે કરવું શું?' આ તો એક મોટો પ્રશ્ન થઈ પડયો છે હમેશનો. હમેશ સો બસો મણ દૂધપાક આરોગી જનારા, કેટલાક • લોકનેતાએ માટે જેમ પાશેર દૂધપાકની વાટકી જોઈને મોટો પ્રશ્ન થઈ પડે છે કે, આ મને ખપે? હું બાપુજીની લુખ્ખી ખીચડી ખાનારો આ પાશેર દૂધપાકની વાટકીને અડું'? આવો જ આ મહાન પ્રશ્ન ખડો થઈ ગયો છે કે આ બે નયા પૈસાનું હવે કરવું શું?'

છેવટે કાંઈ નહિ સૂઝે તો મેં એક રસ્તો તો ખોળી કાઢયો છે, પણ એને અમલમાં મૂકું તે પહેલા કોઈ બુદ્ધિશાળી ભાઈ આ પ્રશ્નનો કાંઈક પણ ફિલસૂફીભર્યો ચતુર ઉકેલ સૂચવે તો બહુ સારું.

નહિતર છેવટે મેં તો નિર્ણય કર્યો છે કે એ બે નયા પૈસાનો લોટ લાવીને જે જગ્યાએથી એ બે નયા પૈસા મળ્યા હતા તે જગ્યાએ જ એ લોટ વેરી આવવો કે કીડીએ એ ખાઈ જાય.

મને તો બે નયા પૈસાનો ઉકેલ આ જડયો છે.

સૌના જીવનમાં અનુભવ છે કે પાંચ પચીસ હજારના પ્રશ્નો આવે છે ત્યારે તો એ કંઈ પ્રશ્નો એ ભાઈને મુંઝવતા નથી. આમ-તેમ ગમે-તેમ આડા-અવળા એ મૂકી દેવાય છે ને પાછા પોતે જ કાળાબજારિયાને ભાંડવાનો રસ પણ માણી શકે છે. એ જાણે કે જીવનની ખૂબી છે. પણ તેથી જ જ્યારે આવા બે નયા પૈસા જડી જાય છે ત્યારે બહુ જ મુંઝવણ થઈ જાય છે.

ચુનીલાલ વ૦ શાહ

# મિત્ર-ત્રિપુટીનું પરાક્રમ

આપણી ઉછરતી પેઢીમાં આવી ગયેલી એક મોટી વિકૃતિને માનસશાસ્ત્રીય રીતે છણાવટમાં આ વાર્તામાં આપણા વયોવૃદ્ધ સાહિત્યકાર સાચી રીતે સફળ થયા છે—કેવળ પુસ્તકિયું જ્ઞાન અને જાતને છેતરવાની આજની ઉછરતી પેઢીની ખાસિયત આ વાર્તાનું કેન્દ્ર બની રહે છે...

વીરમગામનું રેલવે સ્ટેશન હતું. સવારનો સમય હતો. અમદાવાદ તરફ જતી લોકલ ગાડી યાર્ડમાં હજી આવી ન હતી. થોડા ઉતારુઓ પ્લેટફોર્મ ઉપર છૂટક છૂટક બેઠાં હતાં. કોઈ આમતેમ ફરતાં હતાં, અને ગાડી આવે કે તુરત બેસી જવાને તૈયાર થઈ ઊભાં હતાં.

તે વખતે સીડીની પાછળ પ્લેટફોર્મને છેડે થાંભલાને અઢેલીને ઊભેલી એક છોકરી ડૂસકાં ભરતી હતી અને વારે વારે ઓઢણીના છેડા વડે આંસુ લૂછી રહી હતી હરતાં-ફરતાં કે બેઠેલાં ઉતારુઓ તેને જોઈ શકતાં હતાં, પણ તેની ઉપર કોઈનું ખાસ ધ્યાન નહોતું. એવાં તો ઘણુંય છોકરા-છોકરીઓ ગામમાં રડતાં અને રખડતાં ફરતાં હોય છે. અને રેલવે સ્ટેશન બેકારોના અડ્ડા જેવું હોય, એટલે અહીં કોઈની નજર એ રડતી છોકરી તરફ ખાસ ખેંચાય તેવો સંભવ જ નહોતો.

છોકરીની ઉમર સોળ-સત્તર વર્ષની લાગતી હતી. વાને ઘઉંવર્ણી હતી અને આંખે-નાકે નમણી હતી. તેણે પહેરેલાં કપડાં અધમેલાં હતાં. ગામડે રહેતા કોઈ ગરીબ મજૂર કે ખેતી કરતાં કુટુંબની એ હોય તેવી દેખાતી હતી.

હાથમાં નાનીશી ફેન્સી થેલી સાથે આમતેમ ફરતો એક યુવક છોકરીને રડતી જોઈને દૂર ઊભો રહ્યો. અને એક મિનીટ સુધી તેને સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યો. પછી ધીરે ડગલે ચાલી તે તેની પાસે જઈને બોલ્યો: 'તું કેમ રડે છે બહેન!'

પણ છોકરીએ કશો જવાબ આપ્યો નહિ. તેણે યુવકની સામે જોયું પણ નહિ.

યુવકે તેને ફરી પૂછ્યું: 'તું ભૂલી પડી છે? તારા કોઈ સગાથી છૂટી પડી ગઈ છે?'

છોકરીએ યુવકની સામે જોઈને માત્ર ડોકું હલાવી ના કહી.

એટલામાં એક બીજો યુવક આવી તેની બાજુએ ઊભો, બેઉ ખુલ્લે માથે બૂશકોટ-પેન્ટમાં સજ્જ થયેલા હતા. બીજાએ પહેલાને પૂછ્યું: 'એ કોણ છે, વિનુ?' વિનુએ જવાબ આપ્યો: 'કોઈ ગરીબ બિચારી છે. તેને રડતી જોઈને હું પૂછતો હતો, પણ તે કશું કહેતી નથી. તેને રડવાનું કારણ સમજાતું નથી.'

હરીશે કહ્યું: 'કોઈ ગામડાની બાઈ છે. એકલી હશે તો કોઈ બદમાશને હાથ ચડી ફસાઈ જશે.'

વિનુને પણ એ ભય લાગ્યો. તેણે છોકરીને કહ્યું: 'તું રડ નહિ બહેન! તું ભૂખી હોય તો હું તને ખાવાનું લાવી આપું?'

છોકરીએ ડોકું હલાવીને તેની પણ ના કહી.

એટલામાં વિદ્યાનંદ આવીને બાજુએ ઊભો રહ્યો. ત્રણે જણા એ છોકરી વિષે વાતો કરવા લાગ્યા. બધી વાત જાણીને વિદ્યાનંદ ગંભીર બની ગયો. તેણે

---

મારી જ અનુભવની એક વાત છે કે એક ભાઈએ ઠીક ઠીક કાળાબજારિયા નાણું ભેગું કર્યું. પછી એક યાત્રાસંઘ કાઢ્યો. એમાં જે વપરાયું એ પણ ખરું. પણ એ જ બિચારા રસ્તામાંથી એક રૂપિયો એને જડ્યો ત્યારે મુંઝાતા હતા કે આ રૂપિયો નધણિયાતો આપણાથી કેમ લેવાય? ને લઈએ તો આપવો કોને? ખરેખર તરણા ઓથે જેમ ડુંગર રહે છે, તેમ આપણી નાની નાની પ્રત્યક્ષ વાતોની ઓથે મોટી મોટી વાતો રહે છે. તે એ મોટી નહિ પણ આવી નાની વાતો આપણને મુંઝવે છે.





છોકરીના માથા પર મમતાભેર હાથ મૂકીને કહ્યું: 'તું છાની રહે બહેન! અમને તારા રડવાનું કારણ કહે તો તને મદદ કરવા અમારાથી બનતું અમે કરી શકીએ. પણ તું કશું બોલે જ નહિ તો પછી અમને તારા દુઃખની શી ખબર પડે?'

વિનુ બોલ્યો. 'અહીં સ્ટેશન પર તો તું આખો દિવસ રડયા કરીશ તો ય તારા કોઈ ભાવ નહિ પૂછે.'

છેવટે છોકરી બોલી: 'મારે ચાલતી ગાડી નીચે પડીને મરી જવું છે!'

સાંભળતાં જ ત્રણે મિત્રો ચોંકી ગયા. હરીશે વિનુ સામે જોયું—કેવો ગંભીર પ્રોબ્લેમ!

વિદ્યાનંદે છોકરીને પૂછ્યું: 'એવું તને શું દુઃખ છે કે તારે મરવું છે?'

છોકરી બોલી. 'અહીંથી બે-ત્રણ ગાઉ છેટે માત્રી-માતો ટીંબો છે, ત્યાં હું મારા ઘરવાળા ભેગી રહું છું પણ એણે મને મારીને કાઢી મૂકી છે'

'તું કાંઈ વાંકમાં આવી 'તી?'

'ના, એ દાડીએ જતો. પણ ચાર દી જાય અને આઠ દી ઘેર બેસી રહે, એવું કરતો એથી દેવું થઈ ગયું અને ઘરમાં દાણાય રહ્યા નહિ, એટલે આરો બોટો બોટો વાક કાઢીને મને બહુ મારી એટલે હું ચાલી નીકળી.'

'ત્યાંથી તું અહીં આવી?'

'ના, એને ત્યાંથી હું મારા બાપને ત્યાં ગઈ. ગાઉક છેટે આજીનો ટીંબો છે ત્યાં મારા બાપ એકલા રહેતા, પણ હું ગઈ ત્યારે ઘેર તાળું વાસ્યું હતું. પડોશીએ કહ્યું કે એ તો કાંઈ કામ ગોતવા ગામતરે પંદર દિવસથી ગયા છે અને કયાં ગયા તે તેની કોઈને ખબર નથી.'

હરીશ બોલ્યો: 'ખરેખર, બાઈ વસમી સ્થિતિમાં આવી પડી છે. નહિ પતિને ત્યાં સ્થાન, અને નહિ પિતૃગૃહનાં દ્વાર ઉઘાડાં! બિચારી કરે શું?'

વિનુ બોલ્યો: 'સાંભળ બહેન, અમે તને પાંચ રૂપિયાનું અનાજ અપાવીએ તે લઈને તું તારા પતિને ઘેર જા. તે તને મારશે નહિ અને રાખશે.'

'ના, મારે એના ઘરમાં તો હવે જવું જ નથી. મને એ ફરી મારઝૂડ કરે એટલે થોડા દી પછી પણ મારે કૂવે પડીને કે ગાડી હેઠળ કચડાઈને મરી જવાનું જ છે!'

મિત્ર-ત્રિપુટી વિચારમાં પડી ગઈ. તેઓ જોઈ ચૂકયા હતા કે છોકરી ગભરાઈને જીવ ઉપર આવી ગઈ હતી એટલે આપઘાત કર્યા વિના રહેશે નહિ

વિદ્યાનંદે ઉદ્‌ગાર કાઢ્યો: 'ગમે તેમ થાય. પણ તેને બચાવવી તો જોઈએ.'

હરીશ બોલ્યો: 'ખરેખર બચાવવી જોઈએ. એક અબળાનો જીવ બચાવવા જેવું પરોપકારનું કામ કરવાની તક મળે ત્યારે પાછો હઠે તે કાયર લેખાય.'

વિનુ બોલ્યો: 'અને ભણતર લાજે! પણ અત્યારે આપણાથી બની શું શકે?'

ત્રણે મિત્રો અમદાવાદની કૉલેજોમાં ભણતા હતા, અને રોજ વીરમગામથી અમદાવાદ જતા આવતા હતા હમણા કૉલેજો બંધ હતી, પણ એમ. સી. સી. ની ક્રિકેટ મેચ ચાલતી હતી તે જોવા તેઓ રોજ જતા હતા, આજે મેચનો બીજો દિવસ હતો

મેચ જોવાનો રસ છોડીને આ પરોપકારનું કામ કરવું? એ જુવાન ત્રિપુટીને એવો ત્યાગ પરવડે તેમ નહોતું! એ છોકરી પોતાને ઘેર જાય તો આ પવિત્ર ફસામણીમાંથી પોતાનો છૂટકો થાય એમ તેમને લાગ્યું, પણ તેમ કરવાની તે હા પાડતી નહોતી. તો પછી લાગણીનું આટલું પૂર વહાવ્યા પછી તેને અંતરિયાળ મેલી મૂકીને શું ટ્રેનમાં બેસી મેચ જોવા ઊપડી જવું? ત્રણેનાં અંતર જાણે ડંખવા લાગ્યાં! તેઓ ઊંડા વિચારમાં પડી ગયા..

છેવટે વિદ્યાનંદને એક માર્ગ સૂઝ્યો: 'વિનુ! આપણે એને આપણી સાથે અમદાવાદ લઈ જઈએ. પછી સાંજે પાછા ફરીશું ત્યારે તેને માટે વીરમગામમાં જ કાંઈ ઘરકામની કે એવી નોકરી ગોઠવી આપીશું. કોઈપણ માર્ગે એને મરવા તો ન જ દેવાય, ખરું ને હરીશ?'

હરીશને એ માર્ગ ગમ્યો. તેણે છોકરીને કહ્યું: 'જો

બહેન, સ્ટેશન પર ગૂંડાઓ અને બદમાશો બહુ ભટકતા હોય છે, એટલે અમે તને અત્યારે અમારી સાથે અમદાવાદ લઈ જઈએ, અને સાંજે પાછી અહીં લાવી તને રહેવા–ખાવાનો કાંઈ બંદોબસ્ત કરી આપીશું, એ તને ગમશે ને?'

છોકરીએ માથું ધુણાવી હા કહી. વિદ્યાનંદ તુરત તેને માટે વધારાની ટિકિટ લઈ આવ્યો.

ગાડી પ્લેટફોર્મ પર આવી, એટલે છોકરીને સ્ત્રીઓના ડબામાં બેસાડવાની વિનુએ સૂચના કરી.

વિદ્યાનંદ બોલ્યો: 'ના, ના, સ્ત્રીઓના ડબામાંય ગુંડાઓના એજન્ટ તરીકે કામ કરતી સ્ત્રીઓ ફરતી હોય છે, તેઓ આવી એકલી અને ભોળી સ્ત્રીઓને ફસાવે છે એટલે આપણે તેને સાથે જ બેસાડીએ. તેને બિલકુલ રેઢી ન મૂકવી જોઈએ.'

એમ એ મિત્ર–ત્રિપુટી મોંઘીને સાથે રાખીને ગાડીમાં બેઠી, કે તુરત ગાડી ઊપડી.

*

ટ્રેનમાં ત્રણે મિત્રો એકલી પડેલી કે મુશ્કેલીમાં આવી પડેલી બાળાઓની લુચ્ચા લોકોને હાથે થતી કરુણ દશા વિષે જ ચર્ચા ચલાવવા લાગ્યા. નજરે જોએલા બનાવો, સાંભળેલી વાતો, અને ક્રમક્રમાવે એવા વૃત્તાંતો સુધી તેમની ચર્ચા ફરી વળવા લાગી. છોકરીઓ કેમ ઘર છોડી જતી હશે તેના સાંભળેલા કે વાંચેલા દાખલા આપીને તે વિષે તેમણે સારી પેઠે વાણીપ્રવાહ વહેવડાવ્યો. ત્રણેની સહાનુભૂતિ એવી સ્ત્રીઓ તરફ જ ખેંચાતી હતી. સૌને ઘર છોડવું પડે તેમાં પુરુષનો જ વાંક બહુધા હોય છે અને બિચારી અબળા દયાને પાત્ર હોય છે એવું સ્થાપિત કરવામાં ત્રણેનો એક મત હતો.

આવી જ એક અજ્ઞાન અબળા પ્રત્યે દયા દર્શાવવાનો અને તેને આફતમાં મદદગાર થવાનો પ્રસંગ પોતાને મળ્યો, તે તેઓને મન પરાક્રમ કરી બતાવવાનો એક સુયોગ હતો.

મોંઘી સામેની બેઠકને છેડે બેસીને તેમની વાતો સાંભળતી હતી અને જો કે તેમની બધી વાતો તે સમજી શકતી નહોતી, તો પણ એટલું તો તેના ખ્યાલમાં હતું કે તે ત્રણે છોકરાઓ પોતા જેવી ગરીબ બાઈ ઉપર પૂરી દયા—માયા રાખતા હતા. તેમણે પોતાને આપઘાત ન કરવાનું સમજાવીને કામ–ધંધે વળગાડવાનું કહી જીવતી રાખી હતી, તે કામ માટે તો મોંઘીના મનમાં થયું હતું કે આવે વખતે પોતીકાં નજીકનાં સગાંય ન કરે તેવું દયાનું કામ એ ત્રણેએ કર્યું હતું. એ કાંઈ એમની જેવી તેવી ભલમનસાઈ નહોતી.

અમદાવાદને સ્ટેશને ઊતરીને તેમણે લૉજમાં ઉતારો કર્યો. પહેલાં તેમનો વિચાર લૉજમાં ભાણું જમીને તુરત મૅચ જોવા સ્ટેડિયમ પર જઈ પહોંચવાનો હતો, પણ મોંઘી સાથે હતી અને તેને સાંજ સુધી સુરક્ષિત રાખવાની હતી એટલે તેમણે સાંજ સુધીને માટે એક રૂમ જ રાખી લીધી.

ચાર ભાણાં રૂમમાં જ મંગાવીને બધાં જમ્યાં. પછી ત્રણે મિત્રો બિછાના પર આળોટવા લાગ્યા.

વિનુ બોલ્યો: 'મૅચ શરૂ થઈ ગઈ હશે, વિદ્યાનંદ. હવે આપણે જવાની ઉતાવળ કરીએ તો ઠીક.'

વિદ્યાનંદે પેટ પર હાથ ફેરવતાં જવાબ આપ્યો: 'જમીને તુરત ચાલવું મને ફાવતું નથી. થોડો આરામ લઈએ પછી વાત. મઝા તો લંચ પછી જ જામે છે. જરા મોડા જઈએ તો ય શો વાંધો?'

હરીશ બોલ્યો: 'જો મઝાની વાત કરીએ તો તે સાંજે ચાર વાગતાં જામે છે. એક ટીમને ઇનીંગ્સ પૂરી કરવાની ઉતાવળ હોય, બીજીને રમત લંબાવીને સામા પક્ષના ફીલ્ડર્સને થકવવા હોય, એટલે રમત જોવાની ખૂબ મઝા પડે.'

વિનુ બોલ્યો: 'તો ભલે, તમે થોડી વાર પછી નીકળજો. હું હમણાં જ જઉં છું. ભદ્ર પાસે મારા મામાની ઑફિસ છે ત્યાં તેમને મળીને હું લાલ દરવાજેથી બસમાં સ્ટેડિયમ પર પહોંચીશ.'

'ભલે; તું તારે જા. અમેય પા કલાકથી વધુ મોડું

કરીશું નહિ, સ્ટેશનેથી સીધી સ્ટેડિયમની બસ પકડીશું.' વિનુ તુરત ઊપડી ગયો.

હરીશે વિદ્યાનંદને કહ્યુ : 'હું પૂછું છું કે આપણે મેચ જોવા જઈશું, પાછળ મોઘી બિચારી એકલી રહેશે તો તેને બીક નહિ લાગે ?

વિદ્યાનંદે કહ્યું : 'દિવસ છે એટલે બીકનું કારણ નથી.'

'પણ આ સ્થળ અજાણ્યું રહ્યું અને વળી ભોજનું અસ્વચ્છ વાતાવરણ કહેવાય.'

'વાત મુદ્દાની છે. તો પછી શું કરીશું ?'

'જો જવાબદારી માથે લીધી તો પછી તે બરાબર અદા કરી જાણવી.'

'તો ભલે તું મેચ જોવાની મોજ લેવા જા, હું એ લાભ જતો કરવા તૈયાર છું, હું સ્ટેડિયમ પર નહિ આવું અને મોઘીને સંભાળતો અહીં જ રહીશ. બીજો કશો ઉપાય નથી.'

હરીશ ગળચવું ગળીને બોલ્યો 'એમ એકલપેટા થવાનું મને ગમે નહિ, ભાઈ!'

'પણ વિનુ પરભાર્યો સ્ટેડિયમ પર આવવાનો છે, એટલે તું એકલો નહિ પડી જાય.'

'ના, તારા સાથ વિના મને મઝા ન પડે. આપણે એમ કરીએ જતી વખતે રૂમને બહારથી તાળું મારતા જઈએ કે જેથી અંદર બીજું કોઈ પ્રવેશ કરી શકે નહિ અને મોઘી સુરક્ષિત રહે.'

વિદ્યાનંદે હસીને કહ્યુ : 'એમ પારકી છોકરીને તાળા-કૂચીમા પૂરીને જવાતું હશે ભલા માણસ ? એથી તો ગુનેગાર બની જઈએ એટલુંય સમજતો નથી ?'

'હા ભાઈ! એ વાત પણ ખરી, તો આપણે મોઘીને ચેતાવી દઈએ કે તું અંદર સાંકળ વાસીને બેસજે, અને અમે પાછા ફરીએ ત્યારે જ ઊઘાડજે. એ બરાબર છે ને ?'

'હા એ બરાબર છે' વિદ્યાનંદે કહ્યુ. 'બોલ,' હવે ઊપડીશું ?'

'થોડી વાર થોભ ને ભાઈ! મારા પેટમાય ગરબડાટ થવા લાગ્યો છે! આ ભોજનાળાની રસોઈ સારી નથી હોં!' હરીશ બોલ્યો.

'એ તો એવું જ ચાલે! ઘર જેવી રસોઈ અહીં ક્યાંથી મળે ?'

થોડો વધુ આરામ લઈને બેઉ મિત્રો મોઘીને રૂમમાં સાંકળ વાસી હોશિયાર રહેવાની સૂચના કરીને ઊપડ્યા.

*

મોઘી એક બિછાના પર પડીને પોતે ક્યાં હતી, ક્યાં આવી અને ક્યાં જશે તેનો વિચાર કરવા લાગી. વિચારમાં તેનો ધરવાળો આવીને ધીંગાણું કરવા લાગ્યો અને તેનો બાપ દીકરીની દુર્દશા માટે આંસુ સારતો દેખાયો.

ભગવાને જ મોકલ્યા હોય તેવા આ ત્રણ દેવદૂતોને તે પોતાના અંતઃકરણથી આશિષ આપવા લાગી.

*એટલામાં બહારથી કોઈએ બારણા પર ટકોરા માર્યા.* અને પછી અવાજ કર્યો : 'મોઘી, બારણું ખોલ!'

મોઘીએ બારણું ઉઘાડ્યું તો વિનુ જોવામાં આવ્યો! મોઘીએ તેને પૂછ્યું. 'રમત પૂરી થઈ ગઈ ?'

'ના, હું મેચ જોવા ગયો જ નથી, મને તારી ચિંતા થવા લાગી. તું એકલી પડીશ તો તને બીક લાગશે એમ ધારીને હું ભદ્રથી આગળ ન જતાં પાછો ફર્યો.'

'મને તો પેલા બે ભાઈઓએ અંદરથી સાંકળ વાસી બેસવા કહેલું.'

'એ તો ઠીક. પણ મોઘી! તે કોઈ વાર અમદાવાદ જોયું છે ?'

'ના, ભૈ! હું તો કોઈ વાર અહીં આવી નથી.'

'તો તારે શહેર જોવું છે ?'

'શહેરમાં ચૌટાની દુકાનો હોય ને હાટડું હોય, બીજું શું હોય ?'

'અહીં જોવા જેવું તો ઘણુંયે છે. કાંકરિયું તળાવ, હીલ ગાર્ડન, પ્રાણી'ઘર, નગીના વાડી, એવું બધું તેં જોયું છે ?'

'એવું મને કોણ દેખાડે ?'

'ચાલ, હું દેખાડુ!'

'હું ભૂલી પડું તો ?'

'આપણે ગાડીમાં બેસીને જઈશું.'

'તો ભલે, જઈએ'

વિતુ ગાડી લેવા જવા તૈયાર થયો કે તુરત સામેથી હરીશને આવતો જોયો!

એક બીજાને જોઈને બેઉ ચમક્યા. હરીશના મુખમાંથી સ્મિત સરી પડ્યું, ત્યારે વિતુને પરસેવો વળી ગયો!

વિતુને પૂછ્યું : 'કેમ હરીશ! મૅચ ડ્રૉ થઈ?'

'ના, ભાઈ ના! મને તો લૉજની રસોઈ જ ફાવી નહિ. પેટમાં દુઃખવા આવ્યું 'તું. સ્ટેડિયમ નજીક પહોંચતાં હું જરા એક સ્ટૉલ પર સોડા પીવા રોકાયો, વિદ્યાનંદને મેં કહ્યું કે હું આવું છું, તું ચાલતો થા; તે ગયો. મેં સોડા પીધી પણ કાંઈ ચેન પડ્યું નહિ, એટલે ધાર્યું કે, ચાલ રૂમમાં જઈને સૂઈ જઉં! એટલે સીધો અહીં આવ્યો પણ શું તું મૅચ જોવા ગયો જ નહિ?'

'મને આ મોંઘીની ચિંતા થવા લાગી કે તે બિચારી એકલી મૂંઝાશે, એટલે પછી મેં જોવા જવાનું માંડી વાળ્યું.'

'હંઅ, પણ તું હવે બહાર ક્યાં જાય છે?'

'મોંઘી કહે છે કે, મારે કાંકરિયું ને પ્રાણીઘર જોવાં છે, એટલે ગાડી લેવા જાઉં છું. તું તારે રૂમમાં સૂઈ રહેજે!'

'ત્યારે તો યાર, હુંયે સાથે ફરવા જ આવું. હવે મને પેટમાં ઠીક છે!'

વિતુનું મોં કટાણું થયું, પણ તે કશું બોલ્યો નહિ. હરીશ રૂમમાં પેઠો અને વિતુ દાદર ઊતરવા લાગ્યો ત્યાં સામેથી વિદ્યાનંદ દાદર ચઢતો દેખાયો! બેઉએ જાણે પરસ્પર ત્રાટક માંડ્યું!

વિતુએ પૂછ્યું : 'વિદ્યાનંદ! શું મૅચ પૂરી થઈ ગઈ?'

'ના, ના, મૅચ તો હજી રમાય છે; પણ હરીશ વચ્ચે રોકાયેલો તે ફરી દેખાયો જ નહિ, તેની તબિયત બરાબર હતી નહિ અને તું ત્યાં ક્યાંય જોવામાં આવ્યો નહિ, એટલે મને એકલાં મૅચ જોવાનું ગમ્યું જ નહિ!'

'હરીશ તો અહીં આવ્યો છે.'

'એમ છે?' પગથિયાં ચઢીને આવી પહોંચતાં વિદ્યાનંદે આશ્ચર્ય પ્રગટ કર્યું.

બેઉ મિત્રો એક બીજાનું મન વાંચવાને પરસ્પર ચહેરા પરની રેખાઓનું નિરીક્ષણ કરતા તાકી રહ્યા.

વિતુ મૂગો મૂગો નીચે ઊતર્યો અને ભાડાની ગાડી લઈ આવ્યો, એટલે વિદ્યાનંદ પણ સાથે ફરવા આવવા તૈયાર થઈ ગયેલો માલૂમ પડ્યો.

ગાડીમાં મોંઘી બેઠી કે તુરત હરીશ તેની બાજુમાં ઘૂસી ગયો, તે જોઈ વિતુનું મોં ચડ્યું! હરીશની આંખોમાં વિજયનાં તેજકિરણ ચમક્યાં! વિદ્યાનંદના ચહેરા પર ઈર્ષ્યા ઊભરાવા લાગી!

સ્ટેશન ગયું, પછી બજાર આવ્યું, આગળ જતાં કાંકરિયું આવ્યું, પ્રાણીઘર આવ્યું, હીલ ગાર્ડન આવ્યું, નગીનાવાડી આવી, બાલક્રીડાઘર આવ્યું, ઘણું ઘણું આવ્યું, તે હરીશ મોંઘીને આંગળી ચીંધી-ચીંધીને બતાવતો હતો. દરેકમાં શું શું જોવા જેવું હતું તે તે મોંઘીને વિસ્તારથી કહી સમજાવતો હતો.

વિતુને ચીડ ચડતી હતી. તે મનમાં બોલતો : 'આ રહ્યો એના મનમાં શું સમજતો હશે! આ શું કૉલેજ ગર્લ હતા કે તેને આવું કહીને રસ ઉપજાવવાની જરૂર હોય? આ બિચારીને નજરે જરા નવું લાગે એટલે બસ. નકામો દોઢડાહ્યો થાય છે. પણ હું સમજું છું. એ બધી ચાલ છોકરીને રાજી કરવા માટે તેને ફોસલાવવાની છે.'

વિદ્યાનંદની નજર કોઈ વસ્તુ પર લાગી રહી હતી. તે હરીશની ચેષ્ટા ક્યારનો જોઈ રહ્યો હતો. ગાડી રસ્તા પર ચાલતાં ઊંચી નીચી થતી ત્યારે બધાંનાં શરીર ડોલતાં, તે વખતે હરીશની કોણી આઘી પાછી થતી અને મોંઘીના સ્તનને સ્પર્શતી તે એકથી વધુ વખત વિદ્યાનંદના ખ્યાલમાં આવી ગયું હતું. મોંઘીને જુદાં જુદાં દૃશ્યો સમજાવતી વખતે હરીશની આંખો વારંવાર ચલ-વિચલ થતી હતી તે અમુક ચેષ્ટા સિવાય બીજું શું હોય!

વિદ્યાનંદ ને રિશનો દાવ જોઈ રહ્યો હતો, અને વિનુ મોઘીને ગાડીમા બેસાડી ફાર્મરિયુ વગેરે બતાવી તેનુ મન હરતો નેવા મથતો હતો એ પણ તે સમજી ગયો હતા બેઉ કેવા ચતુર હતા ! તો પછી પોતે શુ બેવકૂફ હતો ?

ફ્રૂટની દુકાન આવતા વિદ્યાનંદે ગાડી ઊભી રખાવી અને મોઘીને પૂછ્યુ 'મોંઘી ! પેલી લીલી દ્રાક્ષ લટકે છે તે તે કોઈ વાર ખાધી છે ?'

'ના ભૈ ' લીલો ઘરાક કેવો હોય, તે તો મે કોઈવાર જોઈ પણ નથી !

અને પેલા સુવાળા પીચ ને કેસરી રંગના સફરજન ત ખાધા છે ?'

'ના રે ના ! મે તો એવા નામ પણ સાંભળ્યા નથી ' વિદ્યાનંદે તુ ન ત્રણ–ચાર રૂપિયાનુ ફ્રૂટ ખરીદી લીધુ તે વખત મોઘીએ પેલા ભણી કૃતજ્ઞતાની નજરે જોયુ તે વિદ્યાનંદે બરાબર પરખી લીધુ તે ઉલ્લાસમા આવી ગયો

ક્રિકેટનો રમતની હરીફાઈ બાજુએ રહી ગઈ અને ત્રણે યુવક મિત્રોના અંતરમા અનેરો હરીફાઈ જાગી મોઘી જાણે કોઈ દેવી હોય અને તેની પ્રસન્નતા મેળવવાથી જન્મારો સફળ થઈ જવાનો હોય, તેમ મનતા એ મિત્રો એક બીજા પર સરસાઈ મેળવવાને નૈવેદ્ય ધરવા માટે જાણે સ્પર્ધામા ઊતરી પડ્યા હતા !

કાંકરિયાની સુદરતા કેવી હતી તે વિનુ મોઘીને વારવાર પૂછવા લાગ્યો પણ એ બિચારીને સુદરતાનુ વર્ણન કરતા ક્યા આવડતુ હતુ ? હરીશ તેને વારવાર સભારી આપતો હતો પેલો બગીચો, પેલી વાડી, પેલો હીચકો કેવા મજાના હતા પણ મોઘી માત્ર ડોકુ ધુણાવીને હકાર સૂચવ્યા કરતા વધારે કશી કે કહી શકતી નહિ વિદ્યાનંદ તેને દ્રાક્ષ તોડી તોડીને ખાવા આપતો મોઘી તે ખાઈને ખુશ થતી અને કહેતી 'તમેય ખાઓને ભૈ ! હુ એકલી કાઈ આટલુ બધુ ખાઈ શકવાની છુ ?'

એક ઉઘાડ આપતુ સુદર ફૂલ હતુ તેને ખ્યાલ નહોતો કે ત્રણ ભ્રમર ઘૂમતા હતા અને તક મળે તો ડખ દેવાય ઇચ્છતા હતા ! પણ તેઓની પરસ્પરની અસૂયા જ એ ફૂલનુ રક્ષણ કરતી પ્રજળતી હતી !

*

સાજે ત્રણેની ટોળી મોઘીને લઈને અમદાવાદથી ગાડીમા બેસી વીરમગામ તરફ પાછી ફરવા લાગી

મોઘીની ગોઠવણ વીરમગામમા કેવી રીતે કરવી તેની ત્રણે મિત્રો વિચારણા કરવા લાગ્યા

વિદ્યાનંદે કહ્યુ 'રાતની રાત ધર્મશાળામા પડી રહે અને સવારે કાઈ ધધે લાગી જાય એમ એને કહી દેવુ '

વિનુ બોલ્યો 'પણ બિચારી અજાણી છે ક્યાક ફસાઈ જશે તો ?'

હરીશ બોલ્યો 'એમ ફસાય તેવી નથી, પાકી છે ! બહુ તો બે રૂપિયા આપીને કહી દેવુ કે તારે ગામ ચાલી જજે નહિ તો ગુડાઓ ઉપાડી જશે તો તારુ હાડકુય હાથ નહિ લાગે '

'પણ આપણે ભરોસે તે અત્યાર સુધી રહી છે.'

વિદ્યાનંદે કહ્યુ 'તમે વાણિયા લેકો દયાળુ દેખાઓ છો, એટલે વિનુ ! મારી સલાહ છે કે તુ એને તારે ત્યા લઈ જા બિચારી ઘરકામ કરશે અને આશીર્વાદ આપશે

વિનુ ધ્રૂજી ગયો અને બોલ્યો 'તમે કોઈ મારા ફાધરને બરાબર ઓળખતા નથી સશય તો એમને ડગલે ને પગલે આવે છે જીનિંગ ફેક્ટરીમા આવતા વેપારીઓનો તો શુ પણ ફેક્ટરીના નોકરનોય પૂરો વિશ્વાસ તે રાખવાના નહિ ! મારી સાથે મોઘીને જોઈને તો તે કાઈનુ કાઈ સમજી બેસે !'

હરીશ અને વિદ્યાનંદ ખડખડાટ હસી પડ્યા એ હાસ્યનો કટાક્ષ વિનુને સમજાયો તેનુ મો પડી ગયુ ત્રિપુટી એકદમ મૂગી બની ગઈ ત્રણે આખો મીચીને જાણે ચિતનમા કે ચિતામા પડી ગયા વીરમગામ નજીક ને નજીક આવતુ હતુ મોઘી સબધી કશો નિર્ણય થયો નહોતો

ત્યારે મોઘીને માત્ર એટલી જ ખબર હતી કે દેવ જેવા





દયાળુ ત્રણ યુવકો મારા રક્ષણહાર અને પોષણહાર તરીકે સાથે છે, પછી મારે શા ફિકર છે?

વીરમગામનું સ્ટેશન આવ્યું એટલે ગાડી ઊભી રહી; પણ તે પહેલાં જ દરવાજાની પાસે બેઠેલા હરીશે દરવાજો ખોલીને ચાલતી ગાડીએ વિદાય લીધી હતી! અને વિદ્યાનંદે ગાડી સ્થિર થતાં મૂગા મૂગા ચાલવા માંડ્યું!

વિનુ મોંઘીની નજર બીજી દિશામાં વળેલી જોતાં જ એકદમ ડબ્બામાંથી ઊતરી ગયો અને પાછું વાળીને જોયા વિના, સીડી ચડ્યા વિના, પાટા ઓળંગતો કે ઉતાવળો ચાલવા ચાલ્યો. એક નકામી વહોરેલી આફતમાંથી પોતે માંડ છૂટ્યો હતો એવી લાગણીનું જોર તેના પગની ચાલમાં આવી વસ્યું હતું.

દયા એ સારી વસ્તુ હતી, આપઘાત કરનારનો બચાવ કરવો એ પુણ્યનું કામ હતું. પણ એ દયા તથા પુણ્યનો ધંધો કરવા આ મિત્ર-ત્રિપુટી કેમ પ્રેરાઈ હતી તે તેને બરાબર સમજાતું નહોતું.

સ્ટેશનની નજીક જીનિંગ ફેક્ટરી હતી અને તેના કમ્પાઉન્ડમાંના બંગલામાં રહેતા ફેક્ટરીના મેનેજર માણેકલાલ પરીખ વિનુના પિતા હતા. ઉતાવળે પગલે ચાલતો વિનુ દરવાજો ખોલીને અંદર ગયો ત્યારે સામે વરંડાની ઘડિયાળમાં સાડા સાત વાગ્યા હતા, અને તેના પિતા રોજના નિયમ પ્રમાણે નોકર પાસે પગ ઉપર તેલ માલીશ કરાવતા ખુરશી પર બેઠા હતા.

પિતાએ પૂછ્યું, 'તું આવી ગયો વિનુ?'

'હા, પિતાજી!'

'અને આ સાથે કોણ આવ્યું છે?'

વિનુએ પાછું વાળીને જોયું, તો મોંઘી ઊભેલી! ગાડીમાંથી ઊતરીને તે મૂગી મૂગી તેની પાછળ પાછળ ચાલી આવેલી!

વિનુ ગભરાયો, પણ સમજી ગયો કે આ હિંમત રાખીને વર્તવાનો સમય છે, તેણે જવાબ આપ્યો! 'એ એક ગરીબ છોકરી છે, ગાડી હેઠળ કચડાઈને આપઘાત કરવાની હતી તેને દયાથી પ્રેરાઈને બચાવી છે.'

ત્યાં તો શેઠને પગે તેલ ચોળતો નોકર બોલી ઊઠ્યો: 'અરે મોંઘી! તું અહીં ક્યાંથી બેટા!'

મોંઘી પિતાને જોતાં જ ધ્રૂસકે રડી પડી. વિનુનો ઘરનો નોકર જ મોંઘીનો બાપ હતો!

પછી મોંઘીએ પોતાના દુઃખની કહાણી બાપને સંભળાવવા માંડી. પોતે ઘરવાળાની માર-ઝૂડથી ત્રાસીને ઘર છોડી માબાપને ઘેર ગયેલી, ઘેર તાળું જોઈને નાસીપાસ થઈ વીરમગામ સ્ટેશને ગાડી હેઠળ કચડાઈને મરી જવા ગયેલી, ત્યાંથી ત્રણ જુવાનો તેને બચાવીને અમદાવાદ લઈ ગયા, ત્યાં તેમણે પોતાને લૉજમાં ઉતારીને ખવડાવ્યું, પોતે મૅચ જોવા અમદાવાદ આવેલા છતાં મૅચ જોવા ન ગયા અને તેમણે પોતાને ગાડીમાં ફેરવીને શહેર બતાવ્યું, કાંકરિયું તળાવ બતાવ્યું, વાડી-બગીચા બતાવ્યા અને પછી પોતાને પાછી વીરમગામ લાવ્યા, ત્યાં સુધીની બધી વાત તેણે આવડી તેવી બાપને કહી સંભળાવી.

વિનુના પિતાએ પણ એ વાત ખુરશી પર બેસી રહીને સહેજે સહેજે સાંભળી.

વિનુ પિતા-પુત્રીનો પોતાને આંગણે જ મેળાપ થઈ ગયો તેથી ખૂબ ખુશ થઈ ગયો હતો. જ્યારે મોંઘી પોતાની વાત તેના પિતાને કહેતી હતી, ત્યારે વિનુ એ મિત્ર-ત્રિપુટીના પરાક્રમની વાત ઓરડામાં પોતાની માતાને ઉલ્લાસભેર કહી રહ્યો હતો.

પિતા-પુત્રીના એ મેળાપના ખબર પોતાના સાથીઓને કહીને ચકિત કરવાને પણ વિનુ અધીરો થઈ રહ્યો હતો. 'પણ હવે તો સવારે વાત!' એમ મનમાં કહીને તે ઉત્સાહભેર પિતાના બેઠકના ખંડમાં ગયો.

તેલ ચોળાવી રહીને પરીખ ત્યાં બેઠા હતા.

વિનુ આનંદભરિત સ્વરે બોલ્યો: 'પિતાજી! આ કેવો સરસ યોગ બની ગયેલો લેખાય! અમે કેવળ દયાથી પ્રેરાઈને તેને મૃત્યુના મુખમાંથી બચાવવા યત્ન કર્યો હતો. પરંતુ એ નાના સરખા દયાપ્રેરણાનું ફળ આવું સુંદર આવે, પુત્રી બચે અને તેને ઓચિંતો પિતાનો ભેટો થાય, એવી તો કોઈને કલ્પના પણ ન આવે, ખરું ને?'

'હા, ખરું.'

'રતનો આપણે ત્યાં પંદર દિવસથી નોકર રહ્યો છે, પણ



તેની દીકરી આ મોઘી હતી તેની કોને ખબર હોય !'

'ન જ હોય આપણને તેની વાત સાથે સબંધ જ ન હોય પણ નિનુ ! તુ અ મો ત્યારે મોઘી પાછળ આવીને ઊભી રતી તેનો તને ખબર નહોતી '

'હા, ખબર નહોતી '

'તને તુ સ્ટેશન પરથી સાથે લા ો નહોતો, તારી જાણુ બહાર આવી હતી '

'હા પણ

'પણ એ જ કે વીરમગામ સ્ટેશન પરની દયા, અમદાવાદમાંની સહેન વખતની અસૂયા ને સ્પર્ધા અને ફરી વીરમગામ આવની વખતની તમારી મિત્ર–ત્રિપુટીની પલાયનવૃત્તિ એ ત્રણેનો સરવાળો શુ તે તુ મને કહે !'

નિનુ શરમાઈને નીચુ જોતો મૂગો ઊભો રહ્યો

'શાને શરમાય છે ?' પિતાએ ક્યુ. ફિનોમીનોલોજી અને સાઈકોલોજી લઈને ગ્રેજ્યુએટ થવાની તુ ઉમેદ રાખે છે એ તત્ત્વજ્ઞાન અને મનોવિશ્લેષણ શાસ્ત્ર કેવળ ભણવા જ હોય 'સેલ્ફ-એક્સ્પ્રેશન (આત્મ વચના) ન રે જ તના ઉપયોગ કરવા હોય તો કાલથી તારે કોલેજમા ન જવુ ફેક્ટરીમા તુ કરી શકે તેવા વધુ સારા કામો તૈયાર છે '

*



૧૯૪૮ મા લોકસભામા બધારણની રૂએ એન સી સી (નેશનલ કડેટ કોર)ની સ્થાપના થ એન સી સી એ ભૂતકાળના બધા વિક્રમ તોડીને ચાલુ વર્ષે પ્રગતિ કરી છે ઉપરના ચિત્રમા એન સી સી દિનની ઉજવણી વેળાએ દિલ્હીમા કેડેટો સમૂહ કવાયત કરી રહ્યા છે

ઈશ્વર પેટલીકર

# અનિવાર્ય સહન

દરેક યુગે અને દરેક પ્રજાએ એક યા બીજી રીતે એવા પ્રાણપ્રશ્નો ધર કરતા હોય છે કે એ પ્રશ્નોને છણવાના હમેશાં પ્રસંગો ઊભા થાય છે. આપણા સમાજના પણ ઊભા થતા આવા કેટલાય પ્રશ્નો આપણે અવિરતપણે છણતા આવ્યા છીએ. આ લેખમાં પણ એક સામાજિક પ્રશ્નની આબાદ છણાવટ આપણને અનુભવી લેખક આપે છે...

એક ભાઈ લખે છે: 'એક સામાજિક પ્રશ્નનો ઉકેલ આપની પાસેથી ઇચ્છીએ છીએ તો માર્ગ બતાવશો કે અમારે કેવી રીતે વર્તવું. હું મોટો ભાઈ છું. મારું લગ્ન પિતાએ કરેલું. પરન્તુ હવે મારાં બીજા ભાઈનો પ્રસંગ આવ્યો છે ત્યારે એ હયાત નથી અને ઘરના વડીલ તરીકે મારે માથે એ જવાબદારી આવી છે. તેના લગ્ન માટે ગોળમાંથી ઘણાંય માગાં આવે છે પણ તેને સ્વીકારવા જેવાં ન જણાતાં અમે તેમને ના પાડીએ છીએ. સમાજ અમને કહે છે કે તમારે કરિયાવર જોઈએ છે માટે ના પાડો છો. તમે વધારે પડતી મોટાઈ બતાવો છો. જ્યારે ખરેખર અમારા મનમાં તો એવું કંઈ જ નથી. માત્ર શિક્ષિત અને સંસ્કારી કન્યાની જરૂર છે. સમાજને એ વાત કેવી રીતે સમજાવાય તેનો ઉકેલ આપ આપશો. અને માગું લઈને આવેલા લોકો એક યા બીજી રીતે કૌટુંબિક સંબંધ ધરાવનાર હોય છે. પરિણામે ના પાડતાં તેમને પણ દુઃખ થાય છે. તો કોઈ તેનો માર્ગ બતાવો કે તેમને પણ દુઃખ ન લાગે અને સમાજ આંગળી પણ ન ચીંધે. આશા છે કે આપ અમારા આ પ્રશ્નને સમજી શકયા હશો.'

આ પત્ર વાંચતાં જેમને કેવળ શહેરના સમાજનો ખ્યાલ હોય તેને એમ થાય કે આમાં સવાલ જ ક્યાં છે? કદાચ મને પણ એવું તો નહિ થાય તેવો વસવસો આ પત્ર લખનાર ભાઈના મનમાં હોય તેમ એમણે છેલ્લે લખ્યું છે: 'આશા છે કે આપ અમારા આ પ્રશ્નને સમજી શકયા હશો.' કન્યા માટે મૂરતિયો શોધવાની તકલીફ તો જાણીતી છે, પરન્તુ ગામડાના નાના-સમાજમાં આ ભાઈએ લખ્યું છે તેમ મૂરતિયાના સંબંધીઓને માટે પણ આવી તકલીફ છે. અને તેનાં પરિણામ એટલી હદ સુધી આવે છે કે જે નાતમાં આગેવાન ગણાતા પટેલિયાઓને ના પાડવાનું બન્યું હોય તો એ એવી પણ ચેલેન્જ કે કે છે કે હવે અમે જોઈએ છીએ કે એને કોણ નાતમાંથી કન્યા આપે છે! એ માટે નાકાબંધી કરે છે અને કોઈ એને પૂછવા જતું હોય તો રોકે છે, પૂછવા ગયા પછી ખબર પડે તો આગળ ન વધવા કહેવડાવી દે છે અને એના વિષે ભાતભાતની વાત ઊડાવે છે. કે કોઈ છેવટ પૂછવા જ ન જાય! પત્રમાં જેમ એ ભાઈએ લખ્યું છે તેમ મોટી પરકણ શોધે છે, હવે અભિમાન આવી ગયું છે, નાત કરતાં મોટા થઈ ગયા હોય તેમ કોઈનું માન રાખતા નથી, જોઈએ છે હવે તેમને નાતનો ખપ પડે છે કે નહિ!

એક ભાઈએ એના લગ્નના પ્રશ્નમાં મદદ માગતાં મને લખ્યું હતું કે અમારા ગોળમાં કન્યાકેળવણીનું પ્રમાણ ઓછું છે એટલે પ્રાથમિક શિક્ષણ પણ પૂરું કરેલું નહિ તેવી કન્યાઓની માગણીઓ આવતાં મેં ના પાડી હતી એટલે હવે મને નાતમાંથી કોઈએ કન્યા ન આપવી તેવી નાકાબંધી કરવામાં આવી છે તેમ કહે તો અતિશયોક્તિ નથી. પટેલિયાઓનું નાતમાં કેવું વર્ચસ્વ હોય છે તે તમારી ધ્યાન બહાર નથી. વળી અમારી નાત ટૂંકી અને કેળવણીમાં પછાત છે એટલે પટેલિયાઓની સત્તાને પડકારવાની હિંમત કોઈ બતાવશે તેમ મને દેખાતું નથી. તો બહારથી કોઈ યોગ્ય પાત્ર મળી શકે તે મદદ મેળવવા આ પત્ર લખું છું.

મારા એક સગાના અંગત મિત્ર હતા તેમણે એમના બન્ને દીકરાઓ માટે એમના સ્નેહી-સંબંધીઓમાંથી માગાં આણેલાં અને તે માન્ય રાખીને એ લગ્ન થયેલાં. ને પછી ત્રીજો દીકરો લાયક થયો ત્યારે એના

પિતા ગુજરી ગયા હતા અને આ પત્રલેખકે લખ્યુ છે તેમ એની હા-ના કહેવાની જવાબદારી મોટાભાઈ ઉપર આવી પરન્તુ ત્રીજો ભાઈ પોતે ભણતો હતો અને પોતે ભણીને કમાતો ન થાય ત્યા સુધી પરણવા માગતો નથી તેમ વિચાર ધરાવતો હતો એટલે મોટાભાઈને એક જ જવાબ આપવાનો રહેતો હતો —હમણા એ લગ્ન કરવા માગતો નથી પરન્તુ એના પિતાના પેલા અગત મિત્ર એવો દાવો ધરાવતા હતા કે એનો બાપ મારુ વેણુ પાછુ ઠેલતો ન હતો, તો આજ કાલના છોકરા મને ના કહેનાર કોણ ?

એમણે તો માગુ લઈને ગયેલા તેના જવાબમા પડકાર જ ફેંક્યો તમે જુવાનિયા વ્યવહારમા ઝાઝુ સમજો નહિ તેની જ આ રામાયણ છે હુ ખોટુ કહેતો હોઉ તો નાતમા ગમે તેને પૂછીને ખાત્રી કરો કે એ ઘરની શોભા કેટલી વધે ? ભુવો ધૂણે તો પણ નાળિયેર ઘર ભણી નાખે તે કેમ સમજતા નથી ? તમારો બાપ અને હુ જુદો નહોતો એ તમે સગી આખે જોતુ છે એ ગયા એટલે ઊલટુ મારા મનમા તો એવુ છે કે એમને સારામા સારી સગાઈ શી રીતે અપાવુ ? છતા જો તમને મારી કદર ન હોય તો છેલ્લો શબ્દ કહી દઉ છુ મારુ વેણુ નહિ રાખો તો જિદગીમા ફરી વાર તમારે ઊમરે પગ નહિ મૂકુ !'

અજાણ્યા નાતના પંચિયાઓની ધમકીને તો જાણે પહોચી વળાય પણ સગા અને સંબધીઓ જ્યારે આગ્રહ લઈને બેસે છે ત્યારે મુશ્કેલી ઊભી થાય છે તેમાય કાયમનો સબધ તોડી નાખવાની વાત કરે છે ત્યારે રિસામણુ થઈ પડે છે સાચી વાત એ છે કે માબાપોએ લગ્નમા દીકરા દીકરી ઉપર જોહુકમી ન કરવી જોઈએ અને પોતાની પસદગી એમને માન્ય ન હોય તો ઠોકી બેસાડવા પ્રયત્ન ન કરવો જોઈએ, તો બીજા સગાઓને-સ્નેહીઓને પોતાની પસદગી ઉપર એવો આગ્રહ રાખવાનો હોય જ નહિ લગ્નની આવી પૂછપરછ સગા-સ્નેહીઓ મારફત આવતી હોય છે અને દરેકની એ ફરજ છે કે પોતાનાથી બને તેટલુ બીજાને ઉપયોગી થવુ પરતુ એ ઉપયોગી થવામા એ મર્યાદા રાખવી જોઈએ કે આપણે આપણી રીતે ઉપયોગી નથી થવાનુ પણ સામાની રીતે થવાનુ છે મે ઉપર દાખલો ટાક્યો છે તેમ યુવક પરણવા ન માગતો હોય તો તેને પરાણે પરણાવવાનો આગ્રહ ન કરી શકાય

એ સ્નેહીએ વધારામા જે દલીલ કરેલી તે એ કે પરણ્યા પછી ભણવુ હોય તો કયા નથી ભણી શકાતું ? એમના મોટા દીકરાને એમણે તેર વર્ષે પરણાવ્યો હતો અને તે હોશિયાર હોઈ સારુ ભણ્યો હતો તેનો દાખલો આપી એણે પોતાની દલીલમાં બળ મેળવ્યુ હતુ—જેને ભણવુ છે તે તો ગમે તેમ નાનપણમા પરણાવશો તો પણ ભણવાના છે અને જે નથી ભણવાના તે તો ગમે તેમ કરશો તો પણ નહિ ભણે પરતુ આ દલીલ બરાબર નથી તેમ કહેવાની ભાગ્યે જરૂર છે

આ પત્ર-લેખકે જણા યુ છે તેમ એમના ભાઈને જો એમને પસદ કન્યા આવે તો પરણાવવામા હરકત નથી આજે ગામડા ગામમાથી જે છોકરાઓ ઉચ્ચ શિક્ષણ લે છે તેમની ઇચ્છા સ્વાભાવિક છોકરી મેટ્રિક સુધી ભણેલી હોય તો સારુ એવી હોય છે પરતુ આવી ઇચ્છાને ગ્રામ માનસ એવી રીતે ઉતારી પાડે છે કે 'એની મા કયા મેટ્રિક થઈ હતી ? એની માએ કક્કો ઘૂટ્યો નથી અને એનો બાપ અભણ વહુથી શુ દુખી થયો ?' એવી જ રીતે છોકરાને છોકરી દેખાવડી ન હોય અને પસદ ન પડે તો પણ એવુ જ બોલવામા આવે છે 'એની મા શી રૂપાળી છે તે ભાઈ પાછા વહુ રૂપાળી શોધવા નીકળ્યા ?' લોકમાનસ આવુ હોય તે તો સમજી શકાય પણ જે સ્નેહીઓ-સગાઓ સબધીઓ તરીકે વિવાહમા મદદરૂપ થવા માગતા હોય તે આવુ માનસ ધરાવતા હોય તો તો એ મદદરૂપ થવાને બદલે આડખીલી રૂપ નીવડે છે

કોઈ વખત એવું પણ બનવાનું કે એ વિવાહ બધી રીતે યોગ્ય હોય છતાં એટલું સમજવાનો અનુભવ ન હોવાથી યુવક કે યુવતી ના પાડતાં હોય છે. અને પાછળથી અનુભવ પ્રાપ્ત થતાં એમને થાય છે પણ ખરું કે એ ના પાડીને મેં ભૂલ કરી હતી. મારા એક મિત્રનું આવું જ બન્યું છે. એમણે નક્કી કરેલું કે ગ્રેજ્યુએટથી ઓછી ભણેલી કન્યા સાથે મારે લગ્ન નથી કરવું. તે માટે એમણે ગામડાના ગોળમાં જે માગાં આવેલાં તેને ના પાડેલી એથી લોકો એવું બોલતા હતા કે જોઈએ છીએ હવે એ કેવીક ગ્રેજ્યુએટ પરણે છે. તે પછી એક બાળ વિધવા ગ્રેજ્યુએટ થએલી છોકરીની માહિતી મારી પાસે આવી. મેં મિત્ર સમક્ષ દરખાસ્ત મૂકી. એ પોતે સુધારક વિચારના તે વખતે પણ હતા અને આજે છે. એટલે તેમને વિધવા અંગેનો આમ કોઈ વાંધો ન હતો. પરંતુ નાતના લોકો એવી વાત કરે કે કન્યા ન મળી ત્યારે છેવટ વિધવા પરણવી પડી ને ! મેં એમને કહ્યું કે તમે લોકોને બતાવવા માટે પરણો છો કે તમારા માટે પરણો છો ?—એમાં તો ખરી લોકોની જીત થઈ તેમ હું માનું છું. તમે એક વખત એ બહેનને મળો અને તમને લાગે કે એ બધી રીતે તમને યોગ્ય છે, તો પછી વિચાર કરજો. પરંતુ એમને બીક હતી કે જો પોતે એ બહેનને મળે અને યોગ્યતાને લીધે મન એના તરફ ખેંચાય તો લોકોને કહેવાની તક મળી જાય......અને તે ન મળ્યા. એ વાતને આજે તો ખાસ્સાં તેર વરસ વહી ગયાં છે. બન્ને જણાં પરણી ગયાં છે અને એ પ્રશ્ન પણ રહ્યો નથી. પરંતુ મિત્રનો અનુભવ વધ્યો છે એટલે આજે એ કબૂલ કરે છે કે મારી એ વિચારસરણી સાચી ન હતી. એ પગલું ન ભરીને મેં સારું કર્યું છે તેમ નથી માનતો.

મને તો તે વખતે જ એવું લાગતું હતું, પરંતુ એથી શું મારે તેમની મૈત્રી કટા કરવી ? મેં તો એમને મદદરૂપ થવા પ્રયત્ન કર્યો. એમને ન રુચ્યું. તો આજે એમને પોતાને એ ઠીક ન કર્યું તેમ સ્વીકારવું પડે છે. પરંતુ એથી મદદરૂપ થનારે પોતાની અંગત રુચિ કે માન્યતા કોઈના ઉપર ઠોકી બેસાડવા પ્રયત્ન ન કરવો જોઈએ કે સંબંધ તોડી નાખવાની હદે ન જવું જોઈએ. ઉપર મેં ઉલ્લેખ કર્યો છે તે સ્નેહીએ કેવળ ધમકી આપી હશે અને બાપ સાથેનો સંબંધ દીકરા સાથે ચાલુ રાખ્યો હશે તેમ રખે કોઈ માની લે. એમની દરખાસ્ત ન સ્વીકારી એટલે એમણે ત્યારથી એમને ઘેર જવાનું બંધ કર્યું છે. પરંતુ એ ભાઈ એથી ડગ્યો નથી. આજે તો વધુ અભ્યાસ માટે પરદેશમાં છે. આવા તેજસ્વી યુવકને એની મરજી વિરુદ્ધ પરણાવવાનો આગ્રહ કેટલો અઘટિત કહેવાય ? જો એ મુરબ્બી જાગ્રત હોય તો એમણે પોતાની ભૂલ સુધારવી જોઈએ અને ખેલદિલી બતાવવી જોઈએ કે મારો તો આગ્રહ હતો પણ તમે એને વશ ન થઈને સાચે જ હિંમત બતાવી છે અને મને પણ કાયમ પસ્તાવો થાત તેવા પગલામાંથી ઉગારી લીધો છે તે બદલ ખુશી થાય છે !

આપણા સમાજમાં યુવક યુવતી સીધા પરિચયમાં આવીને પોતાની મેળે પરણે તેવી પરિસ્થિતિ નથી. મતલબ કે, માબાપ દ્વારા લગ્નો ગોઠવાય છે. વળી બંને પક્ષોને સીધું કોઈ પૂછવા જતું નથી, વચ્ચે સગાં-સ્નેહીઓ કડીરૂપ બનતાં હોય છે. એ કડીરૂપ બનવાનું કામ જરૂરનું છે અને તે ફરજ સૌએ અદા કરવી જોઈએ. પરંતુ પરિસ્થિતિ બદલાય તેમ રુચિ પ્રમાણે કડીરૂપ થનારે તૈયારી રાખવી જોઈએ. છોકરા-છોકરીઓનાં લગ્ન નાનપણમાં થતાં; એમની રુચિનો સવાલ ઊભો થતો ન હતો. માબાપ પોતાની રુચિ પ્રમાણે તેમાં હા પાડતાં હતાં. હવે મોટી ઉંમરે લગ્ન થવા લાગ્યાં છે અને યુવકો ગામડામાંથી પણ તેજસ્વી હોય તો ઉચ્ચ શિક્ષણ લેતા થયા છે એટલે એમની રુચિ પ્રમાણે એ પસંદગીમાં આગ્રહ રાખે તો એને માન આપીને કડીરૂપ થનારે વર્તવું જોઈએ.

પરંતુ એ નથી વર્તતા તેની મુશ્કેલી છે, તે આ પત્ર

–લેખકનો મુદ્દો છે. તે વખતે કેમ વર્તવું તેનો દાખલો પણ ઉપર મેં ટાંકચો છે. પેલા યુવક આપના અંગત મિત્રના દબાણને, સંબંધ તૂટી ગયો તો પણ વશ ન થયા. એનો અર્થ એવો નહિ કે સમાધાન કરવાની વૃત્તિ ન રાખવી. આપણાં જે સ્નેહીઓ હોય, હિતેચ્છુઓ હોય તેમને સમજવા અને બને ત્યાં સુધી તેમની ઇચ્છાને માન આપવા તત્પરતા રાખવી જોઈએ. પરંતુ જ્યાં સમાધાન માટે ભૂમિકા ન હોય ત્યાં શરણાગતિ સ્વીકારવાનો અર્થ નથી. સમાધાનમાં ડહાપણ છે, પણ શરણાગતિમાં કાયરતા છે. આ પત્ર–લેખક જેવા યુવકો કાયરતા બતાવવાની મનોવૃત્તિ નહિ રાખે તો જ કડીરૂપ બનતા માગતા સ્નેહીઓ દબાણ કરવાની મનોવૃત્તિ તજશે. એવા દાખલામાંથી લોકોની સમજ કેળવાશે કે ખોટું દબાણ ન કરવું જોઈએ. આ સ્થિતિ બધે મોજૂદ છે તેમ પણ નહિ, લોકો લગ્નમાં યુવક–યુવતીની પસંદગીને મહત્ત્વ આપવું જોઈએ તેમ માનતા થયા છે તે એ પ્રમાણે જ મદદરૂપ થવા પ્રયત્ન કરે છે.

આ સંજોગોમાં પોતાને યોગ્ય ન લાગતુ હોય તેવા માગાને વિવેકપૂર્વક ના પાડવું. વિવેકપૂર્વક ના પાડવાનું કામ ગામડામાં કેટલું મુશ્કેલ છે તે પણ હું જાણું છું. તમે વિવેકથી ના કહો એટલે જૂની રીતે સમજવા ટેવાયેલા મુરબ્બીઓ એવું માને છે કે જો વધારે દબાણ કરવામાં આવશે તો આ માનશે. એટલે એ વધારે દબાણ કરે. પોતાનાથી કંઈ ન બને તો પછી બીજા સગા દ્વારા દબાણ લાવવા પ્રયત્ન કરે. પરંતુ એવી સ્થિતિમાથી પસાર થવું પડે તો પણ વિવેક ન ચૂકવો જોઈએ. કોઈ કોઈ વખત એવા દબાણથી કંટાળી જઈ એવું વર્તન થઈ જાય છે કે એ દબાણ કરનારને મનમા ખોટું વસ્યું હોય છે કે એમને અભિમાન આવી ગયું છે તે માન્યતા સાચી હતી તેમ એમને ટેકો મળી જાય છે. એથી પેલાં દબાણ લાવનારા પોતાનું માન નહિ જળવાય તે બીકે આવતાં ખંચાય છે અને જવા દો ને એમનું નામ, નકામા છે, તેમ પોતાને ઘેર જ રોષ ઉતારી ચૂપ થઈ જાય છે. સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ધમધમ એ સૂત્ર પ્રમાણે આ માર્ગ સહેલો લાગે, પરંતુ સોટી માર્યા વગર શિક્ષણ આપવું એ સમજણ કેળવાઈ છે એટલે આપણે જાણીએ છીએ કે સોટી મારવી સારી નથી. એ જ પ્રમાણે જૂની પેઢીના કે એ પેઢી પ્રમાણે માન્યતા ધરાવનાર અજુગતું દબાણ કરે તો પણ વિવેકપૂર્વક અને મક્કમતાથી ના જ પાડવી.

આમ કરવા પાછળ આપણો ઇરાદો કોઈને માઠું લગાડવાનો નથી અને સંબંધ બગાડવાનો પણ નથી. છતા જૂના વિચારને લીધે કોઈને માઠું લાગે તો આપણે બીજું કરી પણ શું શકીએ ? એ અનિવાર્ય છે તેમ સ્વીકારી લઈને ચાલવું રહ્યું. એમાં આપણી કસોટી પણ છે. ફૂલની સેજ ઉપર ચાલવાનું હોય ત્યારે તો સૌ કોઈ ચાલી શકે, પણ કાંટાકાંકરા હોય તો પણ એને ટાળીને અને ન ટાળી શકાય ત્યાં બૂટ પહેરીને તેમાથી બચીને મજલે પહોંચવું એ જ કસોટી છે. એ કારણે જ કહેવત પડી છે કે આખી ધરતી ઉપર તો ચામડું ન મઢી શકાય, પણ પોતાના પગ ઉપર જો માણસ બૂટરૂપ ચામડું મઢી લે તો એ હેતુ સરી જાય. કૂવા–તળાવને ગરણું ન બાંધી શકાય, પણ ઘરના ગોળાને અને લોટાને તો બાંધી શકાય છે. મતલબ કે સમાજને આપણે જીતી ન શકીએ તો કાંઈ નહિ, પણ આપણી જાતને જીતી શકીએ તો અંતે સમાજ જીતાવાનો છે. પરંતુ આપણે આપણી માન્યતામા મક્કમ ન રહી પોતાને જીતી ન શકીએ તો સમાજને જીતવા જે પ્રયત્ન કર્યો તે હારમાં પરિણમ્યો સમજવો જોઈએ. માટે સમાજ આપણા મનમા ન હોય તેવી ખોટી વાતો કરે તેથી દુઃખ ન થવું જોઈએ અને તે બીકે ખોટી મચક પણ ન આપવી જોઈએ, પરિણામે થોડું મનદુ:ખ સહન કરવું પડે તો કરવું રહ્યું. ધરતીને નવો પાક પેદા કરવા માટે કેટલું તપવું પડે છે ? નવસર્જનની પ્રક્રિયામાં સહન કરવાનું એ રીતે અનિવાર્ય પણ છે !

✶



પન્નાલાલ પટેલ

# સૂતા વાયરાને ચીરીને

આપણા કુશળ વાર્તાકાર આ વાર્તામાં ગ્રામ્ય સમાજનો એક એવો ગટપટો પ્રશ્ન રજૂ કરે છે કે એનું અચ્છું આલેખન કરવામાં લેખક આ વાર્તામાં સારી સફળતા મેળવી શક્યા છે. ગ્રામ્ય સમાજનું સુંદર આલેખન કરવામાં કુશળ વાર્તાકારની આ વાર્તા વાંચીને જ એનો પ્રાણપ્રશ્ન જાણી શકાય...

પરોઢ હતી. આ બાજુએ ગામમાં કૂકડાની બાંગ હજુ ચાલુ હતી. પેલી બાજુએ ઝાડીમાં મોરની કેકા અવારનવાર ઊઠતી હતી. કાળાં ઘેરાં વાદળઘેરી ક્ષિતિજો ધરતી ઉપર જાણે ઝળૂંબી રહી હતી. ભીના ભારે વાયરો પણ સ્થિર હતો.—જાણે કે દૂરના મકાઈમાળે સૂતેલાને પરોઢ થતાં જાગી બેઠેલા કોઈ રખેવાળની દર્દભરી હલક સાંભળી અધ્ધર પગે ઊભો ન રહી ગયો હોય !

મો'લ મ્હોરે ને મેઘ ના જતો
મરજો બેઠો ન પડતી આન્થે પાંખ
ભર રે જોબનમા નારી ઝૂરતી
એના ભરથારે કુરકો નથી માત !

વાદળાં આડે ઉષાના રંગ ક્યાં ઊઠ્યા ને ક્યારે ઊડ્યા એની કોઈને ખબર જ ન પડી. પણ અરુણનાં અજવાળાં એવાં આવ્યાં કે સહુ કોઈની આંખો ઊઘડી ને એના આવ્યાની ખબરેય પડી ગઈ.

ને પછી તો ઝાડ ઉપર રાતવાસો કરી રહેલાં પક્ષી મો'લભર્યાં ખેતરોમાં ઊડી ઊડી આવવા લાગ્યાં. તો બીજી પા ગામમાંથી પણ કોઈના ઘરનાં છોકરાં તો કોઈનાં ઘરડાં આવી આવી માળે ચઢવા લાગ્યાં. ને બેઉ પક્ષે લડાઈ શરૂ થઈ ગઈ. કિલકારીઓ પણ બેઉ પક્ષેથી ઊઠતી હતી. 'સિર્‌ર્‌ર્‌ર્...ચિર્‌ર્‌ર્‌ર્ . કા...કા...' 'હોડા હોડા...ધીરો રે' 'તુ કાગડા...'

માથા ઉપર ઝળૂંબી રહેલી વાદળીઓને થયું હશે, લાવો આ એની લડાઈ વીખેરી આવીને ઝરમર ઝરમર વરસવા મંડી. પરંતુ પક્ષી ભૂખ્યાં હતાં, એટલે જીવ પર આવી ખેતરોમા પડવાનું ચાલુ જ રાખી રહ્યાં તો માનવી પણ ક્યાં ધરાયલાં હતાં ? નહીં તો સવારના પો'રની મીઠી નીંદર છોડીને ઉઘાડા પગ નીચે 'ક્ચરપચર' કાદવ ખૂંદતાં ખેતરે શુ કામ આવ્યાં જ હોત !

હા, આ ઝીણા ઝરમર વરસાદની મદદમાં પવન પહોંચી ગયો હોત તો પાણીની ઝાપટ આડે પક્ષીઓને આ રણમેદાન છોડી ભાગી જવું પડત. ને પછી પથ્થરે અને ગોફણે રોકાયેલાં માનવીઓના હાથ પણ આપમેળે જ હેઠા પડી જાત. પણ પવન તો પેલા રખેવાળના દોહા સાંભળવામાં હજીય જાણે જ્યાં ને ત્યાં ઊભો હતો :

માળો ચકલીનો ચોમાસે વીંખ્યો
કોઈ એ નવાણો કાપ્યાં કૂવે, ખેર;
ભાણાં લઈ લીધા ભૂખ્યા જીવના
મરશે (ખેર) પિયરથી બાંધી આપ્યાં વેર !

હા, પવન એકલો જ સાંભળતો હતો. બાકી બીજાં તો સહુ સહુના કામમાં રત હતાં. તેમાં પણ જેને સાંભળવા સમજવાનું ને આચરવાનું હતું એ માનવીને તો—જેવું ખેતરમાં પક્ષીઓ જોડે, એ જ રીતે ગામમાં પણ ઢોર સાથે ખેંચમતાણમાં પડવું હતું. ગાયો વરસતા વરસાદમાં બહાર નીકળવા તૈયાર ન હતી તો ભેંશો પણ મનગમતી ઋતુ હતી છતાંય એ સ્થિતપ્રજ્ઞ સરખી જાતને કશાયની જાણે પડી જ ન હતી. અરે ખેંચાખેંચની કે હકોટા છાકોટાની પણ એમના ઉપર કશી જાણે અસર નો'તી. હા, લાકડીનો ફટકો કે દામણનો ફટકો અંગ ઉપર બોલી જતો ત્યારે એમનો પગ કાંઈક ઊપડતો હતો બાકી ગાળોનો તો—અંગ ઉપરની માખોનો તો કંઈ કેય હિસાબ હતો પણ ગાળોનો તો હતો જ નહીં. ભલેને પછી ખેડૂત બાઈ બરાડ્યા કરે: 'તમને ચમાર ફોડે હેડો કે હેડો ? બા'ર નીકળતાં તમારે તો પાછાં લંગડાં પલળી જતાં હશે ?'

ઊણુ અહીં જો વરસાદ ભેગો વાયરો આવી મળ્યો હોત તો એવી લાણમાં માનવીઓ ઢોરને બહાર કાઢતેય નહીં અને આ ખેંચતાણ આટલી હદે થાતેય નહીં.



પણ એ પવન તો હજુ પણે દૂકા આભગનામા અને કદાચ સમજ્નામા ન તો હાનતો, ન ચાનતો હતો ઝાડના પેના ઢળી રહેલા ડાળા અને પા ડાની જેમ એક કાન થઈને સાંભળી રહ્યો હતો.

પણ માથી ફાઇએ જો ભયા જૂ ટવ્યા,
એના દાબ્યા છતાંએ ઊઠયા પૂર,
મનખા રેશે કે ભલે ન રેશે—
ઓલી ધરતીની કણકણ રેશે ધૂળ !

ને અહી જ બગામર ફ્રીને નાકે આવેલા ઘરની ચોપાડમા રમતા છોકરા બરાડી પડયા 'હાડ હાડ હાડ હાડ'

આગણામા ડોણુ બાંધતી બાઈ પણ ચોપાડમાથી પાછા ફરેલા એ કૂતરાના મોમા લોહીના રગનો ખાસ્સો મોટા લોચો જોઈને નાસની મારી 'હાડ હાડ' કરતી એ કૂતરાના પાર નીકળી જ્વા છતાય જાણે રોમરોમ કપતી બબડી રહી 'હાય હાય હાય હાય હા ય! કોણ જાણે ક્યાથી રોયો આ રાત્યો કશુક લઈ આવ્યો છે!'

આમ તો જો કે રાતિયો આ ફળીનો વતની હતો લોકો પણ 'એ અમારી ફળીનો સમજુ કૂતરો છે' એમ કહી ગૌરવ અનુભવતા હતા એટલે જ તો સહુ કોઈ એને બટકુ બટકુ રોટનો નાખ્યા કરતા હતા ને? અને તે પણ એટએટનામા એ ન હોય તો હાક પાડી બોલાવીને 'રાયો રાત્યો, તુ તુ!' અરે ખાવાનો સમય થતા બારણા સામે એ મહાદેવના નદીની જેમ બેઠો હોય કે ઉનાળાના દિવસોમા ચાપાડની પેની અનાવરી તાવણીની રાખમા પડી એ ઊંઘતો હોય તો પણ ભાગ્યે જ એને કોઈ 'હાડ' કહીને ઉઠાડતુ ઊનગના કેટલાક તો રાત્યાનો મુકામ રાત ને દિવસ પોતાને ત્યા રહે એમ જ ઇચ્છતા હતા

પણ આજે તો જેમ પહેના વેરે એ જ રીતે ઘરેથી ન એને ડોકાતામા જ જાકારો મળ્યો તાપણા આગળ બેઠો બેઠો હથેળીમા તમાકુ મસળી રહેનો એક આધેડ માણસ, 'હાડ હાડ' કરતો એવી રીતે ઊભો થઈ ગયો કે ખુદ રાત્યો પણ ભાગ્યે જ આવી રીતે—હા કોઈ મદારીને કે ચોરપગાને નજીકમા આવી ગયેલો જોતો ત્યારે જ એ સફાળો ઊભા થતા આવી રીતે કરી ઊઠતો હતો 'વાઉ વાઉ વાઉ વાઉ!—'

તેમાય ત્રીજે ઘેર તો પૂરો આગણામા પગ ન પેસવા દીધો, જ્યારે ચોથે વેર એનો જાણે સત્કાર કરવા ઊભા હોય તેમ નેવા આગળ આવી ઊભેના બેત્રણ છોકરાએ દૂરથી જ એને પડકાર્યો 'હાડ હાડ? જો આ પા આવીશ તો ભાળ્યુ છે આ ધોકણુ?' પાયમા ઘરના પણ બગડવા લગ્યા 'હાડ હાડ હાડ તારુ મૂળ જાય કોણ જાણે ક્યાથી પીટ્યો આવુ લઈને આવ્યો છે?—' આ સાથે જ 'થ્યુ' કરી બાઈએ નવટાક જેટલુ થૂક કાઢ્યુ તો પુરુષે પણ 'પચ' કરી મોમા કઈક ઘૂમી ગયુ હોય એ રીતે થૂકી નાખ્યુ બોલતો હતો તે પણ એવુ તો મો બગાડીને! સાની કૂતરાની જાત! ભનેને એને જન્મારા બ્રાહ્મણવાડે બાંધી રાખો પણ! અરરરરરર! જોતામા જ ચીતરી ચઢે એવુ'—

બિચારો રાતિયો! એને જો જબાન હોત તો મધ્ય ફળીએ ઊભા રહી લોકોને સમજાવવાનો જરૂર એ પ્રયત્ન કરત 'અરે, મહેરબાન મે આ કઈ કોઈના ઘરમાથી ચોરી તો નથી લીધુ ને? કે નથી મે તમારી કોઈ ગાય-ભેંશનુ અડાણુ તોડી લીધુ —'

પરતુ રાતિયાને ફરી વચ્ચે ઊભા રહી નજરમા આવો ભાવ ભરીને લોકો સામે જોવા સુદ્ધાની તક ન હતી અરે આગળ ઊભેના લોકોના હાથમા તો પથ્થર, પરોણા ને લાકડીઓ પણ હતા, પણ સારુ થયુ કે પેના તમાકુવાળા ભાઈએ ધાંગ પાડી એમને મના કરી, 'જોજો મારતા 'ટ્યા નકર એમાનો ગદવાડો ફરી વચ્ચે નાખતોકને ચાલ્યો જશે'

રાતિયો પણ સમજુ હતો ઊનાળો શિયાળો હોત તો એ ગામની અદર આવી વસ્તુ લઈને આવત જ નહી પણ એવી અનરાધાર મહામૂની વાની પેના ખદબદતા કાદવકિચ્ચડમા ને માખ-મચ્છરમા ખાવા કરતા

કોઈકની ચોપાડમાં પેસી કોરીકટ જગામાં માગી શકાય તો શું ખોટું ? એમ સમજીને...

પણ અહીં આવતાં એવો ઉલ્કાપાત મચ્યો કે જેવો એની આવડી ઉંમરમાં આ ફળીમાં મચ્યો હોય એવું એને યાદ ન હતું.

પેલા માણસે ફળી વચ્ચે આ ગંદવાડો નાખીને ચાલ્યા જવાની શક્યતા તરફ લોકોની આંખ ઉઘાડી એટલે રતિયાને ગભરાવી મારવાનું પણ થોડુંક ઓછું તો થયું જ હતું. માત્ર પોતાને ત્યાં ન ઘૂસી આવે એ ખાતર લાકડી આડી રાખી બેઠા અવાજે 'હાડ હાડ' કરતાં હતાં...

પણ સાથે સાથે એના મોંમાંનો માંસનો લોચો ધારીને જોતા મળતાં અરેરાટી વધી પડી હતી. એક બાઈએ કહ્યું : 'પેલા મૂઆ ઘાંચીનું ફદફદું લાગે છે.' પણ આ વાતનો વિરોધ એના જ પતિએ એવા શબ્દોમાં કર્યો કે બીજાં લોક પણ અવાક બની ગયાં : 'મૂરખ છે કે શું ? ફદફદું હોય તો પીંછાં તો હોવાં જોઈએ ને ? બીજું કોઈ પ્રાણી હોય તો પણ ચામડી ઉપર વાળ હોય ને ગામમાં ઢોર કોઈનું મર્યું નથી કે લોચો થોડોક તોડી લાવ્યું હોય. ચમાર એમ આવડો લોચો રે'વાય દે કે ! ને ભાદો (મોટું દેડકું) હોય તો રાતો ન હોય !'

'એય વાત તો ખરી. આ તો કશુંક રાતુંચોળ—'

ત્યાં તો એક ડોસા બરાડી ઊઠ્યા : 'સાલા આવી ચીજની ચર્ચા કરતાં તમને શરમ નથી આવતી ? ગમે તે હોય ના ? હું તો કહું છું કે—' પણ ડોસા વાક્ય પૂરું કરે એ પહેલાં તો ઊભી ફળીએ 'ખચ્ચર ખચ્ચર' દોડી રહેલા રતિયાનું ધ્યાન પેલા સૂના સરખા મકાન તરફ દોરાયું. બલકે કોઈકે પોતાને જીભ હોઠના બચકારાથી બોલાવ્યો હોય એવો કંઈક વહેમ પણ ઊપડ્યો હતો. ને લાગલો જ એ જમણી બાજુએ આવેલા એ મકાન તરફ વળી ગયો. કોઈની ત્યાં હાજરી ન જોઈ બારણા વાટે ઘરમાં જ સીધો પેસી ગયો પાછળ આવેલી અંધારઘેરી કોઠના છેક ખૂણામાં—

એની પેલી વધી પડેલી હોહાથી વધારે ફાળ તો એ પેઠી હતી કે ક્યાંય બાજુની ફળીમાં રહેતો પોતાના કરતાં બળવાન એવો કાબરો જો આવી પડ્યો તો અમરફળ સરખી જીવનમાં આવી મળેલી આ અદ્ભુત વાની એક જ જલંગે પડાવી લેવાનો ! પણ હવે કાબરાની ફાળથી દૂર સલામત જગાએ પહોંચતાં કે ફળીના લોકોથી પલશે છૂટતાંયે હજી એને જોઈએ તેવી નિરાંત નો'તી વળી, ફાળ હજુ ચાલુ જ હતી. શાની એ તો હજુ એ પણ નો'તો કળી શક્યો.

અલબત્ત રતિયો આ ઘર તરફ વળ્યો એ વખતે બે ત્રણ બોલી ઊઠ્યાં હતાં, 'એ કાકા . ? અલ્યા સદિયા ...? ઘરમાં કૂતરું...કાંક ગંદવાડ લઈને –'

ત્યાં તો— 'હું તો કહું છું કે—' આમ કહેતા પેલા ડોસા પણ રતિયાને આ ઘરમાં પેસતાં જોઈ અવાક સરખા બની ગયા. પણ તે ક્ષણેક માટે. બીજી ક્ષણે તો સદિયાને બૂમ મારતા પેલા છોકરાનેય મૂંગો કરી દીધો : 'શાનો ગંદવાડો 'લ્યો ! જુઓ છો કે નહીં બરાબર ? ગોળનું દબાડું લઈને ક્યાંથી નાઠું છે તે—' ને આખી ફળીને કહેતા હોય તેમ આંખો ફેરવતા બોલ્યા : 'નાહકનાં હાળાં બધાં થૂ થૂ કર્યા વગર વળી જાઓ ને કામે.' પોતે પણ બારણા તરફ મોં ફેરવ્યું. સાથે જ ઉમેર્યું : 'આપણુ પાછાં એ કૂતરા કરતાં સારાં ને તે—'

ખૂબીની વાત એ કે 'ઘેલા ડોસા'નું પ્રમાણપત્ર આપનાર આ ફળીનાં લોકમાંથી એકકેયે અત્યારે ડોસાનાં દાંતિયાંનો ન તો સામો જવાબ આપ્યો, ન કોઈ વિરોધ કર્યો. અરે ઘેલા ડોસાનો એક અડધો શબ્દ ન સાંખનાર એમના દીકરાની વહુ પણ અત્યારે તો ડોસાની વાત કાપવી જાણે ભૂલી ગઈ હતી.

સાચે જ આ ઘેલા ડોસાએ જાણે કે કોઈ મંતર મારીને સહુ કોઈનાં મોં બંધ કરી દીધાં હોય ! એટલું જ નહીં, સદિયાના ઘર તરફ તાકમતાક કરતાં છોકરાંનાં લક્ષનેય બીજે વાળતાં એ ફળીનાં લોક આંગણામાંથી જોતજોતામાં જાણે અદૃશ્ય સરખાં બની

રહ્યા

કોઢમા પેસેના રાતિયાને પણ ધાડ પડી હોય—બનતે કાગો કેર વરતી ગયો હોય એ જાતના કળેગાને બન્ને એ આખીય ફ્ગીમા પ્રસર્તી રહેની આ અવા નકની શાતિએ બે પાચ પગ તો વધારે ભયભીત કર્યા એટલે જ તો એ—વાડા તરફનુ બારણુ બધ હોઈ ગુજારના એ અધારામા પોતે ઊનટાનો સનામત હતો છતાય મેમાનો પેનો લોચો પગમા રાખી સાશક નજરે વચલા બારણામાથી પડતા પ્રકાશ તરફ તાકી રહ્યો ને ? ત્યા જ એક બાઈ, જુવાન છતાય ફિક્કી રૂપનાન છતાન ભય પમાડે એવી એના હેવાતન વગરના એક હાથમા ધરીતુ પાટિયુ ને બીજા હાથમા રોટના સરખુ કશુક લઈને ભૂતની જેમ દબ્યે પગે એ વચના બારણેથી દાખન થઈ દાખન થતા જ બારણુ એણે વાસી દીધુ પછી હોર-છીભનો બૂચકારો કરતી એ પાછના બારણા તરફ જતી લાગી લ લે' કરી બેરા સાદે બેલતા કશુક એણે નીચે નાખ્યુ રાતિયો સમજી ગયો કે રોટનો જ હશે પણ હવે તો એનો જીવ એટલી હદે ઊચો થઈ ગયો હતો કે— પગમા રાખેનુ પેનુ અમરફળ જ ભૂની ગયો હતો પછી રોટનાની ક્યા વાત ! અરે બેઠો હતો ત્યથી ઊભા થવાની સૂધસાન પણ એ ખોઈ બેઠો હતો 'આવી બન્યુ ! હમણા કા તો પાચ શેરનુ પાટિયુ મથામા પડ્યુ હમણા પીડ ભાંગી ગઈ ' ને કાળમીઢ એ અધારામાથી હવા જોતો હોય એવી તીક્ષ્ણ આખો કરી ધરતી સાથે જાણે કાન જડી, બાઈનો પગરવ સાભળવા એવો તો એ એકાગ્ર સરખો બની રહ્યો ! અનમત્ત રવ કઈ નો તો સભાળતો પણ હૃદય એનુ કહી રહ્યુ હતુ 'એ આવી એ આવી આ બન્યુ મૂઆ જાણુવુ ' !

ત્યા તો પાછલુ બારણુ ખખડતુ લાગ્યુ થોડક અમસ્તુ ઊઘડ્યુ ય હોય એવો અજવાળાનો રેનો પણ દેખાયો અને રાતિયાને થયુ 'હવે તો બસ આવી જ બન્યુ !'

પણ બેસી રહેવાથી તો ઊનગનુ જાણે મોત નોતરવા સરખુ હતુ અને એ—સાચે જ જાણે આ બાઈને એ રોમરોમથી બરગરતો હોય એવી રીતે ઊભો થયો તો બીજી બાજુ ડગ પણ એ એવી રીતે ભરવા લાગ્યો કે ક્યારે આ બાઈ પોતા તરફ મારવા ધસે ને ક્યારે પોતે હરણફાળ ભરી પાગિયાનો ધા ચુકાવી એ સહેજ ઉઘાડા બાડમા મોમાથુ નાખતોક ને માર્ગ કરી બહાર નીકળી જાય ને વાડમા વાવેલા ભીડા વગેરેના શાકભાજીમા થતોક ને ઉકરડે જવા માટે રાખેના પેના ખોડીબારમાથી ઠેકડો મારી પાછળ આવેના મકાઈભર્યા ખેતરોમા લોપ થઈ જાય

પણ આવા વિચાર સાથે પા પા પગને એ બે-ત્રણ ડગ ભરે છે ને ત્યા જ બીજી આફત આવતી લાગી પેના વચના બારણાનાથી પડતા પ્રકાશના સળિયા બધ થઈ ગયા રાતિયો સમજી ગયો આગળનુ બારણુ વસાઈ ગયુ છે ને હવે કા તો પોતાનુ માથુ કાઢી નાખવાનો જ આ નોમનો વિચાર લાગે છે

એણે જોયુ તો વચનુ બારણુ સાવધાનીથી ઉઘાડતું કોઈક અદર આવ્યુ ને ફરી એણે એ વાસી દીધુ પણ જ્યા ઓળાએ પેના અજવાળા તરફ ડગ માડી પોતાની સામે આખો ખેચી જોવા માડ્યુ ત્યાં જ રાતિયો ઓળખી ગયો, 'ઓ ! આ તો પેનો જ ગઈ રાતે બારો ખોદીને એ જ આ !' આ સાથે જ રાતિયાનુ રહ્યુ સહ્યુ લોહી પણ ઊડી ગયુ !

આ લોક કઈ બોલ્યા હોત ગરાડના હોત ગાળો ભાડતા હોત તો ય સારુ પણ આ તો છાને છાને જાણે કોઈનુ ખૂન કરવા માગતા હોય એ જ રીતે— એ આછા પ્રકાશમાય રાતિયાએ જોયુ તો રાતવાળા ડોસાનુ મો રાતે જોયુ હતુ એના કરતાય વધારે ભેકાર—જીવતા નકર જેવુ જ લાગતુ હતુ !

બાઈ પાસેથી પાટિયુ લઈ એણે ધીમે ધીમે રાતિયા તરફ એવી રીતે ડગ ભર્યા કે રાતિયાનો જીવ અડધો તો એ જ વખતે ઊડી ગયો નક્કી આ ડોસો એને મારી જ નાખવાનો અરે એની આખો જોઈને તો રાતિયાને એવુ લાગતુ હતુ એ જાણે પોતાને કરડી ખાવા જ માગતો હોય !





પણ હવે હિંમત હાર્યે ચાલે એમ હતું જ નહીં. એટલે રાતિયાએ પણ ભીંત સાથે લપાતાં ડોસાની સામે તલ તલપુર સરકવા માંડયું. અલબત્ત લક્ષ તો એનું પેલું થોડુંક ખુલ્લું બારણું જ બની રહ્યું હતું.
પણ એટલામાં તો ભેંકાર માણસના હૃદયમાં કોઈ રામ વસ્યો કે એનો કોઈ બીજો પેંતરો હતો કે ગમે તેમ પણ બાઈને એણે હુકમ કર્યો : 'ઉઘાડી નાખજે વહુ.'

આ સાથે જ રાત્યાને તો લાગ્યું કે ખૂનથી ભરેલો આ ડોસો થાપ જ ખાઈ ગયો. નહીં તો પોતાની સામે આવવાને બદલે કોઈ નાકું સાચવી લેતો હોય એ રીતે એ પાછળ શું કામ ફરી વળે?
તો બાઈ પણ બારણાં આગળથી આઘી ખસી ગઈ હતી. જો કે રાતિયાને તો હજુય ડર હતો. પાછળ ડોસો ને આગળ પેલી બાઈ, નક્કી કાં તો—
પણ 'દે દરિયામાં દોટ કે રાખનવાળો રામ છે!' આ પ્રકારના સાહસ સાથે રાતિયાએ એવી તો દોટ મૂકી કે બારણામાં વળતી વખતે તો એણે જાણે પોતાની જાતને એક પથ્થરની જેમ જ બહાર ફેંકી.

ડોસાએ પણ પાછા આવી વચલે બારણે પાટિયાને મૂકી દીધું. બારણું ઉઘાડતાં ધીમેથી કહ્યું : 'હમણાં કાંક ટોપલું બોપલું ઢાંકી મેલ. પછી વાત. સદિયાને માળેથી નિશાળે જવા છોડાવીશ એ વખતે!—' ને જતાં જતાં ઉમેરતો ગયો : 'પાછળ બારણું વાસજે પાછી, નકર આ તો પેધેલું કૂતરું!'
કોઈ પણ પ્રકારના ભાવ વગરની બની રહેલી એ ફિક્કી લાગતી બાઈએ કલૂખડે મૂકેલું વાસીદાનું ટોપલું લીધું. ખૂણા તરફ ડગ ભર્યાં, લોચા પાસે પહોંચી એ ઊભી રહી. એક, બે, ત્રણ, ચાર એમ એક પછી એક પળ વહેવા લાગી ને આંખો એની આંસુઓથી ઉભરાઈ આવી. એમ કરતાં એક બાજુ, પળ પાછળ પળ વહી જતી હતી. બીજી બાજુ આંસુ પાછળ આંસુ વહેતાં હતાં...કોઈ કોઈ શબ્દો પણ એ બીડેલા ને ધ્રૂજતા હોઠમાંથી ખરી પડતા હતા : 'હા, પેધેલું કૂતરું!...ફરી પાછું...!'

ને કોણ જાણે શું સૂઝ્યું કે પેલું ટોપલું એણે ફેંકી દીધું. પોતે કોઈ ભારે કામે ચઢવાની હોય એ રીતે સાઉલો સણકારતાં બારણા તરફ ડગ ભર્યાં. વચલે બારણેથી ઘરમાં પેઠી. આગલા બારણાના કલૂખડે આવી ઊભી રહી. ચોપાડ બાંધેલ કંતાનના વાછરોટિયા આડે ઊભી રહી. બલકે સંતાઈને નગરચર્ચા જોતા ડોસાની એણે નોંધ લીધી—ને વળી એ કોઢ તરફ ફરી. બે ડગ ભરી વળી એ ખચકાઈ ઊભી ને—

એવા એક આંચકા સાથે કોઢ તરફ મોં ફેરવી ગઈ કે સીધી જ પેલા લોચા પાસે જઈ ઊભી. ઊભતાં જ એ નીચે નમીને નમતાં જ એણે કોપઈણ પ્રકારના ક્ષોભ કે જુગુપ્સા વગર પોતે જાણે કોઈ ફૂલનો ગુચ્છો ઉપાડતી હોય—અરે હાથમાંથી પડી ગયા બદલ જાણે પસ્તાતી હોય એવી ઢબે એ લોચાને એણે ઊંચકી લીધો. લીધો એવો છાતીએ લગાડ્યો ને...ખોળે ઘાલતાં એ બબડી તે પણ એવા તો કોઈ તિરસ્કાર ને ગુમાન સાથે : 'ખાડામાં પડે રે લોક ને તારી દુનીઆ બધાંય! આ પેટનું—જે વાટે રાનિયો નાઠો હતો એ જ વાટે. વાડામાંનાં શાકભાજી વટાવી ઉકરડે જવાનું ખોડીબારું ઉલંઘ્યું ને સીધી જ પોતે ઘર પાછળ આવેલાં માથાડૂબ મકાઈના ખેતરમાં અદૃશ્ય થઈ ગઈ.
પાંચેક મિનિટ માંડ થઈ હશે ને ત્રણેક ખેતરવા ઉપર આવેલા કૂવા ઉપર રાતિયાએ ભસવા માંડયું. એટલા બધા જોરશોરથી કે આસપાસના માળાઓ ઉપરના ટોળિયાઓનું એ તરફ લક્ષ ખેંચાયું. અરે, 'શું છે?' એમ કહીને તપાસ કરવા નીચે ઊતરેલા એક કિશોરને તો રાતિયો ધોતિયું મોંમાં પકડી કૂવા ઉપર જ ખેંચી ગયો.
પણ એ જ વખતે પાણીમાંથી ઉપર આવી રહેલું સ્ત્રીનું અધમૂઉં ખોળિયું કૂવાકાંઠે ડોકાતા માનવીનું જાણે મોં જોઈને ન હોય એ રીતે વળી પાછું પાણીમાં ઊતરી પડ્યું.
આ સાથે જ કિશોરે હવામાં એક ચીસ નાખી, 'દોડજો લ્યો... કૂવામાં કો'ક પડી ગયું છે દોડજો ઈ'...

આ ચીસને માળાવાળા એક ભાઈએ ઝીલી લીધી ને સીધી જ એણે ગામમાં ફેંકી. 'દોડજો 'લ્યો કૂવામા કો'ક પડી ગયું છે ઈ...'

ને થંભી ઊભેલી હવાને પેલી ચીરની તો ઝરમર ઝરમર વરસાદને વીંધતી જેવી ખૂમ ગામમાં પ્રવેશી એવી જ એણે, ગુસપુસ ગુસપુસ વાતો થઈ રહી હતી—'જોયું ને પાપ ગુન ? હેંડ્યું હેંડ્યું કેવું એના જ ઘરમાં...'
'ખરી વાત એના જ પેટનો એ માંસનો લોચો...'
'ગઈ રાતે જ રાંડે ..દાટેલું આ કૂતરાં...' એમને જ હૈયે ચરૂરૂર્ કરતો ચીરો મૂકયો : 'હાય હાય મારા ઘરનું તો કો'ક '—

ને વળી પાછી એ આખીય ફળીમાં બલ્કે આખાય ગામમા હાય હાયનો હાયકારો એવો તો મચી રહ્યો...

જોતજોતામા એ આખાય ગામમાથી જુવાન વૃદ્ધ અને છોકરાઓની પણ દોડાદોડી શરૂ થઈ ગઈ. કોઈ કોઈના તો અવાજ પણ એવા ભયભર્યાં ઊઠતા હતા. 'હાય હાય શભૂડાનો બાપો ખગદ ચારવા ગ્યા 'તા તે એ તો,' 'હરામખોર મારો છોરો માળેથી ઊતરીને'... 'મારી લખૂડી જ કાં તો માળાનો ઘડો ભરવા'...

તો હાથમાં તમાકુ ને અડધા પડધા દોડી રહેલા પેલા ભાઈએ વળી આવી પણ અટકળ કરી : 'કે 'લ્યો પેલી કાળમુખીએ તો કાળું નથી કર્યું ?'

પરતુ આ અટકળને ઠીક ઠીક એવું અનુમોદન મળતાં કંઈક અંશે હાયકારો ઓછો થયા પછી અડધા-પોણા કલાકની મથામણને અંતે પેલું મડદું જ્યારે બહાર કાઢ્યું ને ખોળામાં ઘાલેલા લોચાની લોકોને ખબર પડી ત્યારે તો—

ટોળે વળેલાં લોકોમાં એવો તો હાયકારો ને ફિટકાર વરસી રહ્યો કે—સ્ત્રીઓ તો દાતોમાં આંગળી નાખીને એકબીજીને કહી પણ રહી : 'રાંડને પણ આ હેમાણી એવી અહીં રહી શું જતી 'તી તે ખોળે ઘાલીને—કે પછી દુનીઆ બધી નો'તી જાણતી તે જણાવવા કે—'*

*ગુજરાતી સાહિત્ય મંડળ કલકત્તાના ૨૦૧૮ના વાર્ષિક 'કેસૂડાં 'માથી સાભાર.

★

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**બ્રિટન ૧૯૬૨ :** ( અંગ્રેજી ) ઓફિશિયલ હેન્ડબૂક, સેન્ટ્રલ ઓફિસ ઓફ ઇન્ફર્મેશન, લંડન. રૂ. ૯/—. **ફ્રીડમ ઇન ડેમોક્રસી :** ( અંગ્રેજી ). જુદા જુદા લેખકો. મોર્ડન વર્લ્ડ સીરીઝ, પુસ્તિકા ૧ લી. **પ્રોગ્રેસ ઇન સાયન્સ :** ( અંગ્રેજી ) જુદા જુદા લેખકો. મોડર્ન વર્લ્ડ સીરીઝ, પુસ્તિકા બીજી. **રીસર્ચ એન્ડ ડીસ્કવરી :** ( અંગ્રેજી ) જુદા જુદા લેખકો. મોડર્ન વર્લ્ડ સીરીઝ, પુસ્તિકા ત્રીજી —ચારેયનું પ્રાપ્તિસ્થાન : બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસ, મુંબઈ, ૧. **આણું વળીને આવ્યાં :** શાંતિ શાહ. પાનાં ૧૬૦. રૂ. ૩/૨૫. —નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. **ઊંઘવાની કળા :** મહેરવાન ભમગરા. પાના ૩૨. ન. પૈ. —/૪૦. **ભારતીય સંસ્કૃતિ શું છે ? :** નાનાભાઈ ભટ્ટ પાના ૩૨. ન પૈ. —/૪૦. —બન્નેના પ્રકા. પરિચય ટ્રસ્ટ, મુબઈ, ૧, **ભારતની ત્રીજી પંચવાર્ષિક યોજના :** પાનાં ૮૬. ન. પૈ. —/૨૫. **આપણી યોજનાઓ :** પાનાં ૪૪ —બન્નેના પ્રકા. ભારત સેવક સમાજ, અમદાવાદ. **ઝરણાં :** લે. પ્ર. અંબાલાલ ડાયર. પાના ૬૪. રૂ. ૧/—. રાયપુર, પખાલીપોળ નાકા, અમદાવાદ. **જ્ઞાનસરોવર :** અમૃતભાઈ પટેલ. પાનાં ૨૦૦. રૂ. ૨/—. પટેલ બ્રધર્સ, ઘીકાંટા, અમદાવાદ. **સમદર્શી આચાર્ય હરિભદ્ર :** પંડિત સુખલાલ સંઘવી. પાનાં ૧૦૦. રૂ. ૩/૫૦. મુંબઈ યુનિવર્સિટી. **અભિનવ ઊંઝણું :** લે. પ્ર. ડૉ. શિવલાલ જેસલપુરા. પાનાં ૧૨૬. રૂ. ૪/—. ૬, શ્રીનાથ સોસાયટી, અમદાવાદ, ૧૩. **અખંડ જગત અને અખંડ ભારત :** આર્નોલ્ડ. ટોયન્બી. અનુ કુંજવિહારી મહેતા. પાનાં ૬૬. ન. પૈ. —/૭૫ નેશનલ બુક ટ્રસ્ટ, પબ્લિકેશન ડિવિઝન, દિલ્હી, ૬. **પ્રેમપન્થ-૯ :** દેસાઈ વાલજી ગોવિન્દજી. પાનાં ૧૦૨. ન. પૈ. —/૫૦. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪.






## [૨૯] ઘણો આભાર થશે

ખનાકર ફકીરોંકા હમ ભેસ ગાલિબ
તમાશા એ અહલેકરમ દખતે હૈં !

માઇન્ટ્સ શહેરમાં જ્યાં જર્મન મહાકવિ શિલરનું બાવલું ઊભું છે તેની બરાબર જમણી બાજુએ એક નાની સરખી જર્મન રેસ્ટોરાં : સસ્તું ભોજન એ તેનું આકર્ષણ. ચડતી પડતીના દિવસોમાં ત્યાં જમી લેવાનો પ્રસંગ ઊભો થાય.

જર્મનીનો કાર્નિવાલ જેણે જાણ્યો કે માણ્યો છે તે જ જાણી શકે કે રંગરાગનો એ ઉત્સવ કેવો પાગલ ઉત્સવ છે! કાર્નિવાલના એ દિવસો દરમિયાન શ્રમયોગીઓ તરીકે પંકાતા જર્મનો પોતાના હથોડા પડતા મેલી લગભગ ચોવીસે કલાક પોતાના હાથમાં છલકતા જામ અને નયનોમાં નમણો નશો લઈને જ ફરતા હોય છે. જાહેર સડકો ઉપર પણ સંગીત અને નાચગાનની ધૂન જામેલી હોય છે. એમનું તન માત્ર ધરતી ઉપર ચાલતું હોય છે; મન તો ગગનના સપ્તરંગી મેઘધનુષમાં વિહરતું હોય છે.

કાર્નિવાલના એ દિવસોમાંના એક દિવસે હું મહાકવિ શિલરના પૂતળાની જમણી બાજુએ આવેલી પેલી નાનકડી રેસ્ટોરાંમાં મારું સાંજનું ભોજન લઈ રહ્યો હતો. મારી પડખે એક જુવાન યુગલ બેઠું હતું: તે પણ જમી રહ્યું હતું. રેસ્ટોરાં ખીચોખીચ ભરાયેલી હતી. જામ છલકાતા હતા. મુખડાં મલકાતાં હતાં. ગીતો લહેરાતાં હતાં. હાસ્યો વેરાતાં હતાં.

ભોજન દરમિયાન અમારી નજર એક બે વાર ટકરાઈ. એમના મનમાં જિજ્ઞાસાનો સાપ સળવળ્યો હશે એટલે મને પૂછ્યું :

—કયા દેશના વતની છો ?

જર્મનીના જુદા જુદા વિસ્તારોમાં બોલાતી ભિન્ન ભિન્ન બોલીઓ અનેક વરસોથી સાંભળતો આવ્યો છું, પણ આ જાતનું—કંઈક અજાણ્યું : કંઈક પરદેશી—જર્મન પહેલવહેલીવાર સાંભળ્યું. એ જર્મન શબ્દોમાં ફ્રેન્ચ ભાષાનો અનુનાસિક રણકો રણકતો હતો. મેં કહ્યું :

—હિન્દુસ્તાનનો.

બેઉ જણ નમણું મઝાનું હાસ્ય હસી પડ્યાં : એમના ભોળાભોળા-હાસ્ય ઉપર મારું મન પણ મોહી પડ્યું. મેં કહ્યું :

—તમે માઇન્ટ્સનાં લાગતાં નથી ?

પેલી છોકરી તરત બોલી ઊઠી :

—ના, અમે ફ્રાન્સથી આવીએ છીએ. માઇન્ટ્સના કાર્નિવાલ વિષે અમે સાંભળ્યું હતું એટલે અમે ખાસ કાર્નિવાલ જોવા માટે જ આવેલાં છીએ.

મેં એમના ડાબા અને જમણા હાથની આંગળીઓ પર નજર ફેરવી. ક્યાંય વીંટી દેખાઈ નહિ. મેં મારી જિજ્ઞાસાને સળવળવા દીધી નહિ.

થોડીવાર સુધી અમે ચુપચાપ જમતાં રહ્યાં.

મેં કેલનરિનને એક ગ્લાસ બીઅર લાવવા કહ્યું. પેલી છોકરીએ અનુનાસિક જર્મનમાં પૂછ્યું :

—માઇન્ટ્સનું બીઅર કેવું ?

મેં કહ્યું:
—ફ્રાન્સના જેવું જ કરવું.
પુનઃ બેઉ હસી પડ્યાં. એમણેય બે ગ્લાસ બીઅરનો ઓર્ડર આપ્યો.
અમે શાંતિપૂર્વક બીઅર પીતાં રહ્યાં.
થોડીવાર પછી પેલા ફ્રેન્ચ યુવકે નમને પૂછ્યું :
—માઈન્ટ્સમાં તમે શું કરો છો ?
મેં જવાબ આપ્યો .
—દિવસે ભણું છું અને રાતે મજૂરી કરું છું.
—મજૂરી ?!
—હા, ગદ્ધાવૈતરું.
—ક્યાં ?
—રેફ્રિજરેટર બનાવતી ફેક્ટરીમાં.
—શાનો અભ્યાસ કરો છો ? મેડિસિનનો ?
—ના, એથી ઊલટો : ફિલસૂફીનો.
ફરી બેઉનાં વદન મલકી ઊઠયાં. આ રીતે અમારાં ત્રણેનાં મન મળી ગયાં.
બીઅર પીવાઈ રહ્યું એટલે અમે પૈસા ચૂકવ્યાં. બાકીના પૈસા લઈને કેલનરિન આવે તે દરમિયાન પેલી ફ્રેન્ચ બાળાએ મને પૂછ્યું :
—તમે કાર્નિવાલ ક્યાં ઊજવશો ?
મેં કહ્યું :
—ઘેર . પથારીમા !
તેઓ ફરી હસ્યાં.
—તો આજે મજૂરી નથી કરવાની ?
—ના.
—તો...તો...
પણ એ બેઉ 'તો' તો કુંવારા જ રહ્યા.

કેલનરિન આવી અને બાકીના પૈસા ટેબલ ઉપર મૂક્યા; એક ઊડતું સ્મિત કર્યું અને 'જમ્યાં તેમજ પૈસા ચૂકવ્યાં' તેનો આભાર માની ચાલી ગઈ.

અમે ઊઠયાં. રેક ઉપરથી ઓવરકોટ લીધા ઓવરકોટ પહેરી 'અચ્છા ત્યારે, મળીને આનંદ થયો કાર્નિવાલમાં ઘણો આનંદ મળે તેવી શુભેચ્છા' તેવો પાળેલો વિવેક દર્શાવી એમની રજા લઉં તે પહેલાં તો એ છોકરીએ પોતાના 'તો' વાળું વાક્ય પૂરું કર્યું:
—તમે અમારી સાથે ન આવો ? અમે અહીં અજાણ્યાં છીએ અને તમે માઈન્ટ્સથી પરિચિત છો : એટલે અમનેય ઠીક રહેશે.
એ પુન. મોહક રૂપાળું હસી પડી. મારાથી 'ના' ન પડાઈ !

*

એ બેઉ મિત્રો હતાં. એમની આ મૈત્રીમાં વિવાહ કરવાની અને પરણવાની જીવનયોજના સમાયેલી હતી તેવો કંઈક ભાસ થયો.
ડૅન્સ પુરબહારમાં ચાલતો હતો. શૅમ્પેન પણ લોહીમાં ગલગલિયાં કરતો હતો. એ બેઉ જણ તો એક પણ ડૅન્સ ચૂકતાં નહોતાં.
ફ્રેન્ચ બાલાએ મને પૂછ્યું :
—તમે ડૅન્સ કેમ કરતાં નથી ?
—બસ, એમ જ !
ખભા હલાવી આપેલો મારો જવાબ એને સમજાયો નહિ.
—તમને ડૅન્સ કરતાં નથી આવડતું ?
મેં કહ્યું :
—આવડે તો છે, પણ છેલ્લાં બે–ત્રણ વરસથી એક કોઈ નિશ્ચિત છોકરી સાથે ડૅન્સ કરવાનું વ્રત લીધું છે અને તે છોકરી અહીં હાજર નથી.
સ્વાભાવિક રીતે એ બેઉની નજર મારા ડાબા હાથની આંગળી ઉપરની વીંટી પર ગઈ.
—તમે વિવાહિત છો ?
—હા.
—એ જર્મન છે ?
—હા.
થોડીવાર ચુપકીદી.
મૌનનો પડછાયો વધુ લંબાય તે પહેલાં ફરી પ્રશ્ન કર્યો:
—તમે નોકરી શા માટે કરો છો ?
—કાવડિયાં રળવા માટે.





—પણ તમે ભારતથી અહીં યૂરોપ આવ્યા છો તો તમે ખૂબ શ્રીમંત હોવા જોઈએ.
મારાથી હસી દેવાયું. મેં કહ્યું :
—કરજના કાંટા ઉપર ચાલીને આ ગુલાબોની દુનિયામાં આવ્યો છું.
બેઉ જણ હસી પડયાં. ફ્રેંચ બાલાએ કહ્યું :
—તમે તો કવિ લાગો છો !
મેં સહજ એ અસ્વસ્થતા અનુભવી.
—લાગો છો ? ! અરે, છું ! ત્રણ કાવ્યસંગ્રહો પણ પ્રગટ થયેલા છે.
એ ફ્રેંચ યુગલનું નસીબ સારું કે ગુજરાતી જાણે નહિ : નહિતર સવાર સુધી મુશાયરો જ જમાવ્યો હોત ને ! ફ્રાન્સ પહોંચીને કહેત : માઈન્ટ્સનો કાર્નિવાલ જોવા ગયાં હતાં, પણ મુશાયરો સાંભળીને આવ્યાં !
ત્રણ કાવ્યસંગ્રહોની વાત એમને ગળે ઊતરી હોય તેમ લાગ્યું નહિ. એમને થયું હશે કે પચાસ ફેનીની પોટેટો-ચિપ્સ અને પચાસ ફેનીનો કવાબ ખાતો માણસ તે વળી ત્રણ પુસ્તકોનો કર્તા હોતો હશે !

યુવકે પૂછ્યું :
—ત્રણ પુસ્તકો લખ્યાં હોવા છતાં તમારે મજૂરી કરવી પડે છે ? તમારાં પુસ્તકની કેટલી લાખ નકલો છપાઈ છે ?
હસવાનો હવે મારો વારો હતો.
મેં એના સવાલનો જવાબ નહિ આપી ભારતની લાજ રાખી !

*

'ડામનવાલ'ની જાહેરાત થઈ. સ્ત્રી પોતાના પાર્ટનર તરીકે પુરુષની પસંદગી કરે તે ડેન્સ ડામનવાલ. 'ડામે' એટલે સ્ત્રી અને 'વાલ' એટલે ચૂંટણી કે પસંદગી.
પેલું યુગલ તો ડેન્સ કરવા ચાલ્યું ગયું. તેવામાં મીણની પૂતળી જેવી એક ગૌરાંગિની મારી કને આવી, સહેજ કુર્નિશ બજાવી ડેન્સની ઇચ્છા પ્રગટ કરી. મેં દિલગીરી વ્યક્ત કરી 'નાચી નથી શકતો' તેવા અસત્યનો વિવેક પ્રગટ કર્યો. એ મીણની પૂતળીનો ચહેરો ઊતરી ગયો. જે ટેબલ- ઉપરથી આવી હતી ત્યાં બેઠેલાં સ્ત્રી-પુરુષો જોરથી હસી પડયાં એટલે એ ગૌરાંગિની વધુ ખસિયાણી બની. એણે દયામણા ચહેરે આગ્રહ કર્યો :
—તેનો કશો વાંધો નહિ. હું તમને ડેન્સ કરતા શીખવીશ. આ ડેન્સ મારી સાથે જરૂર નાચો.

પરિસ્થિતિ અનુમેય હતી : એ પોતાને ટેબલ પાછી ફરે અને પેલાં સ્ત્રી-પુરુષો વધુ જોરથી હસે તો એ ગીણની નાજુક નમણી પૂતળી અપમાનના અનલથી પીગળી જાય તેવું મને લાગ્યું. વ્રતભંગ આવશ્યક લાગ્યો. હું ઊભો થયો એટલે એનો રૂપાળો ચહેરો ગુલાબના ફૂલની જેમ હસી પડ્યો. પેલી ફ્રેંચ બાલાની આંખો તો મને ડેન્સ કરતો જોઈ હેરતના સાગરમાં ઝબકોળાવા લાગી.
મીણની પૂતળી બોલી :
—તમે જૂઠું શા માટે બોલ્યા ? તમે કેવો સરસ ડેન્સ કરી શકો છો ?
મને થયું : ફરી ક્યાં આખી ચોખવટ કરવા બેસું ! પેલી ફ્રેંચ બાલા સમક્ષ પણ આ મીણની પૂતળી સાથે ડેન્સ કર્યો તેને કારણે થયેલ 'વ્રતભંગ' વિષે પણ કંઈક ચોખવટ તો કરવી પડશે ને ! બધા વિચાર પડતા મૂકીને હું તો નાચ્યો.
મીણની પૂતળી ફરી બોલી :
—કયા દેશના વતની છો ?
—હિન્દુસ્તાન દેશનો.
એનો ગુલાબ શો ચહેરો પ્રસન્ન થઈ ગયો.
—તો હું જીતી !
—જીતી ? !
—હા. આ અમારા ટેબલ ઉપર બેઠેલાં સ્ત્રી-પુરુષો કંઈ કેટલાય કલાકથી વાદવિવાદ કરતાં હતાં : એક કહે : એ ઇટાલિયન છે તો બીજો કહે : ના, એ ઇટાલિયન નથી, પણ સ્પેનનો રહેવાસી છે; તો ત્રીજો કહે : લાગી શરત, એ ઇજિપ્તનો વાસી છે એટલે

મારો પતિ કહે ના, એ પાકિસ્તાની છે પણ મેં કહ્યું શાની શરત? એટલે તેઓ બોલ્યા શેમ્પેનની એટલે મેં કહ્યું એ હિન્દુસ્તાની છે પછી સસા। ઊભો થયો કે કોણ તમને પૂછે અને ત્યાં 'હામન વાન'ની જાહેરાત થઈ એટલે મેં કહ્યું હું એટલે તેઓ બોલી ઊઠયા નકામું અપમાન વહોરીશ તે જોયું નહિ? આખો સમય એ બેસી જ રહ્યો છે, એકે વાર નાચ્યો નથી ના પાડશે એટલે જોવા જેવું મોં લઈ પાછો આવીશ ત્યાર પછી શું બન્યું તે તમે જાણો છો ડૅન્સ પૂરો થયો

એ મીણની પૂતળી મને મારા ટેબલે વળાવવા આવી 'ડાંકે' કહી ખુશ ખુશ થતી પોતાને ટેબલ ચાલી ગઈ ફ્રેંચ બાલાના નયનોમાં હેરત હજી પણ લહેરાતી હતી મેં ચોખવટ કરી—ખુલાસો કર્યો પણ તે વ્યર્થ! એણે પોતાના કાંડાની ઘડિયાળ સામે જોયું

—અચ્છા ત્યારે, તમે અહીં રોકાઈ શકો છો, અમારે વહેલી સવારે ફ્રાંસનો માર્ગ લેવાનો છે તમારી કંપનીમાં અમને ઘણો આનંદ થયો

પૈસા ચૂકવવા માટે પાકિટ ખોલ્યું એટલે મેં કહ્યું

—રહેવા દો હવે તમે મારા મહેમાનો છો પેરિસમાં ક્યારેક ભટકાઈ પડીશું ત્યારે તમે બિલ ચૂકવજો

બેઉ પુનઃ હસી પડયાં હસતાં હસતાં અમે છૂટાં પડયાં

*

મારા ટેબલ ઉપર હું એકલો રહી ગયો ચકચકતા કાચના શેમ્પેનના બે ખાલી ગ્લાસ મારી સામે જોઈને હાંવડી એવી ફરિયાદ કરતા હતા જાણે મને કહેતા હતા 'ભલા માણસ, આ અમારા ત્રીજા ભાઈબંધને ક્યાં લગી આમ ભરોભાદર્યો રાખીશ ખાલી કર એને હવા વિના એ બિચારો ગૂંગળામણ અનુભવે છે મેં બે-ચાર ઘૂંટ પીધા કોઈ મૂક સેવિકાની જેમ ટચ્ચક કર્યા વિના પોતાનું કાર્ય કરતી દિવાલ ઉપરથી ઘડિયાળના કાંટા ભણી દૃષ્ટિ નાખી મધરાત વીતી ચૂકી હતી હળવે હળવે હોલની વસ્તી વિખેરવા માંડી હતી મેં ય મારા ગ્લાસના પ્રવાહીની સપાટી નીચે ઉતારી બિલ ચૂકવ્યું ઊઠવાનું કરતો હતો કે પેલી ગૌરાંગી મીણની પૂતળી પુનઃ હાજર થઈ

—તમને વાંધો ન હોય તો તમે અમારા ટેબલ ઉપર ન આવો! સહુની ઇચ્છા છે આભાર થશે

મેં પુનઃ ઘડિયાળ સામે જોયું એ બોલી

—હવે કાર્નિવાલ વખતે તે કંઈ ઘડિયાળ સામે જોવાતું હશે! ચાલો!

મારો હાથ પોતાના હાથમાં લઈને ખેંચ્યો નહિ એટલું જ પણ હું ખેંચાઈ ગયો!

*

મધરાત વીતી ચૂકી હતી

જાત જાતના સવાલો પુછાતા હતા ભાત ભાતનાં જવાબો અપાતા હતા સૌનો મૂડ કોઈ ગુલાબી પરી દેશમાં વિહરતો હતો

મીણની પૂતળીનો પતિ પણ નાજુક કામનાગી માણસ હતો કાળો પૅંટ અને બુશશર્ટનો એનો લેબાસ જોઈને એમ જ લાગતું જાણે એય ભારતનો રહેવાસી છે! એના વાળ પણ શ્યામ હતા આંખો પણ ઘઉંવર્ણી એના ચહેરાની મુખમુદ્રા જ કોઈ એવા પ્રકારની કે આપણને સહજ રીતે થઈ આવે કે આને તો આપણે ઘણા વખતથી ઓળખીએ છીએ!

એણે મને પૂછ્યું,

—તમે વિદ્યાર્થી હશો, ખરું ને?

મેં કહ્યું

—હા કંઈક એવું જ

એણે આશ્ચર્ય પ્રગટ કર્યું

—એમ શા માટે કહો છો? વિદ્યાર્થી છો કે નથી?

મેં ચોખવટ કરી

—જેને આપણે વિદ્યા કહીએ છીએ તે તો હું ભારતમાં પૂરી કરીને આવ્યો છું, આ તો જર્મનીમાં છું એટલે એ દેશની વિદ્યા મેળવવાનો લાભ અને મોકો સરી જવા દેતો નથી

—ભારતમાં તમે કેટલું ભણ્યા છો?



—એમ. એ. હતી.
—ઇંગ્લાંડ અને અમેરિકામાં છે તે જ પ્રકારની આ ડિગ્રી ને?
મેં હકારમાં ડોક હલાવી.
એણે કહ્યું :
—મેંય કાયદાનો અભ્યાસ કર્યો છે. હું વકીલ છું. બે વરસ પહેલાં જ પરીક્ષા આપેલી. પણ...
એ વધુ બોલ્યો નહિ.
મેં પૂછ્યું :
—તમે પ્રેક્ટિસ માઈન્ટ્સમાં કરતા હશો?
મારો સવાલ જાણે સાંભળ્યો ન હોય તે રીતે એણે શૅમ્પેનનો ગ્લાસ પોતાના હાથમાં લઈ ઊંચો કર્યો અને સહુને સહપાન કરવાનું સૂચન કરતાં કહ્યું :
—પ્રોસ્ટ!
સહુએ ગ્લાસ ઊંચા કર્યા અને એકીસાથે બોલી ઊઠ્યાં :
—પ્રોસ્ટ!
ટેબલ ઉપર ફરી ગ્લાસ મૂકતાં એ બોલ્યો :
—આ મારું બુશશર્ટ જોઈને તમને નવાઈ લાગી હશે. તમને એમ થયું હશે કે કાર્નિવાલનો આ લેબાસ છે, ખરું ને?
મેં કહ્યું :
—હું જર્મની આવ્યો ત્યારે હું પણ આ જ રીતે ફરતો હતો : પેન્ટ અને બુશશર્ટ : પણ તે શિયાળામાં નહિ, ઉનાળામાં!
એ હસી પડ્યો.
—મારી સામે તમે લોહચુંબક ધરો તો જાણો છો શું થાય? એક ઝપાટે આ મારું શરીર તેના તરફ ખેંચાઈને તેની ઉપર ચોંટી જાય!
એ ફરી હસી પડ્યો.
—તમને થતું હશે કે આ વકીલ કઈ જાતની વાત કરે છે, નહિ? મારા શરીરમાં એટલું બધું લોખંડ છે.
મને થયું કે આ શૅમ્પેન એને બોલાવે છે કે શું?
એણે આગળ ચલાવ્યું :
—ગયા વિશ્વયુદ્ધમાં હું મારા આખા શરીરે જખ્મી થયેલો છું. બંદૂકની ગોળીઓના પુરજા: હજુય મારા શરીરમાં છે. મારાથી વજન ખમાતું નથી. વજનદાર કપડાં તેથી પહેરી શકાતાં નથી. અને એટલા માટે જ આ હળવું બુશશર્ટ પહેર્યું છે.
આ બોલ્યા પછી એ ચૂપ થઈ ગયો.
મીણની પૂતળી બોલી :
—તેને કારણે મારા પતિ સરખી રીતે ઊંઘી શકતાય નથી. એમને અવાર-નવાર કારમી વેદના થયા કરે છે.
ઘણી વાતો થઈ. છૂટાં પડતી વખતે એ જર્મન વકીલે મને કહ્યું :
—તમે કોઈ એક સાંજે અમારે ઘેર ન આવો? આમતેમની વાતો કરશું.
મેં કહ્યું :
—હું રાતપાળી કરું છું.
—રાતપાળી? ક્યાં?
—'ફ્યૂલેગ'માં.
—એ કારખાનું છે?
—હા.
—શાનું કારખાનું છે?
—રેફ્રિજરેટરનું. ખોરાકની ફર્મ માટે રેફ્રિજરેટરો તૈયાર કરે છે.
—અને દિવસે તમે અભ્યાસ કરો છો?
—હા.
—પણ એ સરલ ન કહેવાય.
—અઘરું છે, પણ બીજું થાયે શું?
થોડીવાર અમે ચૂપ રહ્યા.
પણ પછી વકીલે કહ્યું :
—શનિ-રવિ તો રજા હશે?
—હા.
—તો એકાદ શનિ કે રવિની સાંજે ન આવો?
મેં કહ્યું :
—જરૂર.

અમે છૂટાં પડ્યાં.

*

ત્રણેક અઠવાડિયાં વ્યતીત થયાં હશે કે 'કયૂલેગ'ને સરનામે મારી ઉપર એક ટાઈપ કરેલો કાગળ આવ્યો તે પત્ર વકીલે લખ્યો હતો અને શનિની સાંજનું ભાવભીનું નિમંત્રણ પાઠવ્યું હતુ.
શનિની સાંજે હું એમના એપાર્ટમેંટમાં પહોંચી ગયો.
બેઠકના ખંડમાં અમે બેઠાં.
મેં કહ્યું .
—તમારું આ ડ્રોઈંગરૂમ સાચે જ સુન્દર છે.
મારી પ્રશંસા બદલ આભાર માનતા કહ્યું :
—ડાંકે.
મેં પૂછ્યું :
—તમારા એપાર્ટમેન્ટમાં કેટલા ખંડ છે ?
બેઉ–પતિપત્ની હસી પડ્યા.
વકીલે કહ્યું :
—તમારા ભારતમાં જ કંઈ જાદૂગરો નથી, અમારા જર્મનીમાંય છે. અમેય જાદૂગરો છીએ.
વકીલનો જવાબ કંઈ સમજાણો નહિ.
એણે કહ્યું :
—તમે જશો એટલે આ ડ્રોઈંગરૂમને અમે શયનખંડમાં ફેરવી દઈશું. થયો કે નહિ જાદૂનો ખેલ ?
—એટલે ? !
—એટલે એ જ. આ એક જ ખંડ અમારી પાસે છે. એ જ અમારું રસોડું ! એ જ અમારું ડ્રોઈંગરૂમ ! એ જ અમારું સ્લીપિંગરૂમ !
છ સાત કલાક સુધી અમે આમનેમની વાતો કરી.
વિદાય થતી વેળા વકીલે મને કહ્યું.
—ખોટું લગાડશો નહિ, પણ હું કેટલાય વખતથી બેકાર છું. બેકારીનું નજીવું એવું વળતર મને મળે છે; પણ પરિણીત યુગલ માટે એ પૂરતું નથી. તમે એક ઉપકાર ન કરો '
મેં પૂછ્યું :
—શો ?
એણે સહેજ ખસિયાણા ચહેરે કહ્યુ :
—તમે જ્યાં કામ કરો છો તે ફેક્ટરીમાં મને કંઈ કામ મળે તેવો બંદોબસ્ત ન કરી શકો ! ઘણો આભાર થશે. હું મજૂરી કરવા તૈયાર છું.

*

## રંગભર્યું વાર્ષિક : 'કેસૂડાં'

ગુજરાતથી દૂર દૂર કલકત્તામાં વસતાં ગૂજરાતીઓ ગૂજરાતી સાહિત્યની એક જરૂરી સેવા બજાવી રહ્યાં છે અને તે છે વાર્ષિક પ્રકાશન 'કેસૂડાં'. અત્યાર અગાઉ ચાર અંકો પ્રગટ થયા હતા ત્યારે પણ આ પ્રકાશન સહુનું આકર્ષણ રહ્યું હતું હતું. બેએક વર્ષના ગાળા પછી આ વખતે કલકત્તામાં ગુજરાતી સાહિત્ય પરિષદનું એકવીસમું અધિવેશન ડિસેંબર માસની આખરે ભરાયું ત્યારે સં. ૨૦૧૮નો આ પાંચમો અંક પ્રગટ થયો છે.
છેલ્લાં કેટલાંય વરસથી દિવાળી અંકોની ઊણપ વરતાય છે ત્યારે આવું સુંદર વાર્ષિક પ્રકાશન એ ઊણપ ટાળી શકે છે. ત્રિરંગી અને બહુરંગી સંખ્યાબંધ ચિત્રો—છબીઓની પણ ભરચક સામગ્રી સાથે કાવ્યો, વાર્તાઓ, નાટક, જીવનસ્મરણો અને વિવિધ લેખોની સમૃદ્ધ સામગ્રી આ દળદાર સાડીત્રણસો પાનાંમાં ભરેલી છે. ખ્યાતનામ અને નવોદિત–બન્ને લેખકોની વૈવિધ્યવંતી સામગ્રીથી સુશોભિત આ વાર્ષિક પ્રગટ કરવા બદલ તેના ઉત્સાહી સંપાદકો શ્રી શિવકુમાર જોષી, રમણિક મેઘાણી, ચંદ્રકાન્ત બક્ષી, જયંતિલાલ શાહ, જયંતિલાલ મહેતા, મધુ રાય અને કલકત્તાનું ગુજરાતી સાહિત્ય મંડળ અભિનંદનને પાત્ર છે.
મૂલ્ય ચાર રૂપિયા. પ્ર. ગુજરાતી સાહિત્ય મંડળ, ૧૨બી, આશુતોષ મુખરજી રોડ, કલકત્તા, ૨૦.



'સિદ્ધાર્થ'

# પ્રીત-કટોરી

સ્ત્રી અને પુરુષ પ્રેમ કરે છે, પ્રેમને નામે અનેક ચેડાં કરે છે, પ્રેમ સાથે પણ એવી ચિત્રવિચિત્રરમત કરે છે કે પ્રેમનું નામનિશાન ત્યાં ન રહે. આ રીતે પ્રેમની સાચી મૂલ્યવત્તા પણ આજે દીઠી જડતી નથી. પ્રેમ એ જ સર્વસ્વ ગણતી એવી એક નારીના નિઃસ્વાર્થ પ્રેમની મહાકથા આ નાનકડી વાર્તાનું મધ્યબિંદુ બની રહે છે... જે વાંચીને વાચકને હમદર્દ બનાવે-સહાનુભૂતિ બતાવવાનું શીખવે...

મારા હાથમાં એ ચીજ આપતી વખતે એના હાથનો કંપ, એના દિલનો ફફડાટ, એની આંખમાંનો ગભરાટ હું પહેલી જ વાર જોતો હતો એવું નહોતું. અને એટલે જ સુંદર મઝાના વસ્ત્રમાં વીંટાયેલી એ ચીજની કલ્પના હું ન કરી શક્યો. બહુ જ ઓછાબોલી ઉરુ તે દિવસે પણ કલાક પછી, હું એનાથી છૂટો પડયો ત્યારે આટલું જ બોલી: 'તારા બધા પત્રોનો સામટો જવાબ આમાં છે.'

'ખરેખર ?' આશ્ચર્યચકિત થતાં મેં પ્રશ્ન તો કરી લીધો, પણ મારો સંતોષ વ્યક્ત કરતાં મારી જાતને હું ન રોકી શક્યો અને ઝડપથી ઉરુને મેં જકડી લીધી—પળવાળ માટે જ. વધુ રોકાવા મારી જાત તૈયાર નહોતી. એ એક પળમાંય મારા હાથમાં સળવળતી પેલી ચીજમાં, મારા વિષે શી શી કલ્પનાઓ ઉરુમાં ભરી હશે એ જ મને વિચારતો કરી મૂકતી હતી.

મને ઉરુએ વિદાય આપી—એ જ રોજની ટાઢકથી. મને આવકારતી ત્યારેય મેં કયારેય એનામાં ઉષ્મા નહોતી નિહાળી, વિદાયમાં તો કેકલી બધી ઠંડક અવારનવાર હું અનુભવતો! અને છતાં દિલમાં એ એવી તો અચળતાથી ભરાઈ બેઠી હતી કે એને મળ્યા વિના હું રહી શકતો નહિ, મારી જાતને રોકી શકતો નહિ.

એમ તો અમારા સંબંધની શરૂઆતથી એય કયાં મારા વિના રહી શકતી ? ગમે તેમ કરીને મને મળ્યા વિના રહી જ ન શકે. પછી, મળે ત્યારે ભલે મારી સામે મોં વકાસીને, એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના, જોતી બેસી જ રહે! ખાસ્સી કલાક સુધી,—કોઈ વાર દોઢ બે કલાક પણ થઈ જાય. એનાં આંગળાં મારાં આંગળાં સાથે જાણે વાતો કરતાં હોય એમ એ વખતે ફક્ત ગુંથાયેલાં રહે.

એકલા અમે કયાંય સાથે નીકળ્યાં નહિ હોઈએ, પણ બધાં સમવયસ્કો વચ્ચે હોઈએ ત્યારેય એની મારા તરફની ચોરનજર, અને તક મળે તો પેલી આંગળાંની ચોરવાતો ને એથીય વધારે તક મળે તો...

મેં જ્યારે રૂમ પર જઈને સુંદર રેશમી રૂમાલમાં વીંટાયેલ ઉરુ જેવી જ નાજુક એ ચોપડી કાઢી ત્યારે મને વિચારોએ ખરેખર ઘેરી લીધો હતો. અને સોનેરી કિનારીવાળાં એ ચોપડીનાં પાનાં પહેલેથી ઉકેલવાને બદલે મારી અધીરાઈએ છેલ્લા પાનાનું છેલ્લું વાકય જ પહેલું વાંચ્યું :

'દિલનાં દાન દેવામાં આ વિજ્ઞાનના જમાનામાં કોઈ નહિ માને. પણ મેં તો મારું દિલ કયારનુંય તને, મારા દિલોજાન દોસ્ત અરુને આપી દીધું છે... મારા શરીરનું ભલે બીજાની સાથે લગ્ન થયું હોય.'

ઘડીભર તો મારા માનવામાં જ આવ્યું નહિ. મને તો એમ જ હતું કે આ ઉરુ તો સાવ લાગણીશૂન્ય છે. તેનામાં આટલી બધી કવિતા, ભાવુકતા, પ્રેમાળતા ભરી છે એ મેં પહેલી જ વાર જાણ્યું.

સોનેરી કિનારીવાળી એ નાનકડી ચોપડીમા ખૂબ ટૂંકું લખાણ હતું. મારી સાથે કલાકો ગાળનારી ઉરુ મારી સાથે વાતો નહોતી કરતી એટલે હું કોઈ કોઈવાર મારા દિલનો ઉભરો ઠાલવવા એને પત્રો લખતો. પણ એ દેવ એના એ. કયારેય મારા પત્રમાં લખેલ લખાણ વિષે એક અક્ષરેય ઉચ્ચારે તો તો એ ઉર્વશી—ઉરુ જ. શાની ? એનું નામ ઉર્વશી હતું, પણ હું તેને ખાનગીમાં ઉરુ જ કહેતો. પહેલી વાર ઉરુ કહેવાનું મેં શરૂ કર્યું ત્યારેય મેં તેને પૂછેલું કે તને એ ગમશે ? જવાબ જ ન મળે ને!

એવા તો એકેય જવાબ એની પાસેથી મળ્યા જ નથી.

કોઈની પાસેથી નાનપણમાં સંભળેલું વાક્ય યાદ રહી ગયેલું કે 'સ્ત્રી જ્યારે કાંઈપણ જવાબ ન આપે ત્યારે સમજી લેવું કે તે સંમત છે.' ઉરુ સાથે પણ મેં આ વાક્યનો સહારો લઈને જ સંબંધ વધાર્યે રાખ્યો. એણે પણ એ વધવા દીધો હતો એ તો આ બાર વરસે બાવો બોલ્યો જેવી મને આપેલી પત્રોની હાર-માળાશી ચોપડી કહે છે ત્યારે ખબર પડે છે. પણ આ તો માનસશાસ્ત્રીય સત્ય છે કે સામેથી પડ્યો ન પડતો હોય તો આપણે એની સામે ઊભાંય ન રહી શકીએ.

આજથી બરોબર દસ વરસ પહેલાની તારીખવાળો પહેલો પત્ર એ ચોપડીમાં હું પહેલે પાને વાંચવા બેઠો ત્યારે મને થયું કે આ ચોપડીમાં આ બધું ગોંધી રાખવાને બદલે ફાડી ફાડીને મને આપ્યું હોત તો? જાણે દસ વરસ પહેલાંની ઉરુ મારી સાથેની પ્રથમ મુલાકાત વેળાએ મારી સામે સાવ અવાચક બનીને બેસી રહેવાને બદલે મારા ખભા પર માથું રાખીને મને સંબોધી ન રહી હોય તેવો અનુભવ મને એવું લખાણ કરાવી ગયો:

'હું કાંઈ બોલતી નથી એટલે તેં પત્ર દ્વારા બોલાવવાની ઠીક યુક્તિ યોજી. અરુણ, મારા વહાલા અરુ, મને તારા સાન્નિધ્યમાં એટલું બધું ગમે છે કે આપણી વચ્ચે ભાષાને પણ લાવવા હું નથી માગતી. તારો લાંબો પત્ર વાંચીને એથી એવડો લાંબો જવાબ વાળવાની ઇચ્છા હું રોકવા જ આ નોંધ આપણી સુવર્ણસંધિના પ્રથમ ફળ રૂપે ટપકાવું છું. આ દુનિયા પર મારી હસ્તીનો છેલ્લો દિવસ હશે ત્યારે જ આ લખાણ મારા પોતાના હાથે તને સુપ્રત કરીશ. એ દિવસ આવ્યા પહેલાં આ લખાણ તું ન વાંચે એવું કઠણ કાળજું મારું થશે ને?'

'ઉરુ, આટલી બધી સખ્તાઈ શા માટે?' હું પહેલું પાનું વાંચીને એકલો એકલો બબડી ઊઠ્યો.

આમ તો અમારો પરિચય ઘણાં વરસોથી છે. પણ ઉર્વશી જ્યારે કૉલેજમાં ભણતી હતી ત્યારે એની ઇચ્છા વિરુદ્ધ એનાં માતાપિતાએ એનાં લગ્ન કરી નાખ્યાં ત્યારથી અમારો પરિચય વધ્યો. લગ્ન પછી એ પતિગૃહે આવી અને અમે એકમેકની વધુ નજીક આવ્યાં. તેમાંય મારા લગ્ન પણ એ જ અરસામાં, પણ એનાથી એકાદ વરસ પહેલાં થયેલાં. એટલે જ્યાં હોય ત્યાં અમે ચારેય સાથે ફરવા હરવા નીકળતાં. વરસમાં એકાદ બે વાર અમે પ્રવાસે જતાં ત્યારે એનો પતિ અમારી સાથે ન આવી શકે તો પણ ઉર્વશીને અમારી સાથે મોકલવામાં એને કશી હરકતેય ન આવતી. મારી પત્ની સાથે સગપણની રીતે પણ ઉર્વશીનું સાસરું ઠીક ઠીક સંકળાયેલું હતું.

દસ વરસ થઈ ગયાં એ વાતને. ત્યારથી ઉર્વશી અને હું, હું અને ઉર્વશી દિલનો દીલાસો શોધવા હમેશાં તત્પર રહેતાં. આવી જાતનો અશરીરી પ્રેમ કોઈ માન્ય ન રાખે એટલે અમારે બધાંથી છાની રીતે મળવું પડતું. વાતો કરવી પડતી. દિલ ઠાલવવાં પડતાં. અને તેમાં હું હારી ગયો છું એની તો મને આજે જ ખબર પડી.

ધીમે ધીમે એકી બેઠકે હું એ આખી સોનેરી ચોપડીનું પાને પાનું, અક્ષરે અક્ષર વાંચી ગયો. મેં લખેલા લાંબા લાંબા દરેક પત્રનો મુદ્દાસર કેવો સરસ પ્રત્યુત્તર હતો!

બધું વાંચી રહ્યો કે તરત જ મેં બાજુમાં પડેલા ફોનની રીંગ ફેરવી. સામેથી એ જ પરિચિત અવાજ આવ્યો:

'હું તો ક્યારની ફોન પાસે જ બેસી રહી છું. આટલું અમથું વાંચતાં કેટલી બધી વાર કરી અરુ! બોલ, ક્યાં જવું છે? હું ગાડી લઈને તું કહે ત્યાંથી તને લઈ જાઉં.'

'આજે તારી ગાડીમાં નહિ, મારી ગાડીમાં મારે તને લઈ જવાની છે. તું તૈયાર થઈને બહાર નીકળ. તને રસ્તામાંથી જ ઊંચકી લઈશ.'

'એમ કોઈનું હરણ કરશો તો સીધા જેલમાં જ જવું પડશે.' કહેતાં એણે રીસીવર મૂકી દીધું અને અંગ્રેજી Pick up શબ્દનો મેં ગુજરાતી શબ્દ-

પ્રયોગ જે રીતે કર્યો હતો તે ઉપર મનેય હસવું આવી ગયું; ને હું ગાડી કાઢવા રૂમમાંથી બહાર નીકળ્યો.

જાંબુડિયા રંગની રેશમી સાડીમાં સજ્જ થઈને અભિસારિકા બનેલી ઉરુને મારી ગાડીનું બારણું ખોલતાં રસ્તામાં મેં જેટલા ઉમળકાથી આવકારી તેથી બેવડા ઉમળકાથી તે મને લગભગ વળગી જ પડી—મારા હાથમાં સ્ટીઅરીંગ હતું, પગ એક્સેલરેટર ઉપર હતો એ ભાન રાખીને જ. આંતરબાહ્ય મઘમઘાટ અનુભવતાં મેં ગાડીને ગતિ આપી ત્યારે મારા મગજમાં વિચારોએ ધમસાણ મચાવ્યું: ગમે તેવા એકાંતમાંય મારાથી વેંત એક દૂર બેસતી ઉરુ દસ વરસમાં પહેલી જ વાર આટલી નિકટ આવવાની હિંમત શી રીતે દાખવી શકી! હજાર વાર મેં તેને તુંકારથી સંબોધવા વિનવેલી પણ કોઈ દિવસ 'અરુણભાઈ' અને 'તમે' સિવાય એની જીભમાંથી સાંભળવા જ ન મળે એ ઉરુ આજે સવારે પેલી કિંમતી કિતાબ આપતી વખતે પહેલી જ વાર મને તુંકારી શકેલી અને પછી તો ફોન પર પણ એ જ મારી ઇચ્છાનું સંબોધન મેળવી શક્યો. અને સોનેરી કિતાબમાં તો જ્યાં ને ત્યાં 'અરુ' અને 'તું' અથડાયા જ કર્યું એટલે આ પરિવર્તન એક દિવસનું નહિ પણ દસ વરસથી આકાર પામી રહ્યું હતું તેનો તો આજે આ છેલ્લો લપેડો હતો—પૂર્ણાવસ્થા હતી.

ત્રણ ચાર માઈલ દૂર આવેલી કુદરતની વિશાળ ઘટાટોપ ઝાડી વચ્ચે જ્યારે ગાડી મેં ઊભી રાખી ત્યારે જ ઉરુ મારાથી અળગી થતી જાણે ભર ઊંઘમાંથી જાગી ગઈ. આખો રસ્તો અમે કશું બોલ્યાં નહોતાં એટલે હવે પણ ઉરુ કાંઈ બોલશે જ નહિ તો ?—એ આશંકા મારા મનને ઘેરી વળી. પણ ગાડી ચલાવતો હતો હું એટલે સ્ટીઅરીંગ પાસેના બારણેથીય મને ઊતરવા ન દીધો; એ તો મારો હાથ ખેંચીને એની તરફના બારણેથી જ મને બહાર ઘસડી ગઈ ત્યારે જ રહી.

ઝાડની શીતળ છાયામાં એકદમ હળવાં ફૂલ થયેલાં અમે બન્ને બેઠાં અને ઉરુની વાગ્ધારા શરૂ થઈ: 'દસ વરસ સુધી રોકી રાખેલો પ્રવાહ એકાએક બંધ તૂટતાં કેવા જોરથી વહે છે એ તો પૂનાનો પાનશેટ બંધ તૂટ્યો ત્યારે જેણે નજરે જોયું હોય તેને જ સમજાય. એટલે તને એની કલ્પનાય ન આવે એ સાચું અરુ, પણ તું મારા માટે જેટલો મરી પડતો એથીય વધુ હું તારા માટે તલસું છું. તું કહી-લખીને મારી પાસે જાહેર કરી શકતો, હું એ બધું મારા ભીતરમાં કંડારી રાખતી.'

'પણ ઉરુ, તારી સુવર્ણ-કિતાબને પહેલે પાને છેલ્લું વાક્ય તેં લખ્યું છે એવું તો આજે નથી કરવાની ને ?'

'ગાંડો થયો છે કે શું અરુ! તારી સાંનિધ્યમાં હું હોઉં તો ય તું એ બધું યાદ રાખી શકે છે ?'

અને જિંદગીમાં પહેલી જ વાર દસ વરસનો એ તલસાટ બન્ને તરસ્યાં દિલોએ ધરાઈ ધરાઈને સંતોષ્યો. મોડી રાતે અમે ઘરભણી અનિચ્છાએ પણ ગાડી વાળી ત્યારે અંતરમાં ઉદાસીનતા છવાઈ ગઈ.

એ ઉદાસીનાવસ્થામાં ઘેર જઈને હું ક્યારે ઊંઘી ગયો, કડકડતી ઠંડીમાં ઓઢ્યા વિના હું સૂઈ ગયેલો એટલે મને મારી પત્નીએ ક્યારે રજાઈ ઓઢાડી અને પૂરી ઊંઘ થયા વિના જ વહેલી સવારે મને, બેબાકળી થયેલી પત્નીએ ક્યારે ઉઠાડ્યો—એ કશી સમજ ન પડી. પણ મેં 'ઉર્વશીબહેનને હાર્ટ-ફેઈલ થઈ ગયું' એ વાક્ય પત્નીમુખેથી સાંભળ્યું ત્યારે એક અક્ષરેય ઉચ્ચારવાની શક્તિ ગુમાવી દીધી હતી એ હકીકત બની બેઠી—પ્રીત-કટોરી મોંએ અડાડતાં પહેલાં જ જાણે ઊંધી વળી ગઈ, નીચે પછડાઈ ને ટુકડે ટુકડા થઈ ગઈ!



બકુલ ત્રિપાઠી

# બંદરોનો વિકાસ!

વિકાસ, પ્રગતિ અને આગેકૂચ કરતા આપણા રાષ્ટ્રના તંત્રને માર્મિક કટાક્ષથી નવાજતી આ નિર્ભેળ આપણા જાણીતા નિર્ભેળ હાસ્યકારની રચના છે એ જ પૂરતું છે. વાચતા વાચતા હસવાનું—અને તે પણ સચોટ દલીલબાજીથી હસાવે એવી કલમના અસલ કસબી અહીં આબાદ ખીલી શક્યા છે જે આ લેખ વાચીને બરોબર અનુભવી શકાય...

'અરે, સાંભળો છો 'કે ? કહું છું સાંભળો છો ? ભઈસા'બ' આમને તો હવે શું કહેવું ? આવડી ઉમ્મર 'થઈ' પણ હજી કૂદકા મારવાનો શોખ પૂરો ને થયો !...અરે, તમને કહું છું, સાંભળો છો ?'

'શું છે?'

'શું છે, શું છે શું ? ક્યારની બોલાવું છું તે સાંભળતા નથી ?'

'ક્યારની બોલાવે છે ? એમ ? સોરી હોં, મેં તો સાભળ્યું જ નહીં !'

'તે શેનું સંભળાય ? છેક ટોચે ચડીને બેઠેલા તે ! એમ છે કે ઘરના માણસ જોડે બે ઘડી બેસીએ-ઊઠીએ ...આ તો બસ, બે ઘડી નવરા પડ્યા કે કૂદકો મારીને ચડ્યા જ છીએ ઊંચી ડાળીએ !'

'પણ...પણ ઉપર જરા વિચાર કરવાનું ફાવે છે... નીચે આ બચ્ચાં-કચ્ચાંની ધમાલ ..'

'તે, એય તમારા પર જ પડ્યાં છે ને ! જપીને વાત સાભળે તો સોગન છે...'

'ઠીક ઠીક, હવે તું શું વાત કહેતી 'તી એ તો કહે.'

'હું તો બોલ્યું-ભૂલી ગઈ શું પૂછવું હતું તે ! તમારી જોડે કચકચમાં તો હું એક દિવસ ગાંડી થઈ જવાની છું ! જોજો પછી ! બેસજો આસુ પાડતા ! જો કે હું તો જાણું છું કે મને કંઈ થાય તો તમારા તો પેટનું પાણીયે નથી હાલવાનું, તમે તો ધડ દઈને વળી બે કૂદકા મારીને કોઈ નવી ઊંચી ડાળીએ જઈ ને બેસશો. કોણ જાણે શુંય કરો છો ત્યાં બેઠા બેઠા ..'

'ખાસ તો કંઈ નહીં.'

'ખાસ કંઈ નહીં તો વગર ખાસનું શું એ કહેશો ? આખો દહાડો ત્યાં અદ્ધર જઈને બેસો છો પૂંછડું ઝુલાવતા ઝુલાવતા તે કરો છો શું ત્યાં જઈ ને ..'

'વિચારો..'

'શેના ?'

'શાંતિથી સાંભળીશ ? તો કહું !'

'કહો શું છે ?'

'બહુ મોટી વાત છે. બહુ અગત્યની.'

'શી ? આ બધાં ઝાડ કાપીને વાડી બંગલા બાંધવાના છે ?'

'ના રે ના, આ તો એથીય મોટી વાત છે...'

'એવી તે શી વાત છે ? બોલો ને ઝટ, અહીં મારો જીવ તાળવે ચોંટ્યો છે ..અને તમે તો...'

'એમ ગણો તો જોખમની વાત છે. અને એમ ગણો તો નથી. ઊલટી આપણા લાભની વાત ગણવા જેવી છે...'

'કેવી રીતે ? આ બધા બંગલા તોડી પાડીને ત્યાં ઝાડ ઉગાડવાનાં છે ?'

'ભઈસા'બ, ભઈસા'બ ! તને તો બંગલાના ને બગીચાના જ વિચારો આવે છે.'

'તે હશે, તમે વાત કરો ને ? મને ચિંતા થાય છે...'

'સાંભળ, વાત એમ છે કે આપણો વિકાસ કરવાનો છે !'

'શું કરવાનું છે ?'

'વિકાસ !'

'વિકાસ એટલે ?'

'વિકાસ એટલે.. વિકાસ, બીજું શું ? અહીંના મનુષ્યોએ હવે નક્કી કર્યું છે કે આપણો, એટલે બંદરોનો હવે વિકાસ કરવો. ગઈ કાલે સરકારના એક પ્રધાનશ્રીએ જાહેર કરેલું તે નહીં વાંચ્યું ?'

'હું ક્યાંથી વાંચું ?'

'પણ વાચીએ નહિ તો સાંભળીએ તો ખરા ને ? હું કેવો ડાહ્યો થઈ ને માણસો વાતો કરતા હોય છે ત્યાં





જે કંઈ વાત કાને પડે તે સાંભળી લઉં છું. ગઈ કાલે પેલા છાપરે બેઠેલો ત્યારે અગાસીમાં છોકરાઓ વાત કરતા હતા કે હવે બંદરોનો વિકાસ કરવાનો છે.'

'આપણો વિકાસ કરશે એટલે શું થશે ?'

'આપણો વિકાસ કરે પછી આપણું બીજું શું થાય ? આપણો વિકાસ થાય વળી !'

'હા, પણ એમાં પછી શું થાય ? બહુ ખાવાનું મળે ?'

'એ તો ચોક્કસ ખબર નથી. દસ બાર વર્ષ પહેલાં કંઈ ગામડાના વિકાસની વાતો થતી હતી. પછી કહે છે સરકારના પ્રયત્નોથી ગામડાંનો વિકાસ થયો છે, પણ કહે છે એમને ખાવાનું જોઈએ તેવું કે તેટલું મળ્યું નથી...બરાબર ખબર નથી, પણ એવી કંઈ વાત થતી 'તી ખરી...'

'પણ તે દિવસે તો તમે કહેતા હતા ને, કે સરકારી કામમાં ખાવાનું બહુ મળે. કેટલાક નેતાઓ અને અમલદારોએ તો કહે છે એમાંથી ને એમાંથી બંગલા...'

'પાછી બંગલાની વાત લાવી ! પણ સમજ, એ તો બીજી જાતનું ખાવાનું.'

'પણ એ કેવી વાત કરો છો કે ગામડાંના વિકાસથી ગામડાંને ખાવા મળ્યું નથી અને હવે કહો છો કે બીજાઓને ખાવા મળ્યું છે...એટલે ટૂંકમાં વિકાસની યોજના થાય ત્યારે જેનો વિકાસ કરવાનો હોય એના સિવાય બીજાં બધાંને ખાવાનું મળે, એમ જ ને ?'

'એક રીતે એમ કહેવાય, પણ એની બીજી બાજુ પણ છે...'

'તો કહો ને ભાઈસા'બ ! ખુલાસાથી વાત તો કરો !'

'હું તો કહું છું, પણ તું ક્યાં શાંતિથી સાંભળે છે ?'

'સારું, સારું, હું શાંતિથી સાંભળીશ બસ ? કહો કહો હવે, આપણો વિકાસ કેવી રીતે કરવામાં આવશે ?'

'મને ખબર નથી.'

'ત્યારે ભાઈસા'બ, તમેય તે...ખબર નથી તો શા મોંએ મોટે ઉપાડે મને કહેવા બેઠા ?'

'સાંભળ તો ખરી, ખબર નથી એટલે કે ચોક્કસ ખબર નથી. તો અત્યાર સુધી બીજી વાતોમાં વિકાસનું કામકાજ જે રીતે ચાલે છે તે પરથી ધારીને કલ્પના કરીને કહું છું, સમજી ?'

'એટલે ?'

'જો અત્યાર સુધી ગામડાંના વિકાસ માટે, કેળવણીના વિકાસ માટે, આરોગ્યના વિકાસ માટે જે કંઈ થયું છે તે પરથી આપણા વિકાસ માટે, એટલે કે બંદરોના વિકાસ માટે કેવી રીતે કામ થશે તેની કલ્પના કરીને કહું છું.'

'કહો.'

'જો, પહેલાં તો આપણો વિકાસ કરવાની જાહેરાત થશે કે બંદરોનો વિકાસ કરો, બંદરોનો વિકાસ કરો !'

'પછી ?'

'પછી એ અંગે ભાષણો થશે—બંદરોનો વિકાસ કરો ! પછી સૂત્ર પ્રચલિત બનશે—બંદરોનો વિકાસ કરો ! પછી અગ્રલેખો લખાશે—બંદરોનો વિકાસ કરો, અને હાકલો કરવામાં આવશે—બંદરોનો વિકાસ કરો !'

'પછી ? પછી આગળ કંઈ થવાનું કે નહીં ? તમે તો ભાઈસા'બ, એનું એ બોલ્યા કરો છો.'

'આગળ બાગળ કંઈ થાય નહીં ! મોટે ભાગે તો અહીં જ વાત અટકી જશે !'

'એમ ?'

'હાસ્તો, ભાષણ થયાં, સૂત્રો પોકારાયાં, જાહેરાતો થઈ, હવે શું કરવાનું રહ્યું ?'

'કંઈ નહીં ?'

'કંઈ નહીં ! સિવાય એટલું જ કે બીજી કોઈ બાબત વિષે ભાષણ થવા માંડશે, સૂત્રો પોકારાવા માંડશે, હાકલો થવા માંડશે...'

'રામ, રામ...'

'એવું ના બોલીએ ! કદાચ વાત આગળ વધેય ખરી ! કોઈને રસ હોય તો આ મુદ્દો અમલમાં મૂકવાની દિશામાં પગલું પણ ભરાય...'

'એમ કે?'

'હા ..કમિટી નિમાય.

'કમિટી એટલે?'

'જે 'મિનિટ્સ' રાખે અને 'કલાકો' બગાડે તે કમિટી એ કમિટી તપાસ કરે, હળે, મળે, ફરે, ખાય, પીએ, ચર્ચા કરે, મુલાકાતો લે.. જુદાં જુદાં શહેરોમાં ફરે. અને વિચારણા કરે...'

'પછી આપણા વિકાસની શરૂઆત થાય કેમ?'

'ના, પછી તો કમિટીઓના વિકાસની શરૂઆત થાય! પેટા સમિતિઓ નિમાય, બીજી સલાહકાર સમિતિઓ નિમાય, પેટા સમિતિની પેટા સમિતિઓ નિમાય, અને તેની સલાહકાર સમિતિઓ નિમાય, જો વખત હોય તો બીજી બેચાર પેટા સમિતિઓ નીમે.'

'પણ વખત ન હોય તો?'

'ઘેલી રે ઘેલી! વખત શા માટે ના હોય? પ્રજાના જીવનમાં પાચ દસ વર્ષનો તે કઈ હિસાબ હોય?'

'પણ ત્યાં સુધીમા તો હુ ને તમે લાકડા ભેગાં થઈ જઈશુ તેનું શુ?'

'તો બીજા બદરોનો વિકાસ થશે, એમા શુ?'

'ઠીક, પછી...'

'પછી ભલામણો થશે.'

'પછી?'

'પછી કઈ નહિ. ચાલ, પેલા લોકોએ અગાસીમા ચણાની દાળ સૂકવવા મૂકી છે, ખાવા આવવું છે?'

'પણ એકદમ ચણાની દાળ ક્યાં આવી? પેલી ભલામણની વાત રહી ગઈ...'

'એ તો રહી જ જાય ને! એમ જ થાય ભલામણોનો સ્વીકાર થાય. પછી કંઈ નહિ! ચાલ, આવવું છે? ચણાની દાળ ખાવા...?'

'પણ પેલા વિકાસની વાત પૂરી કરો!'

'તુંય વિરોધપક્ષ જેવી લપ છો ને? તારા જેવો લપ્પી કોઈ વિરોધપક્ષવાળો આગ્રહ કરે તો વિચારણા થાય...ભલામણોનો અભ્યાસ થાય...'

'પછી નિર્ણયો લેવાયે..'

'શું બોલી?'

'નિર્ણયો લેવાય...'

'બોલ્યાં! નિર્ણયો લેવાય! આ તે કંઈ વાળમાંથી જૂ વીણવાની છે તે ટપ દઈને થઈ જાય! આ તો રાજ્યના મામલા કહેવાય.!'

'એટલે?'

'એટલે ભલામણોના અભ્યાસ પછી નિર્ણયો ન લેવાય. પણ નવા પ્રશ્નો ઊભા થાય..'

'જેવા કે...'

'કમિટીએ દાખલા તરીકે કહ્યું હોય કે હવેનાં દસ વર્ષમા બંદરોનો સંપૂર્ણ વિકાસ કરવો એટલે એક સરકારી ખાતાને આ દસ વર્ષની મુદત વ્યવહારુ રીતે શક્ય છે કે નહિ તે પૂછાવવામા આવે એ કહે કે દસ વર્ષ તો નહિ પણ પોણા દસ રાખો એટલે પૂછાવાય કે સવા દસ કેમ નહિ? છેવટે દસ વર્ષ અને દોઢ માસની મુદત નક્કી થાય'

'અને દસ વર્ષ અને દોઢ મહિને બેડો પાર...'

'ના રે, ના, આ તો મુદતની વાત થઈ, હજી બીજા સવાલો તો બાકી રહ્યા કયા વિસ્તારના બંદરોનો વિકાસ કરવો? બગાળના કે બિહારના? ગુજરાતના કે મહારાષ્ટ્રના'

'મહારાષ્ટ્રના..'

'તને ક્યાથી ખબર પડી?'

'એ તો એવુ જ હોય! પહેલાં મહારાષ્ટ્રનાં બંદરોનો જ વિકાસ કરાય... . ગુજરાતનો વારો પછી જ હોય.'

'તુંય ઘણી હોશિયાર થઈ ગઈ!'

'હોશિયાર નહિ, અનુભવી......પણ વાત આગળ ચલાવો ને...!'

'ધારી લે કે ગુજરાતના બંદરોનો વિકાસ કરવાનું નક્કી થયું..'

'તમે આવુ ખોટું ખોટું ધરાવો નહીં!'

'પણ ધાર તો ખરી..'

'ઠીક, ધાર્યું...'

'પછી પ્રશ્ન રહે લાલ મોંવાળાનો વિકાસ પહેલાં કરવો કે કાળાં મોંવાળાનો...'

'બન્નેનો...'

'ના, જેના વોટ વધારે હોય એનો...'

'ના, જે વોટ નહિ આપવાની વધુ ધમકીઓ આપે તેનો...'

'પણ આપણે તો વોટ જ કયાં છે?'

'હા, એ ખરું.....તો તો ગમે તેનો.....ચિઠ્ઠીઓ નાખીને નક્કી થશે કે સિક્કો ઊછાળીને...'

'કોઈ ગણતરીપૂર્વક નહિ થાય?'

'ના રે ના, ચૂંટણીની દૃષ્ટિએ જે વાત મહત્ત્વની ન હોય એનો નિર્ણય તો જેમ તેમ સિક્કો ઊછાળીનેય કરાય! એવી વાત પર વધારે વિચાર કરવા કોણ નવરું છે?'

'ઠીક, પછી?'

'પછી ખાતું ખોલાશે.'

'બંદર વિકાસ-ખાતું.'

'બરાબર, પછી એના વડા નિમાશે, વળી અમલદારો નિમાશે, કારકુનો નિમાશે, પટાવાળા નિમાશે.....સગાંવહાલાંનું કલ્યાણ થશે...'

'આપણું?'

'રાહ જો હજી, રાહ જો! પછી ખાતું કામ શરૂ કરશે.'

'શું?'

'અંદર અંદર કાગળો લખવાનું, એકબીજા પર કામ ધક્કેલવાનું, અને ન ફાવે તે કામ બીજાં ખાતાં પર ધક્કેલવાનું...ફાઈલો બનાવવાનું, પછી ખોઈ નાખવાનું, પછી એ ફાઈલો શોધવા માટે માગણી કરવાનું, કરકસરના નિયમો મુજબ વધુ કારકુનો નીમવાની રજા ન મળવાથી, વધુ અમલદારો નીમીને ચલાવી લેવાનું...'

'ઠીક, ઠીક, આગળ ચલાવો તે.........મને ઊંઘ આવે છે.'

'બધાનેય લગભગ એવું થશે એ ખાતામાં! દરેક જણ પોતાના કામ માટે એમ જ કહેશે—આગળ ધકેલો ને, ઊંઘ આવે છે મને તો!'

'પણ પછી આપણા વિકાસનું શું?'

'કયા વિકાસનું?'

'આપણા! કેમ ભૂલી ગયા? બંદરોના વિકાસ માટે તો આ બધું થયું હશે...'

'હા, એ ખરું, પણ પછી કોઈને યાદ આવશે કે પરદેશોમાં બંદરોના વિકાસ અંગે શું થયું છે એ જાણ્યા વિના આપણાથી વિકાસ કેમ કરાય? એટલે પરદેશમાં નિષ્ણાત પ્રતિનિધિમંડળને અભ્યાસ કરવા મોકલશે...'

'પછી?'

'એ પ્રતિનિધિમંડળ પાછું આવે ત્યાં સુધી બધાં રાહ જોઈને બેસશે.'

'પછી?'

'પેલાઓ આવીને અહેવાલ આપશે.'

'કે...'

'ભારતનાં બંદરોના વિકાસની શકયતાઓના અભ્યાસ માટે પરદેશથી નિષ્ણાતોને આમંત્રણ આપવું...'

'હાસ્તો વળી! કોઈને ત્યાં જમી આવ્યા હોઈએ તો સામા જમવા તો બોલાવવાં જ પડે ને?'

'પછી પરદેશી નિષ્ણાતો આવશે...તે લોકો પહેલાં કુતુબમિનાર જોશે, પછી તાજમહાલ જોશે, પછી સાબરમતી આશ્રમ જોશે, પછી પોતાને દેશ જશે...'

'હા, પણ પેલા અભ્યાસનું શું?'

'હા, એ તો કરશે ને! વચ્ચે થોડો થોડો વખત તો મળશે ને એમાં. પછી એ લોકો ભલામણ કરશે કે પરદેશથી અમુક ખાસ નિષ્ણાતો બોલાવવા અને એમની મદદથી ભારતનાં બંદરોનો વિકાસ કરવો.'

'પછી તો વિકાસ શરૂ થશે ને?'

'હા, સાધનો આવે એટલે તરત!'

'સાધનો કયારે આવે?'

'સરકાર આયાત માટે વ્યવસ્થા કરે એટલે તરત!'

'પણ આયાત માટે વ્યવસ્થા ક્યારે કરે?'
'હુંડિયામણનો પ્રશ્ન હલ થાય કે તરત!'
'હુંડિયામણનો પ્રશ્ન ક્યારે હલ થાય?'
'એવા સવાલો નહીં પૂછવાના. એ તો સમગ્ર અર્થતંત્રનો સવાલ છે. એનો ઉકેલ લાવતાં તો વર્ષો લાગશે...પણ આજે કે પંદર–પચ્ચીસ વર્ષે જે દિવસ હુંડિયામણના પ્રશ્નનો ઉકેલ આવ્યો કે તરત સમજજો કે બંદરોના વિકાસના કાર્યની શરૂઆત અંગે વિચારણા કરવાની શરૂઆત માટે ચોક્કસ યોજના ઘડવાની શરૂઆત થઈ જશે ..'
'રામ, રામ, આના કરતાં તો આપણા વિકાસની વાત પડતી મુકાય તો સારું! અહીં તો અદ્ધર લટકાવવાની વાત છે. હું તમને એક વાત પૂછું?'
'કહે...'
'તમે હા પાડો તો મારે એક બાધા માનવી છે...'
'હનુમાનજીની?'
'હા...'
'પણ એમાં ખર્ચો કેટલો થાય એ વિચાર આવે છે? ઠીક, પણ શી બાધા લેવી છે..?'
'કે હે હનમાનદાદા, જો આ અમારા વિકાસની વાતચીત માણસોએ શરૂ કરી છે તે પડતી મુકાશે તો હું તમને સવાશેર તેલ ચડાવીશ! આપણે બંદર મટીને આવા માણસો જેવા થઈએ એના કરતાં તો છીએ તે જ ઠીક! બોલો, બાધા માનવાની હા પાડશો ને?'
'હા...જરૂર.'
'કેમ આમ બોલો છો?'
'આ અંગે મારે વિચારણા કરવી પડશે...'
'શું બોલ્યા...?'
'આ પ્રશ્ન ઊંડો અભ્યાસ માગી લે છે...'
'કહું છું તમે ભાનમાં તો છો ને?'
'એટલે પહેલાં તો આ અંગે વિચારણા કરવાની યોજના કરવી પડશે..'
'અરે, કહું છું સાંભળો છો કે? તમે ગાંડા તો નથી થઈ ગયા ને?'
'અને આ સૂચન અંગે વિચારણા કરવાની યોજના કરવા માટે વ્યવસ્થાતંત્ર ઊભું કેમ કરવું એની વિચારણા અંગે યોજના કરવા માટે વ્યવસ્થા વિચારવી પડશે. એ વિચારણાને અંતે આપણે વિચારવું પડશે કે......'
'હાય હાય! થઈ રહ્યું!'
'શું થયું? શું થયું?'
'આપણો વિકાસ..'
'શું?'
'—શરૂ થઈ ચૂક્યો!'



ટાંકણીના ટોપકા પાછળ પણ સંતાઈ જાય એવડાં નાનાં જીવડાં વ્યોમિંગ યુનિવર્સિટી ખાતે ચાલી રહેલી એક યોજનામાં ભારે મહત્વનાં બની રહ્યાં છે. વિજ્ઞાનીઓ માને છે કે માખીઓ પર અંકુશ મેળવવામાં એ એક નવી જ દિશા બતાવશે. આ નાનું સરખું જીવડું માખીઓ અને તેમનાં ઈંડાં ખાઈને જીવે છે. અમેરિકાના પૂર્વ ભાગના અમુક વિસ્તારોમાં આ જીવડાં થાય છે.

વ્યોમિંગના એક જંતુશાસ્ત્રીએ આકસ્મિક રીતે આ જીવડાં શોધી કાઢ્યાં છે. માખી નિયંત્રણના અભ્યાસ માટે તેઓ ખાતરના નમૂનાઓમાં માખીઓ ઉછેરી રહ્યા હતા. તેમને જણાયું કે પૂરતાં પ્રમાણમાં પુખ્ત વયની માખીઓ પ્રાપ્ત થતી નથી પછી તેમને જણાયું કે ખાતરમાં રહેતાં જીવડાં તેમની માખીઓને અને માખીઓનાં ઈંડાંને ખાઈ જાય છે.

જંતુ નિયંત્રણના સંશોધકો અત્યારે માખીઓના માનીતાં ઉદ્ભવસ્થાનોમાં આ જીવડાં ઉત્પન્ન કરવાની પદ્ધતિ તૈયાર કરી રહ્યા છે. આ પદ્ધતિથી માખીઓ મોટી થઈને ઉપદ્રવકારી થાય તે પૂર્વે જ તેમાંથી ઘણી ખરીનો નાશ કરી શકાશે.





શશુ પંડિત

# દીવાસળીના ખોખા બહાર

ઊર્મિના દિવાળી અંકમાં આવી ગયેલા લેખનો ઉત્તરાર્ધ અહીં રજૂ થાય છે એટલે આ લેખના પુરોલેખ જેવો એ લેખ વાંચવાથી જ આની મઝા કાંઈ ઓર અનુભવાય. ન્યૂ યોર્ક જેવા વિશ્વના ગણ્યાંગાંઠ્યાં શહેરોમાંનું એક—એનો સુંદર પરિચય આ લેખમાં છે...

સાવ અજાણ્યાં માનવો સાથે કારમાં—અને તે પણ ન્યૂ યોર્ક શહેરમાં—અમે બેસતાં બેસી તો ગયા. પણ પછી શું ? ગળું ખંખેરી મેં પૂછ્યું : 'તમે ન્યૂ યોર્કમાં જ રહો છો ?' યુવાનનું ધ્યાન મોટર ચલાવવામાં હતું એટલે પાછળ બેઠેલ બાઈએ મને જવાબ આપ્યો : 'હા, પેઢીઓથી. અમે ન્યૂ યોર્કવાસી છીએ. મને ન્યૂ યોર્ક શહેર ખૂબ જ ગમે છે. મારા આ દીકરાને રજા હોય એ દિવસે અમે બંને મોટરમાં હેતુશૂન્ય પરિભ્રમણ કરવા નીકળી પડીએ છીએ. ન્યૂ યોર્ક શહેરમાં જોવાનુંય એટલું બધું છે કે આખી જિંદગી પરિભ્રમણ કરીએ તો પણ થોડુંક તો બાકી રહી જ જાય.'

'ન્યૂ યોર્કમાં માનવી જાણે કે ખોવાઈ ગયો હોય એમ ન લાગે ?'

'ના, હોં ! મને તો વિવિધ પ્રકારનાં માનવી જ્યાં વસતાં હોય, રોજ નવા ચહેરા જોવા મળતા હોય, નવી પ્રવૃત્તિઓ ને વાતો સાંભળવા મળતી હોય એ વાતાવરણ ખૂબ જ ગમે. એમાંથી વિશાળ દૃષ્ટિ કેળવાય ને કૂપમંડુકતામાંથી બહાર અવાય. વળી દરેક માનવીએ પોતાને ગોઠે એવાં માણસો શોધી જ કાઢવાં જોઈએ કે જેથી એના સાહચર્યમાં એ જીવનનો ઉલ્લાસ માણી શકે.

પળવાર ચૂપકીદી છવાઈ. હડસન નદીના કિનારે કિનારે મોટર આગળ વધતી હતી. વાતાવરણ રમ્ય હતું, રંગીન હતું, આંખો ધરાઈ ધરાઈને જોયા જ કરે એવું હતું. નદીમાં રંગબેરંગી સ્ટીમલોંચો ને વહાણ ઘૂમતાં હતાં. દૂર કિનારા ઉપરનાં કારખાનાંની ચીમનીમાંથી નીકળતો ધુમાડો આકાશમાં કાંઈક કલાત્મક ભાત પાડતો હતો. આજુબાજુ બધે જ ઔદ્યોગિક સંસ્કૃતિનું વાતાવરણ હતું ને છતાંય એમાં કાંઈક રમણીયતા ભાસતી હતી.

'એક સવાલ પૂછું ?' મમતાભરી નજરે બાઈએ પૂછ્યું.

'જરૂર પૂછો,' મેં કહ્યું.

'તમે હિંદના વતની છો ?' મેં હા પાડી અને મારા અમેરિકાના પશ્ચિમ કિનારેના વસવાટ વિષે તે હવે ઘરભણીના પ્રયાણ વિષે વિગતો કહી.

'મને રાજકારણમાં બહુ રસ નથી; હું કલા અને કાવ્યપ્રેમી છું. તમારા દેશની કલાના વારસાથી હું સાચે જ મુગ્ધ થાઉં છું. અહીં મ્યુઝિયમોમાં હું તક મળે ત્યારે હિંદી કલાનાં પ્રદર્શન અચૂક જોઉં છું. મારો એક ભત્રીજો દીલ્હીમાં અમેરિકન એલચી ખાતામાં કામ કરે છે ને એ મને વારંવાર લખે છે કે આ દેશમાં ભણતરનું પ્રમાણ ઓછું હોવા છતાં લોકોમાં સૌંદર્ય–દૃષ્ટિ સારી છે. રંગોની સુંદર મેળવણી પોતાનાં કપડાંમાં સાવ ગામડિયણ ભારતીય સ્ત્રીઓ જે રીતે કરે છે એથી મારો ભત્રીજો તાજુબ થઈ જાય છે. તમારા હોળી ઉત્સવ વિષે પણ એણે મને સરસ મઝાનો પત્ર લખેલો. મને એમ થાય છે કે ક્યારે હું તમારો દેશ જોવા પામીશ ?'

કલ્પિત હિંદી સૌંદર્યદૃષ્ટિનું પાન કરતી એ બાઈએ આંખો મીંચી દીધી એટલે મને થયું કે ક્યાંક ઊંઘી ન જાય ! એની સામે જોતો હું ચૂપ બેસી રહ્યો. શરીર કાંઈક સહજ હતું, ભમ્મર ભરાવદાર હતી, નાક વાટીલું ને હોઠ પાતળા હતા, લાંબી ને અણીદાર નખવાળી આંગળીઓ ઉપર એક ચકમકતી વીંટી હતી. ચહેરો આ ઉંમરે પણ સુંદર લાગતો હતો—કપાળ કાંઈક મોટું હોવા છતાં પણ.

'માફ કરજો પણ આપનું નામ તો મેં પૂછ્યું જ નહિ ?' એણે આંખો ઉઘાડી એટલે મેં વાત શરૂ કરી.

'મીસીસ આલ્બર્ટસન. આ છે મારો દીકરો જીમ અને



બીજો દીકરો કે જે ચિત્રકાર છે તે ધરે છે. પણ તમારું અને તમારા મિત્રનું નામ પૂછી શકું?'

અમારાં બન્નેનાં નામ અમે કહ્યાં પછી અમને લાગ્યું કે વિશેષ કાંઈ નહિ તો એકબીજાના નમે બોલાવી શકવા જેટલો તો પરિચય થયો!

ખાસ્સા દસેક માઈલ ચાલ્યા પછી ગાડી ધીમી પડી. રંગબેરંગી મકાનો, સાંકડી ગલીઓ ને નાનકડા ઉદ્યાનોમાં ૮–૧૦ના જૂથમાં, ગીતો ગાતાં, ગીતાર વગાડતાં, ને કાવ્યપાઠન કરતાં અનેક જુવાનીયાં કિલ્લોલતાં બેઠાં હતાં. તંગ પાયજામાં, ખૂલતાં બ્લાઉઝ, આછી લગાડેલી ગુલાબી લીપસ્ટીક, ઘેરી આંજેલી આંખો, ન ઓળેલા—ન વીંખાયેલા એવા લાંબા વાળ અને પગમાં બે પાંખિયાંવાળી જાપાનીઝ સેન્ડલમાં યૌવનાઓ બેઠી કે આડી સૂતી હતી. જે ઊભી હતી એ ત્રિભંગમાં હતી.

અવ્યવસ્થામાં યૌવનાઓની હરીફાઈ કરતા યુવાનોના વાળ લાંબી ઊગેલી દાઢી સાથે મળી જતા હતા. વાદળી રંગનું ચપ્પટ પાટલૂન કમર આગળ જ અટકી પટ્ટાની મદદથી ત્યાં ટકી રહ્યું હોય એવું લાગતું હતું, રંગીન ખમીસ કે ટી-શર્ટ ઉપર બેદરકારીથી પહેરેલું જર્કીન, ચિંતનશીલ ચહેરા ઉપર સામાજિક પ્રણાલિકાભંગની ખુમારી, મોંમાં સીગરેટનું ઠૂંઠું ને હાથમાં એકાદું કાવ્યનું પુસ્તક વાતાવરણની અનુરૂપતામાં વૃદ્ધિ કરતું હતું.

ઘણું સાંભળ્યું હતું અમેરિકાના આ 'બોહેમિયનો' વિષે. પશ્ચિમ કિનારે એમને ક્યાંક ક્યાંક જોયા પણ હતા; પરંતુ એમની નાત આવડી મોટી હશે એ તો ગ્રીનવીચ ગામમાં પ્રવેશ્યા પછી જ ખબર પડી.

અમેરિકાની 'બીટ જનરેશન'ના આ પ્રતિનિધિઓ ગુંડાઓ નથી, ચારિત્ર્યહીન છે એવું પણ નથી, જીવન પ્રત્યેનું એમનું વલણ ક્રાંતિકારક છે. સમાજમાં સ્વીકારાયેલાં મૂલ્યો અનુસાર કપડાં પહેરવામાં, વાળ ઓળવામાં, ચાલવામાં કે બોલવામાં એમને લાંછન લાગે છે. આખા જીવન પ્રત્યેનાં સમગ્ર મૂલ્યાંકનો બદલવા માટે આ ભડવીરો મેદાને પડ્યા છે. યાંત્રિક યુગ, એની ધમાલ ને એના ઢોંગ સામે એમણે લડત માંડી છે. જ્યાં કાવ્ય, સંગીત, નાટક, નૃત્ય, કલા, પ્રેમ ને પૂરતો મદિરા હોય એવી દુનિયા સર્જવાનાં એમનાં સ્વપ્ન છે. ગ્રીનવીચનું ગામડું સાહિત્યકારોનું સાસરું ગણો તો સાસરું ને પિયર ગણો તો પિયર છે, આવાં રંગીલાં યુવક–યુવતીઓ એ ગામની પ્રફુલ્લિતતા ટકાવી રાખે છે, એમાં વસતા સફળ–નિષ્ફળ સાહિત્યકારોને જીવવાની પ્રેરણા આપે છે ને એમણે રચેલી સાહિત્યકૃતિઓ છપાઈને વિશાળ વાચકવર્ગમાં જાય એ પહેલાં આ કલાને ખાતર કલાનાં નિઃસ્પૃહ ઉપાસકોની એરણે ટીપાય છે ને સારો કે કઢંગો આકાર પામે છે.

'બોહેમિયન' તરીકે ઓળખાતા આ વર્ગને ભાંડવો કે પ્રશંસવો એ વિષે અમેરિકનોમાં ભારે મતભેદ છે. અમુક વર્ગ એમનાં પ્રત્યે ધૃતરાજીથી જુએ છે તો અમુક કાંઈક સહાનુભૂતિથી. મમતાથી એમના પ્રત્યે જોનારો વર્ગ બોહેમિયનોનો પોતાનો જ છે.

'બોહેમિયન' નામની પાછળ પણ ઇતિહાસ છે. ચેકોસ્લોવાકિયાની અર્ધ ઉપરાંત વસ્તી બોહેમિયાના ડુંગર વિસ્તારમાં રહે છે. એ પ્રદેશનું નામ 'બોઈ' નામના સૈકાઓ પૂર્વેથી ત્યાં રહેતા લોકો ઉપરથી પડ્યું છે. પાંચમી સદીમાં સ્લાવીક લોકોએ એ પ્રદેશ કબજે કર્યો ને સોળમી સદી સુધીમાં તો એ ખૂબ સમૃદ્ધ થયો. પછી એ ઑસ્ટ્રિયાના હાથમાં આવ્યો અને પ્રથમ વિશ્વયુદ્ધનાં અંત સુધી વિયેનાનું આધિપત્ય એના ઉપર રહ્યું. ૧૯૨૮થી એ ચેકોસ્લોવાકિયા તરીકે ઓળખાય છે. મૂળ બોહેમિયન લોકો પ્રણાલિકાપૂજક ન હતા. એમની ચિત્રવિચિત્ર રહેણીકરણીને લીધે ફ્રાન્સના લોકોએ યુરોપમાં રઝળતી ટોળીઓનું નામ 'બોહેમિયન' પાડ્યું ને ત્યારથી એ નામ કલાકારો, બુદ્ધિજીવીઓ અને પ્રણાલિકાભંગ કરનારાઓ માટે ઉપનામ જેવું થઈ પડ્યું છે. આ વર્ગ માત્ર જીવન પ્રત્યેની આગવી ફિલસૂફી વ્યક્ત કરે છે. અમે-

રિકામાં આજ નાટ્ય, કાવ્ય, સંગીત કે કલાક્ષેત્રે આ વર્ગ વિશિષ્ટ ફાળો આપે છે; પરંતુ અમેરિકાના 'કન્ફર્મીસ્ટ' (conformist) જીવન સાથે એ ગોઠવાઈ શકતો નથી.

પીટરે એક વિશાળ ઉદ્યાન આગળ ગાડી ઊભી રાખી. નમતી સાંજે ખુશબો અને રંગથી ભરેલા વાતાવરણમાં લટાર મારી, સાબુની પેટીઓ પરથી કલા સાહિત્ય વગેરે ઉપર અપાતાં ભાષણો સાંભળ્યાં, કોક ખૂણે પીંછી વડે કેનવાસ ઉપર ચીતરડાં-ભમરડાં કરતા કલાકારો નીરખ્યા, ક્યાંક અત્યંત લાગણીભર્યા હૈયે કબૂતરોને ખવડાવતાં-પંપાળતાં યુગલો દીઠાં ને આ બધું ન સમજતાં—પચાવતાં વૃદ્ધ સ્ત્રી-પુરુષો પણ શૂન્યમનસ્કે બેઠેલાં દીઠાં.

ઇચ્છા તો ખૂબ હતી કે રાત સુધી રોકાઈને આ અત્યંત બિનઅમેરિકન લાગતાં અમેરિકનોને નીરખ્યા કરું; પરંતુ રાત્રે તો પાછું બ્રોડવે પર નાટક જોવા જવાનું હતું આથી મને કમને ઉદ્યાન છોડ્યો. શ્રીમતી આલ્બર્ટસને પીટરને નામાંકિત કવિ-લેખકોનાં ઘર આગળથી ગાડી હાંકવાનો આદેશ આપ્યો ને દૂરથી એમનાં હુંફાળાં પણ સાદાં ગૃહ જોઈ કૃતકૃત્ય થયો. હોલિવુડમાં નટનટીઓનાં ઘરથી ભરેલા 'સનસેટ બુલેવર્ડ' આગળ આ એવન્યુ ઝાંખો તો લાગતો હતો પણ અમેરિકાના જીવનનો સાચો ધબકાર રજૂ કરનાર વર્ગ અહીં વસતો હતો એ ઓછા આનંદની વાત હતી?

ગ્રીનવીચ ન જોયું હોત તો અમેરિકાના જીવનનું દર્શન અધૂરું રહેત. શ્રીમતી આલ્બર્ટસન તો મને કહે કે હું જ્યારે પણ બેચેન બની જાઉં છું ત્યારે અહીં આવીને ચાર-પાંચ કલાક ગાળું છું.

ગ્રીનવીચના વાતાવરણમાં ચેતના છે, ઉલ્લાસ છે, ઢોંગનો અભાવ છે ને માનવીના વર્તનમાં કાંઈક સાહજિકતા છે.

વાતોમાં દોસ્તી એવી બંધાઈ ગઈ હતી કે ન્યૂ યૉર્ક શહેરમાં પાછાં આવ્યાં કે તુરત એ મંડ્યાં આગ્રહ કરવા કે 'મારે ઘેર કૉફી પાઈને જ હું જવા દઉં. તમારે મારા કલાકાર દીકરાને તો મળવું જ જોઈએ ને? નહિ તો એને કેવું લાગે?' બંદા આગ્રહને વશ થઈ પહોંચ્યા હાર્લેમ વિસ્તારના શ્રીમતી આલ્બર્ટસનના ઘેર.

ચૌદમે માળ એક અત્યંત સુંદર ફ્લૅટમાં ઠેરઠેર આધુનિક ચિત્રકારોનાં ચિત્રો લટકતાં હતાં. ઘરના દરેક ખૂણામાં રંગબેરંગી પડદા આગળ ચીની માટીનાં રમકડાં, ફૂલદાનીઓ, વાડકા વગેરે ગોઠવેલાં હતાં. કવિતાનો અક્ષર પણ સમજનારને અહીં કાવ્યનો અનુભવ થાય એવું વાતાવરણ હતું. કલાકાર દીકરાનો પરિચય થયો એટલે એણે તો હિંદી કલા વિષે મમત્વભર્યું ભાષણ મારી આગળ ભરડી માર્યું ને ઊલટો મારા અજ્ઞાન વિષે મને શરમિંદો બનાવ્યો. પીટર ગરમાગરમ કૉફી, કેઈક, ફળફળાદિ વગેરે લઈ આવ્યો. ઠંડા પડી ગયેલા પેટને અત્યંત આવશ્યક ગરમી મળી ને આંખો પાછી સતેજ થઈ. . .

હવે ઝટ ઘેર પહોંચવું જરૂરી હતું; પરંતુ મારા યજમાનનું ઘર હવે માત્ર પાંચ-સાત મિનિટના જ 'ડ્રાઈવીંગ ડીસ્ટન્સે' છે માટે મારે નચિંત રહેવું એમ કહી શ્રીમતી આલ્બર્ટસને એમનું અત્યંત પ્રિય ફ્રેન્ચ પુડલ (કૂતરું) ઊંચકી મને બીજા ચાર માળ ચડાવી મકાનના ધાબા પરથી ન્યૂ યૉર્કના હાર્લેમ વિસ્તારનું વિહંગાવલોકન કરાવ્યું. નીચે શેરીઓમાં હબસી ને પરુવીયન બાળકો ફૂટબોલ રમતાં હતાં. કોઈ કોઈ મકાનો સાવ કંગાળ હતાં પણ મોટા ભાગના વિસ્તારમાં તોતીંગ ઘરો ઊભાં થઈ ગયાં હતાં. આછા ધુમ્મસ વચ્ચે દૂર ક્ષિતિજમાં નદી, નદીની પાછળ કારખાનાંનાં ભૂંગળાં ને ભૂંગળાંની પાછળ ડૂબી ગયેલા સૂરજનો ફિક્કો સોનેરી પ્રકાશ પથરાયેલો હતો. શ્રીમતી આલ્બર્ટસન ને એમના બે દીકરાઓનો ખૂબ ખૂબ આભાર માની હું નીચે ઊતર્યો, સરનામાંનો વિનિમય કર્યો ને ફરીવાર ફરી મળીશું એવી આશા વ્યક્ત કરી. પીટરે મને યજમાનને ઘરે મૂકી જવા આગ્રહ

રાખ્યો.

જેનેટ ને ચાર્લ્સના ઘેર 'એલિવેટર'મા ઉપર ચડતો હતો ત્યારે મને થયુ કે દુનિયા કેવી માયાળુ છે ? શા માટે આપણે, આટલી ગેર-સમજુતીઓ વચ્ચે જીવીએ છીએ ?

એ રાતે ટાઈમ સ્કવેરમા નિરાતે ઘૂમ્યો ને રંગીન કુચકડા પર એના ઝગઝગતા પ્રકાશની સ્મૃતિઓ ઝડપી લીધી જેનેટ અને ચાર્લ્સ મારી રાહ જોતા ઊભા રહ્યા હતા બ્રોડવે એક નાની શેરી છે, એક જ હારમા થોડા નાટયગૃહો ત્યા આવેલા છે ભભકો કશો જ નથી, આમ છતા ન્યૂ યોર્કના અત્યત સસ્કારી વર્ગનુ આ પ્રેરણાસ્થાન છે સમગ્ર અમેરિકા બ્રોડવેને પૂજે છે, બ્રોડવેમા રજૂ થતા નાટકો વિષે આતુરતાપૂર્વક વાચે છે, જીવનમા કો'કવાર એ નાટકો બ્રોડવેના જ કોઈ નાટયગૃહમા જોવાની અપેક્ષા રાખે છે

ધીમા અવાજે વાતો કરતા અનેક યુવાન મધ્ય વયના ને આધેડ યુગલો દરવાજા ખૂલવાની રાહ જોઈ ને ઊભા હતા આખરે નાટયગૃહ ખૂલ્યુ ને અમે અદર જઈને ગોઠવાયા The king and I એ સિયામના ઓગણીસમી સદીના એક રાજા ને એમના વિશાળ કુટુબને અગ્રેજી ભણાવવા માટે ઇગ્લાડથી બોલાવેલી એક અગ્રેજ મહિલાની કથા છે એનુ ચિત્ર મે જોયુ હતુ પરતુ રગભૂમિ ઉપર જોવાની કાઈ ઓર જ મઝા આવી દરેક પાત્ર ઝીણામા ઝીણી વિગતો વિષે પુષ્કળ કાળજી રાખતુ હતુ સાધનસામગ્રીથી ગીચોગીચ ભરેલી રગભૂમિનુ દશ્ય ખૂબ ઝડપથી બદલાતુ જોઈ ને મને નવાઈ લાગી જેનેટે મને કહ્યુ કે રગભૂમિ પરના દરેક પાત્રને અમુક ચોક્કસ વસ્તુ પડદો પડતા વેત પાછી લઈ જવાની હોય છે ને બીજા દશ્યમા જે પાત્રો રગભૂમિ પર પ્રવેશવાના હોય એ પોતે પણ નવી સાધનસામગ્રી સાથે તૈયાર જ ઊભા હોય છે બધા જ 'સેટીગ્ઝ (Settings)ને નીચે ગરગડી હોય છે આથી સહેલાઈથી ધક્કો મારીને એ ખસેડી શકાય છે મને થયુ કે આપણા દેશના રગભૂમિ કલાકારોએ આમાથી કાઈક ધડો લેવા જેવુ ખરુ આપણે ત્યા તો ઘણીવાર નાટક જોવા કરતા બધ પડદા સામે તાકી રહેવામા વધુ વખત જાય છે બ્રોડવે પર એવી માન્યતા છે કે જો રગભૂમિ પર નાટકના પ્રવેશ ઝડપથી ન આવે તો પ્રેક્ષક નાટકમા એકલીન ન થઈ શકે ને પરિણામે નાટક ધારી અસર ઉપજાવવામા નિષ્ફળ નીવડે.

નાટકની મુખ્ય અભિનેત્રી (મીસીસ એન્ના) જેનેટની ખાસ બહેનપણી હતી. આથી ઘેર જતા પહેલા અમે ગ્રીનરૂમ'મા પહોચ્યા—એને અભિનદન આપવા મારો પરિચય કરાવ્યો ત્યારે મે કહ્યુ કે ચલચિત્રમા મીસીસ એન્ના' તરીકેના ડેબોરા કેરના અભિનય કરતા તમારો અભિનય મને ખૂબ જીવત અને લાક્ષણિક લાગ્યો મને કહે સાચે જ ! હુ ખૂબ જ આભારી છુ મને ઘણા અમેરિકન પ્રશસકોએ એવુ કહ્યુ છે પણ એક પરદેશી મહેમાન પાસેથી આ શબ્દો સાભળી ખૂબ જ ગૌરવ અનુભવુ છુ '

રાત્રે ૧ વાગે ન્યૂ યોર્ક શહેરની રગબેરગી ગલીઓ પટાવતા અમે ઘેર પહોચ્યા દિવસભરની રખડપટ્ટીનો થાક ઉતારવા હુ ગરમ પાણી બાથટબમા ભરીને નિરાતે નાહ્યો પથારીમા પડ્યો ત્યારે દૂર કોઈ ટાવરમા બે ડકા પડ્યા

❀

સવારે સાતે આખ ઊઘડી ત્યારે જેનેટ ને ચાર્લ્સ હજુ ઊઠ્યા ન હતા ઇચ્છા તો થઈ કે બીજી એક ઊઘ ખેચી કાઢુ, પરતુ આજે સાજે તો ન્યૂ યોર્ક છોડવાનુ ને એ પહેલા કેટલાય મિત્રોને મળવાનુ હતુ ને થોડીક ખરીદી પણ કરવાની હતી આથી ઝટપટ તૈયાર થઈ મારો સામાન પેક કર્યો પેરાકીટ પખીની નાચકૂદ નીરખતા ને પીટર સાથે રમતા બીજો અડધો કલાક કાઢી નાખ્યો ત્યા સવારનો નાસ્તો તૈયાર થઈ ગયો સગીત અને નાટકની વાતો કરતા કરતા અમે પેટમા કોનસા પૂર્યા પછી જેનેટને ડીશો ધોવડાવી ને ૮ વાગે ગટુભાઈ આવી પહોચતા જ હુ બહાર નીકળી ગયો થોડા મિત્રોને મળવામા ને એક બે યુનિવર્સિ

ટીની મુલાકાતમાં જ બપોરના ૧૨ વાગી ગયા. એક જૂના મિત્ર સાથે મેનહેટનમાં 'લંચ' ખાધું ને પછી ન્યૂ યૉર્કની પબ્લિક લાયબ્રેરીની ઉતાવળી મુલાકાત લીધી. વિચિત્ર છતાં સુંદર આકારનું ગુગનહાઈમ મ્યુઝિયમ જોયું. હવે ઍરપોર્ટ પર નીકળવા માટે માત્ર બે કલાક જ બાકી હતા; આથી ન્યૂ યૉર્કના એક બે વિખ્યાત ડીપાર્ટમેન્ટ સ્ટોરમાં ઘૂમી થોડી ખરીદી કરી.

સાંજના પાંચ વાગવા આવ્યા હતા. મારા મિત્ર ધનરાજને અમારે નિયત સ્થળે મળવાનું હતું. એની ગાડીમાં અમે ઘરે પહોંચ્યા. સામાન મોટરમાં મૂકી જેનેટને ને નાનકડા પીટરને વિદાયચૂંબન કરી આઈડલવાઈલ્ડ ઍરપોર્ટ ભણી મારી મૂકી. લગભગ સાત વર્ષે હું અમેરિકા છોડતો હતો. કોણ જાણે ક્યારેય આ દેશ ફરી જોવા મળે એટલે આજુબાજુનાં દૃશ્યો ધરાઈને જોઈ લેતો હતો !

સામાન તોલાવી, ટિકિટ ચેક કરાવીને અમે ઍરપોર્ટ રેસ્ટોરામાં પેઠા. અડધો કલાક રાહ જોઈ ત્યારે માંડ અમારો પત્તો ખાધો. કલકેકમાં ગામગપાટા હાંકતાં ભોજન પતાવ્યું, મારી અત્યંત પ્રિય વાનગી 'સ્ટ્રોબેરી શૉર્ટ કેક' છેલ્લછેલ્લા આરોગી લીધી ને સંતૃપ્ત હૈયે ઊભા થયા ત્યાં તો લાઉડ સ્પીકર પર જાહેરાત થઈ કે લંડન ભણી ઊડતા જેટના પ્રવાસીઓ TWAનાં ગેટ નંબર ૧૮ આગળ હાજર થાય.

મિત્રોએ છેલ્લીવાર હાથ મિલાવ્યા, ટિકિટનું અડધિયું ફાટ્યું, ઈન્કમટેક્સનું ક્લીઅરન્સ સર્ટિફિકેટ લઈ લેવામાં આવ્યું, પાસપોર્ટ ઉપર ઇમીગ્રેશન ખાતાએ સિક્કો માર્યો, સુંદર સ્મિત માટે જ જાણે પગાર મેળવતી હોય એવી TWAની એક પરિચારિકાએ મીઠી વિદાય આપી ને કાંઈક ભારે હૈયે હું જેટપ્લેનની લાંબી સીડીનાં પગથિયાં ચડ્યો. મિત્રો સામે છેલ્લી વાર નજર ફેંકી, હાથ હવામાં હલાવી, વિશાળ પ્લેનના પેટાળમાં સરી પડ્યો.

છા વાગ્યે બારણું બંધ થયું. ચબરાક પાયલોટે ભંડકિયામાં જઈને પાંખો ચાલુ કરી, અમે સલામતીને ખાતર કમરપટા વીંટી દીધા ને થોડી જ વારમાં ૧૧૫ પ્રવાસીઓથી ભરેલું તોસ્તાન પ્લેન હવામાં ઊંચકાઈ ગયું. ન્યૂ યૉર્ક શહેરની ગણી ગણાય નહીં એટલી વીજળીની લાઈટો નીચે ઝાંખી ને ઝાંખી થઈ ગઈ ને પાંચેક મિનીટમાં તો અમે પાયલોટને ભરોસે અમારું જીવન સોંપી માત્ર વાદળાં વચ્ચે ઘેરાઈ ગયાં. કોઈએ છાપું ઉઘાડ્યું તો કોઈએ પોતાનું બ્રીફકેસ. હું સ્ટુવર્ડેસે આપેલી ખાટીમીઠી ગોળીઓ વાગોળતો શૂન્યમનસ્ક બેસી રહ્યો. બિનસલામત માનસિક વાતાવરણમાંથી હું સલામત વાતાવરણમાં ધીમું પ્રયાણ કરતો હતો એ એક જ ખ્યાલ મારા મનનો કબજો જમાવી બેઠો હતો.



અમેરિકામાં ઊડતી મોટર બનાવવાની દિશામાં પહેલું પગલું ભરાયું છે અને તેનું ઉત્પાદન આ વર્ષે શરૂ થાય તેવો સંભવ છે. આ મોટરને ઍરોકાર કહે છે.

ડલાસ(ટેક્સાસ)ની લિંગ ટેમ્કો ઈલેક્ટ્રોનિક્સ, ઈન્કો, નામની સંસ્થાએ આ અસાધારણ વાહનનું ઉત્પાદન શરૂ કરવાના કરાર પર સહી કરી છે. મોટા પાયા ઉપર ઉત્પાદન કરવા જેટલા ઑર્ડર મળશે તો ઉત્પાદન થશે.

એરોકાર ઊડે છે ત્યારે બે વિભાગવાળા "પુશર" પ્રકારના વિમાન જેવી હોય છે. રસ્તા પર ચલાવવી હોય ત્યારે તેની પાંખો અને પૂંછડી સંકેલી લેવામાં આવે છે. અને મોટરની પાછળ તે ખેંચાતી આવે છે. આ વાહનને મોટરમાંથી વિમાનમાં ફેરવતાં કે વિમાનમાંથી મોટરમાં ફેરવી નાખતાં પાંચથી દશ મિનિટ લાગે છે અને તેમાં ફક્ત એક જ હેન્ડ ક્રેન્ક સિવાય બીજા કોઈ સાધનની જરૂર પડતી નથી.

જમીન ઉપર આ એરોકાર ૬૦ માઈલની ઝડપે દોડે છે. જ્યારે વિમાન તરીકે કલ.કે ૧૦૦ માઈલની ઝડપે ઊડે છે અને તેની ઉડ્ડયન મર્યાદા ૩૦૦ માઈલની છે.

હરીશ વ્યાસ

# દિવ્ય ભૂતાવળ

જાણીતા સર્વોદય કાર્યકર અને અચ્છા કલમકાર અહીં એક એવો હૃદયસ્પર્શી પ્રસગ રજૂ કરે છે કે જે આપણા રાષ્ટ્રને ખૂબ જ નિકટતાથી સ્પર્શે છે ગરીબી અને અસમાનતા આજે સમગ્ર દેશને રહેસી રહી છે નીતિ અને સાચને માટે જ્યા જરા સરખી પણ જગ્યા રાખવામા નથી આવી એવા આપણા સમાજથી દૂર દૂર ધકેલાયેલાની આ પ્રસગકથા છે જે ઊડી વિચારણા માગી લે છે

મનમા થતુ હતુ કે પદયાત્રા કરતા કરતા વડોદરામા આ યા છીએ વળીને ડોકટરો વ્યાપારીઓ, કર્મચારીઓ છાત્રો શિક્ષકો એમ અનેકને મળીએ છીએ પરન્તુ પેલા છેવાડાને—દરિદ્રનારાયણને મળીએ તો ખરા એ ક્યા પડ્યો હશે? એની ખોજ કરતો કરતો એકનો એકનો છાનોમાનો હુ નીકળી પડ્યો

સામે પેલુ સુરસાગર આખાયે દિવસના પરિશ્રમથી થાકીને સૂતુ હતુ એણે પેશ્વા મરાઠા, અગ્રેજો એમ કેટલાયની જાહોજલાલી જોઈ હતી વડોદરાની ગરીબી અને અમીરી સુખ અને દુ ખ કીર્તિ અને અકીર્તિ બધુયે એણે માણ્યુ છે હવે તો બધુ જોઈ જોઈ ને ધરાઈ ને બેઠુ હોય તેમ નિરાતે લહેરાતુ હતુ મર્ક્યુરી પાઈ પોનો રગબેરગી પ્રકાશ એને અવનવો ઓપ આપતો હતો થોડી થોડી વારે માણ સોની અવરજવર કોક મોટરનુ ભોપુ સાથ વની ઘટડી અને દેવમન્દિરનો રણકાર સભળાતો હતો

મન્દિરવાળા પૂજારી મહારાજ પણ બધુ સમેટીને નિદર કરતા હતા મ્યુઝિક કૉલેજનુ સગીત પણ શમી ગયુ હતુ છતા ફૂટપાથ પર હજી તડાકાભડાકા અને ગપસપ ચાલુ હતા અરે પેલુ શુ છે? કેમ્પ-ફાયર તો નહી હોય ને? છૂટક છૂટક ટોળીઓ ફૂટપાથ પર પડી હતી આમતેમથી લાકડા ચોરી લાવીને યા માગી લાવીને તાપણી કરીને એ બેઠા હતા સાચવી સાચવીને લાકડા તાપણીમા નખાતા હતા પાચસાત જણની એ ટોળી બેઠી હતી

હુ ચુપચૂપ એ ટોળીમા ઘૂસ્યો મારા જેવા નવતર માણસને જોઈ ને એ થોડા ચમક્યા ખરા પણ તરત જગ્યા કરી આપતા— આવો ભાઈ આવો' એમ કહેતા સકોડાવા લાગ્યા બાળકને ધવડાવતી બાઈ જરાક સકોડાઈ બીડી પીતો એનો ધણી પણ બાજુએ ખસ્યો અને મારે માટે બેસવા જેટલી જગ્યા થઈ ગઈ

સામે એક બુઢ્ઢો ગોદડીનો ગાભો ઓઢીને એક ઊઘ ગયેલી નાનકડી છોકરીને હાથ વડે ટપારતો બીડી ફૂકતો હતો નાનકડુ એક ભૂલકુ ગાભામા વીંટાઈ ને તાપણીની ઉષ્મામા સૂતુ હતુ બીજી કોર ચમકતી આખ વાળી નાજુક છોકરી તાપણીને સકોરતી બેઠી હતી એના શરીરમા અકાળે યૌવન અને માતૃત્વનો સગમ થઈ ગયો હોય તેવુ લાગતુ હતુ ડોસો એને અવાર નવાર બીડીનુ ઠૂઠુ ધરતો હતો પણ એ તો—'ના ના બાપા તમે જ પીઓ ને!' એમ કહીને પોતાની ઉદારતા વ્યક્ત કરતી હતી

મારી બાજુમા બેઠેલી આધેડ બાઈ બાળકને ધવડાવવા માટે મથતી હતી પરન્તુ પેલુ બાળક કકળાટ કર્યા જ કરતુ હતુ પવનના સૂસવાટા એના જર્જરિત કપડામા થઈ ને દેહને વીંધી રહ્યા હતા બચ્ચુ ઠડીમા લપ લપિયા નાખતુ ઠીગરાઈ રહ્યુ હતુ બાળકને ઠડીથી બચાવવા માટે એણે ઓઢેલી સાડી બાળક ઉપર નાખીને એને હબૂરવા માડ્યુ અને ગરમી મેળવવા મારી સોડમા ભરાવા લાગી લાતોનો પ્રહાર કરીને બાળક ઓઢેલુ કપડુ ફેંકી દેતુ હતુ પરન્તુ બાઈ એને બેય સીને વારાફરતી ધવરાવવા મથતી હતી દૂધ ન આવતા બચ્ચુ ચિચિયારી પાડતુ હતુ અને પેલી બાઈ જોર જોરથી સીન દબાવીને હૈયાનુ હીર બાળકના મોમા નીચોવ્યે જતી હતી

પણ દૂધ ક્યાથી આવે? આ વેદના જોઈ ને છોકરીએ એલ્યુમિનિયમનો ડબો કાઢીને સામો મૂક્યો 'લે આ ી આમથી થોડુક ખા એને ધાવણ વછૂટશે ડબરામા સૂકી પુરીઓ ભજિયા ગાઠિયા, ચવાણુ— એવુ એવુ પરચુરણ ખાવાનુ હતુ બાઈ એ એમાથી બેપાચ કોળિયા ભર્યા છોકરુ હજી રડયે જ જતુ હતુ રડી રડીને છોકરાની આખો લાલ લાલ થઈ ગઈ હતી

'મુવું ઊંતુયે ક્યાં મરે છે આ !' એમ કહીને ગુસ્સો કરવા લાગી. ઠપકો આપતો બુઢ્ઢો વચમાં પડ્યો. 'ગુસ્સો શાની કરે છે ! જરાક એને ધવડાવ તો ખરી !'
અને પેલી આધેડ બાઈએ ફરીથી સ્તનને વારાફરતી નીચોવવા માંડ્યાં. લોહીના ટશિયા તરી આવ્યા. 'મુઉ, શું ધવડાવું ? અંદરથી દૂધ જ નથી આવતું ને ?' સામેની છોકરી માના મોં સામે વેદનાભરી આંખે જોઈ રહી. અને લાકડું તાપણીમાં ફેંક્યું. લોટામાંથી પાણી લઈને બાળકના મોંમાં રેડવા માંડ્યું. થોડી-વારમાં બાળક શાન્ત થઈ ગયું. અને માતાએ ડબ-રામાંથી બૂકડા ભરીને ખાવા માંડ્યું.
એનો ધણી બીડી પૂરી થતાં ચૂંગીમાં તમાકુ ભરીને ફૂંકવા મંડ્યો. બુઢ્ઢા તરફ જોઈને મેં પૂછ્યું: 'અહીં શું કામ કરો છો ?'
એકદમ ઉગ્ર થઈને એ કહે, 'કામ ? અમારે કામ શું હોય, ભાઈસા'બ ! કામ તો નસીબવાળાને હોય ! અમને કોણ કામ આલે ? દિવસ આખો ભીખ માગીએ છીએ, તો ડબરામાં દયા કરીને કોક આલે છે. પરન્તુ એમાંથી શી રીતે પૂરું થાય ? એટલે... !' આમ બોલીને તે એકદમ અટકી ગયો. અને છોકરી સામે એની આંખ તગતગીને છેવટે મીંચાઈ ગઈ.
'કેમ અટકી ગયા ? આગળ ચલાવો ને !' મેં કહ્યું.
'અરે ભઈલા, આગળ તે શું ચલાવું ? કહેતાંયે મારી જીભ તૂટી પડે છે. પણ થાય શું ? અમારાં તો ભાગ્ય જ ફૂટેલાં. નહીંતર આવું તે હોય ? ભઈસા'બ ! જુઓને, આ છોકરી સાથે આમતેમ ફરીએ છીએ, ત્યારે થોડુંક ખાવાનું મળે. પણ ભાઈસા'બ, અમનેય સારું ભાણું ખાવાનું મન ના થાય ? અમનેય કોકવાર સિનેમા જોવાનું મન ના થાય ?'
'હા હા, સારું ખાવાપીવાનું અને સિનેમા જોવાનું મન તો સૌને થાય !' મેં સૂર પુરાવ્યો.
આગળ ચલાવતાં એ કહે, 'જુઓને, મન તો ઘણુંયે થાય, પરંન્તુ પૈસા લાવવા ક્યાંથી ? અત્યાર સુધી આ વહુ છે ને, એણે અમારું નિભાવ્યું. પણ એય હવે તો શરીરે નિચોવાઈ ગઈ છે. પણ ભગવાનની કિરપા છે ભઈલા, તે આ છોકરી આલી છે. કેવી ફૂટડી અને ચબરાક છે ! પણ જુઓને, એનું પેટ ભરાવા લાગ્યું છે. હજી તો પંદર સત્તર વરસની છે. એટલામાં એ વાર પેટ ભરાઈ ગયેલું .. ! શું થાય ? અમે અમારી રીતે એનો નિકાલ કરી દઈએ છીએ. પણ આ તો વારેવારે એનો એ જ સવાલ. આખી રાત મોકલીએ ત્યારે પરાણે પરાણે બેચાર રૂપિયા મળી રહે છે. એનું શરીરેય નબળું પડતું જાય છે. ભગવાન જાણે, એ કેટલું નિભાવશે તે ! હાં, પણ ભગવાન કાંઈ વેચી ખાધો છે ? જુઓને, ગાભામાં પેલી દીકરી પડી ! કેવી મલક મલક ઊંઘમાંયે હસે છે ! એ તો થોડા વરહમાં તૈયાર થઈ જશે. દીકરી ને ઝાડ, એમને વધતાં કાંઈ વાર લાગે છે ! એટલે....એ તો સૌ નભી જશે. ભગવાન જેવો ભગવાન બેઠો છે ને !'
આમ કહીને દમ ભરાઈ આવતાં એ ખોં ખોં કરવા-લાગ્યો. તાપણીમાં લાકડાં ઓરતી છોકરી આંખો તગાવીને વારંવાર જોયા કરતી હતી. એના ફાટ્યાતૂટ્યા કબજામાંથી ચૂંથાયેલું યૌવન અવારનવાર ડોકિયાં કરી જતું હતું. સાડી સંકોરતાં નમણી આંખો વારંવાર એ આંખનાં ઈજન દેતી હતી. પણ મારી આંખ કરુણાથી છલકાઈ જતાં એક મટકુંયે માંડી શકતી નહોતી. એનું ગોરું ગોરું વાન, રેશમી વાળ, તેજસ્વી કપાળ, તગતગતી ભૂખરી આંખો અને ખડતલ દેહ જોઈને મારા મનમાં નાનકડી બહેન દેખા દેતી હતી.
બુઢ્ઢા તરફ જોઈને મેં પૂછ્યું, 'હાં તમારું નામ તો પૂછ્યું જ નહીં હોં. તમારું નામ શું ?'
અને કોણ જાણે હસી હસીને બુઢ્ઢો બેવડ વળી ગયો. એનું જોઈને બધાંયે હસવા લાગ્યાં.
'નામ ? મારું નામ ! ભઈલા, અમારે નામ શાનું ? માણસને નામ હોય ! અમે માણસ જ ક્યાં છીએ, તે અમારે નામ હોય ?'
તમાકુની ચૂંગી તાણતાં એ કહે, 'માણસને તો

ખાનાપીવાનું, પહેરવા ઓઢવાનુ, રહેવાનુ, ભણવાનું, જમીન જાગીર—એવુ બધુ હોય અમારે તો ભાઈ સા'બ, હાયવરા કરીને આમતેમ અથડાઈ કૂટાઈને છવવાનુ આજે અહી તો કાલે બીજે ક્યાક! આમ બાથોડિયા મારીને છવતર પૂરુ કરવાનુ બોલો ભાઈ, અમારે નામ શેનુ હોય? હા પણ તમારુ નામ શુ? તમે તો માણસ ખરા ને?'

મારે શો ઉત્તર આપવો? મનમા થતુ હતુ—'હુ માણસ છુ ખરો! માણસ બીજાને જવાબદાર હોય છે મારામા એ જવાબદારીયે છે ખરી?

'ઊભા રહો' એમ કહીને એનો ઉત્તર દેવા મારુ શરીર ઝપાટાભેર દોડ્યુ પેનો લારીવાળો ભેગો ગયો માગ ખિસ્સામા જેટલા પૈસા હતા તેનો ઢગનો કરી દીધો. અને તેની પાસેથી ખાવાનુ બધા યુ પગથી માથા સુધી એણે મને જોઈ લીધો 'આ પાગલ તો નથી હોય ને?' શકાથી એ જોઈ રહ્યો હતો પડીકુ બાધ્યા પછી એ ભ્રમ ખરી ગયો અને એની જ ઝડપથી પેનાઓને જવાબ દેવા દોડ્યો ભૂતાવળ સમી એ ટોળી હજીયે બેઠી હતી અન્નુ રોતુ હતુ

વચ્ચોવચ્ચ પેનુ પડીકુ મૂકતા મે એમને કહ્યુ 'હા, તમે નામ પૂછતા હતા ને? મરુ બીજુ કશુ નામ નથી મારું નામ છે માણસ!'

પેના બધા ભૂખ્યા વરુની જેમ ખાના માટે તૂટી પડ્યા એમના ખુશખુશાલ મોં પરની કના બાજુ પર ઊભો રહીને જોતો હતો થોડીવાર થઈ એને બુઢ્ઢો ઊઠ્યો અને મને લઈને ચાલવા મડ્યો સૂરસાગર નિરાંતે આ બધો તાન જોતુ લહેરતુ હતુ. બુઢ્ઢાની આખમા અમીના ઝરા દેખાતા હતા થોડેક છેટે મને લઈ જઈને અધારા એક ખૂણા પર ઊભો રાખ્યો ત્યા કોઈ અવરજવર નહોતી ભીત પાસે એક ગોદડીનો ગાભો પડેલો હતો તે એણે પાથર્યો 'લો ભાઈસાબ અહી જરાક બેસો' આમ કહીને એ ચાલતો થયો અધારામા એ ગાયબ થઈ ગયો ચારે કોર બધુ સૂમ સામ હતુ હવે શુ થશે એની રાહ જોતો હતો અને

એકદમ કોકના પગના ધમકારાનો અવાજ થયો કોણ એ હશે હશે? ભૂત, પલીત, પિશાચ કે ડાકણ તો નહી હોય ને? પણ એમા મને શ્રદ્ધા નહોતી થોડી વારમા જ અધકારમા એ દોડતુ હાસ્ય મારી પાસે આવી પહોચ્યુ અને આનદને મને ચોમેરથી જોરથી વીટળાઈ વળ્યુ મારા આખાયે શરીર જાણે સ્નેહની સૂરભિ પમરાઈ ગઈ એ અજાણ્યુ હતુ, છતાયે ગાઢ પરિચિત હોય એવુ લાગ્યુ દૂરનુ હોવા છતા નિકટનુ લાગ્યુ એની આખોમાથી શ્રાવણ-ભાદરવો વહે જતો હતો અને મારા ખભાને કરુણાથી ભીજવી રહ્યો હતો ગાઢ અધકારને વીધતી ચારેય આખો મળી અને એકાકાર થઈ ગઈ

થોડીવાર પછી એનુ મો ખૂલ્યુ 'મારી બેઅબી માફ કરજો તમે તો ભાઈ, ખરેખર માણસ જ છો હો બુઢ્ઢાએ તો મને બળા મારણે મોકલી છે પણ ભાઈ, માણસને કેમ અભડાવાય? માણસ સાથે માણસ થવાય જનાવર તો નહી જ તમે મારા જેવી દુખિયારી બહેનોના ભાઈ થશો?'

આખો સમતિ રૂપે હા પાડી રહી હતી આકાશના તારલાઓ ટમટમતા હતા ઝાડવા સૂમશામ થઈને નીરખતા હતા અજાણ્યા ભાઈ-બહેનનુ મિલન અધકાર રૂરે જોઈ રહ્યો હતો

અને એ પુન વનનાની જેમ વીટળાઈ વળી એની ચૂમીઓનો મધુમય અભિષેક મસ્તક પર થઈ રહ્યો હતો અશ્રુધારાઓ હૈયાને સ્નેહથી ભીજવી રહી હતી

'ભઈલા, આ નાનકી બહેનની ભેટ લેતો જા! એને કદીયે ભૂલીશ નહી હો!'

ખમણનો એક ટુકડો કબજામથી કાઢીને ભાઈના મોમા વહાલથી મૂકી દીધો જાણે દરિદ્રનારાયણનો પ્રસાદ!

એની વિદાય લેતો હુ ઊઠ્યો ત્યારે એ હાથે વળગીને કહેતી હતી 'જોજે હો ભઈલા, અમે તારે આશરે છીએ તુ અમને ભૂલતો મા ભને અમે દૂર દૂર ભટકીશુ,

પણ તારો કેડો અમે છોડવાનાં નથી હોં. તારા દિલમાં અમારો કાયમી વાસો રહેવાનો જ છે! અમને માણસ બનાવીશ, ત્યારે જ તારું નામ સાચું ઠરશે!'

આમ કહેતીક ને કપાળે ચૂમી લઈને એ દૂર દૂર દોડી ગઈ. જાણે પ્રેમની જ્યોતિર્મય દેવી જ જોઈ લ્યો ને! અને હુયે અંધકારમાંથી પ્રકાશ ભણી વળ્યો.

અંતરાલમાં રવિબાબુનું મંગલ-ગીત ગૂંજતું હતું :

'કત અજાનારે જાનાઈલે,
પરકે કરિલે નિકટ બન્ધુ, દૂરકે કરિલે ભાઈ.'
'કેટલાં અજાણ્યાંને જાણીતાં કીધાં,
દૂરનાં કીધાં નિકટ બન્ધુ,
તેં પારકાંને કીધાં ભાઈ!'

આ ગૂંજન વચ્ચે અંધકારને ચીરતો પ્રકાશ રેલાયે જતો હતો. એની વચ્ચે કૂંડી બહેન નવી કેડી ચીંધતી નાચતી નાચતી દોડયે જતી હતી. આગમનાં એંધાણ દેતી, આશાનાં ઈંગિત દેતી, માનવતાને ઢંઢોળતી ઢંઢોળતી એ દોડયે જતી હતી... દૂર... ...ગાતી ગાતી જ રતો :

'તારા ગામને કુટુંબ કરી માનજે,
હો બન્ધુ તારા દિલડાના દેવને જગાડજે.
તારા દેશને કુટુંબ કરી માનજે,
હો બન્ધુ તારા દિલડાના દેવને જગાડજે...'

★



ઔદ્યોગિક વસાહતોની પ્રગતિ ભારતમાં પ્રદેશોમાં થઈ રહી છે. તેમાંની કેટલીક વસાહતોમાં ૧૩,૪૦૦ માણસો કામે લાગી ગયાં છે ઉપરના ચિત્રમાં દિલ્હી-ખાતે આવેલી ઓખલા ઔદ્યોગિક વસાહતમાં સ્ત્રી-કામદારો રેડિયો સેટ જોડી રહેલ છે.

প্রদ্যুম্ন কંચનરાય દેસાઈ

# નિશાચર પંખીઓ

ઊર્મિનાં વાચકોને જાણીતા પક્ષીવિશારદ-લેખક હવે નવાં જ પંખીઓનો પરિચય આપે છે પંખીઓ વિશેનો આવો તલસ્પર્શી અભ્યાસ અને ઝીણવટભર્યો પરિચય ગુજરાતી લેખકોમા તો શોધ્યોય જડે તેમ નથી, ઘણાં અભ્યાસુઓ આ લેખોને આધારે નવા લખાણો પણ તૈયાર કરે છે... ..

### - લીંટાવાળી ચુગડ

કાબર જેવડા કદની આ લીંટાવાળી ચુગડ એક જાતનું નાનું ઘુવડ છે. આ ચુગડ ભારતીય ચુગડને ઘણી મળતી આવે છે પણ રંગે આ ચુગડ એક સરખા રાખોડી રંગનું હોય છે. પીઠના દરેક પીંછામાં બારીક ઘેરી લકીરો આવે છે અને પેટાળનો રંગ ઝાંખો હોય છે પણ કાળા લીટા આવે છે. જે લીટા છાતી ઉપર ચોખ્ખા વરતાય છે. ગરદનની બાજુમાં કોઈ કોઈ વખત કાળાં તલકાં જોવામાં આવે છે. આ ચુગડ રાતને સમયે બહાર આવતી હોવાથી તે સામાન્ય રીતે ચોક્કસ ઓળખાય નહિ. પણ માથા ઉપર અથવા તો કહોને કે આખ ઉપર બે લાંબાં શીંગડાં જેવાં પીછાં રહે છે. વચલાં બે પીંછાં સિવાયની આખી પૂંછડી આડી લીટીઓવાળી હોય છે. આખો પીળા રંગની અથવા તો નારંગી કથ્થાઈ રંગની રહે છે. ચાચના કથ્થાઈ રંગમાં ધોળો પીળો રંગ ભળી ગયેલો જણાય છે અને પગનો રંગ ઘેરો રાખોડી હોય છે આ ચુગડ પોતાના ચારા માટે ઉદરડા અને બીજી જીવાતનો ઉપયોગ કરે છે.

આ લીંટાવાળી ચુગડ પરદેશથી એટલે તેઓ એશિયા માઈનર અને ઈરાનમાં થઈ ભારતમાં પ્રવેશ કરે છે અને આથી સૌરાષ્ટ્રમાં તે ચોક્કસ દેખાય જ એવું નથી છતાં કોઈ રખડતું રખડતું આવી ચઢે છે.

લીંટાવાળી ચુગડને અંગ્રેજીમાં The Striated Scosp Owl કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Otus Brucei ( Hume ) એમ કહેવું જોઈએ.

### ભારતીય ચુગડ

કદમાં આ ભારતીય ચુગડ લીંટાવાળી ચુગડને મળતી આવે છે. અને તેના રંગ ઘણા પંખીમાં ઘેરા તો ઘણાં પંખીમાં હલકા રંગ આવે છે. પણ તેનો સામાન્ય રંગ તો કથ્થાઈ રહે છે. અને તેમાં લકીરોનું ચિત્રામણ વધારે પ્રમાણમાં દેખાય છે. પણ આ લકીરો તેના તાલકા ઉપર કદાચ આવતી નથી. અથવા તો કોઈ પંખીને હોય છે પણ ખરી. વળી એના રંગમાં બે પ્રકાર આવે છે એક રતાશ પડતો અને બીજો રાખોડી. પહેલા પ્રકારના રંગમાં લકીરો પીઠ ઉપર આવતી નથી પણ બીજા પ્રકારમાં આવે છે. માદાનું કદ નર કરતાં મોટું જણાય છે. તેના પાંખનાં શાંતાં પીછામાં ચોથું પીછું સૌથી લાંબુ અને પહેલું ટૂંકું હોય છે. ભારતીય ચુગડના માથા ઉપર પણ શીંગ પીછાં રહે છે રતાશ પડતા રંગમા શાંનુ ત્રીજું પીછું સૌથી લાંબું રહે છે અને રાખોડી રંગના પંખીમાં તો સરખી લંબાઈની પહેલી શાં હોય છે.

આ ભારતીય ચુગડનો વસવાટ આખા ભારતમાં છે. અને આહારમાં ઉદરડાં અને જીવાતનો ઉપયોગ કરે છે. વળી આ પ્રજનન ક્યાં થાય છે તે હજુ માલૂમ પડ્યું નથી.

ભારતીય ચુગડને અંગ્રેજીમાં The Indian Scops Owl કહેવાય છે જ્યારે Otus Scops ( Linn ) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### પરદેશી ચુગડ

કાબરના કદનો આ પરદેશી ચુગડનો પીઠનો રંગ ઘેરો રાખોડી કથ્થાઈ અને તેમાં કાળી લકીરો રહે છે પણ ઘણી વખત તેમાં સોનેરી રતાશ પડતો રંગ પણ જણાય છે. રતાશ પડતો અને કાળો કાંઠલો રહે છે. જ્યારે પેટાળ કથ્થાઈ અને સફેદ રંગનું રહે છે. તેમાં કથ્થાઈ ડાઘા અને લીટીઓ આવે છે. પૂંછડી કથ્થાઈ લીંટાવાળી હોય છે. અને માથે શીંગ પીંછાં રહે છે. આંખનો રંગ લીલાશ પડતો સોનેરી પીળો રહે છે.





અને પગ રાખોડી રંગના રહે છે. આગળ જોઈ ગયા તે રતાશ પડતા ચુગડને ઘણી રીતે આ ચુગડ મળતી આવે છે પણ આમાં વધારે રતાશ અને સોનેરી રંગ પીઠ ઉપર રહે છે. માદા કરતાં નર નાના કદનો હોય છે. આ ચુગડ વાડીઓ અને કાંટામાં ફરવા આવે છે. ઝાંખા પ્રકાશમાં તેનો રંગ સરસ રીતે વાતાવરણ સાથે એકમેક થઈ જાય છે. એટલે શોધવું મુશ્કેલ પડે છે.

આખો દિવસ આરામ કરે છે અને પાસે જઈએ તો પણ ઊડી જવાનો ખાસ વિચાર કરતું નથી. અને હાથથી પકડી લીધાના દાખલા મળી આવે છે. અવાજ તે મીઠો ઘંટડી જેવો કરે છે.

આ ચુગડ રશિયા અને દક્ષિણ પશ્ચિમ એશિયા તથા આલ્ટાઈ પર્વતમાં પ્રજનન કરે છે અને શિયાળામાં તે નાઈલ નદીની ઉપર વાસ, દક્ષિણ પશ્ચિમ એશિયા, ઉત્તર પશ્ચિમ ભારત તરફ આવી લાગે છે. સૌરાષ્ટ્રમાં તેની ગણત્રી રખડુ પંખી તરીકે થઈ છે. બાકી આહાર તો ઉપરનાં ચુગડ જેવો જ છે.

અંગ્રેજીમાં પરદેશી ચુગડને The Eastern Scops Owl કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Otus Scops pulchellus (Pallas) એમ કહેવું જોઈએ.

### દેશી ચુગડ

કાબરથી પણ જરા નાના કદની આ દેશી ચુગડનો રંગ કથ્થાઈ રહે છે અને માથા ઉપર શીંગ પર રહે છે. અને બીજી ચુગડથી તેને તેના ચહેરા ફરતી કાળી લીટી આવતી હોવાથી ચહેરાના બે ભાગ પડી જાય છે. તેનો અવાજ 'પીક પીન્ક' એ એવો જણાય છે કે પથરો કૂવામાં નાખ્યો હોય. વળી બીજો અવાજ શોગીઆ હુહુનો છે. આંખોનો રંગ પીળો હોય છે. છાતી ઉપરનો રંગ રતાશ પડતો કથ્થાઈ અને પીઠ ઉપરના રંગમાં બારીક કાળી લીટીઓ રહે છે. દાઢીએ ધોળો રંગ હોય છે. નરમાદા સરખાં હોય છે.

સૌરાષ્ટ્રમાં ગીરના વન્ય પ્રદેશમાં આ ચુગડ જોવામાં આવે છે. જ્યાં તે વૃક્ષની બખોલમાં દિવસના ભાગમાં વસે છે. અને સંધ્યા સમયે બહાર આવી અવાજ કરે છે. વળી ચુગડને પાણીકાંઠાની વનરાજી વસવા માટે વધારે પસંદ છે.

ભારતમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે અને ગુજરાતમાં પણ તેની વસ્તી છે. બાકી સૌરાષ્ટ્રમાં તે બીજી જગ્યામાં ભાગ્યે જ જોવામાં આવે છે.

ડિસેમ્બરથી મે માસમાં તે વૃક્ષની બખોલમાં બચ્ચાં આપે છે. અને નાનાં પ્રાણી અને સરીસૃપ જીવો, કાનકડીઆં અને જીવાતનો આહાર કરે છે.

દેશી ચુગડને અંગ્રેજીમાં The Collared Scops Owl કહેવાય છે અને Otus Bakkamoena, (Pennant) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### ઘુવડ

આ આપણું મોટું ઘુવડ સમળીના કદનું હોય છે. જ્યારે તે બોલે છે ત્યારે અંધારામાં જરૂર ડર લાગે છે. તેનું બોલવું ઘુરૂ...ઘુરૂ...ઘુરૂ...ઘુઘુઘુ એવા દડતા અવાજ સાથે આવે છે કે વગડામાં તેથી ઘડીભર ચાલતા હોઈએ તો અટકી જવાની ઇચ્છા થાય છે. એ ઉપરાંત આદમીને પોતાના માળા આગળ આવે તો બીવડાવવા માટે એવા વિચિત્ર અવાજ કરી આપણામાં ડર પેદા કરે છે.

અલબત્ત ઘુવડને આપણે ત્યાં એક અપશુકનીઆળ પંખી તરીકે માનવામાં આવે છે પણ તેને કેટલાક લોકો ડહાપણના પ્રતીક તરીકે માને છે. એ સિવાય ઘુવડ ખેતીને ખૂબ ફાયદો કરે છે. કારણ કે ખેતરમાં થતા ઉંદરનો ઘુવડ સારા પ્રમાણમાં નાશ કરે છે. જો કે આ ઘુવડ તો પંખીમાં બટેર, તેતર, કાગડ, ઢોર-બગલાં વગેરેને પણ મારી ખાય છે. ઘણા પક્ષી-વિશારદોનું એવું માનવું છે કે આ ઘુવડ દિવસના પણ ચારો કરવા નીકળી પડે છે પણ મારા જોવામાં તે કોઈ વખત દિવસના ભાગમાં ઊડતું જોવામાં આવ્યું નથી.

આ ઘુવડનું કદ જ તેની ઓળખાણ પાડી દે છે. વળી

તેનું ગોળ માથું અને ઘેરી નારંગી મોટી આંખો તેને જોતા ડર ઊભો કરે છે. માથા ઉપર બે લાંબા શીંગડાં જેવાં પીંછાં હોય છે. જે પીંછાં મરજી પ્રમાણે ચઢાવી ઉતારી શકે છે. આ ઘુવડ પીળા કથ્થાઈ રંગનુ અને અંદર કાળી ભાતના ચિત્રામણવાળું હોય છે અને પૂછડીમાં કાળા પટ્ટા રહે છે. પેટાળ ઉપર રતાશ-પડતા કથ્થાઈ રંગમા બારીક કાળી લીટીઓ હોય છે પણ છાતી ઉપર આ લીટીઓ જરા જાડી જણાય છે. ચહેરા ફરતી કાળી કોર-રહે છે. આથી માનવ ચહેરા જેવું જણાય છે. તેના પગ મોજાકસ અને લાંબા રહે છે. જ્યારે ચાંચ કાળી અને વળેલી હોય છે તેના ઘણા અવાજોમાં એક 'હુઉઉઉ' નો પણ છે. અને પાંસે જતાં 'ટક્ ટક્' એવો ચાંચથી અવાજ કરે છે. આ ઘુવડનો વસવાટ પથરાળ ડુંગળના બીડમાં અને દરીઆકાંઠાની ભેખડોમા છે દિવસ દરમીઆન તે કોઈ બખોલમા કે પથરા ઉપર બેસી રહે છે. અથવા તો ઘાટી વનરાજીમા પણ આરામ કરતા જોવામા આવે છે. પણ જ્યાં સુધી ખુલ્લી જગ્યામા ભોંય ઉપર બેસવા મળે ત્યાં સુધી તો તે જ પસંદ કરે છે એ બેઠુ હોય અને તેને ઉડાડીએ તો તે કાં તો સૂકા વૃક્ષોના થડ ઉપર અથવા તો મોટા પાણા ઉપર જઈ બેસે છે અને પોતાનાં માથાનાં પીંછા ઊંચા કરે છે અને ચીડાઈ ને 'હુઉઉઉ' કરતું જાય અને ઉપર નીચે ઝુકતુ જાય છે. ઘુવડને સામાન્ય રીતે એકાંત જગ્યામાં રહેવાનું વધારે પસંદ પડે છે પોતાની પાછળ પડેલા દુશ્મનને ડરાવવા તે પોતાની પાંખ પહોળી કરીને પીંછા ફુલાવે છે અને એવું જોરજોરથી ટક્ ટક્ કરે છે કે આપણે તેની પાસે જતાં નાહિંમત થઈ જઈએ છીએ. અને છતાં જઈએ અને હાથ લાંબો કરીએ તો પોતાના કાતીલ નહોરવાળા પગની ઝાંપી મારે છે.

ભારતમા તમામ જગ્યાએ તેની વસ્તી છે એટલે તેમા કચ્છ સૌરાષ્ટ્ર અને ગુજરાતનો સમાવેશ થઈ જાય છે. વળી તે કાંઈ પ્રવાસ ખેડતું નથી અને ડુંગરાઉ બીડમાં રખડવાનો શોખ હોય તો તે જરૂર દેખાઈ આવે છે.

ઘુવડ પોતાનાં બચ્ચાં નવેમ્બર માસથી મે માસ સુધીમાં ઉછેરે છે. પણ આટલા માસમાં ડિસેમ્બરથી માર્ચ માસ સુધીમાં જોવામાં આવે છે. ઘુવડનાં ઈંડાં લગભગ તદ્દન ગોળ આકારનાં હોય છે તેનો રંગ સફેદ હોય છે અને સંખ્યા બનતાં સુધી ચારની હોય છે. જ્યારે ડુંગરાઉ બીડમાં માળો બનાવ્યો હોય ત્યારે તે ડુંગરના પથરાની નીચેના પોલાણમાં હોય છે. ભેખડવાળા કિનારામાં બખોલ હોય તેમા હોય છે કે જો ઘાસના બીડમાં હોય તો તદ્દન ભોંય ઉપર પણ જોવામાં આવે છે. આ બધી જગ્યા તેઓ જે જગ્યા ઉપર રહેતાં હોય તેના ઉપર આધાર રાખે છે, ખાસ કોઈ પ્રકારનો માળો બાંધવાની તકલીફ લેતાં નથી. માત્ર ભોંયને ખરવડીને નાનો ખાડો બનાવીને ઇંડાં મૂકે છે. નાનાં બચ્ચાંનો રંગ ધુમાડીઓ કથ્થાઈ હોય છે. આ બચ્ચાં પણ ચાંચથી એ ટપકારો કરે છે કે તેના તરફ હાથ લઈ જતાં આંચકો આવી જાય ઘુવડ પણ પોતાના બચ્ચાંના રક્ષણ માટે ઘાયલ થવાનો દેખાવ કરી આપણને જુદે રસ્તે ઘેરવાનો પ્રયત્ન કરે છે.

ઘુવડના પગની નળી નાના છોકરાના કંદોરામા રાખવાથી કોઈ ખરાબ નજર તેના ઉપર પડતી નથી અને પડે તો પેની નળી ફાટી જાય છે અને છોકરું તે નજરના ઝેરથી બચી જાય છે એવી આપણામાં એક માન્યતા છે અને ઘણા તો કહે છે કે એ વાત સાચી પણ છે.

ઘુવડને અંગ્રેજીમાં The Great Horned Owl કહેવાય છે. અને તેનુ વિજ્ઞાનિક નામ છે Bubo Bubo Bengalensis (Franklin)

### રાડીઓ ઘુવડ

આ રાડીઆ ઘુવડનું કદ સમજીને મળતું છે. અને તે ઘણી રીતે મોટા ઘુવડને મળતું આવે છે પણ રંગ કંઈક ઝાંખું રહે છે જે આછો રાખોડીઓ કથ્થાઈ રહે છે અને પીઠ ઉપર તો સાવ ઝાંખો જણાય છે





રંભાબહેન ગાંધી

# સાસુનો વહુ પર પત્ર

સાસુ અને વહુ—કોઈપણ દેશમાં, કોઈપણ સમાજમાં મેળ ન ખાય એવી બે વ્યક્તિઓ છે. છતાં એ બન્ને પાત્રો આપણા સમાજનાં મહત્ત્વનાં છે. જાણીતાં નાટિકા-લેખિકાએ અહીં પત્રરૂપે સુખી સાસુતરુનો આદર્શ રજૂ કર્યો છે જે દરેકને રુચશે......

ચિ. નીલા,

આ પત્ર વાંચીને, કદાચ તને આશ્ચર્ય થશે, આજે તીર્થક્ષેત્રમાં આવ્યા પંદર દા'ડા થયા, ને એ પંદર દા'ડામાં તારી યાદ પચાસ વાર આવી. અહીંના શાન્ત વાતાવરણમાં બેસીને મને ખૂબ જ વિચાર કરવાની તક મળી છે, ને એ મારા વિચારો મારે તને જણાવવા જોઈએ એમ લાગતાં આ પત્ર તને લખું છું. કહે છે ને કે બે વાસણ હોય તો ખખડે જ ને એમાંયે પાછાં એ વાસણ એટલે સાસુ ને વહુ—એટલે ખખડ્યા વિના રહે જ કેમ? આપણી વચ્ચે ખખડાટ ને ચડભડાટ થતો ને તેથી બન્નેનાં મન ઊંચાં થઈ જતાં, એ દુઃખ ને કંટાળાને કારણે જ હું આ સ્થાને આવી છું એમ કહું તોયે ખોટું નથી.

હું અહીં આવવા નીકળી ત્યારે તારી આંખો ભરાઈ ગઈ હતી ને તું બોલી ઊઠી કે બા! મારાથી કંઈ કહેવાઈ ગયું હોય તો મને માફ કરશો. ને પછી મારા નાનકડા નવીનને મારા ખોળામાં મૂકીને બોલી કે અમને નહિ તો આને યાદ કરીને જલદી આવજો બા.

તો શું તેં એમ માની લીધું કે હું અહીં હાડ ગાળવા જ આવી છું! નીલા! તું જાણતી નથી કે મને પણ તમારો બધાનો કેટલો મોહ છે ને કેટલી માયા છે તે?

મારે ત્રણ દીકરા ને બે દીકરીઓ, એક દીકરીને પરણાવી ને બીજી તો નાનપણમાં જ ગઈ, એને તો તેં જોઈ જ નહોતી. પણ જ્યારે મેં તને પહેલવહેલી જોઈ ત્યારે ક્ષણભર તો મને એમ જ થયું કે જાણે મારી આરતી જ પાછી આવી. તું આબેહૂબ એના જેવી જ લાગતી હતી ને—કદાચ તે કારણે પણ હોય, મારો સ્નેહ તારી તરફ વધુ ઢળ્યો.

મોટા ભાઈઓ જુદા થયા ને હું તમારી સાથે રહી. કોઈ વાર તને હું બોજારૂપ લાગતી તે જાણું છું,

---

જેમાં થોડાં કાળાં ટપકાં દેખાય છે અને છાતી ઉપર કાળી લીટીઓ દેખાય છે. ચાંચનો રંગ રાખોડી પણ ઉપલી ચાંચ છેડે જતાં હાથીદાંતના જેવા ધોળા રંગવાળી હોય છે. પગનો કાળાશપડતો અને આંખનો રંગ સોનેરી પીળો રહે છે. પૂંછડીમાં પટ્ટા આવે છે અને છેડો ધોળા રંગનો હોય છે. પગ નખ સુધી મોજાકસ રહે છે. સ્વભાવે તેને પાણીવાળો વન્ય પ્રદેશ પસંદ છે. અને બિલાડાના 'મિયાંઉ' જેવો અવાજ કરે છે. એ ઉપરાંત એવા વિચિત્ર અવાજો કરીને મનને મૂંઝવી નાખે છે.

આ રાડીઆ ઘુવડ મારા મકાન પાસે રાતના આવતાં જોવામાં આવ્યાં છે અને તેના વિચિત્ર અવાજ સાંભળીને ઊંઘ ઊડી જાય છે. અને છાપરા ઉપરથી ઉંદરનો શિકાર કરતાં પણ જોયાં છે.

પાકિસ્તાનમાં સિંધ, ભારતમાં પંજાબ, રાજસ્થાન અને ખાનદેશથી બંગાળ સુધી વસે છે. સૌરાષ્ટ્રમાં હવે તો મારા સાંભળવામાં આવ્યા જ કરે છે.

સાંભળવા પ્રમાણે આ રાડીઓ ઘુવડ કાગડાનો પાકો દુશ્મન ગણાય છે અને તેને મારી ખાય છે છતાં શિકાર નથી કરતાં એવું નથી. માછલી, કર્તનશીલ પ્રાણીઓ, દેડકાં, સરીસૃપ વંશના જીવો વગેરે તમામનો શિકાર કરે છે.

રાડીઆ ઘુવડને અંગ્રેજીમાં The Dusky Horned Owl કહેવાય છે અને Bubo Coromandus Coromandus (Latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.





તને થતું કે પેલા બે છૂટી જાય ને આ ડોશીને મારે જ સંભળાવી એ ક્યાંનો ન્યાય? ને પેલી બે એમ કહેતી હતી કે તમને નાની વહુનું જેટલું લાગે છે એટલું અમારું ક્યાં લાગે જ છે તો ચાટો તમારી નાની વહુને. મારે તો સૂડી વચ્ચે સોપારી જેવું થતું અને ખરું પૂછ તો મોટી વહુની વાત પણ ખરી તો હતી જ ..મને તું વધુ ગમતી તે ચોક્કસ અને મારો નાનો દીકરો, એ તો પહેલેથી જ મારો લાડકો હતો, એ છ મહિનાનો હતો, ને એણે એના પિતાની છાયા ગુમાવી ..તેથી મારા સર્વસ્વ પ્રેમનો એ અધિકારી બન્યો હતો, ને દુર્ભાગ્યે એ જરા નબળા બાંધાનો છે તેથી એની સારસંભાળ પણ વહુએ જ રાખવી પડતી અને હજીયે રાખવી પડે જ છે, ને તે જ કારણે તો મારે તને કોઈ કોઈ વાર ટોકવી પણ પડે છે. યાદ છે ને તે દિવસે ઠંડીમા ને ખુલ્લામાં તું એને નાટક જોવા લઈ ગઈ ને એ બરાબર એક મહિનો હેરાન થયો ત્યારે મારે તને એ શબ્દો કહેવા પડયા હતા ને તને મારું કહેવું એ સાસુના ટકટકાટ સમું લાગ્યું હતું. સાસુનું નામ જ એવું સુગાળવું થઈ ગયુ છે કે જે કંઈ સાસુ કહે એનો ઊંધો અર્થ જ ઘટાવાય છે.

તને કોઈ વાર વધુ ખર્ચતા જોતી ને મનમાં થતું કે આ ઠીક નથી થતું છતાયે કહેતી નહિ. પરંતુ એક વાર તેં જરા વધુ પડતું ખરીદી નાંખ્યું ત્યારે મારાથી એટલું કહેવાઈ ગયું કે બાપુ! શક્તિ પ્રમાણે બધું કરીએ. ને કોઈના મહેલ જોઈને ઝૂંપડાં બાળી ન નખાય. આમ આંખ વીંચીને ખરચીએ તો ભર્યાં કૂવાયે ઠાલા થઈ જાય...ને એના જવાબમાં તે કહ્યું હતું કે છે તદ્દન લોભીયાં. છાતીએથી છૂટતું જ નથી ને. જો કે તેં મને એમ ખુલ્લા શબ્દોમાં કહ્યુ નહોતું, તારા હાવભાવથી તારી એ વાત હું સમજી શકી હતી.

ઉપરાંત બીજે દિવસે કિરીટે મને કહ્યુ કે 'બા! આટલો લોભ શા માટે? ને અત્યારે નહિ માણીએ તો ક્યારે માણીશું?' ને હું સમજી ગઈ કે આ કિરીટ નહોતો બોલતો, એના દ્વારા તું જ બોલતી હતી.

સદ્ભાગ્યે ભગવાને મને થોડી બુદ્ધિ આપી છે એટલે મારા માટે તમારું નાનું સૂચન, આંખના ભાવ કે ઇસારો જ બસ થઇ પડે છે. ડફણાંની જરૂર રહેતી નથી. હું સમજી ગઈ...મને દુઃખ પણ થતું ને પ્રભાતે ભગવાનની પૂજા કરતાં એ જ માગ્યું કે હે દેવ! હવે મારો આ ઘરનો, દીકરાનો ને વહુનો મોહ છોડાવ...! શેરડીનો સાંઠો પણ પૂછડા સુધી ગળ્યો નથી લાગતો .. તો હવે તો હું વન વટાવી ગયેલી ક્યાંથી મીઠી લાગું? મનમાં વેદના થઈ. એમ પણ થયુ કે મીઠી રહેવા પ્રયત્ન કરું છતાંયે કેમ સાખાને ખારી લાગું છું! એ પ્રશ્નના જવાબમાં શાસ્ત્રીજીએ કહેલી વાર્તા યાદ આવી ગઈ. સાસુએ પોતાના દુઃખની વાત શાસ્ત્રીજીને કહી. ને એ સમજી શાસ્ત્રીજીએ કહ્યું કે એક મંત્રેલો દોરો આપું છું. એ દોરો જ્યારે તમારી વહુ કંઈ પણ બોલવા માંડે ત્યારે તમારી જીભ પર બાંધી દેજો ...એટલે પછી જરાયે કંકાસ આગળ નહિ વધે. દોરામાં મંત્ર નહોતો. પરંતુ બુદ્ધિ હતી. બોલે એની સામું જવાબ દે તો ઝઘડો વધે ને—મૌન જ રાખે તો ક્યાંથી વધે? મને પણ થયું કે હું પણ એમ જ કરું...નજરે જોયા જ કરું. થાય તે થવા દેવું.. ને આ સંસાર હવે મારો નથી જ, વહુ-દીકરાનો જ છે એમ માનીને કિનારે બેસી જાઉં ને ભગવત ભજન જ કર્યા કરું...પરંતુ સંસારી જીવ એમ એકદમ માને ખરો? મનને વાળી વાળીને વાળો તોયે આટલાં વર્ષો જેમાં રચ્યોપચ્યો રહે છે ત્યાથી એકદમ ખસે ખરું? જે અને જેને અત્યાર સુધી મારું ને મારાં માન્યાં છે ત્યાં લાગણીથી, પ્રેમથી ભલા માટે, કંઈક કહેવાઈ જ જાય છે ને પરિણામે દુઃખ થઈ પડે છે.

હું કંઈ કહુ એનો અર્થ એવો થોડો જ છે કે મારો તારા પ્રતિ સ્નેહ નથી! તું મજાનું પહેરી ઓઢીને ફરે એ મને ગમે છે. તને જોઈને મને થાય છે કે મારી સામે મારી દીકરી જ જાણે ફરે છે. છતાયે તે દિવસ મેં તને ટોકી કારણ કે એટલાં ઝીણાં, આખું અંગ દેખાય એવાં વસ્ત્રો, એ એવી સિવાઈ 'મને

આછાં લાગ્યાં. આપણા ઘરને, તથા કુળવાન વહુ-દીકરીને ન શોભે એવાં લાગ્યાં. માટે જ ટોકી પણ તને એ ન ગમ્યું ને તેં મોં ચડાવીને સાડી વગેરે બદલી નાખ્યું ને એવી સાડી પહેરી કે મારો દીકરો એ જોઈને મારા પર ઊતરી પડ્યો.

તમે તો બંને બહાર ગયાં, ત્યાં આનંદ પણ કર્યો હશે પરંતુ પાછળ મારા બે કલાક કેટલા દુઃખમાં વીત્યા તે તો હું ને મારો ઈશ્વર જ જાણીએ છીએ. ધાર કે મારી જગ્યાએ તારી બાએ તને આમ ટોકી હોત તો તું વાતનું આટલું વતેસર કરત ખરી? જો આનો જવાબ ના છે તો સાસુ પણ મા નથી. એ તો આંગળીથી નખ વેગળા એ વેગળા જ એમ તું માને છે? પણ આમાં તનેય શું કહું? દોષ મારો જ છે. મેં શરૂઆતમાં સાસુપણું ભોગવ્યું છે તેનાં જ આ ફળ ભોગવું છું એમ લાગે છે.

મોટી વહુ પરણીને આવી ત્યારે મારો કડપ ભારે હતો, ત્યારે તો તારા સસરા જીવતા ને ઘરમાં મારું જ ચાલતું. ને એ સમયે મને સાસુપણું કરવું ગમતું ને વહુ મારા તાબામાં ન રહે તો જાય ક્યાં એ જાતનું માનસ પણ કંઈક અંશે ખરું જ. એવા માનસ અને સ્વભાવને કારણે મોટીને થોડી ઘણી પીડી પણ હશે જ ને એ જ કારણે આજે હું એનો પ્રેમ તદ્દન ગુમાવી બેઠી છું, વચલીને કદી ટોકી નથી પરંતુ એનો સ્વભાવ મૂળથી જ અતડો છે, એને એના ધણી સિવાય કોઈ પોતાનું લાગતું જ નથી, એ હુતો ને હુતીમાં જ માનનારી છે એટલે એની તરફ ન તો માયા જાગી કે ન ખાસ રોષ. પછી તું આવી...ને ત્યાં સુધીમાં તો કાળના વહેવા સાથે મારામાં પણ અનેક ફેરફારો થઈ ગયા. તારા સસરા જતાં હાથ હેઠા પડ્યા એમ પણ ખરું. ઉપરાંત સ્વભાવમાં પણ ફેર થયો જ...તને તો દીકરી જેમ જ રાખીશ એ ભાવના શરૂથી જ હતી. એમાં તારામાં મને મારી દીકરી આરતી જ જાણે દેખાણી...ને એ મોં જોતાં જ કુદરતી મને તારા પર મા જેવો જ ભાવ જાગ્યો. ને થયું કે આને મારી દીકરી બનાવીને જ રાખીશ. પરંતુ એ ન બન્યું. મેં દીકરી માની તેથી શું તું મને મા માને એવું થોડું જ થાય છે! તેં તો મને સાસુ જ માની ને હજીયે માને છે...ને સાસુ એટલે શું એ તો એક વાર તેં હસતાં-હસતાં મોટી વહુને કહ્યું હતું. ને મેં સાંભળ્યું હતું...'સાસુ એટલે એકવચન...ને ભયાનક જાતિ.'.

જે હોય તે. મેં ખૂબ મનોમંથન અનુભવ્યું, મેં તને કોઈ કોઈ વાર ટોકી હશે તે બનાવો યાદ કરી ગઈ, તેં બરણીમાંથી મરચાં કાઢ્યાં ને કોઈ તારી બહેનપણી સાથે વાતોમાં એ બરણી ઉઘાડી જ રહી ગઈ, ને બાર મહિનાનાં મરચાંમાં બાચકા ને એળો પડી ગઈ ત્યારે મેં તને સહેજ ઠપકો આપ્યો હતો...કે પેલા ચોખા એમ ને એમ કેટલા-દા'ડા રખડ્યા ને એમાંયે વાંતરી પડી ગઈ ત્યારે કહ્યું હતું કે આમ ન ચાલે... જરાક ઘરમાં ધ્યાન રાખો...કે કોઈ વાર વ્યવહાર માટે કંઈ કહ્યું હશે. કે કોઈ વાર નથી માટે એ શબ્દો કહેવા પડ્યા હશે. તે દિવસે નયીને એટલો તાવ હતો તોયે બાઈને સોંપીને ઘરવાળી ઊપડી ગઈ ત્યારે જરાક કહેવું પડ્યું હતું...

પરંતુ આવા બનાવો, ઘર હોય તો બન્યા જ કરે...ને આખરે કહ્યું તે તારા ભલા માટે જ ને? મેં કંઈ એમણે નહોતું કહ્યું ને કે મને જમવાનું કરી આપ...કે મારા પગ દાબ...કે મારા નાહેલા માથામાં તેલ ઘસી આપ. આવું મારું કામ તો હજી મેં કશું કરાવ્યું જ નથી ત્યાં મન આટલાં ઊંચાં થાય છે તો પછી જ્યારે મારું કરવાનું આવશે... જ્યારે મારા કર રહી જશે ને તારા ઉપર ખરેખર પડીશ ત્યારે શું થશે? ભગવાન કરે ને એવો વખત ન આવે તો સારું. હું રોજ ભગવાનને પ્રાર્થના કરું છું કે હે દેવ! બિછાનામાં રીબાવીને મોત ન દેતો, તારા ચરણમાં જ, તારાં જ ભજન ગાતા ઢળી પડું એમ કરજે દેવ...ને સૌની બાંધી મૂઠી રાખજે.

એક વાર તારી બહેનપણી કહેતી હતી કે ઘર



ઘરડાના ઘરમાં જ મૂકવા જોઈએ. તે સાંભળીને મને એવો તો ક્રોધ ચડ્યો 'તો ને કહેવાનું મન થઈ ગયું હતું કે પહેલાં મૂક તારી માને જ ઘરડાના ઘરમાં પછી બીજાની વાત કરજે. પણ હું કંઈ જ બોલી નહિ. જીભે પેનો દોરો જ બાંધી દીધો. બોલીને ફાયદો પણ શો હતો?

તને લાગે છે કે હું વગર કારણે ટોકયા કરું છું. પરંતુ ખરું કહું છું નીના! જ્યારે ન જ ચાલે એવું લાગે તો જ ને ત્યારે જ કહું છું. બાકી કેટલી વાર તો ગમ ખાઈ જાઉં છું કારણ કે તું તો છોકરું થઈને છૂટી જા ને હું આખોય ભૂંડી લાગું. બે વાસણ ખખડી પડે કે આપણી બે વચ્ચે થોડી પણ જીભાજોડી થઈ જાય એમાં કોનું સારું દેખાય? ને લોકોને તો એટલું જ જોઈએ. સાસુ વહુને સારું હોય તો લોકો દેખી શકતા નથી, કંઈક ચડાવનારા હોય છે ને આપણે કાચા કાનના એમનું સાંભળીને હાથે કરીને ઘરને ફજેત કરીએ છીએ. ને કહે છે ને કે તમાશાને તેડું નહિ. લોકોને થાય જોણું ને આપણા ઘરનું થાય વગોણું. એ બધો વિચાર કરીને હું કેટલી વાર ગમ ખાઈ જતી. કડવા ઘૂંટડા ગળી જતી. પરંતુ ત્યારે પણ મનમાં થતું તો ખરું કે એ કેમ કોઈ વાતમાં ગમ નથી ખાતી? મારી દૃષ્ટિએ સહેજ પણ વિચાર નથી કરતી?

ઘણી સાસુઓએ વહુઓને દુઃખી કરી છે ને એ દુઃખને કારણે કેટલીયે વહુઆરુઓએ કૂવા-અવેડા કર્યાં છે. લોકગીતોમાં પણ એવી સાસુઓની વાતો છે. એ બધું ખરું. પરંતુ બધી જ સાસુઓ એવી હોય છે એવું તો નથી ને! મોળાકના ગબ્બા કરનારી સાસુ પણ લોકકથામાં ક્યાં નથી? ને જો એવી માં સમી સાસુ પણ છે તો પછી એની કદર કેમ નથી થતી? કે પછી પેલી દોષિત સાસુઓના પાપનો દંડ નિર્દોષ સાસુને પણ ભરવો પડશે? મા બનવા મથતી સાસુને પણ વહુ ગોઝારી સાસુ જ માનશે? શા માટે નીના, શા માટે?

મારા સ્વભાવને ખૂબ જ ફેરવીને, કાબૂમાં રાખીને મેં મા બનવા જ પ્રયત્ન કર્યો છે. પરંતુ જ્યાં તું દીકરી બનવા તૈયાર જ નથી ત્યાં મારી મહેનતનું ફળ શું મળે? તું મને સાસુ જ ગણે છે ને તે પણ પેલા ભયાનક પ્રાણી જેવી જ. ત્યાં હું શું કરી શકું? બે હાથ વિના તાળી થોડી જ પડે છે? એક પક્ષ ગમે તેટલો પ્રયત્ન કરે પરંતુ બન્ને પક્ષ સહેજે નમતું ન જોખે કે સામા પક્ષને સાચો પણ ન ગણે તો એકનો પક્ષ શું કરી શકે?

એક વાર મિહિરને તાવ હતો. તો યે તું એને તારા કાર્યક્રમમાં લઈ ગઈ ને મેં તને જરાક કહ્યું—કહેવું પડ્યું—ને એ તને ન ગમ્યું. તેં કહી દીધું કે બાથી કશું દેખી ખમાતું જ નથી. આ સાંભળીને મને અનહદ દુઃખ થયું. બાથી દેખી ખમાતું નથી—આવું તું બોલી જ કેમ શકી? બા તો તમારા સુખે સુખી ને દુઃખે દુઃખી છે. તમને આનંદ કરતાં જોઈને તો એનો આત્મા પ્રસન્ન રહે છે, એના જીવનનો એ જ આનંદ છે. ખેર, આ વાત તું અત્યારે નહિ સમજે. નચી મોટો થશે ને મારી જગ્યા તું લઈશ ત્યારે જ સમજશે. નચીની વાત આવતાં—યાદ આવે છે કે એક વાર નચીને તાવ હતો ને તારો કાર્યક્રમ હતો. પરંતુ તું નચીને મૂકીને ન ગઈ ત્યારે મને એકંદર આનંદ થયો કે મારી નીલા એની ફરજ સમજી. સાથે એમ પણ થયું કે જે અનંદ એના દીકરા માટે જતો કર્યો એ પતિ માટે જતો ન કરી શકી? એ પ્રશ્નનો જવાબ એક દિવસ કથામાં જ મળ્યો. કહે છે કે 'વહુ દેખે લાવતો ને મા દેખે આવતો.' દીકરો થાકીપાકીને ઘેર આવતો ત્યારે મા કહે 'આવ્યો દીકરા! બહુ થાકી ગયો છું નહિ! રહે તારા માટે કંઈ ખાવાનું લઈ આવું.' ને વહુ તો આવતાં જ પૂછે 'મારા માટે શું લાવ્યા?' આ જ ભેદ છે મા અને પત્ની વચ્ચે. કદાચ તું કહીશ કે બધી પત્નીઓ કંઈ આવી હોતી નથી. તો એના જવાબમાં મારે એટલું જ કહેવાનું છે કે બધી જ સાસુઓ કંઈ ગોઝારી હોતી નથી.

આજકાલની વહુઓ જાણે કે વરને જ પરણીને આવે છે. એ કુળવધૂ કરતાં વરવહુ જ બનીને આવે છે ને જાણે આવતાં જ કહી દે છે કે ' એય ડોશીમા, હવે તમારા દીકરા પરનો હક ઉઠાવી લો...હવે એ અમારો છે.' ખરું છે વહુદીકરા, ખરું છે. એટલે જ ડાહ્યાઓએ કહેવતમાં કહ્યું છે ને કે ' લોચો પોચો માડીનો ...ને છેલ છબીલો લાડીનો ' લોચા પોચાને મા મોટો કરે ને સોંપી દેવાનો લાડીને ..પરન્તુ લાડી એ ન ભૂલે કે એ લોચો પોચો માના હૈયાનો ટુકડો છે ...એને એકદમ ધારે તોયે એ છૂટો કરી શકતી નથી ...માયાના તાર તો એની સાથે બંધેલા જ રહે છે. આ વાત કહેતા એક વાર્તા યાદ આવે છે...મરા જેવી એક ઘરડી મા હતી, એનો એકનો એક જુવાન દીકરો ખોરડા પર ધોમ ધખતા તડકામાં નળિયાં ચાળે . તડકો તો મથું ફાટી જાય એવો...એટલે મા બિચારી કહ્યા કહે: ' દીકરા હેઠો ઊતર...બાપુ હેઠો ઊતર...તાળવું ફાટી જાય એવો તડકો છે.' પણ માની કાકલુદી દીકરો સાંભળે જ નહિ. ને માનો જીવ કળીયે કળીયે કપાઈ જાય...ન રહેવાયું ને માન્યું કે મારું નહિ માને. પણ એની વહુનું માનશે માનીને વહુને કહ્યું કે વહુબાપુ. એને કહોને હેઠો ઊતરે...વહુએ તડાક જવાબ દીધો કે એમને ભાન નહિ હોય? આ જવાબથી ડોશીમાને ગુસ્સો ચડ્યો ને ઊઠીને દીકરાના દીકરાનું ઘોડિયું લાવીને સૂતેલા દીકરા સાથે જ ધોમધખતા તડકામાં મૂકી દીધું...ઉપરથી નળિયાં ચાળતા દીકરાએ આ જોયું ને બરાડી ઊઠ્યો કે...આ શું કરો છો? મારા દીકરાનું તાળવું ફાટી જશે...વહુએ પણ એકદમ બહાર આવીને ઘોડિયું ઊંચકી લીધું ને છાંયે મૂકીને સાસુને લડવા લાગી...સાસુએ તો ધીરથી એટલું જ કહ્યું કે ભા...ઘોડિયામાં સૂતો એ તમારો દીકરો છે ને એનું તમને એટલું લાગ્યું તો ઉપર ચડ્યો છે એ મારો દીકરો છે સમજ્યાં? વહુ-દીકરો માની વાત તુરત સમજી ગયાં—ને ડોશીનો ઉપાય કારગત નીવડ્યો. તને પણ હું એ જ પૂછું છું કે તારો નથી જો તને આમ કહે તો? કેટલી આશાથી તું એને મોટો કરે છે ને એ જ તારી આશા તારો જ નથી નિરાશામાં ફેરવી દે તો તને કેવું લાગે કહે જોઈ?

જવા દે એ બધી વાતો. તને થશે કે અહીં કહેનાં'તાં તે શું ઓછું હતું કે હવે વળી ત્યાંથીયે આ રામાયણ લખવા માંડી! આ લખું છું કે તને દુઃખી કરવા નથી જ લખતી, ફક્ત મારું મન ખોલવા જ ને તને કહેવા કે દીકરી! તું તારી સાસુને એ છે તેવી સમજવા પ્રયત્ન કર, એને ખોટી રીતે સમજીને એને, તને અને ઘરનાંને વ્યથા ન પહોંચાડ.

હું તો ખર્યું પાન છું, ને કાલ નહિ હોઉં, પણ એટલું જરૂર કહું કે હવેની ઘણી સાસુઓ આ જમાનો સમજી છે, વહુને દુઃખ દેતી નથી છતાંયે વહુઓ એમને પીડી રહી છે. એ સ્થિતિ ટળવી જ જોઈએ.

આટલા દા'ડા મને થતું કે તારો પત્ર કદાચ આવશે પરન્તુ આશા ફળી નહિ...તું સ્વમાની નીલા મને લખે ખરી? ખેર, તારી મરજી. મારો પત્ર પણ એ ઢંગનો જ છે, એક ને એક વાત ફરી ફરી કહેવાનો અર્થ જ શો છે? દળેલું ફરી દળવાનો કંઈ અર્થ ખરો? કહે છે ને કે દી પ્રમાણે દીકરા, ને વેળા પ્રમાણે વહુ મળે—એમ માનીને મનનું સમાધાન મેળવવું જ રહ્યું.

ઉપરનો કાગળ લખી રાખ્યો હતો, ટપાલમાં નાખવા આજે માણસ જતો હતો ત્યાં જ તારો કાગળ આવ્યો ને મારા આનંદનો પાર રહ્યો નહિ. નીલા! મારી દીકરી નીલા! મેં તને કેટલો અન્યાય કર્યો... તું કેટલી દુઃખી થઈ ગઈ છે? ના દીકરી ના, હું અહીં રોજ રહેવા થોડી જ આવી છું? ને એમાં બાપુ, તારે માફી માગવાની શેની હોય? તું તો છોકરું છે. ને એ વચન બોલી તેથી શું થઈ ગયું? મોટાએ તો સાગરપેટા થવું જોઈએ...તું લખે છે કે 'કિરીટને અનહદ દુઃખ થયું છે ને હું અહીં આવી ત્યારથી એ તારી સાથે મન મૂકીને બોલતો .

નથી ' કેવો ગાંડો છે મારો દીકરો–ખરેખર દી પ્રમાણે જ દીકરા ને વેળા પ્રમાણે જ વહુ મળ્યાં છે મને કાને આ જ વાત મે ઉપર લખી છે ત્યારે ને આજે લખુ છું ત્યારે અર્થમા કેટલો ફેર પડી ગયો છે ?

નથી દાદીમા દાદીમા કર્યો કરે છે તો એને કહેજે કે દીકરા ! હુ ય અહી નથી નથી કર્યા કરું છું મૂળ કરતા વ્યાજ વધુ વહાલુ લાગે છે ઘડીભર મારા એ કનૈયાની છબી મારી આખ આગળથી ખસતી નથી અહી મંદિરમા કનૈયાના દર્શન કરતા મને મારો કનૈયો જ ' દાદીમા લાડવો દો ' કહેતો આખ સામે તરે છે

હુ બે દા'ડામા જ ત્યાં આવું છું. હાવે એટલું કહું પણ તમારી માયા છૂટે ખરી ? આ પત્ર પોસ્ટ કરું છુ પણ આનેય ભૂતકાળની વાત માની લેજે તારા પત્રથી મારો રહ્યો સહ્યો રોષ પણ ચાલ્યો ગયો છે ને દીકરી નીલા ! એક વાત ફરી કહી દઉ કે પડેલા સ્વભાવને કારણે કે સાસુપણાને કારણે કે મોહમાયાને કારણે તને કઈક કડુ કે કહેવાઈ જાય તો...સાસુ છે, ટેવ પડી, એમ ન માનતા ને મને પેલા ભયાનક પ્રાણી સાથે ન સરખાવતા મા સાથે સરખાવજે સહેજ વિચાર કરજે કે હોય, મોટો છે તે કહેવાજોગ છે, ને કહેશે પણ કહેવા દેશે ? ને એમને લાગશે એટલુ બીજાને લાગશે આવો જ-વિચાર કરજે દીકરી.

હું પણ એ જ વિચાર કરીશ કે વહુ છે તેથી શુ થઈ ગયુ ? એની માની તો દીકરી જ છે ને ? આખરે મારી પણ દીકરી જ છે ને ? ને જો મારી દીકરી હરે ફરે, પહેરે ઓઢે, મોજમજા કરે તે મને ગમે–તો પછી વહુ કરે એ શા માટે ન ગમે ? મારે પણ ડાગીજમણીમા ભેદ ન ગણવો જોઈએ વહુ દીકરી સમાન જ ગણવા જોઈએ ને જો હુ એમ કરુ તો જ વહુ વહુ મટીને દીકરી બને ને વહાલથી તો વેરીયે વશ થાય છે તો આ તો મારા દીકરાની વહુ છે એને વહાલથી કેમ નહિ જીતી શકાય ?

અંતમા એટલુ જ કે પ્રભુ આપણને બનેને સદ્બુદ્ધિ આપે, ને આપણે એક આદર્શરૂપ સાસુ–વહુ બની શકીએ એ જ પ્રાર્થના ફિરીને મારા આશિષ ને મારા નચીને શુ કહુ ? મારી વતી ખૂબ ખૂબ વહાલ કરીને આશીર્વાદ આપજે ને કહેજે કે દાદીમા આવે છે એના બાળગોપાળની વચમા, એની લીલી વાડીની વચમાં ને એના સસારની વચમા સંગે રહેતા ને સુખો ને સતોષી જીવન ગાળતા ને ગળાવવા.





ત્રીજી ચૂંટણીમા ૨૧ વર્ષ ઉપરની વયના એકવીસ કરોડ મતદારોએ લોકસભા અને વિધાનસભાના ઉમેદવારોને મત આપેલા ૫૦૩ લોકસભાની બેઠકો છે સાત સભ્યોની વરણી કરવામા આવે છે અને છ સભ્યો જમ્મુ અને કાશ્મીરમાંથી ચૂંટાઈને આવે છે જમ્મુ અને કાશ્મીરના મળીને કુલ ૩,૧૭૫ ધારાસભ્યો ચૂંટાવાના હોય છે બાજુના ચિત્રમા શ્રીમતદારો તેમનો મત આપવા હરોળમા ઊભેલા જણાય છે.





અમિત, પરમાર



# ગૃહમંગલ

નીતિ અને અનીતિ એ બે જ શબ્દો; પણ એના નામ પર આજે સમાજમાં કેટલુંય અંધેર ચાલી રહ્યું છે. પરતંત્ર દેશમાં માત્ર ગુલામી અને તેને કારણે ભોગવવી પડતી વિટંબણાને લઈને બધું ચલાવી લેવાતું. એક જ આશા હતી કે સ્વાધીનતા પ્રાપ્ત કરવાથી પ્રમાણિકપણે જીવવાનું મળશે. લોકો આર્થિક વિટંબણામાંથી મુક્ત થયા હશે અને મહેનત મજૂરી કરી સુખે રોટલો ખાતાં થશે.

દેશ સ્વાધીન થયો પણ નીચેથી ઉપર સુધીનું તંત્ર એવું થઈ ગયું છે કે લાંચરૂશ્વતના જોરે બધું જ ચલાવી લેવાય છે. આમ આજે અનીતિનાં ધામ વધતાં જ ગયાં છે. સરકારે કાયદો કર્યો અનીતિના દૂષણને દૂર કરવા માટે. અને આળસુ, બેઠાડુ પુરુષોએ નિરાધાર, ત્યજાયેલી, તરછોડાયેલી સ્ત્રીઓને ભોળવીને એમના શરીર ઉપર કમાણીનો ધંધો શોધ્યો. તેમને નીતિ--અનીતિનો કોઈ પ્રશ્ન મૂંઝવતો નથી. માત્ર શહેરના માથાભારે 'દાદાઓ' ગુંડાઓ તરીકે ઓળખાવામાં પોતાનું 'ગૌરવ' માને છે. તેઓ જ માત્ર તેમના ઉપરી છે તેમ છડેચોક કહેવામાં, તેમની સામે થવાની હિંમત કરનારને ધમકી આપવી, ડરાવવા તે જ તેમનું કાર્ય છે. આવા એક નહિ, અનેક ગુંડાઓ છે. કોઈ પણ દુઃખી, નિરાધાર, અણસમજુ, અજ્ઞાન, ભૂલી પડેલી સ્ત્રીને જોઈને તેને કેમ ભોળવવી તે જ તેમનું કામ છે. ભોળી સ્ત્રીઓ, જેને દુનિયાદારીનું પણ ભાન નથી તે દુઃખની મારી આવાં તત્ત્વોના પંજામાં સપડાય છે અને તેમની પાશવી વૃત્તિનો ભોગ બને છે. એક વાર સપડાયા પછી તેને 'સમાજ શું કહેશે' 'ક્યાં જઈને ઊભી રહેશે' વગેરે પ્રશ્નો સતાવે છે અને પરાણે, મને કે કમને પણ એ ધંધો ચલાવ્યે રાખે છે. કેટલાંય જુલમો સહન કરતી ત્યાં 'ઉલમાંથી ચૂલમાં પડી' જેવી હાલતમાં જીવે છે.

આ અનીતિના દૂષણને સદંતર નાબૂદ કરવા ભારતીય સંસ્કૃતિનો આગ્રહ સેવતી પ્રજા શું જાગૃત નહિ થાય ! પોતાની જ બહેનોના પ્રશ્નોનું નિરાકરણ કરવાની શું તેમની ફરજ નથી ? પ્રજા જાગૃત હશે તો ગમે તેવાં ગુંડાતત્ત્વોનો સામનો કરવાની તાકાત આવશે અને બીજાં પણ કેટલાંય સામાજિક દૂષણોનો નાશ કરવાનું બળ પ્રાપ્ત થશે.

આ નૈતિક તાકાત અને દૃઢ મનોબળવાળી આપણી પ્રજા બને, ખાસ તો બહેનો બને એ આજનું યુગકાર્ય છે.

## ઓશિયાળો અંધાપો

બંને આંખે અંધ અંબાનાં માબાપ નાનપણમાં જ તેનાં કાકા-કાકીને ભરોસે મૂકીને સ્વધામ સીધાવ્યાં હતાં 'આઠેક વર્ષની અંબા હજુ તો અણુસમજમાં હતી. એને કોઈ નવરાવે, ખવરાવે અને હાથ દોરીને લઈ જાય તો જ એ જીવનની જરૂરિયાતને પહોંચી વળે. એને હમેશાં બીજાના આશરા પર જ જીવવાનું હતું. એમાં વળી એની મા મરી ગઈ. ભાઈ ભાંડુઓમાં એનાથી ઘણો નાનો એક ભાઈ હતો. બંને હવે કાકાને ત્યા ઉછરવા લાગ્યાં.

કાકા સ્વભાવે દયાળુ હતા. અને પોતાના ભાઈના બાળકોને સાચવવાની ફરજ તેઓ સમજતા હતા. કાકીને એમણે સમજાવ્યા હતા એટલે શરૂઆતમાં આનાકાની કરી શકયાં નહિ. કાકાને ત્રણ બાળકો હતાં. બધાં હજુ નાનાં હતાં. એમનાં બાળકો અને બીજાં આ બેનું એકલે હાથે કરવું પડતું કામ વસમુ લાગતું. અને તેમાય અંબાથી કશું પણ ન કરી શકાય. આખ વગર એને કંઈ પણ કાર્ય કરવાનું ફાવે જ શી રીતે?

હવે મનમાં સંઘરી રાખેલો પ્રકોપ ધીમે ધીમે શરૂ થવા માંડયો. તેને ન કહેવાના શબ્દો કહેતાં કાકી બે ટક ખાવાનું પણ માંડ માંડ આપતાં અને નવરાવવાની તો વાત જ કયાં કરવી! આઠ દશ દિવસ સુધી તો નહાવાનું, માથું ઓળવાનું નામ જ નહિ લેવાનું. અને દશમે દિવસે નવરાવવા લઈ જાય ત્યારે કેટલાંય કટુવચનો સંભળાવી અંબાને રડાવે. હવે તો રોજનું થયુ એટલે તેને કોણ કંઈ કહી શકે! અંબાને મોસાળમાં પણ કોઈ નહોતું. અડોશી પડોશી થોડી દયા ખાય. પણ એ શું કામની! એ લોકો તો ચાર વાતો કરીને છુટા પડવાનાં.

અને આમ સમાજની બીકે તો કાકીએ અંબાને સાતેક વર્ષ સુધી નિભાવી. પણ હવે આખી જિંદગી વૈતરું કરવાનું તેમને પાલવે તેમ નહોતું. રોજ સવાર પડે ને અંબાના નામનો કકળાટ શરૂ થઈ જતો. ઘરમાંનું શાંતિભર્યું જીવન નાશ પામ્યું હતું. કાકા પણ કંટાળ્યા હતા. પત્નીનો રોજનો કકળાટ પતિ કયાં સુધી સહી શકે? એમની સમજાવટ હવે કામ લાગે તેમ નહોતી. શહેરમાં આવાં અંધ ભાઈબહેનો માટેનો આશ્રમ હોય છે તેની એમને ખબર હતી એટલે એક દિવસ નક્કી કરી અંબાને આશ્રમમાં મૂકવા જવા માટે લઈને નીકળ્યા. કાકી લપમાંથી છૂટયાં અને અંબા રોજના કકળાટમાંથી છૂટી. તે કંટાળી ગઈ હતી પણ બધી રીતે નિરાધાર અંબાની પાસે બીજો કોઈ રસ્તો નહોતો. એટલે જ્યા સુધી ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી રડી, હસીને કે બીજા બધા પ્રહારોનો સામનો કરીને સહન કર્યા વગર છૂટકો નથી. અને એણે પણ મને કમને આશ્રમમા રહેવાની તૈયારી બતાવી.

અમદાવાદ શહેરના સ્ટેશને કાકા-ભત્રીજી ઊતર્યાં. આશ્રમ કયાં છે તેની માહિતી નહોતી. આજુબાજુમાં પૂછવાથી ખબર પડશે એમ માની સ્ટેશને અંબાને બેસાડીને તપાસ કરવા ગયા. થોડી વાર પછી 'એક ભાઈ આવીને અંબાને કહે 'ચાલ, તારા કાકા તને બોલાવે છે.





કુલાણી જગ્યાએ બેઠા છે' અંબાં ભોળી, સમજણ વગરની એની સાથે ગઈ. પાશવી વૃત્તિએ એ ભોળી નિરાધાર યુવતીને દગો દીધો અને કોણ જાણે ક્યાંય લઈ ગયા. ત્રણ ચાર ગુંડાઓએ તેના ઉપર અત્યાચાર કર્યો અને ઘવાયેલી હાલતમાં એને રખડતી રસ્તામાં જ એકલી મૂકી દીધી. ત્યાંથી સારા માણસોના હાથમાં આવી અને આશ્રમમાં અંબા આશરો પામી.

## આળપંપાળ ને લાડકોડ

મીના સૌથી નાની અને લાડકી છોકરી હતી. તેના પિતાજીને તે વધુ વહાલી હતી. મા-બાપને બધાં જ બાળકો વહાલાં હોય પણ નાના બાળક ઉપર કંઈક વધુ પક્ષપાત પણ ઘણી વાર હોય છે. તેવું જ મીનાના ઘરમાં હતું. નાનપણથી જ મીનાને એ વાક્યો કહેવાનાં હોય ત્યાં તેની માતાને પણ ચૂપ રહેવું પડતું. આમ નાનપણથી જ કોઈ પણ જાતની રોકટોક વગર લાડકોડથી મીના જીવન વીતાવતી આવી હતી.

આમ મીના ખૂબ માની સ્વભાવની થઈ ગઈ હતી. મોટી થઈ પણ એનાથી એક શબ્દ સાંભળી ન શકાય. કોઈવાર કારણવશાત એક શબ્દ કહેવાનો આવે અને જો તેના પિતાએ કે બાએ કહ્યો હોય તો તે દિવસ તેનો સૂનમૂન જાય. ખૂબ રડે, ખાય નહિ અને વિચારોની તંદ્રામાં જ વખત વીતાવે. એને એમ થાય કે મને કહે જ કેમ! એકલી બેઠી હોય ત્યારે પોતાનો વાંક હોય, ભૂલ હોય ત્યારે મનને મનાવે તો પણ તેના મનમાંથી 'બાએ આટલું કહ્યું' તે ભૂત ખસે જ નહિ.

મીનાને બે ભાઈઓ અને બે બહેન તો હતાં જ. મોટા ભાઈ કે બહેનને માટે જો કોઈ નવી વસ્તુ આવી હોય તો પોતે કોઈની ગણત્રીમાં નથી એવું જ તેને લાગે. અને રીસાઈ પણ જાય. એનું માનસ એટલું બધું સત્તાવાહી હતું કે એ કહે તેમાં ના પડાય જ નહિ. અને પિતા તો ક્યારેય તેના વિરૂદ્ધ વર્તવાનું કહેતા નહિ.

મોટી બહેનના લગ્ન થયાં હતાં. સ્વાભાવિક રીતે ઘરનાં વડીલોનું ધ્યાન તેની તરફ વધુ હતું. તેને માટે કપડાંલત્તાંની તૈયારી અને બહેન જવાની એટલે જરા વધુ ધ્યાન દેતાં હતાં. એ વખતે પણ મીનાના મનમાં ઈર્ષા ઉત્પન્ન થતી. એ એમ જ ઇચ્છતી કે ક્યારે એ ઘડી આવે અને બહેન વિદાય થાય. આ બધાંની પાછળ એની એક જ ઇચ્છા હતી કે પછી એની એકલી ઉપર જ ધ્યાન કેન્દ્રિત રહે. એને જે જોઈએ તે બધું પોતાનું થઈને રહે. એનામાંથી કોઈ ભાગ ન પડાવે. આમ બધાંનું જ ધ્યાન પોતાની ઉપર કેન્દ્રિત કરવા તરફ મીનાનું લક્ષ્ય વધતું જતું હતું.

ધીમે ધીમે મીનાની આંતરખૂણે ભરાઈ રહેલી ઈર્ષા વધુ ને વધુ ભભૂકવા માંડી. માનું વાત્સલ્ય તેનાં બધાં જ બાળકો માટે વહેતું હોય છે. દીકરી–દીકરા બધાંનો જ ખ્યાલ તે રાખે છે. એમાંય સાસરે જતી દીકરી પરાયી બનવાની છે એ ખ્યાલે પણ તેના તરફ વધુ ધ્યાન અપાય તે સ્વાભાવિક છે. પરંતુ મીનાને તો તેના તરફનો પ્રેમ આ બધાં ભાંડુઓ વચ્ચે

વહેંચાઈ જતો લાગવા માંડયો ! પોતે એક જ પુત્રી હોય તો કેવું સારું ! બસ, બા, બાપુજીને મન મીના સિવાય કોઈ દેખાય જ નહિ. મીના જ એમનું સર્વસ્વ બની જાય એમ લાગવા માંડયું.

આમ વિચારોની પરંપરા અને ભભકતી ઈર્ષાએ મીનાનું શરીર ઘસાવા માંડયું. કહેવાનાં અને બોલવાનાં મિત્રો પણ તેને ખૂબ હતાં. પણ પોતાનું અંતર ઠાલવીને સંતોષ પ્રાપ્ત કરી શકે તેવું કોઈ જ અંગત મિત્ર નહોતું. ધીમે ધીમે તેના બાપુજીને તેનો ખ્યાલ આવ્યો. લાડકી દીકરીની તબિયત આમ ને આમ ખલાસ થઈ જશે એમ લાગવાથી સારો મૂરતિયો શોધવાની ધમાલમાં પડી ગયા.

મીનાનું સગપણ થયું. વિવાહિત પતિ–પત્ની સાથે ઠીક મેળ જામવા માંડયો. મીનાનો સત્તાવાહી સ્વભાવ જરૂર તેના પતિ પાસે પોસાશે એમ ખાત્રી થઈ. જો કે એનો ઈર્ષાખોર સ્વભાવ ક્યારેક હેરાન કરી જતો પણ એ તો ગૌણ થઈ ગયું. લગ્ન પછી એની મહત્તા જળવાશે એટલે મીના પણ 'નૉરમલ' ગૃહિણી બનશે તેની ખાત્રી થઈ. અને બીજે વર્ષે મીના પરણીને શ્વસુરગૃહે ગઈ.

## મતલબી નીરુબહેન

'મીનુ, આજે મારે બહાર જવું છે. તમે ત્રણેય ભાઈ–બહેન સુમીબહેનને ઘેર જજો. તમને ભૂખ લાગે તો ત્યાં જ જમી લેજો.'

'સારુ' કહીને તરત જ મીનુ તેનાં ભાંડુઓ સાથે સુમીબહેનને ઘેર ગયો. સુમીબહેનને પણ મીનુના જેવડો જ બાબો મયંક હતો. એટલે મીનુને ત્યાં જવું ખૂબ ગમતું હતું. તેઓ મોડે સુધી રમતા, ફરવા જતા અને નાસ્તો પણ કરતા. અને આ તો એમનો નિત્યક્રમ હતો. સુમીબહેનને ત્યાં મયંક સાથે રમવું તેને ખૂબ ગમતું પણ ખરું. એટલે રોજ મમ્મી બહાર કામે જાય તો સારું એમ પણ તે ઈચ્છતો. ઘણીવાર સુમીબહેન ઘેર ન હોય તો પણ બધાં બાળકો આવીને બરોબર ધમાચકડી મચાવતાં.

નીરુબહેનને સુમીબહેનની પડોશમાં રહેવા આવ્યે માંડ છએક મહિના થયા હશે. સુમીબહેન સ્વભાવે બહુ સીધાં, સાદાં, ભલાં અને બીજાની દયા જાણનારાં. નીરુબહેન નવા નવા પડોશમાં રહેવા આવ્યાં અને પાછાં નોકરી પણ કરતાં હતાં એટલે એમને મદદ કરવાની પોતાની ફરજ સમજીને ક્યારેક અનુરૂપ થતાં. પરંતુ નીરુબહેન તો સ્વભાવે સંકુચિત મનનાં અને બીજાનો લાભ ઉઠાવાય તેટલો ઉઠાવવામાં જ સમજતાં હતાં. કેટલેક અંશે સ્વાર્થી અને મતલબી પણ હતાં.

જ્યારે ને ત્યારે બાળકોને તેમને ઘેર મોકલી દે પણ ક્યારેય એટલો વિવેક પણ કરે નહિ કે 'સુમીબહેન, તમને ફાવશે ને ? કંઈ અગવડ હોય તો હું ન મોકલું.' એથીય વધારે તો એ બાળકો પણ એ પ્રકારનાં કે બીજાને ઘેર જાય ત્યારે જરા પણ શરમ કે સંકોચ ન અનુભવે. 'મારે તો આ જોઈશે,' 'ચાલો આપણે નાસ્તો કરીએ, મને તો ભૂખ લાગી છે' કહીને ખીસામાં ભરવા જેવો નાસ્તો હોય તો બધાં ભરી પણ લે અને નિરાંતે ખાય તે જુદું. ક્યારેક નીરુબહેન હાજર હોય તો પણ

એક અક્ષરેય ન બોલે. સુમીબહેનના મયંકને ખૂબ નવાઈ લાગે. એ તો ભૂખ હોય તો જ ખાય નહિતર અડે પણ નહિ, જ્યારે આ લોકો તો ખીસાં ભરે.

વધારે દુઃખની વાત તો એ બને કે આટલો બધો વખત તેમનાં બાળકો અને પોતે જાય છતાં ક્યારેય સુમીબહેનને કે તેમના મયંકને ઘેર બોલાવવાનું આમંત્રણ પણ ન આપે. અને ક્યારેક કહે તો ઉપરછલ્લું આમંત્રણ : 'હવે તમારે ક્યારે આવવું છે ?' પણ 'આજે આવજો' એમ તો કહે જ નહિ. એવી તોછડી વાણી એમની કે સુમીબહેનને તો ક્યારેય એમને ઘેર જવાનું મન પણ થાય નહિ.

આ તો ઠીક પણ કંઈ પણ વસ્તુ જોઈતી હોય તો પણ તેમના મીનુને સુમીબહેનને ઘેર જ લેવા મોકલે. પછી પાછી આપવાની તો વાત જ યાદ આવે નહિ.

આવું તો રોજનું થઈ ગયું. હવે આ લપ છૂટે પણ કઈ રીતે ? સુમીબહેન અને એમના પતિ ખૂબ કંટાળી ગયેલાં. છોકરાંઓની ધમાચકડી તેમનાથી રોજે રોજ સહન નહોતી થતી. એક બે વાર મોઢે કહેવા તૈયાર થયાં પણ 'કરશે તે ભરશે' કહી મતલબી નીરુબહેનથી વધુ દૂર રહેવા લાગ્યાં.

આવી મતલબી વૃત્તિ આપણે ક્યારે છોડીશું ! કોઈના ભોળપણનો લાભ લઈને મૂર્ખા બનાવવાનો ઈજારો તો કેટલાંય સ્ત્રી-પુરુષોમાં હોય છે. તેમાંથી છૂટવા પ્રયત્ન કરીશું ખરાં !




**Statement about ownership and other particularsabout news paper 'Oormi-Navrachana'**

FORM IV (**See Rule 8**)

1. Place of Publication ... ... ... Ahmedabad.
2. Periodicity of its publication ... ... Monthly.
3. Printer's Name ... ... ... ... Kantilal Dahyabhai Patel,
   Nationality ... ... ... ... Indian
   Address ... ... ... ... Mangal Mudranalaya, Ratanpole, Ahmedabad.

4–5. Publisher's & Editor's Name ... ... Ishwarlal M. Dave
   Nationality ... ... ... ... Indian
   Address ... ... ... ... Bharati Sahitya Sangh (Pvt.) Ltd., Gandhi Rd., 64, Fernandez Bridge, Ahmedabad, 1.

6. Name and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. Bharati Sahitya Sangh (Pvt.) Ltd., Gandhi Rd., 64, Fernandez Bridge, Ahmedabad, 1.

I, Ishwarlal M. Dave, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Dated 28-2-'62 Signature of publisher : I. M. Dave






## પ્રાચીન ફાગુસંગ્રહ :

[ પ્રકાશક, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા; પ્રાપ્તિસ્થાન, મ. સ. યુનિવર્સિટી પ્રેસ, રાજમહેલ રોડ, વડોદરા, મૂલ્ય, પાંચ રૂપિયા ]

ડૉ. ભોગીલાલ સાંડેસરા જેવા વિદ્વાનના સામાન્ય સંપાદનનો લાભ પામી વડોદરાના મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય તરફથી પ્રગટ થતી 'પ્રાચીન ગુર્જર ગ્રંથમાલા' ગુજરાતી ભાષાના વિકાસના ઇતિહાસમાં ખૂટતા અંકોડા પૂરા પાડી ભાષાના અભ્યાસીઓની સેવા બજાવે છે તેટલી જ સેવા સાહિત્યના અભ્યાસીઓની પણ, એમને આસ્વાદ અને અભ્યાસ માટે નવી સાહિત્યસામગ્રી સંપડાવીને, બજાવે છે. આ ગ્રંથ એ ગ્રંથમાલાના ત્રીજા ગ્રંથનું ગુજરાતી લિપિમાં વિદ્યાર્થીઆવૃત્તિ તરીકે કરેલું પુનર્મુદ્રણ છે. 'ફાગુ' નામથી જૈન કવિઓએ ઓળખાવેલા મધ્યકાલીન ગુજરાતી કાવ્યસ્વરૂપનો એમાંનાં વસ્તુ, વિષયનિરૂપણ, પદરચના અને પ્રકારભેદો સાથે પર્યાપ્ત પરિચય મળી રહે એટલી શક્ય તેટલી ઉપલબ્ધ—કુલ આડત્રીસની—સંખ્યામાં વિક્રમના ચૌદમા શતકથી માંડી અઢારમા શતક સુધીમાં લખાયેલી ફાગુ-રચનાઓ એમાં ગ્રંથસ્થ કરવામાં આવી છે.

ફાગુ (સંસ્કૃત ફલ્ગુ=વસંત પરથી) એ સંસ્કૃત ઋતુકાવ્યોની પરંપરા જાળવતો દેખાતો કાવ્યપ્રકાર યુવાન સ્ત્રીપુરુષોના ફાગણ મહિનાના ઉત્સવ અને વિહાર વર્ણવે છે. વસંતઋતુના પ્રકૃતિસૌંદર્યને ગાતાં ગાતાં એને ઉદ્દીપન વિભાવ બનાવી ફાગુના કવિ રચનારાઓ પ્રેમી યુગલના વિપ્રલંભ તેમજ સંયોગ ઉભય પ્રકારના શૃંગારનું નિરૂપણ તેમાં રસથી કરતા હોય છે. જૈન સાધુકવિઓએ ભગવાન નેમિનાથ અને સ્થૂલિભદ્ર અને જંબુસ્વામી જેવા મહાત્માઓને નાયક બનાવીને તેમના પર લખેલા ફાગુઓમાં આરંભમાં પરંપરાનુસારી વસંતશોભા અને શૃંગારલીલા આવે તોયે એમનો અન્ત ત્યાગ, સંયમ અને ઉપશમમાં આવતો હોય છે જૈનેતર કવિઓ બહુધા શ્રીકૃષ્ણ અને તેમનાં પટરાણી અથવા ગોપીઓની વસંતલીલા આલેખતા હોય છે. 'વસંતવિલાસ' નામથી ઓળખાતો ફાગુ આવું કશું ધાર્મિક વળગણ ન દેખાડતાં રસિક યુવા-યુવતીજનના વસંતના વનવિહાર અને શૃંગારને રસોત્કટ વાણીમાં ગાય છે. અનેક ફાગુઓમાંના એવા નિર્દેશોને આધારે 'જાહેરમાં વિવિધ રીતે નૃત્યાદિ સાથે ગવાતો' આ પ્રકાર ધીમે ધીમે સાહિત્યના એક પ્રકારમાં જ પરિણમ્યો હોવાનું સમજાય છે.

આ સંગ્રહ ફાગુનાં આવાં લક્ષણો દેખાડતી અને તેનો વિવિધ વિકાસ બતાવતી રચનાઓને એક સાથે રજૂ કરતો હોઈ ઘણો આવકાર્ય ઠરે છે. એમાં જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગુ', જયસિંહસૂરિ, સમર અને પદ્મના ત્રણ 'નેમિનાથ ફાગુ', ગુણચંદ્રસૂરિકૃત 'વસંતફાગુ', ચતુર્ભુજકૃત વૈષ્ણવ ભક્તિરસની રચના 'ભ્રમરગીતા', અને લક્ષ્મીવલ્લભકૃત 'અધ્યાત્મ ફાગ' જેવી કૃતિઓ કવિત્વની દૃષ્ટિએ અને ઘણી તેમાંની પદ્યરચનાની દૃષ્ટિએ ધ્યાન ખેંચે તેવી છે. એમાં કેટલીક રૂપકાત્મક રચનાઓ પણ છે અને 'મંગલકલશ ફાગ' તથા 'મોહિની ફાગુ' જેવી વાર્તાઓ પણ છે. જૈન કવિઓના કર્તૃત્વવાળી રચનાઓ અલબત્ત ઘણી છે, તો થોડીક જૈનેતર કવિઓની પણ પ્રસાદી એમાં મળે છે.

આગળ પ્રતિપરિચય, કૃતિપરિચય અને ફાગુના મધ્યકાલીન સાહિત્યપ્રકાર પર ઉપયુક્ત માહિતી

આપતો ઉપોદ્‌ઘાત, અને પાછળ, આ ફાગુઓમાં વપરાયેલા જૂની ગુજરાતીના શબ્દોના અર્થ તેનાં વ્યાકરણ–વ્યુત્પત્તિ સાથે આપતો શબ્દકોશ જોડવામાં આવ્યા છે, જે અભ્યાસીઓને ખૂબ મદદગાર નીવડશે. એ સામગ્રીમાં શ્રી ભોગીલાલ સાંડેસરા અને શ્રી. સોમાભાઈ પારેખ એ બેઉ સંપાદકોની શાસ્ત્રીય મહેનત અને અભ્યસશીલતા નરતાઈ આવે છે.

## ગુ રાતી ભાષ શાસ્ત્ર :

[ લે. કેશવલાલ કા. શાસ્ત્રી, પ્રકા. પ્રાચ્ય વિદ્યા મંદિર, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા; મૂલ્ય, આઠ રૂપિયા. ]

શ્રી સયાજી સાહિત્યમાળાના ૩૨૮મા પુષ્પ તરીકે પ્રગટ થયેલ આ પુસ્તક ગુજરાતી ભાષાશાસ્ત્રને બે પુસ્તકમાં આવરી લેવાની એના કર્તાની યોજનામાં બીજા ભાગ તરીકે પહેલું પ્રસિદ્ધ થાય છે. પહેલા ભાગમાં 'ભાષાની ઉત્પત્તિથી લઈ ગુજરાતી ભાષા સુધી'નો પહેલો ખંડ અને 'ગુજરાતી સ્વરવ્યંજન પ્રક્રિયા—વાગ્વિકાસ—શાબ્દિ વ્યુત્પત્તિ'નો બીજો ખંડ આવશે આ પુસ્તકનો વિષય અને તેનું અપર નામ 'ગુજરાતી ભાષાનું પારંપરિક વ્યાકરણ' છે.

આવું પુસ્તક લખવાનો શ્રી કેશવરામ શાસ્ત્રીનો અધિકાર એમના ભાષા અને વ્યાકરણના વર્ષોના અભ્યાસ અને તેનાં પરિણામરૂપ લેખો અને પુસ્તકોએ ક્યારનો સિદ્ધ કરી આપ્યો છે. પુસ્તકમાં રજૂ કરવાના ગુજરાતી ભાષાના વ્યાકરણને એમણે 'પારંપરિક' નામ આપ્યું છે તે અન્વર્થક છે. વિષય અને પ્રકરણોની વ્યવસ્થા એમણે કમળાશંકર ત્રિવેદીના 'બૃહદ્ વ્યાકરણ'ને લગભગ અનુસરતી રાખી છે, એટલે તેની જેમ તેની નિરૂપણા સંસ્કૃત વ્યાકરણાનુસારી અને પરંપરાગત રૂઢ પદ્ધતિની છે. અલબત્ત, ત્રણ દાયકા પૂર્વે લખાયેલા 'બૃહદ્ વ્યાકરણ' પછીના ગાળામાં થયેલ ખેડાણ અને અભ્યાસની પોતાની વાકેફગારીનો લાભ શાસ્ત્રીજીએ આ પુસ્તકને આપ્યો છે એ સ્પષ્ટ દેખાય છે. ધાતુઓમાંથી ભાષાનો વિકાસ થયાના મતને અત્યારના ભાષાવિદો માન્ય રાખતા નથી એ એમણે નોંધ્યું છે. જેમ ક્યારેક પોતાના મતના સમર્થન માટે તેમ ક્યારેક ખામીદર્શન માટે તેઓ 'બૃહદ્ વ્યાકરણ'ને ટાંકે છે.

શાસ્ત્રીજીનાં ઉત્સાહ અને ઉદ્યોગપરાયણતા આદર અને ધન્યવાદ માગી લે તેવાં છે. આ વિષયમાં પોતે જે વાંચી, જાણી, વિચારી બેઠા છે તે બધું તક મળી ત્યાં તેઓ રજૂ કરી દે છે. દાખલા તરીકે, પ્રકરણ ૨ માં ૧૭ મા પરિચ્છેદની બહુવચનના ગુજરાતી પ્રત્યય 'ઓ'ના વિકાસની અને દ્રવિડી રૂપરચનાની વાત એ સ્થળે ન મૂકી હોત તો ન ચાલત, એમ નથી. એમની લખાવટ એવી છે કે વિષયમાં પ્રવેશ અને રસ હોય તેમના સિવાય બીજાઓને આ પુસ્તક દ્વારા જ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ કે પરિચય કરવાની ધારણા રાખતાં બધું સરળ–સુગમ ન પણ લાગે. શાસ્ત્રીજી ઉત્સાહથી પણ ઉતાવળે લખનારા હોઈ, વીગતદોષ, નહિ તો વીગતોનાં સ્થાન યા રજૂઆતમાં કડક શાસ્ત્રીય ચોકસાઈ અને પ્રમાણભાન તથા વિદ્યાર્થીભોગ્ય વિશદતા તથા સરળતા તેમના આ ગ્રંથમાં સહેજ ઓછી દેખાય એવો સંભવ છે.

શાસ્ત્રીજી 'Indo–Aryan'ને 'ભારત–આર્ય' કહે છે તેના કરતાં 'ભારતીય–આર્ય' નામ ઠીક થાત. વિભક્તિનાં રૂપોમાં સ્વરભારનું તત્ત્વ બતાવવા તેમણે પ્રયત્ન કર્યો છે તે ધ્યાન ખેંચે છે. પણ સ્વરભાર થોડો–વધુ દેખાય તે વૈયક્તિક ઉચ્ચારણ પર નહિ, અવલંબતું હોય ? ધ્વનિમાપક વૈજ્ઞાનિક યંત્રની મદદથી જે નક્કી થાય તે વધુ સાચું હોય. 'હું ગામ જઉં છું' એ વાક્યમાં લઘુપ્રયત્ન 'યં'નું ઉચ્ચારણ નથી થતું ત્યાં સાતમીના વિભક્તિ પ્રત્યયનો લોપ થયો છે એમ શાસ્ત્રીજી ઠરાવે છે. એટલે પ્રયોગોમાં સંસ્કૃત (ને અંગ્રેજીની પણ) માફક 'ગામ'ની વિભક્તિ બીજી ગણી હોય તો ? વીગતે વાંચવા જનારને આવું કંઈક સુઝાડવાની તાકાત આ પુસ્તકમાં છે એ પણ એટલું જ સાચું છે.

શાસ્ત્રીજીએ બોલાતી ગુજરાતી ભાષાની આ વ્યાકરણ-ગ્રંથમાં યથાવકાશ નોંધ લીધી છે એ એની એક વિશિષ્ટતા છે. ગુજરાતી ભાષાનું વ્યાકરણ બોલાતી ને ચાલુ વપરાશની તેમજ મધ્યકાલીન-અર્વાચીન શિષ્ટ લખાણની ભાષાની ખાસિયતો અને પ્રયોગોને આધારે, એમાંથી જ, નિગમનપદ્ધતિએ રચાય એ અત્યંત આવશ્યક છે. શાસ્ત્રીજીનું આ પુસ્તક એ દિશામાં ભાષાના અભ્યાસીઓને વાળવાનું પરિણામ લાવે ! એવા અભ્યાસીઓને આ પુસ્તકમાંથી કેટલીક ઉપયોગી સામગ્રી જરૂર મળશે.

ઊંડા ઊતરી અધિકારીને દાવે આવા વ્યાકરણગ્રંથની ચકાસણી તદ્‌વિદોએ કરવાની હોય. અત્રે તો, આવા વિષયના અભ્યાસીઓ અને પુસ્તકો લખવાની હિંમત કરનારાઓ જ જ્યાં જૂજ, ત્યાં આવું પુસ્તક આપણને મળે એ હકીકતની જ સાનંદ નોંધ લેવાની છે.

**વિશળદેવ :**

[ લે. ગુણવંતરાય આચાર્ય; પ્રકા૦ આર. આર. શેઠની કં., મુંબઈ-૨; મૂલ્ય, પાંચ રૂપિયા.]

શ્રી ગુણવંતરાય આચાર્યના નવલકથાલેખનના વ્યવસાયની બધી વિશિષ્ટતાઓ અને મર્યાદાઓ, જેની નોંધ 'સર્વેશ્વર'ના અવલોકનમાં આ સામયિકમાં લીધી હતી, તે એ નવલકથાના અનુસંધાનમાં લખાયેલી એમની આ કથામાં પણ દેખાય છે. એમની લખાવટમાં વેગ હોય છે, સારો વાર્તારસ હોય છે અને એમની પ્રગલ્ભ કલ્પના એમને જોઈતો ઇતિહાસ રચી આપે છે, જેમાં વાચકોએ સંભવાસંભવ વિવેકને થોડો વખત કોરે મૂકવાનો હોય છે

શ્રી આચાર્યની વાઘેલાયુગ ગ્રંથાવલિની 'સર્વેશ્વર' પછીની આ દ્વિતીય નવલકથાનું ઘણુંખરું વસ્તુ પાટણની બહાર ભજવાય છે વીરધવલના અવસાન પછી તેનો નાનો ભાઈ (લવણપ્રસાદનો જૂનાગઢની રાજકુમારી મોતીનાદથી થયેલ પુત્ર) વીરમદેવ વીરધવલના બે પુત્ર પ્રતાપમલ્લ અને વીસામલ્લ ( = વિશ્વમલ્લ) તથા પ્રતાપમલ્લના બાળપુત્ર અર્જુનનો પીછો પકડતાં તે ત્રણે નાસી જાય છે. વીરમદેવ-મોકલ્યા વસ્તુપાળની સેના સાથે મરણિયા ઝપાઝપી કરી બાપી જઈને દર્ભાવતી(ડભોઈ)ના બ્રાહ્મણો તેમને ગુજરાતની સેનાને હાથ પડવા દેતા નથી. વચ્છ ત્રવાડી એમને નર્મદામાં હોડીમાં લઈ બચાવે છે. રસ્તામાં મોટો ભાઈ પ્રતાપમલ્લ બાળપુત્ર અર્જુનને વીસામલ્લને સોંપી અવસાન પામે છે. અચાનક પલટાતા વસ્તુપાળની સહાયથી વીસામલ પાટણ આવી વિશલદેવ મંડલેશ્વર બને છે અને વીરમદેવને કેદ પકડી પછી વીરમગામ તેને આપી આઘો કાઢે છે. દેવગિરિ અને માળવાના રાજાઓ તથા તુરકાણોનો ગુજરાત પર સતત ડોળો હોય અને એ અંગે સામસામી ખટપટો ચાલતી હોય એવું વાતાવરણ જે કર્તાએ ગોઠવ્યું છે તેની પૃષ્ઠભૂ પર વસ્તુપાળ 'માળવાના અર્જુનવર્માને તથા ગુજરાતના મંડલેશ્વરોને આપેલ પરાજયની વાત પણ કથામાં ઠીક જગ્યા રોકે છે. વીરમદેવ અને ઘોઘલા ભીલનું અર્જુનદેવને પકડી જઈ માળવાના અર્જુનવર્માને સોંપવાનું કાવતરું કથાના અંતભાગને વાર્તારસ પૂરો પાડે છે. કથાના અંતમાં અર્જુન પાછો ગુજરાતને સોંપાતો બતાવાય છે અને એમ એના નામની ત્રીજી નવલકથા માટે શ્રી આચાર્ય જોગવાઈ કરે છે.

કથાના નામ પરથી એના નાયક લાગતા વિશલદેવ અને તેના ભાઈ-ભત્રીજાની નાસભાગ ને કથાના પૂર્વાર્ધમાંની પરેશાની, ડભોઈના બ્રાહ્મણોએ અને કથામાં કેટલેક વખત તો નાયકનો પાઠ કર્તાએ જેને આપ્યો છે એ વચ્છ ત્રવાડીએ એમના ઉગારા માટે કરેલી જાનફેસાની, વસ્તુપાળનું સહસા પરિવર્તન, અર્જુનના રક્ષણ માટે વચ્છ ત્રવાડીની તથા એને પકડી જવા માટે ઘોઘલા ભીલની મહેનત ને કરામત, વચ્છ ત્રવાડી તથા ઘોઘલા ભીલનાં બળ-કળની વાત—આ બધું રોમાંચક કોટિનું છે એમ કહેવામાં એની મર્યાદા પણ સૂચવાઈ જાય છે. વીરમદેવ અને મંત્રી વસ્તુપાળ અસહાય રાજચોરોને પકડવા પોતે થઈને સૈનિકો સાથે તેમનો પીછો કરે એ સબંધમાં તો એમ લાગે છે કે



મુનશીએ ખેંગારને પાટણમાં લાવવાનું ગોઠવ્યું ત્યારથી ગુજરાતના ઐતિહાસિક નવલકથાના લેખકોએ એવાં કામ રાજાઓને ને મંત્રીઓને સોંપવા માંડ્યાં છે, પાછળથી એમના રાજકાજનું ગમે છે થાય! કથામાં વચ્ચે ત્રવાડીનું પાત્ર અને એનું કામ આવી કથાના ચાહકોને આકર્ષક લાગે તેવું છે. મુનશીએ કાકને પાટણની પોતાની કથાઓમાં ચમકાવ્યો ત્યારપછી એવા બ્રાહ્મણવીરોને પોતાની ઐતિહાસિક નવલકથાઓમાં ચમકાવવાનું 'ધૂમકેતુ' જેવાએ કર્યું છે તે પ્રણાલીનું પછોપું આ કથા પણ આ રીતે રાખે છે. ગુજરાતની કુંવરી અને માળવાની રાણી જયશ્રી પણ નવલકથામાં પાછળના ભાગમાં નાનું પણ મહત્ત્વનું પાત્ર બને છે.

**જાહ્નવી :**

[ લે૦ પ્ર૦ નાથાલાલ દવે; વિક્રેતા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી માર્ગ, અમદાવાદ; મૂલ્ય, અઢી રૂપિયા ]

અઢાર વર્ષ પૂર્વે 'કાલિન્દી' કાવ્યસંગ્રહ સાથે ગુજરાતના કાવ્યરસિકો સમક્ષ ઉપસ્થિત થઈ ધ્યાન ખેંચનાર શ્રી નાથાલાલ દવેની ત્યારથી આજસુધી આત્મતુષ્ટ્યર્થે લગભગ સતત જેવી ચાલેલી કાવ્યોપાસના વચગાળામાં 'સ્વાતંત્ર્ય પ્રભાત' અને 'મહેનતનાં ગીત' જેવી પુસ્તિકાઓરૂપે પ્રગટ થઈ હતી તેમ આ સંગ્રહ દ્વારા મૂર્ત થાય છે. 'કાલિન્દી' જેમ 'જાહ્નવી' એવું આ સંગ્રહનું ભારતવર્ષની પવિત્ર નદીના નામ પરથી કરેલું નામકરણ કવિના ચીના દીવા પરના કાવ્યની જેમ એમની માંગલ્ય ભાવના અને રસિકતા સૂચવે છે.

સંગ્રહમાં કુલ ૧૧૮ કાવ્યરચનાએ સમાવાઈ છે. એમાં છંદોબદ્ધ કાવ્યો નથી એમ નહિ પણ તે સંખ્યામાં ઘણાં ઓછાં છે, અને ગીતોનું બાહુલ્ય વિશેષ જણાય છે. પોતાના ગીતસર્જન વિશે કવિ લખે છે: 'ગીત કેમ રચાય છે એ મારે મારે એક વિસ્મયભર્યો અનુભવ રહ્યો છે. ત્યારે અંતરની સૃષ્ટિ જાણે કે ચાંદની જેવી અસ્પષ્ટ, વર્ષાના પવન જેવી સ્નિગ્ધ, ઇન્દ્રધનુ જેવી સુકોમળ હોય છે. મનની માટી ભાવથી ભીની થાય છે. તેમાં ક્યાંકથી સૂર આવે છે, વિચારનો અંકુર ફૂટે છે ને પંક્તિઓ વિકસવા લાગે છે. મોતી જેવો કંઈક મનોરમ ઘાટ સરજાય છે. જે કહેવાનું હોય છે તેને શબ્દદેહ મળી જતાં ગીત સમાપ્ત થાય છે. મન તૃપ્તિ અનુભવે છે.' થોડીક કવિતાઈ વાણીમાં કવિ ગીતસર્જન વિશેના પોતાના અનુભવની વાત કરવાને વિષે ગીત-સર્જનની પ્રક્રિયા કહી નાખતા લાગે છે. એમાં સૉનેટની પેઠે ગીતને 'અંતરોર્મિ કે વિચારની અભિવ્યક્તિ માટે' અનુકૂળ કાવ્યપ્રકાર કહી, સૉનેટ પછી ગીતોની રચના ભણી આપણે ત્યાં પ્રવર્તેલા વલણમાં એમણે પોતે પણ ઝુકાવ્યું એની સૈદ્ધાન્તિક ભૂમિકા બાંધી આપવાનું એમણે કર્યું છે.

ગીતકવિ તરીકે શ્રી. નાથાલાલ દવેની છાપ સહૃદયોના ચિત્ત પર એકંદરે સારી પડશે. એમની આવી કવિતામાં એમણે પ્રકૃતિ, પ્રણય અને અધ્યાત્મને ગાનવિષય તરીકે પસંદ કરીને પોતાનાં સૌંદર્યરસિકતા, સંવેદનશીલતા અને સાચા કવિહૃદયને પ્રગટ કર્યાં છે એમ કહેવાય. 'શ્રાવણ,' 'શરદરાત,' 'પૂનમરાત,' 'વેણુ,' 'વૈશાખ,' 'ઘેરાયાં ગગન' જેવાં પ્રકૃતિ-ગીતો; 'એક રાત,' 'ફરી તારી પ્રીત!', 'મિલન,' 'વિદાય,' વગેરે જેવાં પ્રણયગીતો; અને 'પ્રભાત,' 'મુરલી,' 'પિંજર,' 'બદલે દુનિયા મારી' જેવાં ઊર્ધ્વતર ઝંખનાને વ્યક્ત કરતાં ગીતો આ સંગ્રહની આસ્વાદ્ય સામગ્રી છે.

સંગ્રહની બીજી કાવ્યસામગ્રીમાંની 'રાણાના રાજ્યમાં,' 'વિચારપરિવર્તન,' અને 'કાગળ અને અમલદાર' જેવી કેટલીક શ્રી નાથાલાલની મરક મરક હસતી વિનોદ રસિકતાની તો બીજી ઘણી એમની સામાજિક-રાષ્ટ્રીય જાગરૂકતાની નીપજ છે. સ્વરાજ્ય, રાષ્ટ્રના નવઘડતરનો પુરુષાર્થ, વિનોબાજીની દાન-યજ્ઞ-ભાવના અને સર્વોદયની ફિલસૂફી—આ બધાંને કવિનું ઉષ્માભર્યું માનસિક અનુમોદન કેવું મળ્યું છે તે, તે તે વિષયને કવનવિષય બનાવતી એમની રચનાઓ દેખાડી આપે છે. 'રાષ્ટ્રજીવનને પગલે પગલે' અને 'નવનિર્માણ' નામના બે વિભાગની બધી મળીને ૩૨



★

'ઊર્મિ–નવરચના' અગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામા સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો આ નં. અને આપનુ પૂરુ સરનામું લખવુ ક્યારેય ભૂલશો નહિ



અવશેષો અને ખંડેરોમાંથી સંભળાતા જીવતરના ધબકારમાં પણ



ઉજાસની એંધાણી

માટે જ્યારે વિકાસશીલ માનવ પ્રેરિત થાય છે
ત્યારે તેને સાંપડે છે સંધ્યાની સુરખિ



અને મેઘધનુના
સપ્તરંગી કલરવો




અને



રંગીન ઉષાનાં પ્રેરક
તેજ–કિરણો મેળવવા
સાહિત્યની ઓથ શોધે.
એવું સાહિત્ય મેળવવા



ગુજરાતની જૂની અને જાણીતી સંસ્થાનો સંપર્ક સાધો

# સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ